પ્રકાશક
**જયંતીલાલ ચુનીલાલ શાહ**
મંત્રી, **શ્રી સાગર ગચ્છ જૈન ઉપાશ્રય**
પટોળિયા પોળ
**વડોદરા (ગુજરાત)**





વીર નિ. સં. ૨૪૯૫ . વિક્રમ સંવત ૨૦૨૫, માહ : ઈ. સ. ૧૯૬૯, ફેબ્રુઆરી



**સંપાદકો**
સ્વ. પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી મહારાજ
ભોગીલાલ જ. સાંડેસરા
ઉમાકાંત પ્રેમાનંદ શાહ
કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા
રતિલાલ દીપચંદ દેસાઈ



કિંમત : પંદર રૂપિયા



મુદ્રક : [illegible]
જયંતિલાલ ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ
ઘેલાભાઈની વાડી
અમદાવાદ

सुअदेवया भगवई
नाणावरणीयकम्मसंघायं ।
तेसिं खवेउ सययं
जेसिं सुअसायरे भत्ती ॥

# ગુરુભક્તિનો વિરલ અવસર

## ( પ્રકાશકીય નિવેદન )



પરમ પૂજ્ય આગમપ્રભાકર મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનું વિ. સં ૨૦૨૪નું ચોમાસું, વડોદરા શ્રીસંઘની વિનતિથી, વડોદરામાં થયું; જોગાનુજોગ એમના દીક્ષિત જીવનનું એ સાઠમુ ચોમાસું હતું. તેથી મહારાજશ્રીના દીક્ષાપર્યાયની ષષ્ટિપૂર્તિનો સમારંભ ઊજવવાનું બહુમાન અને ગૌરવ અનાયાસે વડોદરાના શ્રીસંઘને મળ્યું, એને અમે અમારા શ્રીસંઘનું સદ્‌ભાગ્ય માનીએ છીએ પૂજ્ય આગમપ્રભાકરજી મહારાજના આ ચતુર્માસના અને દીક્ષાપર્યાય-ષષ્ટિપૂર્તિના ધર્મોત્સવના કાયમી સંભારણારૂપે "જ્ઞાનાંજલિ" ગ્રંથ પ્રગટ થઈ રહ્યો છે એનો અમને ખૂબ આહ્લાદ છે આ ગ્રંથ પૂજ્ય મહારાજશ્રીની આજીવન, અખંડ અને નિષ્ઠાભરી જ્ઞાનોપાસનાનું અને શ્રીસંઘની અને દેશ-વિદેશના વિદ્વાનોની તેઓશ્રી પ્રત્યેની બહુમાનભરી ભક્તિનુ સુભગ દર્શન કરવામાં ઉપયોગી થઈ શકશે, એમાં શંકા નથી જ્ઞાનીનુ બહુમાન આવા એક ઉપયોગી ગ્રંથના પ્રકાશનથી અમે કરી શકીએ છીએ એનો અમને ખૂબ સંતોષ છે.

આ ધર્મોત્સવના એક બીજા કાયમી સભારણાનો પણ અહીં ટૂકમાં નિર્દેશ કરવો અવસરપ્રાપ્ત છે. સુપ્રસિદ્ધ શ્રી મહાવીર જૈન વિદ્યાલયે, પૂજ્ય પુણ્યવિજયજી મહારાજની રાહબરી નીચે, મૂળબધાં આગમસૂત્રોની સુસંશોધિત-સુસંપાદિત આવૃત્તિ પ્રગટ કરવાની મોટી યોજના હાથ ધરી છે. આ યોજના પ્રમાણે પન્નવણાસૂત્ર બે ભાગમા પ્રકાશિત થવાનુ છે, અને એનો પહેલો ભાગ તૈયાર થઈ ગયો છે એ ગ્રથનું પ્રકાશન પણ દીક્ષાપર્યાય-ષષ્ટિપૂર્તિના ધર્મોત્સવ પ્રસંગે થશે, અને આ ગ્રથ નિમિત્તે, આગમ પ્રકાશનની યોજનામા પોતાના નમ્ર ફાળારૂપે, વડોદરાના શ્રીસંઘ તરફથી, શ્રી મહાવીર જૈન વિદ્યાલયને તેત્રીસ હજાર રૂપિયા અર્પણ કરવામાં આવશે જ્ઞાની ગુરુદેવની ભક્તિનો આવો અદનો અવસર અમને મળ્યો, એ અમારા માટે—વડોદરાના શ્રીસંઘને માટે—એક અવિસ્મરણીય ધન્ય અવસર છે.

પૂજ્ય મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજના દીક્ષાપર્યાયની ષષ્ટિપૂર્તિનો આ પ્રસંગ, વડોદરાનો શ્રીસંઘ, એક આજીવન જ્ઞાનોપાસક ગુરુવર્યનું યથાર્થ બહુમાન કરી શકાય એ રીતે, યત્કિંચિત્ જ્ઞાનભક્તિરૂપે ઊજવી શક્યો તે બે કારણે હોય એમ લાગે છે એક તો પૂજ્ય મહારાજશ્રી વડોદરામા હોય કે બહાર, એમનો વડોદરાના શ્રીસંઘ સાથે ધર્મસબંધ ચાલુ જ હોય છે; વડોદરાનો શ્રીસંઘ પણ તેઓ પ્રત્યે ખૂબ આદર અને ભક્તિ ધરાવે છે; અને વિ સ ૨૦૦૩ અને ૨૦૦૪નાં બે ચોમાસાં વડોદરામાં કર્યા બાદ પૂરાં વીસ વર્ષે મહારાજશ્રીએ ગયુ (વિ સ. ૨૦૨૪નુ) ચોમાસુ વડોદરામાં

કર્યું હતું, એટલે અમારા શ્રીસંઘમાં ખૂબ ઉત્સાહ પ્રવર્તતો હતો; અને આબાલ-ગોપાલ સૌકોઈની એવી હાર્દિક ભાવના હતી કે આવા ઉત્તમ અવસરનો યથાશક્તિ લાભ લઈ લેવો, અને મહારાજશ્રીના આ ચતુર્માસની પવિત્ર સ્મૃતિરૂપે, મહારાજશ્રીને પસંદ હોય એવું કંઈક પણ ધર્મ–જ્ઞાન–પ્રભાવનાનું કાર્ય કરવું

આ પ્રસંગ આ રીતે જ્ઞાનભક્તિરૂપે ઊજવાય છે, તેનું બીજું કારણ વડોદરાના શ્રીસંઘને એના પૂજ્ય ગુરુવર્યો તરફથી મળેલા જ્ઞાનભક્તિના સુસંસ્કાર છે યુગદ્રષ્ટા પરમ પૂજ્ય આચાર્ય શ્રી વિજય-વલ્લભસૂરીશ્વરજી મહારાજ, સાધુતા અને સમતાની મૂર્તિ પરમ પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા પ્રશાંતમૂર્તિ પરમ પૂજ્ય શ્રી હંસવિજયજી મહારાજ—એ ત્રણે મહાપુરુષો વડોદરાની વિભૂતિઓ છે ઉપરાંત, પરમ પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્યરત્ન પરમ પૂજ્ય મુનિ-રાજ શ્રી ચતુરવિજયજી મહારાજનું વતન વડોદરાની નજીકનું છાણી ગામ છે અને પરમપૂજ્ય ચતુર-વિજયજી મહારાજના શિષ્યરત્ન આગમપ્રભાકર પરમ પૂજ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનું વતન કપડવંજ હોવા છતાં, પોતાના વડીલોના વડોદરા સાથેના ઘનિષ્ઠ સંબંધને કારણે, પાટણ અને અમદાવાદની જેમ, વડોદરા પણ એમની કર્મભૂમિ રહ્યું છે આ પાંચે સાધુપુરુષોએ શ્રીસંઘમાં એક યા બીજા રૂપે જ્ઞાનગંગાને પ્રવાહિત કરવાનું ભગીરથ કાર્ય કર્યું છે. અને પૂજ્ય પુણ્યવિજયજી મહા-રાજ આજે, ૭૩-૭૪ વર્ષની વૃદ્ધ ઉંમરે પણ, ઊંઘ અને આરામને ભૂલીને, એ જ ઉત્સાહ અને ખંતથી, એ ભગીરથ કાર્યને આગળ વધારી રહ્યા છે વળી, જે વર્ષમાં પૂજ્ય આગમપ્રભાકરજી મહા-રાજનો જન્મ અને પરમ પૂજ્ય આચાર્યપ્રવર શ્રી આત્મારામજી (વિજયાનંદસૂરીશ્વરજી) મહારાજનો સ્વર્ગવાસ થયો તે જ વર્ષમાં, વિ. સં. ૧૯૫૨માં, પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજની પ્રેરણાથી, વડોદરાના શ્રીસંઘે શ્રી આત્મારામજી જૈન જ્ઞાનમંદિરની સ્થાપના કરી હતી, અને તે બાદ પચીસેક વર્ષ પછી તેઓશ્રીની પ્રેરણાથી છાણીમાં શ્રી છાણી જૈન જ્ઞાનભંડારની સ્થાપના કરવામાં આવી હતી. વળી, ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાના દેશ-વિદેશમાં વિખ્યાત બનેલ જૈન સાહિત્યના અમૂલ્ય ગ્રંથોના સંપાદન-સંશોધનનું મહાન અને આદર્શ કાર્ય મુખ્યત્વે પૂજ્ય ચતુર-વિજયજી મહારાજ તથા પૂજ્ય પુણ્યવિજયજી મહારાજની ગુરુ–શિષ્યની જોડીના અવિરત પરિશ્રમ અને મર્મસ્પર્શી વિદ્વત્તાને જ આભારી છે આ રીતે આ પાંચ જ્ઞાની અને જ્ઞાનપ્રભાવનાનિરત ગુરુવર્યોના (તેમ જ એમના સમુદાયના અન્ય મુનિવરોના પણ) સત્સમાગમને કારણે વડોદરા શ્રીસંઘને જ્ઞાનની ભક્તિ અને જ્ઞાનની પ્રભાવના કરવાના જે સંસ્કારો મળ્યા, તે પણ દીક્ષાપર્યાયષષ્ટિપૂર્તિના પ્રસંગની આવી જ્ઞાનભક્તિરૂપ ઉજવણી કરવામાં સારું એવું નિમિત્ત બન્યા છે

અહીં એ વાતની નોંધ કરતાં આનંદ થાય છે કે કોઈ પણ જાતની પદવી સ્વીકારવાનો સદંતર ઇનકાર કરતા પૂજ્ય પુણ્યવિજયજી મહારાજને, વિ સં. ૨૦૧૦માં, પૂ પં શ્રી ચંદનવિજયજી તથા સ્વ પૂ. પં શ્રી રમણીકવિજયજીની પંન્યાસ પદવીના સમારંભમાં, વડોદરાના શ્રીસંઘે ‘આગમપ્રભા-કર’નું બિરુદ અર્પણ કર્યું ત્યારે તેઓએ એનો મૌનભાવે સ્વીકાર કર્યો, તે તેઓશ્રીની વડોદરા શ્રી-સંઘ પ્રત્યેની ધર્મસ્નેહભરી મમતાનું જ સુપરિણામ છે આવા જ્ઞાનમૂર્તિ અને મમતાળુ ધર્મગુરુની અલ્પસ્વલ્પ ભક્તિ કરવાનો અમને અવસર મળ્યો તેથી અમે એક પ્રકારની કૃતકૃત્યતા અનુભવીએ છીએ અને પૂજ્ય મહારાજશ્રીને ભાવપૂર્વક વંદન કરીએ છીએ

‘જ્ઞાનાંજલિ’ ગ્રંથનું પ્રકાશન પૂજ્યપાદ મહારાજશ્રી પ્રત્યે અનન્ય અને અંતરની ભક્તિ ધરાવતા સંપાદક–મંડળના સભ્યોને જ આભારી છે બહુ જ ટૂંકા સમયમાં પૂજ્ય મહારાજશ્રીના લખાણોનો

સંગ્રહ કરવો, એમાંથી પ્રકાશનક્ષમ લખાણોની પસંદગી કરવી, એમાંથી કેટલાંક લખાણોની નકલો કરાવવી, મહારાજશ્રીનાં નામ અને કામથી પરિચિત મહાનુભાવો અને વિદ્વાનો પાસેથી મહારાજશ્રી અંગેનાં લખાણો મંગાવવાં અને એ બધાનું ઝડપથી સુઘડ મુદ્રણ કરાવીને ગ્રંથને સમયસર તૈયાર કરી આપવો—એ કેવળ પૈસાથી નહીં પણ નિર્વ્યાજ ભક્તિથી જ થઈ શકે એવું કાર્ય છે આ માટે અમે સંપાદક-મંડળીના સભ્યોના ખૂબ આભારી છીએ

આ ગ્રંથના સંપાદક-મંડળ તરફની અમારી કૃતજ્ઞતાની લાગણી પ્રગટ કરતી વખતે એક વાતની નોંધ લેતાં ચિત્ત ભારે આઘાત અને વિષાદની લાગણીથી ભરાઈ જાય છે: સંપાદક-મંડળીના મોવડી, સંપાદક મિત્રોના પ્રેરણાસ્થાન અને દીક્ષાપર્યાયષષ્ટિપૂર્તિના સમારોહના પ્રેરક અને પ્રાણ પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજી મહારાજ આજે હયાત નથી! ગઈ મેરુ તેરસના દિવસે, પરોઢિયે સવા પાંચ વાગે, છાણી મુકામે, પૂજ્ય આગમપ્રભાકરજી મહારાજના સાનિધ્યમાં, પ્રતિક્રમણ કરતાં કરતાં તેઓ સ્વર્ગવાસ પામ્યા! આ ગ્રંથના પ્રકાશન વખતે અને આ ધર્મોત્સવ વખતે હાજર હોત તો તેઓ કેવા રાજી થાત! અને આપણને પણ કેવો હર્ષ થાત! પણ આપણું એવું સદ્ભાગ્ય નહીં હોય! આમ છતાં આપણે એટલું આશ્વાસન જરૂર લઈ શકીએ કે, અનેક સુકૃતોથી અને ધર્મની આરાધનાથી પોતાના જીવનને કૃતાર્થ બનાવી જનાર એ મુનિવર 'જ્ઞાનાંજલિ' ગ્રંથરૂપે આપણી સાથે જ છે! 'જ્ઞાનાંજલિ' ગ્રંથ એ એમની પ્રેરણા અને પૂજ્ય આગમપ્રભાકરજી મહારાજ પ્રત્યેની ઊંડી ભક્તિનું જ ફળ છે એ સ્વર્ગવાસી મુનિવરને અમારી ભાવભરી અનેકાનેક વંદના હો!

સરસ્વતીની સાથે લક્ષ્મીનો સુમેળ થાય તો જ જ્ઞાનભક્તિની ભાવના મૂર્તરૂપ ધારણ કરી શકે. આ ગ્રંથના પ્રકાશનના ખર્ચને પહોંચી વળવા માટે નીચે મુજબ રૂા ૯,૧૧૩)ની સહાય મળી છે:—

રૂા ૪૧૦૧) શ્રી સાગર ગચ્છ જૈન ઉપાશ્રય, પટોલિયા પોળ, વડોદરા તરફથી, હસ્તે ઉપાશ્રયના મંત્રી શ્રી જયંતીલાલ ચુનીલાલ શાહ

રૂા ૫૦૧૨) પૂજ્ય આગમપ્રભાકરજી મહારાજને મુંબઈ ચોમાસા માટે વિનતિ કરવા વડોદરા પધારેલા સદ્ગૃહસ્થો તરફથી, પૂ પં શ્રી રમણીકવિજયજી મહારાજની પ્રેરણાથી, નીચેની વિગતે.—

| | |
|---|---|
| ૫૦૧) શ્રી ફૂલચંદભાઈ શામજીભાઈ | ૫૦૧) શ્રી જયંતીલાલ રતનચંદ શાહ |
| ૫૦૧) શ્રી પોપટલાલ ભીખાભાઈ ઝવેરી | ૫૦૧) શ્રી સારાભાઈ લક્ષ્મીચંદ ઝવેરી |
| ૫૦૧) શ્રી રતનચંદજી રીખવચંદજી | ૨૫૧) શ્રી ખાંતિલાલ લાલચંદ |
| ૫૦૧) શ્રી ચંદુલાલજી ખુશાલચંદજી | ૨૫૧) શ્રી રસિકલાલ ભોગીલાલ ઝવેરી |
| ૫૦૧) શ્રી જયંતીલાલ મણિલાલ શાહ | ૨૫૧) શ્રી જેસિંગભાઈ લલ્લુભાઈ ઝવેરી |
| ૫૦૧) શ્રી ખીમજીભાઈ હેમરાજ છેડા | ૨૫૧) શ્રી લક્ષ્મીચંદ દુલભજી |

આ રીતે ગુરુની અને જ્ઞાનની ભક્તિમાં પોતાનો સક્રિય ફાળો આપનાર આ સર્વ મહાનુભાવોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

દીક્ષાપર્યાયષષ્ટિપૂર્તિની આ પ્રકારની ઉજવણી કરવાની યોજનાને સફળ બનાવવામાં તેમ જ પૂજ્ય આગમપ્રભાકરજીનું ચોમાસું વડોદરામાં થાય એ માટે અમારા શ્રીસંઘને પ્રયત્નશીલ કરવામાં પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રોદયવિજયજી મહારાજે જે પ્રેરણા આપી છે અને જે અવિરત મહેનત ઉઠાવી છે, તેને લીધે જ આ બધું શક્ય બન્યું છે. આ માટે અમે તેઓનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે

વયોવૃદ્ધ પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી નેમવિજયજી મહારાજ તથા પૂજ્ય પંન્યાસ શ્રી ચંદનવિજયજી મહારાજ તરફથી પણ અમને આ કાર્યમાં પ્રોત્સાહન મળતું રહ્યું છે, અને પૂજ્ય પુણ્યવિજયજી મહારાજ ચોમાસા માટે વડોદરા પધાર્યા તેમા તેઓ પણ નિમિત્ત છે, એટલે આ પ્રસંગે અમે તેઓનો પણ આભાર માનીએ છીએ

આ ગ્રંથ આટલા ટૂંકા સમયમાં તૈયાર થઈ શક્યો, એમાં અમદાવાદના પ્રેસોનો સાથ કંઈ ઓછા ધન્યવાદને પાત્ર નથી શારદા મુદ્રણાલયે તો આ દિવસોમાં પોતાની સમગ્ર સાધન-સામગ્રી અને શક્તિ જાણે આ ગ્રંથ પાછળ જ લગાવી હતી આ માટે અમે એ પ્રેસના સંચાલકો—માલિકો અને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સ્વર્ગસ્થ માલિકો શ્રી શંભુભાઈ તથા શ્રી ગોવિંદભાઈના અનુગામીઓ ભાઈ કાંતિલાલ ગોવિંદલાલ શાહ તથા ભાઈ ઠાકોરલાલ ગોવિંદલાલ શાહને ધન્યવાદ આપીએ છીએ

ઉપરાંત વસંત પ્રિન્ટિંગ પ્રેસ અને એના મુખ્ય સંચાલક શ્રી જયંતિલાલ દલાલને, એનું કવર ડિઝાઈન દોરી આપવા બદલ ચિત્રકાર શ્રી રજનીભાઈ વ્યાસને અને ટૂંક સમયમાં પુસ્તકનુ બાઇન્ડિંગ કરી આપવા બદલ સાભારે એન્ડ બ્રધર્સને પણ ધન્યવાદ આપીએ છીએ

આ 'જ્ઞાનાંજલિ' ગ્રંથનું પ્રકાશન થતાં પૂજ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનાં છૂટાંછવાયા અનેક લખાણો ગ્રંથસ્થ થઈ શક્યાં એ જોઈને, જાણે મહારાજશ્રીનાં લખાણો ગ્રંથસ્થ થઈને સૌને માટે સુલભ બને એવા અનેક વિદ્યાપ્રેમીઓ અને મહારાજશ્રીના અનુરાગીઓના મનોરથો સફળ કરવાના અમે એક નમ્ર નિમિત્ત બન્યા હોઈએ, એવી હર્ષોલ્લાસની લાગણી આ પ્રસંગે અનુભવીએ છીએ; અને આટલા પ્રાસંગિક નિવેદન સાથે આ ગ્રંથ શ્રીસંઘના કરકમલમાં ભેટ ધરીએ છીએ. ૐ શાંતિ:, શુભં ભવતુ !

પટોળિયા પોળ, વડોદરા
વિ. સં. ૨૦૨૫, વસંતપંચમી
તા. ૨૨-૧-૧૯૬૯, બુધવાર

ગુણાનુરાગી
**વાડીલાલ મગનલાલ વૈદ્ય**
પ્રમુખ
સાગરગચ્છ જૈન ઉપાશ્રય
કાર્યવાહક કમિટીની વતી

# સંપાદકીય નિવેદન



ગઈ દિવાળી પહેલાંની વાત છે. વડોદરાના જ્ઞાનભક્તિપરાયણ શ્રીસંઘના ભાવનાશીલ આગેવાનોમાં એક શુભ વિચાર જાગ્યો હતો : પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ વીસે વર્ષે વડોદરામાં ચાતુર્માસ રહ્યા છે, તો એમના આ ચાતુર્માસ નિમિત્તે કંઈક એવું કામ કરવું જોઈએ કે જે એમના પ્રત્યેની આપણી ભક્તિનું પ્રતીક બની રહે, સાથે સાથે એમની સાહિત્યોદ્ધારની પ્રવૃત્તિને અનુરૂપ તેમ જ સહાયરૂપ પણ હોય આવો ઉત્સવ યોજવા માટે કોઈ સુયોગ્ય નિમિત્તનો વિચાર કરતાં પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી મહારાજ તથા પૂજ્ય મુનિ શ્રી ચંદ્રોદયવિજયજી મહારાજે તેઓને સૂચવ્યું કે વિ સં ૨૦૨૫ના માહ વદિ પાંચમને દિવસે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજને દીક્ષા લીધાં ૬૦ વર્ષ પૂરાં થાય છે. એ નિમિત્તે શ્રીસંઘ ઇચ્છે તો મહારાજશ્રીના દીક્ષાપર્યાયની ષષ્ટિપૂર્તિનો સમારોહ યોજી શકે આ સમારોહ મહારાજશ્રીની આજીવન જ્ઞાનોદ્ધારની સત્પ્રવૃત્તિને અનુરૂપ હોય.

શ્રીસંઘે આ વિચારને સહર્ષ વધાવી લીધો. આ માટે શો કાર્યક્રમ યોજવો એની વિચારણા ચાલી પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજીની આજ્ઞાથી અમે બધા તેઓશ્રીના સાંનિધ્યમાં ભેગા થયા; આ વખતે વડોદરા સંઘના કાર્યકર અને અમારા સ્નેહી શ્રી વાડીભાઈ વૈદ્ય, શ્રી રસિકલાલ છગનલાલ શાહ વગેરે પણ હાજર હતા પહેલો વિચાર એ આવ્યો કે આ પ્રસંગ નિમિત્તે જુદા જુદા વિદ્વાનોના અભ્યાસપૂર્ણ લેખોથી સમૃદ્ધ એક અભિનંદન ગ્રંથ પ્રગટ કરવો. પણ છેવટે સવિસ્તર વિચારણાને અંતે પૂજ્ય મહારાજશ્રીનાં જુદા જુદા ગ્રંથોના ઉપોદ્ઘાતરૂપે કે જુદાં જુદાં સામયિકોમાં લેખરૂપે છપાયેલા છૂટાંછવાયાં લખાણોને તેમ જ મહારાજશ્રી પ્રત્યેની ભક્તિ અને બહુમાનની લાગણી દર્શાવતાં વિદ્વાનો અને અન્ય વ્યક્તિઓનાં લખાણોને સમાવી લેતો એક અભિવાદન ગ્રંથ 'જ્ઞાનાંજલિ' નામથી પ્રગટ કરવો, એ પ્રમાણે નિર્ણય લેવામાં આવ્યો મતલબ કે મહારાજશ્રીનાં પોતાનાં લખાણો અને મહારાજશ્રી અંગેના બીજાઓનાં લખાણોનો સંગ્રહ, એ 'જ્ઞાનાંજલિ' ગ્રંથની મર્યાદા આંકવામાં આવી; અને એ જ વખતે એક સંપાદક-મંડળ રચવામાં આવ્યું અમારી વિનંતિથી પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી મહારાજે સંપાદક-મંડળના વડીલ સ્થાને રહેવાનું મંજૂર રાખ્યું. અને સમય મર્યાદિત હતો અને કામ ઘણું હતું એટલે તરત જ તેઓની વાત્સલ્યસભરી પ્રેરણા નીચે કામની શરૂઆત કરી દેવામાં આવી સમારંભની તિથિ પણ પૂ મહારાજશ્રીની દીક્ષાતિથિ માહ વદિ પાંચમ અને તે પછીના બે દિવસ નક્કી કરવામાં આવ્યા.

લખાણો એકત્ર કરવાં, એમાંથી ગ્રંથસ્થ કરવા યોગ્ય લખાણોની વરણી કરવી, કેટલાંક લખાણોની નકલ કરાવવી, પૂ. મહારાજશ્રી અંગેના વિદ્વાનો અને બીજાઓના લેખો એકત્ર કરવા, અને એ બધાંની સંકલના કરીને ૫૦૦-૬૦૦ પાનાંનો ગ્રંથ છપાવીને સમયસર તૈયાર કરવો—આ બધાં માટે સમય ઓછો હતો, અમારી શક્તિઓની પણ મર્યાદા હતી, છતાં પૂજ્ય મહારાજશ્રી પ્રત્યેની અમારી ભક્તિ અને પૂજ્ય પંન્યાસ શ્રી રમણીકવિજયજી મહારાજ તરફથી સતત મળતાં રહેલ હૈતભર્યાં પ્રોત્સાહન અને પ્રેરણા અમારામાં નિરંતર બળ પૂરતાં રહ્યાં છે; ઉપરાંત, અમને દરેક વ્યક્તિ તરફથી મોંમાગી મદદ પણ મળતી રહી છે એને પ્રતાપે અમે 'જ્ઞાનાંજલિ' ગ્રંથને સમયસર પૂરો કરી શક્યા છીએ આ છે આ ગ્રંથની નાની સરખી જન્મકથા.

પૂજ્ય મહારાજશ્રીની સર્વસ્પર્શી, મર્મગ્રાહી અને પારગામી વિદ્વત્તાનો ખ્યાલ એમનાં સંપાદનો, લખાણો કે એમની સાથેની જ્ઞાનચર્ચાથી, અને એમના સંયમપૂત, ઉદાર અને સમભાવસભર વ્યક્તિત્વનો ખ્યાલ એમના થોડાક સંપર્કથી પણ આવી શકે એમ છે વળી, તેઓશ્રીની જ્ઞાનગરિમાનું, તેઓશ્રીના વિશિષ્ટ વ્યક્તિત્વનું અને વિદ્વાનો અને ઇતર વર્ગના એમના પ્રત્યેના ભક્તિભાવનું સુભગ દર્શન આ ગ્રંથમાંથી પણ લાધી શકે એમ છે. એટલે તેઓશ્રીના પાંડિત્ય, વ્યક્તિત્વ કે આ ગ્રંથની સામગ્રી અંગે અમારે કંઈ કહેવાનું છે જ નહીં. આ ગ્રંથમાં સંગ્રહાયેલી સાહિત્યસામગ્રી પોતે જ પોતાની વાત કહે, એ જ બરાબર છે

આ ગ્રંથને અનુલક્ષીને અમારે જે કંઈ કહેવાનું છે, તે કેવળ એના સંપાદન અંગે જ કહેવાનું છે, જે મુખ્યત્વે આ પ્રમાણે છે :

(૧) મહારાજશ્રીનાં બધાં લખાણો એકત્ર કરવા અમે યથાશક્ય પ્રયત્ન કર્યો છે, છતાં કોઈ લખાણ અમારા ધ્યાન બહાર રહી ગયું હોય એવું બનવા જોગ છે આવું કોઈ મહત્ત્વનું લખાણ રહી ગયાનું જેઓના ખ્યાલમાં આવે, તેઓ એની માહિતી આ ગ્રંથનું પ્રકાશન કરનાર સંસ્થા ઉપર લખી મોકલવાની કૃપા કરે

(૨) એકત્ર કરેલ લખાણોમાંથી જે લખાણો અમને ગ્રંથસ્થ કરવા યોગ્ય એટલે સ્થાયી ઉપયોગિતા અને ગુણવત્તાવાળાં લાગ્યાં તે લખાણોને જ મુખ્યત્વે 'જ્ઞાનાંજલિ'માં પુનર્મુદ્રિત કરીને સંગ્રહી લેવામાં આવ્યાં છે

(૩) આ લખાણોના પુનર્મુદ્રણ સમયે જે બાબતો વધારે પડતી પ્રાસંગિક લાગી અથવા તો જેને કમી કરવાથી મુખ્ય વસ્તુને સમજવામાં કશી ખામી આવે એમ ન લાગ્યું, એવી કેટલીક બાબતો કમી કરવામાં આવી છે, અને કેટલેક સ્થાને એની નોંધ પણ મૂકવામાં આવી છે. જોકે આવો સંક્ષેપ બહુ જ ઓછે સ્થળોએ કરવામાં આવ્યો છે, છતાં જેઓને એ અંગે જિજ્ઞાસા થાય તેઓ એ મૂળ લખાણ જોઈ શકે છે; કારણ કે કયું લખાણ ક્યાંથી લેવામાં આવ્યું છે, એનો સ્થળનિર્દેશ દરેક લખાણને અંતે આપવામાં આવ્યો છે આ લખાણોમાંનાં કેટલાંક લખાણો કોઈ વિશિષ્ટ પ્રસંગે મહારાજશ્રીએ કરેલ પ્રવચનરૂપ પણ છે.

(૪) પુનર્મુદ્રણ સમયે આ લખાણોમાં કોઈ અશુદ્ધિ રહેવા ન પામે તે માટે પૂરેપૂરી ચોકસાઈ રાખવા છતાં એમાં ભૂલ કે અશુદ્ધિ રહી જવાનો સંભવ નકારી શકાય નહીં તેમાંય છાપકામ ઝડપથી કરવાનું હોય ત્યાં આવી સંભાવના વિશેષ ગણાય. આ અંગે અમારે આ ગ્રંથના વાચકો તથા આ ગ્રંથનાંના લેખાનો ઉપયોગ કરનારાઓને એક જ વિનંતિ કરવાની કે જ્યાં પણ અશુદ્ધિ રહી ગયાની

શંકા જાગે, ત્યાં મૂળ લખાણને જોઈને એની શુદ્ધિ-અશુદ્ધિની ખાતરી કરી લેવી. કોઈક કોઈક વાર તો મૂળ લખાણમાં જ અશુદ્ધિ રહી ગયાનું પણ જોવામાં આવ્યું છે જોકે આવાં સ્થાનો બહુ જ ઓછાં છે, છતાં એને શુદ્ધ કરી લેવાનો અમે શક્ય પ્રયત્ન કર્યો છે.

(૫) વસ્તુ-નિરૂપણમાં કોઈક વાર એક જ વાત કે વિચાર જુદા જુદા લેખોમાં બેવડાતાં લાગવા છતાં, એની પ્રસંગોચિતતા અને ઉપયોગિતાને મહત્ત્વ આપીને, એમાં અમે કશી જ કાપકૂપ ન કરતાં એ જેમના તેમ કાયમ રાખેલ છે.

(૬) ગ્રંથના બીજા ખંડના અભિવાદન વિભાગમાંનાં શરૂઆતનાં અંગ્રેજી લખાણોમાં અમે, પરિસ્થિતિની પરવશતાને કારણે, ડાયાક્રિટિકલ માર્ક્સવાળા (ઉચ્ચારચિહ્નોવાળા) અક્ષરો નથી આપી શક્યા તે માટે વિદ્વાનો અને વાચકો અમને દરગુજર કરે

(૭) આ ગ્રંથમાં આપવામાં આવેલ 'મારા દાદાગુરુ પરમ પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ' શીર્ષક લેખ, અમારી આગ્રહભરી વિનતિથી, પૂજ્ય મહારાજશ્રીએ નવો જ લખી આપેલ છે, એટલે આ લેખને પ્રથમ વાર જ પ્રગટ કરવાનું માન આ ગ્રંથને મળે છે

(૮) અભિવાદન વિભાગનાં લખાણો પહેલાં સંસ્કૃત, પછી અંગ્રેજી અને તે પછી ગુજરાતી-હિંદી—એ ક્રમે આપવા છતાં પૂજ્ય મહારાજશ્રીનો જીવન-પરિચય આપતો ડૉ. ઉમાકાંત શાહનો "Life and works of Agama Prabhakar Muni Punyavijayaji' શીર્ષક અંગ્રેજી લેખ અમારે, મુદ્રણની સગવડની ખાતર, ગુજરાતી હિંદી વિભાગની સાથે આપવો પડ્યો છે; પણ તેમ કરતાં એ લેખમાં ડાયાક્રિટિકલ માર્ક્સવાળા અક્ષરોનો ઉપયોગ થઈ શક્યો, એ એક લાભ થયો છે

(૯) "જ્ઞાનાંજલિ" ગ્રંથની યોજના તૈયાર કરી ત્યારે, પૂજ્ય મહારાજશ્રીને અમે એવી વિનતિ કરી હતી કે તેઓશ્રીનાં લખાણો તપાસીને એમાં જે કંઈ ફેરફાર કે ઉમેરો કરવા જેવું લાગે તેની નોંધ તેઓ તૈયાર કરી આપે, અને એ નોંધ આ ગ્રંથને અંતે પૂર્તિરૂપે આપી દેવામાં આવે, જેથી ગ્રંથમાંના સંશોધનને લગતા મુદ્દાઓ છેલ્લામાં છેલ્લી શોધને આવરી લેતા (up-to-date) બની શકે મહારાજશ્રીએ આ અંગે પોતાની સંમતિ પણ દર્શાવી હતી છતાં સમય ખૂબ ઓછો અને તેઓશ્રીની વિદ્યાપ્રવૃત્તિનો વિસ્તાર બહુ મોટો, એટલે એમ કરવું શક્ય બન્યું નથી આમ છતાં આ બધાં લખાણો એક જ ગ્રંથમાં સુરક્ષિત બની ગયાં છે, એટલે ભવિષ્યમાં પણ ક્યારેક આવી પૂર્તિની શક્યતા ગણી શકાય ખરી

પૂ મહારાજશ્રીનાં લખાણોને સંભારી-સંભારીને એની યાદી તૈયાર કરવામાં પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજી મહારાજે ખૂબ મહેનત કરી; એ યાદી મુજબની સામગ્રી ભાઈશ્રી લક્ષ્મણભાઈ ભોજકે ખૂબ ધ્યાન આપીને ચોમેરથી એકત્ર કરી આપી; એ સામગ્રીમાંથી જેની જેની નકલ કરવાની જરૂર જણાઈ એની ચોકસાઈપૂર્વક નકલ શ્રી મધુકાન્ત રાવળે કરી આપી; ડૉ. સોમાભાઈ પારેખ અને શ્રી જયંતભાઈ ઠાકરે લેખોના સંપાદનમાં કીમતી સહાય કરી, શ્રી નવીનચંદ્ર શાહે રસ અને ઉત્સાહથી દફતરી કામ સંભાળ્યું; આગ્રાના ડૉ. નેમિચંદ્ર શાસ્ત્રીએ એક મહત્ત્વના હિન્દી લેખની નકલ કરાવી મોકલી, શ્રી કાંતિલાલ દેસાઈ, પં શ્રી હરિશંકરભાઈ શાસ્ત્રી, પં. શ્રી અમૃતલાલભાઈ ભોજક, ડૉ. નગીનદાસ જે શાહ, ડૉ. કે આર ચંદ્ર અને શ્રી ચંદ્રકાન્ત શાસ્ત્રીએ પ્રૂફોના ઝડપી નિકાલમાં જરૂરી સહાય આપી; શારદા મુદ્રણાલય અને વસંતપ્રિન્ટિંગ પ્રેસે ગ્રંથમુદ્રણની

જવાબદારી પૂરી કરી, રામાનંદ પ્રેસ અને એમ વાડીલાલની કંપનીએ પણ જરૂરી સહકાર આપ્યો— આમ અનેક શક્તિઓ, વ્યક્તિઓ અને ભાવનાઓના ત્રિવેણીસંગમને લીધે જે સુંદર પરિણામ આવ્યું તે 'જ્ઞાનાંજલિ'રૂપે જનસમૂહ સામે રજૂ થાય છે. આ કાર્યમાં એક યા બીજી રીતે સાથ આપનાર સહુના અમે કૃતજ્ઞ છીએ.

મહારાજશ્રીની જ્ઞાનોપાસનાને બિરદાવતો આ ગ્રંથનો અભિવાદન વિભાગ અંતરને ગદ્ગદ બનાવી મૂકે એવો હૃદયસ્પર્શી અને વાચનક્ષમ બની શક્યો છે, તે એ લખાણો મોકલનાર દેશ-વિદેશના વિદ્વાનો અને અન્ય વ્યક્તિઓને જ કારણે, એ કહેવાની જરૂર ન હોય. અમારા નિમંત્રણને ધ્યાનમાં લઈ, મહારાજશ્રી પ્રત્યેની સહજ ભક્તિથી પ્રેરાઈ, આ લખાણો મોકલનાર સહુ કોઈનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ

અમારી સમજ મુજબ, પૂજ્ય આગમપ્રભાકરજી મહારાજની દીક્ષાપર્યાયની ષષ્ટિપૂર્તિની ઉજવણી નિમિત્ત, આ ગ્રંથ તૈયાર થઈ શક્યો, એ ખૂબ ઉપયોગી કાર્ય થયું છે: આ સમારોહની આ એક નક્કર અને ચિરંજીવી ફલશ્રુતિ જ લેખી શકાય એ માટે જરૂરી આર્થિક જોગવાઈ કરી આપવા બદલ વડોદરાના શ્રી સાગર ગચ્છના જૈન ઉપાશ્રયના વહીવટદારોને અને મુંબઈના સદ્ગૃહસ્થોને જૈન સંઘની વતી અને અમારી વતી અમે ધન્યવાદ આપીએ છીએ આવો પ્રસંગ યોજવા માટે વડોદરાના શ્રી સંઘને પણ હાર્દિક ધન્યવાદ ઘટે છે આ ગ્રંથને તૈયાર કરવામાં અમે યત્કિંચિત્ નિમિત્ત બન્યા એ અમારે મન મોટો લહાવો છે; અને એ માટે અમને ખૂબ આનંદ થાય છે

પણ અમારા એ આનંદ ઉપર ભારે વિષાદની ઘેરી છાયા ફરી વળી અમારા સંપાદક-મંડળના મુરબ્બી પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજી મહારાજના, તા ૧૬–૧–૧૯૬૯ના પ્રાતઃકાળમાં, છાણી મુકામે, થયેલ અણધાર્યા સ્વર્ગગમનથી! એમના આવા આકસ્મિક નિધનથી ચિત્તમાં એક પ્રકારનો સૂનકાર વ્યાપી ગયો છે; અને અમારા કામનો હિસાબ જોઈને રાજી થનાર અને શાબાશી તથા પ્રોત્સાહન આપનાર આદરણીય વડીલની ખોટ પડી હોય એમ જ લાગે છે આ સમારોહ વખતે અને આ ગ્રંથના પ્રકાશન પ્રસંગે તેઓ ઉપસ્થિત હોત તો કેવા રાજી થાત! પણ કુદરતના ભાગ્યવિધાન સામે આપણે કેટલા લાચાર છીએ એનો આ એક વધુ પુરાવો છે એમના પ્રત્યેની આભાર અને આદરની લાગણી વ્યક્ત કરવા અમારી પાસે શબ્દો નથી

પરમ પૂજ્ય મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજની આ જ્ઞાનપ્રસાદી અભ્યાસીઓ અને જિજ્ઞાસુઓને માટે ખૂબ ઉપયોગી થવાની છે, એ નિઃશંક છે આવી જીવનને ઉચ્ચાશયી બનાવી શકે એવી વિશેષ જ્ઞાનપ્રસાદી આપવા માટે તેઓ આરોગ્યપૂર્ણ દીર્ઘ જીવન ભોગવે એવી હાર્દિક પ્રાર્થના સાથે તેઓશ્રીને ભાવપૂર્વક વંદના કરી આ નિવેદન પૂરું કરીએ છીએ.

પ્રાચ્ય વિદ્યા મંદિર
વડોદરા;
તા ૨૬–૧–૧૯૬૯
પ્રજાસત્તાક દિન

**ભોગીલાલ જ સાંડેસરા**
**ઉમાકાંત પ્રેમાનંદ શાહ**
**કાંતિલાલ ડાહ્યાભાઈ કોરા**
**રતિલાલ દીપચંદ દેસાઈ**
**સંપાદકો**

# પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજી મહારાજને
# શ્રદ્ધાંજલિ

કાળ પણ કેવી અકળ લીલા કરે છે! આ 'જ્ઞાનાંજલિ' ગ્રંથમાં જ એના પ્રેરક મુનિવરને અમારે શ્રદ્ધાંજલિ અર્પવી પડે છે! કેવો કરુણ ભવિતવ્યતાયોગ!

પૂજ્યપાદ આગમપ્રભાકર મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજના દીક્ષાપર્યાયનાં સાઠ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે, વડોદરાના શ્રીસંઘે જ્ઞાન અને જ્ઞાનીના બહુમાનનો ઉત્સવ ઊજવવાનો જે વિચાર કર્યો, તેના મુખ્ય પ્રેરક હતા પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજી મહારાજ. આ પ્રસંગ નિમિત્તે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનાં લખાણોને ગ્રંથસ્થ કરવાનો વિચાર તેઓએ સહર્ષ વધાવી લીધો, એટલું જ નહીં, આ ગ્રંથના સંપાદક-મંડળના અગ્રણી બનવાનું પણ તેઓએ મંજૂર રાખ્યું, પણ આ ગ્રંથના પ્રકાશનનો સમારોહ થાય, તે અગાઉ જ તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો!

પૂજ્ય રમણીકવિજયજી મહારાજનું વતન જૈનપુરી અમદાવાદ. તેઓશ્રીના પિતાશ્રીનું નામ માણેકલાલ સુતરિયા, માતાનું નામ મણિબહેન. તેઓનો જન્મ વિ. સં. ૧૯૬૩માં. તેઓનું નામ ચંદુલાલ. ત્રણ ભાઈઓમાં તેઓ સૌથી નાના. મોટા બે ભાઈ તે મણિભાઈ અને હીરાભાઈ.

ચંદુલાલનું મન ભણવા કરતાં રમત–ગમતમાં અને તોફાન–મસ્તીમાં વધારે! એક દિવસ ગિલ્લી-દંડાની રમતમાં આંખમાં જોરથી વાગી ગયું. ડોળાને તો ખાસ નુકસાન ન થયું, પણ અંદર લોહીની કણી બંધાઈ ગઈ એટલે આંખનું તેજ જતું રહ્યું. આમ તો તેઓને આંખની આવી ખામી છે, એમ કોઈને ન લાગે, પણ જીવનભર એમણે એક આંખને ભરોસે જ યથાશક્ય સરસ્વતીની ઉપાસના કરી છે.

બે વર્ષની ઉંમરે જ પિતાશ્રીની છત્રછાયા હરાઈ ગઈ, એમાં વળી રમતિયાળ અને તોફાની સ્વભાવ; વિધવા માતાના પુત્રનું ભાવી ત્રાજવે તોળાતું હતું. પણ માતાએ શાણપણ વાપરીને ચંદુલાલને અમદાવાદમાં લુણસાવાડમાં બિરાજતા પૂજ્ય પ્રશાંતમૂર્તિ મુનિવર્ય શ્રી હંસવિજયજી મહારાજ તથા એમના શિષ્યરત્ન મુનિ શ્રી સંપતવિજયજી મહારાજ પાસે ભણવા મોકલ્યા. વળી, આ ધર્મપરાયણ અને કલ્યાણવાંછુ મુનિવરોના સતસમાગમથી ચંદુલાલને ધર્મનું જ્ઞાન તો મળ્યું જ, ઉપરાંત, એના જીવનની દિશા જ પલટાઈ ગઈ. ચંદુલાલનું અંતર ત્યાગ-વૈરાગ્યના રંગથી રંગાવા લાગ્યું. વિ. સં. ૧૯૮૧માં ઉપધાનતપ કર્યા પછી, કુટુંબીજનોની આનાકાની છતાં, વિ. સં. ૧૯૮૨ના ફાગણ સુદિ ત્રીજના રોજ વડોદરામાં તેઓએ પૂજ્ય હંસવિજયજી મહારાજ પાસે એમના શિષ્ય શ્રી સંપતવિજયજી મહારાજના શિષ્ય તરીકે દીક્ષા લીધી. તેઓની વડી દીક્ષા પાદરામાં થઈ હતી.

પૂજ્ય રમણીકવિજયજી મહારાજના અનેક ગુણમાં સૌથી ચઢિયાતો ગુણ હતો વૈયાવચ્ચનો. બીમાર કે અશક્ત સાધુઓની સેવાચાકરી કરવામાં તેઓ પોતાના કે બીજા સમુદાયનો ભેદ ભૂલી જતા, અને આરામની ચિંતા સેવ્યા વગર એમાં તન્મય બની જતા. તેઓની સરળતા, નિખાલસતા અને ભદ્રપરિણામિતા દાખલો લેવા જેવી હતી. એમનો સ્વભાવ આનંદી, ઉદાર અને પ્રેમાળ હતો.

એમને શાસ્ત્રીય ગ્રંથો ઉપરાંત ઇતર સાહિત્ય વાંચવાની પણ ઘણી રુચિ હતી. જ્યારે જુઓ ત્યારે તેઓ કાં તો કોઈ પુસ્તક ધ્યાનપૂર્વક વાચતા હોય, કે કોઈ પ્રાચીન ગ્રંથનું સંશોધન–સંપાદન કરતા હોય. સંસ્કૃત એકાક્ષરીકોશ, શ્રી શાન્તિસૂરિવિરચિત પ્રાકૃત 'પૃથ્વીચંદ્રચરિત' અને 'વૈરાગ્યરતિ'નું તેઓએ સંપાદન કર્યું છે. વડોદરા યુનિવર્સિટી તરફથી પ્રગટ થયેલ 'પ્રાચીન ફાગુસંગ્રહ'ના સંપા-

તનમાં એમણે કીમતી સહાય આપી હતી. છેલ્લે છેલ્લે તેઓ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના પચિમા પર્વનું સંપાદન કરી રહ્યા હતા. ઉપરાંત એમણે જુદાં જુદાં સામયિકોમાં પ્રાચીન ગુજરાતી કાવ્યો સંપાદિત કરીને પ્રગટ કર્યાં હતાં. જ્યોતિષશાસ્ત્રમાં પણ એમને કેટલીક જાણકારી હતી.

ધર્મક્રિયાની દિશામાં તેઓને તપ, ધ્યાન અને જાપ તરફ સારી રુચિ હતી. તેઓએ બે વરસી-તપ કર્યાં હતાં, તથા ઓળીની ધ્યાન-જાપ પૂર્વકની આરાધના કરી હતી. નવકારમંત્રનો જાપ તેઓ ખૂબ એકાગ્રતાથી કરતા. તીર્થયાત્રાઓમાં એમનું અંતર ખૂબ અંતર્મુખ અને પ્રસન્ન બની જતું. વડો-દરાના શ્રીસંઘે વિ. સં. ૨૦૧૦માં તેઓને તથા મુનિ શ્રી ચંદનવિજયજીને પંન્યાસ પદવી આપી હતી.

તેઓના ગુરુશ્રીએ પૂજ્ય હંસવિજયજી મહારાજની હાજરીમાં જ તેઓની સંભાળ રાખવાની ભલામણ પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજને વિ. સં. ૧૯૯૦ માં કરી હતી. આ પહેલાં પણ તેઓને પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનો સારો પરિચય હતો; પણ આ પછી તો, બહુ જ ઓછા અપવાદ સિવાય, એ બન્ને સાથે ને સાથે જ રહેતા. પૂજ્ય પુણ્યવિજયજી મહારાજના જ્ઞાનભંડારોના ઉદ્ધારના કાર્યમાં તેઓ એમના અતિ નિકટના સાથી હતા. ઉપરાંત તેઓ, પોતાની વ્યવહારકુશળતાને લીધે, પૂજ્ય પુણ્યવિજયજી મહારાજને અનેક કાર્યોની વ્યાવહારિક જવાબદારીઓમાંથી મુક્ત બનાવી દેતા.

આવા એક વિદ્યાવ્યાસંગી અને ચારિત્રરુચિ મુનિવરનો વિ. સં. ૨૦૨૫ના પોષ વદિ ૧૩ (મેરુતેરશ, તા. ૧૬-૧-૬૯ ગુરુવાર) ના દિવસે વડોદરા પાસે છાણી મુકામે સ્વર્ગવાસ થયો! તેઓના સ્વર્ગવાસ અંગે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજ તેમના તા. ૨૭-૧-૬૯ના લાગણીભર્યા પત્રમાં લખે છે કે—

"શ્રી રમણીક એકાએક અણધારી રીતે વિદાય લઈ ગયા! ઘણાં વર્ષનો આત્મીય સંબંધ એટલે સહજભાવે અંતરને લાગે તો ખરું જ. તે છતાં હૃદયનું ગાંભીર્ય ખોયું નથી. સંસારમાં આપણે સંસારી જેવા રહ્યા એટલે અંતરને ઊણપ લાગે તો ખરી જ. આમ છતાં હું સર્વથા સમાધિ અને શાંતિમાં છું. વાસદથી બારમે વિહાર કરી પદમલા આવ્યા. ત્યાં જ રાતવાસાનો વિચાર હતો. પણ બપોરે આહાર કર્યા પછી એમ જ સૌને થયું કે આજે જ વિહાર કરી છાણી પહોંચી જઈએ. વિચાર નક્કી થતાં બેએક વાગે ત્યાંથી વિહાર કરી અમે સાંજના સાડાપાંચ વાગ્યા લગભગ છાણી પહોંચ્યા. લગભગ આખા દિવસમાં થઈને અગીઆર માઈલનો વિહાર થયો. તેને લીધે મારી કેડમાં સખ્ત દુઃખાવો થઈ ગયો. પણ જે થાય તે સારા માટે જ. આખા દિવસમાં કે રાતમાં શ્રી રમણીકને કોઈ ગભરામણ કે પીડા, કશું જ નથી થયું. તદ્દન આરામમાં—આનંદમાં જ હતા. તેરસના પ્રભાતે પાંચ વાગે, અમે બંને પ્રભાતનું પ્રતિક્રમણ સાથે કરતા હોવાથી, મારી પાસે આવીને બેઠા અને મને જગાડયો. હું તરત જ ઊઠયો અને પ્રતિક્રમણ માટે ઇરિયાવહીની તૈયારી કરતો હતો ત્યાં જ તે, જેમ કોઈ સામાન્ય રીતે સૂઈ જાય તેમ, ઢળી પડ્યા. મેં તરત જ રમણીક! રમણીક! એમ ચાર-પાંચ વાર બોલાવીને તેને હલાવ્યા, પણ બોલ્યા નહીં, ત્યારે મેં ચંદ્રોદયવિજયને બોલાવ્યો. તેણે આવીને બેઠા કર્યા ત્યારે શ્વાસ ચાલતો હતો. પૂછ્યું: બેસવું છે? ત્યારે 'ના' એમ બોલ્યા. તેમને તેમના આસને લઈને મેં નવકાર, કરેમિ ભંતે, સંથારાપોરસી, ઉવસગ્ગહરં, જયવિયરાય, પગામસજ્ઝાય આદિ સંભળાવ્યું. પણ લગભગ દસ મિનિટમાં જ સમાપ્ત થઈ ગયું!"

સ્વજન સમાન હેતાળ અને હિતચિંતક એ મુનિવરને અમે અમારી હાર્દિક શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ, અને એમને ભાવપૂર્વક વંદના કરીએ છીએ. जय जय नंदा! जय जय भद्दा!

—સ્વર્ગસ્થના ગુણાનુરાગી—

—પ્રકાશકો          —સંપાદકો

# વિષયાનુક્રમ

## ખંડ પહેલો

**[ પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજના લેખો ]**

## हिंदी तथा संस्कृत लेखो

# ખંડ બીજો

## અભિવાદન

## आगमप्रभाकर पूज्य मुनि श्री पुण्यविजयजी महाराजनां

# ग्रन्थो अने संपादनो



[तेओश्रीना ग्रन्यस्थ करवा लायक सर्व लेखो आ 'ज्ञानांजलि' ग्रन्थना 'स्वाध्याय-संशोधन' विभागमां छपाया होई तेमना ग्रन्थो अने ग्रन्थाकारे प्रगट थयेलां संपादनोनी यादी अही आपी छे.]

| ग्रन्थ अथवा संपादन | प्रकाशन-वर्ष |
|---|---|
| मुनिरामचन्द्रकृतं कौमुदीमित्रानंदनाटकम् | १९१७ |
| मुनिरामभद्रकृतं प्रबुद्धरौहिणेयनाटकम् | १९१८ |
| श्रीमन्मेघप्रभाचार्यविरचित धर्माभ्युदयम् ( छायानाटकम् ) | १९१८ |
| गुरुतत्त्वविनिश्चय | १९२५ |
| उपाध्यायश्रीयशोविजयकृता ऐन्द्रस्तुतिचतुर्विंशतिका | १९२८ |
| * वाचकसंघदासगणिविरचिता वसुदेव-हिण्डि | १९३०-३१ |
| * कर्मग्रन्थ ( भाग १-६ ) | १९३४-१९४० |
| * बृहत्कल्पसूत्रम्-निर्युक्तिभाष्यवृत्तियुतम् ( भाग १-६ ) | १९३३-३८ तथा १९४२ |
| भारतीय जैनश्रमणसंस्कृति अने लेखनकला | १९३५ |
| पूज्यश्रीजिनभद्रगणिक्षमाश्रमणविरचितं जीतकल्पसूत्रम् | १९३८ |
| कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीत सकलार्हत्स्तोत्रम् श्रीकनककुशलगणिविहितया वृत्त्या समलङ्कृतम् | १९४२ |
| श्रीदेवभद्रगणिकृत कथारत्नकोश | १९४४ |
| श्रीउदयप्रभसूरिकृतं धर्माभ्युदयमहाकाव्यम् | १९४९ |

कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीतम्
त्रिषष्टिशलाकापुरुषचरित्र-महाकाव्यम् (पर्व २-३-४) १९५०
जेसलमेरनी चित्रसमृद्धि १९५१
कल्पसूत्र—निर्युक्ति, चूर्णि, टिप्पण, गुर्जरानुवाद सहित १९५२
अंगविज्जा १९५७
सोमेश्वरकृत कीर्तिकौमुदी तथा अरिसिंहकृतं सुकृतसंकीर्त्तिनम् १९६१
सुकृतकीर्त्तिकल्लोलिन्यादि वस्तुपाल-प्रशस्तिसंग्रह १९६१
× सोमेश्वरकृतं उल्लाघराघवनाटकम् १९६१
Descriptive Catalogue of palm-leaf Mss.
in the Shantinath Bhandar Cambay, Vol. I-II (1961, 1966)
Catalogue of Sanskrit and Prakrit Mss.
Muniraja Sri Punyavijayaji's collection, Parts I-III (1963, 1965, 1968)
श्रीनेमिचन्द्राचार्यकृत आख्यानकमणिकोश १९६२
श्रीहरिभद्रसूरिकृत योगशतकम् स्वोपज्ञवृत्तियुतम्, ब्रह्मसिद्धान्तसमुच्चयश्च १९६५
× सोमेश्वरकृत रामशतकम् १९६६
नन्दीसूत्र—चूर्णिसहितम् १९६६
नन्दीसूत्रं—विविधवृत्तियुतम् १९६६
आचार्य हेमचन्द्रकृत निघण्टुशेष १९६८
卐 नंदिसुत्त अणुओगद्दाराई च १९६८
卐 पन्नवणासुत्त (प्रथमो भागः) १९६९
पत्तनज्ञानभाण्डारसूचिपत्रम् मुद्र्यमाणम्
जेसलमेरज्ञानभाण्डारसूचिपत्रम् ,,
दसकालियसुत्त अगस्त्यसिंहचूर्णिसहितम् ,,
सूत्रकृताङ्गचूर्णि ,,
पन्नवणासुत्त (द्वितीयो भाग.) ,,

[ * आ निशानीवाळा ग्रन्थोनुं संपादन सद्गत गुरुवर्य श्री चतुरविजयजी महाराज साथे करेलु छे

× आ निशानीवाळा ग्रन्थोनु संपादन डॉ. भोगीलाल सांडेसरा साथे करेलु छे

卐 आ निशानीवाळा ग्रन्थोनु संपादन पं. श्री दलसुखभाई मालवणिया तथा पं श्री अमृतलाल मोहनलाल भोजक साथे करेलु छे ]

# જ્ઞાનપંચમી

ભારતીય આર્યધર્મપ્રણેતા વૈદિક, જૈન અને બૌદ્ધ આચાર્યોએ માનવજીવનને ઉન્નત બનાવવા માટે અનેક રીત-રિવાજો તેમ જ ધાર્મિક પરિપાટીઓ ચાલુ કરી છે. તેમાં આપણા તહેવારોનો મુખ્ય હિસ્સો છે આ તહેવારો અનેક કારણોને લક્ષમાં રાખીને ઊભા કરવામાં આવ્યા છે. તેમ છતાં તેમાંનો મોટો ભાગ મહાપુરુષોના જીવન-પ્રસંગોથી જ સંકળાયેલો છે

વિધવિધ કારણોને ધ્યાનમાં રાખીને રચવામાં આવેલ આ બધાય તહેવારોનો અંતિમ અને મહત્ત્વનો ઉદ્દેશ માત્ર એક જ છે કે—તે તે તહેવારને દિવસે મનુષ્ય પોતાના જીવનને ઉન્નત બનાવવા માટે જુદી જુદી રીતે વિચારો કેળવે અને તેને જીવનમાં ઉતારવા માટેનું આંતરબળ મેળવે. આ હેતુને ધ્યાનમાં રાખીને જ વસન્તોત્સવ, શરદુત્સવ આદિ જેવા માત્ર બાહ્ય ભોગ અને આનંદપ્રધાન ઋતુને લગતા જે તહેવારો જનસમાજમાં રૂઢ છે તે તરફ આર્યધર્મવ્યવસ્થાપક આચાર્યોએ ખાસ કશુંય ધ્યાન આપ્યુ નથી. જોકે આ તહેવારોમાંથી કેટલાક વખતવિજ્ઞ મનુષ્યો કંઈક ને કંઈક વિશેષતા તારવી શકે, તેમ છતાં સર્વસામાન્યને લક્ષીને ચાલુ કરવામા આવતી પરિપાટીઓમાં આ જાતની પરિપાટીઓને ભેળસેળ કરવામાં કશો જ લાભ હોતો નથી આવા તહેવારોને તેમણે જતા કર્યા છે અને જે તહેવારો સર્વસામાન્યને સીધી રીતે જીવનવિકાસ કરવામાં મદદગાર થાય તેમને જ સ્થાન આપવામાં આવ્યું છે.

આજે અહીં જે જૈન તહેવાર વિષે લખવામાં આવે છે, એ સાહિત્યરક્ષણના વિશિષ્ટ ઉદ્દેશથી ચાલુ કરવામાં આવ્યો છે આ તહેવારને "**જ્ઞાનપંચમી**" એ નામથી ઓળખવામાં આવે છે. આ તહેવાર કાર્તિક સુદી પાચમને દિવસે માનવામાં આવે છે. આ દિવસને "જ્ઞાનપંચમી" શા કારણથી કહેવામાં આવે છે એ આપણે હવે પછી સ્પષ્ટ જાણી શકીશું

પ્રાચીન કાળમાં જૈન ભિક્ષુઓ જેમ બને તેમ વધારે ને વધારે બાબતમાં અપરિગ્રહવૃત્તિ પસંદ કરતા, તે એટલે સુધી કે જ્ઞાનના સાધનભૂત પુસ્તકો રાખવાં એ પણ તેમને મન ગમતી વાત નહોતી આથી તેઓ પોતાના જીવનમા ઉપયોગી દરેક પ્રકારની વિદ્યાઓને કંઠસ્થ રાખતા. જે ભિક્ષુઓ અલ્પસ્મરણશક્તિવાળા અથવા અલ્પબુદ્ધિવાળા હતા, તેમને માટે જૈન ભિક્ષુસંસ્થાએ "સંઘાટક"-ની વ્યવસ્થા રાખી હતી. સંઘાટક એટલે ભિક્ષુઓનું જોડલું. આ સંઘાટકની વ્યવસ્થા એ ઉદ્દેશથી

# જ્ઞાનભંડારોની સમૃદ્ધિ*

॥ जयन्तु वीतरागाः ॥

**માનનીય વિદ્વાન સજ્જનો ! વિદુષી માતાઓ અને બહેનો !**

આપ સૌએ મને જે સ્થાનેથી બોલવાની ફરજ પાડી છે, તે સ્થાનેથી ઘણા વિદ્વાનોએ આપણને ઘણી ઘણી રીતે માર્ગદર્શન આપ્યું છે. એટલે મારા વક્તવ્યમાં પુનરુક્તિ આવે કે કાંઈ નવીન સૂચન ન જણાય તો આપ સૌ ક્ષન્તવ્ય ગણશો. આપ સૌએ મને જે સ્થાનેથી બોલવા ઊભો કર્યો છે, એ સ્થાન ઘણી જવાબદારીવાળું છે એનો મને સંપૂર્ણ ખ્યાલ છે, એથી આવા જવાબદારીભર્યા સ્થાનેથી બોલવામાં એક રીતે ખરા સ્વરૂપમાં ક્ષોભ થાય એ સ્વાભાવિક છે એમ છતાં આપ સૌએ વિશ્વાસપૂર્વક મારા ઉપર જે જવાબદારી મૂકી છે તે માટે યોગ્ય કરવા હું જરૂર યથાશક્તિ પ્રયત્ન કરીશ

સામાન્ય રીતે વિભાગીય પ્રમુખ છેલ્લા અધિવેશનથી ચાલુ અધિવેશન દરમિયાન બહાર પડેલી તે તે વિષયની નવીન કૃતિઓનું સિંહાવલોકન કરે છે, પરંતુ મેં આને બદલે મારા અધ્યયનના વિશિષ્ટ વિષયની રજૂઆત કરવાનું પસંદ કર્યું છે અને એની અંદર યથાવકાશ આવી કેટલીક કૃતિઓનો દૃષ્ટાન્તરૂપે ઉલ્લેખ કરવા ધાર્યું છે

સાહિત્યસંશોધન અને જ્ઞાનભંડારોનું અવલોકન એ મારું મુખ્ય કાર્યક્ષેત્ર છે આ કાર્ય હું, મારા પૂજ્ય ગુરુ શ્રી ચતુરવિજયજી મહારાજ અને દાદાગુરુ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીજીની છાયામાં લગભગ મારી સત્તર વર્ષની વયથી કરતો આવ્યો છું. મારા પૂજ્ય ગુરુ-દાદાગુરુઓની દૃષ્ટિ વ્યાપક હતી, એટલે એ પૂજ્ય ગુરુયુગલના એ ગુણના વારસાનો અંશ મને બાળપણથી મળ્યો હોઈ, મારા ગ્રંથસંશોધન અંગે જ્ઞાનભંડારોના અવલોકનને પરિણામે મને જે સ્ફુરણા થઈ છે તેને આપ સૌ સમક્ષ રજૂ કરું છું.

હું જૈન સાધુ હોઈ, જ્ઞાનભંડારોનું અવલોકન કરતાં મારું ધ્યાન મુખ્યત્વે જૈન કૃતિઓ તરફ જાય એ તદ્દન સ્વાભાવિક છે આમ છતાં મારા અવલોકનમાં આવતી જૈનેતર નાની કે મોટી કોઈ કૃતિ તરફ મેં કદાયે ઉપેક્ષા સેવી નથી.

* વીસમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, ઑક્ટોબર, ૧૯૫૯માં અમદાવાદમાં મળ્યું, તે પ્રસંગનું ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ પૂ. મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજનું પ્રવચન.

આજ સુધી મેં જે જ્ઞાનભંડારો જોયા છે, તેમાંથી કેટલાક જ્ઞાનભંડારોને બાદ કરીને બાકીના જોયેલા બધાય જ્ઞાનભંડારો શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન જ્ઞાનભંડારો જ છે. એટલે આપ સૌ સમક્ષ મારા વક્તવ્યમાં હું જે રજૂઆત કરીશ, તે બધી મુખ્યત્વે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન શ્રીસંઘ કે જૈન મુનિવરોના અધિકારમાં રહેલા જ્ઞાનસંગ્રહોને લક્ષીને જ કરીશ. એમ છતાં આપ સૌ ખાતરી રાખશો કે આ રજૂઆત એકદેશીય નહિ જ હોય એનું કારણ એ છે કે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનાચાર્યો અને જૈન મુનિઓએ ઉપદેશ દ્વારા જે જ્ઞાનભંડારો ઊભા કર્યા, કરાવ્યા છે, તેમાં તેમણે માત્ર પ્રાકૃત-સંસ્કૃતાદિ જૈન કૃતિઓ જ નહિ, પણ સર્વ ભાષા અને સર્વ વિષયની જૈન-જૈનેતર કૃતિઓનો સંગ્રહ કર્યો-કરાવ્યો છે આ જ કારણને લીધે જૈન જ્ઞાનભંડારો ભારતીય અને વિદેશીય વિદ્વાનોના અધ્યયનનું કેન્દ્ર બની શક્યા છે. આપ સૌને જાણીને આનંદ થશે, કે આપણા દેશમાં અને પશ્ચિમના દેશોમાં જે અનેક વિષયોને લગતુ સાહિત્ય પ્રસિદ્ધ થયું છે, તેમાંના સંખ્યાબંધ ગ્રંથોની પ્રાચીન અને મૌલિક હસ્તપ્રતિઓ જૈન જ્ઞાનભંડારોમાંથી જ ઉપલબ્ધ થઈ છે આજે ભારતમાં આટલા અને આ દૃષ્ટિએ વ્યાપક અને સમૃદ્ધ આવા જ્ઞાનભંડારો બીજે ક્યાંય જોવા નહિ મળે

પાટણ, ખંભાત, જેસલમેર આદિના અતિપ્રાચીન જ્ઞાનસંગ્રહો તો જગપ્રસિદ્ધ છે જ, પરંતુ તે ઉપરાંત ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, મેવાડ, પંજાબ, ઉત્તર પ્રદેશ, દક્ષિણ આદિ દેશોનાં અનેક નગર અને ગામોમાં જૈન શ્રીસંઘ અને જૈન મુનિઓના અધિકારમાં જે જ્ઞાનભંડારો છે, તેમાં આપ સૌની કલ્પનામાંય ન આવે તેવું અને તેટલું વિશાળ જૈન-જૈનેતર વિવિધ વિષયોને લગતું સાહિત્ય વિદ્યમાન છે, જેને આપણે સમગ્રપણે જાણતા પણ નથી જેમ જેમ આ જ્ઞાનભંડારોનુ અવગાહન કરવામાં આવે છે, તેમ તેમ એમાંથી અનેક વિષયોને લગતી નવી નવી કૃતિઓ પ્રાપ્ત થતી જ જાય છે આપણે આપણા આ જ્ઞાનકોશોનું નિરીક્ષણ અને તેની વિશ્વસ્ત યાદીઓ હજુ સુધી કરી શક્યા નથી અહીં એટલું ઉમેરું કે માત્ર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં જે જ્ઞાનસંગ્રહો આજે વિદ્યમાન છે, તેમાંની ગ્રંથસંખ્યા, મારી ગણતરી પ્રમાણે ઓછામાં ઓછી મૂકું તોપણ, એ પાંચથી સાત લાખ જેટલી હશે, કદાચ એનાથી અધિક પણ થાય. આ સંખ્યામાં પ્રાચ્ય વિદ્યામંદિર-વડોદરા, ગુજરાત વિદ્યાસભા-અમદાવાદ, ફાર્બસ સભા-મુંબઈ, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર-અમદાવાદ ઇત્યાદિ જાહેર વિદ્યાસંસ્થાઓના ગ્રન્થસંગ્રહો ઉમેરીએ તો આ સંખ્યા એનાથી પણ વધી જાય આ સર્વ જ્ઞાનભંડારોનું અવલોકન અને જેની પ્રામાણિક યાદીઓ ન થઈ હોય તેને તૈયાર કરવાનુ કામ આપણે ધારી લઈએ તેવું સરળ નથી, તેમ છતાં આ કાર્ય કરવુ એ આજના યુગ માટે અતિ આવશ્યક છે અને અતિ રસપ્રદ પણ છે આ કાર્ય પાછળ ખર્ચ ઘણુ થાય એમાં લેશ પણ શંકા નથી અને એ ખર્ચ આપનારા દાતાઓ મળી આવે એમાંય લેશ પણ શંકા નથી; પરંતુ આપણને સ્ફૂર્તિશાળી કાર્યકર્તાઓ મળે કે કેમ, જેઓ ગણતરીનાં વર્ષોમાં જ આ કાર્ય પૂરું કરી નાખે? સદ્‌ગત શ્રીયુત સી. ડી દલાલે (ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ) સદ્‌ગત મહારાજા શ્રી સયાજીરાવ-વડોદરાની આજ્ઞાથી પાટણ અને જેસલમેરના જ્ઞાનભંડારોનું અવલોકન કરી એના જે વિસ્તૃત રિપોર્ટ્સ તૈયાર કર્યા છે, તે માટે તેમણે ત્રણ-ચાર મહિનાથી વધારે સમય લીધો નહોતો ગોકળગાયની ગતિએ તો આવાં કામો વર્ષોના અંતે પણ પાર ન પડે. આજના ગુજરાતીએ આવાં કાર્યો કરવા માટે સ્ફૂર્તિ મેળવવી પડશે અને મેળવવી જ જોઈએ

ઉપર જે જ્ઞાનભંડારોની હકીકત નોંધવામાં આવી છે, તેમાંના અનેકવિષયક ગ્રંથો, એઓની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓમાં જે હકીકતો, વસ્તુઓ અને સામગ્રી સમાયેલી છે, તેનું પૃથક્કરણ

કરવામાં આવે તો ગુજરાતી ભાષામાં સમૃદ્ધ સાહિત્યનો ઉમેરો થાય જેમ આજ સુધીમાં હિંદી ભાષામાં વિવિધ વિષયોનું ખેડાણ અને એને લગતો વિશાળ સાહિત્યરાશિ પ્રકાશ પામ્યો છે અને દિન-પ્રતિદિન મોટા પ્રમાણમાં પ્રસિદ્ધ થતો જાય છે, તે જ રીતે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવા માટે આપણે વિદ્યાનાં નવાં નવા ક્ષેત્રોની ઉપાસના અને અધ્યયન કરવાં પડશે; એ સિવાય સમૃદ્ધ ગુજરાતી ભાષાને જીવંત રાખવાનો બીજો એક પણ ઉપાય નથી એક જમાનામાં પ્રભુત્વ ભોગવતી, આજના રાજસ્થાનના પ્રદેશને આવરી લેતી ભાષાનું સ્થાન આજે હિંદી ભાષાએ લીધું છે તેનું કારણ એ જ છે, કે એ ભાષા આજના યુગનું વિશિષ્ટ સાહિત્ય સર્જી શકી નથી, એટલું જ નહિ, પણ આજની રાજસ્થાની પ્રજાએ પણ સાહિત્યિક ભાષા તરીકે હિંદીને અપનાવી લીધી છે; જ્યારે ગુજરાતી ભાષા આજે એવી કક્ષાએ છે, જેને આપણે પૂર્ણ અને સમૃદ્ધ ભાષા તરીકે ઓળખી–ઓળખાવી શકીએ. આ પરિસ્થિતિમાં આપણી ગુજરાતી ભાષાના વ્યક્તિત્વને સવિશેષ ખીલવવા માટે આપણે વિવિધ વિષયોનું અધ્યયન કરવાપૂર્વક તેઓને મૌલિક રીતે આપણી ગુજરાતી ભાષામાં ઉતારવા જોઈએ અને ગુજરાતી ભાષા બોલતી પ્રજાએ આવા વિષયોમાં જીવંત રસ કેળવવો જોઈએ

આપ સૌના ધ્યાનમાં રહે કે આપણા જ્ઞાનભંડારોમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષાઓનું જે જૈન-જૈનેતર વિપુલ સાહિત્ય વિદ્યમાન છે, તેમાં આપણી પ્રાચીન ભાષાઓના કોશોને સમૃદ્ધ કરવાને લગતી ઘણી જ પર્યાપ્ત સામગ્રી છે આપ સૌના ખ્યાલમાં આવે માટે 'પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી –દિલ્હી' તરફથી પ્રસિદ્ધ થયેલ अंगविज्जा નામનો ગ્રંથ, એનાં પરિશિષ્ટો અને પ્રસ્તાવનાઓ જોવા ભલામણ છે. આ ગ્રંથમાં પ્રાકૃત, સંસ્કૃત કોશોને સમૃદ્ધ બનાવવા માટેની ઘણી સામગ્રી છે. સંસ્કૃત–પ્રાકૃત કોશોના પુનર્નિર્માતાઓએ આ ગ્રંથ અને આવા દરેક ગ્રંથને, માત્ર એનાં પરિશિષ્ટો જોઈ સંતોષ ન માનતાં, સમગ્રભાવે જોવા જ પડશે જૈન આગમગ્રંથો અને એના ઉપરના વ્યાખ્યારૂપ નિર્યુક્ત, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા આદિ ગ્રંથોમાં ઉપર્યુક્ત સંસ્કૃત–પ્રાકૃત કોશોને લગતી સામગ્રી ઉપરાંત દેશી કોશકારોએ દેશી તરીકે નહિ સ્વીકારેલા અથવા એમની મર્યાદા બહાર હોઈ ઉપેક્ષિત ગણેલા दुक्खक्का=સં. वेक्किका બેઠી (ટટ્ટીની હાજત), सुप्पइत्तिया=રૂની ડગલી, अड्डत्तिय=આડતિયા, ढंखरय=ઢેખાળા, खेत्तिया=ખેતી, वहोलिया=વહેળા–વહોળા, ओव्वड=ઓગડો, लेसुरुंडयतरु=ગૂંદાનું ઝાડ, पारणेत्त=પાનેતર, चहुट्ट =ચોંટ્યું, अणाली=અનાડી, ठगविद्या रसोइ, खामडय, भरवसय=ભરોસો આદિ જેવા સેંકડો દેશી શબ્દો વિદ્યમાન છે, જેઓનું પ્રાકૃત–દેશી કોશોની દૃષ્ટિએ મહત્ત્વ હોવા ઉપરાંત આ શબ્દોની, આપણી ભાષા, સંસ્કૃતિ અને ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગિતા છે આચાર્ય શ્રી હેમચંદ્રે એમની देशीनाममालामां ઘણા દેશી શબ્દો વિશે ટીકામાં આવી નોંધ કરી છે

અપભ્રંશ ભાષા કે જે આપણી ગુજરાતી ભાષાની જનની છે, તેના કોશ માટેની સામગ્રી આ જ્ઞાનભંડારોમાં ઓછી નથી આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત अरिट्ठनेमिचरिउ, સાધારણકવિકૃત विलासवइकहा, ધાહિલકવિકૃત पउमसिरिचरिउ અને તદુપરાંત દેવેન્દ્રસૂરિકૃત उत्तराध्ययनसूत्रवृत्ति, कुमारपालप्रतिबोध, उपदेशमालादोघट्टीवृत्ति, मूलशुद्धिप्रकरणवृत्ति, आख्यानकमणिकोशवृत्ति, भवभावनाप्रकरणस्वोपज्ञवृत्ति આદિમાં આવતી અનેક કથાઓ, એ અપભ્રંશ કોશનાં સાધનો છે આ સિવાય આ જ્ઞાનભંડારોમાં અપભ્રંશ ભાષામાં અને અપભ્રંશપ્રધાન ગુજરાતી કે રાજસ્થાની ભાષામાં રચાયેલી નાની નાની કૃતિઓ પણ સેંકડોની સંખ્યામાં વિદ્યમાન છે, તે પણ આ કોશ માટે ઉપયોગી છે. આટલી વાત શ્વેતાંબર આચાર્યની કૃતિઓને લગતી થઈ. પરંતુ દિગંબર આચાર્યકૃત અપભ્રંશ કૃતિઓ તો સંખ્યામાં અને પ્રમાણમાં ઘણી અને ઘણી મોટી છે, જે પૈકી કેટલીક કૃતિઓ શ્વેતાંબર જ્ઞાનસંગ્રહોમાં વર્તમાન છે

એમ છતાં દિગંબર જ્ઞાનભંડારોમાં વિપુલ પ્રમાણમાં રહેલા દિગંબર આચાર્યકૃત મહાકાય ગ્રંથોનો આ કોશ માટે ઉપયોગ કરવો એ અતિ મહત્ત્વની વાત છે. બંગાળી લિપિમાં મુદ્રિત 'बौद्धगान ओ दोहा' જેવી બૌદ્ધ અને અન્ય ભારતીય વિદ્વાનોની જે કૃતિઓ ઉપલબ્ધ હોય તેને વીસરવી જોઈએ નહિ

આ પછી આપણે આપણી ગુજરાતી કે રાજસ્થાની ભાષા આદિના કોશ તરફ આવીએ તો આપણા આ જ્ઞાનભંડારોમાં એ કોશોને લગતી ભરપૂર સામગ્રી પડેલી છે. અર્થાત્ આપ સૌ કલ્પી પણ ન શકો તેટલી મોટી સંખ્યામાં જૈન આગમો, કર્મસાહિત્ય, ઔપદેશિક અને કથાગ્રંથો, કાતંત્ર-સિદ્ધહેમ-સારસ્વત આદિ જેવાં વ્યાકરણો, રઘુવંશ આદિ મહાકાવ્યો, वाग्भटालंकार, विदग्धमुखमडन આદિ ગ્રંથો, રત્નપરીક્ષાશાસ્ત્ર, વૈદ્યક, જ્યોતિષ, ગણિત આદિ અનેક વિષયના ગ્રંથો ઉપર વિક્રસતી પંદરમી-સોળમી-સત્તરમી શતાબ્દીમાં રચાયેલા બાલાવબોધો અને સ્તબકોની પ્રાચીન અને લગભગ એ જ સમયે લખાયેલી હસ્તપ્રતિઓ સેંકડોની સંખ્યામાં વિદ્યમાન છે, જે આપણા ગુજરાતી, રાજસ્થાની આદિ ભાષાના પ્રામાણિક કોશો તૈયાર કરવા માટે ઘણી ઉપયોગી છે આ સામગ્રી કેટલા વિપુલ પ્રમાણમાં છે એનો આપ સૌને ખ્યાલ આપવા માટે મારા આ ભાષણના અંતે પરિશિષ્ટરૂપે પાટણના જ્ઞાનભંડારો અને લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર–અમદાવાદને ઉપહૃત કરેલા મારા વિશાળ જ્ઞાનસંગ્રહ આદિમાંથી તારવીને તૈયાર કરેલી એક યાદી આપવામાં આવી છે આ યાદી જોવાથી આપ સૌના ખ્યાલમાં આવશે, કે આપણા પ્રાચીન સંગ્રહોમાં આપણી વિવિધ ભાષાઓના કોશો માટે કેટલી વિપુલ સામગ્રી ભરી પડી છે. આપણા પ્રાચીન ગુજરાતી કોશની દિશામાં આંશિક કાર્ય આપણા ઘણા ગુજરાતી વિદ્વાનોએ કર્યું છે ડૉ. સાંડેસરાએ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય તરફથી સંચાલિત પ્રાચીન ગૂર્જર ગ્રંથમાલામાં સંપાદિત કરેલા રાસ, ફાગુ, વર્ણકસમુચ્ચય આદિ ગ્રંથોમાં કોશકારને ઉપયોગી શબ્દકોશો આપ્યા છે. છેલ્લા છેલ્લા એમણે વર્ણકસમુચ્ચયનો બીજો ભાગ સંપાદિત કરી ઘણી સામગ્રી પૂરી પાડી છે આ જ રીતે ભાઈ શ્રી મધુસૂદન મોદી, શ્રી કે કા. શાસ્ત્રી, શ્રી કે બી વ્યાસ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, મુનિ શ્રી અભયસાગરજી, ભાઈ શ્રી રમણલાલ શાહ, ડૉ બિપિનચંદ્ર ઝવેરી આદિએ પણ આ દિશામાં પોતાનો હિસ્સો નોંધાવ્યો છે.

સાથે સાથે અહીં એ પણ ઉમેરું કે આપણા ગ્રંથસંગ્રહોમાં સંગૃહીત થયેલા ગ્રંથોના અંતમાં લખાયેલી ગ્રંથકાર અને ગ્રંથલેખકોની પ્રશસ્તિઓમાં તેમ જ જ્યોતિષ, ગણિત આદિ ગ્રંથોમાં સંવત કે સંખ્યા જણાવવા માટે શબ્દાંકો, અર્થાત્ ચંદ્ર એટલે એક, હસ્ત એટલે બે, અગ્નિ એટલે ત્રણ, ગોસ્તન એટલે ચાર, બાણ એટલે પાંચ આદિ શબ્દાંકો આપ્યા છે; એ શબ્દાંકોનો કોશ થાય એ પણ અતિ જરૂરી છે. આજ સુધીમાં જોયેલા જ્ઞાનભંડારોમાંની હાથપોથીઓ આદિ ઉપરથી આવો એક સંગ્રહ મેં કર્યો છે, જેને વ્યવસ્થિત કરી યથાસમય આપ સૌ સમક્ષ રજૂ કરવા ધારણા છે

આપણા જ્ઞાનભંડારોમાં ગુજરાતી, રાજસ્થાની કે મિશ્રભાષાનું કવિતારૂપ જે સાહિત્ય વિદ્યમાન છે, તેની વિવિધતા અને વિશેષતા જાણવા માટેના જે સંકેતો છે, તે આપણે જાણવા જેવા અને નોંધવા જેવા છે સામાન્ય રીતે, આપણી લોકભાષાની દૃષ્ટિએ આ કૃતિઓમાં આટલી બધી વિવિધતા હોવાનો ખ્યાલ બહુ ઓછાઓને હશે જૈન કવિઓ આદિએ આ ક્ષેત્રમાં જે વિવિધતા આણી છે, તેનાં નામોનો નિર્દેશ માત્ર અહીં કરવામાં આવે છે—૧ સંધિ, રાસ, ચતુષ્પદી-ચઉપઈ-ચુપઈ-ચુપદી-ચોપઈ, પ્રબંધ, પવાડુ, આખ્યાનકથા ૨. પરિપાટી, ધવલ-ધોળ, વિવાહલો, સલોકો, હમચી-હમચડી, નીસાણી, ગઘરનીસાણી, ચંદ્રાઉલા, સુખડી, ફૂલડાં, ચરી, ગીતા, રાજગીતા, ભ્રમરગીતા, બ્રહ્મગીતા, લુઅરી, વેલી, ગુંહલી, હાલરડું, નિશાલગરણું, જમણિયાં-ભોજનિયાં, હરિઆલી-હીઆલી, ગરબા. ૩ ફાગ,

વસંત, હોરી, ધમાલ=ધમાર, ચર્ચરી, નવરસો, રાગમાળા, બારમાસા. ૪. ચૈત્યવંદન, સ્તવન, સ્તોત્ર, સ્તુતિ-થુઈ-થોય, ચોવીશી, વીસી, વિજ્ઞપ્તિકા-વિનતિ, ગીત, ભજન, લાવણી, છંદ, પૂજા, દેવવંદન, આરતી-મંગળદીવો. ૫ સજ્ઝાય, ઢાળ, ઢાળિયાં, ચોઢાળિયાં, છઢાળિયાં, બારઢાળિયાં, ચારમાલ, ચોક, બાર ભાવના ૬ પદ, કવિત, સવૈયા, છપ્પય-છપ્પા, કુંડળિયા, એકવીસા, દોહા-દુહા-દોધક-દુગ્ધઘટ આમાંનાં મધ્યકાલીન પદ્ય સ્વરૂપોનુ નિરૂપણ ડૉ. મંજુલાલ ર મજમુદારે 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો (પદ્ય વિભાગ)' તથા ડૉ ચંદ્રકાંત મહેતાએ 'મધ્યકાળના સાહિત્યપ્રકારો' એ નામના ગ્રંથમાં કર્યું છે. સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથો ઉપર અનુવાદરૂપે જે ગદ્ય સાહિત્ય રચાયું છે, તેને એના પ્રકારો મુજબ સ્તબક-સ્તિબુક, ટબો, બાલાવબોધ, બોધ, વાર્તિક, વચનિકા, અવચૂરી આદિ નામોથી ઓળખવામાં આવે છે

ઉપર ગુજરાતી આદિ ભાષાના સાહિત્યની વિવિધતાનો નિર્દેશ કર્યા પછી સાથે સાથે આપણા જ્ઞાનભંડારોમાં સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાનો જે ગ્રંથરાશિ છે, તે ઉપરની વ્યાખ્યાઓનાં જે ભિન્ન ભિન્ન નામો અને સંકેતો છે તે પણ જાણવા જેવાં છે:—૧ નિર્યુક્તિ, ભાષ્ય, મહાભાષ્ય-બૃહદ્‌ભાષ્ય, સંગ્રહણી ૨ ચૂર્ણિ-વિશેષચૂર્ણિ ૩ વૃત્તિ, ટીકા, વ્યાખ્યા, વિવરણ, વિવૃતિ, લઘુવૃત્તિ, બૃહદ્‌વૃત્તિ, ન્યાસ, ઢુંઢિકા. ૪ દીપક, દીપિકા, પ્રદીપિકા, પંજિકા, અવચૂરી-અવચૂર્ણિ. ૫ ટિપ્પનક, વિષમપદ-પર્યાય, દુર્ગપદપ્રબોધ, દુર્ગપદવિવૃતિ, પદભંજિકા. ૬ ટિપ્પણી, પર્યાય ૭ બીજક આ વિવિધ વ્યાખ્યાઓ જેના ઉપર રચાયેલી છે તેને મૂળસૂત્ર, મૂલગ્રંથ આદિ નામથી ઓળખવામાં આવે છે

આ પછી લેખનની પદ્ધતિને લઈ આપણી હાથપોથીઓને અંગે જે સંકેતો છે, તેમ જ એની સાથે સંબંધ ધરાવતાં લેખન આદિ સાધનોનાં ઘણાં નામો, સંકેતો અને શબ્દો છે, જે આપણા કોઈ કોશમાં મોટે ભાગે નહિ મળે; જેવાં કે—શુદ્ધ, પંચપાઠ, ત્રિપાઠ, દ્વિપાઠ, રિક્તલિપિચિત્ર, ચિત્ર-પૃષ્ઠિકા, હૂંડી, હાંસિયો, ચોરઅંક, મોરપગલું કે હંસપગલું, ગ્રંથાગ્રંથ, પ્રતિ, આદર્શ, પાઠભેદ-પાઠાન્તર-વાચનાન્તર, ઓળિઉં-કાંટિઉં, કાઠાં-બરું, વતરણાં, જુજવળ, પ્રાકાર, કંબિકા, આંકણી, ગ્રંથિ, પાટી, પાઠાં, ચાબરચંગી—ચાબખીચંગી, ઝલમલ, વીંટાંમણુ—રૂમાલ, કલમદાન, સાપડો—ચાપડો ઇત્યાદિ

અહીં જે વિવિધ નામો આપવામાં આવ્યાં છે, તેના અર્થો કે વિસ્તૃત સમજ આપવાનું આ સ્થાન નથી. પરંતુ આ ઉપરથી એ ખ્યાલ આવશે કે આપણા વિશાળ જ્ઞાનભંડારોનું અવલોકન કરનારે એને લગતી વિશિષ્ટ પરિભાષા અને સંકેતોનું ઊંડું જ્ઞાન મેળવવું જોઈએ; તો જ આપણા જ્ઞાનભંડારોની યાદીઓ, સૂચિઓ કે ટીપો, એનું અવગાહન અને પૃથક્કરણ વ્યવસ્થિત બનશે.

આપણી પ્રાચીન બ્રાહ્મી અથવા વર્તમાન દેવનાગરી, ગુજરાતી આદિ લિપિઓનો વિકાસ કેમ થયો અને એમાંથી ક્રમે ક્રમે આજની આપણી લિપિઓનાં વિવિધ રૂપો કેમ સર્જાયાં—એ જાણવા માટે આ જ્ઞાનભંડારોમાંની જુદા જુદા પ્રદેશોના લેખકોને હાથે સૈકાવાર જુદા જુદા મરોડ અને આકાર-પ્રકારમાં લખાયેલી પ્રતિઓ ઘણી જ ઉપયોગી છે. મેં જોયેલા પ્રાચીન જ્ઞાનભંડારોમાં મોટે ભાગે બારમા સૈકાના પ્રારંભથી લઈને આજ સુધીની સૈકાવાર અને દશકાવાર લખાયેલી હાથપ્રતો જ વિદ્યમાન છે પરંતુ જેસલમેરના કિલ્લામાં રહેલા ખરતરગચ્છીય યુગપ્રધાન આચાર્ય શ્રી જિનભદ્રસૂરિના જ્ઞાનભંડારમાં બારમા સૈકાના પ્રારંભથી લખાયેલી પ્રતિઓ ઉપરાંત, લિપિના આકાર-પ્રકારને આધારે આપણે જેને પ્રાચીન માની શકીએ તેવી લિપિમાં લખાયેલી, આચાર્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વિરચિત વિશેષાવશ્યકમહાભાષ્યની તાડપત્રીય પ્રતિ છે આ પ્રતિના અંતમાં લેખનનો કોઈ નિશ્ચિત સમય નથી, એમ છતાં એની લિપિ જોતાં એ પ્રતિ વિક્રમના દશમા સૈકા પછીની તો નથી જ નથી. પાટણ, ખંભાત, જેસલમેર આદિના ગ્રંથસંગ્રહોમાં રહેલી આ બધી પ્રાચીન-અર્વાચીન હસ્તપ્રતિઓ

આપણી ભારતીય બ્રાહ્મી લિપિમાંથી દેવનાગરી લિપિ સુધીના ક્રમિક વિકાસના અભ્યાસ માટે ઘણી જ ઉપયોગી છે. મને લાગે છે કે આપણા જ્ઞાન-સંગ્રહોમાં રહેલી જુદા જુદા લેખકોને હાથે જુદા જુદા મરોડમાં લખાયેલી પ્રાચીન-અર્વાચીન પ્રતિઓના સૈકા વાર ફોટોગ્રાફ્સ લઈ લિપિમાલાનું એક આલબમ બનાવવામાં આવે અને કોઈ આર્ટિસ્ટ પાસે એમની વર્ણમાલાનાં રૂપાન્તરોના શતાબ્દીના ક્રમથી ચાર્ટ્સ તૈયાર કરાવવામાં આવે, તો ભારતીય વિદ્યાર્થીઓ માટે આજની વ્યાપક દેવનાગરી, ગુજરાતી વગેરે લિપિઓના ક્રમિક વિકાસના ઊંડા અભ્યાસ માટેની અતિ મહત્ત્વની સામગ્રી તૈયાર થાય મારી વિનંતી છે કે પ્રાચ્ય વિદ્યા મંદિર–વડોદરા, લા. દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર–અમદાવાદ જેવી ગુજરાતની પ્રમુખ સંસ્થાઓ આ કાર્યને જરૂર ધ્યાનમાં લે

આપણા જ્ઞાનભંડારોમાંની વ્યાપક સામગ્રીનું વ્યાપક દૃષ્ટિએ અવગાહન કર્યા પછી મને એક વાત સૂચવવી યોગ્ય લાગે છે, કે આજના વિદ્વાનોએ વૈદિક અને બૌદ્ધ સાહિત્યના અધ્યયન અને અવગાહન દ્વારા ઘણું ઘણું સંશોધન કરી અનેક વિષયો ઉપર પ્રકાશ પાડ્યો છે. એ જ રીતે ભારતીય સંસ્કૃતિના મહત્ત્વના અંગ તરીકે સ્વીકારેલી જૈન સંસ્કૃતિના સાહિત્યનું અધ્યયન અને અવલોકન કરવું એટલું જ આવશ્યક અને પૂરક છે જૈન આગમો અને એના ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ-વૃત્તિ આદિ વ્યાખ્યાગ્રંથો, દાર્શનિક સાહિત્ય, કથાસાહિત્ય આદિમાં ભારતીય વ્યાપક સંસ્કૃતિને સમૃદ્ધ કરવા માટેની કલ્પનાતીત વિપુલ સામગ્રી વર્તમાન છે, જેનો કંઈક ખ્યાલ આવે એ માટે અમે ગુરુ-શિષ્યે એટલે કે મારા પૂજ્ય ગુરુવર્ય શ્રી ચતુરવિજયજી મહારાજે અને મેં સંપાદિત કરેલા बृहत्कल्प ગ્રંથ અને वसुदेवहिंडी તથા अंगविज्जा ગ્રન્થનાં પરિશિષ્ટો જોવા ભલામણ કરું છું.

बृहत्कल्प ગ્રંથમાં આપણા ભારતની પ્રાદેશિક, ઐતિહાસિક, સાંસ્કૃતિક આદિ અનેક વિષયોને લગતી માહિતી છે. આપણા ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ દેશનાં આનંદપુર (વડનગર), કચ્છ દેશ, દીવબંદર, દ્વારિકા, ભૃગુકચ્છ, સોપારક, પ્રભાસ, પ્રાચીનવાહ, અર્બુદ, ઉજ્જયંત, ભૂતતડાગ, બન્નાસા (બનાસ નદી), સરસ્વતી નદી વગેરે વિગતો આમાં છે. પ્રાચીન યુગમાં આપણા ગામ, નગર, ખેડ, કર્બટ, મડંબ, દ્રોણમુખ આદિની રચના, તેના આકારો અને એની આસપાસ રક્ષણ માટે કરાતા પથ્થર, ઈંટ, માટી, ધૂળ, ખપાટિયાં આદિના પ્રાકાર, વાડ વગેરે કેવાં હતા તેની હકીકત પણ આ ગ્રન્થમાં મળી આવે છે. પ્રાચીન યુગમાં આપણે ત્યાં કઈ કઈ જાતના નાણાં-મુદ્રા-સિક્કાઓનું ચલણ હતું, એનાં કાકિણી, કેતર, કેવડિય, નેલક, દીનાર, દ્રમ્મ, સાભરક આદિ નામો, એનું પ્રમાણ અને એ જ્યાં ચાલતાં તે સ્થળોનો ઉલ્લેખ પણ આમાં મળે છે તીર્થસ્થાનો, ઉત્સવો, જમણ આદિ વિશેના ઉલ્લેખો પણ નજરે પડે છે પણિતશાલા, ભાંડશાલા, કર્મશાલા, પચનશાલા, વ્યાઘરણશાલા આદિ શાલાઓ, કુત્રિકાપણ (વિશ્વવસ્તુભંડાર), આપણા વસ્ત્રના પ્રકારો, મદ્યના પ્રકારો, વિપના પ્રકારો, યંત્રો આદિ અગણિત વિષયોની માહિતી આમાં છે તીર્થસ્થાનો, ઉત્સવો, જમણ આદિની યાદી પણ આમાં છે આ ઉપરાંત મૌર્યવંશીય અશોક-સંપ્રતિ, શાલિવાહન, મુરુંડરાજ આદિ રાજાઓ; આર્યસુહસ્તિ, કાલિકાચાર્ય, લાટાચાર્ય, સિદ્ધસેનસૂરિ, પાદલિપ્ત આદિ આચાર્યોની હકીકત પણ આ ગ્રંથમાં છે.

वसुदेवहिंडी, જેની રચના અનુમાને વિક્રમના પાંચમા સૈકાની આસપાસમાં થયાનો સંભવ છે, તેમાં ભગવદ્ગીતા, પોરાગમ (પાકશાસ્ત્ર) અને અર્થશાસ્ત્ર: આ ત્રણ મહત્ત્વના ગ્રંથોનો ઉલ્લેખ છે अत्थसत्थे य भणियं એમ કહીને નોંધેલો, "विसेसेण मायाए सत्थेण य हंतव्वो अप्पणो विवड्ढमाणो सत्तु त्ति।" આ ઉલ્લેખ પ્રાકૃતમાં છે. એ ઉપરથી તેમ જ આ આશય સાથે સામ્ય ધરાવતું કોઈ સૂત્ર કૌટિલીય

અર્થશાસ્ત્રમાં મળતું ન હોવાથી આપણે એ માનવું જ રહ્યું, કે આપણે ત્યાં પ્રાચીન કાળમાં કૌટિલીય અર્થશાસ્ત્ર ઉપરાંત પ્રાકૃત ભાષામાં રચાયેલું 'અર્થશાસ્ત્ર' પણ હતું. આવો જ એક બીજો પ્રાકૃત ઉલ્લેખ, આચાર્ય શ્રી અભયદેવસૂરિકૃત નવાંગીવૃત્તિ આદિ ગ્રંથોનું સંશોધન કરનાર શ્રી દ્રોણાચાર્ય-વિરચિત ઓઘનિર્યુક્તિ વૃત્તિમાં પણ આવે છે, જે પ્રાકૃત ભાષામાં કોઈ બીજું 'અર્થશાસ્ત્ર' હોવાની માન્યતાને દૃઢ કરે છે. આ ગ્રંથના ત્રીજા ગંધર્વદત્તા લંભકમાં ચારુદત્તની વેપાર માટેની મુસાફરીનું વર્ણન છે. તેમાં અજપથ, શંકુપથ, પક્ષિપથ આદિ જેવા માર્ગો આવે છે, જેનું વિસ્તૃત વર્ણન સૂત્રકૃતાંગસૂત્રના અગિયારમા અધ્યયનમાં તે તે માર્ગોનું એના સ્થળનિર્દેશ સાથે વર્ણન છે. ચારુદત્તની આ મુસાફરીનું વર્ણન ઘણું રસપૂર્ણ છે, જે જાણવા ઇચ્છનારે वसुदेवहिंडी ગ્રંથ અથવા ડૉ. સાંડેસરાએ કરેલું એનું ભાષાંતર જોવું જોઈએ. આ કથા-ગ્રંથ હિંડી-મુસાફરીને લગતો હોઈ એમાં જુદી જુદી ઘણી જાતની માહિતી છે.

अंगविज्जा ગ્રંથ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઘણો જ મહત્ત્વનો છે. આ ગ્રંથ માનવઅંગોની વિવિધ ચેષ્ટાઓ અને ક્રિયાઓને આધારે ભૂત-ભવિષ્ય-વર્તમાન પ્રશ્નાદિ અંગે ફલાદેશ કરતો હોઈ એમાં માનવઅંગોનું સેંકડો રીતે સૂક્ષ્મ વિભાજન અને વર્ણન કરવામાં આવ્યું છે, એટલે અંગશાસ્ત્રના જ્ઞાતાઓની દૃષ્ટિએ આ ગ્રંથ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ ઉપરાંત માનવોની પલાંઠી વાળવી, બેસવું, ઊઠવું, જવું, ઊભા રહેવું, નીકળવું, પડવું, સૂવું, પ્રશ્ન કરવો, નમન કરવું, રોવું, હસવું, શોક કરવો, આક્રંદ કરવું આદિ વિવિધ ક્રિયાઓના પ્રકારો દર્શાવેલા છે અર્થાત્ પલાંઠીના બાવીસ, બેસવાના બત્રીસ, ઊભા રહેવાના અઠ્ઠાવીસ ઇત્યાદિ પ્રકારો બતાવેલા છે. મનુષ્યજાતિ સાથે સંબંધ ધરાવતા ગોત્ર, નામ, સગપણ, રતિવિલાસ, વેપાર, ગામ, નગર, પ્રાકાર, ઘર, શાલા, જલયાન, સ્થલયાન, વાહન, શયન, આસન, ભાજન, ભોજન, પેય, વસ્ત્ર, આભૂષણ, અલંકાર, તૈલ, ઉત્સવ, રોગ, સિક્કાઓ આદિ વિશે વિભાગશઃ વિસ્તૃત ઉલ્લેખો છે, જે આપણને કેટલીયે નહિ જાણેલી વિગતો સ્પષ્ટ રીતે પૂરી પાડે છે. દા. ત., સિક્કાઓમાં खत्तपक सिक्कानुं નામ આવે છે; તે આજ સુધી બીજે ક્યાંય જોવામાં નથી આવ્યું. आयारांगसूत्रमां વપરાયેલો आयाग શબ્દ આ ગ્રંથમાં મળી આવે છે. તિર્યગ્જાતિ સાથે સંબંધ ધરાવતા પશુ-પક્ષી, સૂક્ષ્મ જીવજંતુ અને વૃક્ષ-લતા-ગુલ્મ-ફલ-ધાન્ય આદિ વનસ્પતિના વિવિધ પ્રકારો અને નામો પૂરાં પાડે છે. પ્રાચીન કાળમાં આપણે ત્યાં પ્રાણીશાસ્ત્રીઓ અને વનસ્પતિ-શાસ્ત્રીઓ આ વિશેનું કેવું જ્ઞાન ધરાવતા હતા, એ આપણને આથી જાણવા મળે છે. प्रज्ञापनोपांग સૂત્રમાં પણ આ વિષયને લગતી ઘણી જ માહિતી છે.

અહીં ઉદાહરણ તરીકે ત્રણ ગ્રંથોમાંની વિગતો નોંધવામાં આવી છે. આ જ રીતે પ્રત્યેક જૈન આગમમાંથી આપણને અનેક વિષયને લગતી વિવિધ સામગ્રી મળી આવશે. જૈન કથાસાહિત્ય આપણા ચાલુ જીવન-વ્યવહાર સાથે સંબંધ ધરાવતી અનેક વસ્તુઓ પૂરી પાડે છે. તે તે યુગની પ્રજાની સાંસ્કૃતિક સંપત્તિ શી હતી, રીત-રિવાજો કેવા હતા, જીવનસરણી કેવી હતી, તે તે યુગની પ્રાદેશિક વ્યવસ્થાઓ, રાજ્યવ્યવસ્થાઓ, લોકવ્યવસ્થાઓ કેવી હતી, એની માહિતી આપણને આમાંથી મળી આવે છે. આપણે ત્યાં પ્રાચીન કાળમાં જન્મોત્સવ, વિવાહોત્સવ આદિ વિશે શી શી રીત હતી, વિવાહિત વરકન્યા, ઘરનો વહીવટ સ્વીકારતા પુત્રો, રાજ્યારોહણ કરતા રાજપુત્રો અને પ્રજા, આચાર્યપદ સ્વીકારતા આચાર્યો અને મુનિગણ—આ સર્વને માટે શિક્ષાના પ્રકારો શા હતા વગેરે ઘણું ઘણું મળી આવે છે. આજની આપણી પ્રજાના જીવનઘડતર માટેની ઘણી સામગ્રી આ કથા-સાહિત્યમાં વર્તમાન છે, જેનું સાંસ્કૃતિક દૃષ્ટિએ અધ્યયન કરી નવીન દૃષ્ટિએ આલેખવામાં આવે તો

# સાહિત્ય-સંરક્ષણ

પૂર્વકાલીન શૃંખલાબદ્ધ ઇતિહાસ જળવાઈ શકે તેમ પૂર્વપુરુષોની અમૂલ્ય વાણી સંભાળવામાં જૈન સમાજે વાપરેલી દીર્ઘદર્શિતા માટે પૂર્વ અને પશ્ચિમના સાક્ષરો મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે; કેમ કે જૈન સાક્ષરોએ ઇતિહાસ-સંરક્ષણની શરૂઆત શીલાલેખો, તામ્રપત્રો અને સંજ્ઞાસૂચક ચિત્ર-પટોથી સદીઓ પહેલાં કરી અને તે સાથે સાહિત્ય-સંરક્ષણ અર્થે તાડપત્રો તથા ભોજપત્રોનો[1] ઉપયોગ શરૂ કરી દીધો અને શોધક દૃષ્ટિએ આગળ વધીને કાપડ[2] તથા જાડા કાગળોમાં શાસ્ત્રગ્રંથોને હાથે લખાવીને સેંકડો ગમે સાહિત્યનો વિકાસ કર્યો. તથા તે સાધનો યાવત્ચંદ્ર-દિવાકરૌ જળવાઈ રહે તે માટે તેને આગ, પાણી કે જીવજંતુ સ્પર્શ ન કરી શકે તેવી સલામત યોજનાથી ડાબડા તથા ભંડારોમાં સંરક્ષણ આપ્યું : એ વાતની અગમ્ય ભંડારો, ભોંયરાઓ અને થાંભલાઓમાં છુપાયેલો ગ્રંથસંગ્રહ અત્યારે પણ ખાતરી આપે છે.

મળેલાં સાધનો ઉપરથી જાણી શકાય છે કે સૈકાઓ પહેલાંથી સાહિત્ય-લેખન અને સંગ્રહ માટે દરેક ગચ્છના સમર્થ આચાર્યાદિ મુનિવર્ગના ઉપદેશથી કે પોતાના આંતરિક ઉલ્લાસથી અનેક રાજાઓ, મંત્રીઓ તેમ જ ધનાઢ્ય ગૃહસ્થોએ તપશ્ચર્યાના ઉદ્યાપન નિમિત્તે, જિનાગમશ્રવણ નિમિત્તે, પોતાના અથવા પોતાના પરલોકવાસી સ્વજનના કલ્યાણ અર્થે, સાહિત્ય પ્રત્યેની પોતાની અભિરુચિને કારણે અગર તેવા કોઈ પણ શુભ નિમિત્તે નવીન પુસ્તકાદર્શો લખાવીને અથવા પુરાતન જ્ઞાનભંડારો મેળવીને મોટા મોટા જ્ઞાનભંડારોની સ્થાપના કરીને જ્ઞાનનો પ્રચાર કર્યો છે આ સ્થળે ધ્યાનમા રહેવું જોઈએ કે, સાધારણમાં સાધારણ વ્યક્તિઓએ પણ ઉપરોક્ત શુભ નિમિત્તોમાંનું કોઈ પણ નિમિત્ત પ્રાપ્ત થતાં મહત્ત્વપૂર્ણ ફાળો આપવામાં પાછી પાની નથી કરી

---

૧. માત્ર યતિઓના જમાનામાં અર્થાત્ સત્તરમી અને ખાસ કરીને અઢારમી—ઓગણીસમી સદીમાં અવ્યવસ્થિત રીતે લખાયેલ કેટલાક મંત્રો ભોજપત્ર પર જોવામાં આવે છે

૨ પાટણના સંઘના ભંડારમાં કપડા ઉપર લખેલાં બે પુસ્તકો છે, જેમાનું એક સંવત ૧૪૧૮ માં લખેલું ૨૫×૫ ઇંચના કદવાળાં ૯૨ પાનાંનું છે. સામાન્ય ખાદીના કપડાના બે ટુકડાને ચોખાની લહીથી ચોડી તેની બન્ને બાજુએ લહી ચોપડી અકીકના અગર તેવા કોઈ પણ ઘૂંટાથી ઘૂંટી તેના ઉપર લખવામાં આવેલ છે. આ સિવાય ચોમાસાની વિજ્ઞપ્તિ, સાંવત્સરિક ક્ષમાપના, કર્મગ્રંથનાં યંત્રો, અનાનુપૂર્વી આદિ પણ એકવડા કપડા ઉપર લખાયેલ મળે છે.

પૂજ્યપાદ શ્રીમાન દેવર્ધિગણી ક્ષમાશ્રમણે ગ્રંથલેખનનો આરંભ કરાવ્યો ત્યારે અને તે પછી અનેક સમર્થ તેમ જ સાધારણ વ્યક્તિઓએ વિશાળ જ્ઞાનભંડારોની સ્થાપના કરી છે. એનું સંપૂર્ણ સંશોધન કરવું અશક્ય છે. પરંતુ ઉપલક નજરે જોતાં સાહિત્યરસિક મહારાજા સિદ્ધરાજ જયસિંહે ત્રણસો લહિયા એકઠા કરી સર્વ દર્શનના ગ્રંથો લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કર્યાનો તથા આચાર્ય હેમચંદ્રકૃત સવાલાખ શ્લોકપ્રમાણ વ્યાકરણ ગ્રંથની સેંકડો પ્રતિઓ લખાવી તેના અભ્યાસીઓને દેશ-પરદેશમાં ભેટ મોકલાવ્યાનો ઉલ્લેખ ‘પ્રભાવકચરિત્ર’ તથા ‘કુમારપાલપ્રબંધ’માં છે મહારાજા કુમારપાલને માટે પણ કુમારપાલપ્રબંધાદિમાં એકવીશ જ્ઞાનભંડાર સ્થાપ્યાનો તથા પોતાના રાજકીય પુસ્તકાલય માટે જૈન આગમ ગ્રંથો અને આચાર્ય શ્રી હેમચંદ્રવિરચિત યોગશાસ્ત્ર, વીતરાગસ્તવની હાથપોથી સ્વર્ણાક્ષરે લખાવ્યાની નોંધ છે.

મંત્રીઓમાં જ્ઞાનભંડાર લખાવનાર મહામાત્ય વસ્તુપાલ–તેજપાલે નાગેંદ્રગચ્છીય આચાર્ય વિજયસેન તથા ઉદયપ્રભસૂરિના ઉપદેશથી જ્ઞાનભંડારો લખાવ્યાની નોંધ જિનહર્ષગણિકૃત ‘વસ્તુપાલ-ચરિત્ર’, ‘ઉપદેશ તરંગિણી’ આદિમાં નજરે પડે છે. તેમ જ માંડવગઢના મંત્રી પેથડ શાહે તપગચ્છીય આચાર્ય ધર્મઘોષસૂરિ પાસે આગમ શ્રવણ કરતાં ભગવતીસૂત્રમાં આવતા વીર–ગૌતમ નામની સોનાનાણાથી પૂજા કરી, તે એકઠા થયેલ દ્રવ્યથી પુસ્તકો લખાવી ભરૂચ આદિ સાત સ્થાનોમાં ભંડાર સ્થાપ્યા હતા. આ ઉપરાંત ગૃહસ્થોમા, ખરતરગચ્છીય આચાર્ય જિનભદ્રના આદેશથી ધરણા શાહે, મહોપાધ્યાય શ્રી મહીસમુદ્રગણીના ઉપદેશથી નંદુરબારનિવાસી સં. ભીમના પૌત્ર કાલુએ, આગમગચ્છીય શ્રી સત્યસૂરિ, જયાનંદસૂરિ અને વિવેકરત્નસૂરિના ઉપદેશથી પેથડશાહ, મંડલીક તથા પર્વત–કાન્હાએ નવીન ગ્રંથો લખાવી જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા.

આજ સુધીમાં આવા સેંકડો જ્ઞાનભંડારો ઊભા થયા અને કાળની કુટિલતાને બળે, રાજ્યની ઊથલપાથલને લીધે કે જૈન સમાજની અજ્ઞાનતાને લીધે તેમાંના ઘણા શીર્ણ–વિશીર્ણ થઈ ગયા. અને ઘણા માલિકીના મોહમાં કે અજ્ઞાનતાથી ઉધેઈના મુખમાં અદૃશ્ય થયા કે જીર્ણ દશાને પામ્યા. આ ઉપરાંત પાણીથી ભીંજાઈને ચોંટી જવાથી અથવા તો બગડી જવાને કારણે, ઉંદર આદિએ કરડી ખાધેલ હોવાને લીધે, ઊથલપાથલના સમયમાં એકબીજા પુસ્તકોનાં પાનાંઓથી ખીચડારૂપ થઈ અવ્ય-વસ્થિત થવાને કારણે અગર તેવા અન્ય કોઈ પણ કારણે વહેતી નદીઓમા, દરિયામાં અથવા જૂના કૂવાઓમાં પધરાવીને સેંકડો ગ્રંથો ગુમાવી દેવાયા તેની તો બહુ થોડાઓને જ ખબર હશે આવા જ ફેંકી દેવાને તૈયાર કરાયેલ અનેક સ્થળના કચરારૂપ મનાતાં પાનાંઓના સંગ્રહમાંથી વિજ્ઞ મુનિવર્ગે કેટલાયે અશ્રુતપૂર્વ, અલભ્ય તેમ જ મહત્ત્વના સેંકડો ગ્રંથો શોધી કાઢ્યા છે, એ વાત જો ધ્યાનમાં રહે તો એવા નષ્ટ થતા અનેક કીમતી ગ્રંથો હજુ પણ મળી શકે

જેમ જૈન સંઘે મોગલોની ચડાઈના જમાનામાં પ્રતિમાઓના રક્ષણ માટે મંદિરની અંદર ગુપ્ત અગમ્ય માર્ગવાળાં તેમ જ અકલ્પ્ય ઊંડાઈવાળાં ભૂમિગૃહો–ભોયરાંની સંકલના વિચારી હતી, તેમ જ્ઞાનભંડારોની રક્ષા માટે જેસલમેરનો કિલ્લો જોવાથી ત્યાંના ભંડારને કેવી રીતે સુરક્ષિત રાખવામાં આવતા હતા તે સમજાશે આચાર્ય સિદ્ધસેન માટે એમ સાંભળવામાં આવે છે કે તેમણે ગુપ્ત સ્તંભને ઔષધિ વડે ઉઘાડી તેમાંથી મંત્રામ્નાયનાં કેટલાંક ઉપયોગી પુસ્તકો બહાર કાઢ્યાં અને સ્તંભ અચાનક જમીનમાં ઊતરી ગયો. આવા (તિલસ્માતી) ગુપ્ત સ્તંભો કે મકાનોમાં કેટલુંય મંત્રસાહિત્ય સદાને માટે અદૃશ્ય પડ્યું હશે, તે કલ્પના બહાર રહે છે

પ્રાચીન સાહિત્યને આ રીતે પ્રકાશિત કરીને તેના સંરક્ષણ માટે પુસ્તક મૂકવાની પેટી, મંજૂસ કે કબાટ આદિ જમીનથી અદ્ધર રાખવાનો રિવાજ છે કે જેથી ધૂળ, ઉધેઈ કે ઉંદર ઉપદ્રવ કરી શકે નહિ. તેમ જ હસ્તલિખિત પુસ્તકોની શાહીમાં ગુંદર પડતો હોવાથી શરદી લાગતાં તે ચોંટી ન જાય તે માટે ગ્રંથભંડારનું સ્થાન ભેજરહિત તેમ જ ચોમાસાનુ પાણી ન ઊતરે તેવું પસંદ કરવામાં તથા દરેક ગ્રંથને મજબૂત રીતે બાંધીને રાખવામાં આવે છે જૈન હસ્ત-લિખિત ભંડારના કાર્યવાહકો ચોમાસામાં ભંડારને ઉઘાડતા નથી તેનુ કારણ પણ પુસ્તકોને હવા ન લાગે એ છે.

આટલી સંભાળ છતાં જો કોઈ પાનાં શાહીના દોષથી ચોટીને રોટલા જેવાં થઈ ગયાં હોય, તો તેવાં પુસ્તકને ઉખાડવા માટે પાણિયારામાંની સૂકી જગ્યામાં અથવા પાણી ભર્યા બાદ ખાલી કરેલ ભીનાશ વિનાની પણ પાણીની હવાવાળી માટલી કે ઘડામાં જલમિશ્રિત શરદી લાગે તેમ મૂકવાં અને તે હવાની અસર થવા પછી ચોંટી ગયેલ પાનાંને ધીરે ધીરે ઉખાડવાં. જો વધારે ચોંટી ગયેલ હોય તો તેને વધારે પ્રમાણમાં શરદી લાગ્યા પછી ઉખાડવાં, પણ ઉખાડવા માટે ઉતાવળ ન કરવી ચોમાસામાં પુષ્કળ વરસાદના ભેજની અસર પણ એ કામ કરે છે આવાં પાનાં ફરીથી ચોંટી ન જાય માટે તેવા દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો આ ઉપાય કાગળના પુસ્તક માટે છે

જો તાડપત્રીય પુસ્તક ચોંટી ગયુ હોય તો એક કપડાને નીતરે તેમ પાણીમાં ભીંજાવી તેને પુસ્તકની આસપાસ લપેટવુ અને જેમ જેમ પાનાં હવાતાં જાય તેમ તેમ ઉખાડતા જવુ. તાડપત્રીય પુસ્તકની શાહી પાકી હોવાથી તેની આસપાસ નીતરતુ કપડુ લપેટતાં તેના અક્ષરો ભૂંસાવાનો કે ખરાબ થવાનો ભય રાખવો નહિ.

વર્ષાઋતુમાં જ્ઞાનભંડારોમાં પેસી ગયેલ સ્નિગ્ધ હવા ઉરાડવાને કાર્તિક માસમાં શરદઋતુની પ્રૌઢાવસ્થા હોઈ સૂર્યનો પ્રખર તાપ અનુકૂળ છે તેથી કાર્તિક શુક્લ પંચમી (જ્ઞાનપંચમી) માટે જ્ઞાન-ભક્તિનું માહાત્મ્ય જણાવ્યું છે. પરંતુ અત્યારે આ પર્વના હેતુને સમજીને પુસ્તક-ભંડારો તપાસવા, ત્યાંનો કચરો સાફ કરવો, પુસ્તકોને તડકો દેખાડવો, બગડી ગયેલ પુસ્તકો સુધારવાં, તેમાં જીવડા ન પડે તે માટે મૂકેલ ઘોડાવજના ભૂકાની પોટલીઓ બદલાવવી, આદિ કશું જ ન કરતા માત્ર જૈનોની વસ્તીવાળાં ઘણાંખરાં નાનાં-મોટા નગરોમાં થોડાંઘણાં, જે હાથમાં આવ્યાં તે, પુસ્તકોની આડંબરથી સ્થાપના કરી તેની પૂજા-સત્કાર આદિથી જ કૃતકૃત્યતા માનવામાં આવે છે તો આશા છે કે જ્ઞાનના ઉપાસકો અને જ્ઞાનભંડારના સંરક્ષકો જ્ઞાનભક્તિનો મર્મ સમજી યથાવિધિ જ્ઞાનોપાસનાનો અપૂર્વ લાભ લેશે.

[ 'જૈન' સાપ્તાહિક, રજત મહોત્સવ ગ્રંથ, વસંતપંચમી, સં. ૧૯૮૯ ]

# જૈન સાધુસંમેલન અને પંચાંગી આધારે પ્રશ્નોનો નિર્ણય (!)*

पुरिसा सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए उवट्ठिए से मेहावी मारं तरइ ।
—आयारंगं ॥

'ભાવિ જૈન સાધુસમેલનમાં અત્યારના ચર્ચાસ્પદ પ્રશ્નોનો નિર્ણય કેમ લાવવો ?' એ માટે જે અનેક વાતો ઉચ્ચારાઈ રહી છે, તેમાંની એક વાત ખાસ કરીને સૌનુ ધ્યાન ખેંચી રહી છે એ વાત બીજી કાંઈ જ નહિ કિન્તુ "પચાંગી આધારે જ દરેક પ્રશ્નોનો નિર્ણય લાવવો," એ છે. એટલે આજે આપણે એ વિચારવું આવશ્યક છે કે, પંચાંગી એટલે શું ? 'પંચાંગી' શબ્દ ક્યારથી રૂઢ થયો છે ? પ્રાચીન કાળમાં પંચાંગી હતી કે નહિ ? હતી તો તે કઈ ? અત્યારે પંચાંગી કોને કહેવામાં આવે છે ? પચાંગીમાં કઈ બાબતોનો સમાવેશ થાય છે ? પંચાંગીનો અત્યારના સાધુજીવન સાથે શો અને કેટલો અન્વય અથવા સંબધ છે ? એના આધારે નિર્ણય એટલે શુ ? અને કયા પ્રશ્નોનો નિર્ણય ?

ઉપરોક્ત પ્રશ્નોની ચર્ચા કરવા અગાઉ આપણે 'આગમ એટલે શું અને શાસ્ત્ર એટલે શું ?' એ બાબત વિચારી લઈએ, કારણ કે આજે આ બન્નેના વાસ્તવિક સ્વરૂપને ન સમજવાને લીધે આગમિક તેમ જ શાસ્ત્રીય બાબતોનો નિર્ણય લાવતાં પચાંગીને નામે ઘણો જ ગૂચવાડો ઊભો કરવામાં આવે છે અને તેથી લોકો ઘણા જ ગૂચવાડામાં પડે છે

'આગમ' અને 'શાસ્ત્ર'નો ભેદ સમજાયા પછી 'પચાંગી દ્વારા કઈ જાતના પ્રશ્નનો ઉકેલ કેમ લાવવો ?' એ માર્ગ ઘણો જ સુગમ થઈ જાય છે એટલે એ દૃષ્ટિએ આ બન્નેની વ્યાખ્યા ધ્યાનમાં લઈ લેવી ઇષ્ટ છે

**આગમ અને શાસ્ત્રની વ્યાખ્યા**—મારી અલ્પ મતિ દ્વારા હું આગમ અને શાસ્ત્રની વ્યાખ્યા આ રીતે સમજુ છુ :—આગમ ત્રિકાળ-અબાધિત હોય છે; શાસ્ત્રમાં તે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિના ફેરફાર સાથે મોટા ફેરફારો થઈ જાય છે અર્થાત્ આગમિક પદાર્થોનું સ્વરૂપ સદાય એકસરખું હોઈ આગમો હમેશાં એકરૂપમાં કાયમ રહે છે; તેમાં ક્યારેય પણ પરિવર્તનને અવકાશ નથી હોતો; જ્યારે શાસ્ત્રીય પદાર્થો, જે એક કાળે અતિ મહત્ત્વના હોય છે, તે જ સમયના

* અમદાવાદમાં વિ સં ૧૯૯૦ના ફાગણ વદ ત્રીજને રોજ શરૂ થયેલ જૈન સાધુસંમેલન અગાઉ લખાયેલો લેખ.

વહેવા સાથે નિરુપયોગી નીવડે છે અને તેનું સ્થાન બીજા પદાર્થો લે છે. આગમિક પદાર્થો એટલે તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રીય પદાર્થો એટલે આપણા જીવન સાથે સંબંધ ધરાવતાં બાહ્ય આચારો, વ્યવહારો અને નિયમનો. આ બન્ને જાતના પદાર્થોના વર્ણનને લક્ષીને આપણે આગમ અને શાસ્ત્રનો વિભાગ પાડવો જોઈએ અર્થાત્ આગમિક પદાર્થોનું જેમાં વર્ણન હોય તે શાસ્ત્ર. અથવા એમ પણ કહી શકાય કે જેમાં તત્ત્વજ્ઞાનનુ પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તે આગમ અને જેમાં આપણા જીવનને લગતા આચાર-વ્યવહાર અને તેની સાથે સબંધ ધરાવનાર નિયમનોનું કથન કરવામાં આવ્યું હોય તે શાસ્ત્ર આ દષ્ટિએ વિચારીએ તો, અત્યારે આપણા સમક્ષ અંગ, ઉપાંગ, છેદસૂત્રાદિ તેમ જ તેને અનુસરતા બીજા સહસ્રાવધિ ગ્રંથોરૂપ જે મહાન ગ્રંથરાશિ વિદ્યમાન છે, એ બધાય આગમિક અને શાસ્ત્રીય એમ બન્ને પ્રકારના વિષયોથી મિશ્રિત છે. એટલે કોઈ પણ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે પંચાંગીનો ઉપયોગ કરવા પહેલાં આગમ અને શાસ્ત્રનું સ્વરૂપ ધ્યાનમાં લેવું ખાસ આવશ્યક છે. જો આગમ અને શાસ્ત્રના સ્વરૂપને ખ્યાલમાં લીધા સિવાય પંચાંગી આધારે દરેક પ્રશ્નનો નિર્ણય કરવાની વાતો કરવામાં આવશે તો તે વાસ્તવિક નહિ જ ગણાય અને તે રીતે લેવાયેલા નિર્ણયો પ્રામાણિક નહિ જ ઠરે; પરંતુ તેથી ઊલટો વધારે ને વધારે ગોટાળો ઊભો થશે અસ્તુ. હવે આપણે આપણા મુખ્ય વિષય તરફ આવીએ.

**પંચાંગી**—આપણે સૌએ કબૂલ કરવું જોઈએ કે, 'પંચાંગી' શબ્દ અત્યારે જે અર્થમાં રૂઢ છે, એ અર્થમાં તો તે ટીકાગ્રંથો રચાયા પછી જ રૂઢ થયો છે. એટલે કે નિર્યુક્તિ, સંગ્રહણી, ભાષ્ય અને ચૂર્ણિગ્રંથોની રચના થઈ ત્યાં સુધી તો આપણે જેને અત્યારે પંચાંગી તરીકે ઓળખીએ છીએ, તે અર્થમાં આ શબ્દ રૂઢ નહોતો, એ અનુમાન સહેજે નીકળી શકે છે. ત્યાર બાદ ભાષ્ય, ચૂર્ણિ, ટીકાગ્રંથોની રચના થયા પૂર્વે "પંચાંગી કે પંચાંગી શબ્દ" હતો કે નહિ એ વિચારવું બાકી રહે છે. પ્રાચીન ચૂર્ણિ આદિ ગ્રંથોમાં ક્યાંય "પંચાંગી" શબ્દ જોવામાં આવ્યો નથી. પરંતુ પાક્ષિકસૂત્રમાં પાછળના ભાગમાં, જ્યાં સૂત્રોનું કીર્તન અથવા વર્ણન છે ત્યાં આવે છે કે, "સસુત્તે સઅત્થે સમ થે સનિજ્જુત્તિએ સસ ગહણિએ અર્થાત્—સૂત્ર સહિત ૧, અર્થ સહિત ૨, ગ્રંથ સહિત ૩, નિર્યુક્તિ સહિત ૪, સંગ્રહણી સહિત ૫"

આ ઉપરથી આપણને એટલું કહેવાનુ બળ મળે છે કે, પાક્ષિકસૂત્રકારના જમાનામાં જોકે ભાષ્ય, ચૂર્ણિ, ટીકાગ્રંથોની રચના નહોતી જ થઈ, એમાં જરાય શંકા નથી, તેમ છતાં તે જમાનામાં ઉપર જણાવેલ સૂત્ર, અર્થ, ગ્રંથ, નિર્યુક્તિ અને સંગ્રહણીરૂપ પંચાંગી હતી પરંતુ આ પાંચને "પંચાંગી" તરીકે ઓળખતા કે નહિ ?—એ નક્કી કરવા માટેનું ખાસ કોઈ પણ પ્રમાણ મળતું નથી, તેમ તેના હોવાની સંભાવના પણ નથી. મુનિવર શ્રીયુત કલ્યાણવિજયજીનું માનવું છે કે પાક્ષિકસૂત્રમાં જણાવેલ ઉપરોક્ત પાંચ વસ્તુઓ એ તે જમાનાની પંચાંગીરૂપ છે. આજકાલ આપણે સૂત્ર ઉપર જે પાંચ પ્રકારની વ્યાખ્યાઓ અર્થાત્ નિર્યુક્તિ, સંગ્રહણી, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકા છે એને પંચાંગી તરીકે સ્વીકારીએ છીએ આ પાંચમાં નિર્યુક્તિ, સંગ્રહણી અને ભાષ્ય એ ગાથા-છંદોબદ્ધ પ્રાકૃત ટીકા છે, ચૂર્ણિ ગદ્યબંધ પ્રાકૃત ટીકા છે, અને ટીકા એ સંસ્કૃત ભાષાપ્રધાન ટીકા છે એકંદર આ પાંચે મૂળ સૂત્ર ઉપરની વિવિધ પ્રકારની વ્યાખ્યાઓ છે વાર્તિક, અવચૂર્ણિ, ટિપ્પનક આદિ જે વિવિધ પ્રકારની નાની-મોટી સૂત્રટીકાઓ મળે છે, એ બધાંનો સમાવેશ "ટીકા" શબ્દમા જ કરી લેવાનો છે.

આજે આપણા સમક્ષ જે અંગ, ઉપાંગ, છેદશાસ્ત્ર આદિ રૂપ ગ્રંથસમૂહ અને તેને લક્ષીને નિર્માણ

થયેલી પંચાંગી વિદ્યમાન છે, એ પ્રત્યેક નથી આગમ કે નથી શાસ્ત્ર, કિન્તુ તેમાં આગમિક એટલે તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રીય એટલે આપણા માનવજીવન સાથે સંબંધ ધરાવતા બાહ્ય આચારાદિને લગતાં નિયમનોનું નિરૂપણ હોઈ એ દરેક ગ્રંથ મિશ્રરૂપ છે એટલે આના દ્વારા આગામી જૈન સાધુસંમેલન સમક્ષ ઉપસ્થિત થનાર વિવિધ ધાર્મિક–સામાજિક પ્રશ્નોનો ઉકેલ કરતાં પહેલાં ઉપરોક્ત બન્નેય પ્રકારના અર્થાત્ આગમિક અને શાસ્ત્રીય પ્રશ્નોનો વિભાગ કરી લેવો જ જોઈએ આ બે વિભાગોનો નિર્ણય નહિ થાય અને આપણે સૌ માત્ર એમ જ કહ્યા કરીશું કે, "બધાય પ્રશ્નોનો ઉકેલ પંચાંગી આધારે લાવવો" તો સૌએ યાદ રાખવું કે, આજના સળગતા ભીષણ પ્રશ્નોનો ઉકેલ ક્યારેય પણ આવવાનો નથી અને એ જ કારણથી સાધુસંમેલન માટે સત્પ્રવૃત્તિ કરનાર અને તે માટે અનુમોદન આપનાર દરેકેદરેક પ્રત્યે મારી નમ્ર વિનંતી છે કે, પંચાંગી આધારે દરેક પ્રશ્નોનો ઉકેલ આણવાની મોહક જાળમાં કોઈ ન મૂંઝાય, તેમ જ વાસ્તવિક હિતનો વિચાર કરી, આ માટેનો આગ્રહ પણ કોઈ ન રાખે

પંચાંગી આધારે દરેક પ્રશ્નોનો ઉકેલ લાવવાની વાતો કરતાં પહેલાં આપણે એ જ વિચારવું જોઈએ કે, જૈન આગમ અને તેને લક્ષીને નિર્માણ કરાયેલ પંચાંગી પૈકીના એક પણ અક્ષરનો અત્યારના આપણા જીવન-પ્રસંગો સાથે કશોય મેળ છે? આજે આચારાંગસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, દશવૈકાલિકસૂત્ર આદિ પ્રમાણે આપણામાંનો કયો જૈન સાધુ જીવન વિતાવે છે? પિંડૈષણાધ્યયન, પિંડનિર્યુક્તિ આદિ શાસ્ત્રાનુસાર કયો જૈન મુનિ ગૌચરચર્યા ચરે છે અર્થાત્ ભિક્ષા લે છે? બૃહત્કલ્પસૂત્ર, વ્યવહાર, નિશીથ, દશાકલ્પ આદિ છેદશાસ્ત્રો મુજબ કયો જૈન ભિક્ષુ પોતાના અતિચારો અને પાપોની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત લે છે? અત્યારે વિદ્યમાન આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, અનુયોગાચાર્યો, ગણિઓ અને દરેકેદરેક જૈન મુનિઓને હું વીનવું છું કે, ઉપરોક્ત શાસ્ત્રાનુસાર જીવન વિતાડવાનો કોઈનો પણ દાવો હોય તો તે જાહેર થાય, અને નહિ તો સૌએ એ કબૂલ કરવું જ રહ્યુ કે, અત્યારે આપણા જીવનમાં ઉપરોક્ત શાસ્ત્રોમાંનુ કશું જ નથી. આજે કોઈ એમ કહે કે "वहुरत्ना वसुंधरा" અર્થાત્ "જગતમાં કોઈ ને કોઈ એવો હોય" તો તે વાત માનવાને હું તૈયાર નથી. અત્યારે જે આપણે પંચાંગી આધારે દરેક પ્રશ્નોનો નિર્ણય લાવવાની વાતો કરીએ છીએ, તેમાંનો તો એક પણ એવો નથી દેખાતો કે જે ઉપરોક્ત શાસ્ત્રાનુસાર પોતાનું જીવન ક્યારેય પણ વિતાડતો હોય. વધારે તો શું, પણ અત્યારના મોટામાં મોટા મનાતા કોઈ પણ જૈન આચાર્ય આદિને પૂછવામાં આવે કે તમારા ગોચરચર્યાના દોષ ક્યા એનું વર્ણન કરો, તો તેનુ વર્ણન કરવું તો દૂર રહે પણ એ દોષોનાં નામ લેતા પણ તેઓ વિચારના વમળમાં ગોથાં ખાતાં હશે, અને એ જ દશા બીજા અનેકાનેક વિષયમાં પણ આપણે જોઈશું આ સ્થિતિમાં એ શાસ્ત્રાનુસાર જીવનચર્યાની આશા હોય જ ક્યાંથી? હું તો એટલે સુધી કહું છું કે, વર્તમાન સમયમાં જેને શક્ય સાધુ–જીવનનો આદર્શ ગણી શકાય, એવું વિશુદ્ધ અને નિષ્કપટ જીવન વિતાડનાર વિરલ સંત પણ આપણામાંથી જડવો મુશ્કેલ છે. આજના આપણા સાધુજીઓની જીવનચર્યા, આચાર અને વ્યવહાર, આહાર, વિહાર અને નિહાર, વાણી અને વર્તન, સમિતિ અને ગુપ્તિ, પ્રતિક્રમણ–પડિલેહણા, જવું–આવવું ઇત્યાદિ પ્રત્યેક ક્રિયાઓ તરફ નજર કરીશું તો એક પણ ક્રિયા અણીશુદ્ધ નજરે નહિ જ આવે. આજની પ્રતિક્રમણક્રિયાને કોઈ ગમે તેટલી વ્યવસ્થિત રીતે કરવાનો દાવો કરે, તેમ છતાં એ પ્રતિક્રમણ દ્વારા જે વાસ્તવિક દોષો અને અતિચારોનો ક્રમ ગોઠવવો અને પ્રાયશ્ચિત્તાદિ દ્વારા તેનું સંશોધન કરવું એ તો નથી જ હોતું.

આ ઠેકાણે હું એટલું કબૂલ કરું છું કે—કેટલાક મુનિ મહાનુભાવો એવા સરલહૃદયી, ગુણો

મેળવવાની ઇચ્છાવાળા હોય છે અને છે કે—જેઓ પ્રતિક્રમણાદિ ક્રિયામાં તેનાં સૂત્રોના અર્થનું ચિંતવન કરી પોતાની ત્રુટિને અર્થાત્ ખામીને સમજી અંતરમાંથી દુઃખી થાય છે તેમ જ પોતાના પ્રમાદને, પોતાના અજ્ઞાનને, તેમ જ પોતાના મોહજન્ય ભાવોને જરૂર અંતરથી નિંદે છે. અને એ જ રીતે જે બાબતમાં પોતે શિથિલ હોય તે દરેક માટે તેઓનો અંતરાત્મા દુભાય છે આ જાતની પોતાની ખામીને જોઈ શકનાર ગુણવાન મહાપુરુષોને હું મારા અંતરથી અભિનંદન આપું છું અને તેવાઓને વંદનપણ કરું છું. પરંતુ હું તો અહીં એ વાત કરી રહ્યો છું કે, આચારાંગાદિ શાસ્ત્રાનુસાર સાધુજીવન વિતાડનાર અત્યારે કોણ છે? અને એના ઉત્તર રૂપે કહું છું કે, તેવો કોઈ જ નથી.

યાકિની મહત્તરાપુત્ર આચાર્ય હરિભદ્ર જેવા યોગદૃષ્ટિસમુચ્ચયના આરંભમાં લખે છે કે—"नत्वेच्छायोगतोऽयोग योगिगम्यं जिनोत्तमं वीरं"। અર્થાત્ "યોગીગમ્ય વીર જિનેશ્વરને ઇચ્છાયોગથી નમસ્કાર કરીને." જે લોકો યોગની સાંકેતિક પરિભાષાને સમજતા હશે, તેઓ "ઇચ્છાયોગ" શબ્દથી સમજી શકશે કે, આચાર્ય હરિભદ્ર જેવા પોતાને યોગની કઈ અને કેવા પ્રકારની જઘન્ય કક્ષાએ મૂકે છે? ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય શ્રીમાન યશોવિજયોપાધ્યાય ન્યાયાલોક ગ્રંથના અંતમાં લખે છે કે—"अस्मादृशां प्रमादग्रस्तानां चरणकरणहीनाना अब्धौ पोत इवेह प्रवचनराग. शुभोपायः। અર્થાત્ "અમારા જેવા પ્રમાદી તથા ચારિત્ર અને ક્રિયાથી હીનને સમુદ્રમાં વહાણની પેઠે ધર્મ તરફ રાગ છે એ એક જ (તરવા માટે) શુભ સાધન છે." ઉપયોક્ત બન્નેય મહાપુરુષોએ પોતપોતાના ગ્રંથોમાં પ્રસંગ લાવીને ઠાલવેલા અંતરના ઊભરાથી આપણે સમજી શકીએ છીએ કે, આચારાંગાદિ શાસ્ત્રાનુસાર જીવન વિતાડવું કેટલું દુષ્કર છે એ બાબતનો અનુભવ આ બન્ને મહાપુરુષોને કેવો અને કેટલો થયો હશે, ત્યારે જ આ જાતની વાણી તેમના હૃદયમાંથી સરી પડી છે.

આચારાંગ સૂત્રાદિની સાથે આપણા જીવનને જો આપણે ખરેખરી રીતે સરખાવીએ તો આપણે કબૂલ કરવું પડશે કે આપણામાં સાધુતાનો અંશ પણ નથી તેમ છતાં આપણે સાધુ કહેવડાવતા હોઈએ અથવા આપણી માન્યતાનુસાર અત્યારે સાધુપણુ હોય તો અત્યારની આપણી સાધુતાને લગતા આચારાદિને નિરૂપણ કરનાર શાસ્ત્ર જુદાં જ હોવા જોઈએ; ભગવાન મહાવીરનું આચારાંગ અને આપણું આચારાંગ જુદું જ હોવું જોઈએ આજની આપણી પિંડનિર્યુક્તિ પણ જુદી જ હોવી જોઈએ, અને આજને માટેના પ્રાયશ્ચિત્તગ્રંથો પણ જુદા જ હોવા જોઈએ.

આજે સેંકડો વર્ષોથી સાધુજીવનમાં ભીષણ પરિવર્તન અને વિકૃતિ થતાં આવ્યાં છે, તેમ છતાં તે જ પંચાંગી, તેનાં તે જ આચાર-વ્યવહાર અને નિયમનો અને લગભગ તેની તે જ પ્રાયશ્ચિત્તવ્યવસ્થાની વાતો કરે રાખી છે, એનું પરિણામ એ આવ્યું છે કે, અત્યારના આપણા સાધુજીવનની મર્યાદા શી?—એની કશી જ વ્યવસ્થા નથી રહી આજના નવદીક્ષિતથી લઈ ને મોટા આચાર્ય સુધીના દરેકેદરેક અવ્યવસ્થિત દશામાં આવી ગયા છે. આ સંબંધમાં ઘણીએ માર્મિક બાબતો કહી શકાય તેમ છે, પરંતુ આ લેખ લખવાનો એવો ઇરાદો નથી કે અત્યારના આપણા મૂળ ધ્યેયને આઘાત પહોંચાડવો. આ બધુંય લખવાનો આશય એ જ છે કે આપણે સૌએ પંચાંગી આધારે આજના પ્રશ્નોનો ઉકેલ લાવવાની વાતો કરતાં પહેલાં એ વિચારવું જોઈએ કે, જે પંચાંગીની આપણે વાત કરીએ છીએ, એનો આપણા સાધુજીવન સાથે એક શતાંશ જેટલોય મેળ છે ખરો? જો એ મેળ ન હોય તો તેને આધારે આજના આપણા પ્રશ્નોનો ઉકેલ લાવવાની વાતો કરીએ એ શી રીતે ચાલી શકે? પંચાંગી આધારે આપણા સાધુજીવનના પ્રશ્નોને વિચારવા તરફ બેદરકારી રાખી, તેના દ્વારા માત્ર આપણે માની લીધેલ કે પકડી રાખેલ બે-ચાર બાબતોનો નિર્ણય લાવવાની વાતો કરીશું, તો

તેમાં લોકો આપણો દંભ કે ચાલબાજી સિવાય બીજું કાંઈ જ નહિ જુએ. અને આ રીતે આપણે આપણા પ્રશ્નોનો વાસ્તવિક ઉકેલ ક્યારેય પણ લાવી શકવાના નથી

આજે આપણા સમક્ષ ગ્રહણને લગતો એક સામાન્ય પ્રશ્ન ઉપસ્થિત થયો છે. એને માટે ભિન્ન ભિન્ન આચાર્યાદિઓ ભિન્ન ભિન્ન વાતો ઉચ્ચારે છે, એ જોઈ ખરે જ હાંસી આવે છે કે, પંચાંગી આધારે નિર્ણય લેવાની વાતો કરનાર આપણા સૌની સ્થિતિ કેવી હાસ્ય જનક છે! કોઈ એકબીજાના વિચારોની આપલે કરતા નથી, તેમ વસ્તુસ્થિતિનોય કોઈ વિચાર કરતા નથી કે, "ગ્રહણ એ શું છે? એની સાથે આપણે કેટલે અંશે લેવાદેવા છે? અને આપણી કલ્પસૂત્ર-વાચનની ક્રિયા કયા પ્રકારની છે?" અને સૌ પોતપોતાનાં મંતવ્યો જાહેર કરે જાય છે જૈન સંપ્રદાયની માન્યતા મુજબ રાહુ નામનો એક ગ્રહ, જેનું વિમાન કાળું છે, એ સૂર્ય અને પૃથ્વીની આડે આવતાં આપણને સૂર્ય ઉપર પડતી એની છાયા દેખા દે છે વૈદિક કાળમાં વૈદિકોની પ્રબળતાને વશ થઈ આપણે તેમનું અનુસરણ કરતા હતા, તેમ છતાં આપણી આવસ્યક ક્રિયા પ્રસંગે આપણે એને મહત્ત્વભર્યું સ્થાન નથી આપ્યું. પર્યુષણ પર્વમાં કલ્પસૂત્રના વાચનને આપણે અવશ્ય કર્તવ્ય તરીકે માનીએ છીએ, એટલે આને અંગે ગ્રહણને આટલું બધુ મહત્ત્વ આપવું એ મને તો કોઈ રીતેય યોગ્ય નથી લાગતુ. તેમ જે વૈદિક જમાનાની પ્રબળતાને લીધે એ નિયમન ઘડાયું છે એ કારણ અત્યારે રહ્યું નથી. વૈદિક જમાનાની અસરને લીધે આવાં અનેકાનેક નિયમનો ઘડાયાં હતાં, જેને અત્યારે આપણે વિસારી-છોડી મૂક્યાં છે. તો પછી આવી બાબતને વળગી રહેવું એનો અર્થ જ શો છે? અસ્તુ

ઉપરોક્ત ગ્રહણના પ્રશ્નને અંગે ગમે તે થાઓ, તે સાથે અત્યારે કશીય લેવાદેવા નથી. હું આથી એટલું જ કહેવા ઇચ્છું છું કે, જો આપણે પંચાંગીમાંની વસ્તુના હાર્દને-આશયને સ્થિતપ્રજ્ઞ અને સ્થિરચિત્ત થઈ નહિ વિચારીએ તો ઉપરોક્ત ગ્રહણના પ્રશ્નની જેમ દરેકેદરેક પ્રશ્નમાં ખેંચતાણ જ રહેવાની છે.

આપણે પચાંગીને તપાસીશુ તો જણાશે કે એમાં તે તે સમયમાં ભિન્ન ભિન્ન સંપ્રદાય, ભિન્ન ભિન્ન ઉપાસનાઓ અને વિધર્મી સામ્રાજ્યાદિના કારણે જે જે જાતની પરિસ્થિતિઓ ઊભી થતી ગઈ તેને લક્ષીને તે તે જાતનાં આચારો, વ્યવહારો અને નિયમનોનો ઉમેરો કરાતો ગયો. તે તે જમાનાને અનુલક્ષીને કરાયેલા એ ઉમેરાને જો આપણે પંચાંગીમાથી બાદ કરી લઈએ તો તેમાં મુખ્ય મુખ્ય નિયમો અને ઉપનિયમો સિવાય બીજું કશુંય શેષ ન રહે. એટલે જેમ પૂર્વશાસ્ત્રકારોએ પોતપોતાના જમાનાનો વિચાર કરી નિયમો અને ઉપનિયમો ઘડ્યા હતા, તેમ ન કરતાં માત્ર પંચાંગી આધારે પ્રશ્નોનો ઉકેલ લાવવાની વાતો કરીએ એ કોઈ પણ રીતે ડહાપણભર્યું મનાય ખરું?

મને આશ્ચર્ય થાય છે કે ભગવાન વજ્રસ્વામીને ગોચરી લેવા જતાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને વિચારવાની આવસ્યકતા જણાઈ હતી, ત્યારે આપણે આપણા મહત્ત્વના પ્રશ્નો માટે એ બધાંને તરછોડી કાઢીએ અને માત્ર "પંચાંગી" "પચાગી" એમ ગોખતા રહીએ તો તે એક જાતની જડતા અને ઘેલછા જ ગણાશે

એ આગમો, એ છેદશાસ્ત્રો, એ પંચાંગી વગેરે અત્યારે સોમાંથી પોણીસો બાદ કરીએ એટલુંય કામ આવે તેમ નથી. એ બધુંય માત્ર એક પ્રકારના માર્ગદર્શક તરીકે જ આપણા જીવનમાં ઉપયુક્ત થાય તેમ છે અર્થાત્ તેમાંના ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં આપેલા નિર્ણયો અને ઘડેલા નિયમોને ધ્યાનમાં લઈ અત્યારની પરિસ્થિતિમાં આપણે શું કરવું જોઈએ?-એ દષ્ટિએ જ તે કામ આવે તેમ

છે. એ સિવાય એ દરેક શાસ્ત્રો આપણા માટે દૂર ઊભા રહી બે હાથ જોડી દર્શન કરવા જેવાં છે. અત્યારના સમયમાં તેના આધારે ચાલવાનો દાવો કે વાતો કરવી એ તો વેંતિયો માણસ ભરત ચક્રવર્તીની સાથે બાથ ભીડવાની વાત કરે એના જેવું છે. તે સમયનાં નિયમનો આજે કામ આવે તેમ નથી આજની આપણી પરિસ્થિતિ ભિન્ન છે એટલે આજનુ આપણુ નિર્માણ એ પણ ભિન્ન જ હોવું જોઈએ.

અંતમાં, હું સાધુસંમેલન અંગે સત્પ્રવૃત્તિ કરનાર દરેક મહાનુભાવોને ફરી ફરીને નમ્ર વિનંતી કરું છું કે સાધુસંમેલન ભરતાં અગાઉ આ અને આના જેવી બીજી બાબતોને સ્પષ્ટ કરી નાંખજો. "પંચાંગી" શબ્દની મોહક જાળમાં ફસાઈ ન પડતા. "પંચાંગી"ના વાસ્તવિક રહસ્યનો ઉકેલ લાવજો.

પાટણ

તા. ૧-૮-૧૯૩૩ ["તરુણ જૈન", તા. ૧૬-૧-૧૯૩૪ : વિ. સં. ૧૯૯૦]

# 'બૃહત્કલ્પસૂત્ર': પ્રાસ્તાવિક*

॥ अर्हम् ॥

## ગ્રંથકારનો પરિચય

પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્ર મહાશાસ્ત્ર, જેનું ખરું નામ કપ્પો છે, તેના સંપાદન સાથે તેના ઉપરની નિર્યુક્તિ, ભાષ્ય અને ટીકાનું સંપાદન કરેલ હોઈ, એ બધાયના પ્રણેતાઓ કોણ છે–હતા, તેને લગતો શક્ય ઐતિહાસિક પરિચય આ નીચે કરાવવામાં આવે છે.

### છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર

જૈન સંપ્રદાયમાં ઘણા પ્રાચીન કાળથી છેદસૂત્રકાર[1] અને નિર્યુક્તિકાર[2] તરીકે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી જાણીતા છે આ માન્યતાને કેટલાયે પ્રાચીન ગ્રંથકારોએ તેમના ગ્રંથોમાં જણાવી છે, અને એ જ માન્યતા આજે જૈન સંપ્રદાયમાં સર્વત્ર પ્રચલિત છે પરંતુ નિર્યુક્તિ, ચૂર્ણિ વગેરે પ્રાચીનતમ ગ્રન્થોનુ સૂક્ષ્મ અધ્યયન કરતાં, તેમાના ઉલ્લેખો તરફ ધ્યાન આપતાં, ઉપરોક્ત રૂઢ સાંપ્રદાયિક માન્યતા બાધિત થાય છે. એટલે આ લેખમાં ઉપર જણાવેલી ચાલુ સાંપ્રદાયિક માન્યતાની, બન્નેય પક્ષનાં સાધકબાધક પ્રમાણો દ્વારા, સમીક્ષા કરવામાં આવે છે.

"છેદસૂત્રોના પ્રણેતા ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન ભદ્રબાહુસ્વામી છે" એ વિષે કોઈ પણ જાતનો વિસંવાદ નથી જોકે છેદસૂત્રોમાં તેના આરંભમાં, અંતમાં અગર કોઈ પણ ઠેકાણે ખુદ ગ્રન્થકારે પોતાના

---

* 'બૃહત્કલ્પસૂત્ર'ના, સદ્ગત પૂ. મુનિશ્રી ચતુરવિજયજી મહારાજ અને પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજે સંપાદિત કરેલા ૭ ગ્રંથો ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાએ પ્રસિદ્ધ કર્યા છે છઠ્ઠા ગ્રંથમાંનું આ મહાશાસ્ત્ર વિષેનું, પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજનું પ્રાસ્તાવિક વક્તવ્ય અહીં આપ્યુ છે.

૧. દશાશ્રુતસ્કંધ, કલ્પ (બૃહત્કલ્પસૂત્ર), વ્યવહાર, નિશીથ (આચારપ્રકલ્પ), મહાનિશીથ અને પંચકલ્પ–આ ૭ ગ્રન્થોને 'છેદસૂત્ર' તરીકે ઓળખવામાં આવે છે. પ્રસ્તુત લેખમાં છેદસૂત્રકાર સાથે સંબંધ ધરાવનાર પ્રથમનાં ચાર સૂત્રો જ સમજવાનાં છે

૨. આવશ્યકસૂત્ર, દશવૈકાલિકસૂત્ર આદિ શાસ્ત્રો ઉપરની ગાથાબદ્ધ વ્યાખ્યાને નિર્યુક્તિ તરીકે ઓળખવામાં આવે છે.

નામ આદિ કશાયનો ઉલ્લેખ કર્યો નથી, તેમ છતાં તેમના પછી થયેલ ગ્રન્થકારોએ જે ઉલ્લેખો કર્યા છે, તે જોતાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે, **છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી** જ **છે.**

દશાશ્રુતસ્કંધસૂત્રની નિર્યુક્તિના પ્રારંભમાં નિર્યુક્તિકાર જણાવે છે કે—

वंदामि भद्दवाहुं, पाईणं चरिमसगलसुयनाणि ।
सुत्तस्स कारगमिसिं, दसासु कप्पे य ववहारे ॥ १ ॥

અર્થાત્—" **પ્રાચીન**ગોત્રીય, અંતિમ શ્રુતકેવલી તેમ જ દશાશ્રુતસ્કંધ, કલ્પ અને **વ્યવહાર**સૂત્રના પ્રણેતા, મહર્ષિ ભદ્રબાહુને હું નમસ્કાર કરું છું "

આ જ પ્રમાણેનો ઉલ્લેખ **પંચકલ્પ**ની આદિમાં પણ છે આ બન્નેય ઉલ્લેખો જોતાં, તેમ જ બીજું કોઈ પણ બાધક પ્રમાણ ન હોવાથી, સ્પષ્ટ રીતે કહી શકાય કે, ' છેદસૂત્રોના નિર્માતા ચતુર્દશપૂર્વધર અંતિમ શ્રુતકેવલી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી છે અને તેમણે દશા, કલ્પ અને વ્યવહાર એ ત્રણ છેદસૂત્રોની રચના કરી છે.' આ ઉલ્લેખમાં નિર્યુક્તિરચના કરવાને લગતો તેમ જ તેઓશ્રી " નૈમિત્તિક સ્થવિર " હોવાને લગતો કશોય ઉલ્લેખ નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

ઉપર અમે જે ગાથા ટાંકી છે, તેના ઉપર પંચકલ્પ-મહાભાષ્યકારે જે **મહાભાષ્ય** કર્યું છે, તેમાં પણ નિર્યુક્તિગ્રન્થોની રચના કર્યાને લગતો કશોય ઉલ્લેખ નથી. **મહાભાષ્ય**ની ગાથાઓ આ નીચે આપવામાં આવે છે—

**कप्पं** ति गामणिप्फणणं, महत्थं वत्तुकामतो ।
णिज्जूहगस्स भत्तीय, मगलट्ठाए संथुति ॥ १ ॥

तित्थगरणमोक्कारो, सत्थस्स तु आइए समक्खा ओ ।
इह पुण जेणज्झयणं, णिज्जूढं तस्स कीरति तु ॥ २ ॥

सत्थाणि मंगलपुरस्सराणि सुहसवणगहणधरणाणि ।
जम्हा भवंति जति य, सिस्सपसिस्सेहिं पचयं च ॥ ३ ॥

भत्ती य सत्थकत्तरि, तत्तो उगओग गोरव सत्थे ।
एएण कारणेणं, कीरइ आदी णमोक्कारो ॥ ४ ॥

' वद ' अभिवाद थुतीए, सुभमद्दो णेगहा तु परिणीतो ।
वंदण पूयण णमण, थुणण सक्कारमेगट्ठा ॥ ५ ॥

भद्दं ति सुदर ति य, तुल्लत्थो जत्थ सुदरा वाहू ।
सो होति भद्दवाहु, गोण्ण जेण तु वालत्ते ॥ ६ ॥

पाएण ण लक्खिज्जइ, पेसलभावो तु वाहुजुयलस्स ।
उववण्णमतो णामं, तस्सेय **भद्दवाहु** त्ति ॥ ७ ॥

अण्णे वि **भद्दवाहु**, विसेसण गोण्णगहण **पाईणं** ।
अण्णेसि पउविसिट्ठे, विसेसण चरिमसगलसुत ॥ ८ ।

चरिमो अपच्छिमो खलु, चोद्दसपुव्वा तु होति सगलसुतं ।
**सेसाण वुदासट्ठा, सुत्तकरऽज्झयणमेयस्स ॥ ९ ॥**

किं तेण कयं तं तू, जं भण्णति तस्स कारतो सो उ ।
भण्णति गणधारीहिं, सव्वसुयं चेव पुव्वकयं ॥ १० ॥
तत्तो च्चिय णिज्जूढं, अणुग्गहट्ठाए सपयजतीणं ।
तो **सुत्तकारतो** खलु, स भवति **दशकप्पववहारे** ॥ ११ ॥

આ ઉલ્લેખમાં મહાભાષ્યકારે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીને માત્ર સૂત્રકાર તરીકે જ જણાવ્યા છે, એ નવમી ગાથાના ઉત્તરાર્ધથી સ્પષ્ટ થાય છે.

ઉપર નિર્યુક્તિ, ભાષ્ય અને મહાભાષ્યના ઉલ્લેખમાં ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીને દશા, કલ્પ અને વ્યવહાર એ ત્રણ છેદસૂત્રોના રચયિતા જણાવવામાં આવ્યા છે; પરંતુ પંચકલ્પ-ભાષ્યની ચૂર્ણિમાં તેઓશ્રીને નિશીથસૂત્રના પ્રણેતા તરીકે પણ જણાવ્યા છે. એ ઉલ્લેખ અહીં આપવામાં આવે છે—

"तेण भगवता **आयारपकप्प-दसाकप्पववहारा** य नवमपुव्वनीसदभूता निज्जूढा ।" पंचकलपचूर्णि पत्र १ ( લિખિત )

અર્થાત્—તે ભગવાને ( ભદ્રબાહુસ્વામીએ ) નવમા પૂર્વમાંથી સારરૂપે **આચારપ્રકલ્પ, દશા,**[1] કલ્પ અને વ્યવહાર એ ચાર સૂત્રો ઉદ્ધાર્યાં છે–રચ્યાં છે

આ ઉલ્લેખમાં જે आयारपकप्प નામ છે એ નિશીથસૂત્રનું નામાન્તર છે એટલે અત્યારે ગણાતાં ૭ છેદસૂત્રો પૈકી ચાર મૌલિક છેદસૂત્રોની અર્થાત્ દશા, કલ્પ, વ્યવહાર અને નિશીથસૂત્રની રચના ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીએ કરી છે

तित्थोगालिय પ્રકીર્ણક, જેની રચના વિક્રમની પાંચમી શતાબ્દિની શરૂઆતમાં થયેલી હોવાનું વિદ્વદ્વર્ય શ્રીમાન કલ્યાણવિજયજી "वीरनिर्वाण सवत् और जैन कालगणना" ( પૃષ્ઠ ૩૦, ટિ૦ ૨૭ )માં સપ્રમાણ જણાવે છે, તેમાં નીચે પ્રમાણે જણાવ્યુ છે :

सत्तमतो थिरवाहू जाणुयसीसुपडिच्छिय सुवाहू ।
नामेण **भद्दवाहू** अविही साधम्म सद्दोत्ति (?) ॥ १४ ॥
सो वि य चोद्दसपुव्वी बारसवासाइ जोगपडिवन्नो ।
सुत्तत्तेण निवधइ अत्थं अज्झयणवधस्स ॥ १५ ॥

**તીર્થોદ્‌ગારપ્રકીર્ણક**ના પ્રસ્તુત ઉલ્લેખમાં ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુસ્વામીને સૂત્રકાર તરીકે જ વર્ણવ્યા છે, પરંતુ તેથી આગળ વધીને 'તેઓ નિર્યુક્તિકાર' હોવા વિષે કે તેમના નૈમિત્તિક હોવા વિષે સૂચના સરખાયે કરવામા આવી નથી

ઉપર ટૂંકમાં જે પ્રમાણો નોંધાયાં છે એ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે કે–**છેદસૂત્રોના પ્રણેતા, અંતિમ શ્રુતકેવલી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી** જ છે. આ માન્યતા વિષે કોઈને-કશોય વિરોધ નથી. વિરોધ તો આજે 'નિર્યુક્તિકાર કોણ ? અથવા કયા ભદ્રબાહુસ્વામી ?' એનો જ છે, એટલે આજના લેખમા એ વિષે જ ચર્ચા અને સમીક્ષા કરવાની છે

૧. પ્રાચીન માન્યતા મુજબ દશાશ્રુતસ્કંધ અને કલ્પને એક સૂત્ર તરીકે માનવામાં આવે અથવા કલ્પ અને વ્યવહારને એક સૂત્રરૂપે માની લઈએ તો ચારને બદલે ત્રણ સૂત્રો થાય

જૈન સંપ્રદાયમાં આજે એક એવો મહાન્ વર્ગ છે અને પ્રાચીન કાળમાં પણ હતો, જે **"નિર્યુક્તિઓના પ્રણેતા ચતુર્દશ પૂર્વવિદ્ છેદસૂત્રકાર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી જ છે"** એ પરંપરાને માન્ય રાખે છે અને પોષે છે. એ વર્ગની માન્યતાને લગતા અર્વાચીન પ્રમાણોને—નિરર્થક લેખનું સ્વરૂપ મોટું થઈ ન જાય એ માટે—જતાં કરી, એ વિષેના જે પ્રાચીન ઉલ્લેખો મળે છે એ સૌનો ઉલ્લેખ કર્યા પછી "નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી, ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી નથી પણ તે કરતાં કોઈ જુદા જ સ્થવિર છે." એ અમારી પ્રામાણિક માન્યતાને લગતાં પ્રમાણો અને વિચારસરણી રજૂ કરવામાં આવશે.

અમે અહીં અમારી નવીન છતાં પ્રામાણિક માન્યતાને અંગે જે પ્રમાણો અને વિચારો રજૂ કરીએ છીએ તેને વિદ્વાનો ધ્યાનપૂર્વક વિચારે અને તેની સાધક-બાધકતાને લાગતા વિચારો તેમ જ પ્રમાણોને સૌમ્યતાથી પ્રગટ કરે. અહીં નોંધવામાં આવતી નવીન વિચારસરણીને અંગે કોઈ પણ મહાશય પ્રામાણિક દલીલો તેમ જ ઐતિહાસિક પ્રમાણો દ્વારા ઊહાપોહ કરશે તો અમે તેના ઉપર જરૂર વિચાર કરીશું. અમારી માન્યતા વિદ્વદ્વર્ગમાં ચર્ચાઈને તેનો વાસ્તવિક નિર્ણય ન આવે ત્યાં સુધી અમે એના ઉપર નિર્ભર રહેવા નથી ઇચ્છતા અને એ જ કારણથી 'છેદસૂત્રકાર ભદ્રબાહુસ્વામી' કરતાં નિર્યુક્તિકાર આચાર્ય તદ્દન ભિન્ન હોવાની અમારી દૃઢ માન્યતા હોવા છતાં અમે અમારા તરફથી પ્રકાશન પામેલા બૃહત્કલ્પસૂત્ર ગ્રન્થનાં શીર્ષકોમાં લાંબા વખતથી ચાલી આવતી રૂઢ માન્યતા મુજબ 'पूज्यश्रीभद्रबाहुस्वामिविनिर्मितस्वोपज्ञनिर्युक्त्युपेतं बृहत्कल्पसूत्रं' એ પ્રમાણે જ લખ્યુ છે.

૧

હવે અમે અમારી પ્રતિજ્ઞા અનુસાર પ્રારંભમાં "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી છે" એ માન્યતાને લગતા પ્રાચીન उल्लेखो આપીએ છીએ:

१. "अनुयोगदायिनः—सुधर्मस्वामिप्रभृतयः यावदस्य भगवतो **निर्युक्तिकारस्य भद्रबाहुस्वामिनश्चतुर्दशपूर्वधरस्या**चार्योऽतस्तान् सर्वानिति।" आचाराङ्गसूत्र शीलाङ्काचार्यकृत टीका, पत्र ४.

२. "न च केषाञ्चिदिहोदाहरणानां **निर्युक्ति**कालादर्वाक्कालभाविता इत्यन्योक्तत्वमाशङ्कनीयम्, स हि **भगवाँश्चतुर्दशपूर्ववित् श्रुतकेवली** कालत्रयविषयं वस्तु पश्यत्येवेति कथमन्यकृतत्वाशङ्का? इति।" उत्तराध्ययन शान्तिसूरिकृता पाइयटीका, पत्र १३९.

३. "गुणाधिकस्य वन्दनं कर्तव्यम् न त्वधमस्य, यत उक्तम्—गुणाहिए वंदणयं"। **भद्रबाहुस्वामिनश्चतुर्दशपूर्वधरत्वाद्** दशपूर्वधरादीनां च न्यूनत्वात् किं तेषां नमस्कारमसौ करोति? इति। अत्रोच्यते गुणाधिका एव ते, अव्यवच्छित्तिगुणाधिक्यात्, अतो न दोष इति।" ओघनिर्युक्ति द्रोणाचार्यकृतटीका, पत्र ३.

४. "इह चरणकरणक्रियाकलापतरुमूलकल्पं सामायिकादिषडध्ययनात्मकश्रुतस्कन्धरूपमावश्यकं तावदर्थतस्तीर्थकरैः सूत्रतस्तु गणधरैर्विरचितम्। अस्य चातीव गम्भीरार्थतां सकलसाधुश्रावकवर्गस्य नित्योपयोगितां च विज्ञाय **चतुर्दशपूर्वधरेण श्रीमद्भद्रबाहुनैतद्व्याख्यानरूपा "आभिणिबोहियनाण०" इत्यादिप्रसिद्धग्रन्थरूपा निर्युक्तिः कृता।**" विशेषावश्यक मलधारिहेमचन्द्रसूरिकृत टीका, पत्र १.

૫. "साधूनामनुग्रहाय चतुर्दशपूर्वधरेण भगवता भद्रबाहुस्वामिना कल्पसूत्रं व्यवहारसूत्रं चाकारि, उभयोरपि च सूत्रस्पर्शिकनिर्युक्तिः।" बृहत्कल्पपीठिका मलयगिरिकृत टीका, पत्र २.

६ "इह श्रीमदावश्यकादिसिद्धान्तप्रतिबद्धनिर्युक्तिशास्त्रसूत्रणसूत्रधार ...श्रीभद्रबाहुस्वामी ......कल्पनामधेयमध्ययनं निर्युक्तियुक्तं निर्यूढवान्।" बृहत्कल्पपीठिका श्रीक्षेमकीर्तिसूरि-अनुसन्धिता टीका, पत्र १७७.

અહીં જે ૭ શાસ્ત્રીય ઉલ્લેખો આપવામાં આવ્યા છે એ બધાય પ્રાચીન માન્ય આચાર્યવરોના છે અને એ "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન ભદ્રબાહુસ્વામી છે" એ માન્યતાને ટેકો આપે છે. આ ઉલ્લેખોમાં સૌથી પ્રાચીન ઉલ્લેખ આચાર્ય શ્રી શીલાંકનો છે, જે વિક્રમની આઠમી શતાબ્દીના ઉત્તરાર્ધનો અથવા નવમી શતાબ્દીના આરંભનો છે આ કરતાં પ્રાચીન ઉલ્લેખ, ખંતપૂર્વક તપાસ કરવા છતાં, અમારી નજરે આવી શક્યો નથી.

ઉપર નોંધેલ ૭ ઉલ્લેખો પૈકી આચાર્ય શ્રી શાન્તિસૂરિનો ઉલ્લેખ બાદ કરતાં બાકીના બધાય ઉલ્લેખોમા સામાન્ય રીતે એટલી જ હકીકત છે કે, "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી છે -હતા" પણ શ્રી શાન્ત્યાચાર્યના ઉલ્લેખમાં એટલી વિશેષ હકીકત છે કે–"પ્રસ્તુત (ઉત્તરાધ્યયનસૂત્રની) નિર્યુક્તિમાં કેટલાંક ઉદાહરણો અર્વાચીન અર્થાત્ ચતુર્દશપૂર્વધર નિર્યુક્તિકાર ભગવાન ભદ્રબાહુસ્વામી કરતાં પાછળના સમયમાં થયેલા મહાપુરુષોને લગતાં છે, માટે 'એ કોઈ બીજાનાં કહેલાં–ઉમેરેલાં છે' એવી શંકા ન લાવવી. કારણ કે, ભગવાન ભદ્રબાહુસ્વામી ચતુર્દશપૂર્વવિદ્ શ્રુતકેવળી હોઈ ત્રણે કાળના પદાર્થોને સાક્ષાત્ જાણી શકે છે એટલે એ ઉદાહરણો કોઈ બીજાનાં ઉમેરેલાં છે એવી શંકા કેમ થઈ શકે?"

નિર્યુક્તિ આદિમાં આવતી વિરોધાસ્પદ બાબતોનો રદિયો આપવા માટેની જો કોઈ મજબૂતમાં મજબૂત દલીલ કહો કે શાસ્ત્રીય પ્રમાણ કહો તો તે આ એક શ્રી શાન્ત્યાચાર્યે આપેલ સમાધાન છે. અત્યારે મોટે ભાગે દરેક જણ માત્ર આ એક દલીલને અનુસરીને જ સંતોષ માની લે છે પરંતુ ઉપરોક્ત સમાધાન આપનાર પૂજ્ય શ્રી શાન્તિસૂરિ પોતે જ ખરે પ્રસંગે ઊંડા વિચારમાં પડી ઘડીભર કેવા થોભી જાય છે? અને પોતે આપેલ સમાધાન ખામીવાળુ ભાસતાં કેવા વિકલ્પો કરે છે, એ આપણે આગળ ઉપર જોઈશું.

ઉપર ૭ વિભાગમાં આપેલ ઉલ્લેખોને અંગે અમારે અહીં આ કરતાં વિશેષ કાંઈ જ ચર્ચવાનું નથી; જે કાંઈ કહેવાનું છે તે આગળ ઉપર પ્રસંગે પ્રસંગે કહેવામાં આવશે.

૨

હવે અમે ઉપરોક્ત અર્થાત્ "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી છે" એ માન્યતાને બાધિત કરનાર પ્રમાણોનો ઉલ્લેખ કરી તે પછી તેને લગતી યોગ્ય ચર્ચા રજૂ કરીશું

१. (क) मूढणइयं सुयं कालियं तु ण णया समोयरंति इहं।
अपुहुत्ते समोयारो, नत्थि पुहुत्ते समोयारो ॥ ७६२ ॥
जावंति अज्जवइरा, अपुहुत्तं कालियाणुओगे य।
तेणारेण पुहुत्तं, कालियसुय दिट्ठिवाए य ॥ ७६३ ॥

* * *

(ख) तुंववणसन्निवेसाओ, निग्गयं पिउसगासमल्लीणं ।
छम्मासिय छसु जय, **माऊयसमन्नियं वंदे** ॥ ७६४ ॥
जो गुज्झएहिं बालो, निमंतिओ भोयणेण वासते ।
णेच्छइ विणीयविणओ, **त वइररिसिं णमंसामि** ॥ ७६५ ॥
उज्जेणीए जो जंभगेहिं, आणक्खिऊण थुयमहिओ ।
अक्खीणमहाणसियं, **सीहगिरिपसंसियं वंदे** ॥ ७६६ ॥
जस्स अणुण्णाए वायगत्तणे दसपुरम्मि णयरम्मि ।
देवेहि कया महिमा, **पयाणुसारिं णमंसामि** ॥ ७६७ ॥
जो कन्नाइ धणेणय, णिमंतिओ जुव्वणम्मि गिहवइणा ।
नयरम्मि कुसुमनामे, **तं वइररिसिं णमंसामि** ॥ ७६८ ॥
जेणुद्धरिआ विज्जा, आगासगमा महापरिण्णाओ ।
**वंदामि अज्जवइरं**, अपच्छिमो जो सुयहराणं ॥ ७६९ ॥

* * *

(ग) **अपुहुत्ते** अणुओगो, चत्तारि दुवार भासई एगो ।
**पुहुत्ताणुओगकरणे**, ते अत्थ तओ उ वोच्छिन्ना ॥ ७७३ ॥
देविंदवंदिएहिं, महाणुभागेहिं रक्खिअज्जेहि ।
जुगमासज्ज विभत्तो, अणुओगो तो कओ चउहा ॥ ७७४ ॥
माया य **रुद्दसोमा**, पिया य नामेण **सोमदेव**, त्ति ।
भाया य **फग्गुरक्खिय**, **तोसलिपुत्ता** य आयरिआ ॥ ७७६ ॥
निज्जवणभद्दगुत्ते, वीसुं पढणं च तस्स पुव्वगयं ।
पव्वाविओ य भाया, **रक्खिअखमणेहिं** जणओ य ॥ ७७७ ॥

* * *

(घ) वहुरय-पएस-अव्वत्त-समुच्छ-दुग-तिग-अवद्धिगा चेव ।
**सत्ते ए णिण्हगा** खलु, तित्थम्मि उ वद्धमाणस्स ॥ ७७८ ॥
वहुरयजमालिपभवा, जीवपएसा य तीसगुत्ताओ ।
अव्वत्ताऽऽसाढाओ, सामुच्छेयाऽऽसमित्ताओ ॥ ७७९ ॥
गंगाओ दो किरिया, छलुगा तेरासियाण उप्पत्ती ।
थेरा य गोट्ठमाहिल, पुट्ठमवद्धं परूविंति ॥ ७८० ॥
सावत्थी उसभपुरं, सेयविया मिहिल उल्लुगातीरं ।
पुरिमंतरंजि दसपुर, रहवीरपुर च णयराइं ॥ ७८१ ॥
चोद्दस सोलस वासा, चोद्दस वीसुत्तरा य दोण्णि सया ।
अट्ठावीसा य दुवे, पंचेव सया उ चोयाला ॥ ७८२ ॥

पंचसया चुलसीया, छ च्चेव सया णवोत्तरा हुंति ।
णाणुप्पत्ती य दुवे, उप्पण्णा णिव्वुए सेसा ॥ ७८३ ॥

* * *

मिच्छादिट्ठीयाणं, जं तेसिं कारियं जहि जत्थ ।
सव्वपि तय सुद्धं, मूले तह उत्तरगुणे य ॥ ७८८ ॥

* * *

पाडलिपुत्त महागिरि, अज्जसुहत्थी य सेट्ठि वसुभूती ।
वइदिस उज्जेणीए, जियपडिमा एलकच्छ च ॥ १२८३ ॥

आवश्यकनिर्युक्ति ।

२. अरहते वदित्ता, चउदसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारसगसुत्तत्थधारए सव्वसाहू य ॥ १ ॥
ओहेण उ णिज्जुति, वुच्छं **चरणकरणाणुओगाओ** ।
अप्पक्खर महत्थ, अणुग्गहत्थ सुविहियाण ॥ २ ॥

ओघनिर्युक्ति ।

३. **अपुहुत्त-पुहुत्ताइं**, निद्दिसिउ एत्थ होइ अहिगारो ।
चरणकरणाणुओगेण तस्य दारा इमे हुंति ॥ १ ॥

दशवैकालिकनिर्युक्ति ।

४ जह जह पएसिणी जाणुगम्मि **पालित्तओ** भमाडेइ ।
तह तह सीसे वियणा, पणस्सइ **मुरुंडरायस्स** ॥ ४९८७ ॥

* * *

नइ कण्हविन्न दीवे, पंचसया तावसाण णिवसंति ।
पव्वदिवसेमु कुलवइ, पालेवुत्तार सक्कारे ॥ ५०३ ॥
जण सावगाण खिसण, समियक्खण माइठाण लेवेण ।
सावय पयत्तकरणं, अविणय लोए चलण धोए ॥ ५०४ ॥
पडिलाभिय वच्चता, निवुड्ड नइक्कूलमिलण**समियाओ** ।
विम्हिय पंच सया **तावसाण पव्वज्ज साहा** य ॥ ५०५ ॥

पिण्डनिर्युक्ति ।

५ (क) **भगवं पि थूलभद्दो,** तिक्खे चंकम्मिओ न उण छिन्नो ।
अग्गिसिहाए वुत्थो, चाउम्मासे न उण **दड्ढो** ॥ १०४ ॥
उज्जेणि **कालखमणा, सागरखमणा** सुवण्णभूमीए
इंदो आउयसेस, पुच्छइ सादिव्वकरणं च ॥ १२० ॥

* * *

(ख) ઉત્તરાધ્યયનસૂત્રના ચાતુરંગીય અધ્યયનમાં वहुरय पएस अव्वत्त समुच्छ० ઇત્યાદિ (નિર્યુક્તિ ગાથા ૧૬૪થી ગાથા ૧૭૮ સુધી)માં સાત નિહ્નવો અને દિગંબરમતનું, આવશ્યક-નિર્યુક્તિ ગાથા, ૭૭૮ થી ૭૮૩મા છે તે કરતાં, વિસ્તૃત વર્ણન છે.

(ग) रहवीरपुरं नयरं, दीवगमज्जाण अज्जकण्हे य ।
**सिवभूइस्सु**वहिम्मि पुच्छा थेराण कहणा य ॥ १७८ ॥
उत्तराध्ययनसूत्रनिर्यक्ति ।

६ एगभविए य बद्धाउए य अभिमुहियनामगोए य ।
**एते तिन्नि वि देसा,** दव्वम्मि य पोंडरीयस्य ॥ १४६ ॥

वृत्ति — 'एगे' त्यादि । एकेन भवेन गतेन अनन्तरभव एव य. पौण्डरीकेषु उत्पत्स्यते स एकभविक । तथा तदासन्नतर पौण्डरीकेषु बद्धायुष्कः । ततोऽप्यासन्नतम. 'अभिमुखनाम-गोत्रः' अनन्तरसमयेषु यः पौंडरीकेषु उत्पद्यते । 'एते' अनन्तरोक्ता. **त्रयोऽप्यादेश**विशेषा द्रव्यपौण्डरीकेऽवगन्तव्या इति ॥ सूत्रकृतांगनिर्युक्ति श्रुत० २, अध्य० १, पत्र २६७–६८ ।

આ વિભાગમાં આપેલ આધારો '**નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુ-સ્વામી**' હોવાની માન્યતાનો વિરોધ કરનારા છે, જે ખુદ નિર્યુક્તિ અને ચૂર્ણિગ્રન્થોમાંના છે, એટલું જ નહિ, પણ નિર્યુક્તિકાર 'ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી' હોવાની માન્યતાને લગતા પ્રથમ વિભાગમાં આપેલ પુરાવાઓ કરતાં વધારે પ્રાચીન તેમ જ વિચારણીય છે. હવે અમો આ પ્રમાણોની ચર્ચા કરતી વિચારસરણી રજૂ કરીએ છીએ

નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી, એ જો ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી જ હોય તો તેમણે રચેલા નિર્યુક્તિગ્રંથોમાં નીચેની બાબતો ન જ હોવી જોઈએ, જે અત્યારે નિર્યુક્તિગ્રંથોમાં પ્રત્યક્ષપણે જોવામાં આવે છે.—

૧ (क) આવશ્યકનિર્યુક્તિ ગાથા ૭૬૪ થી ૭૭૬ સુધીમાં સ્થવિર ભદ્રગુપ્ત (શ્રી વજ્રસ્વામીના વિદ્યાગુરુ), આર્ય સિંહગિરિ, શ્રી વજ્રસ્વામી, તોસલિપુત્રાચાર્ય, આર્યરક્ષિત, ફલ્ગુરક્ષિત આદિ અર્વાચીન આચાર્યોને લગતા પ્રસંગોનું વર્ણન. (જુઓ ઉલ્લેખ ૧ ख).

(ख) પિંડનિર્યુક્તિ ગાથા ૪૯૮માં પાદલિપ્તાચાર્યનો પ્રસંગ અને ગાથા ૫૦૩ થી ૫૦૫માં વજ્રસ્વામીના મામા આર્ય સમિતસૂરિનો સંબંધ, બ્રહ્મદીપિક તાપસોની પ્રવ્રજ્યા અને બ્રહ્મદીપિક શાખાની ઉત્પત્તિનુ વર્ણન (જુઓ ઉલ્લેખ ૪)

(ग) ઉત્તરાધ્યયનનિર્યુક્તિ ગાથા ૧૨૦ માં કાલિકાચાર્યની કથા (જુઓ ઉલ્લેખ ૫ क)

૨ ઓઘનિર્યુક્તિ ગાથા ૧માં ચૌદપૂર્વધર, દશપૂર્વધર અને અગિયારઅંગજ્ઞાતાઓને સામાન્ય નમસ્કાર કર્યો છે, એ પૂજ્ય શ્રી દ્રોણાચાર્યે જણાવ્યું છે તેમ, અણઘટતો નથી પણ આવ૦ નિ૦ ગાથા ૭૬૪થી ૭૬૯ સુધીમાં દશપૂર્વધર શ્રી વજ્રસ્વામીને નામ લઈને નમસ્કાર કરવામાં આવ્યો છે, તે ઉચિત નથી (જુઓ ઉલ્લેખ ૧ તથા ૨ ख)

૩. (क) આવ૦ નિ૦ ગાથા ૭૬૩ અને ૭૭૪માં જણાવ્યું છે કે આર્ય વજ્રસ્વામીના જમાના સુધી કાલિકસૂત્રાદિની જુદા જુદા અનુયોગરૂપે વહેંચણી થઈ ન હતી, પણ તે બાદ એ વહેંચણી થઈ છે, અને એ દેવેન્દ્રવંદિત ભગવાન આર્યરક્ષિતે કાળ અને પોતાના દુર્બલિકા પુષ્પમિત્ર નામના વિદ્વાન શિષ્યની સ્મરણ-શક્તિના હ્રાસને જોઈને કરી છે. (જુઓ ઉલ્લેખ ૧ क અને ग)

(ख) દશવૈકાલિકનિર્યુક્તિ ગાથા ૪માં અનુયોગના પૃથક્ત્વ-અપૃથક્ત્વનો ઉલ્લેખ છે, અને જણાવ્યું છે કે આ શાસ્ત્રનો ચરણકરણાનુયોગમાં સમાવેશ થાય છે (જુઓ ઉલ્લેખ ૩).

(ग) ઓઘનિર્યુક્તિ ગાથા ૨ માં એનો સમાવેશ ચરણકરણાનુયોગમાં હોવાનું જણાવ્યું છે. (ઉલ્લેખ ૨)

૪. આવ૦ નિ૦ ગાથા ૭૭૮ થી ૭૮૩માં અને ઉત્ત૦ નિ૦ ગાથા ૧૬૪ થી ૧૭૮ સુધીમાં સાત નિહ્નવો અને આઠમા દિગંબરમતની ઉત્પત્તિ અને તેમની માન્યતાઓનુ વર્ણન કરવામાં આવ્યું છે, જેમાના ઘણાખરા ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી પછી થયેલા છે અર્થાત્ એકંદર શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ પછીના સાત સૈકા સુધીમા બનેલ પ્રસંગો આ બન્ને નિર્યુક્તિગ્રંથમાં નોધાયેલા છે (જુઓ ઉલ્લેખ ૧ घ તથા ૫ ख)

૫. સૂત્રકૃતાંગનિર્યુક્તિ ગાથા ૧૬૪માં દ્રવ્યનિક્ષેપને લગતા ત્રણ આદેશો અર્થાત્ ત્રણ માન્યતાઓનો ઉલ્લેખ છે, જે ચતુર્દશપૂર્વધર ભગવાન ભદ્રબાહુ પછી થયેલ સ્થવિર આર્ય સુહસ્તી આદિ અર્વાચીન સ્થવિરોની માન્યતારૂપ હોઈ તેનો ઉલ્લેખ નિર્યુક્તિગ્રન્થમાં સંગત ન હોઈ શકે (ઉલ્લેખ ૬)

ઉપર જણાવેલ બાબતો ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુકૃત નિર્યુક્તિગ્રન્થોમાં હોય એ કોઈ પણ રીતે ઘટમાન ન કહેવાય. પૂજ્ય શ્રી શાંત્યાચાર્યના કહેવા પ્રમાણે 'નિર્યુક્તિકાર ત્રિકાળજ્ઞાની હતા એટલે નિર્યુક્તિમાં એ બાબતનો ઉલ્લેખ હોવો અયોગ્ય નથી' એ વાતને આપણે ઘડીભર માની લઈએ તેમ છતાં નિર્યુક્તિગ્રન્થોમાં નામ લઈને શ્રી વજ્રસ્વામીને નમસ્કાર, અનુયોગની પૃથક્તા, નિહ્નવાદિની ઉત્પત્તિ, પોતાના પછી ઉત્પન્ન થયેલ આચાર્યોની માન્યતાઓનો સંગ્રહ આદિ બાબતોનો ઉલ્લેખ કોઈ પણ રીતે સંગત માની શકાય નહિ. કારણ કે—

(क) કોઈ પણ મહાન્ વ્યક્તિ "नमो तित्थस्स, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं" ઇત્યાદિ વાક્યો દ્વારા ધર્મ પ્રત્યેનો અથવા ગુણો પ્રત્યેનો આદર પ્રગટ કરવા માટે સામાન્ય નમસ્કાર કરે એ અયોગ્ય નથી, પણ એ જ વ્યક્તિ પોતાના કરતાં લઘુ દરજ્જે રહેલ વ્યક્તિને નામ લઈને નમસ્કાર કરે એ તો કોઈ પણ રીતે ઉચિત ન ગણાય અને એમ બની શકે પણ નહિ ચૌદપૂર્વધર ભગવાન ભદ્રબાહુસ્વામી, ઓઘનિર્યુક્તિના મંગલાચરણમાં કર્યું છે તેમ, ગુણો પ્રત્યે બહુમાન દર્શાવવા ખાતર દશપૂર્વધર આદિને કે સામાન્યતયા સાધુસમુદાયને નમસ્કાર કરે એમાં અણઘટતું કશું જ નથી, પણ તેઓશ્રી સ્થવિર આર્ય વજ્રસ્વામીને "त वइररिसिं, नमसामि, वंदामि अज्जवइर" એ રીતે સાક્ષાત્ નામ લઈ નમસ્કાર કરે અથવા પોતાના શિષ્યને "भगव पि थूलभद्दो" એમ વ્યક્તિગત નામ લઈ "भगव" તરીકે લખે એ ક્યારે પણ બની ન શકે; અને એ પદ્ધતિ વિનયધર્મની રક્ષા ખાતર કોઈ પણ શાસ્ત્રકારને કે શ્રુતધરને માન્ય ન જ હોઈ શકે.

(ख) ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન ભદ્રબાહુસ્વામી, જેમણે અનુયોગની અપૃથક્ દશામાં નિર્યુક્તિગ્રંથોની રચના કર્યાનું કહેવામાં આવે છે, તેઓશ્રી ૧. પોતા પછી લગભગ ચાર સૈકા બાદ બનનાર અનુયોગપૃથક્ત્વની ઘટનાનો ઉલ્લેખ કરે, ૨ તેમના પોતાના પછી થનાર સ્થવિરોની જીવનકથા અને માન્યતાઓની નોધ લે, અને ૩ કેટલાક નિહ્નવો અને દિગંબરમત, જે તેમના પોતાનાથી કેટલેય કાળાંતરે ઉત્પન્ન થયેલા છે, તેમની ઉત્પત્તિ અને માન્યતાઓને નિર્યુક્તિગ્રંથોમાં વર્ણવે, એ કોઈ પણ પ્રકારે સ્વીકારી કે કલ્પી શકાય તેમ નથી જો ઉપર્યુક્ત ઘટનાઓ બન્યા અગાઉ જ તેનો ઉલ્લેખ નિર્યુક્તિગ્રંથોમાં કરી દેવામાં આવે તો તે તે માન્યતા કે મત અમુક પુરુષથી રૂઢ થયાનું કહેવામાં આવે છે એ શા રીતે કહી શકાય ?

(ग) જે દશ આગમો ઉપર નિર્યુક્તિઓ રચાયાનો ઉલ્લેખ આવશ્યકનિર્યુક્તિમાં[1] છે, એ પૈકીનાં આચારાંગ અને સૂત્રકૃતાંગ એ બે અંગ આગમો ચૌદપૂર્વધર આર્ય ભદ્રબાહુસ્વામીના જમાનામાં જૈન

સામ્પ્રદાયિક માન્યતાનુસાર અતિમહાન અને પરિપૂર્ણ હતાં, તેમ જ એના પ્રત્યેક સૂત્ર પર એકીસાથે ચાર અનુયોગ પ્રવૃત્ત હતા; એ સ્થિતિમાં ઉપરોક્ત અંગઆગમો ઉપર ગૂંથાયેલ નિર્યુક્તિગ્રન્થો અતિ વિશાળ અને ચાર અનુયોગમય હોવા જોઈએ, તેમ જ બીજા આગમગ્રંથો ઉપર નિર્માણ કરેલ નિર્યુક્તિગ્રંથો પણ ચાર અનુયોગમય અને વિસ્તૃત હોવા જોઈએ; અને તે ઉપરાંત એમાં ઉપર નિર્દેશ કરેલ અનુયોગની પૃથક્તાનો કે અર્વાચીન સ્થવિરોની જીવનકથા સાથે સંબંધ ધરાવતી કોઈ પણ બાબતનો ઉલ્લેખ સદંતર ન હોવો જોઈએ.

આ કથન સામે 'નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી હોવા'ની માન્યતા તરફ વલણ ધરાવનારા વિદ્વાનોનું કહેવું છે કે—"નિર્યુક્તિકાર, ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી જ છે. તેઓશ્રીએ જ્યારે નિર્યુક્તિગ્રંથોની રચના કરી ત્યારે એ નિર્યુક્તિગ્રંથો ચાર અનુયોગમય અને વિશાળ ન હતા; પણ જ્યારે સ્થવિર આર્યરક્ષિતે પોતાના દુર્બલિકા પુષ્યમિત્ર નામના વિદ્વાન્ શિષ્યની વિસ્મૃતિને તેમ જ તેમની પાછળ ભાવિમાં થનાર શિષ્ય-પ્રશિષ્યાદિ સંતતિની અત્યંત મંદ બુદ્ધિને ધ્યાનમાં લઈ અનુયોગને પૃથક્ કર્યા, ત્યારે ઉપરોક્ત ચાર અનુયોગમય નિર્યુક્તિગ્રંથોને પણ પૃથક્ અનુયોગરૂપે વ્યવસ્થિત કરી લીધા"

જોકે, જેમ સ્થવિર આર્યરક્ષિત ભગવાને અનુયોગને પૃથક્ કર્યાના તેમ જ આર્યસ્કંદિલ આદિ સ્થવિરોએ માથુરી પ્રમુખ ભિન્ન ભિન્ન વાચનાઓ દ્વારા આગમોની પુનર્વ્યવસ્થા કર્યાના અથવા એ આગમોની વાચના ચાલુ કર્યા આદિને લગતા વિવિધ ઉલ્લેખો મળે છે, તેમ નિર્યુક્તિગ્રન્થોને વ્યવસ્થિત કરવાને લગતો એક પણ ઉલ્લેખ મળતો નથી; તેમ છતાં ઉપરોક્ત સમાધાનને થોડી વારને માટે કબૂલ કરી લઈએ તોપણ એ સમાધાન સામે એક વિરોધ તો ઊભો જ છે કે—

સ્થવિર આર્યરક્ષિતના જમાનામાં આચારાંગ અને સૂત્રકૃતાંગ એ બે અંગઆગમોનું પ્રમાણ તે જ હતું, જે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીના જમાનામાં હતું, એટલે એ નિર્યુક્તિગ્રંથો ચાર અનુયોગમય હોવાને બદલે ભલે એક અનુયોગાનુસારી હો, પરંતુ એ નિર્યુક્તિગ્રંથોનુ પ્રમાણ તો સૂત્રગ્રંથોની વિશાળતાની માફક વિશાળ જ હોવુ જોઈએ; પણ તેમ ન હોતાં આજના આપણા સામે વિદ્યમાન નિર્યુક્તિગ્રન્થો માથુરી આદિ વાચનાઓ દ્વારા અતિસંસ્કાર પામેલ અને જૈન સામ્પ્રદાયિક માન્યતાનુસાર અતિ ટૂંકાઈ ગયેલ અંતિમ સૂત્રસંકલનાને જ આબાદ અનુસરે છે

અનુયોગની પૃથક્તા આદિને લગતી બાબતો વિષે કદાચ એમ કહેવામાં આવે કે—"એ ઉલ્લેખો સ્થવિર આર્યરક્ષિતે નિર્યુક્તિગ્રંથોની પુનર્વ્યવસ્થા કરી ત્યારે ઉમેરેલ છે" તોપણ નિર્યુક્તિગ્રન્થોમાં ગોષ્ઠામાહિલ નિહ્નવ અને દિગંબરમતની ઉત્પત્તિને લગતી હકીકત નિર્યુક્તિગ્રન્થમાં ક્યાંથી આવી? કે જે બન્નેયની ઉત્પત્તિ સ્થવિર શ્રી આર્યરક્ષિત ભગવાનના સ્વર્ગવાસ પછી થયેલ છે આ બાબતને ઉમેરનાર કોઈ ત્રીજા જ સ્થવિરને શોધવા જવુ પડે એવું છે.

વસ્તુતઃ વિચાર કરવામાં આવે તો કોઈ પણ સ્થવિર મહર્ષિ પ્રાચીન આચાર્યના ગ્રંથને અનિવાર્ય રીતે વ્યવસ્થિત કરવાની આવશ્યકતા ઊભી થતાં તેમાં સંબંધ જોડવા પૂરતો ઘટતો ઉમેરો કે સહજ

---

१ आवस्सयस्स दसकालियस्स तह उत्तरज्झमायारे ।
मूयगडे णिज्जुतिं तहा वोच्छामि दसाण च ॥ ९४ ॥
कप्पस्स य णिज्जुत्ति, ववहारस्सेव परमनिउणस्स ।
सूरियपण्णत्तीए, वुच्छं इसिभासिआण च ॥ ९५ ॥

ફેરફાર કરે એ સહ્ય હોઈ શકે, પણ તેને બદલે તે મૂળ ગ્રંથકારના જમાનાઓ પછી બનેલી ઘટનાઓને કે તેવી કોઈ બીજી બાબતોને મૂળ ગ્રથમાં નવેસર ઘુસાડી દે એથી એ ગ્રથનું મૌલિકપણું, ગૌરવ કે પ્રામાણિકતા જળવાય ખરાં ? આપણે નિર્વિવાદપણે કબૂલ કરવું જોઈએ કે મૂળ ગ્રંથમાં એવો નવો ઉમેરો ક્યારેય પણ વાસ્તવિક તેમ જ માન્ય ન કરી શકાય કોઈ પણ સ્થવિર મહર્ષિ એવો અણઘટતો ઉમેરો મૂળ ગ્રથમાં ન જ કરે અને જો કોઈ કરે તો તેવા ઉમેરાને તે જ જમાનાના સ્થવિરો મંજૂર ન જ રાખે અને તેમ બને તો તેની મૌલિકતામાં જરૂર ઊણપ આવે.

અહીં પ્રસંગવશાત્ અમે એક વાત સ્પષ્ટ કરી લઈએ છીએ કે ચતુર્દશપૂર્વધર ભગવાન ભદ્રબાહુના જમાનાના નિર્યુક્તિગ્રથોને આર્યરક્ષિતના યુગમાં વ્યવસ્થિત કરાય અને આર્યરક્ષિતના યુગમાં વ્યવસ્થિત કરાયેલ નિર્યુક્તિગ્રથોને તે પછીના જમાનામાં વ્યવસ્થિત કરવામાં આવે એટલું જ નહિ, પણ એ નિર્યુક્તિગ્રથોમાં ઉત્તરોત્તર ગાડાં ને ગાડાં ભરીને વધારો ઘટાડો કરવામાં આવે, આ જાતની કલ્પનાઓ અમને જરાય યુક્તિસંગત લાગતી નથી કોઈ પણ મૌલિક ગ્રથમા આવા ફેરફારો કર્યા પછી એ ગ્રંથને મૂળ પુરુષના નામથી પ્રસિદ્ધ કરવામાં ખરે જ એના પ્રણેતા મૂળ પુરુષની તેમ જ તે પછીના સ્થવિરોની પ્રામાણિકતા દૂષિત જ થાય છે :

ઉપર જણાવવામાં આવ્યુ તે સિવાય નિર્યુક્તિગ્રન્થોમાં ત્રણ બાબતો એવી છે કે જે નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર હોવાની માન્યતા ધરાવતાં આપણને અટકાવે છે :

૧ ઉત્તરાધ્યનસૂત્રમા અકામમરણીય નામના અધ્યયનમાં નીચે પ્રમાણેની નિર્યુક્તિ ગાથા છે :—

सव्वे एए दारा, मरणविभत्तीइ वण्णिया कमसो ।
सगलणिउणे पयत्थे, जिण चउदसपुव्वि भासति ॥ २३३ ॥

અર્થાત્—મરણવિભક્તિને લગતાં બધાં દ્વારોને અનુક્રમે વર્ણવ્યાં, (પરંતુ) પદાર્થોને સંપૂર્ણ અને વિશદ રીતે જિન એટલે કેવળજ્ઞાની અને ચતુર્દશપૂર્વી (જ) કહે છે–કહી શકે છે

આ ગાથામાં એમ કહેવામાં આવ્યુ છે કે—"પદાર્થોને સપૂર્ણ અને વિશદ રીતે કેવળજ્ઞાની અને ચૌદપૂર્વધર જ કહે છે;" જો નિર્યુક્તિકાર પોતે ચૌદપૂર્વી હોય તો ગાથામાં "चउद्दसपुव्वी" એમ ન લખે

શ્રીમાન શાન્ત્યાચાર્યે પરીષહાધ્યયનના અંતમાં જણાવ્યુ છે કે—"ભગવાન ભદ્રબાહુસ્વામી ચતુર્દશપૂર્વવિદ્ શ્રુતકેવલી હોઈ ત્રણે કાળના પદાર્થોને સાક્ષાત્ જાણી શકે છે માટે અર્વાચીન ઉદાહરણો જોઈ એને માટે બીજાના કરેલાં હશે એમ શકા ન કરવી," પરતુ આ પ્રમાણે સમાધાન આપનાર પૂજ્યશ્રી શાન્ત્યાચાર્યને ઉપરોક્ત ગાથાની ટીકા કરતાં ઘડીભર વિચારમગ્ન થવા સાથે કેવુ મૂઝાવુ પડ્યું છે, એ આપણે નીચે આપેલા એમની ટીકાના અશને ધ્યાનમા લેતા સમજી શકીએ છીએ—

सम्प्रत्यतिगम्भीरतामागमस्य दर्शयन्नात्मौद्धत्यपरिहारायाह भगवान् **निर्युक्तिकारः**—

सव्वे एए दारा० गाथाव्याख्या–' सर्वाणि 'अशेषाणि' एतानि 'अनन्तरमुपदर्शितानि 'द्वाराणि' अर्थप्रतिपादनमुखानि मरणविभक्ते 'मरणविभक्त्यपरनाम्नोऽस्यैवाध्ययनस्य 'वर्णितानि' प्ररूपितानि मयेति शेष, 'कमसो' त्ति प्राग्वत् क्रमत । आह एव सकलाऽपि मरणवक्तव्यता उक्ता उत न ? इत्याह—सकलाश्च–समस्ता निपुणाश्च–अशेषविशेषकलिता सकलनिपुणाः तान् पदार्थान् इह प्रशस्तमरणादीन् जिनाश्च–केवलिन चतुर्दशपूर्विणश्च–प्रभवादयो जिनचतुर्दशपूर्विणो 'भाषन्ते' व्यक्तमभिदधति, अह तु मन्दमतित्वान्न तथा वर्णयितु क्षम इत्यभिप्राय । **स्वयं चतुर्दशपूर्वित्वेऽपि**

यच्चतुर्दशपूर्व्युपादानं तत् तेषामपि षट्स्थानपतितत्वेन शेषमाहात्म्यख्यापनपरमदुष्टमेव, भाष्यगाथा वा द्वारगाथाद्वयादारभ्य लक्ष्यन्त इति प्रेर्यानवकाश एवेति गाथार्थः ॥ २३३ ॥

—उत्तराध्ययन पाइयटीका, पत्र २४० ।

ઉપરોક્ત ટીકામાં શ્રીમાન શાન્ત્યાચાર્યે બે રીતે સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે—"૧ નિર્યુક્તિકાર પોતે ચૌદપૂર્વી હોવા છતાં "चउद्दसपुव्वी" એમ લખ્યું છે તે ચૌદપૂર્વધરો આપસઆપસમાં અર્થજ્ઞાનની અપેક્ષાએ ષટ્સ્થાનપતિત અર્થાત્ ઓછાવત્તી સમજવાળા હોવાથી પોતાથી અધિકનું માહાત્મ્ય સૂચવવા માટે છે. ૨. અથવા દ્વારગાથાથી લઈને અહીં સુધીની બધીયે ભાષ્યગાથા હોવી જોઈએ એટલે શંકાને સ્થાન નથી"

આવું વૈકલ્પિક અને નિરાધાર સમાધાન એ ક્યારેય પણ વાસ્તવિક ન ગણાય તેમ જ આ સમાધાનને ચૂર્ણિકારનો ટેકો પણ નથી જ્યારે કોઈ પણ સ્થળે વિરોધ જેવું આવે ત્યારે તેને સ્વેચ્છાથી "ભાષ્યગાથા છે" ઇત્યાદિ કહી નિરાધાર સમાધાન આપવાથી કામ ચાલી શકે નહિ, એટલે પૂજ્યશ્રી શાન્તિસૂરિજીના ઉપરોક્ત નિરાધાર અને વૈકલ્પિક સમાધાનને, જેના માટે ખુદ પોતે પણ શંકિત છે, માન્ય રાખી શકાય નહિ.

૨. સૂત્રકૃતાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા પુંડરીકાધ્યયનમાં 'પુંડરીક' પદના નિક્ષેપોનું નિરૂપણ કરતાં દ્રવ્યનિક્ષેપના જે ત્રણ આદેશોનો નિર્યુક્તિકારે સંગ્રહ કર્યો છે, એ **બૃહત્કલ્પસૂત્રચૂર્ણિકારના** કહેવા પ્રમાણે સ્થવિર **આર્યમંગુ,** સ્થવિર **આર્યસમુદ્ર** અને સ્થવિર **આર્યસુહસ્તી** એ ત્રણ સ્થવિરોની જુદી જુદી ત્રણ માન્યતારૂપ છે ચૂર્ણિકારે જણાવેલ વાત સાચી હોય—બાધિત હોવા માટેનું કોઈ પ્રમાણ નથી—તો આપણે એમ માનવું જોઈએ કે ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુકૃત નિર્યુક્તિગ્રંથોમાં તેમના પછી થયેલ સ્થવિરોના આદેશોનો અર્થાત્ એમની માન્યતાઓનો ઉલ્લેખ હોઈ જ ન શકે. અને જો એ સ્થવિરોના મતોનો સંગ્રહ નિર્યુક્તિગ્રંથોમાં હોય તો 'એ કૃતિ ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુની નથી પણ કોઈ બીજા જ સ્થવિરની છે' એમ કહેવું જોઈએ જો પાછળ થયેલ સ્થવિરોની કહેવાતી માન્યતાઓનો સંગ્રહ ચતુર્દશપૂર્વધરની કૃતિમાં હોય તો એ માન્યતાઓ આર્યમંગુ આદિ સ્થવિરોની કહેવાય જ નહિ; જો કોઈ આ પ્રમાણે કહેવા પ્રયત્ન કરે તો એ સામે વિરોધ જ ઊભો થાય. અસ્તુ નિર્યુક્તિમાં પાછળના સ્થવિરોના ઉપરોક્ત દ્રવ્યનિક્ષેપના ત્રણ આદેશો[1] જોતા નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી હોવાની માન્યતા બાધિત થાય છે

૩. ઉપર અમે જે બે પ્રમાણ ટાંકી આવ્યા તે કરતાં ત્રીજું પ્રમાણ વધારે સબળ છે અને એ **દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિનું** છે. દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિના પ્રારંભમાં નીચે પ્રમાણે ગાથા છે—

वंदामि भद्दबाहुं, पाईणं चरिमसगलसुयनाणिं।
सुत्तस्स कारगमिसिं, दसासु कप्पे य ववहारे ॥ १ ॥

---

१. गणहरथेरकयं वा, आएसा मुक्कवागरणतो वा ।
धुवचलविसेसतो वा, अंगाणंगेसु णाणत्तं ॥ १४४ ॥

चूर्णि —किं च आएसा जहा अज्जमंगू तिविहं संखं इच्छति—एगभवियं बद्धाउयं अभिमुहनामगोत्तं च । अज्जसमुद्दा दुविहं—बद्धाउयं अभिमुहनामगोत्तं च । अज्जसुहत्थी एगं—अभिमुहनामगोयं इच्छति ॥

कल्पभाष्यगाथा अने चूर्णि ( लिखित प्रति )

દશાશ્રુતસ્કંધનિર્યુક્તિના આરંભમાં છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર ભદ્રબાહુને ઉપર પ્રમાણે નમસ્કાર કરવામા આવે એ ઉપરથી સૌકોઈ સમજી શકે તેમ છે કે, "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી હોય તો પોતે પોતાને આ રીતે નમસ્કાર ન જ કરે." એટલે આ ઉપરથી જ એમ સિદ્ધ થાય છે કે, નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી નથી, પણ કોઈ બીજી જ વ્યક્તિ છે

અહીં કોઈએ એમ કહેવાનુ સાહસ ન કરવુ કે, "આ ગાથા ભાષ્યકારની અથવા પ્રક્ષિપ્ત ગાથા હશે," કારણ કે ખુદ ચૂર્ણિકારે જ આ ગાથાને નિર્યુક્તિગાથા તરીકે જણાવી છે આ સ્થળે સૌની જાણ ખાતર અમે ચૂર્ણિના એ પાઠને આપીએ છીએ—

चूर्णि.—त पुण मगल नामादिचतुर्विधं आवस्सगाणुक्कमेण परूवेयव्व । तत्थ भावमगल **निज्जुत्तिकारो** आह—वदामि भद्दवाहु, पाईण चरिमसगलसुयणाणि । सुत्तस्स कारगमिसि, दसामु कप्पे य ववहारे ॥ १ ॥

चूर्णि —भद्दवाहू नामेण । पाईणो गोत्तेण । चरिमो अपच्छिमो। सगलाइ चोद्दसपुव्वाइ । कि निमित्त नमोक्कारो तस्स कज्जति ? उच्यते–जेण सुत्तस्स कारओ ण अत्थस्स, अत्थो तित्थगरातो पसूतो। जेग भण्णतिअत्थ-भासति अरहा० गाथा । कतरं सुत्तं ? दसाओ कप्पो ववहारो य। कतरातो उद्धृतम् ? उच्यते–पच्चक्खाणपुव्वातो ॥ अहवा भावमगल नन्दी, सा तहेव चउव्विहा ॥

—दशाश्रुतस्कधनिर्युक्ति अने चूर्णि ( लिखित प्रति )

અહી અમે ચૂર્ણિનો જે પાઠ આપ્યો છે એમાં ચૂર્ણિકારે "ભાવમગલ નિર્યુક્તિકાર કહે છે" એમ લખીને જ "वदामि भद्दवाहु०" એ મંગલગાથા આપી છે એટલે કોઈને બીજી–ત્રીજી કલ્પના કરવાને અવકાશ રહેતો નથી.

ભગવાન ભદ્રબાહુની કૃતિરૂપ છેદસૂત્રોમાં દશાશ્રુતસ્કંધસૂત્ર સૌથી પહેલુ હોઈ તેની નિર્યુક્તિના પ્રારભમાં તેમને નમસ્કાર કરવામાં આવ્યો છે, એ છેદસૂત્રોના પ્રણેતા તરીકે અત્યંત ઔચિત્યપાત્ર જ છે.

જો ચૂર્ણિકાર, નિર્યુક્તિકાર તરીકે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુને માનતા હોત, તો તેઓશ્રીને આ ગાથાને 'નિર્યુક્તિગાથા' તરીકે જણાવવા પહેલા મનમાં અનેક વિકલ્પો ઊઠચા હોત એટલે એ વાત નિર્વિવાદપણે સ્પષ્ટ થાય છે કે, "ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી નિર્યુક્તિકાર નથી"

અમને તો લાગે છે કે નિર્યુક્તિકારના વિષયમાં ઉદ્ભવેલો ગોટાળો ચૂર્ણિકારના જમાના પછીનો અને તે નામની સમાનતામાંથી જન્મેલો છે.

ઉપર અમે પ્રમાણપુરઃસર ચર્ચા કરી આવ્યા તે કારણસર અમારી એ દૃઢ માન્યતા છે કે, આજના નિર્યુક્તિગ્રંથો નથી ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીના રચેલા કે નથી એ અનુયોગપૃથક્ત્વકાર સ્થવિર આર્યરક્ષિતના યુગમાં વ્યવસ્થિત કરાયેલ; પરંતુ આજના આપણા નિર્યુક્તિગ્રંથો ઉપરાઉપરી પડતા ભયંકર દુકાળો અને શ્રમણવર્ગની યાદશક્તિની ખામીને કારણે ખંડિત થયેલ આગમોની સ્થવિર આર્યસ્કંદિલ, સ્થવિર નાગાર્જુન આદિ સ્થવિરોએ પુનઃસંકલના અથવા વ્યવસ્થા કરી તેને અનુસરતા હોઈ તે પછીના છે.

ઉપર અમે જણાવી આવ્યા તે મુજબ આજના આપણા નિર્યુક્તિગ્રન્થો ચતુર્દશપૂર્વવિદ્ સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીકૃત નથી–ન હોય, તો એક પ્રશ્ન સહેજે જ ઉપસ્થિત થાય છે કે ત્યારે એ નિર્યુક્તિગ્રન્થો કોણે રચેલા છે? અને એનો રચનાસમય કયો હોવો જોઈએ? આ પ્રશ્નને લગતાં લભ્ય પ્રમાણો અને અનુમાનો અમે આ નીચે રજૂ કરીએ છીએ :

'છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામી એ જ નિર્યુક્તિકાર છે' એ ભ્રાન્ત માન્યતા જો સમાન નામમાંથી જન્મી હોય, અને તેવો સંભવ જ વધારે છે, તો એમ અનુમાન કરવું અયોગ્ય નહિ મનાય કે, છેદસૂત્રકાર કરતાં કોઈ બીજા જ ભદ્રબાહુ નામના સ્થવિર નિર્યુક્તિકાર હોવા જોઈએ છે

આ અનુમાનના સમર્થનમાં અમે એક બીજું અનુમાન રજૂ કરીએ છીએ : દશા, કલ્પ, વ્યવહાર અને નિશીથ એ ચાર છેદસૂત્રો, આવશ્યકાદિ દશ શાસ્ત્ર ઉપરની નિર્યુક્તિઓ, ઉવસગ્ગહરસ્તોત્ર અને ભદ્રબાહુસંહિતા મળી એકંદર સોળ [1] ગ્રન્થો શ્રી ભદ્રબાહુસ્વામીની કૃતિ તરીકે શ્વેતાંબર સંપ્રદાયમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. આમાંનાં ચાર છેદસૂત્રો ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુકૃત તરીકે સર્વમાન્ય છે, એ અમે પહેલાં કહી આવ્યા છીએ નિર્યુક્તિગ્રન્થો, અમે ઉપર અનુમાન કર્યું છે તે મુજબ, 'છેદસૂત્રકાર શ્રી ભદ્રબાહુસ્વામી કરતાં જુદા જ ભદ્રબાહુસ્વામીએ રચેલા છે' એ અમારું કથન જો વિદ્વન્માન્ય હોય તો એમ કહી શકાય કે, દશ નિર્યુક્તિગ્રન્થો, ઉપસર્ગહરસ્તોત્ર અને ભદ્રબાહુસંહિતા[2] એ બારે ગ્રંથો એક જ ભદ્રબાહુકૃત હોવા જોઈએ આ ભદ્રબાહુ બીજા કોઈ નહિ પણ જેઓ વારાહી સંહિતાના પ્રણેતા જ્યોતિર્વિદ્ વરાહમિહિરના પૂર્વાશ્રમના સહોદર તરીકે જૈન સંપ્રદાયમાં જાણીતા છે અને જેમને અષ્ટાંગનિમિત્ત અને મંત્રવિદ્યાના પારગામી અર્થાત્ નૈમિત્તિક[3] તરીકે ઓળખવામાં આવે છે, તે છે એમણે ભાઈ સાથે ધાર્મિક સ્પર્ધામાં આવતાં ભદ્રબાહુસંહિતા અને ઉપસર્ગહરસ્તોત્ર જેવા માન્ય ગ્રંથોની રચના કરી હતી અથવા એ ગ્રંથો રચવાની એમને અનિવાર્ય રીતે આવશ્યકતા જણાઈ હતી ભિન્ન ભિન્ન સંપ્રદાયના ઉપાસક ભાઈઓમાં સંહિતા પદાલંકૃત ગ્રંથ રચવાની ભાવના જન્મે એ પારસ્પરિક સ્પર્ધા સિવાય ભાગ્યે જ સંભવે

નિર્યુક્તિકાર અને ઉપસર્ગહરસ્તોત્રાદિના રચયિતા એક જ ભદ્રબાહુ અને તે પણ નૈમિત્તિક ભદ્રબાહુ હોવાનું અનુમાન અમે એટલા ઉપરથી કરીએ છીએ કે, આવશ્યકનિર્યુક્તિમાં ગાથા[4] ૧૨૫૨ થી ૧૨૭૦

---

૧ ओघनिर्युक्ति, पिंडनिर्युक्ति અને पञ्चकल्पनिर्युक्ति આ ત્રણ નિર્યુક્તિરૂપ ગ્રંથો અનુક્રમે આવશ્યકનિર્યુક્તિ, દશવૈકાલિક નિર્યુક્તિ અને કલ્પનિર્યુક્તિના અંશરૂપ હોઈ તેની ગણતરી અમે આ ઠેકાણે જુદા ગ્રંથ તરીકે આપી નથી સમક્તનિર્યુક્તિ, ग्रहशान्तिस्तोत्र, सपादलक्ष वसुदेवहिंडी આદિ ગ્રંથો ભદ્રબાહુસ્વામિકૃત હોવા સામે અનેક વિરોધો હોઈ એ ગ્રંથોના નામની નોંધ પણ અહીં લીધી નથી.

૨. ભદ્રબાહુસંહિતા ગ્રંથ આજે લભ્ય નથી આજે મળતો ભદ્રબાહુસંહિતા ગ્રંથ કૃત્રિમ છે.

૩ पावयणी १ धम्मकही २ वाई ३ **णेमित्तिओ** ४ तवस्सी ५ य ।
विज्जा ६ सिद्धो ७ य कई ८ अट्ठेव पभावगा भणिया ॥ १ ॥
अजरक्ख १ नंदिसेणो २ सिरिगुत्तविणेय ३ **भद्दबाहू** ४ य ।
खवग ५ ऽज्जखवुड ६ समिया ७ दिवायरो ८ वा इहाऽऽहरणा ॥ २ ॥

४ गंधव्वनागदत्तो, इच्छइ सप्पेहि खिल्लिउं इहयं ।
त जइ कहचि खज्जइ, इत्थ हु दोसो न कायव्वो ॥ १२५२ ॥
एए ते पावाही, चत्तारि वि कोहमाणमायलोभा ।
जे हि सया समत्तं जरियमिव जयं कलकलेइ ॥ १२५२ ॥
एएहि अह खइओ, चउहि वि आसीविसेहि पावेहिं ।
विसनिग्घायणहेउं, चरामि विविह तवोकम्म ॥ १२६४ ॥

*          *          *

સુધીમાં ગંધર્વ નાગદત્તનું કથાનક આપવામાં આવ્યું છે, તેમાં નાગનું વિષ ઉતારવા માટે ક્રિયા કરવામાં આવી છે અને ઉપસર્ગહરસ્તોત્રમાં પણ विसहरफुलिगमंत ઇત્યાદિ દ્વારા નાગનો વિષોતાર જ વર્ણવવામાં આવ્યો છે એ સમાનતા એકકર્તૃમૂલક હોય એમ માનવાને અમે સ્વાભાવિક રીતે જ પ્રેરાઈએ છીએ નિર્યુક્તિગ્રન્થમાં મંત્રક્રિયાના પ્રયોગ સાથે 'स्वाहा' પદનો નિર્દેશ એ તેના રચયિતાના એ વસ્તુ પ્રત્યેના પ્રેમને અથવા એની જાણકારીને સૂચવે છે અને એવા અષ્ટાંગનિમિત્ત અને મંત્રવિદ્યાના પારગામી નૈમિત્તિક ભદ્રબાહુ જ્યોતિર્વિદ્ વરાહમિહિરના ભાઈ સિવાય બીજા કોઈ જાણીતા નથી એટલે એમ અનુમાન કરવાને કારણ મળે છે કે ઉપસર્ગહરસ્તોત્રાદિના પ્રણેતા અને નિર્યુક્તિકાર ભદ્રબાહુ એ એક જ વ્યક્તિ હોવી જોઈએ

નિર્યુક્તિકાર ભદ્રબાહુ નૈમિત્તિક હોવા માટે એ પણ એક સૂચક વસ્તુ છે કે, તેમણે આવશ્યકસૂત્ર આદિ જે મુખ્ય દશ શાસ્ત્રો ઉપર નિર્યુક્તિઓ રચી છે, તેમાં સૂર્યપ્રજ્ઞપ્તિશાસ્ત્રને સામેલ રાખેલ છે. આ ઉપરથી આપણે નિર્યુક્તિકારની એ વિદ્યા વિષેની કુશળતા અને પ્રેમને જોઈ શકીએ છીએ અને તેમના નૈમિત્તિક હોવાનુ અનુમાન કરી શકીએ છીએ

આ કરતાંય નિર્યુક્તિકાર આચાર્ય નૈમિત્તિક હોવાનું સબળ પ્રમાણ આચારાંગનિર્યુક્તિમાંથી આપણને મળી આવે છે. આચારાંગનિર્યુક્તિમાં 'दिक्' પદના ભેદો અને એ ભેદોનું વ્યાખ્યાન કરતાં નિર્યુક્તિકાર 'પ્રજ્ઞાપકદિશા'ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે :

जत्थ य जो पण्णवओ, कस्स वि साहइ दिसासु य **णिमित्तं** ।
जत्तोमुहो य ठाई, सा पुव्वा पच्छओ अवरा ॥ ५१ ॥

અર્થાત્—જ્યાં રહીને જે પ્રજ્ઞાપક વ્યાખ્યાતા જે દિશામાં મુખ રાખીને કોઈને "**નિમિત્ત**" કહે તે તેની પૂર્વ દિશા અને પાછળની બાજુમાં પશ્ચિમ દિશા જાણવી

આ ગાથામાં નિર્યુક્તિકારે "कस्सइ साहइ दिसासु य णिमित्तं" એમ જણાવ્યું છે એ ઉપરથી આપણને ખાતરી થાય છે કે તેના પ્રણેતાને નિમિત્તના વિષયમાં ભારે શોખ હતો. નહિતર આવા આચારાગસૂત્ર જેવા ચરણકરણાનુયોગના તાત્ત્વિક ગ્રન્થનું વ્યાખ્યાન કરતાં બીજા કોઈ તાત્ત્વિક પદાર્થનો નિર્દેશ ન કરતાં **નિમિત્તનો** નિર્દેશ કરવા તરફ તેના પ્રણેતાનું ધ્યાન જાય જ શી રીતે ?

કેટલાક પ્રાચીન વિદ્વાનો છેદસૂત્ર, નિર્યુક્તિ, ભદ્રબાહુસંહિતા, ઉપસર્ગહરસ્તોત્ર—એ બધાંયના પ્રણેતા ચૌદપૂર્વધર ભદ્રબાહુસ્વામી છે એ કહેવા સાથે એમ પણ માને છે કે એઓશ્રી વારાહીસંહિતા આદિના પ્રણેતા જ્યોતિર્વિદ્ વરાહમિહિરના સહોદર હતા પરંતુ આ કથન કોઈ રીતે સંગત નથી. કારણ કે વરાહમિહિરનો સમય, **પંચસિદ્ધાન્તિકાના**[1] અંતમાં પોતે નિર્દેશ કરે છે તે પ્રમાણે, શક સંવત ૪૨૭ અર્થાત્ વિક્રમ સંવત ૫૬૨—છઠ્ઠી શતાબ્દીનો ઉત્તરાર્ધ—નિર્ણીત છે એટલે છેદસૂત્રકાર

सिद्धे नमंसिऊणं, संसारत्था य जे महाविज्जा ।
वोच्छामि दडकिरियं, सव्वविसनिवारणिं विज्जं ॥ १२६९ ॥
सव्वं पाणाइवायं, पच्चक्खाई मि अलियवयणं च ।
सव्वमदत्तादाणं, अव्वंभ परिग्गहं **स्वाहा** ॥ १२७० ॥

१ सप्ताश्विवेदसंख्यं, शककालमपास्य चैत्रशुक्लादौ ।
अर्धास्तमिते भानौ, यवनपुरे सौम्यदिवसाद्ये ॥ ८ ॥

ચતુર્દશપૂર્વજ્ઞ ભદ્રબાહુ અને ઉપસર્ગહરસ્તોત્રાદિના રચયિતા તેમ જ જ્યોતિર્વિદ વરાહમિહિરના સહોદર ભદ્રબાહુ તદ્દન ભિન્ન જ નક્કી થાય છે.

ઉપસર્ગહરસ્તોત્રકાર ભદ્રબાહુ અને જ્યોતિર્વિદ વરાહમિહિરની પરસ્પર સંકળાયેલી જે કથા ચૌદમી શતાબ્દીમાં નોંધપોથીને પાને ચડેલી છે, એમાં સત્યાંશ હોય તેમ સંભવ છે એટલે ઉપસર્ગહરસ્તોત્રકાર ભદ્રબાહુસ્વામીને ચતુર્દશપૂર્વધર તરીકે ઓળખાવવામાં આવે છે એ બિનપાયાદાર જ ઠરે છે તેમ જ ભદ્રબાહુસંહિતાના પ્રણેતા તરીકે એ જ ચતુર્દશપૂર્વધરને કહેવામાં આવે છે એ પણ વજૂદદાર નથી રહેતું કારણ કે ભદ્રબાહુસંહિતા અને વારાહીસંહિતા એ સમાનનામક ગ્રન્થો પારસ્પરિક વિશિષ્ટ સ્પર્ધાના સૂચક હોઈ બન્નેયના સમકાલભાવી હોવાની વાતને જ વધારે ટેકો આપે છે. આ રીતે બે ભદ્રબાહુ થયાનું ફલિત થાય છે એક છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુ અને બીજા દશ નિર્યુક્તિઓ, ભદ્રબાહુસંહિતા અને ઉપસર્ગહરસ્તોત્રના પ્રણેતા ભદ્રબાહુ, જેઓ જૈન સંપ્રદાયમાં નૈમિત્તિક તરીકે જાણીતા છે

આ બન્નેય સમર્થ ગ્રંથકારો ભિન્ન હોવાનું એ ઉપરથી પણ કહી શકાય કે, તિત્થોગાલિપઈન્નય, આવશ્યકચૂર્ણી, આવશ્યક હારિભદ્રીયા ટીકા, પરિશિષ્ટપર્વ આદિ પ્રાચીન માન્ય ગ્રંથોમાં જ્યાં ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુનું ચરિત્ર વર્ણવવામાં આવ્યું છે, ત્યાં બાર વરસી દુકાળ, તેઓશ્રીનું નેપાળ દેશમાં વસવું, મહાપ્રાણ ધ્યાનનું આરાધન, સ્થૂલભદ્ર આદિ મુનિઓને વાચના આપવી, છેદસૂત્રોની રચના કરવી ઇત્યાદિ હકીકત આવે છે, પણ વરાહમિહિરના ભાઈ હોવાનો, નિર્યુક્તિગ્રન્થો, ઉપસર્ગહરસ્તોત્ર, ભદ્રબાહુસંહિતા આદિની રચના કરવી આદિને લગતો તેમ જ તેઓ નૈમિત્તિક હોવાને લગતો કશોય ઉલ્લેખ નથી. આથી એમ સહેજે જ લાગે કે, છેદસૂત્રકાર ભદ્રબાહુસ્વામી અને નિર્યુક્તિ આદિના પ્રણેતા ભદ્રબાહુસ્વામી બન્નેય જુદી જુદી વ્યક્તિઓ છે.

નિર્યુક્તિકાર ભદ્રબાહુ એ વિક્રમની છઠ્ઠી સદીમાં થયેલ જ્યોતિર્વિદ વરાહમિહિરના સહોદર હોઈ નિર્યુક્તિગ્રંથોની રચના વિક્રમના છઠ્ઠા સૈકામાં થઈ છે એ નિર્ણય કર્યા પછી આપણા સામે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પાક્ષિકસૂત્રમાં સૂત્રકીર્તનના પ્રત્યેક આલાપકમાં અને નંદીસૂત્રમાં અંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનના નિરૂપણમાં નીચે પ્રમાણેના પાઠો છે:

" समुत्ते सअत्थे सगंथे सनिज्जुत्तिए ससंगहणिए " પાક્ષિક સૂત્ર.

" संखेज्जाओ निज्जुत्तीओ संखेज्जाओ संगहणीओ " નંદીસૂત્ર

અહીં આ બન્નેય સૂત્રપાઠો આપવાનો આશય એ છે કે, આ બંનેય સૂત્રો, જેની રચના વિક્રમના છઠ્ઠા સૈકાના આરંભમાં જ અથવા પાંચમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં થઈ ચૂક્યાનો સંભવ વધારે છે, તેમાં નિર્યુક્તિનો ઉલ્લેખ થયેલો છે ઉપર જણાવવામાં આવ્યું છે તેમ જો નિર્યુક્તિકાર વિક્રમના છઠ્ઠા સૈકાના બીજા ચરણ લગભગ થયા હોય તો તે પહેલાં ગૂંથાયેલ આ બનેય સૂત્રોમાં નિર્યુક્તિનો ઉલ્લેખ કેમ થયો છે? એ પ્રશ્નનું સમાધાન નીચે પ્રમાણે થઈ શકે છે:

પાક્ષિકસૂત્ર અને નંદીસૂત્રમાં નિર્યુક્તિનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એ અત્યારે આપણા સામે વર્તમાન દશ શાસ્ત્રની નિર્યુક્તિને લક્ષીને નહિ, કિન્તુ **ગોવિંદનિર્યુક્તિ** આદિને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યો છે.

નિર્યુક્તિકાર સ્થવિર ભદ્રબાહુસ્વામી થયાની વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, પરંતુ એમના સિવાય બીજા કોઈ નિર્યુક્તિકાર થયાની વાતને કોઈ વિરલ વ્યક્તિઓ જ જાણતી હશે. નિશીથચૂર્ણીના ૧૧ મા

ઉદ્દેશામાં 'જ્ઞાનસ્તેન' નુ સ્વરૂપ વર્ણવતાં ભાષ્યકારે જણાવ્યુ છે કે, "गोविदज्जो नाणे અર્થાત્ જ્ઞાનની ચોરી કરનાર ગોવિંદાચાર્ય જાણવા" આ ગાથાની ચૂર્ણીમાં ચૂર્ણીકારે ગોવિંદાચાર્યને લગતા એક વિશિષ્ટ પ્રસંગની ટૂંક નોંધ લીધી છે, ત્યાં લખ્યું છે કે, "તેમણે એકેંદ્રિય જીવને સિદ્ધ કરનાર ગોવિંદ નિર્યુક્તિની રચના કરી હતી" આ ઉલ્લેખને આધારે સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે, એક વખતના બૌદ્ધ ભિક્ષુ અને પાછળથી પ્રતિબોધ પામી જૈન દીક્ષા સ્વીકારનાર **ગોવિંદાચાર્ય નામના સ્થવિર નિર્યુક્તિકાર થઈ ગયા છે.** તેઓશ્રીએ કયા આગમ ઉપર નિર્યુક્તિની રચના કરી હશે એ જાણવા માટેનુ આપણા સામે કશુય પ્રમાણ કે સાધન વિદ્યમાન નથી; તેમ છતાં ચૂર્ણીકારના ઉલ્લેખના ઔચિત્યને ધ્યાનમાં લેતાં શ્રીમાન ગોવિંદાચાર્યે બીજા કોઈ આગમ ગ્રથ ઉપર નિર્યુક્તિની રચના કરી હો યા ગમે તેમ હો, તે છતાં અચારાંગસૂત્ર ઉપર—ખાસ કરી તેના શસ્ત્રપરિજ્ઞાનામક પ્રથમ અધ્યયન ઉપર—તેમણે નિર્યુક્તિ રચી હોવી જોઈએ શસ્ત્રપરિજ્ઞા અધ્યયનમાં મુખ્યતયા પાંચ સ્થાવરોનુ—એકેંદ્રિય જીવોનુ—અને ત્રસ જીવોનું જ નિરૂપણ છે અત્યારે આપણા સમક્ષ ગોવિંદાચાર્યકૃત ગોવિંદનિર્યુક્તિ ગ્રથ નથી તેમ જ નિશીથ ભાષ્ય, નિશીથ ચૂર્ણી, કલ્પચૂર્ણી આદિમા આવતા गोविदनिज्जुत्ति એટલા સામાન્ય નામનિર્દેશ સિવાય કોઈ પણ ચૂર્ણી આદિ પ્રાચીન ગ્રથોમાં એ નિર્યુક્તિમાની ગાથાદિનો પ્રમાણ તરીકે ઉલ્લેખ થયેલો જોવામાં નથી આવ્યો; એટલે અમે માત્ર ઉપરોક્ત અનુમાન કરીને જ અટકીએ છીએ. અહી અમે સૌની જાણ ખાતર ઉપરોક્ત નિશીથચૂર્ણીનો પાઠ આપીએ છીએ :—

**गोविंदज्जो** णाणे, दंसणे सुत्तत्थहेउअट्ठा वा ।
पावचियउवचरगा, उदायिवधगादिगा चरणे ॥

गोविद० गाहा—**गोविंदो** नाम भिक्खू । सो य एगेण आयरिएण वादे जितो आठ्ठारसवारा। ततो तेग चिंतितं—सिद्धंतसरूवं जाव एतेसिं नो लब्भति तावेते जेतु ण सक्केति । ताहे सो नाणहरणट्ठा तस्सेवाऽऽयरियस्स सगासे निक्खंतो। तस्स य सामायियादिपढतस्स सुद्ध सम्मत्त। ततो गुरुं वंदित्ता भणति-देहि मे वते । आयरिओ भणाति—नणु दत्ताणि ते वताणि। तेण सब्भावो कहिओ । ताहे गुरूणा दत्ताणि से वताणि । **पच्छा तेण एगिंदियजीवसाहणं गोविंदनिज्जुत्ती** कया ॥ एम नाणतेणो ।

निशीथचूर्णि उद्देग ११, द्वितीय खड पत्र—८-९ —पाटण संघवीना पाडानी ताडपत्रीय प्रति ॥

ભાવાર્થ—ગોવિંદનામે બૌદ્ધ ભિક્ષુ હતો. તે એક જૈનાચાર્ય સાથે અઢાર વખત વાદમાં હાર્યો. તેણે વિચાર્યું કે, જ્યા સુધી આમના સિદ્ધાંતના રહસ્યને જાણ્યુ નથી, ત્યા સુધી આમને જીતી શકાશે નહિ. તે ભિક્ષુએ જ્ઞાનની ચોરી કરવા માટે તે જ આચાર્ય પાસે દીક્ષા લીધી સામાયિકાદિ સૂત્રોનો અભ્યાસ કરતાં તેને શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું. તેણે ગુરુને કહ્યુ કે, મને વ્રતોનો સ્વીકાર કરાવો આચાર્યે કહ્યુ કે, ભાઈ! તને વ્રતોનો સ્વીકાર કરાવ્યો જ છે. તેણે પોતાનો આશય જણાવ્યો ગુરુએ તેને પુન: વ્રતો આપ્યા **તેણે એકેંદ્રિય જીવોને સાબિત કરનાર ગોવિંદનિર્યુક્તિની રચના કરી.**

ગોવિંદનિર્યુક્તિને નિશીથચૂર્ણી આદિમાં દર્શનપ્રભાવકશાસ્ત્ર તરીકે જણાવવામાં આવેલ છે—

णाणट्ठ० गाथा—आयारादी णाणं, **गोविंदणिज्जुत्तिमादी दंसणं,** जत्थ विगए चरित्तं ण मुज्झति ततो निग्गमणं चरित्तट्ठा ॥ निशीयचूर्णि उ० ११, द्वितीय खड पत्र १९० —पाटण संघना भंडारनी ताडपत्रीय प्रति ॥

सगुरु-कुल-सदेसे वा, नाणे गहिए सई य सामत्थे ।
वच्चइ उ अन्नदेसे, दंसणजुत्ताइ अत्थो वा ॥ २८८० ॥

चूर्णि —सगुरु० गाहा। अप्पणो आयरियस्स जत्तिओ आगमो तम्मि सव्वम्मिं गहिए स्वदेशे योऽन्येपामाचार्याणामागमस्तस्मिन्नपि गृहीते दंसणजुत्तादि अत्थो व'त्ति **गोविंदनिर्युक्त्याद्यर्थं**हेतोरन्यदेश व्रजति ॥ कल्पचूर्णि पत्र ११६ —पाटण संघना भंडारनी ताडपत्रीय प्रति ॥

'दंसणजुत्ताइ अत्थोव'त्ति दर्शनविशुद्धिकारणीया **गोविन्दनिर्युक्तिः**, आदिशब्दात् सम्मतितत्त्वार्थप्रभृतीनि च शास्त्राणि तदर्थ. तत्प्रयोजन' प्रमाणशास्त्रकुशलानामाचार्याणां समीपे गच्छेत् ॥ कल्पटीका पत्र ८१६.

ગોવિંદનિર્યુક્તિપ્રણેતા ગોવિંદાચાર્ય, અમારી સમજ પ્રમાણે, બીજા કોઈ નહિ પણ જેમને નંદીસૂત્રમાં અનુયોગધર તરીકે વર્ણવવામાં આવ્યા છે અને જેઓ માથુરી યુગપ્રધાનપટ્ટાવલીમાં અઠ્ઠાવીશમા યુગપ્રધાન હોવા સાથે જેઓ માથુરી વાચનાના પ્રવર્તક સ્થવિર આર્ય સ્કંદિલથી ચોથા યુગપ્રધાન છે તે જ હોવા જોઈએ એઓશ્રી વિક્રમના પાંચમા સૈકાના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા એમણે રચેલ ગોવિંદનિર્યુક્તિને લક્ષીને જ પાક્ષિકસૂત્ર તથા નંદીસૂત્રમાં નિર્યુક્તિનો ઉલ્લેખ કરાયો છે એમ માનવુ અમને વધારે સંગત લાગે છે. અમારું આ વક્તવ્ય જો વાસ્તવિક હોય તો પાક્ષિકસૂત્ર અને નંદીસૂત્રમાં થયેલ નિર્યુક્તિના ઉલ્લેખને લગતા પ્રશ્નનું સમાધાન સ્વયમેવ થઈ જાય છે

અંતમાં અમે અમારો પ્રસ્તુત લેખ સમાપ્ત કરવા પહેલાં ટૂંકમાં એટલુ જ જણાવીએ છીએ કે છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર સ્થવિરો ભિન્ન હોવા માટેના તેમ જ ભદ્રબાહુસ્વામી અનેક થવા માટેના સ્પષ્ટ ઉલ્લેખો ભલે ન મળતા હો, તે છતાં આજે આપણા સામે જે પ્રાચીન પ્રમાણો અને ઉલ્લેખો વિદ્યમાન છે, તે ઉપરથી એટલું ચોક્કસ જણાય છે કે છેદસૂત્રકાર સ્થવિર અને નિર્યુક્તિકાર સ્થવિર એક નથી પણ જુદા જુદા જ છે. આ વાત નિર્ણીત છતા છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર એ બન્નેયના એકકર્તૃત્વની ભ્રાન્તિ સમાનનામમાંથી જન્મી હોય, અને એવો સંભવ પણ વધારે છે, એટલે આજે અનેકાનેક વિદ્વાનો આ અનુમાન અને માન્યતા તરફ સહેજે જ દોરાય છે કે, છેદસૂત્રકાર પણ ભદ્રબાહુસ્વામી છે અને નિર્યુક્તિકાર પણ ભદ્રબાહુસ્વામી છે છેદસૂત્રકાર ભદ્રબાહુ ચતુર્દશપૂર્વધર છે અને નિર્યુક્તિકાર ભદ્રબાહુ નૈમિત્તિક આચાર્ય છે. અને અમે પણ અમારા પ્રસ્તુત લેખમાં આ જ માન્યતાને સપ્રમાણ પુરવાર કરવા સવિશેષ પ્રયત્ન કર્યો છે *

## ભાષ્યકાર શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ

પ્રસ્તુત કલ્પભાષ્યના પ્રણેતા શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ છે. સંઘદાસગણિ નામના બે આચાર્યો થયા છે: એક વસુદેવહિંડિ–પ્રથમ ખંડના પ્રણેતા, અને બીજા પ્રસ્તુત કલ્પલઘુભાષ્ય અને પંચકલ્પભાષ્યના પ્રણેતા. આ બન્નેય આચાર્યો એક નથી પણ જુદા જુદા છે, કારણ કે, વસુદેવહિંડિ–મધ્યમ ખંડના

* 'બૃહત્કલ્પસૂત્ર'ના પ્રાસ્તાવિક વક્તવ્યનું શરૂઆતથી તે અહીં સુધીનું લખાણ 'છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર' શીર્ષક નીચે, સાવ નહીં જેવા બે–ચાર શાબ્દિક ફેરફારને બાદ કરતાં, અક્ષરશઃ 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ સ્મારક ગ્રંથ' (ઈ સ. ૧૯૪૧)માં પ્રગટ થયુ છે

—સંપાદકો.

કર્તા આચાર્ય શ્રી ધર્મસેનગણિ મહત્તરના કથનાનુસાર[1] વસુદેવહિંડિ–પ્રથમ ખંડના પ્રણેતા શ્રી સંઘદાસગણિ 'વાચક' પદાલંકૃત હતા, જ્યારે કલ્પભાષ્યપ્રણેતા સંઘદાસગણિ 'ક્ષમાશ્રમણ' પદવિભૂષિત છે ઉપરોક્ત બંનેય સંઘદાસગણિને લગતી ખાસ વિશેષ હકીકત સ્વતંત્ર રીતે ક્યાંય જોવામાં નથી આવતી એટલે તેમના અંગેનો પરિચય આપવાની વાતને આપણે ગૌણ કરીએ તોપણ બંનેય જુદા છે કે નહિ તેમ જ ભાષ્યકાર અથવા મહાભાષ્યકાર તરીકે ઓળખાતા ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ કરતાં પૂર્વવર્તી છે કે તેમના પછી થયેલા છે, એ પ્રશ્નો તો સહજ રીતે ઉત્પન્ન થાય છે ભગવાન શ્રી જિનભદ્રગણિએ તેમના વિશેષણવતી ગ્રંથમાં વસુદેવહિંડિ ગ્રંથના નામનો ઉલ્લેખ અનેક વાર કર્યો છે એટલું જ નહિ, કિન્તુ વસુદેવહિંડિ–પ્રથમ ખંડમાં આવતા ઋષભદેવચરિત્રની સંગ્રહણી ગાથાઓ બનાવીને પણ તેમાં દાખલ કરી છે, એટલે વસુદેવહિંડિ પ્રથમ ખંડના પ્રણેતા શ્રી સંઘદાસગણિ વાચક તો નિર્વિવાદ રીતે તેમના પૂર્વભાવી આચાર્ય છે પરંતુ ભાષ્યકાર શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ તેમના પૂર્વભાવી છે કે નહિ એ કોયડો તો અણઊકલ્યો જ રહી જાય છે આમ છતાં, પ્રાસંગિક હોય કે અપ્રાસંગિક હોય તોપણ, આ ઠેકાણે એ વાત કહેવી જોઈએ કે—

ભાષ્યકાર આચાર્ય એક નહિ પણ અનેક થઈ ગયા છે, એક ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, બીજા શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ, ત્રીજા વ્યવહારભાષ્ય આદિના પ્રણેતા અને ચોથા કલ્પબૃહદ્ભાષ્ય આદિના કર્તા—આ પ્રમાણે સામાન્ય રીતે ચાર ભાષ્યકાર આચાર્ય થવાની મારી માન્યતા છે. પહેલા બે આચાર્યો તો નામવાર જ છે. ચોથા કલ્પબૃહદ્ભાષ્યના પ્રણેતા આચાર્ય, જેમનું નામ જાણી શકાયું નથી, એ આચાર્ય તો, મારી ધારણા પ્રમાણે, કલ્પચૂર્ણીકાર અને વિશેષચૂર્ણીકાર કરતાંયે પાછળ થયેલા આચાર્ય છે તેનું કારણ એ છે કે, મુદ્રિત કલ્પલઘુભાષ્ય, જેના પ્રણેતા આચાર્ય શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ છે, તેની ૧૬૬૧મી ગાથામાં પ્રતિલેખનાના કાળનું–વખતનું નિરૂપણ કરવામાં આવ્યું છે તેનું વ્યાખ્યાન કરતાં ચૂર્ણીકાર અને વિશેષચૂર્ણીકારે જે આદેશાંતરોનો અર્થાત્ પડિલેહણાના સમયને લગતી વિધવિધ માન્યતાઓનો ઉલ્લેખ કર્યો છે, તે કરતાંય નવી નવી વધારાની માન્યતાઓનો સંગ્રહ કલ્પબૃહદ્ભાષ્યકારે ઉપરોક્ત ગાથા ઉપરના મહાભાષ્યમાં કર્યો છે; જે યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિવિરચિત પંચવસ્તુક પ્રકરણની સ્વપજ્ઞવૃત્તિમાં ઉપલબ્ધ થાય[2] છે આ ઉપરથી એ વાત નિશ્ચિત રીતે કહી શકાય કે કલ્પબૃહદ્ ભાષ્યના પ્રણેતા આચાર્ય, કલ્પચૂર્ણી–વિશેષચૂર્ણીકાર પછી થયેલા છે અને યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિથી કાંઈક પૂર્વવર્તી અથવા સમસમયભાવી છે. આ ઉપરથી એક બીજી વાત ઉપર સહેજે પ્રકાશ પડે છે કે, યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય શ્રી હરિભદ્ર ભગવાનને અતિ પ્રાચીન માનવાનો જે આગ્રહ રાખવામાં આવે છે તે પ્રામાણિકતાથી દૂર જાય છે.

---

१. सुव्वइ य किर वसुदेवेणं वाससतं परिभमतेणं इमम्मि भरहे विज्जाहरिदणरवतिवाणरकुलवंससंभवाणं कण्णाणं सतं परिणीतं, तत्थ य सामा-विजयमादियाणं रोहिणीपज्जवसाणाणं गुणतीसं लंभता संघदासवायगेणं उवणिबद्धा ।

वसुदेवहिंडी मध्यमखंड उपोद्घात ॥

૨ પ્રતિલેખનાના આદેશોને લગતા ઉપરોક્ત કલ્પચૂર્ણી, વિશેષચૂર્ણી, મહાભાષ્ય અને પંચવસ્તુક સ્વોપજ્ઞ ટીકાના ઉલ્લેખો જોવા ઇચ્છનારને પ્રસ્તુત મુદ્રિત સનિર્યુક્તિ–લઘુભાષ્ય–વૃત્તિસહિત બૃહત્કલ્પસૂત્ર, દ્વિતીય વિભાગ, પત્ર ૪૮૮–૮૯, ગાથા ૧૬૬૧ની ટીકા અને તે ઉપરની ટિપ્પણી જોવા ભલામણ છે.

આટલું જણાવ્યા પછી એક વાત એ કહેવી બાકી છે કે, વ્યવહાર ભાષ્યના પ્રણેતા કયા આચાર્ય છે, તે ક્યાંય મળતું નથી; તેમ છતાં એ આચાર્ય એટલે કે વ્યવહારભાષ્યકાર, શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણથી પૂર્વભાવી હોવાની મારી દૃઢ માન્યતા છે. તેનું કારણ એ છે કે, ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પોતાના વિશેષણવતી ગ્રંથમાં—

सीहो सुदाढनागो, आमग्गीवो य होइ अण्णेसिं ।
सिहो मिगद्धओ त्ति य, होइ **वसुदेवचरियम्मि** ॥ ३३ ॥
सीहो चेव सुदाढो, जं रायगिहम्मि कविलवडुओ त्ति ।
सीसइ **ववहारे** गोयमोवसमिओ स णिक्खंतो ॥ ३४ ॥

આ બે ગાથા પૈકી બીજી ગાથામાં વ્યવહારના નામનો ઉલ્લેખ કર્યો છે, એ વિષય વ્યવહારસૂત્રના છઠ્ઠા ઉદ્દેશાના ભાષ્યમાં—

सीहो तिविट्ठ निहतो, भमिउं रायगिह कवलिवडुग त्ति ।
जिणवर कहणमणुवसम, गोयमोवसम दिक्खा य ॥ १९२ ॥

આ પ્રમાણે આવે છે. આ ઉપરથી 'શ્રી જિનભદ્રગણિ કરતાં વ્યવહારભાષ્યકાર પૂર્વવર્ત્તી છે' એમા લેશ પણ શંકાને સ્થાન નથી આ ઉપરાંત બીજું એ પણ કારણ આપી શકાય કે, ભગવાન શ્રી જિનભદ્રની મહાભાષ્યકાર તરીકેની પ્રસિદ્ધિ છે, એ તેમના પૂર્વવર્ત્તી ભાષ્યકાર અથવા લઘુભાષ્યકાર આચાર્યોને જ આભારી હોય

આજે જૈન આગમો ઉપર નીચે જણાવ્યા પ્રમાણેના ભાષ્યગ્રંથો જોવામાં તેમ જ સાંભળવામાં આવ્યા છે :

૧–૨ કલ્પલઘુભાષ્ય તથા કલ્પબૃહદ્‌ભાષ્ય, ૩ મહત્ પંચકલ્પભાષ્ય, ૪–૫ વ્યવહારલઘુભાષ્ય તથા વ્યવહારબૃહદ્‌ભાષ્ય, ૬–૭ નિશીથલઘુભાષ્ય તથા નિશીથબૃહદ્‌ભાષ્ય, ૮ વિશેષાવશ્યકમહાભાષ્ય, ૯–૧૦ આવશ્યકસૂત્ર લઘુભાષ્ય તથા મહાભાષ્ય, ૧૧ ઓઘનિર્યુક્તિભાષ્ય, ૧૨ દશવૈકાલિકભાષ્ય, ૧૩ પિંડનિર્યુક્તિભાષ્ય

આ પ્રમાણે એકંદર તેર ભાષ્યગ્રંથો અત્યારે સાંભળવામા આવ્યા છે. તે પૈકી કલ્પબૃહદ્‌ભાષ્ય આજે અપૂર્ણ જ અર્થાત્ ત્રીજા ઉદ્દેશ અપૂર્ણ પર્યંત મળે છે વ્યવહાર અને નિશીથ ઉપરના બૃહદ્‌ભાષ્ય ગ્રંથો ક્યાંય જોવામાં આવ્યા નથી તે સિવાયનાં બધાંય ભાષ્યો આજે ઉપલબ્ધ થાય છે, જે પૈકી મહત્પંચકલ્પભાષ્ય, વ્યવહારલઘુભાષ્ય અને નિશીથલઘુભાષ્ય બાદ કરતાં બધાંય ભાષ્યો છપાઈ ચૂક્યાં છે અહી આપેલી ભાષ્યોનાં નામોની નોંધ પૈકી ફક્ત કલ્પલઘુભાષ્ય, મહત્પંચકલ્પભાષ્ય અને વિશેષાવશ્યક મહાભાષ્યના પ્રણેતાને જ આપણે જાણીએ છીએ; તે સિવાયના ભાષ્યકારો કોણ હતા એ વાત તો અત્યારે અંધારામાં જ પડી છે આમ છતાં, જોકે મારા પાસે કશુંય પ્રમાણ નથી છતા, એમ લાગે છે કે કલ્પ, વ્યવહાર અને નિશીથ લઘુભાષ્યના પ્રણેતા શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ હોય તેવો જ સંભવ વધારે છે કલ્પલઘુભાષ્ય અને નિશીથલઘુભાષ્ય એ બેમાંની ભાષ્યગાથાઓનું અતિ સામ્યપણું આપણને આ બન્નેય ભાષ્યકારો એક હોવાની માન્યતા તરફ જ દોરી જાય છે.

અંતમાં ભાષ્યકારને લગતું વક્તવ્ય પૂર્ણ કરવા પહેલાં એક વાત તરફ વિદ્વાનોનું લક્ષ્ય દોરવું ઉચિત છે કે, પ્રસ્તુત બૃહત્કલ્પલઘુભાષ્યના પ્રથમ ઉદ્દેશની સમાપ્તિમાં ભાષ્યકારે—

" उदिण्णजोहाउलसिद्धसेणो, स पत्थिवो णिज्जियसत्तुसेणो ।"

(ગાથા ૩૨૮૯)

આ ગાથામાં, કે જે આખુ પ્રકરણ અને આ ગાથા નિશીથલઘુભાષ્ય સોળમા ઉદ્દેશામાં છે, તેમાં લખેલા 'सिद्धसेणो' નામ સાથે ભગવાન શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણને કોઈ નામાન્તર તરીકેનો સંબંધ તો નથી? જોકે ચૂર્ણીકાર, વિશેષચૂર્ણીકાર આદિએ આ સંબંધમાં ખાસ કશું જ સૂચન કર્યું નથી, તેમ છતાં 'सिद्धसेन' શબ્દ એવો છે કે જે સહજભાવે આપણું ધ્યાન ખેચે છે એટલે કોઈ વિદ્વાનને કોઈ એવો ઉલ્લેખ વગેરે બીજે ક્યાંયથી મળી જાય કે જે સાથે આ નામનો કાંઈ અન્વય હોય તો જરૂર ધ્યાનમાં રાખે, કારણ કે સિદ્ધસેનગણિ ક્ષમાશ્રમણના નામની સાક્ષી નિશીથચૂર્ણી, પંચકલ્પચૂર્ણી, આવશ્યક હારિભદ્રી વૃત્તિ આદિ ગ્રંથોમા અનેક વાર આવે છે એ નામાદિ સાથે ભાષ્યકારનો શિષ્યપ્રશિષ્યાદિ સંબધ હોય અથવા ભાષ્યકારનું કોઈ નામાંતર હોય અસ્તુ, ગમે તે હો, વિદ્વાનોને ઉપયોગી લાગે તો તેઓ આ બાબત લક્ષમાં રાખે

## ટીકાકાર આચાર્યો

પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્ર મહાશાસ્ત્ર ઉપર બે સમર્થ આચાર્યોએ મળીને ટીકા રચી છે તે પૈકી એક પ્રસિદ્ધ પ્રાવચનિક અને સમર્થ ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિસૂરિ છે અને બીજા તપોગચ્છીય આચાર્ય શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિ છે. આચાર્ય શ્રી મલયગિરિસૂરિવરે પ્રસ્તુત મહાશાસ્ત્ર ઉપર ટીકા રચવાની શરૂઆત કરી છે, પરંતુ એ ટીકાને તેઓશ્રી આવશ્યકસૂત્રવૃત્તિની જેમ પૂર્ણ કરી શકયા નથી. એટલે આચાર્ય શ્રી મલયગિરિજીએ રચેલી ૪૬૦૦ શ્લોકપ્રમાણ ટીકા (મુદ્રિત પૃ૪ ૧૭૬) પછીની આખાયે ગ્રંથની સમર્થ ટીકા રચવા તરીકેના ગૌરવવંતા મેરુ જેવા મહાકાર્યને તપોગચ્છીય આચાર્ય શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિએ ઉપાડી લીધું છે અને ટીકાનિર્માણના મહાન કાર્યને પાંડિત્યભરી રીતે સાંગોપાંગ પૂર્ણ કરી તેમણે પોતાની જૈન પ્રાવચનિક ગીતાર્થ આચાર્ય તરીકેની યોગ્યતા સિદ્ધ કરી છે અહીં આ બન્નેય સમર્થ ટીકાકારોનો ટૂંકમાં પરિચય કરાવવામાં આવે છે

### આચાર્ય શ્રી મલયગિરિસૂરિ

ગુણવંતી **ગૂજરાત**ની ગૌરવવતી વિભૂતિ સમા, સમગ્ર જૈન પરંપરાને માન્ય, **ગૂર્જરેશ્વર** મહારાજા **શ્રી કુમારપાલદેવ** પ્રતિબોધક મહાન આચાર્ય **શ્રી હેમચંદ્ર**ના વિદ્યાસાધનાના સહચર, ભારતીય સમગ્ર સાહિત્યના ઉપાસક, જૈનાગમજ્ઞશિરોમણિ, સમર્થ ટીકાકાર, ગૂજરાતની ભૂમિમાં અશ્રાન્તપણે લાખો શ્લોકપ્રમાણ સાહિત્યગંગાને રેલાવનાર આચાર્ય **શ્રી મલયગિરિ** કોણ હતા? તેમની જન્મભૂમિ, જ્ઞાતિ, માતા-પિતા, ગચ્છ, દીક્ષાગુરુ, વિદ્યાગુરુ વગેરે કોણ હતા? તેમના વિદ્યાભ્યાસ, ગ્રંથરચના અને વિહારભૂમિનાં કેન્દ્રસ્થાન ક્યાં હતાં? તેમને શિષ્યપરિવાર હતો કે નહિ?—ઇત્યાદિ દરેક બાબત આજે લગભગ અંધારામાં જ છે, છતાં શોધ અને અવલોકનને અંતે જે કાંઈ અલ્પ-સ્વલ્પ સામગ્રી પ્રાપ્ત થઈ છે તેના આધારે એ મહાપુરુષનો અહીં પરિચય કરાવવામાં આવે છે

આચાર્ય **શ્રી મલયગિરિ**એ પોતે પોતાના ગ્રંથોના અંતની પ્રશસ્તિમાં " यदवापि **मलयगिरिणा**, सिद्धिं तेनाश्नुता लोक ॥ " એટલા સામાન્ય નામોલ્લેખ સિવાય પોતા અંગેની બીજી કોઈ પણ ખાસ હકીકતની નોંધ કરી નથી. તેમ જ તેમના સમસમયભાવી કે પાછળ થનાર લગભગ બધાય ઐતિહાસિક ગ્રંથકારોએ સુધ્ધા આ જૈનશાસનપ્રભાવક આગમનધુરંધર સૈદ્ધાન્તિક સમર્થ મહાપુરુષ માટે મૌન અને ઉદાસીનતા જ ધારણ કર્યાં છે. ફક્ત પંદરમી સદીમાં થયેલા શ્રીમાન **જિનમંડન**-

ગણિએ તેમના **કુમારપાલપ્રબંધ**માં 'આચાર્ય **શ્રી હેમચંદ્ર** વિદ્યાસાધન માટે જાય છે' એ પ્રસંગમાં આચાર્ય **શ્રી મલયગિરિને** લગતી વિશિષ્ટ બાબતનો ઉલ્લેખ કર્યો છે, જેનો ઉતારો અહીં આપવામાં આવે છે—

“एकदा श्रीगुरूनापृच्छ्यान्यगच्छीय**देवेन्द्रसूरि-मलयगिरिभ्यां** सह कलाकलापकौशलाद्यर्थं **गौडदेशं** प्रति प्रस्थिता **खिल्लूरग्रामे** च त्रयो जना गताः । तत्र ग्लानो मुनिर्वैयावृत्यादिना प्रतिचरितः । स **श्रीरैवतकतीर्थे** देवनमस्करणकृतार्त्तिः । यावद् ग्रामाध्यक्षश्राद्धेभ्यः सुखासनं प्रगुणीकृत्य ते रात्रौ सुप्तास्तावत् प्रत्यूषे प्रबुद्धा **स्वं रैवतके** पश्यन्ति । शासनदेवता प्रत्यक्षीभूय कृतगुणस्तुति 'भाग्यवतां भवतामत्र स्थितानां सर्वं भावि' इति **गौडदेशे** गमनं निषिध्य महौषधीरनेकान् मन्त्रान् नाम-प्रभावाद्याख्यानपूर्वमाख्याय स्वस्थानं जगाम ॥

एकदा श्रीगुरुभिः सुमुहूर्ते दीपोत्सवचतुर्दशीरात्रौ **श्रीसिद्धचक्रमन्त्रः** साम्नायः समुपदिष्टः । स च पद्मिनीस्त्रीकृतोत्तरसाधकत्वेन साध्यते ततः सिध्यति, याचितं वरं दत्ते, नान्यथा। × × × × × ते च त्रयः कृतपूर्वकृत्याः **श्रीअम्बिका**कृतसान्निध्याः शुभध्यानधीरधियः **श्रीरैवतकदैवतदृष्टौ** त्रियामिन्यामाह्वाना-ऽवगुण्ठन- मुद्राकरण- मन्त्रन्यास- विसर्जनादिभिरुपचारैर्गुरूक्तविधिना समीपस्थपद्मिनीस्त्रीकृतोत्तरसाधकक्रियाः **श्रीसिद्धचक्रमन्त्र**मसाधयन् । ततः इन्द्रसामानिकदेवोऽस्याधिष्ठाता **श्रीविमलेश्वरनामा** प्रत्यक्षीभूय पुष्पवृष्टिं विधाय 'स्वेप्सितं वरं वृणुत' इत्युवाच । **ततः श्रीहेमसूरिणा राजप्रतिबोधः, देवेन्द्रसूरिणा निजावदातकरणाय कान्तीनगर्याः प्रासाद एकरात्रौ ध्यानबलेन सेरीसकग्रामे समानीत इति जनप्रसिद्धिः, मलयगिरिसूरिणा सिद्धान्तवृत्तिकरणवर इति । त्रयाणां वरं दत्त्वा देवः स्वस्थानमगात्** ॥”

जिनमण्डनीय कुमारपालप्रबन्ध, पत्र १२–१३ ॥

ભાવાર્થ—આચાર્ય **શ્રી હેમચન્દ્રે** ગુરુની આજ્ઞા લઈ અન્યગચ્છીય **શ્રી દેવેન્દ્રસૂરિ** અને **શ્રી મલયગિરિ** સાથે કળાઓમાં કુશળતા મેળવવા માટે **ગૌડદેશ** તરફ વિહાર કર્યો રસ્તામાં આવતા **ખિલ્લૂર** ગામમાં એક સાધુ માંદા હતા તેમની ત્રણે જણાએ સારી રીતે સેવા કરી તે સાધુ **ગિરનાર** તીર્થની યાત્રા માટે ખૂબ ઝંખતા હતા તેમની અંતસમયની ભાવના પૂરી કરવા માટે ગામના લોકોને સમજાવી પાલખી વગેરે સાધનનો બંદોબસ્ત કરી રાત્રે સૂઈ ગયા સવારે ઊઠીને જુએ છે તો ત્રણે જણા પોતાની જાતને **ગિરનાર**માં જુએ છે આ વખતે શાસનદેવતાએ આવી તેમને કહ્યું કે, આપ સૌનું ધારેલું બધુંય કામ અહીં જ પાર પડી જશે, હવે આ માટે આપને **ગૌડદેશ**માં જવાની જરૂરત નથી અને વિધિ–નામ–માહાત્મ્ય કહેવાપૂર્વક અનેક મંત્ર, ઔષધી વગેરે આપી દેવી પોતાને ઠેકાણે ચાલી ગઈ

એક વખત ગુરુમહારાજે તેમને **સિદ્ધચક્રનો મંત્ર** આમ્નાય સાથે આપ્યો, જે કાળી ચૌદશની રાતે પદ્મિની સ્ત્રીના ઉત્તરસાધકપણાથી સિદ્ધ કરી શકાય . ... ..ત્રણે જણાએ વિદ્યાસાધનના પુરશ્ચરણને સિદ્ધ કરી, **અમ્બિકાદેવી**ની સહાયથી ભગવાન શ્રી **નેમિનાથ** સામે બેસી સિદ્ધચક્રમંત્રની આરાધના કરી. મન્ત્રના અધિષ્ઠાયક શ્રી **વિમલેશ્વરદેવે** પ્રસન્ન થઈ ત્રણે જણાને કહ્યું કે, તમને ગમતું વરદાન માગો ત્યારે શ્રી **હેમચન્દ્રે** રાજાને પ્રતિબોધ કરવાનું, શ્રી **દેવેન્દ્રસૂરિએ** એક રાતમાં **કાન્તીનગરી**થી સેરીસામાં મંદિર લાવવાનું અને શ્રી **મલયગિરિએ જૈન સિદ્ધાન્તોની વૃત્તિઓ રચવાનું વર માગ્યું.** ત્રણેને તેમની ઇચ્છા પ્રમાણેનું વર આપી દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો.

ઉપર કુમારપાલપ્રબન્ધમાંથી જે ઉતારો આપવામાં આવ્યો છે, એમાં **મલયગિરિ** નામનો જે ઉલ્લેખ છે એ બીજા કોઈ નહિ પણ જૈન આગમોની વૃત્તિઓ રચવાનું વર માગનાર હોઈ પ્રસ્તુત મલયગિરિ જ છે આ ઉલ્લેખ ટૂંકો હોવા છતાં એમાં નીચેની મહત્ત્વની બાબતોનો ઉલ્લેખ થયેલો આપણે જોઈ શકીએ છીએ : (૧) પૂજ્ય શ્રી **મલયગિરિ** ભગવાન શ્રી **હેમચન્દ્ર** સાથે વિદ્યાસાધના માટે ગયા હતા. (૨) તેમણે જૈન આગમોની ટીકાઓ રચવા માટે વરદાન મેળવ્યુ હતું અથવા એ માટે પોતે ઉત્સુક હોઈ યોગ્ય સાહાય્યની માગણી કરી હતી (૩) '**मलयगिरिसूरिणा**' એ ઉલ્લેખથી શ્રી **મલયગિરિ** **આચાર્ય પદવિભૂષિત હતા.**

**શ્રી મલયગિરિ અને તેમનું સૂરિપદ**—પૂજ્ય શ્રી **મલયગિરિ** મહારાજ આચાર્યપદભૂષિત હતા કે નહિ ? એ પ્રશ્નનો વિચાર આવતાં, જો આપણે સામાન્ય રીતે તેમના રચેલા ગ્રન્થોના અંતની પ્રશસ્તિઓ તરફ નજર કરીશુ તો આપણે તેમાં તેઓશ્રી માટે "**यदवापि मलयगिरिणा**" એટલા સામાન્ય નામનિર્દેશ સિવાય બીજો કશોય ખાસ વિશેષ ઉલ્લેખ જોઈ શકીશું નહિ તેમ જ તેમના પછી લગભગ એક સૈકા બાદ એટલે કે ચૌદમી[1] સદીની શરૂઆતમાં થનાર **તપાગચ્છીય આચાર્ય** શ્રી **ક્ષેમકીર્તિસૂરિએ** શ્રી **મલયગિરિવિરચિત બૃહત્કલ્પસૂત્ર**ની અપૂર્ણ ટીકાના અનુસન્ધાનના મંગલાચરણ[2] અને ઉત્થાનિકામાં[3] પણ એમને માટે આચાર્ય તરીકેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી. એ વિષેનો સ્પષ્ટ ઉલ્લેખ તો આપણને પંદરમી સદીમાં થનાર શ્રી **જિનમણ્ડનગણિના કુમારપાલપ્રબન્ધ**માં જ મળે છે. એટલે સૌકોઈને એમ લાગશે કે તેઓશ્રી માટે આચાર્ય તરીકેનો સ્પષ્ટ નિર્દેશ કરવા માટે આચાર્ય શ્રી **ક્ષેમકીર્તિ** જેવાએ જ્યારે ઉપેક્ષા કરી છે તો તેઓશ્રી વાસ્તવિક રીતે આચાર્યપદવિભૂષિત હશે કે કેમ ? અને અમને પણ એ માટે તર્ક-વિતર્ક થતા હતા પરંતુ તપાસ કરતાં અમને એક એવુ પ્રમાણ જડી ગયું કે જેથી તેઓશ્રીના આચાર્યપદવિભૂષિત હોવા માટે બીજા કોઈ પ્રમાણની આવશ્યકતા જ રહે નહિ એ પ્રમાણ ખુદ શ્રી **મલયગિરિવિરચિત સ્વોપજ્ઞશબ્દાનુશાસન**માંનુ છે, જેનો ઉલ્લેખ અહીં કરવામાં આવે છે—

"एवं कृतमङ्गलरक्षाविधान. परिपूर्णमल्पग्रन्थ लघूपाय **आचार्यो मलयगिरिः शब्दानुशासनमारभते** ।"

આ ઉલ્લેખ જોયા પછી કોઈને પણ તેઓશ્રીના આચાર્યપણા વિષે શંકા રહેશે નહિ.

**શ્રી મલયગિરિસૂરિ અને આચાર્ય શ્રી હેમચન્દ્રનો સંબંધ**—ઉપર આપણે જોઈ આવ્યા છીએ કે શ્રી **મલયગિરિસૂરિ** અને ભગવાન શ્રી **હેમચન્દ્રાચાર્ય** વિદ્યાભ્યાસને વિકસાવવા માટે તેમ જ મંત્રવિદ્યાની સાધના માટે સાથે રહેતા હતા અને સાથે વિહારાદિ પણ કરતા હતા. આ ઉપરથી તેઓ

---

૧ બૃહત્કલ્પસૂત્રની ટીકા આચાર્ય શ્રી ક્ષેમકીર્તિએ વિ. સં. ૧૩૩૨માં પૂર્ણ કરી છે.

૨. "आगमदुर्गमपदसंशयादितापो विलीयते विदुषाम् । यद्वचनचन्दनरसैर्**मलयगिरिः** स जयति यथार्थ. ॥ ५ ॥ श्री**मलयगिरि**प्रभवो, या कर्त्तुमुपाक्रमन्त मतिमन्त । सा कल्पशास्त्रटीका, मयाऽनुसन्धीयतेऽल्पधिया ॥ ८ ॥

३ **चूर्णिकृता चूर्णि**रामूत्रिता तथापि सा निविडजडिमजम्बालजटालानामस्मादृशां जन्तूनां न तथाविधमवबोधनिबन्धनमुपजायत इति परिभाव्य **शब्दानुशासना**दिविश्वविद्यामयज्योति पुञ्जपरमाणुघटितमूर्तिभि. श्री**मलयगिरि**मुनीन्द्रर्पिपादै विवरणमुपचक्रमे ॥

પરસ્પર અતિ નિકટ સંબંધ ધરાવતા હતા, તે છતાં એ સંબંધ કેટલી હદ સુધીનો હતો અને તેણે કેવું રૂપ લીધું હતુ એ જાણવા માટે આચાર્ય શ્રી **મલયગિરિ** પોતાની **આવશ્યકવૃત્તિ**માં ભગવાન શ્રી **હેમચન્દ્ર**ની કૃતિમાંનું એક પ્રમાણ ટાંકતાં તેઓશ્રી માટે જે પ્રકારનો બહુમાનભર્યો ઉલ્લેખ કર્યો છે તે આપણે જોઈએ. આચાર્ય શ્રી **મલયગિરિ**નો એ ઉલ્લેખ આ પ્રમાણે છે—

"तथा चाहु: **स्तुतिषु गुरवः**—

अन्योन्यपक्षप्रतिपक्षभावाद्, यथा परे मत्सरिण . प्रवादाः ।
नयानशेषानविशेषमिच्छन्, न पक्षपाती समयस्तथा ते ॥"

हेमचन्द्रकृत अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका, श्लोक ३० ॥

આ ઉલ્લેખમાં શ્રી મલયગિરિએ ભગવાન શ્રી **હેમચન્દ્ર**નો નિર્દેશ "गुरव" એવા અતિ બહુમાનભર્યા શબ્દથી કર્યો છે. આ ઉપરથી ભગવાન શ્રી **હેમચન્દ્ર**ના પાંડિત્ય, પ્રભાવ અને ગુણોની છાપ શ્રી **મલયગિરિ** જેવા સમર્થ મહાપુરુષ પર કેટલી ઊંડી પડી હતી, એની કલ્પના આપણે સહેજે કરી શકીએ છીએ સાથે સાથે આપણે એ પણ અનુમાન કરી શકીએ કે, શ્રી **મલયગિરિ** શ્રી **હેમચન્દ્રસૂરિ** કરતાં વયમાં ભલે નાના મોટા હોય, પરંતુ વ્રતપર્યાયમાં તો તેઓ શ્રી હેમચન્દ્ર કરતાં નાના જ હતા નહિ તો તેઓ શ્રી **હેમચન્દ્રાચાર્ય** માટે ગમે તેટલાં ગૌરવતાસૂચક વિશેષણો લખે પણ "गुरव" એમ તો ન જ લખે

**મલયગિરિની ગ્રન્થરચના**—આચાર્ય શ્રી **મલયગિરિ**એ કેટલા ગ્રન્થો રચ્યા હતા, એ વિષેનો સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંય જોવામાં નથી આવતો, તેમ છતાં તેમના જે ગ્રન્થો અત્યારે મળે છે, તેમ જ જે ગ્રન્થોનાં નામોનો ઉલ્લેખ તેમની કૃતિમાં મળવા છતાં અત્યારે એ મળતા નથી, એ બધાયની યથાપ્રાપ્ત નોંધ આ નીચે આપવામાં આવે છે:

## મળતા ગ્રંથો

| | નામ | ગ્રંથશ્લોકપ્રમાણ[1] | |
|---|---|---|---|
| ૧ | ભગવતીસૂત્ર દ્વિતીયશતકવૃત્તિ | ૩૭૫૦ | |
| ૨ | રાજપ્રશ્નીયોપાંગટીકા | ૩૭૦૦ | મુદ્રિત |
| ૩ | જીવાભિગમોપાંગટીકા | ૧૬૦૦૦ | મુદ્રિત |
| ૪ | પ્રજ્ઞાપનોપાંગટીકા | ૧૬૦૦૦ | મુદ્રિત |
| ૫ | ચંદ્રપ્રજ્ઞપ્ત્યુપાંગટીકા | ૯૫૦૦ | |
| ૬ | સૂર્યપ્રજ્ઞપ્ત્યુપાંગટીકા | ૯૫૦૦ | મુદ્રિત |
| ૭ | નંદીસૂત્રટીકા | ૭૭૩૨ | મુદ્રિત |
| ૮ | વ્યવહારસૂત્રવૃત્તિ | ૩૪૦૦૦ | મુદ્રિત |
| ૯ | બૃહત્કલ્પપીઠિકાવૃત્તિ—અપૂર્ણ | ૪૬૦૦ | મુદ્રિત |
| ૧૦ | આવશ્યકવૃત્તિ—અપૂર્ણ | ૧૮૦૦૦ | મુદ્રિત |

૧ અહીં આપવામાં આવેલી શ્લોકસંખ્યા કેટલાકની મૂળગ્રંથ સહિતની છે

| નામ | ગ્રંથશ્લોકપ્રમાણ | |
|---|---|---|
| ૧૧ પિંડનિર્યુક્તિટીકા | ૬૭૦૦ | મુદ્રિત |
| ૧૨ જ્યોતિષ્કરંડકટીકા | ૫૦૦૦ | મુદ્રિત |
| ૧૩ ધર્મસંગ્રહણીવૃત્તિ | ૧૦૦૦૦ | મુદ્રિત |
| ૧૪ કર્મપ્રકૃતિવૃત્તિ | ૮૦૦૦ | મુદ્રિત |
| ૧૫ પંચસંગ્રહવૃત્તિ | ૧૮૮૫૦ | મુદ્રિત |
| ૧૬ ષડશીતિવૃત્તિ | ૨૦૦૦ | મુદ્રિત |
| ૧૭ સપ્તતિકાવૃત્તિ | ૩૭૮૦ | મુદ્રિત |
| ૧૮ બૃહત્સંગ્રહણીવૃત્તિ | ૫૦૦૦ | મુદ્રિત |
| ૧૯ બૃહત્ક્ષેત્રસમાસવૃત્તિ | ૯૫૦૦ | મુદ્રિત |
| ૨૦ મલયગિરિશબ્દાનુશાસન | ૫૦૦૦ | (?) |

**અલભ્ય ગ્રંથો**

૧ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકા
૨ ઓઘનિર્યુક્તિટીકા
૩ વિશેષાવશ્યકટીકા
૪ તત્ત્વાર્થાધિગમસૂત્રટીકા[1]
૫ ધર્મસારપ્રકરણ ટીકા[2]
૬ દેવેન્દ્રનરકેન્દ્રપ્રકરણ ટીકા[3]

અહીં જે ગ્રંથોનાં નામોની નોંધ આપવામાં આવી છે, તેમાંથી શ્રી **મલયગિરિશબ્દાનુશાસન** સિવાયના બધાય ગ્રંથો ટીકાત્મક જ છે, એટલે આપણે આચાર્ય **મલયગિરિ**ને ગ્રંથકાર તરીકે ઓળખીએ તે કરતાં તેમને **ટીકાકાર** તરીકે ઓળખવા એ જ સુસંગત છે

**આચાર્ય શ્રી મલયગિરિની ટીકારચના**—આજ સુધીમા આચાર્ય શ્રી **હરિભદ્ર, ગંધહસ્તી સિદ્ધસેનાચાર્ય**, શ્રીમાન્ **કોટ્યાચાર્ય**, આચાર્ય શ્રી **શીલાંક**, નવાંગીવૃત્તિકાર શ્રી **અભયદેવસૂરિ, મલધારી** આચાર્ય શ્રી **હેમચંદ્ર, તપા** શ્રી **દેવેન્દ્રસૂરિ** આદિ અનેક સમર્થ ટીકાકાર આચાર્યો થઈ ગયા છે, તે છતાં આચાર્ય શ્રી **મલયગિરિ**એ ટીકાનિર્માણના ક્ષેત્રમાં એક જુદી જ ભાત પાડી છે શ્રી **મલયગિરિ**ની ટીકા એટલે તેમના પૂર્વવર્તી તે તે વિષયના પ્રાચીન ગ્રંથો, ચૂર્ણિ, ટીકા, ટિપ્પણ આદિ અનેક શાસ્ત્રોના દોહન ઉપરાંત પોતા તરફના તે તે વિષયને લગતા વિચારોની પરિપૂર્ણતા સમજવી જોઈએ. ગંભીરમાં ગંભીર વિષયોને ચર્ચતી વખતે પણ ભાષાની પ્રાસાદિકતા, પ્રૌઢતા અને સ્પષ્ટતામાં જરા સરખી પણ ઊણપ નજરે પડતી નથી અને વિષયની વિશદતા એટલી જ કાયમ રહે છે

---

૧ "यथा च प्रमाणबाधितत्वं तथा **तत्त्वार्थटीकायां** भावितमिति ततोऽवधार्यम्" प्रज्ञापनासूत्रटीका ॥

२ "यथा चापुरुषार्थता अर्थकामयोस्तथा **धर्मसारटीकायाम**भिहितमिति नेह प्रतायते।" धर्मसंग्रहणीटीका ॥

३ "वृत्तादीना च प्रतिपृथिवि परिमाणं **देवेन्द्रनरकेन्द्रे** प्रपञ्चितमिति नेह भूयः प्रपञ्च्यते" सग्रहणीवृत्ति, पत्र १०६ ॥

આચાર્ય **મલયગિરિની** ટીકા રચવાની પદ્ધતિ ટૂંકમાં આ પ્રમાણેની છે—તેઓશ્રી સૌપહેલાં મૂળસૂત્ર, ગાથા કે શ્લોકના શબ્દાર્થની વ્યાખ્યા કરતાં જે સ્પષ્ટ કરવાનું હોય તે સાથે જ કહી દે છે; ત્યાર પછી જે વિષયો પરત્વે વિશેષ સ્પષ્ટીકરણની આવશ્યકતા હોય તેમને "अय भाव, किमुक्तं भवति, अयमाशय, इदमत्र हृदयम्" ઇત્યાદિ લખી આશય વક્તવ્યનો સાર કહી દે છે આ રીતે પ્રત્યેક વિષયને સ્પષ્ટ કર્યા પછી તેને લગતા પ્રાસંગિક અને આનુષંગિક વિષયોને ચર્ચવાનું તેમ જ તદ્વિષયક અનેક પ્રાચીન પ્રમાણોનો ઉલ્લેખ કરવાનું પણ તેઓશ્રી ચૂકતા નથી; એટલું જ નહિ, પણ જે પ્રમાણોનો ઉલ્લેખ કર્યો હોય તેને અંગે જરૂરત જણાય ત્યાં વિષમ શબ્દોના અર્થો, વ્યાખ્યા કે ભાવાર્થ લખવાનું પણ તેઓ ભૂલતા નથી, જેથી કોઈ પણ અભ્યાસીને તેના અર્થ માટે મૂંઝાવું ન પડે કે ફાંફાં મારવાં ન પડે. આ કારણસર તેમ જ, ઉપર જણાવવામાં આવ્યું તેમ, ભાષાની પ્રાસાદિકતા અને અર્થ તેમ જ વિષયપ્રતિપાદન કરવાની વિશદ પદ્ધતિને લીધે આચાર્ય શ્રી **મલયગિરિની** ટીકાઓ અને ટીકાકારપણું સમગ્ર જૈન સમાજમાં ખૂબ જ પ્રતિષ્ઠા પામ્યાં છે

**આચાર્ય મલયગિરિનું બહુશ્રુતપણું**—આચાર્ય **મલયગિરિ**કૃત મહાન ગ્રંથરાશિનું અવગાહન કરતાં તેમાં જે અનેક આગમિક અને દાર્શનિક વિષયોની ચર્ચા છે, તેમ જ પ્રસંગે પ્રસંગે તે તે વિષયને લગતાં તેમણે જે અનેકાનેક કલ્પનાતીત શાસ્ત્રીય પ્રમાણો ટાંકેલાં છે, એ જોતાં આપણે સમજી શકીશું કે, તેઓશ્રી માત્ર જૈન વાઙ્મયનું જ જ્ઞાન ધરાવતા હતા એમ નહોતું, પરંતુ ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાના ભારતીય જૈન–જૈનેતર દાર્શનિક સાહિત્ય, જ્યોતિર્વિદ્યા, ગણિતશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર આદિને લગતા વિવિધ અને વિશિષ્ટ શાસ્ત્રીય જ્ઞાનનો વિશાળ વારસો ધરાવનાર મહાપુરુષ હતા તેઓશ્રીએ પોતાના ગ્રંથોમાં જે રીતે પદાર્થોનું નિરૂપણ કર્યું છે એ તરફ આપણે સૂક્ષ્મ રીતે ધ્યાન આપીશું તો આપણને લાગશે કે એ મહાપુરુષ વિપુલ વાઙ્મયવારિધિને ઘૂંટીને પી જ ગયા હતા; અને આમ કહેવામાં આપણે જરા પણ અતિશયોક્તિ નથી જ કરતા પૂજ્ય આચાર્ય શ્રી **મલયગિરિસૂરિવરમાં** ભલે ગમે તેટલું વિશ્વવિદ્યાવિષયક પાંડિત્ય હો, તે છતાં તેઓશ્રી એકાંત નિર્વૃતિમાર્ગના ધોરી અને નિર્વૃતિમાર્ગપરાયણ હોઈ તેમને આપણે નિર્વૃતિમાર્ગપરાયણ જૈનધર્મની પરિભાષામાં **આગમિક કે સૈદ્ધાન્તિક યુગપ્રધાન** આચાર્ય તરીકે ઓળખીએ એ જ વધારે ઘટમાન વસ્તુ છે.

**આચાર્ય મલયગિરિનું આન્તર જીવન**—વીરવર્દ્ધમાન–જૈન–પ્રવચનના અલંકારસ્વરૂપ યુગપ્રધાન આચાર્યપ્રવર શ્રી મલયગિરિ મહારાજની જીવનરેખા વિષે એકાએક કાંઈ પણ બોલવું કે લખવું એ ખરે જ એક અઘરું કામ છે; તે છતાં એ મહાપુરુષ માટે ટૂંકમાં પણ લખ્યા સિવાય રહી શકાય તેમ નથી.

આચાર્ય શ્રી **મલયગિરિ**વિરચિત જે વિશાળ ગ્રન્થરાશિ આજે આપણી નજર સામે વિદ્યમાન છે, એ પોતે જ એ પ્રભાવક પુરુષના આન્તર જીવનની રેખા દોરી રહેલ છે એ ગ્રન્થરાશિ અને તેમાં વર્ણવાયેલા પદાર્થો આપણને કહી રહ્યા છે કે એ પ્રજ્ઞાપ્રધાન પુરુષ મહાન જ્ઞાનયોગી, કર્મયોગી, આત્મયોગી અગર જે માનો તે હતા એ ગુણધામ અને પુણ્યનામ મહાપુરુષે પોતાની જાતને એટલી છુપાવી છે કે એમના વિશાળ સાહિત્યરાશિમાં કોઈ પણ ઠેકાણે એમણે પોતાને માટે "यदवापि मलयगिरिणा" એટલા સામાન્ય નામનિર્દેશ સિવાય કશુંય લખ્યું નથી વાર વાર વંદન હો એ માન–મદવિરહિત મહાપુરુષના પાદપદ્મને !

**આચાર્ય શ્રી ક્ષેમકીર્તિસૂરિ**—આચાર્ય શ્રી ક્ષેમકીર્તિસૂરિ તપાગચ્છની પરંપરામાં થયેલ મહાપુરુષ છે. એમના વ્યક્તિત્વ વિષે વિશિષ્ટ પરિચય આપવાનાં સાધનોમાં માત્ર તેમની આ એક સમર્થ ગ્રંથરચના જ છે; આ સિવાય તેમને વિશે બીજો કશો જ પરિચય આપી શકાય તેમ નથી.

તેમ જ આજ સુધીમાં તેમની બીજી કોઈ નાની કે મોટી કૃતિ ઉપલબ્ધ પણ થઈ નથી પ્રસ્તુત ગ્રંથની–ટીકાની રચના તેમણે વિ સં. ૧૩૩૨ માં કરી છે એ ઉપરથી તેઓશ્રી વિક્રમની તેરમી–ચૌદમી સદીમાં થયેલ આચાર્ય છે તેમના ગુરુ આચાર્ય શ્રી વિજયચંદ્રસૂરિ હતા, જેઓ તપગચ્છના આદ્ય પુરુષ આચાર્ય શ્રીજગચ્ચંદ્રસૂરિવરના શિષ્ય હતા અને તેઓ બૃહત્પોશાલિક તરીકે ઓળખાતા હતા. આચાર્ય શ્રીવિજયચન્દ્રસૂરિ બૃહત્પોશાલિક કેમ કહેવાતા હતા તે વિષેની વિશેષ હકીકત જાણવા ઇચ્છનારને આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિવિરચિત 'ત્રિદશતરંગિણી–ગુર્વાવલી' શ્લોક ૧૦૦થી ૧૩૪ તથા પંન્યાસ શ્રીમાન કલ્યાણવિજયજી સંપાદિત વિસ્તૃત ગૂર્જરાનુવાદ સહિત 'તપાગચ્છ પટ્ટાવલી' પૃષ્ઠ ૧૫૩ જોવા ભલામણ છે.*

## ગ્રન્થ–પરિચય

ગ્રંથકારો અને ગ્રંથની પ્રતિઓ વિષે લખ્યા પછી ગ્રંથના બાહ્ય અને અંતરંગ સ્વરૂપ વિષે થોડું બતાવી દેવું અહીં ઉચિત મનાશે પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્ર અને તેના ઉપરની વ્યાખ્યાઓ વગેરેનો પરિચય આપવા પહેલાં, પ્રસ્તુત શાસ્ત્ર છેદ આગમોમાંનું એક હોઈ છેદ આગમ સાહિત્ય કેટલું છે એનો ઉલ્લેખ કરવામાં આવે છે સામાન્ય રીતે જૈન આગમોની સંખ્યા પિસ્તાલીસની ગણાય છે. એ પિસ્તાલીસ આગમોમાં છેદઆગમોનો સમાવેશ થઈ જાય છે અને એ છેદઆગમો ૭ છે તેના ઉપર જેટલું વ્યાખ્યાસાહિત્ય રચાયું છે અને આજે જેટલું ઉપલબ્ધ થાય છે, તે આ નીચે જણાવવામાં આવે છે:

**છેદઆગમ સાહિત્ય**

| નામ | કર્ત્તા | શ્લોકસંખ્યા |
|---|---|---|
| ૧ દશાશ્રુતસ્કંધ | ભદ્રબાહુસ્વામી | ૨૧૦૬ |
| ,, નિર્યુક્તિ | ,, | ગા ૧૪૪ |
| ,, ચૂર્ણિ | | ૨૨૨૫ |
| ,, વૃત્તિ | બ્રહ્મર્ષિ પાર્શ્વચંદ્રીય | ૩૧૦૦ |
| ,, સ્તબક ( ભાષાનુવાદ ) | | |
| ૨ કપ્પો ( બૃહત્કલ્પસૂત્ર ) | ભદ્રબાહુસ્વામી | ૩૭૫ |
| ,, નિર્યુક્તિ–લઘુભાષ્ય | ભાષ્ય–સંઘદાસગણિ ક્ષમાશ્રમણ | ગા ૬૪૯૦ શ્લો ૭૫૦૦ |
| ,, ,, બૃહદ્ભાષ્ય અપૂર્ણ | | |
| ,, ચૂર્ણિ | | ૧૧૦૦૦ |
| ,, વિશેષચૂર્ણિ | | ૧૪૦૦૦ |
| ,, વૃત્તિ | મલયગિરિ–ક્ષેમકીર્ત્તિ | ૩૫૦૦૦ |
| ,, અવચૂરી | સૌભાગ્યસાગર | ૧૫૦૦ |
| ,, સ્તબક | | |
| ,, પંચકલ્પમહાભાષ્ય | સંઘદાસગણિ ક્ષમાશ્રમણ | ગા ૨૫૭૪ શ્લો ૩૧૩૫ |
| ,, ચૂર્ણિ | | ૩૨૪૫ |

* 'બૃહત્કલ્પસૂત્ર'ના છઠ્ઠા ભાગમાં છપાયેલ આ પ્રાસ્તાવિક વક્તવ્યના પૃ ૨૦ થી પૃ. ૫૪ સુધીમાં પ્રતિઓના પરિચય, પાઠભેદો અને સંપાદનપદ્ધતિ અંગે નિરૂપણ કરવામાં આવ્યું છે, તેનું અહીં પુનર્મુદ્રણ કરવામાં નથી આવ્યું જિજ્ઞાસુઓએ આ માટે મૂળ ગ્રંથ જોવો. —સંપાદકો

| નામ | | કર્તા | શ્લોકસંખ્યા |
|---|---|---|---|
| ૩ વ્યવહાર સૂત્ર | | ભદ્રબાહુસ્વામી | ૬૮૮ |
| ,, | ભાષ્ય | | ગા. ૪૬૨૯ શ્લો. ૫૭૮૬ |
| ,, | ચૂર્ણિ | | ૧૦૩૬૦ |
| ,, | વૃત્તિ | મલયગિરિ | ૨૯૦૦૦ |
| ,, | સ્તબક | | |
| ૪ નિશીથસૂત્ર | | ભદ્રબાહુસ્વામી | ૮૨૫ |
| ,, | ભાષ્ય | | ગા. ૬૫૨૯ શ્લો. ૭૫૦૦ |
| ,, | વિશેષચૂર્ણિ | જિનદાસ મહત્તર | ૨૮૦૦૦ |
| ,, | ,, વિંશોદ્દેશકવ્યાખ્યા | શ્રીચન્દ્રસૂરિ | |
| ,, | સ્તબક | | |
| ૫ મહાનિશીથસૂત્ર | | | ૪૫૪૪ |
| ,, | સ્તબક | | |
| ૬ જીતકલ્પસૂત્ર | | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | ગા. ૧૦૩ |
| ,, | ભાષ્ય | | ગા ૨૬૦૬ |
| ,, | ચૂર્ણિ | સિદ્ધસેનાચાર્ય | ૧૦૦૦ |
| ,, | ,, ટિપ્પનક | શ્રીચન્દ્રસૂરિ | ૧૧૨૦ |
| ,, | વૃત્તિ | તિલકાચાર્ય | ૧૮૦૦ |

**કલ્પબૃહદ્ભાષ્ય**—અહીં જે છ છેદગ્રંથોને લગતી નોંધ આપવામાં આવી છે તેમાં " कल्पवृहद्भाष्य अपूर्ण " એમ જણાવ્યું છે,-તેનું કારણ એ છે કે, પાટણ, જેસલમેર, ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ પૂના વગેરે દરેક સ્થળે આ ગ્રંથની હસ્તપ્રતિઓ અધૂરી જ મળે છે જેસલમેરમાં તાડપત્ર ઉપર લખાયેલી બે નકલો છે, પણ તે બન્નેય પ્રથમ ખંડ છે, બીજો ખંડ ક્યાંય જોવામાં આવ્યો નથી આચાર્ય શ્રી ક્ષેમકીર્તિએ બૃહત્કલ્પની ટીકા રચી ત્યારે તેમના સામે આ બૃહદ્ભાષ્ય પૂર્ણ નકલ હતી એ તેમણે ટીકામાં આપેલા બૃહદ્ભાષ્યનાં ઉદ્ધરણોથી નિશ્ચિતપણે જાણી શકાય છે.

**કલ્પચૂર્ણિ અને વિશેષચૂર્ણિ**—કલ્પચૂર્ણિ અને કલ્પવિશેષચૂર્ણિની જે બે તાડપત્રીય પ્રાચીન પ્રતિઓ આજે મળે છે તેમાં લખાવનારાઓની ગરબડથી એટલે કે ચૂર્ણિ–વિશેષચૂર્ણિના ખંડોનો વિવેક ન કરવાથી કેટલીક પ્રતિઓમાં ચૂર્ણિ–વિશેષચૂર્ણિનું મિશ્રણ થઈ ગયું છે

**પંચકલ્પમહાભાષ્ય**—પંચકલ્પમહાભાષ્ય એ જ પંચકલ્પસૂત્ર છે ઘણાખરા વિદ્વાન સાધુઓ એવી ભ્રમણામાં છે કે, પંચકલ્પસૂત્ર ઉપરનું ભાષ્ય તે પંચકલ્પભાષ્ય અને તે ઉપરની ચૂર્ણિ તે પંચકલ્પચૂર્ણિ, પરંતુ આ તેમની માન્યતા ભ્રાંત અને ભૂલભરેલી છે પંચકલ્પ નામનું કોઈ સૂત્ર હતું નહીં અને છે પણ નહીં. બૃહત્કલ્પસૂત્રની કેટલીક પ્રાચીન પ્રતિઓના અંતમાં " पचकल्पसूत्र समाप्तम् " આવી પુષ્પિકામાત્રથી ભુલાવામાં પડીને કેટલાકો એમ કહે છે કે, મેં અમુક ભંડારમાં જોયું છે, પણ આ ભ્રાંત માન્યતા છે ખરી રીતે, જેમ પિંડનિર્યુક્તિ એ દશવૈકાલિકનિર્યુક્તિનો અને ઓઘનિર્યુક્તિ એ આવશ્યકનિર્યુક્તિનો પૃથક્ કરેલો અંશ છે, તે જ રીતે પંચકલ્પભાષ્ય એ કલ્પભાષ્યનો એક જુદો પાડેલો વિભાગ છે; નહીં કે સ્વતંત્ર કોઈ સૂત્ર આચાર્ય શ્રી મલયગિરિ મહારાજ અને શ્રી ક્ષેમકીર્તિસૂરિ મહારાજ પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્રની ટીકામાં વારંવાર આ રીતે જ ઉલ્લેખ કરે છે.

**નિશીથવિશેષચૂર્ણિ**—આજે જેને સૌ નિશીથચૂર્ણિ તરીકે ઓળખે છે એ નિશીથસૂત્ર ઉપરની વિશેષચૂર્ણિ છે નિશીથચૂર્ણિ હોવી જોઈએ, પરંતુ આજે એનો ક્યાંય પત્તો નથી. આજે તો આપણા સામે **નિસીહવિસેસચુણ્ણી** જ છે

છેદ આગમસાહિત્યને જાણ્યા પછી આપણે ગ્રંથના મૂળ વિષય તરફ આવીએ.

**ગ્રંથનું મૂળ નામ**—પ્રસ્તુત 'બૃહત્કલ્પસૂત્ર'નું મૂળ નામ 'कप्पो' છે તેની પ્રાકૃત-સંસ્કૃત વ્યાખ્યા-ટીકાઓને પણ 'કપ્પભાસ', 'કપ્પસ્સ ચુણ્ણી' આદિ નામોથી જ ઓળખવામાં આવે છે એટલે નિષ્કર્ષ એ થયો કે, આ ગ્રંથનું 'બૃહત્કલ્પસૂત્ર' નામ પાછળથી શરૂ થયું છે. તેનું કારણ એ છે કે **દશાશ્રુતસ્કંધ**ના આઠમા અધ્યયનરૂપ **પર્યુષણાકલ્પસૂત્ર**ની જાહેર વાચના વધ્યા પછી એ કલ્પસૂત્ર અને પ્રસ્તુત કલ્પશાસ્ત્રને અલગ અલગ સમજવા માટે એકનું નામ કલ્પસૂત્ર અને પ્રસ્તુત કલ્પશાસ્ત્રનું નામ બૃહત્કલ્પસૂત્ર રાખવામાં આવ્યુ છે આજે જૈન જનતાનો મોટો ભાગ 'કલ્પસૂત્ર' નામથી પર્યુષણાકલ્પસૂત્રને જ સમજે છે, બલ્કે 'કલ્પસૂત્ર' નામ પર્યુષણાકલ્પસૂત્ર માટે રૂઢ થઈ ગયુ છે એટલે આ શાસ્ત્રને ભિન્ન સમજવા માટે 'બૃહત્કલ્પસૂત્ર' નામ આપ્યું છે તે યોગ્ય જ છે પ્રસ્તુત સૂત્ર પ્રમાણમાં નાનું એટલે કે માત્ર ૪૭૫ શ્લોકપ્રમાણ હોવા છતા એમાં રહેલા ગાંભીર્યની દૃષ્ટિએ એને એક મહાશાસ્ત્ર જ કહેવું જોઈએ આ એક પ્રાચીનતમ આચારશાસ્ત્ર છે અને જૈન ધર્મશાસ્ત્રોમાં તેનું સ્થાન ઘણું ઊંચુ છે તેમાય જૈન શ્રમણો માટે તો એ જીવનધર્મનુ મહાશાસ્ત્ર છે આની ભાષા પ્રાચીન પ્રાકૃત અથવા અર્ધમાગધી હોવા છતાં જેમ બીજાં જૈન આગમો માટે બન્યું છે તેમ આની ભાષાને પણ ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિ અને શ્રી ક્ષેમકીર્તિસૂરિએ બદલી નાખી છે ખરું જોતાં આવું પરિવર્તન કેટલે અંશે ઉચિત છે એ એક પ્રશ્ન જ છે; તેમ છતાં સાથે સાથે આજે એ પણ એક મોટો સવાલ છે કે, તે તે આગમોની પ્રાચીન પ્રાચીનતમ વિવિધ પ્રતિઓ કે તેનાં પ્રત્યન્તરો સામે રાખીએ ત્યારે તેમાં જે ભાષા અને પ્રયોગો વિષયક વૈવિધ્ય જોવામાં આવે છે તે, સમર્થ ભાષાશાસ્ત્રીને ગળે પણ ડચૂરો વાળી દે તેવાં હોય છે, તેમાં પણ નિર્યુક્તિ, ભાષ્ય, મહાશાસ્ત્ર, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ વગેરે વ્યાખ્યાકારોના અપરિમિત અને સંખ્યાતીત પાઠભેદો અને પાઠવિકારો મળે ત્યારે તો ચક્કર આવી જાય તેવું બને એવી વાત છે આ પરિસ્થિતિમાં અમુક જવાબદારી લઈને એઠેલા ટીકાકાર આદિ વિષે આપણે એકાએક બોલવા જેવુ કશુંય નથી રહેતુ

## વ્યાખ્યાસાહિત્ય

કલ્પમહાશાસ્ત્ર ઉપર વ્યાખ્યાનરૂપે નિર્યુક્તિ-ભાષ્ય, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ, બૃહદ્ભાષ્ય, વૃત્તિ, અવચૂરી અને સ્તબક ગ્રંથોની રચના થઈ છે તે પૈકી આ પ્રકાશનમાં મૂળસૂત્ર, નિર્યુક્તિ-ભાષ્ય અને વૃત્તિને પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, જેનો પરિચય અહીં આપવામાં આવે છે

**નિર્યુક્તિ-ભાષ્ય**—આવશ્યકનિર્યુક્તિમાં ખુદ નિર્યુક્તિકાર ભગવાને "कप्पस्स उ णिज्जुत्तिं०" (ગાથા ૯૫) એમ જણાવેલ હોવાથી પ્રસ્તુત કલ્પમહાશાસ્ત્ર ઉપર નિર્યુક્તિ રચવામાં આવી છે. તેમ છતાં આજે નિર્યુક્તિ અને ભાષ્ય, એ બન્નેય પરસ્પર ભળી જઈને એક ગ્રંથરૂપ થઈ જવાને લીધે તેનું પૃથક્કરણ પ્રાચીન ચૂર્ણિકાર આદિ પણ કરી શક્યા નથી ટીકાકાર આચાર્ય શ્રીમલયગિરિએ પણ "सूत्रस्पर्शिकनिर्युक्तिर्भाष्यं चैको ग्रन्थो जात" એમ જણાવી નિર્યુક્તિ અને ભાષ્યને જુદા પાડવાનું જતું કર્યું છે, જ્યારે આચાર્ય શ્રી ક્ષેમકીર્તિએ એ પ્રયત્ન કર્યો છે. તેમ છતા તેમાં તેઓ સફળ નથી થયા બલ્કે એથી ગોટાળો જ થયો છે. એ જ કારણ છે કે ટીકાનાં પ્રત્યન્તરોમાં તથા ચૂર્ણિ-

વિશેષચૂર્ણિમાં એ માટે વિવિધ નિર્દેશો મળે છે ( જુઓ પરિશિષ્ટ ચોથું ), સ્વતંત્ર પ્રાચીન ભાષ્ય-પ્રતિઓમાં પણ આ અંગેનો કશો વિવેક નજરે નથી આવતો. આ કારણસર અમે અમારા પ્રસ્તુત પ્રકાશનમાં નિર્યુક્તિ–ભાષ્ય ગ્રંથની ગાથાઓના અંકો સળંગ જ રાખ્યા છે અને એ રીતે બધી મળીને ૬૪૯૦ ગાથાઓ થઈ છે. પ્રાચીન ભાષ્યપ્રતિઓમાં અનેક કારણસર ગાથાઓ એવડાવાથી તેમ જ અસ્તવ્યસ્ત ગાથાઓ અને ગાથાંકો હોવાથી તેની ગાથાસંખ્યાની અમે ઉપેક્ષા કરી છે. અમારો ગાથાક્રમ અતિ વ્યવસ્થિત, પ્રામાણિક અને અતિ સુસંગત છે. ભાષાદૃષ્ટિએ પ્રાચીન ભાષ્યપ્રતિઓની ગાથાની ભાષામાં અને આચાર્ય શ્રી મલયગિરિ–ક્ષેમકીર્તિએ આપેલી ભાષ્યગાથાની ભાષામાં ઘણો ઘણો ફરક છે, પરંતુ અમારે ટીકાકારોને ન્યાય આપવાનો હોવાથી તેમણે પોતાની ટીકામાં જે સ્વરૂપે ગાથાઓ લખી છે તેને જ પ્રમાણ માનીને અમે કામ ચલાવ્યું છે. આમ છતાં સ્થાને સ્થાને અનેકવિધ મહત્ત્વના પાઠભેદો વગેરે નોંધવામાં અમે આળસ કર્યું નથી. ભાષ્યની ભાષા મુખ્યત્વે પ્રાકૃત જ છે, તેમ છતાં ઘણે સ્થળે ગાથાઓમાં માગધી અને શૌરસેનીના પ્રયોગો પણ જોવામાં આવે છે. કેટલીક ગાથાઓ પ્રસંગવશ માગધી કે શૌરસેની ભાષામાં પણ રચાયેલી છે. છંદની દૃષ્ટિએ આખું ભાષ્ય પ્રધાનપણે આર્યાછંદમાં રચાયું છે, તેમ છતાં સંખ્યાબંધ સ્થળે ઔચિત્ય પ્રમાણે બીજા બીજા છંદો પણ આવે છે.

**વૃત્તિ**—પ્રસ્તુત મહાશાસ્ત્રની વૃત્તિનો પ્રારંભ આચાર્ય શ્રી મલયગિરિએ કર્યો છે અને તેની સમાપ્તિ લગભગ સવાસો વર્ષ બાદ તપા આચાર્યપ્રવર શ્રી ક્ષેમકીર્તિસૂરિએ કરી છે. વૃત્તિની ભાષા મુખ્યત્વે સંસ્કૃત હોવા છતાં તેમાં પ્રસંગોપાત્ત આવતી કથાઓ પ્રાકૃત જ છે. વૃત્તિનું પ્રમાણ સૂત્ર-નિર્યુક્તિ-ભાષ્ય મળીને ૪૨૫૦૦ શ્લોક લગભગ છે, એટલે જો આમાંથી સૂત્ર–નિર્યુક્તિ–ભાષ્યને બાદ કરીએ તો વૃત્તિનું પ્રમાણ ૩૪૫૦૦ શ્લોક લગભગ થાય છે. આમાંથી લગભગ ૪૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા આચાર્ય શ્રી મલયગિરિની છે અને બાકીની આખીએ ટીકા આચાર્ય શ્રી ક્ષેમકીર્તિપ્રણીત છે.

**ચૂર્ણિ-વિશેષચૂર્ણિ**—ચૂર્ણિ અને વિશેષચૂર્ણિ, એ બૃહત્કલ્પસૂત્ર ઉપરની પ્રાચીન પ્રાચીનતમ વ્યાખ્યાઓ છે. આ વ્યાખ્યાઓ સંસ્કૃતમિશ્રિત પ્રાકૃતપ્રધાન ભાષામાં રચાયેલી છે. આ વ્યાખ્યાઓની પ્રાકૃતભાષા આચાર્ય શ્રી હેમચન્દ્રાદિવિરચિત પ્રાકૃતવ્યાકરણાદિના નિયમોને વશવર્તી ભાષા નથી, પરંતુ એક જુદા કુળની જ પ્રાકૃતભાષા છે. આ વ્યાખ્યાઓમાં આવતા વિવિધ પ્રયોગો જોતાં એની ભાષાનું નામ શું આપવું એ પ્રશ્ન એક કોયડારૂપ જ છે. હું માનું છું કે આને કોઈ સ્વતંત્ર ભાષાનું નામ આપવું તે કરતાં "मिश्रप्राकृतभाषा" નામ આપવું એ જ વધારે સંગત વસ્તુ છે. ભાષાના વિષયમાં રસ લેનાર પ્રત્યેક ભાષાશાસ્ત્રીને માટે જૈન આગમો અને તેના ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ-વિશેષચૂર્ણિ ગ્રંથોનું અધ્યયન અને અવલોકન પરમ આવશ્યક વસ્તુ છે.

**બૃહદ્ભાષ્ય**—નિર્યુક્તિ, ભાષ્ય અને બૃહદ્ભાષ્ય એ ત્રણેય જૈન આગમ ઉપરના વ્યાખ્યાગ્રંથો હમેશાં પદ્યબંધ જ હોય છે. પ્રસ્તુત બૃહદ્ભાષ્ય પણ ગાથાબંધ છે. ટીકાકાર આચાર્ય શ્રી ક્ષેમકીર્તિ-મહારાજ સામે પ્રસ્તુત બૃહદ્ભાષ્ય સંપૂર્ણ હોવા છતાં આજે એને સંપૂર્ણ મેળવવા અમે ભાગ્યશાળી થઈ શક્યા નથી. આજે જ્યાં જ્યાં આ મહાભાષ્યની પ્રતિઓ છે ત્યાં પ્રથમ ખંડ માત્ર છે. જેસલમેર-દુર્ગના શ્રી **જિનભદ્રસૂરિ જૈન જ્ઞાનભંડારમાં** જ્યારે આ ગ્રંથના બે ખંડો જોયા ત્યારે મનમાં આશા જન્મી કે આ ગ્રંથ પૂર્ણ મળશે, પણ તપાસ કરતાં નિરાશા સાથે જોયું કે બન્નેય પ્રથમ ખંડની જ નકલો છે. આની ભાષા પણ પ્રાચીન મિશ્ર પ્રાકૃતભાષા છે અને મુખ્યત્વે આર્યા છંદ હોવા છતાં પ્રસંગોપાત્ત બીજા બીજા પણ છંદો છે.

**અવચૂરી**—બૃહત્કલ્પસૂત્ર ઉપર એક અવચૂરી (અતિસંક્ષિપ્ત ટીકા) પણ છે. એના પ્રણેતા શ્રી સૌભાગ્યસાગરસૂરિ છે અને એ ૧૫૦૦ શ્લોકપ્રમાણુ છે મૂળ ગ્રંથના શબ્દાર્થને સ્પષ્ટ રીતે સમજવા ઇચ્છનાર માટે આ અવચૂરી મહત્ત્વની છે અને એ ટીકાને અનુસરીને જ રચાયેલી છે પ્રસ્તુત અવચૂરીની પ્રતિ સંવત ૧૬૨૮માં લખાયેલી હોઈ એ તે પહેલાં રચાયેલી છે.

## આન્તર પરિચય

પ્રસ્તુત બૃહત્કલ્પ મહાશાસ્ત્રના આન્તર પરિચય માટે અમે દરેક ભાગમાં વિસ્તૃત વિષયાનુક્રમણિકા આપી છે, જે બધાય ભાગોની મળીને ૧૫૨ પૃષ્ઠ જેટલી થાય છે, તે જ પર્યાપ્ત છે. આ અનુક્રમણિકા જોવાથી આખા ગ્રંથમાં શુ છે તે, દરેકેદરેક વિદ્વાન મુનિવર આદિ સુગમતાથી જાણી–સમજી શકશે તેમ છતાં પ્રસ્તુત મહાશાસ્ત્ર એ, એક છેદશાસ્ત્ર તરીકે ઓળખાતું હોઈ તે વિષે અને તેના અનુસંધાનમાં જે જે ખાસ ઉચિત હોય તે અંગે વિચાર કરવો અતિ આવશ્યક છે

**છેદઆગમો**—છેદઆગમો બધા મળીને છની સંખ્યામાં છે, જેનો ઉલ્લેખ અને તેને લગતા વિશાળ વ્યાખ્યાસાહિત્યની નોંધ અમે ઉપર કરી આવ્યા છીએ આ છેદઆગમોમાં, મનસા, વાચા, કર્મણા અવિસંવાદી જીવન જીવનાર પરમજ્ઞાની તીર્થંકર, ગણધર, સ્થવિર આદિ મહર્ષિઓએ જગતના મુમુક્ષુ નિર્ગ્રંથ–નિર્ગ્રંથીઓને એકાંત કલ્યાણ સાધના માટે જે મૌલિક અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહવ્રતાદિરૂપ માર્ગ દર્શાવ્યો છે તે અંગે તે તે દેશ, કાળ તેમ જ તે તે યુગના માનવોની સ્વાભાવિક શારીરિક અને માનસિક વૃત્તિઓ અને વલણને ધ્યાનમાં લઈ બાધક નિયમોનું વિધાન કરવામાં આવ્યું છે, જેને શાસ્ત્રીય પરિભાષામાં અપવાદ કહેવામાં આવે છે આ અપવાદો અર્થાત્ બાધક નિયમો ઉત્સર્ગ એટલે કે મૌલિક માર્ગના વિધાન સામે હોવા છતાં એ, મૌલિક માર્ગના બાધક ન હોતાં તેના સાધક છે. આથી સમજાશે કે છેદઆગમોમાં અતિગંભીર ભાવે એકાન્ત આત્મલક્ષી બનીને મૌલિક અહિંસાદિ નિયમો અંગે તે તે અનેકવિધ વર્તમાન પરિસ્થિતિને લક્ષમાં લઈ બાધક નિયમો અંગે વિધાન અને વિચાર કરવામાં આવ્યા છે તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતાં એમ કહી શકાય કે જૈન છેદઆગમો એ, એકાન્ત ઉચ્ચ જીવન જીવનાર ગીતાર્થ જૈન સ્થવિરો અને આચાર્યોની સૂક્ષ્મેક્ષિકા અને તેમની પ્રૌઢ પ્રતિભાનો સર્વોચ્ચ પરિચય આપનાર મહાન શાસ્ત્રો છે.

**ઉત્સર્ગ અને અપવાદ**—પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્ર, એ છેદઆગમોમાંનું એક હોઈ એમાં ઉત્સર્ગ અને અપવાદમાર્ગનું અર્થાત્ સાધક-બાધક નિયમોનું વિધાન કરવામાં આવ્યુ છે. એ ઉત્સર્ગ-અપવાદો કયા, કેટલા અને કઈ કઈ બાબત વિષે છે?—એ ગ્રંથનું અવલોકન કરનાર જોઈ–જાણી શકશે. પરંતુ એ ઉત્સર્ગ અને અપવાદના નિર્માણનો મૂળ પાયો શો છે? અને જીવનતત્ત્વોનું રહસ્ય સમજનારે અને તેનુ મૂલ્ય મૂલવનારે પોતાના જીવનમાં તેનો ઉપયોગ કઈ રીતે કરવાનો છે–કરવો જોઈએ?–એ વિચારવું અને સમજવું અતિ આવશ્યક છે આ વસ્તુ અતિ મહત્ત્વની હોઈ ખુદ નિર્યુક્તિ-ભાષ્યકાર ભગવંતોએ અને તદનુગામી પ્રાકૃત–સંસ્કૃત વ્યાખ્યાકારોએ સુધ્ધાં પ્રસંગ આવતાં એ વિષે ઘણા ઊંડાણથી અનેક સ્થળે વિચાર કર્યો છે

જગતના કોઈ પણ ધર્મ, નીતિ, રાજ્ય, પ્રજા, સંઘ, સમાજ, સભા, સંસ્થા કે મંડળો—ત્યાગી હો કે સંસારી—એ તેના એકધારા મૌલિક બંધારણ ઉપર નભી કે જીવી શકે જ નહિ; પરંતુ એ સૌને તે તે સમ-વિષમ પરિસ્થિતિ અને સંયોગોને ધ્યાનમાં રાખીને અનેક સાધક-બાધક નિયમો ઘડવા પડે છે અને તો જ તે પોતાના અસ્તિત્વને ચિરકાળ સુધી ટકાવી રાખી પોતાના ઉદ્દેશોને સફળ કે ચિરંજીવ બનાવી

શકે છે. આમ છતાં જગતનાં ધર્મ, નીતિ, રાજ્ય, પ્રજા, સંઘ, સમાજ વગેરે માત્ર તેના નિયમોના નિર્માણ ઉપર જ જાગ્યા-જીવ્યા નથી, પરંતુ એ નિયમોના પ્રામાણિક શુદ્ધ એકનિષ્ઠ પાલનને આધારે જ તે જીવ્યા છે અને જીવનને ઉન્નત બનાવ્યું છે આ શાશ્વત નિયમને નજર સામે રાખીને, જીવનમાં વીતરાગભાવનાને મૂર્તરૂપ આપનાર અને તે માટે એકધારો પ્રયત્ન કરનાર જૈન ગીતાર્થ મહર્ષિઓએ ઉત્સર્ગ-અપવાદનું નિર્માણ કર્યું છે.

'ઉત્સર્ગ' શબ્દનો અર્થ 'મુખ્ય' થાય છે અને 'અપવાદ' શબ્દનો અર્થ 'ગૌણ' થાય છે પ્રસ્તુત છેદઆગમોને લક્ષીને પણ ઉત્સર્ગ-અપવાદ શબ્દનો એ જ અર્થ છે. અર્થાત્ ઉત્સર્ગ એટલે આન્તર જીવન, ચારિત્ર અને ગુણોની રક્ષા, શુદ્ધિ કે વૃદ્ધિ માટેના મુખ્ય નિયમોનું વિધાન અને અપવાદ એટલે આન્તર જીવન આદિની રક્ષા, શુદ્ધિ કે વૃદ્ધિ માટેના બાધક નિયમોનું વિધાન ઉત્સર્ગ-અપવાદના ઘડનર વિશેના મૂળ ઉદ્દેશ તરફ જોતાં બન્નેયનું મહત્ત્વ કે મુખ્યપણું એક સમાન છે એટલે સર્વસાધારણને સહજભાવે એમ લાગ્યા વિના નહિ રહે કે એક જ હેતુ માટે આવું દ્વૈવિધ્ય કેમ? પરંતુ જગતનું સૂક્ષ્મ રીતે અવલોકન કરનારને એ વસ્તુ સમજાયા વિના નહિ રહે કે, માનવજીવનમાં સહજ ભાવે સદાને માટે જે શારીરિક અને ખાસ કરીને માનસિક નિર્બળતાએ અધિકાર જમાવ્યો છે, એ જ આ દ્વૈવિધ્યનું મુખ્ય કારણ છે. આ પરિસ્થિતિને પ્રત્યક્ષ જોયા-જાણ્યા પછી ધર્મ, નીતિ, સંઘ, સમાજ, પ્રજા આદિના નિર્માતાઓ પોતાની સાથે રહેનાર અને ચાલનારની બાહ્ય અને આંતર પરિસ્થિતિને ધ્યાનમાં ન લે અને સાધક-બાધક નિયમોનું વિધાન ન કરે, તો એ ધર્મ, નીતિ, રાજ્ય, પ્રજા, સંઘ વગેરે વહેલાંમાં વહેલાં જ પડી ભાંગે આ મૌલિક સૂક્ષ્મ વસ્તુને લક્ષમાં રાખી જૈન સંઘનું નિર્માણ કરનાર જૈન સ્થવિરોએ એ સંઘ માટે ઉત્સર્ગ-અપવાદનું નિર્માણ કરી પોતાના સર્વોચ્ચ જીવન, ગંભીર જ્ઞાન, અનુભવ અને પ્રતિભાનો પરિચય આપ્યો છે.

ઉત્સર્ગ-અપવાદની મર્યાદામાંથી જ્યારે પરિણામિપણું અને શુદ્ધ વૃત્તિ પરવારી જાય છે, ત્યારે એ ઉત્સર્ગ અને અપવાદ, ઉત્સર્ગ-અપવાદ ન રહેતાં અનાચાર અને જીવનનાં મહાન દૂષણો બની જાય છે. આ જ કારણથી ઉત્સર્ગ-અપવાદનું નિરૂપણ અને નિર્માણ કરવા પહેલાં ભાષ્યકાર ભગવંતે પરિણામી, અપરિણામી અને અતિપરિણામી શિષ્યો એટલે કે અનુયાયીઓનું નિરૂપણ કર્યું છે (જુઓ ગાથા ૭૯૨-૯૭, પૃ. ૧૪૯-૫૦) અને જણાવ્યું છે કે, યથાવસ્થિત વસ્તુને સમજનાર જ ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગની આરાધના કરી શકે છે. તેમ જ આવા જિનાજ્ઞાવશવર્તી મહાનુભાવ શિષ્યો—ત્યાગી અનુયાયીઓ—જ છેદ આગમજ્ઞાનના અધિકારી છે અને પોતાના જીવનને નિરાબાધ રાખી શકે છે જ્યારે પરિણામિભાવ અદૃશ્ય થાય છે અને જીવનમાં શુદ્ધ સાત્ત્વિક સાધુતાને બદલે સ્વાર્થ, સ્વચ્છંદતા અને ઉપેક્ષાવૃત્તિ જન્મે છે, ત્યારે ઉત્સર્ગ અપવાદનું વાસ્તવિક જ્ઞાન અને પવિત્ર—પાવન વીતરાગધર્મની આરાધના દૂર ને દૂર જ જાય છે અને અંતે આરાધના કરનાર પડી ભાંગે છે

આટલો વિચાર કર્યા પછી આપણને સમજાશે કે ઉત્સર્ગ અને અપવાદનું જીવનમાં શું સ્થાન છે અને એનું મહત્ત્વ કેવું, કેટલું અને કઈ દૃષ્ટિએ છે? પ્રસ્તુત મહાશાસ્ત્રમાં અનેક વિષયો અને પ્રસંગોને અનુલક્ષીને આ અંગે ખૂબ ખૂબ વિચાર કરવામાં આવ્યો છે. આંતર કે બાહ્ય જીવનની એવી કોઈ પણ બાબત નથી કે જે અંગે ઉત્સર્ગ-અપવાદ લાગુ ન પડે. એ જ કારણથી પ્રસ્તુત મહાશાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે "જેટલા ઉત્સર્ગો—મૌલિક નિયમો—છે તેટલા અને તે જ અપવાદો—બાધક નિયમો—છે અને જેટલા બાધક નિયમો—અપવાદો છે તેટલા અને તે જ મૌલિક નિયમો—ઉત્સર્ગો છે". (જુઓ ગા૦ ૩૨૨) આ જ હકીકતને સવિશેષ સ્પષ્ટ કરતાં ભાષ્યકાર ભગવંતે જણાવ્યું છે કે,

"ઉત્સર્ગના સ્થાનમાં એટલે કે ઉત્સર્ગમાર્ગના અધિકારી માટે ઉત્સર્ગ એ ઉત્સર્ગ છે અને અપવાદ એ અપવાદ છે. પરંતુ અપવાદના સ્થાનમાં અર્થાત્ અપવાદમાર્ગના અધિકારી માટે અપવાદ એ ઉત્સર્ગ છે અને ઉત્સર્ગ એ અપવાદ છે આ રીતે ઉત્સર્ગ અને અપવાદ પોતપોતાના સ્થાન અને પરિસ્થિતિ પરત્વે શ્રેયસ્કર, કાર્યસાધક અને બળવાન છે" (જુઓ ગા૦ ૩૨૩-૨૪) ઉત્સર્ગ-અપવાદની સમતુલાનું આટલું સૂક્ષ્મ નિદર્શન એ, જૈનદર્શનની મહાન તત્ત્વજ્ઞતા અને અનેકાન્તદર્શનની સિદ્ધિનું વિશિષ્ટ પ્રતીક છે

ઉત્સર્ગ-અપવાદની સમતુલાનું નિદર્શન કર્યા પછી તેને એકધારું વ્યાપક અને વિધેય માની લેવું જોઈએ નહિ, પરંતુ તેમાં સત્યદર્શિપણું અને વિવેક હોવાં જોઈએ એટલા જ માટે ભાષ્યકાર ભગવંતે કહ્યું છે કે—

ण वि किंचि अणुण्णायं, पडिसिद्धं वा वि जिणवरिंदेहिं ।
एसा तेसिं आणा, कज्जे सच्चेण होतव्वं ॥ ३३३० ॥

**અર્થાત્**—જિનેશ્વરોએ કશાય માટે એકાંત વિધાન કે નિષેધ કર્યો નથી તેમની આજ્ઞા એટલી જ છે કે કાર્ય પ્રસંગે સત્યદર્શી અર્થાત્ સરળ અને રાગ-દ્વેષરહિત થવું જોઈએ

સ્થવિર શ્રીધર્મદાસગણિએ ઉપદેશમાલાપ્રકરણમાં પણ આ જ આશયની વસ્તુ કહી છે—

तम्हा सव्वाणुन्ना, सव्वनिसेहो य पवयणे नत्थि ।
आयं वयं तुलिज्जा, लाहाकंखि व्व वाणियओ ॥ ३९२ ॥

**અર્થાત્**—જિનાગમમાં કશાય માટે એકાન્ત આજ્ઞા કે એકાન્ત મનાઈ છે જ નહિ, ફક્ત દરેક કાર્ય કરતા લાભનો વિચાર કરનાર **વાણિયા**ની માફક આવક અને ખર્ચની એટલે કે નફા-ટોટાની સરખામણી કરવી

ઉપર જણાવવામાં આવ્યું તે ઉપરથી સમજી શકાશે કે ઉત્સર્ગ-અપવાદની મૂળ જીવાદોરી સત્યદર્શિતા છે. જ્યાં એ ચાલી જાય કે તેમાં ઊણપ આવે ત્યા ઉત્સર્ગ એ ઉત્સર્ગ નથી રહેતો અને અપવાદ એ અપવાદ પણ નથી રહી શકતો, એટલું જ નહિ, પરંતુ જીવનમાંથી સત્યનો અભાવ થતા પારમાર્થિક જીવન જેવી કોઈ વસ્તુ જ નથી રહેતી આચારાંગસૂત્ર શ્રુ ૧, અ૦ ૩, ઉ૦ ૩ માં કહેવામાં આવ્યુ છે કે, "पुरिसा ! सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए उवट्ठिए से मेहावी मारं तरइ"—અર્થાત્ હે આત્મન્ ! તું સત્યને બરાબર ઓળખ, સત્યની મર્યાદામાં રહી પ્રયત્ન કરનાર વિદ્વાન જ સંસારને પાર કરે છે" આનો અર્થ એ છે કે, ઉત્સર્ગ-અપવાદસ્વરૂપ જિનાજ્ઞા કે જિનપ્રવચનની આરાધના કરનારનું જીવન દર્પણ જેવું સ્વચ્છ અને સ્ફટિકની જેમ પારદર્શી હોવું જોઈએ ઉત્સર્ગ-અપવાદના ગાંભીર્યને જાણનારે જીવનમાં તલવારની ધાર ઉપર અથવા અજમાર્ગમાં (જેની બે બાજુ ઊંડી ખાઈઓ આવી હોય તેવા અતિ સાંકડા પહાડી માર્ગમાં) ચાલવું પડે છે જીવનના દ્વૈધીભાવ કે સ્વાર્થને અહીં જરા જેટલુંય સ્થાન નથી. ઉત્સર્ગ-અપવાદના શુદ્ધ સંપૂર્ણ જ્ઞાન અને જીવનની એકધારતા, એ બન્નેયને સદા માટે એકસાથે જ ચાલવાનું હોય છે

ઉપર આપણે ઉત્સર્ગ-અપવાદના સ્વરૂપ અને મર્યાદા વિષે જે વિચાર્યું અને જાણ્યું તે ઉપરથી આ વસ્તુ તરી આવે છે કે, ઉત્સર્ગમાર્ગ જીવનની સબળતા ઉપર ઊભો છે, જ્યારે અપવાદમાર્ગનું વિધાન જીવનની નિર્બળતાને આભારી છે અહીં દરેકને સહજ ભાવે એ પ્રશ્ન થયા વિના નહિ રહે કે, જૈન ગીતાર્થ સ્થવિર ભગવંતોએ અપવાદમાર્ગનું વિધાન કરીને માનવજીવનની નિર્બળતાને કેમ

પોષી ? પરંતુ ખરી રીતે એ વાત એમ છે જ નહિ ! સાચી હકીકત એ છે કે, જેમ પગપાળા મુસાફરી કરનાર ભૂખ, તરસ કે થાક વગેરે લાગતાં રસ્તામાં પડાવ નાખે છે અને જરૂરત જણાતાં ત્યાં રાત્રિવાસો પણ કરે છે, તે છતાં જેમ એ મુસાફરનો રાત્રિવાસ એ એના આગળ પહોંચવામાં અંતરાયરૂપ નથી, પરંતુ જલદી આગળ વધવામાં સહાયરૂપ છે, તે જ રીતે અપવાદમાર્ગનું વિધાન એ જીવનની ભૂમિકાને નિર્બળ બનાવવા માટે નથી, પણ બમણા વેગથી આગળ વધારવા માટે છે. અલબત્ત, જેમ માર્ગમાં પડાવ નાખનાર મુસાફરને જંગલ જેવાં ભયાનક સ્થાનો હોય ત્યારે સાવધાન, અપ્રમત્ત અને સજાગ રહેવું પડે છે, તેમ આંતર જીવનના માર્ગમાં આવતાં ભયસ્થાનોમાં અપવાદમાર્ગનું આસેવન કરનાર ત્યાગી નિર્ગંથ–નિર્ગ્રંથીઓને પણ સતત સાવધાન અને સજાગ રહેવાનું હોય છે. જો આન્તર જીવનની સાધના કરનાર આ વિષે મોળો પડે તો તેના પવિત્રપાવન જીવનનો ભુક્કો જ બોલી જાય, એમાં બે મત જ નથી એટલે જ અપવાદમાર્ગનું આસેવન કરનાર માટે “ પાકી ગયેલા ગૂમડાવાળા માણસ”નું ઉદાહરણ આપવામાં આવે છે. જેમ ગૂમડું પાકી ગયા પછી તેમાંની રસી કાઢતાં તે માણસ પોતાને ઓછામાં ઓછું દરદ થાય તેવી ચોકસાઈપૂર્વક સાચવીને દબાવીને રસી કાઢે છે, તે જ રીતે અપવાદમાર્ગનું આસેવન કરનાર મહાનુભાવ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓ વગેરે પણ પોતાના સંયમ અને વ્રતોને ઓછામાં ઓછું દૂષણ લાગે કે હાનિ પહોંચે તેમ નછૂટકે જ અપવાદમાર્ગનુ આસેવન કરે.

પ્રસ્તુત બૃહત્કલ્પસૂત્ર છેદઆગમમાં અને બીજાં છેદઆગમોમાં જૈન નિર્ગ્રંથ–નિર્ગ્રંથીઓના જીવનને સ્પર્શતા મૂળ નિયમો અને ઉત્તરનિયમોને લગતા પ્રસંગોને અનુલક્ષીને ગંભીરભાવે વિવિધ વિચારણાઓ, મર્યાદાઓ, અપવાદો વગેરેનું નિરૂપણ કરવામાં આવ્યું છે એ નિરૂપણ પાછળ જે તાત્ત્વિકતા કામ કરી રહી છે તેને ગીતાર્થો અને વિદ્વાનો આત્મલક્ષી થઈને મધ્યસ્થ ભાવે વિચારે અને જીવનમાં ઉતારે

**નિર્ગ્રંથ–નિર્ગ્રંથીસંઘ**—પ્રાચીન કાળમાં જૈન સાધુ-સાધ્વીઓ માટે નિર્ગ્રંથ-નિર્ગ્રંથી, ભિક્ષુ-ભિક્ષુણી, યતિ-યતિની, પાખંડ-પાખંડિની વગેરે શબ્દોનો પ્રયોગ થતો આજે આ બધા શબ્દોનું સ્થાન મુખ્યત્વે કરીને સાધુ અને સાધ્વી શબ્દે લીધું છે પ્રાચીન યુગના ઉપર્યુક્ત શબ્દો પૈકી યતિશબ્દ યતિસંસ્થાના જન્મ પછી અણગમતો અને ભ્રષ્ટાચારસૂચક બની ગયો છે પાખંડ શબ્દ પણ દરેક સંપ્રદાયના માન્ય આગમાદિ ગ્રંથોમાં વપરાવા છતાં આજે એ માત્ર જૈન સાધુઓ માટે જ નહિ પણ દરેક સંપ્રદાય માટે અપમાનજનક બની ગયો છે

નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની વ્યવસ્થા અને બંધારણ વિષે, ભયંકર દુષ્કાળ આદિ કારણોને લઈ, છિન્નભિન્ન દશામાં આવી પડેલાં આજના મૌલિક જૈન આગમોમાં પણ વૈજ્ઞાનિક ઢંગની હકીકતોનાં જે બીજો મળી આવે છે અને તેને પાછળના સ્થવિરોએ વિકસાવીને પુનઃ પૂર્ણ રૂપ આપવા જે પ્રયત્ન કર્યો છે, એ જોતા આપણને જણાશે કે તે કાળે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની વ્યવસ્થા અને બંધારણ કેટલાં વ્યવસ્થિત હતાં અને એક સાર્વભૌમ રાજસત્તા જે રીતે શાસન ચલાવે તેટલા શુદ્ધ નિર્ગ્રંથતાના ગૌરવ, ગાંભીર્ય, ધીરજ અને દમામપૂર્વક તેનું શાસન નભતું હતું. આ જ કારણથી આજનાં જૈન આગમો શ્વેતાંબર જૈન શ્રીસંઘ, જેમાં મૂર્તિપૂજક, સ્થાનકવાસી અને તેરાપંથી ત્રણેયનો સમાવેશ થાય છે, તેને એકસરખી રીતે માન્ય અને પરમ આદરણીય છે.

દિગંબર જૈન શ્રીસંઘ “ મૌલિક જૈન આગમો સર્વથા નાશ પામી ગયાં છે ” એમ માનીને પ્રસ્તુત આગમોને માન્ય કરતો નથી દિગંબર શ્રીસંઘે આ આગમોને ગમે તે કાળે અને ગમે તે કારણે જતા કર્યા હો, પરંતુ એથી તેણે ઘણું ખોયું છે એમ આપણને સહજ ભાવે લાગે છે અને કોઈ

પણ વિચારકને એમ લાગ્યા વિના નહિ રહે; કારણ કે જગતની કોઈ પણ સંસ્કૃતિ પાસે તેના પોતાના ઘડતર માટેનું મૌલિક વાઙ્મય હોવું એ અનિવાર્ય વસ્તુ છે, એના અભાવમાં એના નિર્માણનો બીજો કોઈ આધારસ્તંભ જ ન બને આજે દિગંબર શ્રીસંઘ સામે એ પ્રશ્ન અણઉકલ્યો જ પડ્યો છે કે જગતભરના ધર્મો અને સંપ્રદાયો પાસે તેના આધારસ્તંભરૂપ મૌલિક સાહિત્ય છિન્નભિન્ન, અપૂર્ણ કે વિકૃત, ગમે તેવા સ્વરૂપમાં પણ વિદ્યમાન છે, જ્યારે માત્ર દિગંબર સંપ્રદાય પાસે તેમના મૂળ પુરુષોએ એટલે કે તીર્થંકરભગવંત અને ગણધરોએ નિર્મિત કરેલ મૌલિક જૈન આગમનો એક અક્ષર સરખોય નથી રહ્યો !

આ જાતની કલ્પના બુદ્ધિસંગત કે યુક્તિસંગત નથી એટલું જ નહિ, પણ ગમે તેવા શ્રદ્ધાળુને પણ અકળામણ પેદા કરે કે મૂંઝવી મૂકે તેવી છે કારણ કે સમગ્ર જૈનદર્શનમાન્ય અને જૈનતત્ત્વજ્ઞાનના પ્રાણભૂત **મહાબંધ** ( મહાધવલ સિદ્ધાન્ત ) વગેરે મહાન ગ્રંથોનું નિર્માણ જેના આધારે થઈ શકે એવા મૌલિક ગ્રંથોનું અતિ પ્રભાવિત જ્ઞાન અને તેનું પારંપર્ય તે જમાનાના નિર્ગ્રંથો પાસે રહ્યું અને જૈન આગમોનું જ્ઞાન એકીસાથે સર્વથા નાશ પામી ગયું, તેમાના એકાદ અંગ, શ્રુતસ્કંધ, અધ્યયન કે ઉદ્દેશ જેટલુંય જ્ઞાન કોઈ પાસે ન રહ્યું; એટલું જ નહિ, એક ગાથા કે અક્ષર પણ યાદ ન રહ્યો—આ વસ્તુ કોઈ પણ રીતે કોઈનેય ગળે ઊતરે તેવી નથી અસ્તુ દિગંબર શ્રીસંઘના અગ્રણી સ્થવિર ભગવંતોએ ગમે તે કારણે જૈન આગમોને જતા કર્યા હોય, તે છતા એ વાત ચોક્કસ છે કે તેમણે જૈન આગમોને જતા કરીને પોતાની મૌલિક જ્ઞાનસંપત્તિ ખોવા ઉપરાંત બીજું ઘણું ઘણું ખોયું છે, એમાં બે મત નથી

આજના જૈન આગમો માત્ર સાંપ્રદાયિક દૃષ્ટિએ જ પ્રાચીન છે તેમ નથી, પણ ગ્રંથની શૈલી, ભાષાશાસ્ત્ર, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, તે તે યુગની સંસ્કૃતિનાં સૂચન આદિ દ્વારા પ્રાચીનતાની કસોટી કરનારા ભારતીય અને પાશ્ચાત્ય વિદ્વાનો અને સ્કોલરો પણ જૈન આગમોની મૌલિકતાને માન્ય રાખે છે. અહીં એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે આજના જૈન આગમોમાં મૌલિક અંશો ઘણા ઘણા છે એમાં શંકા નથી, પરંતુ જેટલું અને જે કાંઈ છે એ બધુંય મૌલિક છે, એમ માનવા કે મનાવવા પ્રયત્ન કરવો એ સર્વજ્ઞ ભગવંતોને દૂષિત કરવા જેવી વસ્તુ છે આજના જૈન આગમોમાં એવા ઘણા ઘણા અંશો છે, જે જૈન આગમોને પુસ્તકારૂઢ કરવામાં આવ્યા ત્યારે કે તે આસપાસમા ઉમેરાયેલા કે પૂર્તિ કરાયેલા છે; કેટલાક અંશો એવા પણ છે કે જે જૈનેતર શાસ્ત્રોને આધારે ઉમેરાયેલા હોઈ જૈન દૃષ્ટિથી દૂર પણ જાય છે, ઇત્યાદિ અનેક બાબતો જૈન આગમના અભ્યાસી ગીતાર્થ ગંભીર જૈન મુનિગણે વિવેકથી ધ્યાનમાં રાખવા જેવી છે.

**નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના મહામાન્ય સ્થવિરો**—આપણા રાષ્ટ્રીય ઉત્થાન માટેની હિલચાલોના યુગમાં જેમ હજારો અને લાખોની સંખ્યામાં દેશના મહાનુભાવો બહાર નીકળી પડ્યા હતા, એ જ રીતે એ પણ એક યુગ હતો, જ્યારે જનતામાંનો અમુક મોટો વર્ગ સંસારના વિવિધ ત્રાસોથી ઉભગીને શ્રમણ–વીર–વર્ધમાન ભગવાનના ત્યાગમાર્ગ તરફ વળ્યો હતો આથી જ્યારે નિર્ગ્રંથસંઘમા રાજાઓ, મંત્રીઓ, ધનાઢ્યો અને સામાન્ય કુટુંબીઓ પોતાના પરિવાર સાથે હજારોની સંખ્યામાં દાખલ થવા લાગ્યા, ત્યારે તેમની વ્યવસ્થા અને નિયંત્રણ માટે તે યુગના સંઘસ્થવિરોએ દીર્ઘદર્શિતાપૂર્વક સંઘના નિયંત્રણ માટેના નિયમોનું અને નિયંત્રણ રાખનાર મહાનુભાવ યોગ્ય વ્યક્તિઓ અને તેમને વિષેના નિયમોનું નિર્માણ કર્યું હતું. આ વિષેનું વિસ્તારથી વિવેચન કરવા માટે એક સ્વતંત્ર પુસ્તક જ લખવું જોઈએ, પરંતુ અત્યારે તો અહીં પ્રસંગોપાત્ત માત્ર તે વિષેની સ્થૂલ રૂપરેખા જ

આપવામાં આવે છે પ્રારંભમાં આપણે જાણી લઈએ કે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના વ્યવસ્થાપક મહામાન્ય સ્થવિરો કોણ હતા? એમને કયે નામે ઓળખવામાં આવતા અને તેમના અધિકારો અને જવાબદારીઓ શાં શાં હતાં?

નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાં જવાબદાર મહામાન્ય સ્થવિરો પાંચ છે: (૧) આચાર્ય, (૨) ઉપાધ્યાય, (૩) પ્રવર્ત્તક, (૪) સ્થવિર અને (૫) રત્નાધિક આ પાંચે જવાબદાર સ્થવિર મહાનુભાવો અધિકારમાં ઉત્તરોત્તર ઊતરતા હોવા છતાં તેમનું ગૌરવ લગભગ એકધારું માનવામાં આવ્યું છે આ પાંચે સંઘપુરુષો સંઘવ્યવસ્થા માટે જે કાંઈ કરે તે પરસ્પરની સહાનુભૂતિ અને જવાબદારીપૂર્વક જ કરી શકે, એવી તેમાં વ્યવસ્થા છે. ખુદ આચાર્યભગવંત સૌથી વિશેષ માન્ય વ્યક્તિ હોવા છતાં મહત્ત્વના પ્રસંગમાં પોતાની સાથેના ઉપાધ્યાય આદિ સ્થવિરોની સહાનુભૂતિ મેળવ્યા વિના કશુંય કરી ન શકે, એવી આમાં યોજના છે એકંદર રીતે જૈન સંઘવ્યવસ્થામાં વ્યક્તિસ્વાતંત્ર્યને ઓછામાં ઓછું અથવા નહિ જેવું જ સ્થાન છે; ખરી રીતે 'નથી' એમ કહીએ તો ખોટું નથી. આ જ કારણ છે કે કોઈ પણ પ્રકારની જૈન ધાર્મિક સંપત્તિ કદી વ્યક્તિને અધીન રાખવામાં નથી આવી, છે પણ નહિ અને હોવી પણ ન જોઈએ.

૧ **આચાર્યભગવંત**નો અધિકાર મુખ્યત્વે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના ઉચ્ચ કક્ષાના અધ્યયન અને શિક્ષાને લગતો છે ૨ **ઉપાધ્યાયશ્રી**નો અધિકાર સાધુઓની પ્રારંભિક અને લગભગ માધ્યમિક કક્ષાના અધ્યયન અને શિક્ષાને લગતો છે આ બન્નેય સંઘપુરુષો નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની શિક્ષા માટેની જવાબદાર વ્યક્તિઓ છે. ૩. **પ્રવર્ત્તક**નો અધિકાર સાધુજીવનને લગતા આચાર-વિચાર-વ્યવહારમાં વ્યવસ્થિત રીતે અતિ ગંભીરભાવે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓને પ્રવૃત્તિ કરાવવાનો અને તે અંગેની મહત્ત્વની શિક્ષા વિષેનો છે. ૪. **સ્થવિર**નો અધિકાર જૈન નિર્ગ્રંથસંઘમાં પ્રવેશ કરનાર શિષ્યોને-નિર્ગ્રંથોને સાધુધર્મોપયોગી પવિત્ર આચારાદિને લગતી પ્રારંભિક શિક્ષા અધ્યયન વગેરે વિષેનો છે. ત્રીજા અને ચોથા નંબરના સંઘસ્થવિરો નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની આચાર-ક્રિયાવિષયક શિક્ષા ઉપરાંત જીવનવ્યવહાર માટે ઉપયોગી દરેક બાહ્ય સામગ્રી વિષેની—એટલે વસ્ત્ર, પાત્ર, ઉપકરણ, ઔષધ વગેરે પ્રત્યેક બાબતની—જવાબદારી ધરાવનાર વ્યક્તિઓ છે પહેલા બે સંઘસ્થવિરો નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના જ્ઞાન વિષેની જવાબદારીવાળા છે. અને બીજા બે સંઘસ્થવિરો નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની ક્રિયા—આચાર વિષેની જવાબદારીવાળા છે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાં મુખ્ય જવાબદાર આ ચાર મહાપુરુષો છે એમને જે પ્રકારની જવાબદારી સોંપવામાં આવી છે તેનું પૃથક્કરણ કરીએ તો આપણને સ્પષ્ટપણે જણાઈ આવશે કે શ્રમણ વીર-વર્ધમાન ભગવાને જે જ્ઞાન-ક્રિયારૂપ નિર્વાણમાર્ગનો ઉપદેશ કર્યો છે, તેની સુવ્યવસ્થિત રીતે આરાધના, રક્ષા અને પાલન થઈ શકે—એ વસ્તુને લક્ષમાં રાખીને જ પ્રસ્તુત સંઘસ્થવિરોની સ્થાપના કરવામાં આવી છે

૫ **રત્નાધિક** એ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાંના વિશિષ્ટ આગમજ્ઞાનસંપન્ન, વિજ્ઞ, વિવેકી, ગંભીર, સમયસૂચકતા આદિ ગુણોથી અલંકૃત નિર્ગ્રંથો છે જ્યારે જ્યારે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘને લગતાં નાનાં કે મોટાં ગમે તે જાતનાં વિવિધ કાર્યો આવી પડે ત્યારે તેનો નિર્વાહ કરવાને આચાર્ય આદિ સંઘસ્થવિરોની આજ્ઞા થતાં આ મહાનુભાવો ઇનકાર ન જતા હંમેશાંને માટે ખડે પગે તૈયાર હોય છે **વૃષભ** તરીકે ઓળખાતા બળવાન અને ધૈર્યશાળી સમર્થ નિર્ગ્રંથો, કે જેઓ ગંભીર મુશ્કેલીના પ્રસંગોમાં પોતાના શારીરિક બળની કસોટી દ્વારા અને જીવનના ભોગે પણ આખા નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘને હંમેશાં સાચવવા માટેની જવાબદારી ધરાવે છે, એ વૃષભોનો સમાવેશ આ રત્નાધિક નિર્ગ્રંથોમાં જ થાય છે

ઉપર સામાન્ય રીતે સંઘસ્થવિરોની જવાબદારી અને તેમની ફરજો વિષે ટૂંકમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે છતાં કારણ પડતાં એકબીજા એકમેકને કોઈ પણ કાર્યમાં સંપૂર્ણ જવાબદારીપૂર્વક સહકાર આપવા માટે તૈયાર જ હોય છે અને એ માટેની દરેક યોગ્યતા એટલે કે પ્રભાવિત ગીતાર્થતા, વિશિષ્ટ ચારિત્ર, સ્થિતપ્રજ્ઞતા, ગાંભીર્ય, સમયસૂચકતા આદિ ગુણો એ પ્રભાવશાળી સંઘપુરુષોમાં હોય છે–હોવા જ જોઈએ.

ઉપર આચાર્યને માટે જે અધિકાર જણાવવામાં આવ્યો છે તે માત્ર શિક્ષાધ્યક્ષ **વાચનાચાર્ય**ને અનુલક્ષીને જ સમજવો જોઈએ એટલે વાચનાચાર્ય સિવાય **દિગાચાર્ય** વગેરે બીજા આચાર્યો પણ છે કે જેઓ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓ માટે વિહારપ્રદેશ, અનુકૂળ-પ્રતિકૂળ ક્ષેત્ર વગેરેની તપાસ અને વિવિધ પ્રકારની વ્યવસ્થાઓ કરવામાં નિપુણ અને સમર્થ હોય છે

**ગચ્છ, કુલ, ગણ, સંઘ અને તેના સ્થવિરો**—માત્ર ગણતરીના જ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓનો સમુદાય હોય ત્યારે તો ઉપર જણાવ્યા મુજબના પાંચ સંઘસ્થવિરોથી કામ ચાલી શકે પરંતુ જ્યારે હજારોની સંખ્યામાં સાધુઓ હોય ત્યારે તો ઉપર જણાવેલા માત્ર ગણતરીના સંઘપુરુષો વ્યવસ્થા જાળવી ન શકે, તે માટે **ગચ્છ, કુલ, ગણ અને સંઘની** વ્યવસ્થા કરવામાં આવી હતી અને તે દરેકમાં ઉપર્યુક્ત પાંચ સંઘસ્થવિરોની ગોઠવણ રહેતી અને તેઓ અનુક્રમે **ગચ્છાચાર્ય**, **કુલાચાર્ય**, **ગણાચાર્ય અને સંઘાચાર્ય** આદિ નામોથી ઓળખાતા

ઉપર જણાવેલા આચાર્ય આદિ પાંચ સંઘપુરુષો કોઈ પણ જાતની અગવડ સિવાય જેટલા નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓની દરેક વ્યવસ્થાને જાળવી શકે તેટલા નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓના સંઘને **ગચ્છ** કહેવામાં આવતો એવા અનેક ગચ્છોના સમૂહને **કુલ** કહેતા અનેક કુલોના જૂથને ગણ અને અનેક ગણોના સમુદાયને **સંઘ** તરીકે ઓળખતા કુલ-ગણ-સંઘની જવાબદારી ધરાવનાર આચાર્ય, ઉપાધ્યાય આદિ તે તે ઉપપદનામથી અર્થાત્ કુલાચાર્ય, કુલોપાધ્યાય, કુલપ્રવર્તક, કુલસ્થવિર, કુલરત્નાધિક આદિ નામથી ઓળખાતા. ગચ્છો અને ગચ્છાચાર્ય આદિ કુલાચાર્ય આદિને જવાબદાર હતા, કુલો ગણાચાર્ય આદિને જવાબદાર હતા, ગણો સંઘાચાર્ય આદિને જવાબદાર હતા. સંઘાચાર્ય તે યુગના સમગ્ર નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ ઉપર અધિકાર ધરાવતા અને તે યુગનો સમસ્ત નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ સંઘાચાર્યને સંપૂર્ણપણે જવાબદાર હતો જે રીતે ગચ્છ, કુલ, ગણ, સંઘ એકબીજાને જવાબદાર હતા, તે જ રીતે એકબીજાની જવાબદારી પણ અનિવાર્ય રીતે લેવી પડતી હતી અને લેતા પણ હતા

ઉદાહરણ તરીકે કોઈ નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી લાંબા સમય માટે બીમાર રહેતા હોય, અપંગ થઈ ગયા હોય, ગાંડા થઈ ગયા હોય, ભણતા-ગણતા ન હોય કે ભણવાની જરૂરત હોય, આચાર્ય આદિની આજ્ઞા પાળતા ન હોય, જડ જેવા હોય, ઉદ્ધત હોય, નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓમાં ઝઘડો પડ્યો હોય, એકબીજાનાં શિષ્ય-શિષ્યાને નસાડી ગયા હોય, દીક્ષા છોડવા ઉત્સુક હોય, કોઈ ગચ્છ આદિએ એકબીજાની મર્યાદાનો લોપ કર્યો હોય અથવા એકબીજાના ક્ષેત્રમાં, નિવાસસ્થાનમાં જબરદસ્તીથી પ્રવેશ કર્યો હોય, ગચ્છ આદિના સંચાલક સંઘપુરુષો પોતાની ફરજો બજાવી શકે તેમ ન હોય અથવા યોગ્યતાથી કે ફરજોથી ભ્રષ્ટ હોય, ઇત્યાદિ પ્રસંગો આવી પડે તે સમયે ગચ્છ આ વિષેની જવાબદારી કુલને સોંપે તો તે કુલાચાર્યે સ્વીકારવી જ જોઈએ તેમ જ પ્રસંગ આવે કુલ, ગણને આ જાતની જવાબદારી ભળાવે તો કુલાચાર્યે પણ તે લેવી જોઈએ, અને કામ પડતાં ગણ, સંઘને કહે ત્યારે તે જવાબદારીનો નિકાલ સંઘાચાર્યે લાવવો જ જોઈએ.

**નિર્ગ્રંથીસંઘની મહત્તરાઓ**—જેમ શ્રમણ વીર–વર્ધમાન ભગવાનના નિર્ગ્રંથસંઘમાં અગ્રગણ્ય ધર્મવ્યવસ્થાપક સ્થવિરોની વ્યવસ્થા કરવામાં આવી છે, એ જ રીતે એ ભગવાનના નિર્ગ્રંથીસંઘ માટે પણ પોતાને લગતી ઘણીખરી ધર્મવ્યવસ્થા જાળવવા માટે **મહત્તરાઓ**ની એટલે નિર્ગ્રંથીસંઘ-સ્થવિરાઓની વ્યવસ્થા કરવામાં આવી છે.

અહીં પ્રસંગોપાત્ત **મહત્તરા**શબ્દ વિષે જરા વિચાર કરી લઈએ નિર્ગ્રંથીસંઘની વડીલ સાધ્વી માટે **મહત્તરા**પદ પસંદ કરવામાં આવ્યું છે, **મહત્તમા** નહિ, એ સહેતુક છે એમ લાગે છે. અને તે એ કે વીર–વર્ધમાનપ્રભુના સંઘમાં નિર્ગ્રંથીસંઘને નિર્ગ્રંથસંઘની અધીનતામાં રાખવામાં આવ્યો છે, એટલે એ સ્વતંત્રપણે ક્યારેય મહત્તમ ગણાયો નથી, કે તેને માટે 'મહત્તમા' પદની વ્યવસ્થા કરવામાં આવે. એ જ કારણ છે કે, નિર્ગ્રંથસંઘની જેમ નિર્ગ્રંથીસંઘમાં કોઈ સ્વતંત્ર કુલ–ગણ–સંઘને લગતી વ્યવસ્થા પણ કરવામાં નથી આવી અહીં કોઈએ એવી કલ્પના કરવી જોઈએ નહિ કે, 'આ રીતે તો નિર્ગ્રંથીસંઘને પરાધીન જ બનાવવામાં આવ્યો છે' કારણ કે, ખરું જોતાં, શ્રમણ વીર–વર્ધમાન ભગવંતના સંઘમાં કોઈનેય માટે માની લીધેલી સ્વતંત્રતાને સ્થાન જ નથી, એ ઉપર કહેવાઈ ગયું છે અને એ જ કારણને લીધે નિર્ગ્રંથસંઘમાંના અમુક દરજ્જાના ગીતાર્થ માટે પણ **મહત્તર**પદ જ માન્ય કરવામાં આવ્યું છે

નિર્ગ્રંથીસંઘમાં **પ્રવર્તિની, ગણાવચ્છેદિની, અભિષેકા** અને **પ્રતિહારી**—આ ચાર મહત્તરાઓ પ્રભાવયુક્ત અને જવાબદાર વ્યક્તિઓ મનાઈ છે નિર્ગ્રંથસંઘમાં **આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક** અને **સ્થવિર** અથવા **રત્નાધિકવૃષભ**નો જે દરજ્જો છે, તે જ દરજ્જો નિર્ગ્રંથીસંઘમાં **પ્રવર્તિની, ગણાવચ્છેદિની, અભિષેકા** અને **પ્રતિહારી**નો છે. પ્રવર્તિનીને **મહત્તરા** તરીકે, ગણાવચ્છેદિનીને **ઉપાધ્યાયા** તરીકે, અભિષેકાને **સ્થવિરા** તરીકે અને પ્રતિહારી નિર્ગ્રંથીને **પ્રતિશ્રયપાલી, દ્વારપાલી** અથવા ટૂંકે નામે **પાલી** તરીકે ઓળખવામાં આવતી હતી. આ ચારે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાન્ય મહાનુભાવ પદસ્થ નિર્ગ્રંથીઓ નિર્ગ્રંથસંઘના અગ્રગણ્ય સંઘસ્થવિરોની જેમ જ જ્ઞાનાદિગુણપૂર્ણ અને પ્રભાવસંપન્ન વ્યક્તિઓ હતી—એ વસ્તુનો ખ્યાલ પ્રસ્તુત કલ્પભાષ્યની નીચેની ગાથા ઉપરથી આવી શકશે :

काएण उवचिया खलु पडिहारी संजईण गीयत्था ।
परिणय भुत्त कुलीणा अभीय वायामियसरीरा ॥ २३३४ ॥

આ ગાથામાં બતાવેલા **પ્રતિહારી-પાલી** નિર્ગ્રંથીના લક્ષણ ઉપરથી સમજી શકાશે કે નિર્ગ્રંથીસંઘ વિષેની સવિશેષ જવાબદારી ધરાવનાર આચાર્યા, પ્રવર્તિની વગેરે કેવી પ્રભાવિત વ્યક્તિઓ હતી ?

નિર્ગ્રંથીસંઘમાં અમુક પ્રકારનાં મહત્ત્વનાં કાર્યો ઓછામાં ઓછાં હોવાથી અને એ કાર્યો વિષેની જવાબદારી નિર્ગ્રંથસંઘના અગ્રગણ્ય આચાર્ય આદિ સ્થવિરો ઉપર હોવાથી, એ સંઘમાં સ્થવિરા અને રત્નાધિકાઓ તરીકેની સ્વતંત્ર વ્યવસ્થા નથી. પરંતુ તેને બદલે **વૃષભ**સ્થાનીય **પાલી–પ્રતિહારી** સાધ્વીની વ્યવસ્થાને જ મહત્ત્વ આપવામાં આવ્યું છે આ **પાલી–પ્રતિહારી** સાધ્વીની યોગ્યતા અને તેની ફરજનું પ્રસંગોપાત્ત જે દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે (જુઓ કલ્પભાષ્યદિ ગાથા ૨૩૩૪ થી ૪૧ તથા ૫૯૫૧ આદિ) તે જોતાં આપણને નિર્ગ્રંથીસંઘના બંધારણના ઘડવૈયા સંઘસ્થવિરોની વિશિષ્ટ કુશળતાનું ભાન થાય છે

ઉપર જણાવ્યા પ્રમાણે નિર્ગ્રંથીસંઘની મહત્તરિકાઓની વ્યવસ્થા પાછળ મહત્ત્વનો એક ખ્યાલ

એ પણ છે કે નિર્ગ્રંથીસંઘની અંગત વ્યવસ્થા માટે તેમને ડગલે ને પગલે પરવશતા ન રહે, તેમ જ દરેક બાબત માટે એકબીજાના સહવાસમાં કે અતિપ્રસંગમાં આવવું ન પડે અહીં એ વસ્તુ ધ્યાનમાં રહે કે, જૈન સંસ્કૃતિના પ્રણેતાઓએ નિર્ગ્રંથસંસ્થા અને નિર્ગ્રંથીસંસ્થાને પ્રારંભથી જ અલગ કરી દીધેલ છે અને આજે પણ બંનેય અલગ જ છે ખાસ કારણે અને નિયત સમયે જ તેમને માટે પરસ્પર મળવાની મર્યાદા બાંધવામાં આવી છે. બ્રહ્મવ્રતની મર્યાદા માટે આ વ્યવસ્થા અતિમહત્ત્વની છે અને આ જાતની મર્યાદા, જગતનો ઇતિહાસ જોતાં, જૈન શ્રમણસંઘના મહત્તરોની દીર્ઘદર્શિતા પ્રત્યે માન પેદા કરે તેવી વસ્તુ છે

આટલું જાણ્યા પછી આપણે એ પણ સમજી લેવું જોઈએ કે નિર્ગ્રંથસંઘના મહત્તરોની વ્યવસ્થા જેમ જ્ઞાનક્રિયાત્મક મોક્ષમાર્ગની આરાધના, રક્ષા અને પાલન માટે કરવામાં આવી છે, તે જ રીતે નિર્ગ્રંથીસંઘની મહત્તરિકાઓની વ્યવસ્થા પણ એ જ ઉદ્દેશને ધ્યાનમાં રાખીને કરવામાં આવી છે. તેમ જ નિર્ગ્રંથસંઘ અને સંઘમહત્તરો જે રીતે એકબીજાને પોતપોતાની ફરજો માટે જવાબદાર છે, તે જ રીતે નિર્ગ્રંથીસંઘ અને તેની મહત્તરાઓ પણ પોતપોતાની ફરજો માટે પરસ્પરને જવાબદાર છે. અહીં એ ધ્યાનમાં રહે કે શ્રમણ વીર-વર્ધમાન ભગવાનના સંઘમાં સ્ત્રીસંઘને જે રીતે જવાબદારીભર્યા પૂજ્યસ્થાને વિરાજમાન કરી અનાબાધ જવાબદારી સોંપવામાં આવી છે તેમ જ સ્ત્રીસંઘ માટેના નિયમોનું જે રીતે નિર્માણ કરવામા આવ્યું છે, તે રીતે સ્ત્રીસંસ્થા માટે જગતના કોઈ પણ સંપ્રદાયમાં હોવાનો ભાગ્યે જ સંભવ છે.

ઉપર નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના અગ્રગણ્ય પાંચ સ્થવિર ભગવંતો અને સ્થવિરાઓનો સંક્ષેપમાં પરિચય કરાવવામાં આવ્યો છે, તેમની યોગ્યતા અને ફરજો વિષે જૈન આગમોમાં ઘણું ઘણું કહેવામાં આવ્યું છે એ જ રીતે નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ વિષે અને તેમની યોગ્યતા આદિ વિષે પણ ઘણું ઘણું કહેવામાં આવ્યું છે.

**નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ**—શ્રમણ ભગવાન મહાવીરના નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાં તે તે યોગ્યતા અને પરિસ્થિતિને લક્ષીને તેમના ઘણા ઘણા વિભાગો પાડવામાં આવ્યા છે તેમ જ તેમની યોગ્યતા અને પારસ્પરિક ફરજો વિષે પણ કલ્પનાતીત વસ્તુની વ્યવસ્થા કરવામાં આવી છે. બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી, અધ્યયન-અધ્યાપન કરનારા, વૈયાવૃત્ય-સેવા કરનારા, નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની વિવિધ પ્રકારની સગવડો જાળવવાની પ્રતિજ્ઞા લેનાર આભિગ્રહિક વૈયાવૃત્યકરો, ગચ્છવાસી, કલ્પધારી, પ્રતિમાધારી, ગંભીર, અગંભીર, ગીતાર્થ, અગીતાર્થ, સહનશીલ, અસહનશીલ વગેરે અનેક પ્રકારના <u>નિર્ગ્રંથો</u> હતા

ઉપર જણાવ્યા પ્રમાણેના શ્રમણ મહાવીર ભગવાનના સમસ્ત નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ માટે આન્તર અને બાહ્ય જીવનને સ્પર્શતી દરેક નાની-મોટી બાબતો પ્રસ્તુત મહાશાસ્ત્રમાં અને વ્યવહારસૂત્ર આદિ અન્ય છેદગ્રન્થોમાં રજૂ કરવામાં આવી છે, જેમ કે, ૧ ગચ્છ-કુલ-ગણ-સંઘના સ્થવિરો-મહત્તરો-પદસ્થોની યોગ્યતા, તેમનું ગૌરવ અને તેમની પોતાને તેમ જ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘને લગતી અધ્યયન અને આચારવિષયક સારણા, વારણા, નોદનાદિ વિષયક વિવિધ ફરજો; ૨. સંઘમહત્તરોની પારસ્પરિક ફરજો, જવાબદારીઓ અને મર્યાદાઓ; ૩ નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘની વ્યવસ્થા જાળવવા માટે અને ઉપરવટ થઈ મર્યાદા બહાર વર્તનાર સંઘસ્થવિરોથી લઈ દરેક નિર્ગ્રંથ-નિર્ગ્રંથીના અપરાધોનો વિચાર કરવા માટે સંઘસમિતિઓની રચના, તેની મર્યાદાઓ-કાયદાઓ, સમિતિઓના મહત્તરો, જુદા જુદા અપરાધોને લગતી શિક્ષાઓ અને અયોગ્ય રીતે ન્યાય તોલનાર અર્થાત્ ન્યાય ભંગ કરનાર સમિતિ-મહત્તરો માટે સામાન્ય શિક્ષાથી લઈ અમુક મુદત સુધી કે સદાને માટે પદભ્રષ્ટ કરવા સુધીની શિક્ષાઓ,

૪. નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘમાં દાખલ કરવા યોગ્ય વ્યક્તિઓની યોગ્યતા અને પરીક્ષા, તેમના અધ્યયન, મહાવ્રતોની રક્ષા અને જીવનશુદ્ધિને સાધતી તાત્ત્વિક ક્રિયાઓ; ૫. નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓની સ્વગચ્છ, પરગચ્છ આદિને લક્ષીને પારસ્પરિક મર્યાદાઓ અને ફરજો. આ અને આ જાતની સંખ્યાબંધ બાબતો જૈન આગમોમાં અને પ્રસ્તુત મહાશાસ્ત્રમાં ઝીણવટથી છણવામાં આવી છે; એટલું જ નહિ, પણ તે દરેક માટે સૂક્ષ્મેક્ષિકા અને ગંભીરતાભર્યા ઉત્સર્ગ-અપવાદરૂપે વિધાન પણ કરવામાં આવ્યું છે અને પ્રાયશ્ચિત્તોનો નિર્દેશ પણ કરવામાં આવ્યો છે. ઉલ્લંઠમાં ઉલ્લંઠ અને પાપીમાં પાપી નિર્ગ્રંથો તરફ પ્રસંગ આવતાં સંઘમહત્તરોએ કેવી રીતે કામ લેવું ? કેવી શિક્ષાઓ કરવી ? અને કેવી રહેમ રાખવી ? વગેરે પણ ગંભીરભાવે જણાવવામાં આવ્યું છે. પ્રસ્તુત મહાશાસ્ત્રને સ્થિતપ્રજ્ઞ અને પારિણામિક બુદ્ધિથી અવલોકન કરનાર અને વિચારનાર, જૈન સંઘપુરુષો અને તેમની સંઘબંધારણવિષયક કુશળતા માટે જરૂર આહ્લાદિત થશે એમાં લેશ પણ શંકા નથી.

ઉપર નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘના બંધારણ વિષે જે કાંઈ ટૂંકમાં જણાવવામાં આવ્યું છે, એ બધી પ્રકાશયુગની નામશેષ વિગતો છે એ પ્રકાશયુગ શ્રમણ મહાવીર ભગવાન બાદ અમુક સૈકાઓ સુધી ચાલ્યો છે એમાં સૌપહેલાં ભંગાણ પડ્યાનું આપણને સ્થવિર **આર્યમહાગિરિ** અને સ્થવિર **આર્યસુહસ્તિ**ના યુગમાં જાણવા મળે છે. ભંગાણનું અનુસંધાન તુરત જ થઈ ગયું છે, પરંતુ તે પછી ધીરે ધીરે સૂત્રવાચના આદિ કારણસર અમુક સદીઓ બાદ ઘણું મોટું ભંગાણ પડી ગયું છે. સંભવ છે કે, ઘણી મુશ્કેલી છતાં આ સંઘસૂત્ર–સંઘબંધારણ ઓછામાં ઓછું, છેવટે ભગવાન **શ્રી દેવર્દ્ધિગણિ** ક્ષમાશ્રમણ આદિ સ્થવરોએ આગમોને પુસ્તકારૂઢ કરવા નિમિત્તે **વલભી-વળામાં** સંઘમેલાપક કર્યો, ત્યાં સુધી કાંઈક નભ્યું હોય (?); આ પછી તો જૈનસંઘનું આખું બંધારણ છિન્નભિન્ન અને અસ્તવ્યસ્ત થઈ ગયું છે. આપણને જાણીને આશ્ચર્ય થશે કે, આ માટે ખુદ કલ્પભાષ્યકાર ભગવાન શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણે પણ પોતાના જમાનામાં, જૈન સંઘમાં લગભગ અતિ નાલાયક ઘણા ઘણા સંઘમહત્તરો ઊભા થવા માટે ફરિયાદ કરી છે તેઓશ્રીએ જણાવ્યું છે કે—

आयरियत्तणतुरितो, पुव्व सीमत्तणं अकाऊण।
हिंडति चोप्पायरितो, निरंकुमो मत्तहत्थि व्व ॥ ३७३ ॥

**અર્થ**—પોતે પહેલાં શિષ્ય બન્યા સિવાય (અર્થાત્ ગુરુકુલવાસમાં રહી ગુરુસેવાપૂર્વક જૈન આગમોનો અભ્યાસ અને યથાર્થ ચારિત્રનું પાલન કર્યા વિના) આચાર્યપદ લેવાને માટે તલપાપડ થઈ રહેલ સાધુ (આચાર્ય બન્યા પછી) મદોન્મત્ત હસ્તીની પેઠે નિરંકુશ થઈને ચોખ્ખા મૂર્ખ આચાર્ય તરીકે ભટકે છે ૩૭૩

छन्नालयम्मि काऊण, कुंडिय अभिमुहंजली मुढितो ।
गेरू पुच्छति पसिणं, किन्नु हु सा वागरे किंचि ॥ ३७४ ॥

**અર્થ**—જેમ કોઈ ગેરુકપરિવ્રાજક ત્રિદંડ ઉપર કુંડિકાને મૂકીને તેના સામે બે હાથ જોડી ઊભો રહી પગે પડીને કાંઈ પ્રશ્ન પૂછે તો તે કુંડિકા કાંઈ જવાબ આપે ખરી ? જેવું આ કુંડિકાનું આચાર્યપણું છે તેવું જ ઉપરોક્ત આચાર્યનું આચાર્યપણું છે. ૩૭૪

सीमा वि य तूरंती, आयरिया वि हु लहुं पसीयंति।
तेण दग्गसिक्खियाणं, भरिओ लोओ पिसायाणं ॥ ३७५ ॥

**અર્થ**—(માનભૂખ્યા) શિષ્યો આચાર્ય આદિ પદવીઓ મેળવવા માટે ઉતાવળા થાય છે અને

જિનાગમોના મર્મોનો વિચાર નહિ કરનાર આચાર્યો એકદમ શિષ્યોને મોટાઈનાં પૂતળાં બનાવવા મહેરબાન થઈ જાય છે. આ કારણથી કશુંય નહીં સમજનાર અનઘડ **આચાર્યપિશાચોથી** આખો લોક ભરાઈ ગયો છે ૩૭૫

પ્રસ્તુત ભાષ્યગાથાઓથી જણાશે કે ભાષ્યકારના જમાના પહેલા જ જૈન સંઘબધારણની અને નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓના જ્ઞાનની કેવી દુર્દશા થઈ ગઈ હતી? ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં અને જૈન સંઘની ભૂતકાલીન આખી પરિસ્થિતિનુ દિગ્દર્શન કરતાં જૈન નિર્ગ્રંથોની જ્ઞાનવિષયક દુર્દશા એ અતિસામાન્ય ઘરગથ્થુ વસ્તુ જેવી જણાય છે. ચતુર્દશપૂર્વધર ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામી અને શ્રી કાલિકાચાર્ય ભગવાન સમક્ષ જે પ્રસંગો વીતી ગયા છે, એ આપણને દિગ્મૂઢ બનાવી દે તેવા છે ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામી પાસે વિદ્યાધ્યયન માટે, તે યુગના શ્રીસંઘની પ્રેરણાથી "थूलभद्दसामिपमुक्खाणि पच मेहावीण सताणि गताणि" અર્થાત્ સ્થૂલભદ્રસ્વામી આદિ પાંચ સો બુદ્ધિમાન નિર્ગ્રંથો ગયા હતા, પરંતુ, **આવશ્યકચૂર્ણિમાં** પૂજ્યશ્રી **જિનદાસગણિ** મહત્તરે જણાવ્યા મુજબ, "मासेण एक्केण दोहि र्तिहिं ति सव्वे ओसरिता" (ભા ૨, પત્ર ૧૮૭) એટલે કે એક, બે અને ત્રણ મહિનામાં તો ભાવી સંઘપુરુષ ભગવાન **શ્રી સ્થૂલભદ્રને** બાદ કરતા બાકીના બધાય બુદ્ધિનિધાનો પલાયન થઈ ગયા ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામીને "जो सघस्स आण अतिक्कमति तस्स को दडो?" પૂછનાર જૈનસંઘે ઉપરોક્ત બુદ્ધિનિધાનોનો જવાબ લીધાનો કયાંય કશોય ઉલ્લેખ નથી અને આટલા મોટા વર્ગને પૂછવા જેટલી સંઘની ગુંજાયશ કલ્પવી પણ મુશ્કેલ છે. ૨ સ્થવિર **આર્યકાલક** માટે પણ કહેવામાં આવે છે કે તેમના શિષ્યો તેમની પાસે ભણતા નહોતા, એ માટે તેઓ તેમને છોડીને પોતે એકલા ચાલી નીકળ્યા હતા ૩ આ ઉપરાંત ભાષ્યકાર ભગવાને પણ ભાષ્યમાં પોતાના જમાનાના નિર્ગ્રંથોના જ્ઞાન માટે ભયંકર અપમાનસૂચક "दरसिक्खियाण विसायाण" શબ્દથી જ આખી પરિસ્થિતિનુ દિગ્દર્શન કરાવ્યું છે ૪. વલભીમાં પુસ્તકારૂઢ થયાને માત્ર ૭ સૈકા થયા બાદ થનાર નવાંગવૃત્તિકાર પૂજ્ય શ્રી **અભયદેવાચાર્ય** મહારાજને અંગસૂત્રો ઉપર ટીકા કરતી વખતે જૈન આગમોની નિતાન્ત અને એકાન્ત અશુદ્ધ જ પ્રતિઓ મળી તેમ જ પોતાના આગમટીકાગ્રંથોનુ સંશોધન કરવા માટે જૈન આગમોનુ વિશિષ્ટ પારંપર્ય ધરાવનાર યોગ્ય વ્યક્તિ માત્ર ચૈત્યવાસી શ્રમણોમાંથી ભગવાન શ્રી **દ્રોણાચાર્ય** એક જ મળી આવ્યા આ અને આવી બીજી અનેક ઐતિહાસિક હકીકતો જૈન નિર્ગ્રંથોની વિદ્યારુચિ માટે ફરિયાદ કરી જાય છે આ પરિસ્થિતિ છતા જૈન નિર્ગ્રંથસંઘના સદ્‌ભાગ્યે તેના નામને ઉજ્જ્વલ કરનાર અને સદીઓની મલિનતા અને અંધકારને ભૂસી નાખનાર, ગમે તેટલી નાની સંખ્યામા છતાં દુનિયાના કોઈ પણ ઇતિહાસમા ન જડે તેવા સમર્થ યુગપુરુષો પણ યુગ–યુગાંતરે પ્રગટ થતા જ રહ્યા છે, જેમણે જૈન નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ માટે સદીઓની ખોટ પૂરી કરી છે જૈન નિર્ગ્રંથ-નિર્ગ્રંથીસંઘ સદા માટે ઓપતો–દીપતો રહ્યો છે, એ આ યુગપુરુષોનો જ પ્રતાપ છે પરંતુ આજે પુનઃ એ સમય આવી લાગ્યો છે કે પરિમિત સંખ્યામાં રહેલા જૈન નિર્ગ્રંથ-નિર્ગ્રંથીઓનુ સંઘસૂત્ર અહંતા–મમતા, અસહનશીલતા અને પોકળ ધર્મને નામે ચાલતી પારસ્પરિક ઈર્ષ્યાને લીધે છિન્નભિન્ન, અસ્તવ્યસ્ત અને પાંગળું બની ગયું છે આપણે અંતરથી એવી શુભ કામના રાખીએ કે પવિત્રપાવન જૈન આગમોના અધ્યયન આદિ દ્વારા તેમાંની પારમાર્થિક તત્ત્વચિન્તના આપણા સૌનાં મહાપાપોને ધોઈ નાખો અને પુનઃ પ્રકાશ પ્રાપ્ત થાઓ!

**પ્રકીર્ણક હકીકતો**—પ્રસ્તુત મહાશાસ્ત્ર અમુક દૃષ્ટિએ જૈન સાંપ્રદાયિક ધર્મશાસ્ત્ર હોવા છતાં એ, એક એવી તાત્ત્વિક જીવનદૃષ્ટિને લક્ષીને લખાયેલું છે કે, ગમે તે સંપ્રદાયની વ્યક્તિને આ મહા-

શાસ્ત્રમાંથી પ્રેરણા જાગ્યા વિના નહિ રહે આ ઉપરાંત બીજી અનેક બાહ્ય દૃષ્ટિએ પણ આ ગ્રંથ ઉપયોગી છે. એ ઉપયોગિતાને દર્શાવનાર એવાં તેર પરિશિષ્ટો અમે આ વિભાગને અંતે આપ્યાં છે, જેનો પરિચય આ પછી આપવામાં આવશે. આ પરિશિષ્ટોના અવલોકનથી વિવિધ વિદ્યાકળાનું તલસ્પર્શી અધ્યયન કરનારે સમજી જ લેવું જોઈએ કે પ્રસ્તુત ગ્રંથમાં જ નહિ, દરેક જૈન આગમમાં અથવા સમગ્ર જૈન વાઙ્મયમાં આપણી પ્રાચીન સંસ્કૃતિને લગતી વિપુલ સામગ્રી ભરી પડી છે. અમે અમારાં તેર પરિશિષ્ટોમાં જે વિસ્તૃત નોંધો અને ઉતારા આપ્યા છે તે કરતાં પણ અનેકગણી સામગ્રી જૈન વાઙ્મયમાં ભરી પડી છે, જેનો ખ્યાલ પ્રસ્તુત ગ્રંથના દરેકેદરેક વિભાગમાં આપેલી વિષયાનુક્રમણિકા જોવાથી આવી જશે

## પરિશિષ્ટોનો પરિચય

પ્રસ્તુત ગ્રંથને અંતે ગ્રંથના નવનીતરૂપ તેર પરિશિષ્ટો આપ્યાં છે, જેનો પરિચય આ નીચે આપવામાં આવે છે :

૧ પ્રથમ પરિશિષ્ટમાં મુદ્રિત કલ્પશાસ્ત્રના ૭ વિભાગો પૈકી કયા વિભાગમાં ક્યાથી ક્યાં સુધીનાં પાનાં છે, કયો અર્થાધિકાર ઉદ્દેશ આદિ છે અને ભાષ્યની કઈ ગાથાથી ક્યાં સુધીની ગાથાઓ છે, એ આપવામાં આવેલ છે, જેથી વિદ્વાન મુનિવર્ગ આદિને પ્રસ્તુત શાસ્ત્રના અધ્યયન, સ્થાનઅન્વેષણ આદિમાં સુગમતા અને અનુકૂળતા રહે.

૨. બીજા પરિશિષ્ટમાં કલ્પ ( પ્રા. કપ્પો ) મૂળશાસ્ત્રનાં સૂત્રો પૈકી જે સૂત્રોને નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ કે ટીકામાં જે જે નામથી ઓળખાવ્યાં છે, તેની અને તેનાં સ્થળોની નોંધ આપવામાં આવી છે.

૩. ત્રીજા પરિશિષ્ટમાં આખાય મૂળ કલ્પશાસ્ત્રનાં બધાંય સૂત્રોનાં નામોની—જેનાં નામો નિર્યુક્તિ–ભાષ્યકારાદિએ આપ્યાં નથી તે સુધ્ધાંની—યોગ્યતા વિચારીને ક્રમવાર સળંગ નોંધ આપવામા આવી છે. તેમ જ સાથે સાથે જે જે સૂત્રોનાં નામોના અમે ફેરફાર આદિ કરેલ છે તેનાં કારણો વગેરે પણ આપવામાં આવ્યાં છે.

૪. ચોથા પરિશિષ્ટમાં કલ્પમહાશાસ્ત્રની નિર્યુક્તિગાથાઓ અને ભાષ્યગાથાઓ એકાકાર થઈ જવા છતાં ટીકાકાર આચાર્ય શ્રી ક્ષેમકીર્તિસૂરિએ તે ગાથાઓને જુદી પાડવા માટે જે પ્રયત્ન કર્યો છે, તેમાં જુદાં જુદાં પ્રત્યન્તરો અને ચૂર્ણિ, વિશેષચૂર્ણિ જોતાં પરસ્પરમા કેવી સંવાદિતા અને વિસંવાદિતા છે તેની વિભાગશઃ નોંધ આપી છે.

૫ પાંચમા પરિશિષ્ટમાં કલ્પભાષ્યની ગાથાઓનો અકારાદિક્રમ આપ્યો છે.

૬. છઠ્ઠા પરિશિષ્ટમાં કલ્પટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિ અને શ્રી ક્ષેમકીર્તિસૂરિએ ટીકામાં સ્થાને સ્થાને જે અનેકાનેક શાસ્ત્રીય ઉદ્ધરણો આપ્યાં છે, તેનો અકારાદિક્રમ, તે તે ગ્રંથોના યથાપ્રાપ્ત સ્થાનાદિનિર્દેશપૂર્વક આપવામાં આવ્યો છે.

૭ સાતમા પરિશિષ્ટમાં ભાષ્યમાં તથા ટીકામાં આવતા લૌકિક ન્યાયોની નોંધ આપવામાં આવી છે. એ નોંધ, નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલ "લૌકિકન્યાયાંજલિ" જેવા સંગ્રહકારોને ઉપયોગી થાય, એ દૃષ્ટિએ આપવામાં આવી છે કેટલીક વાર આવા પ્રાચીન ગ્રંથોમાં પ્રસંગોપાત્ત જે લૌકિક ન્યાયોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હોય છે, તે ઉપરથી તે તે લૌકિક ન્યાયો કેટલા પ્રાચીન

છે તેનો ઇતિહાસ મળી જાય છે. તેમ જ તેવા ન્યાયોનું વિવેચન પણ આવા ગ્રંથોમાંથી પ્રાપ્ત થઈ જાય છે.

૮. આઠમા પરિશિષ્ટમાં વૃત્તિકારોએ વૃત્તિમાં દર્શાવેલા સૂત્ર તથા ભાષ્યવિષયક પાઠભેદોનાં સ્થળોની નોંધ આપવામાં આવી છે.

૯–૧૦. નવમા–દશમા પરિશિષ્ટોમાં વૃત્તિકારોએ વૃત્તિમાં ઉલ્લિખિત ગ્રંથ અને ગ્રંથકારોનાં નામોની યાદી આપવામાં આવી છે.

૧૧ અગિયારમા પરિશિષ્ટમાં કલ્પભાષ્ય, વૃત્તિ, ટિપ્પણી આદિમાં આવતાં વિશેષનામોનો અકારાદિક્રમથી કોશ આપવામાં આવ્યો છે

૧૨. બારમા પરિશિષ્ટમાં કલ્પશાસ્ત્રમાં આવતા અગિયારમા પરિશિષ્ટમાં આપેલાં વિશેષનામોની વિભાગવાર નોંધ આપવામાં આવી છે.

૧૩ તેરમા પરિશિષ્ટમા આખા કલ્પમહાશાસ્ત્રમા આવતા, પુરાતત્ત્વવિદોને ઉપયોગી અનેકવિધ ઉલ્લેખોની વિસ્તૃત નોધ આપવામાં આવી છે આ પરિશિષ્ટ અતિઉપયોગી હોઈ એની વિસ્તૃત વિષયાનુક્રમણિકા, ગ્રંથના પ્રારભમા આપેલ વિષયાનુક્રમમા આપવામાં આવી છે. આ પરિશિષ્ટને જોવાથી પુરાતત્ત્વવિદોના ધ્યાનમા એ વસ્તુ આવી જશે કે જૈન આગમોના વિસ્તૃત ભાષ્ય, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ, ટીકા વગેરેમા તેમને ઉપયોગી થાય તેવી ઐતિહાસિક, ભૌગોલિક, સામાજિક, સાંપ્રદાયિક તેમ જ વિવિધ વિષયને લગતી કેવી અને કેટલી વિપુલ સામગ્રી ભરી પડી છે, અને કથાસાહિત્ય, ભાષાસાહિત્ય આદિને લગતી પણ ઘણી સામગ્રી છે પ્રસ્તુત પરિશિષ્ટમાં મે તો માત્ર મારી દૃષ્ટિએ જ અમુક ઉલ્લેખોની તારવણી આપી છે, પરંતુ, હું પુરાતત્ત્વવિદોને ખાતરી આપું છું કે, આ મહાશાસ્ત્રરત્નાકરમાં આ કરતાંય વિપુલ સામગ્રી ભરી પડી છે

અંતમાં ગીતાર્થ જૈન મુનિવરો અને વિદ્વાનોની સેવામાં પ્રાર્થના છે કે, અમે ગુરુ-શિષ્યે પ્રસ્તુત મહાશાસ્ત્રને સર્વાંગપૂર્ણ બનાવવા કાળજીભર્યો પ્રયત્ન કર્યો છે, તે છતા અમારી સમજની ખામીને લીધે જે જે સ્ખલનાઓ થઈ હોય તેની ક્ષમા કરે, સુધારે અને અમને સૂચના પણ આપે અમે તે તે મહાનુભાવોના સદા માટે ઋણી રહીશું

સંવત્ ૨૦૦૮, કાર્તિક શુદિ ૧૩;

બિકાનેર ( રાજસ્થાન )

# કલ્પસૂત્ર*

## કલ્પસૂત્રની પ્રતિઓનું સ્વરૂપ

**ભાષા અને મૌલિક પાઠો**—આજે આપણા સામે કલ્પસૂત્રની જે પ્રાચીન તાડપત્રીય કે કાગળની પ્રતિઓ વિદ્યમાન છે, તેમા વિક્રમના તેરમા સૈકા પહેલાંની એક પણ પ્રતિ નથી. તેમાં પણ ખંભાતના શ્રી શાંતિનાથજીના પ્રાચીન તાડપત્રીય ભંડારની એક પ્રતિ, કે જે વિક્રમ સંવત ૧૨૪૭મા લખાયેલી છે, તેને બાદ કરતાં બાકીની બધીય પ્રતિઓ વિક્રમના ચૌદમા અને પંદરમા સૈકાની અને મોટા ભાગની પ્રતિઓ તે પછીના સમયમાં લખાયેલી છે. આ બધી પ્રતિઓમાં ભાષાદૃષ્ટિએ અને પાઠોની દૃષ્ટિએ ઘણું ઘણું સમ-વિષમપણું છે, અને પડી ગયેલા પાઠો, ઓછાવત્તા પાઠો તેમ જ અશુદ્ધ પાઠોની પરંપરા વિષે તો પૂછવાનું જ શું હોય! આજે આપણા માટે અતિદુઃખની વાત એ છે કે, જેસલમેરદુર્ગના ખરતરગચ્છીય યુગપ્રધાન-પ્રવર આચાર્યશ્રી જિનભદ્રસૂરિના પ્રાચીનતમ જૈન જ્ઞાનભંડારમાંથી મળી આવેલ અનુમાન દશમા સૈકાની આસપાસમાં લખાયેલી વિશેષાવશ્યક મહાભાષ્યની પ્રતિ જેવા કોઈ રડ્યાખડ્યા અપવાદ સિવાય, કોઈ પણ જૈન આગમની મૌલિક પ્રાચીન કે અર્વાચીન સાદ્યંત સાંગોપાંગ અખંડ શુદ્ધ પ્રતિ એક પણ આપણા સમક્ષ નથી તેમ જ ચૂર્ણિકાર, ટીકાકાર આદિએ કેવા પાઠો કે આદર્શને અપનાવ્યા હતા એ દર્શાવનાર આદર્શો-પ્રતિઓ પણ આપણા સામે નથી આ કારણસર કલ્પસૂત્રની મૌલિક ભાષા ને તેના મૌલિક પાઠોના સ્વરૂપનો નિર્ણય કરવો આપણા માટે અતિદુષ્કર વસ્તુ છે અને એ જ કારણને લીધે આજના દેશી-પરદેશી ભાષાશાસ્ત્રજ્ઞ વિદ્વાનોએ આજની અતિઅર્વાચીન હસ્તપ્રતિઓના આધારે જૈન આગમોની ભાષા વિષે જે કેટલાક નિર્ણયો બાંધેલા છે કે આપેલા છે, એ માન્ય કરી શકાય તેવા નથી જર્મન વિદ્વાન **ડૉ. એલ. આલ્સડોર્ફ** મહાશય ચાલુ વર્ષમાં જેસલમેર આવ્યા ત્યારે તેમની સાથે આ વિષેની ચર્ચા થતાં, તેમણે પણ આ વાતને માન્ય રાખીને જણાવ્યું હતુ કે "આ વિષે પુનઃ ગંભીર વિચાર કરવાની જરૂરત છે"

આ પરિસ્થિતિમાં કલ્પસૂત્રની મૌલિક ભાષા અને તેના મૌલિક પાઠોની ચિંતાને જતી કરીને, માત્ર એની અત્યારે મળી શકતી પ્રાચીન પ્રતિઓ અને ચૂર્ણિ, ટિપ્પનક, ટીકાકાર વગેરેનો આશ્રય

* 'કલ્પસૂત્ર'ના સંપાદનની (પ્રકાશક—શ્રી સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ, સને ૧૯૫૨) પ્રસ્તાવનામાંથી.

લઈ મૌલિક પાઠોની નજીકમાં આવી શકે તેવી આવૃત્તિ તૈયાર કરવા પ્રયત્ન કર્યો છે અને તે સાથે વિવિધ પાઠભેદો અને પ્રત્યન્તરોની નોંધ પણ તે તે સ્થળે આપી છે. શ્રી **ચૂર્ણિકાર** ભગવાન સામે જે કેટલાક પાઠો હતા, તે આજની અમે તપાસેલી સખ્યાબંધ પ્રતિઓ પૈકી કોઈ પણ પ્રતિમાંથી મળી શક્યા નથી ટિપ્પનકકાર શ્રી **પૃથ્વીચન્દ્રસૂરિ** પણ કેટલીક વાર ચૂર્ણિકારને જ અનુસરે છે, પણ તેટલામાત્રથી એમ માની લેવું ન જોઈએ કે તેમણે એ બધા પાઠો પ્રત્યન્તરોમાં નજરે જોયા જ હશે કલ્પકિરણાવલિકાર મહોપાધ્યાય શ્રી **ધર્મસાગરજી** અનેકાનેક પાઠભેદોની નોંધ સાથે ચૂર્ણિકારે સ્વીકારેલા પાઠોની નોંધ આપે છે, પરંતુ તેથી ચૂર્ણિકાર ભગવાને માન્ય કરેલા પાઠો તેમણે કોઈ પ્રતિમાં જોયા હોય તેમ માનવાને કશું જ કારણ નથી એક વાત ખાસ નોંધપાત્ર છે કે, ખંભાતની સં. ૧૨૪૭ વાળી પ્રતિ, જે મારા પ્રસ્તુત સંશોધનમાં સામેલ છે તે, કિરણાવલી ટીકાકાર સામે પણ જરૂર હાજર હતી આ પ્રતિના પાઠભેદોની નોંધ કિરણાવલીકારે ઠેકઠેકાણે લીધી છે. ચૂર્ણિકાર મહારાજ સામે જે કેટલાક પાઠો હતા, તે આજની ટીકાઓ વાંચનારને નવા જ લાગે તેવા છે એ પાઠભેદોની નોંધ અમે ચૂર્ણિ અને ટિપ્પનકમાં તે તે સ્થળે પાદટિપ્પણીમા આપી છે અને આગળ ઉપર આ પ્રાસ્તાવિકમાં પણ આપીશું

**પ્રતિઓમાં શબ્દપ્રયોગોની વિભિન્નતા**—(૧) આજે કલ્પસૂત્રની જે સખ્યાબધ પ્રતિઓ આપણા સમક્ષ વિદ્યમાન છે તે પૈકી મોટા ભાગની પ્રાચીન પ્રતિઓમાં, જ્યાં શબ્દોચ્ચારમાં કઠિનતા ઊભી થતી હોય તેવાં સ્થળોમાં, અસ્પષ્ટ 'य' શ્રુતિવાળા જ પાઠો વ્યાપક રીતે જોવામાં આવે છે; જેમ કે, ऊणियाए, तित्थयरे, आययणं, आयाइसु, सव्वाउय ઇત્યાદિ; જ્યારે કોઈ કોઈ પ્રાચીન પ્રતિઓમાં અને કેટલીક અર્વાચીન પ્રતિઓમાં 'य' શ્રુતિ વિનાના જ પાઠો વ્યાપક રીતે જોવામાં આવે છે આ વિષે પ્રાચીનતા કયા પ્રયોગની, એ નિર્ણય કરવો મુશ્કેલ છે તે છતાં એટલી વાત તો ચોક્કસ જ છે કે, आअअणं, आआइंसु, वअण वगेरे શબ્દો જે રીતે લખાય છે તે રીતે બોલવા ઘણા મુશ્કેલીભર્યા આપણી જીભને લાગે છે સંભવ છે, અતિપ્રાચીન કાળમાં આ શબ્દો આ રીતે જ લખાતા હોય અને ઉચ્ચારમાં 'य' શ્રુતિ કરાતી હોય એ 'य' શ્રુતિને જ વૈયાકરણોએ સૂત્ર તરીકે અપનાવી લીધી હોય આ વિષે ગમે તે હો, પણ આપણી જીભ તો આવા પ્રયોગોના ઉચ્ચારણમાં વિષમતા જરૂર અનુભવે છે અને આવા પ્રયોગો સ્પષ્ટ ઉચ્ચારણ માટે આપણી ધીરજ પણ માગી લે છે એ ધીરજ વ્યાપક રીતે દુર્લભ હોવાથી અર્વાચીન પ્રાકૃત ભાષામાં 'य' શ્રુતિએ વ્યાપકપણું લીધું હોવાનો વધારે સંભવ છે

(૨) પ્રાકૃત ભાષામાં જ્યાં અસ્પષ્ટ 'य' શ્રુતિ કરવામાં આવે છે, ત્યાં કલ્પસૂત્રની કેટલીક પ્રતિઓમાં 'इ' કરાયેલો પણ જોવામાં આવે છે, જેમ કે चइं चइत्ता વગેરે. આવા પ્રયોગો પ્રાચીન પ્રાકૃત ગ્રંથમાં ઘણે સ્થળે જોવામાં આવે છે આચાર્ય શ્રી **ધર્મઘોષસૂરિએ ચૈત્યવંદનભાષ્ય** ઉપરની **સંઘાચાર-ટીકામાં** આપેલી પ્રાકૃત કથાઓમાં આવા પ્રયોગો જ વ્યાપક રીતે આપેલા છે, જેને લીધે ક્યારેક ક્યારેક અર્થ મેળવવામાં ગૂંચવણ પણ ઊભી થાય છે એ ગમે તેમ હો, પ્રયોગોની પસંદગી એ ગ્રંથકારોની ઇચ્છા ઉપર જ આધાર રાખે છે.

(૩) અર્વાચીન પ્રાકૃત ભાષામાં અને ગ્રંથપ્રતિઓમા "ह्रस्वः संयोगे" (सिद्धहेम ૮–૧–૮૪) એ વ્યાકરણનિયમને અનુસરીને સંયોગમાં गुत्त थुत्त पुण्णिमा वुक्कंत વગેરેમાં હ્રસ્વ સ્વરનો પ્રયોગ જોવામાં આવે છે, પરંતુ પ્રાચીન કાળની પ્રાકૃત ભાષાઓમાં આ નિયમને કશું જ સ્થાન ન હતું. એ જ કારણ છે કે પ્રાકૃત ભાષાના દરેકેદરેક આગમગ્રંથો, પ્રકરણગ્રંથો તેમ જ કથાસાહિત્ય ગ્રંથોની પ્રાચીન, પ્રાચીનતમ લિખિત પ્રતિઓમા હ્રસ્વ સ્વરને બદલે गोत्त, थोत्त, पोण्णिमा, वोक्कंत એ પ્રમાણે

સૂચક તરીકે फ, फ्रा કે फा, फ्रा અક્ષર વાપરવામાં આવ્યો છે. તાડપત્રીય પ્રતિઓમાં એક બાજુ આ અક્ષરાંકો દ્વારા જ પત્રાંક સૂચવવામાં આવે છે. જેમને આ અક્ષરાંકોનું જ્ઞાન નથી હોતું તે આવા અક્ષરાંકોને ગ્રંથમાંના ચાલુ પાઠના અક્ષર તરીકે માની લેવા કે અર્થસંગતિ કરવા પ્રયત્ન કરે છે અથવા એ અક્ષરાંકોને નકામા સમજી કાઢી નાખે છે. આ અક્ષરાંકોનું જ્ઞાન પાછલા જમાનામાં વીસરાઈ જવાને લીધે ગ્રંથોમાં ઘણા ગોટાળા થયા છે અને પ્રતિઓનાં પાનાં અસ્તવ્યસ્ત રીતે લખાઈ ગયાં છે, જેની માઠી અસર આપણે પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્ય ભગવાન શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજના **અનુયોગદ્વારચૂર્ણિ** આદિના સંપાદન અને સંશોધનમાં જોઈ શકીએ છીએ પૂજ્યપાદશ્રી સમક્ષ આદર્શો અસ્તવ્યસ્ત આવ્યા અને તેઓ વધારે પ્રત્યન્તરો મેળવવાની આવશ્યકતા નહોતી ગણતા, એટલે ઉપરોક્ત અસરનું પ્રતિબિંબ તેમના સંપાદનમાં આવી જ જાય, એમાં શંકાને સ્થાન જ ન હોય આ તો થઈ સંક્ષિપ્ત પાઠોની વાત હવે આપણે બેવડાયેલા પાઠો વિષે જોઈએ—

કલ્પસૂત્રમાં આર્ષ સૂત્રપદ્ધતિ હોવાને લીધે સ્થાને સ્થાને કેટલીક વાર પાઠોનો બેવડો ઉચ્ચાર કરવાનો હોય છે, આવે સ્થળે તેને કેટલીક વાર ટૂંકાવવામાં આવે છે. આ ટૂંકાવવાનો ક્રમ કોઈ પણ પ્રતિમાં આદિથી અંત સુધી એકધારો નથી, જેમ કે वामं जाणुं अंचेइ, वामं जाणुं अंचित्ता આ પાઠને કોઈ પ્રતિમાં वामं जाणुं अंचेइ, वा२त्ता આમ લખેલો હોય છે, તો કોઈ પ્રતિમાં वामं जाणुं अंचेई, २ त्ता એમ લખેલો છે, જ્યારે કોઈ પ્રતિમાં वामं जाणुं अंचेइ, २ अंचित्ता એમ લખેલું છે. મે પ્રથમથી જ જણાવી દીધું છે કે મારા સંપાદનમાં એક પ્રતિને મુખ્ય તરીકે સ્વીકારીને હું ચાલ્યો છું, એટલે હું આશા રાખું છું કે મારા સંપાદન દ્વારા આ બધી વિવિધતા સહેજે જ વિદ્વાનોના ખ્યાલમાં આવી જશે અને એથી આવા વિવિધ અને વિચિત્ર પાઠભેદોને મે જતા કર્યા છે.

## કલ્પસૂત્ર શું છે?

'પ્રસ્તુત **કલ્પસૂત્ર**, એ કોઈ સ્વતંત્ર સૂત્ર છે કે કોઈ સૂત્રનો અવાન્તર વિભાગ છે?'—એ વિષે શ્વેતાંબર જૈન શ્રીસંઘમાં—જેમાં સ્થાનકવાસી અને તેરાપંથી શ્રીસંઘનો પણ સમાવેશ થાય છે—ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતા ચાલુ છે. શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રીસંઘ—જેમાં દરેકેદરેક ગચ્છોનો સમાવેશ થાય છે—એકીઅવાજે એમ કહે છે અને માને છે કે, કલ્પસૂત્ર એ કોઈ સ્વતંત્ર ગ્રંથ નથી, નવીન ગ્રંથ નથી, પરંતુ **દશાશ્રુતસ્કંધ** નામના છેદઆગમનો આઠમા અધ્યયન તરીકેનો એક મૌલિક અને પ્રાચીનતમ વિભાગ છે, અને તેના પ્રણેતા ચતુર્દશપૂર્વવિદ્ સ્થવિર **આર્ય ભદ્રબાહુસ્વામી** છે, જ્યારે સ્થાનકવાસી અને તેરાપંથી શ્રીસંઘો, દશાશ્રુતસ્કંધસૂત્રની કેટલીક પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં પ્રસ્તુત આઠમા અધ્યયનરૂપ કલ્પસૂત્રની અતિસંક્ષિપ્ત વાચનાને જોઈને, એમ માની લે છે કે, ચાલુ અતિવિસ્તૃત કલ્પસૂત્ર એ એક નવું સૂત્ર છે આ બન્નેય માન્યતા અંગે પ્રામાણિક અને સ્પષ્ટ સમાધાન અને ઉત્તર મેળવવાના સબળ સાધન તરીકે આપણા સામે **દશાશ્રુતસ્કંધસૂત્રની નિર્યુક્તિ** અને એ સૂત્ર ઉપરની ચૂર્ણિ, કે જે નિર્યુક્તિગ્રંથને આવરીને રચાયેલી છે, એ બે છે આ નિર્યુક્તિ અને ચૂર્ણિ એ બન્નેય કલ્પસૂત્ર ઉપરના વ્યાખ્યાગ્રંથો છે નિર્યુક્તિ ગાથારૂપે-પદ્યરૂપે પ્રાકૃત વ્યાખ્યાગ્રંથ છે. નિર્યુક્તિ કે જે સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી વિરચિત છે, અને ચૂર્ણિ કે જેના પ્રણેતા કોણ?—એ હજુ સુધી જાણવામાં નથી આવ્યું; તે છતાં આ બન્નેય વ્યાખ્યાગ્રંથો ઓછામાં ઓછું સોળસો વર્ષ પૂર્વેની રચનાઓ છે, એમાં લેશ પણ શંકાને અવકાશ નથી. કલ્પસૂત્ર ઉપરના આ બન્નેય વ્યાખ્યાગ્રંથો કે જે વ્યાખ્યાગ્રંથો મેં પ્રસ્તુત કલ્પસૂત્ર સાથે સંશોધન કરીને સંપાદિત કર્યા છે, તેનુ

બારીકાઈથી અધ્યયન અને તુલના કરતાં નિર્યુક્તિ-ચૂર્ણિમાં જે હકીકત અને સૂત્રાંશોનુ વ્યાખ્યાન જોવામાં આવે છે, એ ઉપરથી સ્થાનકવાસી અને તેરાપથી શ્રીસઘના ગીતાર્થોને પ્રસ્તુત કલ્પસૂત્રને કલ્પિત માની લેવાને કશું જ કારણ નથી મળતું તેમ જ દશાશ્રુતસ્કધ સૂત્રની ચૌદમા સૈકાના પ્રારંભમાં લખાયેલી અનેક પ્રતિઓ આજે વિદ્યમાન છે, જેમાં પ્રસ્તુત કલ્પસૂત્ર આઠમા અધ્યયન તરીકે સળગ અને સપૂર્ણ લખાયેલુ છે આથી કોઈને એમ કહેવાને તો કારણ જ નથી રહેતું કે સ્થાનકવાસી અને તેરાપંથી સંપ્રદાય સામે કોઈ કલ્પિત આરોપો ઊભા કરવા માટે કે કલ્પિત ઉત્તરો આપવા માટેના સાધન તરીકે આ સૂત્ર રચી કાઢવામાં આવ્યું છે જો આમ હોત તો સ્વતત્ર કલ્પસૂત્ર કે એ કલ્પસૂત્રગર્ભિત દશાશ્રુતસ્કધસૂત્રની આજે વિક્રમ સવત ૧૨૪૭થી લઈને જે અનેકાનેક પ્રાચીન તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલી પ્રતિઓ મળે છે તે મળતી ન હોત તેમ જ ઉપર જણાવેલી પ્રતિઓ ઉપરાંત નિર્યુક્તિ અને ચૂર્ણિમા આ કલ્પસૂત્રનુ વ્યાખ્યાન કરવામાં આવ્યુ છે તે પણ ન હોત પ્રસ્તુત કલ્પસૂત્ર સાથે પ્રસિદ્ધ કરેલી નિર્યુક્તિ અને ચૂર્ણિ, એ કોઈ સ્વતત્ર વ્યાખ્યાગ્રથો નથી, પરતુ દશાશ્રુતસ્કંધસૂત્ર ઉપરની નિર્યુક્તિ અને ચૂર્ણિઓમાંથી કલ્પસૂત્ર પૂરતો જુદો પાડી લીધેલો અશ જ છે, એ ધ્યાનમા રહે

## કલ્પસૂત્રનું પ્રમાણ

કલ્પસૂત્ર કેવડુ અને કેવા સ્વરૂપમાં હોવુ જોઈએ, એ વિષે આજે પાશ્ચાત્ય વિદ્વાનો અને તેમના મતને માન્ય કરનાર આપણા દેશના વિદ્વાનો એક જુદી જ માન્યતા ધરાવે છે. તેમનુ ધારવું છે કે, કલ્પસૂત્રમાં ચૌદ સ્વપ્ન આદિને લગનાં કેટલાંક આલંકારિક વર્ણનો વગેરે કલ્પસૂત્રમાં પાછળથી ઉમેરાયેલાં છે સ્થવિરાવલી અને સામાચારીનો કેટલોક અશ પણ પાછળથી ઉમેરાયેલો હોવાનો સંભવ છે. આ વિષે મારા અધ્યયનને અતે મને જે જણાયું છે તે અહી જણાવવામાં આવે છે—

આજે આપણા સમક્ષ કલ્પસૂત્રની જે પ્રતિઓ છે, તે પૈકી ખંભાતના શ્રીશાંતિનાથના તાડપત્રીય ભંડારની પ્રતિ વિ સં ૧૨૪૭માં લખાયેલી હોઈ સૌ કરતાં પ્રાચીન છે; તેમાં ચૌદ સ્વપ્નને લગતો વર્ણકગ્રથ બિલકુલ છે જ નહિ તેમ જ મેં મારા સશોધન માટે જે ૭ પ્રતિઓનો સંપૂર્ણપણે ઉપયોગ કર્યો છે તે પૈકી ग અને छ એ બે પ્રતિઓમાં સ્વપ્નને લગતો વર્ણકગ્રથ પ્રકારાન્તરે અને અતિ સક્ષિપ્ત છે, જ્યારે બીજી પ્રતિઓમાં વર્તમાનમાં પ્રચલિત સ્વપ્ન વિષેનો વર્ણકગ્રથ અક્ષરશ. મળે છે આ રીતે ચૌદ સ્વપ્ન વિષે ત્રણ વાચનાન્તરો મારા જોવામા આવ્યા છે શ્રીમાન ચૂર્ણિકાર અને તેમને પગલે ચાલનાર ટિપ્પનકકાર પણ સ્વપ્નસબધી વર્ણકગ્રંથ માટે સર્વથા ચૂપ જ છે; સ્વપ્નસંબધી વર્ણકગ્રંથના એક પણ શબ્દની તેઓ વ્યાખ્યા નથી કરતા આ બધું જોતા સ્વપ્ન સંબધી પ્રચલિત વર્ણકગ્રંથ અગેના મૌલિકપણા વિષે જરૂર શકાને સ્થાન છે પરતુ તે સાથે બીજો પ્રશ્ન એ ઊભો થાય છે કે ત્રિશલા ક્ષત્રિયાણી ચૌદ સ્વપ્નોને જોઈને જાગે છે, એ સ્વપ્નોનાં નામ પછી તરત જ तए णं सा तिसला खत्तियाणी इमे एयारूवे ओराले चोद्दस महासुमिणे पासित्ता णं पडिबुद्धा સૂત્ર આવે છે; અર્થાત્ "ત્રિશલા ક્ષત્રિયાણી આ અને આ પ્રકારનાં ઉદાર ચૌદ મહાસ્વપ્નને જોઈને જાગી" એ સૂત્રમાં "આ અને આ પ્રકારનાં ઉદાર" એ વાક્ય જોતાં આપણને સહેજે એ પ્રશ્ન થાય છે કે "આ પ્રકારના ઉદાર એટલે કેવાં ઉદાર ?" આ જાતનો પ્રશ્ન કે જિજ્ઞાસા, આપણને ચૌદ સ્વપ્નને લગતા વર્ણકગ્રંથના અસ્તિત્વની કલ્પના તરફ ખેંચી જાય છે અને આ કારણસર આ ઠેકાણે ચૌદ સ્વપ્નને લગતા કોઈ ને કોઈ પ્રકારના વર્ણકગ્રથનું હોવું એ અનિવાર્ય બની જાય છે. પરંતુ જ્યાં

ગુરુસ્વરનો પ્રયોગ જ મુખ્યતવે જોવામાં આવે છે. અને આ જ નિયમ કલ્પસૂત્રને પણ લાગુ પડે છે.

(૪) પ્રાચીન કાળમાં પ્રાકૃત ભાષામાં માત્ર सन्ति कन्ति भन्ति વગેરે પ્રયોગોમાં પરસવર્ણ તરીકે 'न' વ્યંજનને સ્થાન હતું, તે સિવાય પ્રાકૃતમાં 'न' વ્યંજન સ્વીકારવામાં જ નહોતો આવ્યો. એ જ કારણ છે કે કોઈ પણ પ્રાકૃત ભાષાના ગ્રંથની પ્રાચીન હાથપોથીઓમાં 'न' ને બદલે णमो, णरं व णारी वा, णाण वगेरेमां 'ण' નો પ્રયોગ જ જોવામાં આવે છે **નાટ્યશાસ્ત્રના** પ્રણેતા મહર્ષિ **ભરતે** તેમના નાટ્યશાસ્ત્રમાં અધ્યાય ૧૭માં જ્યાં પ્રાકૃત ભાષાના નિયમો આપ્યા છે, ત્યા તેમણે નીચેના પદ્ય દ્વારા પ્રાકૃત ભાષામાં 'न' નથી એમ જણાવ્યું છે—

ए–ओकारपराइं, अंकारपरं च पायए णत्थि ।
व–स्गारमज्झिमाणि य, क–चवग्ग–तवग्गणिहणाइं ॥

કલ્પ(બૃહત્કલ્પ)સૂત્ર ચૂર્ણિકારે તેમ જ ટીકાકાર આચાર્ય શ્રી **મલયગિરિસૂરિએ** પણ **કલ્પભાષ્યની** सक्कयपाययवयणाण० ગા૦ ૨ ના વ્યાખ્યાનમાં પણ પ્રાકૃતલક્ષણનો નિર્દેશ કરતાં ઉપર્યુક્ત **ભરત**મુનિપ્રણીત લક્ષણગાથાનો જ ઉલ્લેખ કર્યો છે.

(૫) અર્વાચીન પ્રાકૃતમાં " क–ग–च–ज–त–द–प–य–वां–प्रायो लुक् " ( सिद्धहेम ८–१–१७७) આ નિયમનું અનુસરણ જેવું જોવામાં આવે છે તેવું અને તેટલું પ્રાચીન કાળમાં ન હતું તેમ જ " ख–घ–थ–भाम् " ( सिद्धहेम ८–१–१८७ ) વગેરે નિયમોને પણ એટલું સ્થાન ન હતું. આ કારણસર પ્રાચીન પ્રાકૃત અને અર્વાચીન પ્રાકૃતમાં ઘણી વાર શબ્દપ્રયોગોની બાબતમાં સમ–વિષમતા જોવામાં આવે છે.

(૬) આ ઉપરાંત કલ્પસૂત્રની પ્રતિઓમાં જ્યાં સામાસિક પદો છે ત્યાં હ્રસ્વદીર્ઘસ્વર તેમ જ વ્યંજનોના દ્વિર્ભાવ–અદ્વિર્ભાવ વગેરેને લક્ષીને શબ્દપ્રયોગોમાં કે પાઠોમાં ઘણો ઘણો વિપર્યાસ જોવામાં આવે છે, જે મોટે ભાગે નકલ કરનાર લેખકોને આભારી છે.

ઉપર મેં સંક્ષેપમાં પ્રાચીન અર્વાચીન પ્રાકૃત ભાષા અંગેના નિયમો વિષે જે કાંઈ જણાવ્યું છે, તેને લીધે પ્રાચીન-અર્વાચીન ગ્રંથપ્રતિઓમા શબ્દપ્રયોગોની સમ-વિષમતાને લગતા ઘણા ઘણા પાઠભેદો થઈ ગયા છે. આ પાઠભેદો સ્વાભાવિક રીતે જ થઈ ગયા નથી, પરંતુ પાછળના આચાર્યોએ જાણીબૂજીને પણ આ શબ્દપ્રયોગોને સમયે સમયે બદલી નાખ્યા છે; અથવા પ્રાચીન પ્રાકૃતભાષાના પ્રયોગો સાથેનો સંપર્ક ઓછો થવાને લીધે જ્યારે મુનિવર્ગ સહેલાઈથી તે તે શબ્દપ્રયોગોના મૂળને સમજી શકતો ન હોવાથી શ્રી અભયદેવાચાર્ય, શ્રી મલયગિરિ આચાર્ય વગેરેને તે તે શબ્દપ્રયોગો બદલી નાખવાની આવશ્યકતા જણાઈ અને તેમણે તે તે શબ્દપ્રયોગોને બદલી પણ નાખ્યા છે. આમ કરવાથી ગ્રંથનો વિષય સમજવામાં સરળતા થઈ, પરંતુ બીજી બાજુ જૈન આગમોની મૌલિક ભાષામાં ઘણું જ પરિવર્તન થઈ ગયુ; જેને લીધે આજે ' જૈન આગમોની મૌલિક ભાષા કેવી હતી ' તે શોધવાનુ કાર્ય દુષ્કર જ થઈ ગયુ. આ પરિવર્તન માત્ર અમુક આગમ પૂરતું મર્યાદિત નથી, પરંતુ દરેકેદરેક આગમમાં અને એથી આગળ વધીને ભાષ્ય–ચૂર્ણિગ્રંથોમાં સુધ્ધાં આ ભાષાપરિવર્તન દાખલ થઈ ગયું છે. એટલે જૈન આગમોની મૌલિક ભાષાના શોધકે જૈન આગમ–ભાષ્ય આદિની જુદા જુદા કુલની પ્રતિઓ એકત્ર કરીને અતિ ધીરજથી આ નિર્ણય કરવાની જરૂરત છે.

આ સ્થળે, જરા વિષયાંતર થઈને પણ, એટલું જણાવવું અતિ આવશ્યક માનુ છું કે, ભાષા-દૃષ્ટિએ જૈન આગમોનું અધ્યયન કરનારે જેસલમેરના કિલ્લાના શ્રી જિનભદ્રીય જ્ઞાનભંડારની તેમ જ

લોંકાગચ્છના ભંડારની અને તે ઉપરાંત આચાર્યવર શ્રી જમ્બૂસૂરિ મહારાજના જ્ઞાનભંડારની ભગવતી-સૂત્રની—એમ તાડપત્રીય પ્રાચીન ત્રણેય પ્રતિઓ જરૂર જોવી જોઈએ પાટણ શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં પધરાવેલા સંઘના જ્ઞાનભંડારની અનુયોગદ્વારસૂત્રની પ્રતિ પણ જોવી જોઈએ. જેસલમેરના કિલ્લાના ઉપર્યુક્ત ભંડારની અનુમાન દશમા સૈકાની આસપાસમાં લખાયેલી વિશેષાવશ્યક ભાષ્યની પ્રતિ પણ ભૂલવી ન જોઈએ. આ ઉપરાંત જૈન આગમ ઉપરના ભાષ્યગ્રંથો અને ચૂર્ણિગ્રંથોનું પણ આ દૃષ્ટિએ અવલોકન કરવું જોઈએ આ બધા અવલોકનને પરિણામેય જૈન આગમોની મૌલિક ભાષાનું વાસ્તવિક દિગ્દર્શન કરાવવું અશક્યપ્રાય છે, તે છતાં આ રીતે એ ભાષાના નજીકમાં પહોંચી શકવાની જરૂર શક્યતા છે અસ્તુ, હવે મૂળ વિષય પર આવીએ

ઉપર જણાવવામાં આવ્યું તેમ, પાછળના આચાર્યોએ આગમસૂત્ર આદિની ભાષામાં સમયે સમયે ઘણું ઘણું પરિવર્તન જરૂર કર્યું છે, તે છતાં ઘણેય સ્થળે તે તે મૌલિક ભાષાપ્રયોગો રહી જવા પામ્યા છે. એટલે એ રીતે, મેં જે પ્રતિને મારા સંશોધન અને સંપાદનમાં મૂળ તરીકે રાખી છે તેમાં પણ તેવા પ્રયોગો વિદ્વાનોને ઠેકઠેકાણે જોવા મળશે કેટલાક ખાસ તેવા પ્રયોગોના પાઠભેદો પણ આપવામાં આવેલા છે.

મારા સંશોધનમાં જે च–छ નામની પ્રતિઓ છે, તેમાં 'त'કારબહુલ પાઠો છે ભરતનાટ્ય-શાસ્ત્રના ૧૭મા અધ્યાયમાં ज्ञકારબહુલ, एકારબહુલ, नકારબહુલ, चકારબહુલ, उકારબહુલ, तકારબહુલ આદિ પ્રાકૃતભાષાપ્રયોગો વિષે જે, તે તે પ્રદેશની પ્રાકૃતભાષામાં કે ભાષાપ્રિયતાને લક્ષીને વહેંચણી કરવામાં આવી છે તે, તે કાળમાં ભલે પ્રચલિત કે ઉચિત હો; પરંતુ પાછળના જમાનામાં તો પ્રાકૃત-ભાષા દરેકેદરેક પ્રદેશમાં ખીચડું બની ગઈ છે અને તે જ રીતે વિવિધ કારણોને આધીન થઈને જૈન આગમોની મૌલિક ભાષા પણ ખીચડું જ બની ગઈ છે એટલે જૈન આગમોની મૌલિક ભાષાનું અન્વેષણ કરનારે ઘણી જ ધીરજ રાખવી જરૂરી છે

**સૂત્રાંક**—આજે આપણા સામે કલ્પસૂત્રની જે પ્રાચીન પ્રતિઓ તાડપત્રીય કે કાગળની વિદ્યમાન છે, તે પૈકી કોઈમાં પણ સૂત્રોના અંકો નથી માત્ર સોળમા–સત્તરમા સૈકાની,—ખાસ કરી સત્તરમા સૈકાની—પ્રતિઓમાં સૂત્રાંકની પદ્ધતિ મળે છે પરંતુ તે સૂત્રાંકસંખ્યા ઘણી વાર તો મેળ વિનાની જોવામાં આવે છે એટલે મેં જે સૂત્રાંકો આપ્યા છે તે મારી દૃષ્ટિએ આપ્યા છે ઉપર જણાવેલી પ્રતિઓમાં થેરાવલીમાં સૂત્રાંક છે જ નહિ અને સામાચારીમાં પણ કેટલીકમાં જ મળે છે; પરંતુ આ રીતથી એ પ્રતિઓમાં મોટે ભાગે સૂત્રાંકોનું અખંડપણું જળવાયું નથી; જ્યારે મેં સૂત્રાંકોનું અખંડપણું જળવવા પ્રયત્ન કર્યો છે મેં જે સૂત્રવિભાગ કર્યો છે તેના ઔચિત્ય–અનૌચિત્યપણાની પરીક્ષાનું કાર્ય વિદ્વાનોને સોંપું છું

**સંક્ષિપ્ત અને બેવડા પાઠો**—કલ્પસૂત્રની પ્રાચીન–અર્વાચીન પ્રતિઓમાં કોઈમાં કોઈ ઠેકાણે તો કોઈમાં કોઈ ઠેકાણે એમ, વારંવાર આવતા શબ્દો કે પાઠોને સંક્ષિપ્ત કરવામાં આવ્યા છે. ઉદાહરણ તરીકે देवाणुप्पिया ને બદલે देवा, असणपाणखाइमसाइम ને બદલે अ। पा। खा। सा કે असण ૪ કે अ ૪ એમ કરવામાં આવ્યું છે ખંભાતની સં. ૧૨૪૭માં લખાયેલી પ્રતિમાં પ્રાચીન લેખન-પરંપરા જળવાયેલી હોઈ असण ण्क અથવા असण ण्क અને કોઈ ઠેકાણે असण ण्क એમ કરેલ છે જ્યાં એક શબ્દથી ચાર શબ્દ સમજી લેવાના હોય ત્યાં ચારના અંક તરીકે ण्क, ण्क કે ण्क અક્ષરનો પ્રયોગ કરવામાં આવતો. આ જ પ્રમાણે જ્યાં છ શબ્દો સમજી લેવાના હોય ત્યાં છ સંખ્યાના

સૂચક તરીકે फ, फ्रा કે फा, फ्रा અક્ષર વાપરવામાં આવ્યો છે તાડપત્રીય પ્રતિઓમાં એક બાજુ આં અક્ષરાંકો દ્વારા જ પત્રાંક સૂચવવામાં આવે છે જેમને આ અક્ષરાંકોનું જ્ઞાન નથી હોતું તે આવા અક્ષરાંકોને ગ્રંથમાંના ચાલુ પાઠના અક્ષર તરીકે માની લેવા કે અર્થસંગતિ કરવા પ્રયત્ન કરે છે અથવા એ અક્ષરાંકોને નકામા સમજી કાઢી નાખે છે આ અક્ષરાંકોનુ જ્ઞાન પાછલા જમાનામાં વીસરાઈ જવાને લીધે ગ્રંથોમાં ઘણા ગોટાળા થયા છે અને પ્રતિઓનાં પાનાં અસ્તવ્યસ્ત રીતે લખાઈ ગયાં છે, જેની માઠી અસર આપણે પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્ય ભગવાન શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજના **અનુયોગદ્વારચૂર્ણિ** આદિના સંપાદન અને સંશોધનમાં જોઈ શકીએ છીએ પૂજ્યપાદશ્રી સમક્ષ આદર્શો અસ્તવ્યસ્ત આવ્યા અને તેઓ વધારે પ્રત્યન્તરો મેળવવાની આવશ્યકતા નહોતી ગણતા, એટલે ઉપરોક્ત અસરનું પ્રતિબિંબ તેમના સંપાદનમાં આવી જ જાય, એમાં શંકાને સ્થાન જ ન હોય આ તો થઈ સંક્ષિપ્ત પાઠોની વાત. હવે આપણે બેવડાયેલા પાઠો વિષે જોઈએ—

કલ્પસૂત્રમાં આર્ષ સૂત્રપદ્ધતિ હોવાને લીધે સ્થાને સ્થાને કેટલીક વાર પાઠોનો બેવડો ઉચ્ચાર કરવાનો હોય છે; આવે સ્થળે તેને કેટલીક વાર ટૂંકાવવામાં આવે છે. આ ટૂંકાવવાનો ક્રમ કોઈ પણ પ્રતિમાં આદિથી અંત સુધી એકધારો નથી, જેમ કે वामं जाणु अचेइ, वाम जाणु अंचित्ता આ પાઠને કોઈ પ્રતિમાં वाम जाणुं अचेइ, वारत्ता આમ લખેલો હોય છે, તો કોઈ પ્રતિમાં वाम जाणुं अंचेई, २ त्ता એમ લખેલો છે, જ્યારે કોઈ પ્રતિમાં वाम जाणु अचेइ, २ अंचित्ता એમ લખેલુ છે. મેં પ્રથમથી જ જણાવી દીધું છે કે મારા સંપાદનમાં એક પ્રતિને મુખ્ય તરીકે સ્વીકારીને હું ચાલ્યો છું, એટલે હું આશા રાખું છું કે મારા સંપાદન દ્વારા આ બધી વિવિધતા સહેજે જ વિદ્વાનોના ખ્યાલમાં આવી જશે અને એથી આવા વિવિધ અને વિચિત્ર પાઠભેદોને મે જતા કર્યા છે.

## કલ્પસૂત્ર શું છે?

'પ્રસ્તુત **કલ્પસૂત્ર**, એ કોઈ સ્વતંત્ર સૂત્ર છે કે કોઈ સૂત્રનો અવાન્તર વિભાગ છે?'—એ વિષે શ્વેતાંબર જૈન શ્રીસંઘમાં—જેમાં સ્થાનકવાસી અને તેરાપંથી શ્રીસંઘનો પણ સમાવેશ થાય છે—ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતા ચાલુ છે શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રીસંઘ—જેમાં દરેકેદરેક ગચ્છોનો સમાવેશ થાય છે—એકીઅવાજે એમ કહે છે અને માને છે કે, કલ્પસૂત્ર એ કોઈ સ્વતંત્ર ગ્રંથ નથી, નવીન ગ્રંથ નથી, પરંતુ **દશાશ્રુતસ્કંધ** નામના છેદઆગમનો આઠમા અધ્યયન તરીકેનો એક મૌલિક અને પ્રાચીનતમ વિભાગ છે, અને તેના પ્રણેતા ચતુર્દશપૂર્વવિદ્ સ્થવિર **આર્ય ભદ્રબાહુસ્વામી** છે, જ્યારે સ્થાનકવાસી અને તેરાપંથી શ્રીસંઘો, દશાશ્રુતસ્કંધસૂત્રની કેટલીક પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં પ્રસ્તુત આઠમા અધ્યયનરૂપ કલ્પસૂત્રની અતિસંક્ષિપ્ત વાચનાને જોઈને, એમ માની લે છે કે, ચાલુ અતિવિસ્તૃત કલ્પસૂત્ર એ એક નવુ સૂત્ર છે આ બન્નેય માન્યતા અંગે પ્રામાણિક અને સ્પષ્ટ સમાધાન અને ઉત્તર મેળવવાના સબળ સાધન તરીકે આપણા સામે **દશાશ્રુતસ્કંધસૂત્રની નિર્યુક્તિ** અને એ સૂત્ર ઉપરની ચૂર્ણિ, કે જે નિર્યુક્તિગ્રંથને આવરીને રચાયેલી છે, એ બે છે આ નિર્યુક્તિ અને ચૂર્ણિ એ બન્નેય કલ્પસૂત્ર ઉપરના વ્યાખ્યાગ્રંથો છે. નિર્યુક્તિ ગાથારૂપે–પદ્યરૂપે પ્રાકૃત વ્યાખ્યા-ગ્રંથ છે નિર્યુક્તિ કે જે સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી વિરચિત છે, અને ચૂર્ણિ કે જેના પ્રણેતા કોણ?—એ હજુ સુધી જાણવામાં નથી આવ્યુ; તે છતાં આ બન્નેય વ્યાખ્યાગ્રંથો ઓછામાં ઓછુ સોળસો વર્ષ પૂર્વેની રચનાઓ છે, એમાં લેશ પણ શંકાને અવકાશ નથી. કલ્પસૂત્ર ઉપરના આ બન્નેય વ્યાખ્યાગ્રંથો કે જે વ્યાખ્યાગ્રંથો મેં પ્રસ્તુત કલ્પસૂત્ર સાથે સંશોધન કરીને સંપાદિત કર્યા છે, તેનુ

સુધી આપણા સામે બીજી પ્રાચીન પ્રતિઓ ન હોય ત્યાં સુધી એ વર્ણકગ્રંથ કેવો હોવો જોઈએ, એનો નિર્ણય કરવાનું કામ ઘણું કઠિન છે અત્યારના પ્રચલિત વર્ણકગ્રંથના મૌલિકપણા વિષે શંકાને સ્થાન છે; તે છતાં એટલુ ધ્યાનમાં રાખવું અતિ આવશ્યક છે કે પ્રચલિત સ્વપ્નવિષયક વર્ણકગ્રંથ અર્વાચીન હોય તોપણ તે અનુમાન હજાર વર્ષથી અર્વાચીન તો નથી જ

આ ઉપરાંત ઇન્દ્ર, ગર્ભાપહાર, અટ્ટણશાલા, જન્મ, પ્રીતિદાન, દીક્ષા, કેવલજ્ઞાન, ચાતુર્માસ, નિર્વાણ, અંતકૃદ્ભૂમિ આદિવિષયક સૂત્રપાઠ અને વર્ણકગ્રંથના અસ્તિત્વની સાક્ષી તો ચૂર્ણિકાર પોતે પણ આપે છે એ પછીનાં જિનચરિતો કે જેમાં ત્રેવીસ જિનેશ્વરોના ચરિત્ર અને અંતરો વિષેનાં સૂત્રપાઠનો સમાવેશ થાય છે, તેની તથા ગણધરાદિ સ્થવિરોની આવલી અને સામાચારીગ્રંથ હોવાની સાક્ષી નિર્યુક્તિકાર અને ચૂર્ણિકાર એમ બન્નેય સ્થવિરો पुरिमचरिमाण कप्पो० નિ ગા ૬૨ અને તેની ચૂર્ણિ દ્વારા આપે છે ગણધરાદિ સ્થવિરોની આવલી આજે કલ્પસૂત્રમાં જે રૂપે જોવામા આવે છે તેવી અને તેટલી તો ચતુર્દશપૂર્વધર ભગવાન શ્રી આર્ય ભદ્રબાહુસ્વામિપ્રણીત કલ્પસૂત્રમા હોઈ જ ન શકે એટલે જ્યારે પ્રસ્તુત કલ્પસૂત્રને અથવા આગમોને પુસ્તકારૂઢ કરવામાં આવ્યાં, તે જમાનાના સ્થવિરોએ એ ઉમેરેલી છે, એમ કહેવુ એ જ સવિશેષ ઉચિત છે. આમ છતા એક પ્રશ્ન તો આપણા સામે આવી ઊભો જ રહે છે કે, આજની અતિ અર્વાચીન અર્થાત્ સોળમા–સત્તરમા સૈકામાં લખાયેલી, પ્રતિઓમા જે સ્થવિરાવલી જોવામાં આવે છે, એ કયાથી આવી? કારણ કે ખંભાત, અમદાવાદ, પાટણ, જેસલમેર વગેરેની સંખ્યાબંધ તાડપત્રીય પ્રતિઓ તપાસી, તેમાંથી મને પાછળના સ્થવિરોને લગતી સ્થવિરાવલી કોઈ પણ પ્રતિમાંથી મળી નથી આમ છતાં એમ માનવાને તો આપણું મન જરાયે કબૂલ નથી થતું કે એ અંશ નિરાધાર હોય! એટલે આ વિષે ચોકસાઈભર્યું અન્વેષણ કરવાની આપણી ફરજ ઊભી જ રહે છે.

આટલું વિચાર્યા બાદ સામાચારી આવે છે. તેમાં શરૂઆતના પર્યુષણાવિષયક જે સૂત્રો છે તે પૈકી સૂત્રાંક ૨૩૧માં अंतरा वि य से कप्पइ, नो से कप्पइ तं रयणिं उवायणावित्तए આ પ્રમાણે જે સૂત્રાંશ છે તે પંચમીની ચતુર્થી કરાઈ તે પછીનો છે, એમ આપણને સ્વાભાવિક જ લાગે છે આ સૂત્રાંશનો આપણે કેવો અર્થ કરવો જોઈએ અને ઉત્સર્ગ-અપવાદની મર્યાદાને લક્ષમાં રાખીને એની સંગતિ કેવી રીતે સાધવી જોઈએ?–એ વિચારવા જેવી બાબત છે મને લાગે છે, અને ઉત્સર્ગ-અપવાદની મર્યાદાને મારી અલ્પ બુદ્ધિએ હું સમજ્યો છું ત્યાં સુધી "સંવત્સરીપર્વની આરાધના કારણસર ભાદ્રપદ શુદિ પંચમી પહેલાં થઈ શકે, પરંતુ તે પછી નહિ" આ વચન સ્થવિર ભગવંતે તે સમયની મર્યાદાને લક્ષીને જ જણાવ્યું છે; પરંતુ તેટલા માત્રથી ઉત્સર્ગ-અપવાદની મર્યાદા જાણનાર ગીતાર્થોએ આ સૂત્રને સદા માટે એકસરખુ વ્યાપક કરવુ ન જોઈએ અર્થાત્ ભગવાન શ્રી **કાલકાર્ય** સમક્ષ જે પ્રકારનો પ્રસંગ ઉપસ્થિત થયો તે જ પ્રકારનો તેથી ઊલટો પ્રસંગ કોઈ સમર્થ ગીતાર્થ સમક્ષ આવી પડે તો તે, પંચમી પછી પણ સંવત્સરીની આરાધના કરીને આરાધક થઈ શકે અને બીજાઓને પણ આરાધક બનાવી શકે. અને તેમ કરવામાં તે ગીતાર્થ સૂત્રાજ્ઞાને અને ઉત્સર્ગ-અપવાદની મર્યાદાને સંપૂર્ણ રીતે આરાધે છે, એમ આપણે સમજવું જોઈએ.

આ ઉપરાંત સામાચારીનું વ્યાખ્યાન સંક્ષેપમાં નિર્યુક્તિકારે અને સમગ્રભાવે ચૂર્ણિકારે કરેલ હોવાથી તેના અસ્તિત્વની પ્રાચીનતા સ્વયંસિદ્ધ છે, એટલે એ વિષે મારે ખાસ વધારે કહેવા જેવું કશું જ રહેતું નથી.

## કલ્પસૂત્રમાં પાઠભેદો અને સૂત્રોનું ઓછાવત્તાપણું

કલ્પસૂત્રની પ્રાચીન પ્રતિઓમાં પાઠભેદો અને સૂત્રોનુ ઓછાવત્તાપણું ઘણે સ્થળે છે અને વિવિધ રીતે આવે છે આ બધુય અમે કલ્પસૂત્રની પાદટિપ્પણીમાં વિસ્તૃત રીતે આપેલું છે આમ છતાં ચૂર્ણિકાર અને તેમને પગલે ચાલનાર ટિપ્પનકકારે તેમના યુગની પ્રાચીન પ્રતિઓને આધારે જે પાઠો સ્વીકારીને વ્યાખ્યાન કર્યું છે, તે પાઠભેદોનો સમાવેશ ઉપર જણાવેલ પાદટિપ્પણીમાં મોટે ભાગે થતો નથી. એટલે તે પાઠભેદોને તારવીને નીચે આપવામા આવે છે :

### ચૂર્ણિકારે સ્વીકારેલા પાઠભેદો

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ચૂર્ણિપાઠ |
|---|---|---|
| ३ | पुव्वरत्तावरत्तकालसमयंसि | पुव्वरत्तावरत्तंसि |
| १४ | –मुइंग– | –मुरव– |
| ६१ | पट्ठेहिं कुसलेहिं मेहावीहिं जिय० | पट्ठेहिं णिउणेहिं जिय० |
| ६२ | उण्होदएहि य | (નથી) |
| ,, | अणेगगणनायग० આદિ સામાસિક વાકય | અસ્તવ્યસ્ત |
| १०७ | पित्तिज्जे | पेत्तेज्जए |
| १२२ | अंतरावास | अंतरवास |
| १२३ | अंतगडे | (નથી) |
| १२६–२७ सूत्र | | પૂર્વાપર છે. |
| २३२ | पज्जोसवियाए | पज्जोसविए |
| २८१ | अणट्ठावधिस्स | अट्ठाणवधिस्स |

### ટિપ્પનકકારે સ્વીકારેલા પાઠભેદો

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ટિપ્પનકપાઠભેદ |
|---|---|---|
| ३ | पुव्वरत्तावरत्त | अड्ढरत्तावरत्त |
| ६ | –माणंदिया | –माणंदिया णंदिया |
| ७ | अत्थोग्गहं | अत्थोग्गहणं |
| ९ | विन्नाय– | विन्नय– |
| ,, | वारए | वारए |
| ,, | परिनिट्ठिए | सुपरिनिट्ठिए |
| १४ | महयाहयनट्टगीयवाइयतंतीतलतालतुडिय-घणमुइंगपडुपडहवाइयरवेणं | महयाहयनट्टगीयवाइयसंखसंखियखरमुहीपोया-पिरिपिरियापणवपडहभंभाहोरंभभेरीझल्लरी-दुंदुहिततवितत घणझुसिरतंतीतलतालतुडियमुइंग-पडुनाइयरवेणं |
| २६ | रयणाणं ઇત્યાદિ अहाबायरे | रयणाणं जाव अहाबायरे |
| ३३ | पुव्वरत्तावरत्त– | अड्ढरत्तावरत्त– |
| ४९ | अतुरियं अचवलमसंभताए | अतुरियमसंभताए |

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ટિપ્પનકપાઠભેદ |
| --- | --- | --- |
| ૫૧ | फलवित्तिविसेसे | फलविसेसे |
| ૫૨ | –चचुमालइयरोमकूवे | चुचुमालइए ऊसवियरोमकूवे |
| ૫૩ | –सपुन्न– | –पुन्न– |
| ૫૪ | विन्नाय– | विन्नय– |
| ૫૪ | सूरे वीरे | सूरे वीरे वीरे |
| ૬૦ | –गुजद्धरागसरिसे कमलायरसडविवोहए उट्ठियम्मि सूरे सहस्सरस्सिम्मि दिणयरे तेयसा जलंते य सयणिज्जाओ अब्भुट्ठेइ | –गुजद्धवधुजीव [पारावतचलणनयणपरहुयसुरत्तलोयण जासुयणकुसुमरासि] हिंगुलयणियरातिरेयरेहंतसरिसे कमलायरसंडवोहए उट्ठियम्मि सूरे सहस्सरस्सिम्मि तस्स य करपहारपरद्धम्मि [अंधकारे वालायवकुकुमेण खचिय व्व जीवलोए सयणिज्जाओ अब्भुट्ठेइ ॥ ] |
| ૬૧ | पीणणिज्जेहिं जिवणिज्जेहिं दप्पणिज्जेहिं मयणिज्जेहिं विहणिज्जेहिं सव्वि– | पीपणिज्जेहि दीवणिज्जेहिं दप्पणिज्जेहिं तिप्पणिज्जेहिं सव्वि– |
| ,, | पट्ठेहिं कुसलेहिं मेहावीहिं जिय– | पत्तट्ठेहिं णिउणेहिं जिय– |
| ૬૨ | अहयसुमहग्घदूसरयणसुसंवुए | नासानीसासवायवोज्झचक्खुहरवन्नफरिसजुत्तहयलालापेलवातिरेगधवलकणगखचियतकम्मदूसरयणसंवुए |
| ૬૩ | अंगसुहफरिसयं | अंगसुहफासयं |
| ૬૫ | सिग्घ० आदिपदरहित | सिग्घ०आदिपदसहित |
| ૬૮ | रन्ना वंदिय | रन्ना अच्चियवदिय– |
| ૭૮ | विउलेणं पुप्फ– | विउलेणं असणेणं जाव पुप्फ– |
| ૮૪ | ⊢ ⊣ આ ચિહ્ન વચ્ચેનો પાઠ | महापहेसु वा પછી છે |
| ,, | सन्निक्खित्ताइ | सन्निक्खिताइं सन्निहियाइं |
| ૯૨ | उब्भयमाण | सव्वत्तुभयमाण |
| ૯૨ | –गधमल्लेहिं ववगयरोगसोगमोहभयपरित्तासा जं तस्स गब्भस्स हियं मियं पत्थं गब्भपोसणं त देसे य काले य आहारमाहारेमाणी विवित्तमउएहिं सयणासणेहिं पइरिक्कसुहाए मणाणुकूलाए विहारभूमीए पसत्थदोहला संपुन्नदोहला सम्माणियदोहला अविमाणियदोहला वुच्छिन्नदोहला विणयीदोहला सुहं सुहेणं | गधमल्लेहि ज तस्स गब्भस्स हिय मिय पत्थ गब्भपोसणं तं देसे य काले य आहारमाहारेमाणी विवित्तमउएहिं सयणासणेहि पइरिक्कसुहाए मणाणुकूलाए विहारभूमीए पसत्थदोहला सम्माणियदोहला अविमाणियदोहला वुच्छिन्नदोहला संपुन्नदोहला विणीयदोहला ववगयरोगसोगमोहभयपरित्तासा सुहं सुहेणं |
| ૯૭ અને ૯૯ सूत्र | | ટિપ્પનક પત્ર ૧૨–૧૩ની ૩ અંકની પાદટિપ્પણી જુઓ. ૯૯ સૂત્રમાંનો उस्सुक्कं થી अणेगतालायराणुचरियं સુધીનો સૂત્રપાઠ ટિપ્પનકમાં ૯૭ મા સૂત્રમાં આવી જાય છે. |
| ૯૭ | –आइंखग– | –आरक्खग |

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ટિપ્પનકપાઠભેદ |
|---|---|---|
| ૧૦૧ | तेणं मित्तनाइनियगसयणसंबंधिपरिजणेणं नायएहिं य सद्धिं त | तस्स नियगसयणसंबंधिपरिजणस्स नायाण य तं |
| ૧૦૨ | –भुत्तोत्तरागया | भुत्तोत्तराए |
| ૧૧૧ | चेच्चा धणं चेच्चा रज्जं | चेच्चा रज्जं चेच्चा धणं |
| ૧૧૩ | मीसिएणं मंजुमंजुणा | मीसिएणं अभिभविय गामकंटए मंजुमंजुणा |
| ૨૪૦ | ⊢ ⊣ આ ચિહ્ન વચમાંનો પાઠ | ૨૪૧ સૂત્રમાં भत्तट्ठेणं पज्जोसवित्तए પછી છે. |

## ચૂર્ણિકાર-ટિપ્પનકકારે સ્વીકારેલા પાઠભેદો

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ચૂર્ણિ-ટિપ્પનક-પાઠભેદ |
|---|---|---|
| ૧૧૩ | घोसेण य पडिबुज्झमाणे प २ सव्वि– | घोसेण अपडिबुज्झमाणे सव्वि– |
| ૧૨૩ | सुव्वयग्गी नामं | अग्गिवेसे नाम |
| ૧૨૩ | अच्चे लवे मुहुत्ते पाणू | अच्ची लवे मुत्ते पाणु |
| ૧૨૭ | अमावसाए | अवामंसाए |
| ૨૨૫ | माट्ठाइं संपधूमियाइं | मट्ठाइं समट्ठाइं सपधूमियाइं |
| ૨૪૧ | उसिणोदए वियडे | सुद्धवियडे |
| ૨૯૧ | नगरे થી चेव एवमाइक्खइ સુધી | नगरे सदेवमणुयासुराए परिसाए मज्झट्ठिते चेव एवमाइक्खई |

આ ઉપરાંત પ્રત્યંતરોમાં ઓછાવતાં સૂત્રો, ઓછાવત્તા પાઠો, પાઠભેદો અને સૂત્રોના પૂર્વાપરને લગતા જે વિવિધ પાઠાંતરો છે, તે અમે તે તે સ્થળે પાદટિપ્પણીમાં આપેલા છે, તેનું અવલોકન કરવા વિદ્વાનોને ભલામણ છે.

## કલ્પસૂત્રનિર્યુક્તિ આદિની પ્રતિઓ

પ્રસ્તુત કલ્પસૂત્રની આવૃત્તિ સાથે કલ્પનિર્યુક્તિ, કલ્પચૂર્ણિ અને પૃથ્વીચંદ્રાચાર્ય વિરચિત કલ્પ-ટિપ્પનક—આ ત્રણ વસ્તુ પ્રકાશિત કરવામાં આવી છે, એ ઉપર કહેવાઈ ગયું છે આ ત્રણે ગ્રંથોની પાંચ પાંચ પ્રતિઓનો મેં આદિથી અંત સુધી સળંગ ઉપયોગ કર્યો છે એ પ્રતિઓ ખંભાત અને જેસલમેરના જ્ઞાનભંડારની હતી આ પ્રતિઓનો મેં ખાસ કોઈ સંકેત કે તેની સંજ્ઞા રાખી નથી. પણ જે પાઠ એક પ્રતિમાં હોય તેને प्रत्य० કે प्रत्यन्तरे થી જણાવેલ છે અને જે પાઠ ઘણી પ્રતોમાં હોય ત્યાં प्रत्यन्तरेषु એમ પાઠભેદ સાથે જણાવ્યું છે ઉપરોક્ત બધી જ પ્રતિઓ તાડપત્રીય પ્રતિઓ છે અને તે તેરમા અને ચૌદમા સૈકામાં લખાયેલી છે અર્થાત્ મેં મારા સંશોધન માટે પ્રાચીન પ્રતિઓ કામમા લીધી છે

## નિર્યુક્તિ અને ચૂર્ણિની ભાષા

ઉપર જેમ કલ્પસૂત્ર માટે કહેવામાં આવ્યું છે, તેમ નિર્યુક્તિ–ચૂર્ણિની જે પ્રાચીન પ્રતિઓ મારા સામે છે, તેમાં ભાષાપ્રયોગોનું વૈવિધ્ય ઘણું છે. આ ભાષાવૈવિધ્ય અને તેના મૌલિક સ્વરૂપને વીસરી જવાને કારણે આજની જેમ પ્રાચીન કાળના સંશોધકોએ પણ ગ્રંથોમાં ઘણા ઘણા ગોટાળા કરી નાખ્યા છે. આ ગોટાળાઓનો અનુભવ પ્રાચીન પ્રતિઓ ઉપરથી ગ્રંથોનું સંશોધન કરનારને બહુ

સારી રીતે હોય છે આવા પાઠોનાં ઢગલાબંધ ઉદાહરણો આપી શકાય તેમ છે તે છતાં હું અહીં માત્ર પ્રસ્તુત કલ્પચૂર્ણિમાંથી એક જ ઉદાહરણ આપું છું, જે ઉપરથી વિદ્વાનોને ખ્યાલ આવશે કે આવા પાઠોના સંશોધકોને શાબ્દિક શુદ્ધિ સિવાય અર્થસંગતિ વિષે કશુય ધ્યાન નથી હોતું. પ્રસ્તુત કલ્પસૂત્રની ચૂર્ણિમાં (પૃ ૯૪માં) मा पणतिज्जिस्सं ति આ શુદ્ધ પાઠ લેખકોના લિપિદોષથી मा एणतिज्जिस्स ति પાઠ બની ગયો અને ઘણી પ્રતિઓમાં આ પાઠ મળે પણ છે. આ પાઠ કોઈ ભાગ્યવાને સુધારવા પ્રયત્ન કર્યો અને તેને બદલે તેમણે मोएण तिज्जिस्स ति પાઠ કર્યો, જેની અર્થ-દૃષ્ટિએ સંગતિ કશી જ નથી ખરી રીતે मा पणतिज्जिस्सं ति (सं. मा पनकयिष्यन् इति) એનો અર્થ "નિગોદ અથવા ફૂગ ન વળે" એ છે આવા અને આથીયે લિપિદોષ આદિના મોટા ગોટાળાઓ ચૂર્ણિગ્રંથોમાં ઘણા જ થયા છે અને આ બધા ગોટાળાઓ આજના મુદ્રિત ચૂર્ણિગ્રંથોમાં આપણને જેમના તેમ જોવા મળે છે.

અહીં પ્રસંગોપાત્ત જૈન મુનિવરોની સેવામાં સવિનય પ્રાર્થના છે કે, જૈન આગમો અને તે ઉપરના નિર્યુક્તિ ભાષ્ય-ચૂર્ણિ આદિ વ્યાખ્યાગ્રંથોનું વાસ્તવિક અધ્યયન અને સંશોધન કરવા ઇચ્છનારે પ્રાકૃતાદિ ભાષાના ગંભીર જ્ઞાન માટે શ્રમ લેવો જોઈએ. આ જ્ઞાન માટે માત્ર ભગવાન શ્રી હેમચન્દ્રાચાર્યકૃત પ્રાકૃત વ્યાકરણ જ બસ નથી પ્રાકૃતભાષાના અગાધ સ્વરૂપને જોતાં આચાર્ય શ્રી હેમચંદ્રકૃત પ્રાકૃત વ્યાકરણ એ તો પ્રાકૃતભાષાની બાળપોથી જ બની જાય છે એટલે આ માટે નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ આદિ ગ્રંથોનું ભાષાજ્ઞાનના વિવેક અને પૃથક્કરણપૂર્વક અધ્યયન કરવું અતિ આવશ્યક છે આ અધ્યયનને પરિણામે ભગવાન શ્રી હેમચંદ્રસૂરિના ઉપર બાળપોથીરૂપે ઓળખાવેલા પ્રાકૃત વ્યાકરણમાં કેટલાં અગાધતા અને ગાંભીર્ય ભર્યાં છે અને એ વ્યાકરણનું સર્વાંગી સ્વરૂપ ઘડવા માટે તેમણે કેટલું અવગાહન અને શ્રમ કર્યો છે, તેનો આપણને ખ્યાલ આવી શકે છે પ્રાચીન પ્રાકૃત વ્યાકરણોમાં જે પ્રયોગો અને સૂત્રો નહોતાં એ આચાર્ય શ્રી હેમચંદ્રના વ્યાકરણમાં કયાંથી આવ્યાં? તેમ જ એ ભાષા ઉપર લેખકોના લિપિદોષ, ભાષાઓનાં વિમિશ્રણ વગેરેની શી શી અસર થઈ છે અને તેનો વિવેક કેટલી ધીરજથી શ્રી હેમચંદ્રાચાર્યે કર્યો છે?—તેનો સાચો જવાબ જૈન આગમો અને તે ઉપરના વ્યાખ્યા-ગ્રંથો આદિના અધ્યયનથી જ આપી શકાય તેમ છે. આચાર્ય શ્રી હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણની રચના બાદ વિશ્વનાં બધાં જ પ્રાચીન પ્રાકૃત વ્યાકરણો ગૌણ બની ગયાં છે, તેનું કારણ એમના વ્યાકરણની સર્વદેશીયતા અને સર્વાંગપૂર્ણતા છે.

આ ઉપરાંત, જૈન આગમોના અધ્યયન અને સંશોધન માટે જેટલી ભાષાજ્ઞાનની આવશ્યકતા છે, તેટલી જ જરૂરિયાત ઉત્તરોત્તર લેખકદોષાદિને કારણે અશુદ્ધિના ભંડારરૂપ બની ગયેલા જૈન આગમો અને તે ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય આદિ વ્યાખ્યાગ્રંથોના અધ્યયન આદિ માટે પ્રાચીન ગ્રંથસ્થ લિપિ અને તેમાંથી લેખકોએ ઉપજાવી કાઢેલા ભ્રામક પાઠો કે વિવિધ પ્રકારના લિપિદોષોના જ્ઞાનની પણ છે. આ લિપિની મૌલિકતા અને લેખકોએ કરેલી વિકૃતિઓનું ભાન જેટલું વિશેષ એટલી જ ગ્રંથસંશોધનમાં સરળતા રહે છે આ સાથે પ્રાચીન ગ્રંથોમાં જ્યાં સંખ્યાનો નિર્દેશ કરવામાં આવતો કે ભાંગાઓ અથવા ભંગજાળ વગેરેની સંખ્યા આદિ દેખાડવામાં આવતાં ત્યાં તેમને અક્ષરાંકોમાં દેખાડતા એટલે એ અક્ષરાંકોનું જ્ઞાન પણ એટલું જ આવશ્યક છે.

વિષયાંતર થઈને આટલું જણાવ્યા પછી હું મૂળ વિષય તરફ આવું છું ઉપર જણાવેલા ભ્રામક પાઠો કે લિપિભેદજનિત વિકૃત અશુદ્ધ પાઠોના પાઠભેદોને મોટે ભાગે મેં જતા કર્યા છે તેમ છતાં કેટલેક ઠેકાણે તેવા વિવિધ પાઠો કે જેની અર્થસંગતિ કોઈ રીતે થઈ શકતી હોય, તેવા પાઠો આપ્યા

પણ છે. જુઓ ચૂર્ણિ, પત્ર ૯૦, ટિ. ૨. આ ઠેકાણે पक्कमट्टियं सं. पकवमृत्तिकम् एक्कमट्टियं सं, एकमृत्तिकम् पक्कमिज्जय सं प्रकान्तव्यम् આ ત્રણ પાઠભેદો અપાયા છે. એ જ રીતે યોગ્ય લાગ્યું છે ત્યાં તેવા પાઠભેદોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કેટલીક વાર પ્રાકૃત ભાષાભેદજનિત હજારો પ્રકારના પાઠો પૈકી કોઈ કોઈ પાઠભેદો નોંધ્યા છે; બાકી મોટે ભાગે જતા કરવામાં આવ્યા છે ઉદાહરણ તરીકે णउइं णतुइं णउतिं णतुतिं, उउवद्धिता उडुवद्धिता, ओवद्धिता, पुण्णिमाते पुण्णिमाए पोण्णिमाते, लोक लोअ लोय लोग लोत, मोक मोग मोअ मोय मोत ઇત્યાદિ આવા સ્વરવિકાર, વ્યંજનવિકાર, પ્રત્યયવિકાર વગેરેને લગતા અનેકવિધ પાઠો પૈકી ક્વચિત્ ક્વચિત્ પાઠભેદો આપ્યા છે; બાકી મોટે ભાગે એવા પાઠોને જતા કરવામાં આવ્યા છે

ટિપ્પનકકાર આચાર્ય શ્રી પૃથ્વીચંદ્રસૂરિ મહારાજ છે. તેમના સમયાદિ વિષે હાલ તુરતમાં કશુ કહેવાની મારી તૈયારી નથી એટલે માત્ર તેમને વિષે એટલું કહુ છું કે તેઓ ચૌદમા સૈકામાં વિદ્યમાન હોવાનો સંભવ છે. ટિપ્પનકકારે ટિપ્પનકની રચના કરવામાં ચૂર્ણિકારનું અનુગામિપણું સાધ્યુ છે ચૂર્ણિકાર અને ટિપ્પનકકારે આખા કલ્પસૂત્ર ઉપર શબ્દશઃ વ્યાખ્યા નથી કરી એટલે તેમના સામે કલ્પસૂત્રની વાચના કેવી હશે એ સ્પષ્ટપણે કહેવું મુશ્કેલ છે. તેમ છતાં તેમની વ્યાખ્યાઓમાં જે કેટલાંક બીજો છે તે ઉપરથી જે પૃથક્કરણ થઈ શકે તે મેં આ પ્રસ્તાવનામાં જણાવ્યું છે

અંતમાં પ્રસ્તુત કલ્પસૂત્રનુ જે રૂપ ઘડાવું જોઈએ તેમાં મારી નજરે કેટલીક ઊણપ રહી છે, પણ તેમાં મારી જેસલમેરના જ્ઞાનભંડાર વગેરેની પ્રવૃત્તિ કારણ છે. તે છતાં પ્રસ્તુત કલ્પસૂત્રનું સંખ્યાબંધ પ્રાચીન પ્રતિઓને આધારે જે પ્રામાણિક રૂપ ઘડાયું છે તે એકંદર ઠીક જ ઘડાયું છે આ કાર્યમાં છદ્મસ્થભાવજનિત અનેકાનેક સ્ખલનાઓ થવાનો સંભવ સહજ છે, તેને વિદ્વાનો ક્ષમાની નજરે જુએ અને યોગ્ય સંશોધન કરે એ અભ્યર્થના છે.

( 'કલ્પસૂત્ર' સંપાદન, સને ૧૯૫૨ )

# પ્રથમાનુયોગશાસ્ત્ર અને તેના પ્રણેતા
# સ્થવિર આર્ય કાલક

**૧**

परिआओ पव्वज्जाभावाओ नत्थि वासुदेवाणं ।
होइ वलाण सो पुण **पढमणुओगाओ** णायव्वो ॥

आवश्यकनिर्युक्ति, गाथा ४१२

દીક્ષા લઈ ન શકવાને કારણે વાસુદેવોનો દીક્ષાપર્યાય નથી પણ બલદેવો દીક્ષા સ્વીકાર કરે છે માટે તેમનો દીક્ષાપર્યાય છે તે અમે અહીં જણાવતા નથી એટલે જેઓ જાણવા ઇચ્છે તેમણે **પ્રથમાનુયોગ**થી તે જાણી લેવો.

**૨**

तत्थ ताव **सुहम्मसामिणा** जंबूनामस्स **पढमाणुओगे** तित्थयर–चक्कवट्टि–दसारवंसपरूवणागयं **वसुदेवचरियं** कहियं ति ।

वसुदेवहिंडी, प्रथम खंड, पत्र २

**સુધર્માસ્વામી**એ **જંબૂ** નામના પોતાના શિષ્ય સમક્ષ **પ્રથમાનુયોગ**ના વ્યાખ્યાન પ્રસંગે તીર્થંકર, ચક્રવર્તી અને દશારોનું ચરિત્ર વર્ણવતાં **વસુદેવનું** ચરિત્ર કહ્યું હતું.

**૩**

मेहावीसीसम्मि ओहामिए **कालगज्जथेराणं** ।
सज्झंतिएण अह सो खिसतेणं इम भणिओ ॥ १५३८ ॥

સ્થવિર આર્ય કાલકનો બુદ્ધિમાન શિષ્ય દીક્ષા મૂકીને ઘરવાસમાં ચાલ્યો ગયો ત્યારે તેમના સહાધ્યાયીએ તેમને (કાલકાર્યને) ઉપહાસ કરતાં આ પ્રમાણે કહ્યું :

अतिवहुतं मेऽधीत ण य णातो तारिसो **मुहुत्तो** उ ।
जत्थ थिरो होइ सेहो निक्खंतो अहो ! हु वोद्धव्व ॥ १५३९ ॥

આપ ઘણું ભણ્યા, પણ તેવું મુહૂર્ત નથી જાણી શક્યા કે જે મુહૂર્તમાં નિષ્ક્રાંત એટલે દીક્ષા લીધેલો શિષ્ય સ્થિર રહે. અહો ! હજુ આપને પણ કેટલુ જાણવાનુ છે ?

तो एव स ओमत्थ भणिओ अह गतु सो **पतिट्ठाणं**
**आजीवी**सगासम्मी सिक्खति ताहे **निमित्त** तु ॥ १५४० ॥

આ પ્રમાણે જ્યારે સહાધ્યાયીએ **કાલકાર્ય**ને તેમની ઊણપ જણાવી ત્યારે તેમણે **પ્રતિષ્ઠાનપુર**માં જઈને **આજીવકો**ની પાસે **નિમિત્તવિદ્યા**નો અભ્યાસ કર્યો.

अह तम्मि अहीयम्मी वडहेठ निविट्ठ अन्नयकयाति ।
**सालाहणो** णरिंदो पुच्छतिमा तिण्णि पुच्छाओ ॥ १५४१ ॥

અષ્ટાંગનિમિત્તવિદ્યા ભણી ગયા બાદ કોઈક પ્રસંગે **સ્થવિર આર્યકાલક** વડના ઝાડ નીચે બેઠા છે, ત્યાં **શાલિવાહન** રાજા આવી ચઢે છે અને આચાર્યને આ પ્રમાણે ત્રણ પ્રશ્નો પૂછે છે :

पसुर्लिडि पढमयाए वितिय समुद्दे व केत्तिय उदय ।
ततियाए पुच्छाए **महुरा** य पडेज्ज व ण व ? त्ति ॥ १५४२ ॥

પહેલો પ્રશ્ન : બકરી વગેરે પશુઓની લીંડીઓ કેમ થાય છે ? બીજો પ્રશ્ન : સમુદ્રમાં પાણી કેટલુ ? ત્રીજો પ્રશ્ન : **મથુરા**નું પતન થશે કે નહિ ?

पढमाए वामकडगं देइ तहि सयसहस्समुल्लं तु ।
वितियाए कुडल तू ततियाए वि कुडल वितिय ॥ १५४३ ॥

પહેલા પ્રશ્નના ઉત્તરથી પ્રસન્ન થઈ રાજા શાલિવાહને આચાર્યને લાખમૂલ્યનું ડાબું કડું ભેટ કર્યું. બીજા અને ત્રીજા પ્રશ્નના ઉત્તરથી રાજી થઈ રાજાએ બે કુંડલો ભેટ કર્યાં.

आजीविता उवट्ठित गुरुदक्खिणणं तु एत अम्हं ति ।
तेहि तय तू गहितं इयरोचितकालकज्ज तु ॥ १५४४ ॥

આ પ્રસંગે, આર્ય કાલકને નિમિત્તવિદ્યા ભણાવનાર **આજીવક** સાધુઓ ત્યાં હાજર હતા, તેમણે 'આ અમારી ગુરુદક્ષિણા છે' એમ કહી તે ત્રણેય ઘરેણા લઈ લીધાં. અને આર્ય કાલક પોતાના સમયોચિત કાર્યમાં લાગી ગયા

णट्ठम्मि उ सुतम्मी अट्ठम्मि अणट्ठे ताहे सो कुणइ ।
**लोगणुजोगं** च तहा **पढमणुजोगं** च दोऽवेए ॥ १५४५ ॥

જેનો સૂત્રપાઠ ભુલાઈ ગયો છે, છતા જેનો અર્થ એટલે કે ભાવ ભુલાયો નથી, એવા **લોકાનુયોગ** અને **પ્રથમાનુયોગ** નામના બે ગ્રંથોની તેમણે પુનઃ રચના કરી

वहुहा **निमित्त** तहिय **पढमणुजोगे** य होंति चरियाइं ।
जिण-चक्कि-दसाराणं पुव्वभवाइं निवद्धाइ ॥ १५४६ ॥

ઉપરોક્ત બે ગ્રંથો પૈકી પહેલામાં ઘણા પ્રકારની નિમિત્તવિદ્યા અને **પ્રથમાનુયોગ**મા જિનેશ્વર, ચક્રવર્તી અને દશારોના પૂર્વભવાદિને લગતું ચરિત્ર ગૂંથવામાં આવ્યાં છે

ते काऊण तो सो **पाडलीपुत्ते** उवट्ठितो सघ ।
वेइ कत मे किंची अणुग्गहट्ठाय तं सुणह ॥ १५४७ ॥

આ બન્નેય ગ્રંથોની રચના કરીને તેઓ **પાટલીપુત્ર**માં પહોંચ્યા અને ત્યાના શ્રીસંઘને કહ્યુ કે. મેં કાંઈક કર્યું છે તેને અનુગ્રહ કરીને તમે સાંભળો.

तो सघेण निसतं सोऊणय से पडिच्छित त तु ।
तो तं पतिट्ठित तू णयरम्मी कुसुमणामम्मि ॥ १५४८ ॥

તે પછી **પાટલીપુત્ર**માં વસતા શ્રીસંઘે તે ધ્યાનમાં લીધું. અને ધ્યાનમાં લઈ ને તેમના ગ્રંથોને આદરપૂર્વક સ્વીકાર્યા આ રીતે **કુસુમપુર**–પાટલીપુત્રમાં તે ગ્રંથો માન્ય થયા.

एमादीणं करणं गहणं णिज्जूहणा **पकप्पो** ऊ ।
**संगहणीण** य करण अप्पाहाराण तु पकप्पो ॥ १५४९ ॥

पचकल्प महाभाष्य

ઇત્યાદિ નષ્ટ-ભ્રષ્ટ, શીર્ણ-વિશીર્ણ અને વિસ્મૃત ગ્રંથોની નિર્યૂહણા—ઉદ્ધાર કરવો તેનું નામ **પ્રકલ્પકલ્પ** કહેવાય છે. તદુપરાંત અલ્પ યાદશક્તિ ધરાવનાર માટે **સંગ્રહણી ગ્રંથો**ની રચના કરવી તે પણ **પ્રકલ્પકલ્પ** નામથી જ ઓળખાય છે.

૪

पच्छा तेण सुत्ते णट्ठे **गंडियाणुयोगा** कया। **संगहणीओ** वि कप्पट्ठियाण अप्पधारणाणं उवग्गहकराणि भवति। **पढमाणुओगमाई** वि तेण कया। पंचकल्पभाष्य चूर्णी

પછી (અષ્ટાંગનિમિત્ત ભણી ગયા બાદ) તેમણે સૂત્ર નષ્ટ થઈ ગયેલ હોવાથી **ગંડિકાનુયોગ**ની પણ રચના કરી, **સંગ્રહણી**ઓની પણ રચના કરી અલ્પસ્મરણશક્તિવાળા બાળજીવોને ઉપકાર થશે એમ માનીને **પ્રથમાનુયોગ** આદિની પણ રચના તેમણે કરી.

૫

एत सव्वं **गाहाहिं जहा पढमाणुओगे** तहेव इहइं पि वन्निज्जति वित्थरतो ।

आवश्यकचूर्णी, भाग १, पत्र १६०

આ બધું **ગાથાઓ** દ્વારા જેમ **પ્રથમાનુયોગ**માં વર્ણન છે, તે જ પ્રમાણે અહીં વિસ્તારથી–લંબાણથી વર્ણન કરવું.

૬

पूर्वभवा. खल्वमीपा **प्रथमानुयोगतो**ऽवसेयाः ।

आवश्यकहारिभद्री वृत्ति, पत्र १११–२

આમના (કુલકરોના) પૂર્વભવોનું ચરિત્ર **પ્રથમાનુયોગ**થી જાણી લેવું

૭

तत्र **पुष्कलसंवर्त्तो**ऽस्य भरतक्षेत्रस्य अशुभभाव पुष्कलं सवर्त्तयति नाशयतीत्यर्थ.। एव शेषनियोगोऽपि **प्रथमानुयोगानुसारतो** विज्ञेय.। अनुयोगद्वार हारिभद्री वृत्ति, पत्र ८०.

પુષ્કલસંવર્ત્ત નામનો મેઘ ભરતક્ષેત્રની અશુભ પરિસ્થિતિનો નાશ કરે છે આ જ પ્રમાણે બાકીના મેઘોની હકીકત વગેરે **પ્રથમાનુયોગ**થી જાણી લેવું.

૮

से किं त अणुओगे? अणुओगे दुविहे पण्णत्ते, तं जहा—**मूलपढमाणुओगे** य **गंडियाणुओगे** य। से किं त **मूलपढमाणुओगे**? एत्थ ण अरहंताणं भगवताणं पुव्वभवा देवलोगगमणाणि चवणाणि य जम्मणाणि य अभिसेया रायवरसिरीओ सीयाओ पव्वज्जाओ तवा य भत्ता केवल-

णाणुप्पाया य तित्थप्पवत्तणाणि य संघयण संठाणं उच्चत्त आउ वन्नविभागो सीसा गणा गणहरा य अज्जा पवत्तणीओ संघस्स चउव्विहस्स वा वि परिमाणं जिण-मणपज्जव-ओहिनाण-सम्मत्त-सुयनाणिणो य वाई अणुत्तरगई य जत्तिया य सिद्धा पाओवगया य जे जहिं जत्तियाइं भत्ताइं छेयइत्ता अंतगडा मुणिवरुत्तमा तमरओघविप्पमुक्का सिद्धिपहमणुत्तरं च संपत्ता, एए अन्ने य एवमाइया भावा **मूलपढमाणुओगे** कहिया आघविज्जति पण्णविज्जति परूविज्जति, से त्तं मूलपढमाणुओगे ।

से किं तं **गंडियाणुओगे** ? २ अणेगविहे पण्णत्ते, तं जहा—कुलगरगंडियाओ तित्थगरगंडियाओ चक्कहरगंडियाओ दसारगंडियाओ वासुदेवगंडियाओ हरिवंसगंडियाओ भद्दबाहुगंडियाओ तवोकम्मगंडियाओ चित्तंतरगंडियाओ उस्सप्पिणीगंडियाओ ओसप्पिणीगंडियाओ अमर-नर-तिरिय-निरयगइगमणविविहपरियट्टणाणुओगे, एवमाइयाओ गंडियाओ आघविज्जंति पण्णविज्जंति परूविज्जंति, से त्तं गंडियाणुओगे ।

समावायागसूत्र, सूत्र–१४७.

અનુયોગ શું છે? અનુયોગ બે પ્રકારે છે: **મૂલપ્રથમાનુયોગ** અને **ગંડિકાનુયોગ. મૂલપ્રથમાનુયોગ** શું છે? મૂલપ્રથમાનુયોગમાં અરહંત ભગવંતોના પૂર્વભવો, દેવલોકમાં અવતાર, દેવલોકથી ગુજરવું, જન્મ, મેરુ ઉપર જન્માભિષેક, રાજ્યપ્રાપ્તિ, દીક્ષાની પાલખી, દીક્ષા, તપસ્યા, કેવલજ્ઞાનપ્રાપ્તિ, ધર્મપ્રવર્તન, સંઘયણ, સંઠાણ, ઊંચાઈ, આયુષ્ય, શરીરનો વર્ણવિભાગ, શિષ્યો, સમુદાયો, ગણધરો, સાધ્વીસંખ્યા, પ્રવર્તિનીઓ–સમુદાયની આગેવાન સાધ્વીઓ–ચતુર્વિધ સંઘની જનસંખ્યા, કેવળજ્ઞાની, મન:પર્યાયજ્ઞાની, અવધિજ્ઞાની, ચતુર્દશપૂર્વધરો, વાદીઓ, અનુત્તરવિમાનગામીઓની અને સિદ્ધોની સંખ્યા, જેટલા ઉપવાસ કરી સિદ્ધિમાં ગયા ઇત્યાદિ ભાવોનું વર્ણન **પ્રથમાનુયોગ**માં કરાયું છે.

ગંડિકાનુયોગ એટલે શું ? ગંડિકાનુયોગ અનેક પ્રકારે છે—કુલકરગંડિકાઓ, તીર્થંકરગંડિકાઓ, ચક્રવર્તીગંડિકાઓ, દશારગંડિકાઓ, વાસુદેવગંડિકાઓ, હરિવંશગંડિકાઓ, ભદ્રબાહુગંડિકાઓ, તપ:કર્મ-ગંડિકાઓ, ચિત્રાંતરગંડિકાઓ, ઉત્સર્પિણીગંડિકાઓ, અવસર્પિણીગંડિકાઓ, દેવ-મનુષ્ય-તિર્યંચ નરકગતિ પરિભ્રમણ આદિને લગતી ગંડિકાઓ ઇત્યાદિ હકીકતો ગંડિકાનુયોગમાં કહેવાઈ છે

૯

**નંદિસૂત્ર**માં સૂત્ર ૫૬માં સમવાયાગ સૂત્રને મળતો જ પાઠ છે

ઉપર એકીસાથે જે અનેક ઉતારાઓ આપવામાં આવ્યા છે તે '**પ્રથમાનુયોગ** શું છે?' તે વિષે વિશિષ્ટ પ્રકાશ પાથરનારા ઉલ્લેખો છે આજે કોઈક કોઈક વિરલ વ્યક્તિઓને બાદ કરતાં ભાગ્યે જ કોઈને ખબર હશે કે "**પ્રથમાનુયોગ** એ ધર્મકથાનુયોગને લગતો વિસ્તૃત અને વિશિષ્ટ ગ્રંથ હતો" એ ગ્રંથ આ યુગમાં જ અપ્રાપ્ય થઈ ગયો છે એમ નથી, પરંતુ સૈકાઓ પૂર્વે તે નષ્ટ થઈ ગયો છે—ખોવાઈ ગયો છે આજે માત્ર એ ગ્રંથ વિશેની સ્થૂલ માહિતી પૂરી પાડતા કેટલાક વીખરાયેલા ઉલ્લેખો જ આપણા સામે વર્તમાન છે આમ છતાં આ વિરલ ઉલ્લેખો દ્વારા આપણને કેટલીક એ ગ્રંથ અંગેની અને તે સાથે કેટલીક બીજી પણ મહત્ત્વની હકીકતો જાણવા મળી શકે છે. આપણે અનુક્રમે તે જોઈએ :

૧. ઉપર આપેલા પ્રાચીન અવતરણો પૈકી ત્રીજા અને ચોથા ઉલ્લેખથી એ વાત સ્પષ્ટ થાય છે કે પ્રાચીન કાળમાં એટલે સૂત્રકાળમાં **પ્રથમાનુયોગ** નામનો ગ્રંથ હતો જ, જેને નંદિસૂત્રકાર અને સમવાયાંગસૂત્રકારે **મૂલપ્રથમાનુયોગ** નામથી ઓળખાવેલ છે. પરંતુ કાળબળે તે લુપ્ત થઈ જવાને

લીધે તેમાંની જે અને જેટલી હકીકતો મળી આવે તે આધારે તેનો પુનરુદ્ધાર **સ્થવિર આર્ય કાલકે** કર્યો હતો. વસુદેવહિંડી, **આવસ્યકચૂર્ણિ**, **આવસ્યક સૂત્ર** અને **અનુયોગદ્વારસૂત્રની હારિભદ્રી** વૃત્તિ આદિમાં **પ્રથમાનુયોગ**ના નામનો જે ઉલ્લેખ છે તે આ પુનરુદ્ધરિત પ્રથમાનુયોગને લક્ષીને છે; જ્યારે આવસ્યક સૂત્રની નિર્યુક્તિમાં ( અવતરણ ૧ ) આવતો પ્રથમાનુયોગ નામનો ઉલ્લેખ, સંભવ છે કે, **મૂલપ્રથમાનુયોગ**ને લક્ષીને પણ હોય!

૨ આઠ અને નવ ઉલ્લેખને આધારે આપણને જાણવા મળે છે કે **પ્રથમાનુયોગ**માં માત્ર તીર્થંકરોનાં જ જીવનચરિત્ર હતાં, પરંતુ ત્રીજા ઉલ્લેખને આધારે પ્રથમાનુયોગમાં તીર્થંકરોનાં ચરિત્ર ઉપરાંત ચક્રવર્તી અને દશારોનાં પણ ચરિત્રો હતાં. મને લાગે છે કે સૂત્રકાળમાં પ્રથમાનુયોગનું ગમે તે સ્વરૂપ હો, પરંતુ સ્થવિર આર્ય કાલકે પુનરુદ્ધાર કર્યો ત્યારે તેનું સ્વરૂપ આચાર્ય શ્રી **ભદ્રેશ્વર**કૃત **કહાવલી**, શ્રી **શીલાંકાચાર્ય**કૃત **ચઉપ્પણ્ણમહાપુરિસચરિય** અને આચાર્ય શ્રી **હેમચંદ્ર**કૃત ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિતને મળતું હોવું જોઈએ.

૩ પાંચમો ઉલ્લેખ જોતાં સમજી શકાય છે કે, પ્રથમાનુયોગ ગ્રંથની રચના ગદ્યપદ્યરૂપે હતી પરંતુ પ્રસ્તુત ગ્રંથ આજે આપણા સામે નથી, એટલે તેની ભાષાશૈલી, વર્ણનપદ્ધતિ, છંદો વગેરે વિષય, આ ગ્રંથમાં શી શી વિશેષતા અને વિવિધતાઓ હશે, એ આપણે ખરા સ્વરૂપમાં સમજી શકીએ તેમ નથી તે છતાં અનુયોગદ્વારસૂત્ર ઉપરની હારિભદ્રી વૃત્તિ(ઉલ્લેખ ૭)માં પાંચ મહામેઘોનું વર્ણન જોવા માટે પ્રથમાનુયોગ જોવાની ભલામણ કરી છે એ ઉપરથી પ્રથમાનુયોગમાં પ્રસંગે પ્રસંગે ઘણી ઘણી હકીકતોનો સમાવેશ હોવાનો સંભવ છે.

૪ સમવાયાંગ સૂત્ર અને નંદિસૂત્ર(ઉલ્લેખ ૮–૯)માં પ્રથમાનુયોગને બદલે મૂલપ્રથમાનુયોગ નામ મળે છે, તેનું કારણ મને એ લાગે છે કે, જ્યાં સુધી સ્થવિર આર્ય કાલકે પ્રથમાનુયોગનો પુનરુદ્ધાર નહોતો કર્યો ત્યાં સુધી સૂત્રકાલીન પ્રથમાનુયોગને પ્રથમાનુયોગ નામથી જ ઓળખવામાં આવતો હશે, પરંતુ સ્થવિર આર્ય કાલકે એ ગ્રંથનો ઉદ્ધાર કર્યા બાદ સૂત્રકાલીન પ્રથમાનુયોગને મૂલપ્રથમાનુયોગ નામ આપ્યું હોવું જોઈએ. જોકે સમવાયાંગસૂત્ર-નંદિસૂત્રના ચૂર્ણિ-વૃત્તિકારોએ વ્યુત્પત્ત્યર્થસિદ્ધ કેટલાક વૈકલ્પિક લાક્ષણિક અર્થો આપ્યા છે, પણ મારી સમજ પ્રમાણે એ વાસ્તવિક અર્થને સ્પર્શ નથી કરતા. જો પ્રથમાનુયોગમાં માત્ર તીર્થંકરોનાં જ ચરિત્રો હોત તો ચૂર્ણિ-વૃત્તિકારોના અર્થો લાક્ષણિક ન રહેતાં વાસ્તવિક બની જાત પરંતુ, આપણે સંભાવના કરી શકીએ છીએ ત્યાં સુધી, પ્રથમાનુયોગમાં માત્ર તીર્થંકરોનાં જ ચરિત્રો હોય અને તેમની સાથે અનિવાર્ય રીતે સંબંધ ધરાવતા ચક્રવર્તી-વાસુદેવાદિનાં ચરિત્રો હોય જ નહિ, એ કદીયે બનવા યોગ્ય નથી એટલે પ્રથમાનુયોગમાં માત્ર તીર્થંકરોનાં ચરિત્રો હોવાની વાત નંદિસૂત્ર-સમવાયાંગસૂત્રમાં મળતી હોય કે માત્ર તીર્થંકર-ચક્રવર્તી-દશારોનાં ચરિત્રો હોવાની વાત પંચકલ્પભાષ્યાદિમાં મળતી હોય તોપણ આપણે એ સમજી જ લેવું જોઈએ કે પ્રથમાનુયોગમાં, ઉપર કહેવામાં આવ્યું તેમ, ત્રેસઠ શલાકાપુરુષ અને તે સાથે સંબંધ ધરાવતી અનેક વ્યક્તિઓનાં ચરિત્રોનો સમાવેશ થયો જોઈએ. એટલે ચૂર્ણિ-વૃત્તિકારોની વ્યાખ્યાને આપણે અહીં લાક્ષણિક જ સમજવી જોઈએ.

દિગંબર આચાર્ય શ્રી **શુભચંદ્ર** પ્રણીત **અંગપણ્ણત્તી**માં **પ્રથમાનુયોગ**માં શું છે તે વિષે આ હકીકત જણાવી છે—

> पढम मिच्छादिट्ठि अव्वदिकं आसिदूण पडिवज्ज।
> अणुयोगो अहियारो वुत्तो **पढमाणुयोगो** सो ॥ ३५ ॥

चउवीसं तित्थयरा पइणो वारह छखंडभरहस्स ।
णव बलदेवा किण्हा णव पडिसत्तू पुराणाइं ॥ ३६ ॥
तेसिं वण्णंति पिया माई णयराणि तिण्ह पुव्वभवे ।
पंचसहस्सपयाणि य जत्थ हु सो होदि अहियारो ॥ ३७ ॥
દ્વિતીય અધિકાર.

દિગંબર આચાર્ય શ્રી **બ્રહ્મહેમચંદ્ર** વિરચિત **શ્રુતસ્કંધ**માં આ પ્રમાણે નિર્દેશ છે :

तित्थयर चक्कवट्टी बलदेवा वासुदेव पडिसत्तू ।
पचसहस्सपयाण एस कहा **पढमअणिओगो** ॥ २१ ॥

## પ્રથમાનુયોગના પ્રણેતા

પ્રથમાનુયોગના સ્વરૂપ વિશે ટૂંકમાં જણાવ્યા પછી તેના પ્રણેતા સ્થવિર **આર્ય કાલક** વિષે ટૂંકમાં જણાવવામાં આવે છે :

૧. પંચકલ્પમહાભાષ્ય અને તેની ચૂર્ણિ (ઉલ્લેખ ૩–૪)માં જણાવ્યા પ્રમાણે સ્થવિર આર્ય કાલકે **પ્રથમાનુયોગ** ગ્રંથનો પુનરુદ્ધાર કર્યો હતો તે જ રીતે તેમણે **ગંડિકાનુયોગ** નામના ગ્રંથનો પણ ઉદ્ધાર કર્યો હતો **લોકાનુયોગ** અને જૈન આગમો ઉપરની **સંગ્રહણી**ઓની રચના પણ તેમણે કરી હતી. **ગંડિકાનુયોગમાં** શું છે તે માટે આઠમો ઉલ્લેખ જોવા ભલામણ છે **ગણિતાનુયોગ**માં અષ્ટાંગનિમિત્તવિદ્યા ગૂંથવામાં આવી છે અને **સંગ્રહણીઓ,** એ જૈન આગમોની ગાથાબદ્ધ સંક્ષિપ્ત વિષયાનુક્રમણિકા છે આજે આપણે સ્પષ્ટ રીતે જાણી શકતા નથી કે 'અહીં જણાવેલી **સંગ્રહણીઓ** કઈ ?' તે છતાં સંભવતઃ ભગવતીસૂત્ર, પન્નવણાસૂત્ર, જીવાભિગમસૂત્ર, આવસ્યકસૂત્ર આદિમાં આવતી સંગ્રહણીગાથાઓ જ આ **સંગ્રહણી**ઓ હોવી જોઈએ.

૨. સ્થવિર **આર્ય કાલકે** અષ્ટાંગનિમિત્તવિદ્યાનું અધ્યયન **આજીવકશ્રમણો** પાસે કર્યું હતું. એટલે કે **નિમિત્તવિદ્યાના વિષયમાં સ્થવિર આર્ય કાલક માટે આજીવકોનું ગુરુત્વ અને વારસો હતાં.** શ્રમણ વીર વર્ધમાન ભગવાને અષ્ટાંગનિમિત્તવિદ્યાને સામાન્ય રીતે ભણવાનો નિષેધ કરેલ હોઈ જૈન શ્રમણોમાંથી એ વિદ્યા ભૂંસાઈ ગઈ હતી, પરંતુ સમયબળને કારણે એ જ વિદ્યા પુનઃ શીખવાની આવશ્યકતા જણાતાં આર્ય કાલકને આજીવક નિર્ગ્રંથોનું સાન્નિધ્ય સાધવું પડ્યું છે પંચકલ્પ ભાષ્યમાં "રાજા **શાલિવાહને આર્ય કાલક**ને ઉપહૃત કરેલ કટક અને કુંડલોને આજીવક શ્રમણો પોતાની ગુરુદક્ષિણા તરીકે લઈ ગયા" આ ઉલ્લેખથી "તે જમાનામાં આજીવકનિર્ગ્રંથોમાં પરિગ્રહધારી નિર્ગ્રંથો પણ હતા" એ જાણવા મળે છે

૩. પ્રથમાનુયોગાદિના પ્રણેતા સ્થવિર આર્ય કાલક રાજા શાલિવાહનના સમકાલીન હતા રાજા શાલિવાહને આર્ય કાલકને પૂછ્યું હતું કે "મથુરાનું પતન થશે કે નહિ ?" તેનો ઉત્તર આર્ય કાલકે શો આપ્યો હતો એ **પંચકલ્પમહાભાષ્ય**માં જણાવ્યું નથી, તે છતાં રાજાએ પ્રસન્ન થઈ કુંડલ આપ્યાનો ઉલ્લેખ છે તે ઉપરથી રાજાને **વિજય** જણાવ્યો હશે જે વિજયનો ઉલ્લેખ વ્યવહારભાષ્ય-ચૂર્ણિ-ટીકામાં અને બૃહત્કલ્પભાષ્ય ૧-ચૂર્ણિ-ટીકામા આવે છે એટલે પંચકલ્પભાષ્યમાં જે પ્રશ્નોનો નિર્દેશ છે એ

---

१ महुराणत्ती दंडे णिग्गय सहसा अपुच्छियं कयर ।
तस्स य तिक्खा आणा दुहा गया दो वि पाडेउं ॥१५२॥

સંભવિત જ છે અને આ જ કારણસર રાજા શાલિવાહનનો કાલકાર્ય સાથેનો સંબંધ ધર્મભાવનામાં પરિણમ્યો હશે એમ લાગે છે અને આ જ ધર્મસંબંધને કારણે કાલકાર્યે રાજા શાલિવાહનની ખાતર ભાદ્રપદ શુકલ પંચમીને બદલે ભાદ્રપદ શુકલ ચતુર્થીને દિવસે સંવત્સરી પર્વની આરાધના કરી હતી આ ઉપરથી આપણે એટલું નિશ્ચિત કરી શકીએ છીએ કે અષ્ટાંગનિમિત્તવિદ્યાપારંગત, પ્રથમાનુયોગ–ગંડિકાનુયોગ–લોકાનુયોગ–અને જૈન આગમોની સંગ્રહણીઓના પ્રણેતા, તેમ જ પંચમીને બદલે ચતુર્થીને દિવસે સંવત્સરી કરનાર સ્થવિર આર્ય કાલક એક જ છે અને તે રાજા શાલિવાહનના સમકાલીન હતા આ યુગમાં રાજા શાલિવાહન સાથે સંબંધ ધરાવનાર બીજા કોઈ કાલકાર્ય હોવાનો ઉલ્લેખ મળતો નથી પ્રજ્ઞાપનાસૂત્રના પ્રણેતા શ્યામાર્ય–કાલકાર્ય આ કાલકાર્ય કરતાં જુદા જ છે.

## પ્રથમાનુયોગનું ગુપ્ત સ્થાનમાં અસ્તિત્વ

**પ્રથમાનુયોગ** ગ્રંથ ઘણા ચિરકાળથી નષ્ટ થઈ જવા છતાં પણ એ ગ્રંથ ગુપ્ત સ્થાનમાં હોવાની અને ત્યાંથી દેવતાએ કોઈ કોઈ આચાર્યને વાંચવા માટે આપ્યાની કેટલીક કિંવદંતીઓ આપણે ત્યાં ચાલતી હતી અને તેવા બે ઉલ્લેખો મારા જોવામાં આવ્યા છે, જે પૈકીનો એક ઉલ્લેખ જયસાગરકૃત **ગુરુપારતંત્ર્યસ્તવવૃત્તિની** પ્રારંભિક પ્રસ્તાવનામાં છે અને બીજો ઉલ્લેખ હર્ષભૂષણકૃત **શ્રાદ્ધવિધિવિનિશ્ચય**માં છે. પહેલા ઉલ્લેખમાં પ્રથમાનુયોગગ્રંથની હાથપોથી શાસનદેવતાએ ખરતર આચાર્ય શ્રી **જિનદત્તસૂરિ**ને આપ્યાનો અને વાચ્યાનો ઉલ્લેખ છે. અને બીજામાં ગુર્જરેશ્વર મહારાજા શ્રી કુમારપાલદેવપ્રતિબોધક આચાર્ય શ્રી **હેમચંદ્ર**ને આપ્યાનો, એક રાત્રિમાં વાંચી લીધાનો અને તદનુસારે **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** રચ્યાનો ઉલ્લેખ છે, જે વિશેનો જરા સરખોય નિર્દેશ આચાર્ય શ્રી હેમચંદ્રે પોતાના શલાકાપુરુષચરિત્રમહાકાવ્યમાં કર્યો નથી આ **દેવતાઈ** વાતોને આપણે કેટલે અંશે માનવી એ એક ગંભીર કોયડો જ છે. આવી રચનાઓની નકલ કરવા દેવામાં કે કરી લેવામાં ન આવે, એ એક નવાઈની જ વાત છે ને? અસ્તુ, એ બન્નેય ઉલ્લેખો આ નીચે નોંધવામાં આવે છે :

૧ "ज्ञानदर्शनचारित्रागण्यपुण्यातिशयसत्त्वरञ्जितश्री**शासनदेवतावितीर्णोज्जयिनीस्थितमहाकालप्रासाद**मध्यवर्त्तिशैलमयभारपट्टपीठकान्त संगोपितपुरा**सिद्धसेनदिवाकर**वाचितदशपूर्वधरश्री**कालिकसूरि**विरचितानेकाद्भुतश्री**प्रथमानुयोग**सिद्धान्तपुस्तकरत्नार्थसम्यक्परिज्ञानजगद्विदितप्रभावा. निजप्रतिभावैभवविस्मापितदेवसूरय श्री**जिनदत्तसूरयः**" गुरुपारतन्त्र्यस्तववृत्ति.

२ श्री**हेमाचार्याः प्रथमानुयोगं** देवताप्रसादाल्लब्ध्वैकरात्रावधार्य च तदनुसारेण **त्रिषष्टिचरित्राणि** जग्रन्थुरिति ।" श्राद्धविधिविनिश्चय

**ગુરુપારતંત્ર્યસ્તવવૃત્તિ**ના ઉલ્લેખમાં सिद्धसेनदिवाकरवाचित એમ ઉલ્લેખ કર્યો છે તે માત્ર કલ્પિત અને અપ્રામાણિક છે, કારણ કે આવશ્યકચૂર્ણિકાર **જિનદાસગણિ** અને આવશ્યક તથા

---

**गोयावरीए** नईए तडे **पइट्ठाणं** नयरं। तत्थ **सालवाहणो** राया। तस्स **खरगओ** अमच्चो। अन्नया सो **सालवाहणो** राया दंडनायगं आणवेइ—**महुरं** घेत्तूण सिग्घमागच्छ। सो य सहसा अपुच्छिऊण दंडेहिं सह णिग्गतो। ततो चिंता जाया—का **महुरा** घेत्तव्वा? **दक्खिणमहुरा उत्तरमहुरा** वा?। तस्स आणा तिक्खा, पुणो पुच्छिउं न तीरति। ततो दंडा दुहा काऊण दोसु वि पेसिया, गहियातो दो वि **महुरातो**। ततो वद्धावगो पेसिओ। तेणागतूण राया वद्धावितो—देव! दो वि महुरातो गहियातो॥

व्यवहारभाष्य-टीका, भाग ४, पत्र ३६

અનુયોગદ્વાર-વૃત્તિકાર યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય શ્રી **હરિભદ્રે** ચૂર્ણિ અને વૃત્તિમાં અનેક ઠેકાણે અને અનેક વિષયમાં **પ્રથમાનુયોગની** સાક્ષી આપી છે, જેમાંના થોડા ઉપયોગી ઉલ્લેખો મેં આ લેખના પ્રારંભમાં આપ્યા છે, એટલે પ્રથમાનુયોગની પ્રતિ મેળવવા માટે કે વાંચવા માટે આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરને દેવતાની જરૂરત જરાય ન હતી, ભલે શ્રી જિનદત્તસૂરિ મહારાજને હો. શ્રી હર્ષભૂષણે કરેલો ઉલ્લેખ પણ કલ્પિત જ છે સંભવ છે, ગુરુપારતંત્ર્યસ્તવવૃત્તિકારની સ્પર્ધામાં હર્ષભૂષણે પણ એક તુક્કો ઊભો કર્યો હોય. તુક્કો પણ જેવોતેવો નહિ, એક રાત્રિમાં જ આચાર્યશ્રી હેમચંદ્રે પ્રથમાનુયોગ વાંચી લીધો. મને તો લાગે છે કે બન્નેય મહાનુભાવોએ તુક્કા જ ઉડાવ્યા છે

આવા દેવતાઈ તુક્કાઓ આપણે ત્યાં ઘણા ચાલ્યા છે. પ્રભાવકચરિત્રકાર આચાર્યે પણ એક આવી જ કથા રજૂ છે—

"એવામાં **બુદ્ધાનંદ** મરણ પામી વ્યંતર થયો અને પૂર્વના વૈરભાવથી તેણે મલ્લવાદિકૃત **નયચક્ર** અને **પદ્મચરિત્ર** એ બન્નેય ગ્રંથો પોતાને તાબે કર્યા અને તે કોઈને વાંચવા દેતો ન હતો"

પ્રભાવકચરિત્ર ભાષાંતર, પૃ૪ ૧૨૩.

ખરેખર આવી કથાઓ અર્થ વિનાની જ છે. **મલ્લવાદી** પ્રાચીન **નયચક્ર** ગ્રંથને વાંચે છે ત્યારે તેમના હાથમાંથી દેવતા તે ગ્રંથને પડાવી લઈ જાય છે, અને એની જ ભલામણથી નિર્માણ થયેલા **નયચક્ર** ગ્રંથની રક્ષા કરવાની એ દેવતાને પરવા નથી, ત્યારે તો આવી કથાઓ ઉપહાસજનક જ લાગે ને ?

અંતમાં, પ્રાસંગિક ન હોવા છતાંય મેં આ લેખમાં પંચકલ્પમહાભાષ્ય અને તેની ચૂર્ણિના ઉલ્લેખોની નોંધ કરી છે એટલે મારે કહેવાની વસ્તુ અનુપ્રસક્ત તો છે જ, અને તે એ કે પંચકલ્પ-મહાભાષ્ય નામ સાંભળી ઘણા વિદ્વાનો એમ ધારી લે છે કે पचकल्प નામનું સૂત્ર હોવું જોઈએ. પરંતુ ખરુ જોતાં તેમ છે જ નહિ પંચકલ્પભાષ્ય એ કલ્પભાષ્યમાંથી છૂટો પાડેલો એક ભાષ્યવિભાગ હોઈ તેનું મૂળ સૂત્ર જો કહી શકાય તો તે કલ્પસૂત્ર (બૃહત્કલ્પસૂત્ર) જ કહી શકાય, જેમ આવશ્યકનિર્યુક્તિમાંથી ઓઘનિર્યુક્તિને જુદી પાડવામાં આવી છે, દશવૈકાલિકનિર્યુક્તિમાંથી પિંડનિર્યુક્તિને જુદી કરી છે તે જ રીતે કલ્પભાષ્યમાંથી પંચકલ્પભાષ્યને પણ અલગ કરવામાં આવ્યું છે. બૃહત્કલ્પ-સૂત્રની કેટલીક જૂની સૂત્રપ્રતિઓના અંતમાં पचकल्पसूत्रं समाप्तम् આવો ઉલ્લેખ જોઈ કેટલાક ભ્રમમાં પડી જાય છે, પરંતુ ખરી રીતે ભ્રમમાં પડવું જોઈએ નહિ એવા નામોલ્લેખવાળી પ્રતિઓ બધી બૃહત્કલ્પસૂત્રની જ પ્રતિઓ છે

[ 'આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રન્થ,' ઈ સ. ૧૯૫૬ ]

# વિશેષાવશ્યક મહાભાષ્ય-સ્વોપજ્ઞ ટીકાનું અસ્તિત્વ

આજના લેખનું મંગળસ્વરૂપ શીર્ષક વાંચીને માત્ર જૈન જગત જ નહિ, કિન્તુ **વિશેષાવશ્યક-મહાભાષ્ય** ગ્રંથનું ગૌરવ સમજનાર જૈનેતર જગત પણ આનંદમગ્ન થશે, એમાં લેશ પણ શંકાને સ્થાન નથી. આજ પર્યંત ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત વિશેષાવશ્યક મહાભાષ્ય ઉપરની સ્વોપજ્ઞ ટીકા નષ્ટ થયાની જ માન્યતા પ્રચલિત હતી, પરંતુ તપાસને પરિણામે એ ગ્રંથની સ્વોપજ્ઞ ટીકા વિદ્યમાન છે અને એને જોવા આપણે સૌ નસીબદાર છીએ એની પ્રસ્તુત લેખથી દરેકને ખાતરી થશે. સાથે સાથે એ જાણીને દરેકને દિલગીરી પણ થશે કે, પ્રસ્તુત ટીકાને છઠ્ઠા ગણધરની વક્તવ્યતા સુધી પહોંચાડીને ભગવાન શ્રી જિનભદ્રગણિ સ્વર્ગવાસી થઈ ગયા છે; છતાંય આપણું પરમ સૌભાગ્ય છે કે એ અપૂર્ણ ટીકાને **શ્રીકોટ્યાર્યવાદિ ગણિ મહત્તર** મહારાજે પૂર્ણ કરી છે

પ્રસ્તુત સ્વોપજ્ઞ ટીકાની શરૂઆતમાં શ્રી ક્ષમાશ્રમણ ભગવાને મંગલાચરણ કે અવતરણ આદિ જેવો કશોય ઉલ્લેખ કર્યો નથી તેમ જ તેઓશ્રી પોતાની ટીકાને રચતાં એકાએક સ્વર્ગવાસી થયેલ હોવાથી પ્રશસ્તિ કે પુષ્પિકા જેવો ઉલ્લેખ પણ આપણને મળી શકે તેમ નથી. અસ્તુ! સૌપહેલાં આપણે ક્ષમાશ્રમણકૃત સ્વોપજ્ઞ ટીકાનો પ્રારંભનો અંશ જોઈએ

॥ र्द० ॥ ॐ नमो वीतरागाय ॥

**कयपवयणप्पणामो वुच्छं चरणगुणसंगहं सयलं**
**आवस्सयाणुओगं गुरूवएसाणुसारेणं ॥ १ ॥**

प्रोच्यन्ते ह्यनेन जीवादय अस्मिन्निति वा प्रवचनम् । अथवा प्रगतं प्रधानं शस्तमादौ वा वचनं द्वादशागम् । अथवा प्रवक्तीति प्रवचनम् । तदुपयोगानन्यत्वाद्वा संघः प्रवचनम् । प्रणमन प्रणाम पूजेत्यर्थ., कृत प्रवचनप्रणामोऽनेन कृतप्रवचनप्रणाम. । 'वोच्छं' वक्ष्ये । चर्यते तदिति चरणं चारित्रम् गुणा. मूलोत्तरगुणा. चरणगुणा । अथवा चरण चारित्रम् गुणग्रहणात् सम्यग्दर्शनज्ञाने । तेषां सग्रहणं सग्रह. । सह कलाभि सकल सपूर्णं इत्यर्थ. । अस्ति ह्येतद् देशग्रहीतत्वाद् वे(वि)कलोऽपि संग्रह, अय तु समस्तग्राहित्वात् सकल. । कथम् ? सामायिके एव द्वादशागार्थपरिसमाप्ते । वक्ष्यते च—"सामाइय तु तिविह सम्म सुयं तहा चरित्तं च ।" इत्यादि । किं च सम्यग्दर्शनादित्रयेण न संगृहीतम् ? अत सकल इति । तम् चरणगुणसगहं

सयल । कश्चासौ ? आवश्यकानुयोग. । अवश्यक्रियानुष्ठानादौ आवश्यकम्, अनुयोजनमनुयोग' अर्थ-व्याख्यानमित्यर्थ ,आवश्यकस्यानुयोग आवश्यकानुयोगः तम् आवश्यकानुयोगम् । गृणाति शास्त्रार्थमिति गुरवः, ब्रुवन्तीत्यर्थः, ते पुनराचार्या अर्हदादयो वा, तदुपदेश तदाज्ञा गुरूपदेशानुसार , गुरूपदेशानुवृत्तिरित्यर्थ., तया गुरूपदेशानुवृत्त्या गुरूपदेशानुसारेणेति । **तस्स फल०** गाहा ॥

[प्रवर्त्तकप्रति, पत्र १]

ઉપર કહેવાઈ જ ગયુ છે કે ભગવાન શ્રી જિનભદ્ર ક્ષમાશ્રમણ, ટીકાની રચના કરતા, એકાએક સ્વર્ગવાસી થઈ ગયા છે; એટલે તેનો ઉપસહાર, પુષ્પિકા કે પ્રશસ્તિ આપણને મળી શકે તેમ નથી આ સ્થિતિમા પ્રસ્તુત ટીકાના રચયિતા ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે કે હતા એ હકીકત આપણને તેમના પોતાના શબ્દોમા મળી શકે તેમ નથી, પરતુ એ હકીકત આપણને ઉપરોક્ત ટીકાને પૂર્ણ કરવાનુ મહાન પુણ્ય કાર્ય કરનાર ભગવાન શ્રી **કોટ્ટાર્યવાદિગણિ મહત્તર**ના ટીકાનુસધાનના પ્રારભિક અશમાંથી મળી શકે છે, જે અશ આ નીચે આપવામાં આવે છે .

ण ह वइ० गाहा ॥ सौम्य ! "न ह वै [स]शरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति, अशरीर वाव सन्तं प्रियाप्रिये न स्पृशत " इत्येषा च वेदपदाना न वाक्यार्थमवबुध्यते भवान् अत सशेते किमिह बन्धमोक्षौ स्यातां न वेति । न चेह सशयोऽनुरूपस्ते, यतो निष्पष्टमेवेदमुच्यते—सशरीरस्येति । बाह्याध्यात्मिकानादिशरीरसतानमयो बन्ध. । तथाऽशरीर वाव सन्तमित्यशेषशरीरापगमस्वभावो मोक्ष इति ॥ **छिण्णम्मि०** गाहा ॥

निर्माप्य षष्ठगणधरवक्तव्य किल दिवगता पूज्या ।
[१]अनुयोगमार्यदेशिक( ? ) **जिनभद्रगणि**क्षमाश्रमणा. ॥ छ ॥
तानेव च प्रणिपत्यात परमवि(व ?)शिष्टविवरणं क्रियते ।
**कोट्टार्यवादिगणि**ना मन्दधिया शक्तिमनपेक्ष्य ॥ १ ॥
सघटनमात्रमेतत् स्थूलकमतिसूक्ष्मविवरणपदस्य ।
शिवभक्त्युपहृतलुब्धकनेत्रवदिदमननुरूपमपि ॥ २ ॥
[२]सुमतिस्वमतिस्मरणादर्श( ? )परानुवचनोपयोगवेलायाम् ॥
मद्वदुपयुज्यते चेद्, गृह्णन्त्वलभा( सा )स्ततोऽन्येऽपि ॥ ३ ॥

अथ सप्तमस्य भगवतो गणधरस्य वक्तव्यतानिरूपणसम्बन्धनाय गाथाप्रपंच —ते **पव्वइए सोउं० । आभट्टो य० । किं मण्णे अत्थि देवा० तं मण्णसि णेरयिता० । सच्छंदचारिणो पुण० ।** दे मौर्यपुत्र ! आयुष्मन् काश्यप ! त्व मन्यसे—नारका सन्निकृष्टासुरपरमाधार्मिकायत्ततया कर्मवशतया परतन्त्रत्वात् स्वयं च दु खसंप्रतप्तत्वाद् इहाऽऽगन्तुमशक्ता , अस्माकमप्यनेन शरीरेण तत्र गन्तु कर्मवशतयैवाशक्तत्वात् प्रत्यक्षीकरणोपायासम्भवादागमगम्या एव श्रुति-स्मृतिग्रंथेषु श्रूयमाणा श्रद्धेया भवन्तु, ये पुनरमी देवा ते स्वच्छन्दचारिण कामरूपा दिव्यप्रभावाश्च किमिति दर्शनविषय नोपयान्ति ? किमिह नाऽऽगच्छन्तीत्यभिप्राय., अवश्य न सन्ति, येनास्मादृशानां प्रत्यक्षा न भवन्ति अतो न सन्ति देवाः, अस्मदाद्यप्रत्यक्षत्वात्, खरविषाणवत् श्रूयते च श्रुत्यादिषु, तद् आगमप्रामाण्यादनुमानगम्यत्वाद्वा परमाण्वादिवत् किं सन्तीति । एवं भवतो देवेषु सशय' । मा

१. "अनुयोगमार्गदेशक" એવો પાઠ અહીં સંભવે છે
२. "सुमति. स्मरणादर्शः" એવો પાઠ અહીં સંગત લાગે છે.

कुरु संशयम् ॥ अथादृष्टाश्रुतनामगोत्राभिभाषण—हृदयस्थार्थप्रकटीकरणविस्मापनानंतरं देवाभावप्रतिपादकहेतोरसिद्धतोद्भावनार्थं प्रत्यक्षप्रमाणसिद्धतां प्रकाशयन् भगवानाह—**मा०** गाहा ।
(प्रवर्त्तकप्रति, पत्र ८१–८२)

ઉપર ભગવાન શ્રી કોટ્ટાર્યવાદિગણિએ પૂર્વટીકાકાર શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના નામનો અને એ અપૂર્ણ ટીકાના અનુસંધાનકાર તરીકે પોતાના નામ આદિનો જે નિર્દેશ કર્યો છે, તે નોંધવામાં આવ્યો છે. આ ઉલ્લેખથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે, ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક મહાભાષ્યની ટીકા પૂર્ણ નથી કરી, પરંતુ છઠ્ઠા ગણધરની વ્યાખ્યા સુધી જ તે થઈ શકી છે-થઈ છે અને તે સમય દરમિયાન તેઓશ્રી સ્વર્ગવાસી થયા છે

ઉપર જે ઉલ્લેખ નોંધવામાં આવ્યો છે તેમાં શ્રી કોટ્ટાર્યવાદિગણિ મહારાજ મહત્તર હતા તેવો ઉલ્લેખ જોકે નથી, પરંતુ પ્રસ્તુત ટીકામાં તેમણે બે ઠેકાણે પોતે મહત્તર હોવાની સાબિતી આપતા ઉલ્લેખો કરેલા છે એક નમસ્કારની વ્યાખ્યા પૂર્ણ થાય છે ત્યાં અને બીજો ગ્રંથને અંતે—

१. धर्मकथादिवदिति नमस्कारनिर्युक्तिभाष्यव्याख्यान समाप्तम् ॥ छ ॥ ॥ कृति. **कोट्टार्यवादिगणिमहत्तरस्य** ॥ अथ सूत्रस्पर्शिकनिर्युक्तिः क्रमप्राप्ता, तस्या. संबधार्थं गाथा । कयपचणमोक्कारो० इत्यादि । [प्रवर्त्तकप्रति, पत्र १७०]

२. सव्वाणुओगमूल भस्स सामाइयस्स णाऊण ।
होइ परिकम्मियमई जोग्गो सेसाणुओगस्स ॥

सर्वसूत्रार्थकन(म)यस्य अनुयोगस्य मूल(ल) कारणं भाष्यं सामायिकस्य गाथानिवद्धं 'ज्ञात्वा' गुरूपदेशात् स्वयं वा शब्दार्थन्यायसिद्धान्तप्रावीण्यादवगम्ये(म्य अ) र्थम्, अनेन परिकर्मितवुद्धिर्योग्यो भवति सामायिकानुयोगव्यतिरिक्तस्य शेपानुयोगस्य श्रवणेऽनुप्रवचने चेति । परमपूज्यजिनभद्रगणिक्षमाश्रमणकृतविशेपावश्यकप्रथमाध्ययनसामायिकभाष्यस्य विवरणमिदं समाप्तम् ॥ छ ॥ सूत्रकारपरमपूज्य **श्रीजिनभद्रगणिक्षमाश्रमण**प्रारब्धा समर्थिता [1]श्री**कोट्टाचार्यवादिगणिमहत्तरेण** श्रीविशेपावश्यकलघुवृत्तिः ॥ छ ॥ [प्रवर्त्तक प्रति, पत्र १८६]

ઉપર કોટ્ટાર્યવાદિગણિ મહત્તરશ્રીએ સ્પષ્ટ કરી દીધું છે કે પોતે જે ટીકા રચી છે તે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણશ્રીની અપૂર્ણ ટીકાના અનુસંધાનરૂપે છે એટલે આ ટીકાનો છઠ્ઠા ગણધરવાદ સુધીનો પૂર્વ અંશ અને અંશ જ ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણવિરચિત છે એ નિર્વિવાદ છે

આ રીતે વિશેષાવશ્યક મહાભાષ્યની સ્વોપજ્ઞ અપૂર્ણ અથવા ખંડ ટીકાનું અસ્તિત્વ અને તેને કોટ્ટાર્યવાદિગણિમહત્તરે પૂર્ણ કર્યાનું જાણ્યા પછી, કોટ્યાચાર્યકૃત ટીકા સહ મુદ્રિત થયેલી વિશેષાવશ્યક મહાભાષ્યટીકાના પ્રણેતા કોટ્યાચાર્ય કોણ અથવા ક્યા ?—એ આદિ અનેક પ્રશ્નો આપણા સામે આવીને ઊભા રહે છે. ખાસ કરી મુદ્રિત ટીકાના આધારે પૂજ્યપાદ પ્રાવચનિકાચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજશ્રીએ ઉપરોક્ત મુદ્રિત ટીકાની પ્રસ્તાવનામાં અને શ્રીમાન મુનિજી શ્રીજિનવિજયજીએ જીતકલ્પચૂર્ણિની પ્રસ્તાવનામાં પોત-પોતાનાં મંતવ્યોના સમર્થનમાં જે અનેકવિધ અનુમાનો દોર્યાં છે, તેમને તો એ અંગે નવેસર જ ઊહાપોહ કરવાનો ઊભો રહે છે અસ્તુ! એ ગમે તે હો, અહીં આપણે પ્રસંગોપાત્ત સ્વોપજ્ઞ ટીકા અંગે કેટલુંક અવલોકન અને વિચાર કરી લઈએ.

---

૧. અહીં પ્રતિમાં कोट्टाचार्य છે પણ એ લેખકની ભૂલથી જ લખાયેલ છે. વાસ્તવિક રીતે कोट्टार्य જ હોવું જોઈએ.

મુદ્રિત કોટ્યાચાર્યીય વિશેષાવશ્યક ટીકામાં અને મલધારી આચાર્યકૃત ટીકામાં સ્વોપજ્ઞ ટીકાને નામે જે જે ઉલ્લેખો આવે છે તે બધાય પ્રસ્તુત સ્વોપજ્ઞ ટીકાઅંશમાં અક્ષરશઃ છે. ઉ. તરીકે, મુદ્રિત કોટ્યાચાર્ય ટીકાના પત્ર ૨૪૫-૨૬૫-૨૮૨ માંના ક્ષમાશ્રમણકૃત ટીકાના ઉલ્લેખો અનુક્રમે લિખિત પ્રવર્તકજી મહારાજશ્રીની પ્રતિના પત્ર ૩૩-૩૫-૩૮માં છે મુદ્રિત પત્ર ૩૫૮ માં શ્રીમાન કોટ્યાચાર્યે 'पूर्वलब्धसम्यक्त्वादित्रया सूक्ष्मसम्परायादय.' इति पूज्यपादाः આ પ્રમાણે ઉદ્ધરેલ પાઠ લિખિત પ્રવર્તકપ્રતિમાં પત્ર ૫૩ માં છે

આ ઉપરાંત પત્ર ૫૯૪ માં श्रीमत्क्षमाश्रमणपूज्यपादानामभिप्रायो लक्षणीय. तथाहि આ પ્રમાણેનો, સ્વોપજ્ઞ ટીકા-અંશની ભ્રાન્તિ પેદા કરતો જે પાઠ છે એ આખો પૂર્વપક્ષ ઉત્તરપક્ષને લગતો પાઠ ક્ષમાશ્રમણ-મહત્તરીય ટીકામાં નીચે મુજબ છે:

अथवा कश्चिदाह—**मुत्तो करणाभावादि**त्यादि। अज्ञानी मुक्त:, अकरणत्वात्, आकाशवत्। नन्वेव धर्मिस्वरूपविपर्ययसाधनाद् विरुद्ध, आकाशवदजीवोऽपि मुक्त. प्राप्नोति, एतस्मादेव हेतोरिति। एवमाचार्येणोक्ते पर किल प्रत्याह—भवतु तन्नाम, नामेत्यभ्यनुज्ञायाम्, अजीवो नाम मुक्तो भवतु, न कश्चिद्दोप, एपोऽस्याभिप्राय.—विरुद्धोऽसति वाघने तन्नामो(मा) जीवत्वमिष्टमेवेति सिद्धसाघनाद् विरुद्धाभाव इति। ननु चैवमाह—तस्याब्रुवाणस्य स्वलोऽभ्युपगमविरोध इति वाघने सति कथ विरुद्धता चोद्यते ? सर्वत्र च विरुद्धानैकान्तिकत्वेषूभयसिद्धस्य परिग्रह इति न्यायलक्षणात्, मा वाऽत्र परिहारगाथा—दव्वामुत्तत्तसहावजातितो तस्स दूरविवरीयं। ण हि त(ज)च्चंतरगमणं जुत्त णभसो व जीवत्तं॥ इयमप्यसम्वद्धा, यत परेणैव चोदिते एपा युज्यते वक्तुम्, न स्वयं चोदिते विरुद्धे, तत् कथमेतदगमनीय पूज्य**क्षमाश्रमणपादा**नामभिप्रायो लक्षणीय. ? उच्यते—परस्यापि जीवपदार्थश्चाजीवपदार्थश्चेत्युभय विद्यते, जीव ससारी मुक्तश्चेति द्वेधा, तस्य मुक्तस्याजीवत्वापादनमनिष्टमेव परस्यैकान्तवादिनः पदार्थसकरापत्तिभयात्, तस्याजीवत्वमभ्युपगम एव विरोध', तत्तश्चासति वाघने विरुद्धचोदनेति युक्तमेवाचार्येण भण्यते, स्वयमार्हतस्याभ्युपगमविरोधाभावात्, परस्य च जीवपदार्थस्याजीवप्राप्तेरनिष्टापादनात् कदाचित् सर्वात्मगुणहाने सिद्धत्वप्राप्तावजीत्ववमेवेत्युपर (?) इति तन्निवारणार्थमिय गाथा युज्यते दव्वामुत्तत्तसहावजातितो०।

[ प्रव० पत्र, ९२-९३ ]

આચાર્ય શ્રી મલધારીએ મુદ્રિત પત્ર ૨૭૪ મા क्षमाश्रमणपूज्यैश्च 'थीणद्धि' इत्यादि गाथायामित्थ व्याख्यातम् "स च किल जघन्योऽनन्तभागः" इत्यादि આ પ્રમાણે જે ક્ષમાશ્રમણીય ટીકાનો ઉલ્લેખ કર્યો છે તે લિખિત પ્રતિના પત્ર ૨૬ માં છે. તેમજ मूलटीकाकृत्‌ના નામથી જે મનઃપર્યાયજ્ઞાનના દર્શન વિષે ચર્ચા કરી છે તે લિખિત પ્ર૦ પ્રતિના પત્ર ૩૫ મા છે. શ્રી મલધારીએ પત્ર ૨૦૮ માં वृद्धटीकाकारના નામનો ઉલ્લેખ કર્યો છે તે ક્ષમાશ્રમણશ્રી માટે કે તેમની ટીકા માટે નથી. મુદ્રિત મલધારી ટીકાના પત્ર ૧૧૦૬ માં सव्यवहारराशिगतविशेपण चेह पूर्वटीकाकारैः कृतम् એમ લખ્યુ છે આ ઉલ્લેખ ક્ષમાશ્રમણ મહત્તરીય ટીકામા નથી, પરંતુ એ ઉલ્લેખ હારિભદ્રીયા અને કોટ્યાચાર્યીયા ટીકામાં જરૂર છે. ક્ષમાશ્રમણ-મહત્તરીય ટીકામાં તો આ રીતે પાઠ છે:

अथ एपामेव चतुर्णां सामायिकानां किं केन जीवेन स्पृष्टपूर्वं प्राप्तपूर्वमित्यर्थः, अत उच्यते—सव्वजीवेहिं सुयं०। श्रुतज्ञानं मिथ्यादृष्टिरपि लभते इति सर्वजीवैरनन्तेन कालेन श्रुतसामायिक लब्धपूर्वमिति सुखमेवोच्यते। આ પાઠમાં संव्यवहारराशि વિશેષણ છે જ નહિ, એટલે પૂર્વટીકા-

કાર શબ્દનો અર્થ સામાન્ય રીતે 'આવશ્યકસૂત્ર આદિ ઉપર ટીકા કરનાર આચાર્યો જ' સમજવાનો છે.

શ્રીમાન કોટ્યાચાર્યે પણ પોતાની ટીકામાં જે टीका, मूलटीका, आवश्यकमूलटीका વગેરે ઉલ્લેખો કર્યા છે એ બધાય આવશ્યકસૂત્રનિર્યુક્તિ ઉપરની હારિભદ્રીયા ટીકા, ચૂર્ણિ આદિને લક્ષીને જ છે એમ માનવું જોઈએ.

## ક્ષમાશ્રમણ–મહત્તરીયા ટીકા

પ્રસ્તુત ઉપલબ્ધ ક્ષમાશ્રમણપ્રારબ્ધ અને કોટ્ટાર્યવાદિગણિમહત્તરે પૂર્ણ કરેલી ટીકાને આપણે ક્ષમાશ્રમણ–મહત્તરીયા ટીકા તરીકે ઓળખવી એ વધારે સગવડ ભરેલી વસ્તુ છે. ભાષ્યગાથાની સંખ્યાના મુકાબલે પ્રસ્તુત ટીકાનો અર્ધા કરતાં કાંઈક વધારે પૂર્વભાગ શ્રી ક્ષમાશ્રમણ ભગવાને રચેલો છે અને તે પછીનો સમગ્ર ઉત્તરભાગ શ્રી મહત્તરશ્રીનો છે ક્ષમાશ્રમણશ્રીની ટીકાનું સ્વરૂપ સંક્ષિપ્ત હોઈ તેમની પૂર્વ અંશની ટીકા લગભગ ૪૫૦૦ શ્લોક જેટલી છે, જ્યારે મહત્તરશ્રીની ટીકા સહજ વિસ્તાર પામતી હોઈ પછીનો અંશ લગભગ ૫૭૫૦ શ્લોક જેટલો છે; એકંદર ટીકાનું પ્રમાણ અનુમાન ૧૦૨૫૦ શ્લોક જેટલું છે, છેવટે દસ હજારથી તો ઓછું નથી જ.

પ્રસ્તુત ટીકાને કોટ્ટાર્ય ભગવાને લઘુવૃત્તિ તરીકે ઓળખાવી છે એથી આપણને એવી લાલચ સહેજે જ થાય તેમ છે કે તેમણે પ્રસ્તુત લઘુવૃત્તિ અને બૃહદ્વૃત્તિ એમ બે વૃત્તિઓ રચી હશે અને પ્રસ્તુત લઘુવૃત્તિ અને મુદ્રિત કોટ્યાચાર્યની વૃત્તિના પ્રણેતાના નામમાં અમુક સામ્ય જોતાં તેવી કલ્પના ઊઠવી એ સ્વાભાવિક વસ્તુ પણ છે; પરંતુ ટીકાનું અવલોકન કરતાં આપણો એ ભ્રમ ભાંગી જ જાય છે અને સ્પષ્ટ રીતે લાગે છે કે બન્નેય ટીકાકારો એટલે કે ક્ષમાશ્રમણીય ટીકાના અનુસંધાતા કોટ્ટાર્ય મહારાજ અને મુદ્રિત ટીકાના પ્રણેતા કોટ્યાચાર્ય બન્નેય આચાર્ય એક નથી પણ જુદા છે. એનાં કારણો અનેક છે:

૧. પહેલું કારણ તો એ કે, બન્નેયના નામ, ઉપાધિ વગેરેમાં ભેદ છે ક્ષમાશ્રમણીય ટીકાના અનુસંધાતા આચાર્યનું નામ **કોટ્ટાર્ય** છે અને તેમણે પોતાને માટે '**વાદિગણિમહત્તર**' એવું વિશેષણ આપ્યું છે, જ્યારે મુદ્રિત ટીકામાં માત્ર અંતની અતિસંક્ષિપ્ત પુષ્પિકામાં માત્ર इति कोटचाचार्यकृता टीका समाप्तेति એટલું જ જણાવ્યું છે. જો બન્નેયના પ્રણેતા આચાર્ય એક જ હોત તો મોટી જણાતી કોટ્યાચાર્યીય ટીકામાં આવી અતિસંક્ષિપ્ત, સાદી-વિશેષણ વિનાની પુષ્પિકા ન જ હોત

૨. બીજું કારણ એ છે કે, મુદ્રિત કોટ્યાચાર્યીય ટીકામાં टीका, मूलटीका, मूलावश्यकटीका:, गुरव., जिनभटाचार्यपूज्या: આદિ જે ઉલ્લેખો છે તે પૈકીનો એક પણ ઉલ્લેખ ક્ષમાશ્રમણ-મહત્તરીય ટીકામાં નથી, તેમ જ પત્ર ૨૨૪, ૯૩૪ આદિમા જે ભાષ્યના પાઠભેદોની નોંધ છે તે પણ ક્ષમા૦ મહ૦ ટીકામાં નથી

૩ આ ઉપરાંત મલધારી આચાર્યે પત્ર ૨૭૩ મા अन्ये तु 'सो पुण सव्वजहण्णो चेयण्ण' इत्यादिगाथायां "स पुनरक्षरलाभ:" इति व्याचक्षते, इद चानेकदोपान्वितत्वात् जिनभद्रगणिक्षमाश्रमणपूज्यटीकायां चादर्शनादसगतमेव लक्षयाम । એ પ્રમાણે જે અન્યના મતની સમાલોચના કરીને એને અસંગત જણાવેલ છે, એ પાઠ મુદ્રિત કોટ્યાચાર્યીય ટીકા પત્ર ૧૮૬ માં છે, ક્ષમાશ્રમણ-મહત્તરીય ટીકામાં નથી.

આ અને આ સિવાયના બીજા ઘણાં એવાં કારણો છે કે જેથી બન્નેય ટીકાના પ્રણેતા આચાર્યો જુદી જુદી વ્યક્તિ છે

આટલું જાણ્યા–વિચાર્યા પછી એક વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે કે ગ્રંથપ્રમાણની દૃષ્ટિએ ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકા કરતાં કોટ્યાચાર્યીય ટીકા મોટી છે ખરી, અર્થાત્ એક ટીકા ૧૦૨૫૦ શ્લોક જેટલી અને બીજી ૧૩૭૦૦ શ્લોકો જેટલી છે; તે છતાં, તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં, ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકા જ વિસ્તૃત અને મહત્ત્વની છે કેટલીક કથાઓ અને કેટલીક ગાથાઓ કે જેને ક્ષમા૦ મહ૦ ટીકામાં સુગમ જણાવીને છોડી દીધી હોય તેની વ્યાખ્યા, વિવેચન કે સૂચન આમાં ભલે હોય, પરંતુ બાકીનાં દરેક તાત્ત્વિક કે ચાર્ચિક સ્થળો વગેરે અંગે તો ક્ષમાશ્રમણમહત્તરીય ટીકા જ ચડિયાતી છે ઊડતી નજરે બન્નેય ટીકાનાં સંખ્યાબંધ સ્થળોને સરખાવતાં ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકા કરતાં ખાસ વિશેષ ગણી શકાય તેવુ કોટ્યાચાર્યીય ટીકામાં કશુ જ મારા જોવામાં આવ્યુ નથી પરંતુ એટલું તો સ્પષ્ટ દેખાયું છે કે, લગભગ ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકાને સામે રાખીને જ કોટ્યાચાર્ય મહારાજે પોતાની ટીકાનુ નિર્માણ કર્યું છે મેં જે સંખ્યાબંધ સ્થળોની સરખામણી કરી છે તે દરેક સ્થળે ક્ષમા૦ મહ૦ ટીકા કરતાં કોટ્યાચાર્યીય ટીકામાં સક્ષેપ જ જોવામાં આવ્યો છે, એટલું જ નહિ, પણ પ્રમાણ તરીકે આપેલાં ઉદ્ધરણો પણ ક્ષમા૦ મહ૦ ટીકા કરતા ક્યાંય નવાં જોવામાં આવ્યા નથી કે ખાસ વિશેષ પણ કશું કરવામાં આવ્યુ નથી, આ વિશેનું બન્નેય ટીકાઓનું વિશેષ અંતઃપરીક્ષણ બીજી વાર કરવા વિચાર રાખ્યો છે

વિદ્વાનોને હુ આનદસદેશ આપું છું કે પ્રસ્તુત ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકાને **શ્રીજિનાગમ-પ્રકાશિની સંસદ** દ્વારા સત્વર પ્રકાશમાં મૂકવા બનતું કરવામા આવશે.

**વડોદરા,** ફાગણ શુદિ ૨ (‘શ્રી આત્માનંદ પ્રકાશ,’ ફાગણ, સં. ૨૦૦૪)

# 'જીતકલ્પસૂત્ર'*

**હસ્તલિખિત પ્રતિ**—પ્રસ્તુત ગ્રન્થના સંશોધન માટે પૂજ્યપાદ પ્રવર્ત્તક શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજના વડોદરાના હસ્તલિખિત જૈન જ્ઞાનભંડારની નવી લખાયેલ માત્ર એક જ પ્રતિનો આધાર લેવામાં આવ્યો છે આ પ્રતિને, લીંબડીના જૈન જ્ઞાનભંડારની કોઈ વિદ્વાને સુધારેલ પ્રાચીન પ્રતિના આધારે મેં સુધારી હતી. આ ઉપરાંત, પ્રસ્તુત ગ્રંથને સુધારવા માટે આવશ્યકનિર્યુક્તિ, પિંડનિર્યુક્તિ, ઓઘનિર્યુક્તિ, વ્યવહારભાષ્ય, બૃહત્કલ્પભાષ્ય, પંચકલ્પભાષ્ય વગેરે ગ્રંથોનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે, અને જેમ બને તેમ પ્રસ્તુત ગ્રંથને શુદ્ધ કરવા માટે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પ્રસ્તુત ગ્રંથની હસ્તલિખિત પ્રતિમાં અમે બે ખાસ વિશેષતાઓ જોઈ છે : એક પરસવર્ણવિષયક; અર્થાત્ अब्भङ्गिय देन्तो होन्ति अणहियासेन्तेहिं આ પ્રમાણે ઘણે ઠેકાણે પ્રાચીન સમયથી કરેલા પરસવર્ણો છે અને બીજી વિશેષતા—જ્યાં જ્યાં પ્રસ્તુત ગ્રંથની જે જે સૂત્રગાથાનું ભાષ્ય સમાપ્ત થાય છે ત્યાં તે તે ગાથાના અંકને તાડપત્રીય પ્રતોમાં આવતા પત્રાંકદર્શક અક્ષરાંકો દ્વારા દર્શાવવામાં આવ્યો છે ઉપરોક્ત પરસવર્ણ અને ગાથાદર્શક અક્ષરાંકો આખા ગ્રંથમાં કરવામાં આવ્યા હશે, પરંતુ લેખકાદિની અજ્ઞાનતાને લીધે કેટલેક ઠેકાણે આ વસ્તુ કાયમ રહી છે અને કેટલેક ઠેકાણે એમાં પરિવર્તન પણ થયું છે. અમે, આ બંનેય વસ્તુઓ અમારા પાસેની પ્રતિમાં જે પ્રમાણે મળી છે તે રીતે કાયમ જ રાખી છે. આથી અમે એટલું જ જણાવવા ઇચ્છીએ છીએ કે, આ ગ્રંથમાં પરસવર્ણ વગેરે જે છે તે અમે હસ્તલિખિત પ્રતિને આધારે જ કરેલા છે.

**જીતકલ્પભાષ્ય**—પ્રસ્તુત ભાષ્યગ્રંથ એ કલ્પભાષ્ય, વ્યવહારભાષ્ય, પંચકલ્પભાષ્ય, પિંડનિર્યુક્તિ વગેરે ગ્રથોની ગાથાના સંગ્રહરૂપ ગ્રંથ છે, કારણ કે ગ્રથમાં એવી ઢગલાબંધ ગાથાઓ છે, જેને ઉપરોક્ત ગ્રંથોમાંની ગાથાઓ સાથે અક્ષરશઃ સરખાવી શકાય.

**ગ્રંથકાર**—આ પુસ્તકમાં જીતકલ્પસૂત્ર અને તેના ભાષ્યનો સમાવેશ કરવામાં આવ્યો છે. જીતકલ્પસૂત્રના પ્રણેતા ભગવાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે એ નિર્વિવાદ હકીકત છે. આ સંબંધમાં તેમ જ ભગવાન જિનભદ્રગણિના સમયનિર્ણય વિષે વિદ્વદ્વર્ય શ્રીમાન જિનવિજયજીએ પોતે સંપાદન

* શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત 'જીતકલ્પસૂત્ર'ના સંપાદનની (પ્રકાશક—શ્રી બબલચંદ કેશવલાલ મોદી, અમદાવાદ, સં. ૧૯૯૪) પ્રસ્તાવના.

કરેલ ચૂર્ણિ સહિત જીતકલ્પસૂત્રની પ્રસ્તાવનામાં સવિસ્તર આલોચના કરી છે એટલે આ વિષયના જિજ્ઞાસુઓને તે પ્રસ્તાવના જોવા ભલામણ છે અહીં મારે માત્ર એટલું જ કહેવાનું છે કે જીતકલ્પ-ભાષ્યના કર્તા કોણ છે? પ્રસ્તુત ભાષ્યમાં કોઈ પણ ઠેકાણે ભાષ્યકારે પોતાના નામનો ઉલ્લેખ કર્યો નથી; નથી ચૂર્ણિકારે પ્રસ્તુત ભાષ્યનો પોતાના ગ્રંથમાં કયાંય ઉલ્લેખ કર્યો, તેમ તેવો બીજો કોઈ એવો સ્પષ્ટ ઉલ્લેખ પણ મળતો નથી, જેના આધારે ભાષ્યકારના નામનો ચોક્કસ નિર્ણય કરી શકાય તેમ છતાં પ્રસ્તુત જીતકલ્પભાષ્યના—

तिसमयहारादीणं, गाहाणऽट्ठण्ह वी सरूवं तु ।
वित्थरयो वण्णेज्जा, जह हेट्ठाऽऽवस्सए भणियं ॥ ६१ ॥

આ ગાથામાંના "जह हेट्ठाऽऽवस्सए भणिय" એ પાઠ તરફ ધ્યાન આપતાં આપણને સહેજે એમ થાય છે કે, અહીં "जह आवस्सए भणियं" એટલો જ પાઠ બસ છતાં ભાષ્યકારે વધારાનો "हेट्ठा" શબ્દ શા માટે મૂક્યો? "हेट्ठा" શબ્દ એ કોઈ પાદપૂરણાર્થક શબ્દ નથી કે આપણે તેમ માનીને ચલાવી લઈએ ખરુ જોતાં ગ્રંથકારો "हेट्ठा" અને "उवरिं" એ બે શબ્દોને અનુક્રમે "पूर्व" અને "अग्रे" અર્થમાં જ વાપરે છે. દા.ત., "हेट्ठा भणिय" અર્થાત્ पूर्वं भणितम्, "उवरिं वोच्छं" અર્થાત્ अग्रे वक्ष्ये, આ ઉપરથી એ ફલિત થાય છે કે, "પ્રસ્તુત जीतकल्प" ગ્રંથના ભાષ્યકારે "तिसमयहार" અર્થાત્ "जावइया तिसमया—" (आव निर्युक्ति गाथा ३०) ઇત્યાદિ આઠ ગાથાઓનું સ્વરૂપ પૂર્વે આવશ્યકમાં વિસ્તારથી વર્ણવ્યું છે." આવશ્યક નિર્યુક્ત્યન્તર્ગત "जावइया तिसमया" આદિ ગાથાઓનું ભાષ્યગ્રંથ દ્વારા વિસ્તૃત વ્યાખ્યાન કરનાર ભગવાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સિવાય બીજું કોઈ જ નથી. એટલે મારી એ દૃઢ માન્યતા છે કે, પ્રસ્તુત જીતકલ્પભાષ્યના પ્રણેતા ભગવાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાક્ષમણ છે.

ભાષ્યકાર તરીકે બે આચાર્યો જાણીતા છે: એક ભગવાન શ્રી સંઘદાસગણિ ક્ષમાશ્રમણ અને બીજા પૂજ્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ કલ્પબૃહદ્ભાષ્ય વગેરેના પ્રણેતા કોણ છે? એ નિર્ણીત નથી પણ એ આ બે કરતા કોઈ ત્રીજા જ આચાર્ય છે એમ અમે માનીએ છીએ અસ્તુ, એ ગમે તે હો, તો-પણ પૂજ્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણની મહાભાષ્યકાર તરીકેની ખ્યાતિ હોઈ પ્રસ્તુત ભાષ્યમાં તેમના પૂર્વે થઈ ગયેલ ભગવાન શ્રી સંઘદાસગણિકૃત ભાષ્યગ્રંથાદિની ગાથાઓ હોવામાં કોઈ પણ પ્રકારનો વિરોધ નથી.

**વિષય**—પ્રસ્તુત ગ્રંથમા જૈન નિર્ગ્રંથનિગ્રંથીઓના જુદા જુદા અપરાધસ્થાનવિષયક પ્રાયશ્ચિત્તોનું જીતવ્યવહારને આશ્રી નિરૂપણ કરવામાં આવ્યું છે, જે વિષયાનુક્રમણિકા જોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાશે

અંતમા હુ એટલું જ ઇચ્છું છું કે, પ્રસ્તુત ગ્રંથના સંશોધનમાં સાવધાની રાખવા છતા સ્ખલનાઓ રહેવા પામી હોય તેને વિદ્વાનો ક્ષમાપૂર્વક સુધારીને વાંચે

['જીતકલ્પસૂત્ર,' પ્રસ્તાવના, સં. ૧૯૯૪]

# જૈન કર્મસાહિત્ય અને 'પંચસંગ્રહ'*

## ભારતીય દર્શનસાહિત્યમાં કર્મવાદનું સ્થાન

કેવલજ્ઞાનદિવાકર, સર્વતત્ત્વરહસ્યવેદી, વિશ્વોપકર્તા અને જગદુદ્ધર્તા શ્રમણ ભગવાન શ્રી વીર-વર્ધમાન તીર્થંકરે પ્રતિપાદન કરેલ જૈનદર્શનમાં સ્યાદ્વાદ, અહિંસાવાદ વગેરે વાદો જેમ એના મહત્ત્વના અંગ-સ્વરૂપ છે એ જ રીતે અને એટલા જ પ્રમાણમાં કર્મવાદ એ પણ એનું એવું જ પ્રધાન અંગ છે સ્યાદ્વાદ અને અહિંસાવાદના વ્યાખ્યાન અને વર્ણનમાં જેમ જૈનદર્શને જગતભરના સાહિત્યમાં એક ભાત પાડી છે, એ જ પ્રમાણે કર્મવાદના વ્યાખ્યાનમાં પણ એણે એટલાં જ કૌશલ અને ગૌરવ દર્શાવ્યાં છે એ જ કારણ છે કે, જૈનદર્શને કરેલી કર્મવાદની શોધ અને તેનુ વ્યાખ્યાન એ બન્નેય ભારતીય દર્શન સાહિત્યમાં તેના અનેકાન્તવાદ, અહિંસાવાદ વગેરે વાદોની માફક ચિરસ્મરણીય મહત્ત્વનું સ્થાન ભોગવી રહેલ છે

## જૈનદર્શનમાં કર્મવાદનું સ્થાન

આજે સામાન્ય માન્યતા એવી છે કે "જૈનદર્શન કર્મવાદી છે" અલબત્ત, આ માન્યતા અસત્ય તો નથી જ; છતાં આ માન્યતાની આડે એક એવી ભ્રાન્તિ જન્મી છે કે "જૈનદર્શન માત્ર કર્મવાદી છે" આ સંબંધમાં કહેવું જોઈએ કે "જૈનદર્શન માત્ર કર્મવાદી છે એમ નથી, પણ તે વિશ્વવાદી છતાં ટૂંકમાં મહાતાર્કિક આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરના—

कालो सहाव नियई पुव्वकयं पुरिसकारणेगंता ।
मिच्छत्त ते चेवा समासओ होंति सम्मत्त ।।

આ કથનાનુસાર કાલવાદ, સ્વભાવવાદ વગેરે પાંચ કારણવાદને માનનાર દર્શન છે" કર્મવાદ એ ઉપરોક્ત પાંચ કારણવાદ પૈકીનો એક વાદ છે, આમ છતાં ઉપર જણાવેલી ભ્રાન્ત માન્યતા ઉદ્ભવવાનુ મુખ્ય કારણ એટલું જ છે કે, જૈનદર્શને માન્ય કરેલ પાંચ વાદો પૈકી કર્મવાદે સાહિત્યના ક્ષેત્રમા જે વિશાળ સ્થાન રોકેલું છે એના શતાંશ જેટલુંય સ્થાન બીજા એક પણ વાદે રોકયું નથી આ

* શ્રી ચંદ્રમહત્તરાચાર્યકૃત 'પંચસગ્રહ'—આચાર્ય મલયગિરિકૃત ટીકાના અનુવાદ સહિત દ્વિતીય ખંડ—(અનુવાદક અને પ્રકાશક : શ્રી હીરાલાલ દેવચદ શાહ, અમદાવાદ, સને ૧૯૪૧)નું આમુખ

ઉપરથી સમજી શકાશે કે " જૈનદર્શન માત્ર કર્મવાદને માનનાર દર્શન નથી, પણ તે ટૂંકમાં પાંચ કારણવાદને માનનાર અનેકાન્તવાદી દર્શન છે"

## મૌલિક જૈન કર્મસાહિત્ય

જૈન કર્મવાદનું સ્વરૂપ અને તેનું વ્યાખ્યાન અત્યારે વિદ્યમાન જૈન આગમોમાં છૂટું છૂટું અમુક પ્રમાણમા હોવા છતાં એ એટલુ અપૂર્ણ છે કે જે જૈન કર્મવાદની મહત્તાના અંગરૂપ ન બની શકે, તેમ જ જૈન આગમો પૈકીનું કોઈ પણ આગમ એવુ નથી જે કેવળ કર્મવાદવિષયને લક્ષીને હોય આ સ્થિતિમા સૌકોઈ ને એ જિજ્ઞાસા સહેજે જ થાય અને થવી જ જોઈએ કે, "ત્યારે જૈનદર્શનના અંગભૂત કર્મવાદના વ્યાખ્યાનનું મૂળ સ્થાન કયુ ?" આ વિષે જૈન કર્મવાદવિષયક સાહિત્યના વ્યાખ્યાતા અને પ્રણેતાઓનો એ જવાબ છે કે "જૈન કર્મવાદવિષયક પદાર્થોનું મૂળભૂત, વિસ્તૃત અને સંપૂર્ણ વ્યાખ્યાન કર્મપ્રવાદપૂર્વમાં અર્થાત્ કર્મપ્રવાદપૂર્વ નામક મહાશાસ્ત્રમા કરવામાં આવ્યું છે, એ મહાશાસ્ત્રના આધારે અમારું કર્મવાદનુ વ્યાખ્યાન, ગ્રંથરચના વગેરે છે" આજે આ મૂળભૂત મહાશાસ્ત્ર કાળના પ્રભાવથી વિસ્મૃતિ અને નાશના મુખમાં પડી ગયું છે આજે આપણા સમક્ષ વિદ્યમાન કર્મવાદવિષયક સાહિત્ય એ ઉપરોક્ત મહાશાસ્ત્રના આશયને આધારે નિર્માણ કરાયેલ અંશરૂપ સાહિત્ય છે ઉપર જણાવેલ મહાશાસ્ત્રની વિસ્મૃતિ અને અભાવમાં કર્મસાહિત્યના નિર્માતાઓને કર્મવાદવિષયક કેટલીયે વસ્તુઓનાં વ્યાખ્યાનો પ્રસંગે પ્રસંગે છોડી દેવાં પડયાં અને કેટલીયે વસ્તુઓનાં વિસંવાદ પામતાં તાત્વિક વર્ણનો અધૂરાં ઉપર છોડી દેવામાં આવ્યા છે"[1]

## જૈન કર્મસાહિત્યના પ્રણેતાઓ

જૈન કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતાઓ શ્વેતાંબર અને દિગંબર એમ બે વિભાગમાં વહેંચાઈ

---

૧ (क) "अकरणअणुइन्नाए अणुओगधरे पणिवयामि ॥ १ ॥"

"करण क्रिया, ताए विणा जा उवसामणा सा अकरणोवसामणा......ताते अणुओगो वोच्छिन्नो तो तं अजाणतो आयरिओ जाणंतस्स नमोक्कार करेति ॥"

कर्मप्रकृतिचूर्ण—उपशमनाकरणे ॥

"अकरणकृतोपशमनाया नामधेयद्वयम्, तद्यथा—अकरणोपशमना, अनुदीर्णोपशमना च । तस्याश्च सम्प्रत्यनुयोगो व्यवच्छिन्न ।" मलयगिरीया टीका ॥

(ख) तत्र या करणरहिता तस्या व्याख्या नास्ति, तद्वेतृणामभावात् ।"

पचसंग्रहे स्वोपज्ञटीका ।

(ग) "जीवपदप्रतिवद्धाना त्वालापगणनादीनां द्वाराणां प्ररूपणा सम्प्रदायाभावाद् न क्रियते"

वृहत्कल्पसूत्रविभाग ४, पत्र १२१९

(घ) "शेषाणि तु द्रव्यप्रमाणादीनि सप्तानुयोगद्वाराणि कर्मप्रकृतिप्राभृतादीन् ग्रन्थान् सम्यक् परिभाव्य वक्तव्यानि । ते च कर्मप्रकृतिप्राभृतादयो ग्रन्था न सम्प्रति वर्त्तन्ते इति लेशतोऽपि दर्शयितु न शक्यन्ते । यस्त्वैदंयुगीनेऽपि श्रुते सम्यगत्यन्तमभियोगमास्थाय पूर्वापरौ परिभाव्य दर्शयितु शक्नोति तेनावश्यं दर्शयितव्यानि । प्रज्ञोन्मेपो हि सतामद्यापि तीव्रतीव्रतरक्षयोपशममभावेनासीमो विजयमानो लक्ष्यते । अपि चान्यदपि यत् किञ्चिदिह नूणमापतित तत् तेनापनीय तस्मिन् स्थानेऽन्यत् समोचीनमुपदेष्टव्यम् । सन्तो हि परोपकारकरणैकरसिका भवन्तीति ॥

सप्ततिका गाथा ५३, मलयगिरीया टीका, पत्र २४१

જાય છે, તે છતાં કર્મવાદનું વ્યાખ્યાન અને વર્ણન તો એક જ રૂપમાં રહ્યું છે એ જ કારણ છે કે દરેક તાત્ત્વિક વિષયમાં બન્નેય સંપ્રદાય સમાનતંત્રીય તરીકે ઓળખાય છે. એ સાહિત્યની વિશેષતાના વિષયમાં પણ ઉભય સંપ્રદાય સમાન દરજ્જામાં ઊભા છે. અલબત્ત, ગ્રંથકર્તાઓના ક્ષયોપશમાનુસાર ગ્રંથરચના અને વસ્તુવર્ણનમાં સુગમ–દુર્ગમતા, ન્યૂનાધિકતા કે વિશદાવિશદતા હશે અને હોઈ શકે, તે છતા, વાસ્તવિક રીતે જોતાં, બન્નેય પૈકી કોઈનાય કર્મવાદ-વિષયક સાહિત્યનુ ગૌરવ ઓછુ આંકી શકાય તેમ નથી અવસરે અવસરે, જેમ દરેક વિષયમા બને છે તેમ, કર્મવાદવિષયક સાહિત્યમાં પણ ઉભય સંપ્રદાયે એકબીજાની વસ્તુ લીધી છે, વર્ણવી છે અને સરખાવી પણ છે. એ જ પુરવાર કરે છે કે કર્મવાદવિષયક સાહિત્યમાં બન્નેય પૈકી એકેયનું ગૌરવ ઓછું નથી બન્નેય સંપ્રદાયમાં કર્મવાદ-વિષયક નિષ્ણાત આચાર્યો એકસમાન દરજ્જાના થયા છે, જેમના વક્તવ્યમાં ક્યાય સ્ખલના ન આવે કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ જેવા સમર્થ ગ્રંથો, તેનો વિષય અને તેનાં નામ આપવા વગેરે બાબતમાં પણ બન્નેય સંપ્રદાય એક કક્ષામાં ઊભા છે શ્વેતાંબર સંપ્રદાયમાં ભગવાન શ્રી શિવશર્મસૂરિ, ચૂર્ણિકાર આચાર્ય, શ્રી ચંદ્રર્ષિમહત્તર, શ્રીમાન ગર્ગર્ષિ, નવાંગીવૃત્તિકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિ, શ્રી મુનિચંદ્રસૂરિ, મલધારી શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી ચક્રેશ્વરસૂરિ, શ્રીમાન ધનેશ્વરાચાર્ય, ખરતર આચાર્ય શ્રી જિનવલ્લભસૂરિ, આચાર્ય શ્રી મલયગિરિ, શ્રી યશોદેવસૂરિ, શ્રી પરમાનંદસૂરિ, બૃહદ્‌ગચ્છીય શ્રી હરિભદ્રસૂરિ, શ્રી રામદેવ, તપા આચાર્ય શ્રી દેવેન્દ્રસૂરિ, શ્રી ઉદયપ્રભ, શ્રી ગુણરત્નસૂરિ, શ્રી મુનિશેખર, આગમિક શ્રી જયતિલકસૂરિ, ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી વગેરે સંખ્યાબંધ મૌલિક તેમ જ વ્યાખ્યાત્મક કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતા અને વ્યાખ્યાતા નિષ્ણાત આચાર્યો અને સ્થવિરો થઈ ગયા છે. એ જ રીતે દિગંબર સંપ્રદાયમાં પણ ભગવાન શ્રી પુષ્પદંતાચાર્ય, શ્રી ભૂતબલિ આચાર્ય, શ્રી કુન્દકુન્દાચાર્ય, સ્વામી શ્રી સમન્તભદ્રાચાર્ય, શ્રી ગુણધરાચાર્ય, શ્રી યતિવૃષભાચાર્ય, શ્રી વીરસેનાચાર્ય, શ્રી નેમિચંદ્ર, સિદ્ધાન્તચક્રવર્ત્તી વગેરે કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતા અને વ્યાખ્યાતા પારંગત આચાર્યો અને સ્થવિરો થયા છે બન્નેય સંપ્રદાયના વિદ્વાન ગ્રંથકારોએ કર્મવાદવિષયક સાહિત્યને પ્રાકૃત–માગધી, સંસ્કૃત તેમ જ લોકભાષામાં ઉતારવા એકસરખો પ્રયત્ન કર્યો છે શ્વેતાંબર આચાર્યોએ કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, પ્રાચીન-અર્વાચીન કર્મગ્રંથો અને તેના ઉપર ચૂર્ણિ, ભાષ્ય, ટીકા, અવચૂર્ણિ, ટિપ્પનક, ટબાઓ આદિરૂપ વિશિષ્ટ કર્મસાહિત્યનું સર્જન કર્યું છે, જ્યારે દિગંબર આચાર્યોએ મહાકર્મપ્રકૃતિપ્રાભૃત, કષાયપ્રાભૃત, ગોમ્મટસાર, લબ્ધિસાર, ક્ષપણાસાર, પંચસંગ્રહ વગેરે શાસ્ત્રો અને તેના ઉપર માગધી, સંસ્કૃત, હિન્દી આદિ ભાષામા વ્યાખ્યાત્મક વિશાળ કર્મસાહિત્યની રચના કરી છે. કર્મવાદવિષયક[1] ઉપર્યુક્ત ઉભય સંપ્રદાયને લગતા સાહિત્યમાં અનેક પ્રકારની વિશેષતા હોઈ એકબીજા સંપ્રદાયના સાહિત્ય તરફ દુર્લક્ષ કરવું કે ઉપેક્ષા કરવી એ કર્મવાદ-વિષયક અપૂર્વ જ્ઞાનથી વંચિત રહેવા જેવી જ વાત છે છેવટે ટૂંકમા એટલું જ કહેવુ બસ છે કે જૈનદર્શનમાન્ય કર્મવાદને પુષ્ટ બનાવવામાં ઉભય સંપ્રદાયે એકસરખો ફાળો આપ્યો છે

## જૈન કર્મવાદસાહિત્યની વિશેષતા

જૈનદર્શને કર્મવાદના વિષયમાં વિચાર કરતાં કર્મ શી વસ્તુ છે? જીવ અને કર્મનો સંયોગ કેવી

૧ શ્વેતાંબર-દિગંબર કર્મવાદવિષયક સાહિત્યનો પરિચય મેળવવા ઇચ્છનારે શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી બહાર પડેલ અને પૂજ્યપાદ ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મહારાજે સંપાદિત કરેલ સટીકાશ્ચત્વારઃ પ્રાચીનાઃ કર્મગ્રન્થાઃની પ્રસ્તાવના અને તપાગચ્છનાયક શ્રી દેવેન્દ્રસૂરિ વિરચિત ચત્વારઃ કર્મગ્રન્થાઃમાંના છઠ્ઠા પરિશિષ્ટને જોવાં

રીતે થાય છે તેમ જ એ સંયોગ ક્યારનો અને કયા રૂપમાં છે? કર્મનાં દલિક, તેની વર્ગણાઓ, તેના ભેદો, તથા તે કેવી રીતે બંધાય અને ઉદયમાં આવે છે? ઉદયમાં આવવા પહેલાં તેના ઉપર જીવ દ્વારા શી શી ક્રિયાઓ થાય છે? કર્મોને આશ્રયીને જીવ દ્વારા થતી વિવિધ ક્રિયાઓ, જેને કરણ કહેવામાં આવે છે, એ શી વસ્તુ છે અને તેના કેટલા પ્રકારો છે? કર્મના બંધ અને નિર્જરાનાં શાં શાં કારણો અને ઇલાજો છે? કર્મબંધ અને તેના ઉદયાદિને પરિણામે આત્માની કઈ કઈ શક્તિઓ આવૃત તેમ જ વિકસિત થાય છે? કયા કારણસર કર્મોનો બંધ દૃઢ અને શિથિલ થાય છે? કર્મના બંધ અને નિર્જરાને લક્ષી જીવ કેવી કેવી વિશિષ્ટ ક્રિયાઓ કરે છે? કર્મના બંધ અને નિર્જરાનો આધાર શાના ઉપર છે? આત્માની આંતરિક શુભાશુભ ભાવના અને દેહજનિત બાહ્ય શુભાશુભ ક્રિયા કર્મબંધાદિકના વિષયમાં કેવો ભાગ ભજવે છે? શુભાશુભ કર્મો અને તેના રસની તીવ્ર-મંદતાને પરિણામે આત્મા કેવી કેવી સમ-વિષમ દશાઓનો અનુભવ કરે છે? વગેરે સંખ્યાતીત પ્રશ્નોનો વિચાર અને ઉકેલ કરેલ છે. આ ઉપરાંત અનાદિ કર્મપરિણામને પ્રતાપે આત્મા કેવી કેવી પરિસ્થિતિઓમાંથી પસાર થયો છે, થાય છે અને વિવિધ ક્રિયાઓ કર્યે જાય છે, એનું વાસ્તવિક અને વિશિષ્ટ વર્ણન જૈનદર્શને વર્ણવેલ કર્મવાદમાં જેટલા વિપુલ અને વિશદ રૂપમાં મળી આવશે, એટલા સ્પષ્ટ રૂપમાં ભારતીય ઇતર દર્શનસાહિત્યમાં ક્યારેય લભ્ય નથી ભારતીય અન્ય દર્શન સાહિત્યમા આત્માની વિકસિત દશાનું વર્ણન વિશદ રૂપમાં મળી આવશે પણ અવિકસિત દશામાં એની શી સ્થિતિ હતી? કઈ કઈ પરિસ્થિતિઓ એણે વટાવી અને તેમાથી તેનો વિકાસ કઈ વસ્તુના પાયા ઉપર થયો, એ વસ્તુનું વર્ણન લગભગ ઘણા જ ઓછા પ્રમાણમાં મળી આવશે.

મહાન આચાર્ય શ્રી સિદ્ધર્ષિની ઉપમિતિભવપ્રપંચા કથા, મલધારી શ્રી હેમચન્દ્રસૂરિની ભવભાવના, મંત્રી યશઃપાલનું મોહરાજ પરાજય નાટક, મહોપાધ્યાય શ્રી યશોવિજયજીની વૈરાગ્યકલ્પલતા વગેરે જૈનદર્શનના કર્મવાદને અતિબારીકાઈથી રજૂ કરતી કૃતિઓનું નિર્માણ અને એ કૃતિઓ આજે ભારતીય સાહિત્યમાં અજોડ સ્થાન શોભાવી રહી છે એ જૈનદર્શનના કર્મવાદને જ આભારી છે.

પ્રસંગોચિત આટલું જણાવ્યા પછી હવે મૂળ વિષય તરફ આવીએ મૂળ વિષય પંચસંગ્રહ મહાશાસ્ત્રનો ગુજરાતી અનુવાદ છે. એ અનુવાદને અંગે કાંઈ પણ કહેવા પહેલાં પંચસંગ્રહ શી વસ્તુ છે અને તેને લગતું કયું કયું વિશિષ્ટ સાહિત્ય આજે લભ્ય છે ઇત્યાદિ જાણવું-જણાવવું અતિ આવશ્યક હોઈ શરૂઆતમાં આપણે એ જ જોઈએ

## પંચસંગ્રહ અને તેને લગતું સાહિત્ય

પંચસંગ્રહ એ કર્મવાદનિષ્ણાત આચાર્ય શ્રી ચંદ્રર્ષિ મહત્તર વિરચિત કર્મસાહિત્યવિષયક પ્રાસાદભૂત મહાન ગ્રંથ છે એમાં આચાર્યશ્રીએ જણાવ્યા પ્રમાણે શતક આદિ પાંચ ગ્રંથોનો સંક્ષેપથી સમાવેશ હોઈ અથવા એમાં પાંચ દ્વારોનું વર્ણન હોઈ એને પંચસંગ્રહ એ નામથી ઓળખાવવામાં આવ્યો છે ગ્રંથકારે મૂળ ગ્રંથમાં પાંચ દ્વારોના નામો આપ્યા છે, પણ શતક આદિ પાંચ ગ્રંથો કયા એ મૂળમાં કે સ્વોપજ્ઞ ટીકામાં ક્યાંય જણાવ્યું નથી. છતા આચાર્ય શ્રી મલયગિરિએ આ ગ્રંથની ટીકામાં[1] જણાવ્યુ છે તે મુજબ આ ગ્રંથમાં આચાર્યે (૧) શતક, (૨) સપ્તતિકા, (૩) કષાયપ્રાભૃત, (૪) સત્કર્મ, અને (૫) કર્મપ્રકૃતિ આ પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે. આ પાંચ ગ્રંથો પૈકી સપ્તતિકા અને કર્મપ્રકૃતિ

---

૧. "पञ्चाना शतक–सप्ततिका–कषायप्राभृत–सत्कर्म–कर्मप्रकृतिलक्षणाना ग्रन्थानाम् ॥"
पचसग्रह गाथा १ टीका ॥

એ બે ગ્રંથો આમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે, પણ બાકીના ત્રણ ગ્રંથોનો આચાર્યે કેવી રીતે સમાવેશ કર્યો છે એ સ્પષ્ટ રીતે સમજવું ઘણું કઠિન છે ખાસ કરીને આજે જે બે ગ્રંથો આપણને મળતા નથી એવા સત્કર્મ અને કષાયપ્રાભૃતનો સમાવેશ આચાર્યે કયે ઠેકાણે અને કેવી રીતે કર્યો છે એ સમજવાનું કે કલ્પના કરવાનું કામ તો અત્યારે આપણા માટે અશક્ય જ છે આ સ્થિતિમાં આપણે એટલું અનુમાન કરી શકીએ કે કર્મપ્રકૃતિ અને સપ્તતિકા એ બે ગ્રંથોના વિષયો અતિ સ્વતંત્ર હોઈ આચાર્યે એ બે ગ્રંથોને સ્વતંત્ર રીતે આમાં સંગ્રહ્યા છે અને બાકીના ત્રણ ગ્રંથોનો વિષય પરસ્પર સંમિલિત થઈ જતો હોઈ તે ગ્રંથોને સંમિલિત રૂપે સંગ્રહ્યા હશે

ભગવાન શ્રી ચંદ્રર્ષિ મહત્તરે પ્રસ્તુત ગ્રંથમાં શતક આદિ જે પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે, તે પૈકી એક પણ ગ્રંથના નામનો સાક્ષી તરીકે સ્વોપજ્ઞ ટીકામાં ક્યાંય ઉલ્લેખ કર્યો નથી પરંતુ આચાર્ય શ્રી મલયગિરિની ટીકામાં કષાયપ્રાભૃત સિવાયના ચાર ગ્રંથોનો પ્રમાણ તરીકે અનેક ઠેકાણે ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે સત્કર્મનો ઉલ્લેખ[1] તેમણે બે ઠેકાણે કર્યો છે પણ તે એક જ રૂપ હોઈ ખરી રીતે એ એક જ ગણી શકાય. શતક, સપ્તતિકા અને કર્મપ્રકૃતિ એ ત્રણ ગ્રંથો અત્યારે અલભ્ય હોઈ એ વિષે આપણે ખાસ કશું જાણી કે કહી શકતા નથી.

આ ઠેકાણે આપણે એટલું કહી શકીએ કે, આચાર્ય શ્રી મલયગિરિ સમક્ષ સત્કર્મશાસ્ત્ર વિદ્યમાન હતું, પરંતુ કષાયપ્રાભૃત ગ્રંથ તો તેમને આપણી જેમ લભ્ય નહોતો જ, નહિ તો તેઓ આ ગ્રંથનો ઉલ્લેખ કોઈ ને કોઈ ઠેકાણે કર્યા સિવાય રહેત નહિ

આચાર્ય શ્રી ચંદ્રર્ષિ મહત્તરે પંચસંગ્રહ ગ્રંથમાં જે પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે તે પૈકી શતક, સપ્તતિકા અને કર્મપ્રકૃતિ એ મૌલિક ગ્રંથો શ્વેતાંબરાચાર્યકૃત જ છે એ વસ્તુ અત્યારે મળતા આ ત્રણ ગ્રંથો સાથે પંચસંગ્રહમાં સંગૃહીત વિષયની સરખામણી કરતાં નિર્વિવાદ રીતે સમજી શકાય છે ફક્ત સત્કર્મ અને કષાયપ્રાભૃત એ બે શાસ્ત્ર, જે અત્યારે શ્વેતાંબર સંપ્રદાયમાં લભ્ય ન હોઈ, દિગંબર સંપ્રદાયમાં લભ્ય હોવાનું માનવામાં આવે છે એટલે આચાર્ય શ્રી ચંદ્રર્ષિએ સંગૃહીત સત્કર્મ અને કષાયપ્રાભૃત ગ્રંથો દિગંબરમાન્ય ગ્રંથો હશે કે શ્વેતાંબરમાન્ય સ્વતંત્ર ગ્રંથો હશે એ શંકા સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થયા સિવાય રહી શકતી નથી. આનું સમાધાન સ્પષ્ટ રૂપે કરવું ધારી લઈએ તેટલું સરળ ભલે ન હોય, તે છતાં એટલી વાત તો નિર્વિવાદ છે કે પ્રસ્તુત પંચસંગ્રહ શાસ્ત્રમાં શ્વેતાંબરાચાર્યકૃત પ્રકરણોના સંગ્રહનો જ સંભવ અધિક સંગત તેમ જ ઔચિત્યપૂર્ણ છે

અહીં એક વસ્તુ સ્પષ્ટ કરી દેવી યોગ્ય છે કે, 'કષાયપ્રાભૃત એ નામ પ્રાભૃતશબ્દાન્ત હોઈ સમયપ્રાભૃત, પટ્પ્રાભૃત વગેરે પ્રાભૃતાન્ત ગ્રંથો દિગંબર સંપ્રદાયના હોઈ કષાયપ્રાભૃત ગ્રંથ પણ દિગંબરાચાર્યકૃત હોવો જોઈએ,' એમ કોઈને લાગે; આ સામે એટલું જ કહેવું બસ છે કે, શ્વેતાંબરમાન્ય ગ્રંથરાશિમાં સિદ્ધપાહુડ, સિદ્ધપ્રાભૃત, કર્મપ્રાભૃત વગેરે ગ્રંથો સુપ્રસિદ્ધ છે, એ રીતે શ્વેતાંબર સંપ્રદાયમાં કષાયપ્રભૃત ગ્રંથ હોવામાં બાધક થવાને કશું જ કારણ નથી. પંચસંગ્રહ વગેરેની જેમ સમાન નામના અને સમાન વિષયના ગ્રંથો આજે પણ લભ્ય છે.

---

१ ये पुन. सत्कर्माभिधग्रन्थकारादयस्ते क्षपकक्षीणमोहान् व्यतिरिच्य शेषाणामेव निद्राद्विकस्योदयमिच्छन्ति । तथा च तद्ग्रन्थ.—"निद्दादुगस्स उदओ, खीण(ग)खवगे परिच्चज्ज ।" तन्मतेनोदीरणाऽपि इत्यादि ॥ मुक्ता० आवृत्ति, पत्र ११६ ।

तदुक्तं सत्कर्मग्रन्थे—"निद्दादुगस्स उदओ, खीणगखवगे परिच्चज्ज ॥" पत्र २२७ ॥

પંચસંગ્રહ ઉપર સ્વોપજ્ઞ અને આચાર્ય શ્રી મલયગિરિસૂરિકૃત એમ બે સમર્થ ટીકાઓ મળે છે, જે અનુક્રમે દશ હજાર અને અઢાર હજાર શ્લોક પ્રમાણ છે. આ બન્નેય ટીકાઓ એકીસાથે અતિ વ્યવસ્થિત રૂપમાં "મુક્તાબાઈ જૈન જ્ઞાનમંદિર, ડભોઈ" તરફથી પ્રસિદ્ધ થઈ ચૂકેલ છે. તેમ જ શ્રેષ્ઠિવર્ય દેવચંદ લાલભાઈ વગેરે તરફથી આ ટીકાઓ છૂટી છૂટી પણ પ્રકાશિત થઈ ચૂકેલ છે. આ ઉપરાંત ખંભાતના શાંતિનાથના તાડપત્રીય જૈન જ્ઞાનભંડારમાં વા(રા ?)મદેવકૃત ૨૫૦૦ શ્લોક પ્રમાણ દીપક નામની ટીકા હોવાની નોંધ મળે છે, પરંતુ આ ટીકા મારા જોવામાં હજુ સુધી આવી નથી આ દીપક ગમે તેવો હોય તે છતાં કહેવું જોઈએ કે સ્વોપજ્ઞ ટીકા અને મલયગિરિકૃત ટીકાની કક્ષાથી એ હેઠળ જ હશે અથવા આ ટીકાઓને અનુસરીને જ એ સંક્ષિપ્ત કૃતિ બની હશે

## પંચસંગ્રહકારનો સમય

પંચસંગ્રહકાર આચાર્ય કયા સમયમાં થયા હશે અથવા તેઓશ્રી કઈ શાખાના હશે ઇત્યાદિ વિષે કશોય સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંય જોવામાં આવતો નથી ફક્ત સ્વોપજ્ઞ ટીકાના અંતની પ્રશસ્તિમા પોતે પાર્શ્વર્ષિના શિષ્ય છે એટલુ જ જણાવ્યું છે એટલે પંચસંગ્રહકાર ભગવાન શ્રી ચંદ્રર્ષિ શ્રી પાર્શ્વર્ષિના શિષ્ય હતા એથી વિશેષ આપણે એમને વિષે બીજું કશુ જ સ્પષ્ટ રૂપમા જાણી શકતા નથી. તેઓશ્રી મહત્તરપદ વિભૂષિત હતા કે કેમ એ વિષેનો ઉલ્લેખ પણ તેમની કૃતિમાં મળતો નથી સ્વોપજ્ઞ ટીકામા પોતા માટે 'चन्द्रर्षिणा' चन्द्रर्ष्यभिधानेन साधुना એટલો જ ઉલ્લેખ છે; તેમ જ આચાર્ય શ્રી મલયગિરિએ પણ मया चन्द्रर्षिनाम्ना साधुना એટલો જ ઉલ્લેખ કર્યો છે આમ હોવાથી પંચસંગ્રહકાર આચાર્ય મહત્તરપદ વિભૂષિત હતા એ માટે બીજા સામાન્ય રીતે ચાલુ ઉલ્લેખનો જ આધાર આપણે રાખી શકીએ

આચાર્ય શ્રી ચંદ્રર્ષિના સત્તાસમય વિષે એટલું જ અનુમાન કરી શકાય કે, ગર્ગર્ષિ, સિદ્ધર્ષિ, પાર્શ્વર્ષિ, ચંદ્રર્ષિ આદિ ઋષિ શબ્દાન્ત નામો મોટે ભાગે નવમી–દશમી શતાબ્દીમાં વધારે પ્રચલિત હતાં એટલે પંચસંગ્રહકાર આચાર્ય શ્રી ચંદ્રર્ષિ મહત્તર નવમા દશમા સૈકામાં થઈ ગયેલા હોવા જોઈએ એ જમાનામાં મહત્તરપદ પણ ચાલુ હતુ એટલે ચંદ્રર્ષિ મહત્તરના ઉપર જણાવેલ સત્તા સમય માટે ખાસ કોઈ બાધ આવતો નથી 'ઉપમિતિભવપ્રપંચા કથા'ના પ્રણેતા આચાર્ય શ્રી સિદ્ધર્ષિના ગુરુ ગર્ગર્ષિના પ્રગુરુ દેલ્લ[1] મહત્તર મહત્તરપદ વિભૂષિત હતા

## ચંદ્રર્ષિ મહત્તરની અન્ય કૃતિઓ

ભગવાન શ્રી ચંદ્રર્ષિ મહત્તરકૃત ગ્રંથોમાં પંચસંગ્રહ અને તેના ઉપરની સ્વોપજ્ઞ ટીકા સિવાય તેમની બીજી કોઈ કૃતિ હજુ સુધી જોવામાં નથી આવી સિત્તરિ–સપ્તતિકા કર્મગ્રંથ તેમની કૃતિ તરીકે પ્રચલિત છે, પરંતુ એ માન્યતા ભૂલભરેલી છે, એ મે શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી પ્રસિદ્ધ થયેલ કર્મગ્રંથના બીજા વિભાગની મારી પ્રસ્તાવનામાં સ્પષ્ટ રીતે સાબિત કર્યું છે. આ ઉપરાંત સિત્તરિ કર્મગ્રંથ ઉપરની પ્રાકૃત વૃત્તિ–ચૂર્ણિ તેમની કૃતિ હોવાનું માનવામાં આવે છે; પરંતુ સિત્તરિચૂર્ણિની અર્વાચીન પ્રતિના અંતમાં તેવો કશો ઉલ્લેખ મળતો નથી, અને પ્રાચીન તાડપત્રીય પ્રતિઓ, જે મારા જોવામાં બે–ત્રણ આવી, તે અંતમાથી ખંડિત થઈ ગયેલી હોઈ એ વિષે ચોક્કસપણે કશું જ કહી શકાય તેમ નથી

---

૧ अभूद् भूतहितो धीरस्ततो देल्लमहत्तरः । ज्योतिर्निमित्तशास्त्रज्ञः प्रसिद्धो देशविस्तरे ॥
उपमितिभवप्रपंचकथा प्रशस्ति ॥

## પંચસંગ્રહનો અનુવાદ

આજે કર્મવાદવિષયના રસિકો સમક્ષ જે પંચસંગ્રહ મહાશાસ્ત્રનો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ રજૂ કરવામાં આવે છે, એ રચના શ્રાદ્ધવર્ય માસ્તર હીરાચંદ દેવચંદની છે. પંચસંગ્રહ જેવા પ્રાસાદભૂત ગ્રંથનો સરળ અને વિશદ રીતે લોકમાનસમાં ઊતરે એવો ગુજરાતી ભાષામાં અનુવાદ કરવો એ કામ કોઈ પણ વિદ્વાન માની લે તેટલું સરળ કે સુખસાધ્ય નથી એક સાધારણમાં સાધારણ ગ્રંથને લોકભાષામાં ઉતારવા માટે કેટલોય પરિશ્રમ કરવો પડે છે, તો કર્મસાહિત્ય જેવા ગહન અને ગંભીર વિષયના પ્રાસાદભૂત મહાશાસ્ત્રને લોકભાષામાં ઉતારવા માટે એ વિષયનું કેટલું ઊંડું જ્ઞાન અને ચિંતન હોવાં જોઈએ એ સહેજે સમજી શકાય તેવી વસ્તુ છે ભાઈશ્રી હીરાચંદભાઈએ પંચસંગ્રહનો અનુવાદ કરવા ઉપરાંત અનેક સ્થળે વિષયને સ્પષ્ટ કરવા માટે વિશિષ્ટ ટિપ્પણીઓ કરી એના ગૌરવમાં ખૂબ જ ઉમેરો કર્યો છે.

અહીં એક ખાસ મુદ્દાની વસ્તુ દરેકના ધ્યાનમાં રહેવી જરૂરી છે કે માસ્તર હીરાચંદભાઈ એ જૈન સમાજનું અણમોલું રત્ન છે. આજે જૈન સમાજમાં કર્મસાહિત્યમાં ઊંડો રસ, અભ્યાસ અને ચિંતન ધરાવનાર જે ગણીગાંઠી વિશિષ્ટ વ્યક્તિઓ છે, તેમાં હીરાભાઈનું સ્થાન વિશિષ્ટ છે એટલે એમણે કરેલો આ અનુવાદ કેટલો વિશિષ્ટ છે એનો ઉત્તર સ્વાભાવિક રીતે જ મળી રહે છે

ભાઈશ્રી હીરાચંદભાઈએ આવા પ્રાસાદભૂત ગ્રંથનો ગુજરાતી અનુવાદ કરી માત્ર જૈન સાહિત્ય અને જૈન સમાજની જ સેવા નથી કરી પણ એક વિશિષ્ટમાં વિશિષ્ટ તાત્ત્વિક કૃતિ અર્પણ કરી ગુર્જરગિરા અને ગુજરાતી સાહિત્યને પણ સમૃદ્ધ કર્યા છે. તેમની આ કૃતિ તેમના કર્મસાહિત્યવિષયક અગાધ જ્ઞાન સાથે ચિરંજીવ રહી જશે.

પંચસંગ્રહ ગ્રંથમાં શાસ્ત્રકારે જે ગૌરવપૂર્ણ વિષયો ચર્ચ્યા છે તેનો પરિચય વાચકો ગ્રંથની શરૂઆતમાં આપેલી વિષયાનુક્રમણિકા જોઈને જ કરી લે એ વધારે યોગ્ય છે.

અંતમાં, જૈન પ્રજા, આજકાલ ગુજરાતી ભાષામાં ઉતરાતા તાત્ત્વિક જૈન સાહિત્યમાં દિનપ્રતિદિન વધારે ને વધારે રસ લેનારી અને જ્ઞાન-ચારિત્ર સમૃદ્ધ થાઓ એટલું ઇચ્છી વિરમું છું.

[ 'પંચસંગ્રહ,' દ્વિતીય ખંડ, આમુખ, સને ૧૯૪૧ ]

# કર્મગ્રંથોનું સંપાદન*

**કર્મગ્રંથ દ્વિતીય વિભાગનું નવીન સંસ્કરણ**—આ વિભાગમાં તપાગચ્છીય માન્ય આચાર્ય-પ્રવર શ્રી દેવેન્દ્રસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાયુક્ત શતક નામના પાંચમા કર્મગ્રંથનો અને આચાર્ય શ્રી મલયગિરિકૃત ટીકાયુક્ત સિત્તરિ નામના છઠ્ઠા કર્મગ્રંથનો સમાવેશ કરવામા આવ્યો છે આ બન્નેય સટીક કર્મગ્રંથોને બીજા વિભાગ તરીકે પ્રસિદ્ધિમાં લાવવા માટેનો યશ વર્ષો અગાઉ શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગરે પ્રાપ્ત કર્યો છે આજે એ પ્રકાશન અલભ્ય હોવાથી અમે એને બીજી વાર પ્રકાશમા લાવવા પ્રયત્ન કરીએ છીએ આ વખતના પ્રકાશનમાં સંશોધનકાર્ય માટે પ્રાચીનતમ તાડપત્રીય અને કાગળની પ્રતોનો ઉપયોગ કરવા ઉપરાંત ટીકાકારોએ ટીકામાં ઉદ્ધૃત કરેલાં પ્રમાણોનાં સ્થળોની નોંધ અને પ્રાકૃત પાઠોની છાયા પણ આપવામાં આવી છે. આદિમાં અને અંતમા કર્મગ્રંથના અભ્યાસીઓને અતિ ઉપયોગી વિષયાનુક્રમ, પરિશિષ્ટ વગેરે પણ આપવામાં આવ્યા છે, જેનો પરિચય આ નીચે કરાવવામાં આવે છે :

**કર્મગ્રંથનાં પરિશિષ્ટ આદિ**—આ વિભાગના અંતમા અમે ચાર પરિશિષ્ટ આપ્યાં છે પહેલા પરિશિષ્ટમાં ટીકાકારોએ ટીકામા ઉદ્ધૃત કરેલા આગમિક તેમ જ શાસ્ત્રીય ગદ્ય-પદ્ય પ્રમાણોની અકારાદિ ક્રમથી અનુક્રમણિકા આપી છે, બીજા-ત્રીજા પરિશિષ્ટમા ટીકામા આવતા ગ્રંથો અને ગ્રંથકારોનાં નામોની સૂચી છે અને ચોથા પરિશિષ્ટમા પાંચમા-છઠ્ઠા કર્મગ્રંથમા તેમ જ તેની ટીકામાં આવતા પારિભાષિક શબ્દોનો કોષ (જેની વ્યાખ્યા આદિ મૂળ કે ટીકામાં હોય) સ્થળનિર્દેશપૂર્વક આપવામાં આવ્યો છે.

આ ઉપરાંત આ વિભાગની શરૂઆતમાં વિષયાનુક્રમણિકા પછી અમે षट्कर्मग्रन्थान्तर्गतविषय-तुल्यतानिर्देशकाना दिगम्बरीयशास्त्रमध्यवर्तिना स्थलानां निर्देश " એ મથાળા નીચે છયે કર્મગ્રંથમા ગાથાવાર આવતા વિવિધ વિષયો સમાનપણે કે વિષમપણે દિગમ્બરીય શાસ્ત્રોમા ક્યા ક્યાં આવે છે તેને લગતી એક અતિ મહત્ત્વની નોંધ આપી છે આ વિદ્વત્તાપૂર્ણ નોંધ દિગમ્બર જૈન વિદ્વાન ન્યાયતીર્થ ન્યાયશાસ્ત્રી પં શ્રી મહેન્દ્રકુમાર મહાશયે તૈયાર કરી છે આ નોંધ કર્મગ્રંથના વિશિષ્ટ અભ્યાસીઓને એક નવીન માર્ગનું સૂચન કરે છે. અમે ઇચ્છીએ છીએ કે આ ગૌરવભર્યા સંગ્રહનું કર્મવિષયક સાહિત્યના વિશિષ્ટ અભ્યાસીઓ ધ્યાનપૂર્વક અવલોકન કરે.

---

* પંચમ અને ષષ્ઠ કર્મગ્રન્થના, સ્વ ગુરુવર્ય શ્રી ચતુરવિજયજી મહારાજે કરેલા સંપાદનની (પ્રકાશક : શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર, સને ૧૯૪૦) પ્રસ્તાવના

**કર્મગ્રંથને અંગે અમારું વક્તવ્ય**—શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલાના મુખ્ય સંચાલક અને એના પ્રાણસ્વરૂપ પૂજ્ય ગુરુવર શ્રી ચતુરવિજયજી મહારાજે સ્વસંપાદિત કર્મગ્રંથના પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં આચાર્ય શ્રી દેવેન્દ્રસૂરિ અને તેમના નવ્ય પાંચે કર્મગ્રંથોનો વિસ્તૃત પરિચય આપ્યો છે, એટલે આ વિભાગની પ્રસ્તાવનામાં મારે જે કાંઈ કહેવાનું છે એ મુખ્યત્વે કરીને છઠ્ઠા કર્મગ્રંથ અને તેના કર્તા આદિને અંગે જ કહેવાનું છે

**છઠ્ઠા કર્મગ્રંથનું નામ**—આ વિભાગમાં છપાયેલ છઠ્ઠા કર્મગ્રંથનું નામ **સિત્તરિ** છે. આ પ્રકરણની ગાથા સિત્તેર હોવાથી આને **સિત્તરિ** એ નામથી ઓળખવામાં આવે છે એક જમાનો એવો પણ હતો જ્યારે ગ્રંથોને એના વિષય આદિ ઉપરથી ન ઓળખતા માત્ર તેની પદ્યસંખ્યાને આધારે જ ઓળખવા–ઓળખાવવામા આવતા હતા આના ઉદાહરણ તરીકે આચાર્ય શિવશર્મકૃત શતક, આચાર્ય સિદ્ધસેનકૃત દ્વાત્રિંશિકા પ્રકરણ, આચાર્ય હરિભદ્રકૃત પંચાશકપ્રકરણ, વિંશતિવિંશતિકા પ્રકરણ, **ષોડશકપ્રકરણ, અષ્ટકપ્રકરણ**, આચાર્ય જિનવલ્લભકૃત **ષડશીતિપ્રકરણ** આદિ અનેકાનેક પ્રાચીનતમ જૈનાચાર્યકૃત ગ્રંથોનાં નામોનો નિર્દેશ કરી શકાય તેમ છે આપણુ ચાલુ પ્રકરણ પણ એ કોટિનુ હોઈ એની ગાથાસંખ્યાને આધારે **સિત્તરિ** એ નામથી ઓળખવામાં આવે છે.

**ગાથાસંખ્યા**—અમારા પ્રસ્તુત પ્રકાશનમાં **સિત્તરિ** કર્મગ્રંથની ૭૨ ગાથાઓ છે અંતની બે ગાથાઓ મૂળ પ્રકરણના વિષયની સમાપ્તિ ઉપરાંતની હોઈ તેને ગણતરીમાં ન લઈએ—અને ન લેવી જોઈએ—તો આ પ્રકરણનું આચાર્યે આપેલું **સિત્તરિ** એ નામ સુસંગત અને સાર્થક જ છે શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલ દ્વિતીય વિભાગમાં, આ પ્રકરણની અમારા પ્રકાશનમાં આવતી ૭૨ ગાથા ઉપરાંત "पंच नव दुन्नि अट्ठा०" ગા૦૬ "बारसपणसट्ठसया०" ગા૦ ૪૮ અને "मणुयगइ जाइ तस०" ગા૦ ૫૮ આ ત્રણ ગાથાઓ વધારે છે.

આ ત્રણ ગાથાઓ પૈકી "पंच नव दुन्नि०" ગાથા ૬ ટીકાકારે વર્ણવેલા આઠ કર્મની ઉત્તર-પ્રકૃતિઓના સ્વરૂપના અનુસંધાનમાં કોઈ વિદ્વાને ટિપ્પણરૂપે નોંધેલી અંદર પેસી ગઈ છે

૫૮ મી ગાથા તરીકે મુકાયેલી "**મણુયગઇ જાઇ૦**" ગાથા સિત્તેરમી ગાથા[1] તરીકે બીજી વાર આવતી હોવાથી એ પૈકી ગમે તે એક ઠેકાણે એ ગાથા પુનરુક્ત અને નિરુપયોગી છે. અહીં જોવાનું એટલુ જ રહે છે, કે બે સ્થાન પૈકી કયા સ્થાનની ગાથા વધારાની છે? આનો ઉત્તર આપણને "**નાણંતરાયદસગં**" ગાથા[2] ૫૭ની ટીકા જોતાં સહેજે મળી રહે છે કે, એકધારા ચાલતી ૫૭મી ગાથાની ટીકામાં ગાથાની અધૂરી ટીકાએ એકાએક વચમાં આવી પડતી "**મણુયગઇ જાઇ૦**" ગાથા ૫૮ તદ્દન અસંગત છે. એટલુ જ નહિ, પણ જે ટીકાપંક્તિઓને "**મણુયગઇ**" ગાથાની ટીકા તરીકે માની લેવામાં આવી છે એ પણ એક ભૂલ થઈ છે અસ્તુ ખરુ જોતાં ગાથા[3] ૫૭માં "**નવનામ**" **ઉચ્ચં ચ**' અને ગાથા[4] ૬૯માં "**ઉચ્ચગોયં નવનામા**" આ પ્રમાણે બે ગાથામાં '**નવનામ** પદનો નિર્દેશ આવતો હોવાથી તેના સ્પષ્ટીકરણ માટે ટીકાકારે "नवनामेत्युक्तम् ततस्ता एव नव प्रकृतीर्दर्शयति" એ પ્રમાણેનુ અવતરણ મૂકી ૭૦મી ગાથા[5] તરીકે જે "**મણુયગઇ જાઇ૦**" ગાથા સ્વીકારી છે એ જ સુસંગત અને સૂત્રકારસંમત ગાથા છે

---

૧. અમારા પ્રકાશનમાં આ ગાથા ૬૭મી છે

૨. અમારા પ્રકાશનમાં આ ગાથા ૫૫મી છે ૩ અમારા સંપાદન પ્રમાણે ગાથા ૫૫. ૪ અમારા સંપાદનને આધારે ગાથા ૬૬ ૫. અમારા સંપાદન મુજબ ગાથા ૬૭.

સંશોધન માટે એકઠી કરેલી તાડપત્રીય વગેરે પ્રાચીન પ્રતોમાં પણ ઉપરોક્ત બંનેય ગાથાઓ નથી. ચૂર્ણિકાર ભગવાને ચૂર્ણિમાં " **પંચ નવ૦**" ગાથા લીધી છે ખરી, પણ તે માત્ર ઉત્તરપ્રકૃતિઓના વ્યાખ્યાનની સૂચના પૂરતી જ, નહિ કે સૂત્રકારની ગાથા તરીકે " **મણુયગઇ જાઇ૦** " ગાથાનો તો ચૂર્ણિકારે ૫૮ મી ગાથાના સ્થાનમાં નિર્દેશ સરખોય કર્યો નથી, તેમ **ટબાકારે** પણ આ ગાથાનો નિર્દેશ કર્યો નથી. આ રીતે આ બંનેય ગાથાઓ સૂત્રકારસંમત નથી.

હવે રહી "**બારસપણસટ્ઠસયા૦**" ગાથાની વાત. આ ગાથા ઉપર અવતરણ તેમ જ ટીકા હોવા છતા, અમે એને ચૂર્ણિકારના " एएसिं उदयविगप्पपयवंदनिरूवणत्थमन्तर्भाष्यगाथा—बारसपणसट्ठसया०" આ કથનાનુસાર બીજી અન્તર્ભાષ્યગાથાઓની માફક મૂળ પ્રકરણની ગાથા તરીકે ગણતરીમાં લીધી નથી

આ રીતે પ્રસારક સભાની આવૃત્તિમાં મૂળપ્રકરણગાથા તરીકે પ્રકાશન પામેલી ત્રણે ગાથાઓ **સિત્તરિપ્રકરણ**કારની નથી **સિત્તરિપ્રકરણ**ની તો ૭૨ ગાથાઓ જ છે

મુદ્રિત પ્રકરણમાલા તેમ જ ટબા વગેરેમાં આ પ્રકરણની ૯૨ ગાથાઓ જોવામાં આવે છે; એ બધીયે વધારાની ગાથાઓ મોટે ભાગે અર્થની પૂર્તિ અને તેના સ્પષ્ટીકરણ માટે ચૂર્ણિકાર-ટીકાકારોએ ચૂર્ણિ-ટીકામાં આપેલી અન્તર્ભાષ્ય આદિની જ ગાથાઓ છે આ વસ્તુ એના અંતમાં આવતી ગાથા ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાય છે:

गाहग्ग सयरीए, चंदमहत्तरमयाणुसारीए ।
टीगाइ नियमियाणं, एगूणा होइ नउई उ ॥

**ભાષા અને છંદ**—જનકલ્યાણના ઇચ્છુક જૈનાચાર્યોએ લોકજિહ્વાને અનુકૂળ પ્રાકૃતભાષા અને ગ્રંથરચનાને અનુકૂળ આર્યા છંદને જ મુખ્યપણે પસંદ કરેલ હોઈ તેમની મૌલિક દરેક રચનાઓ પ્રાકૃતભાષા અને આર્યા છંદમાં જ થઈ છે એ રીતે **સિત્તરી કર્મગ્રંથ**ની રચના પણ પ્રાકૃતભાષા અને આર્યા છંદમાં જ થઈ છે

**વિષય**—પાંચમા-છઠ્ઠા કર્મગ્રંથના વિષયનો પરિચય આ વિભાગમાં આવેલી વિસ્તૃત વિષયાનુક્રમણિકા જોવાથી વાચકોને મળી રહેશે

## ગ્રંથકારો

નવ્ય પાંચ કર્મગ્રંથ અને તેની સ્વોપજ્ઞ ટીકાના પ્રણેતા આચાર્ય શ્રી દેવેન્દ્રસૂરિવરનો વિસ્તૃત પરિચય પૂજ્યપાદ ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મહારાજે પ્રથમ વિભાગની પ્રસ્તાવનામા આપેલો હોઈ અહીં માત્ર સપ્તતિકા પ્રકરણ અને તેની ટીકાના પ્રણેતાઓ વિષે જ વિચાર કરવામાં આવે છે

### સપ્તતિકાના પ્રણેતા

સપ્તતિકા પ્રકરણકારને લગતો પ્રશ્ન વિવાદગ્રસ્ત છે સામાન્ય પ્રચલિત માન્યતા એવી છે કે એના પ્રણેતા **શ્રી ચન્દ્રર્ષિ મહત્તર** છે, અને માત્ર આ રૂઢ માન્યતાને અનુસરવા ખાતર પૂજ્ય ગુરુવર શ્રી ચતુરવિજયજી મહારાજશ્રીએ પણ કર્મગ્રંથના પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં અને આ વિભાગમાં સપ્તતિકાના શીર્ષકમાં "**શ્રીચન્દ્રર્ષિમહત્તરવિરચિત**" એમ જણાવ્યું છે, પરંતુ વિચાર કરતાં આ રૂઢ માન્યતાના મૂળમાં કોઈ પણ આધાર જડતો નથી

સપ્તતિકા પ્રકરણ મૂલની પ્રાચીન તાડપત્રીય પ્રતોમાં **ચન્દ્રર્ષિ મહત્તર** નામ ગર્ભિત જે "गाहग्गं

सयरीए०" ગાથા ( આ ગાથા અમે ઉપર લખી આવ્યા છીએ ) જોવામાં આવે છે એ પણ આપણને સત્તરિના પ્રણેતા **ચન્દ્રર્ષિ મહત્તર** હોવા માટેની સાક્ષી આપતી નથી એ ગાથા તો એટલું જ જણાવે છે કે, "**ચન્દ્રર્ષિ મહત્તર**ના મતને અનુસરતી ટીકાના આધારે સત્તરિની ગાથા (૭૦ ને બદલે વધીને) નવ્યાસી થઈ છે" આ ઉલ્લેખમાં સિત્તરિ પ્રકરણની ગાથામા વધારો કેમ થયો એનું કારણ જ માત્ર સૂચવવામા આવ્યું છે; પણ એના કર્તા વિષે એથી કશોય પ્રકાશ પડતો નથી. આચાર્ય શ્રી **મલયગિરિ** પણ ટીકાની શરૂઆતમા કે અંતમાં એ માટે કશુંય જણાવતા નથી એટલે આ રીતે સિત્તરિના પ્રણેતા અંગેનો પ્રશ્ન અણઉકલ્યો જ રહે છે

**સિત્તરિ** પ્રકરણ **ચન્દ્રર્ષિમહત્તરપ્રણીત** હોવાની માન્યતા અમને તો ભ્રમમૂલક જ લાગે છે અને એ તેના અંતની "**ગાહગ્ગ સયરીએ.**[1]" ગાથામાં આવતાં **ચન્દ્રર્ષિ મહત્તર** એ નામ શ્રવણ માત્રમાંથી જ જન્મ પામેલ છે અને **ટબ્બાકારે** કરેલા અસબદ્ધ અર્થથી એ ભ્રમમાં ઉમેરો થયો છે

ખરું જોતાં ચન્દ્રર્ષિ મહત્તરાચાર્યે **પંચસગ્રહ** ગ્રંથની રચના કરી છે તેમાં સગ્રહ કરેલા અથવા સમાવેલા **શતક, સપ્તતિકા**, કષાયપ્રાભૃત, **સત્કર્મ** અને **કર્મપ્રકૃતિ** એ પાંચે[2] ગ્રથો ચન્દ્રર્ષિ મહત્તરના પહેલાં થઈ ગયેલ આચાર્યોની કૃતિરૂપ હોઈ પ્રાચીન જ છે અત્યારની રૂઢ માન્યતા મુજબ ખરેખર જો **સપ્તતિકાકાર** અને **પંચસંગ્રહકાર** આચાર્ય એક જ હોત તો **ભાષ્યકાર, ચૂર્ણિકાર** આદિ પ્રાચીન ગ્રંથકારોના ગ્રથોમાં જેમ **શતક, સપ્તતિકા, કર્મપ્રકૃતિ** આદિ ગ્રથોના નામનો સાક્ષી તરીકે ઉલ્લેખ મળે છે તેમ પંચસગ્રહ જેવા પ્રાસાદભૂત ગ્રથના નામનો ઉલ્લેખ પણ જરૂર મળવો જોઈ તો હતો. પરંતુ એવો ઉલ્લેખ ક્યાંય જોવામાં નથી આવતો એ એક સૂચક વસ્તુ છે, અને આ ઉપરથી આપણે એ અનુમાન કરી શકીએ છીએ કે '**સપ્તતિકા**'ના પ્રણેતા પચસગ્રહકાર કરતાં કોઈ જુદા જ આચાર્ય છે કે જેમનુ નામ આપણે જાણતા નથી, અને તે પ્રાચીનતમ આચાર્ય છે.

**સપ્તતિકાનો રચનાકાળ**—ભગવાન શ્રી **જિનભદ્રગણિ** ક્ષમાશ્રમણે તેમના **વિશેષણવતી**[3] ગ્રથમાં **સિત્તરિ** કર્મગ્રંથમાં આવતા વિષયને અગે ચર્ચા કરી છે, ત્યાં **સિત્તરિ** પ્રકરણના નામનો ઉલ્લેખ કર્યો છે એટલે આ પ્રકરણ મહાભાષ્યકાર શ્રી **જિનભદ્રગણિ** ક્ષમાશ્રમણના કાળ પહેલાં રચાઈ ચૂક્યું હતુ એ નિર્વિવાદ હકીકત છે ભગવાન શ્રી **જિનભદ્રગણિ**નો સમય વિક્રમની સાતમી સદીનો ગણાય છે એટલે એ પૂર્વે આ પ્રકરણ રચાયુ હતુ એમ માનવામાં કશી હરકત નથી.

---

૧. "गाहग्ग सयरीए०" ગાથાનો અર્થ **ટબ્બાકારે** આ પ્રમાણે કર્યો છે—"**ચન્દ્રમહત્તરાચાર્ય**-નાં મતને અનુસરવાવાળી સિત્તેર ગાથા વડે આ ગ્રથ રચાયેલ છે તેમાં ટીકાકારે રચેલી નવી ગાથાઓ ઉમેરતાં નવ્યાશી થાય છે ॥૮૯॥ વિવેચન—એ સપ્તતિકા ગ્રંથકર્ત્તા **ચન્દ્રમહત્તર** આચાર્યે તો પૂર્વે સિત્તેર જ ગાથા કરી હતી" ઇત્યાદિ. (શ્રેયસ્કરમંડળની આવૃત્તિ).

૨ "सयगाइ पच गंथा, जहारिह जेण एत्थ सखित्ता। दाराणि पच अहवा, तेण जहत्था-भिहाणमिण ॥ २॥" पञ्चसंग्रह। "पञ्चाना शतक–सप्ततिका–कशायप्राभृत-सत्कर्म–कर्मप्रकृति-लक्षणानां ग्रन्थानाम्, अथवा पञ्चानामर्थाधिकाराणां योगोपयोगमार्गणा–बन्धक–बन्द्धव्य–बन्धहेतु बन्धविधिलक्षणाना सग्रह. पञ्चसग्रह" (पंचसग्रह. गाथा १, मलयगिरिटीका) ॥

३ "सयरीए मोहबंधट्ठाणा पंचादओ कया पच। अनियट्टिणो छलुत्ता णवादओदीरणा-पगाए ॥ ९०॥ सरीयए दो विगप्पा, सम्मामिच्छ समोहबन्धम्मि। भणिया उईरणाए, हत्त.रि कहण्णु होज्जाहि ? ॥ ९१ ॥ इत्यादिका गाथा ॥

અહી સાથે સાથે એ વાત ધ્યાનમા રહે કે **મહત્તર** પદ અને ગર્ગર્ષિ, **સિદ્ધર્ષિ**, **પાર્શ્વર્ષિ**, **ચન્દ્રર્ષિ** આદિ જેવાં ઋષિપદાંત નામો સામાન્ય રીતે પાછલા જમાનાના હોઈ **સિત્તરિ** પ્રકરણની રચનાનો સમય અને **ચન્દ્રર્ષિ મહત્તર** એ નામનો સંબંધ પણ વિષમતાભર્યો છે એ કારણસર પણ **સિત્તરિ**ના પ્રણેતા **ચન્દ્રર્ષિ મહત્તર** ઠરતા નથી.

✓ **સિત્તરિ** પ્રકરણકાર વિષે આ કરતાં વિશેષ અમે અત્યારે કશું જ કહી શકતા નથી

## ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિ

**સિત્તરિ** ટીકાના પ્રણેતા આચાર્ય શ્રી **મલયગિરિ** છે એ આપણે ટીકાના અંતમાં આવતા નામોલ્લેખ પરથી જાણી શકીએ છીએ એમનો શક્ય પરિચય અહી કરાવવામાં આવે છે

ગુણવતી ગુજરાતની ગૌરવવંતી વિભૂતિ સમા, સમગ્ર જૈન પરંપરાને માન્ય, **ગૂર્જરેશ્વર મહારાજ શ્રી કુમારપાલદેવ** પ્રતિબોધક મહાન આચાર્ય શ્રી **હેમચન્દ્ર**ના વિદ્યાસાધનાના સહચર, ભારતીય સમગ્ર સાહિત્યના ઉપાસક, જૈનાગમજ્ઞશિરોમણિ, સમર્થ ટીકાકાર, ગુજરાતની ભૂમિમા અજ્ઞાતપણે લાખો શ્લોકપ્રમાણ સાહિત્યગંગાને રેલાવનાર આચાર્ય શ્રી **મલયગિરિ** કોણ હતા? તેમની જન્મભૂમિ, જ્ઞાતિ, માતા, પિતા, ગચ્છ, દીક્ષાગુરુ, વિદ્યાગુરુ વગેરે કોણ હતા? તેમના વિદ્યાભ્યાસ, ગ્રંથરચના અને વિહારભૂમિના કેન્દ્રસ્થાન ક્યાં હતા? તેમનો શિષ્યપરિવાર હતો કે નહિ?—ઇત્યાદિ દરેક બાબત આજે લગભગ અંધારામા જ છે તે છતાં શોધ અને અવલોકનને અંતે જે કાંઈ અલ્પ–સ્વલ્પ સામગ્રી પ્રાપ્ત થઈ છે, તેને આધારે એ મહાપુરુષનો અહી પરિચય કરાવવામાં આવે છે.

આચાર્ય શ્રી **મલયગિરિ**એ પોતે પોતાના ગ્રંથોના અંતની પ્રશસ્તિમા "यदवापि मलयगिरिणा, सिद्धि तेनाश्नुता लोक ॥" એટલા સામાન્ય નામોલ્લેખ સિવાય પોતા અંગેની બીજી કોઈ પણ ખાસ હકીકતની નોંધ કરી નથી તેમ જ તેમના સમસમયભાવી કે પાછળ થનાર લગભગ બધાય ઐતિહાસિક ગ્રંથકારોએ સુધ્ધાં આ જૈનશાસનપ્રભાવક આગમજ્ઞધુરંધર સૈદ્ધાન્તિક સમર્થ મહાપુરુષ માટે મૌન અને ઉદાસીનતા જ ધારણ કર્યા છે ફક્ત પંદરમી સદીમા થયેલા શ્રીમાન જિનમંડનગણિએ તેમના **'કુમારપાલપ્રબંધ'**મા 'આચાર્ય શ્રી **હેમચન્દ્ર** વિદ્યાસાધન માટે જાય છે' એ પ્રસંગમા આચાર્ય શ્રી **મલયગિરિ**ને લગતી વિશિષ્ટ બાબતનો ઉલ્લેખ કર્યો છે, જેનો ઉતારો અહી આપવામા આવે છે—

"एकदा श्रीगुरूनापृच्छ्यान्यगच्छीयदेवेन्द्रसूरि-मलयगिरिभ्या सह कलाकलापकौशलाद्यर्थ गौडदेश प्रति प्रस्थिता खिल्लूरग्रामे च त्रयो जना गता । तत्र ग्लानो मुनिर्वैयावृत्यादिना प्रतिचरित. । स श्रीरैवतकतीर्थे देवनमस्करणकृतार्त्ति । यावद्ग्रामाध्यक्षश्राद्धेभ्य सुखासन प्रगुणीकृत्य ते रात्रौ सुप्तास्तावत् प्रत्यूषे प्रबुद्धा स्व रैवतके पश्यन्ति । शासनदेवता प्रत्यक्षीभूय कृतगुणस्तुति. 'भाग्यवतां भवतामत्र स्थिताना सर्वं भावि' इति गौडदेशे गमनं निषिध्य महौषधीरनेकान्मन्त्राम्नामप्रभावाद्याख्यानपूर्वमाख्याय स्वस्थानं जगाम ।

एकदा श्रीगुरुभि सुमुहूर्ते दीपोत्सवचतुर्दशीरात्रौ श्रीसिद्धचक्रमन्त्र साम्नाय समुपदिष्ट । स च पद्मिनीस्त्रीकृतोत्तरसाधकत्वेन साध्यते तत सिध्यति, याचितं वर दत्ते, नान्यथा । × × × × ते च त्रय: कृतपूर्वकृत्या श्रीअम्बिकाकृतसान्निध्या. शुभध्यानधैर्यधिय. श्रीरैवतकदैवतदृष्टौ त्रियामिन्यामाह्वाना-ऽवगुण्ठन-मुद्राकरण-मन्त्रन्यास-विसर्जनादिभिरुपचारैर्गुरूक्तविधिना समीपस्थपद्मिनीस्त्रीकृतोत्तरसाधकक्रियाः श्रीसिद्धचक्रमन्त्रमसाधयन् । तत इन्द्रसामानिकदेवोऽस्याधिष्ठाता श्रीविमलेश्वरनामा प्रत्यक्षीभूय पुष्पवृष्टिं विधाय 'स्वेप्सितं वर वृणुत' इत्युवाच । तत. श्रीहेम-

सूरिणा राजप्रतिबोध, देवेन्द्रसूरिणा निजावदातकरणाय कान्तीनगर्या: प्रासाद एकरात्रौ ध्यानबलेन सेरीसकग्रामे समानीत इति जनप्रसिद्धि, मलयगिरिसूरिणा सिद्धान्तवृत्तिकरणवर इति। त्रयाणां वरं दत्त्वा देव: स्वस्थानमगात्।"

जिनमण्डनीय कुमारपालप्रबन्ध, पत्र १२-१३॥

ભાવાર્થ—"આચાર્ય શ્રી **હેમચન્દ્રે** ગુરુની આજ્ઞા લઈ અન્યગચ્છીય શ્રી **દેવેન્દ્રસૂરિ** અને શ્રી **મલયગિરિ** સાથે કળાઓમાં કુશળતા મેળવવા માટે **ગૌડદેશ** તરફ વિહાર કર્યો. રસ્તામાં આવતા **ખિલૂર** ગામમાં એક સાધુ માંદા હતા તેમની ત્રણે જણાએ સારી રીતે સેવા કરી તે સાધુ **ગિરનાર** તીર્થની યાત્રા માટે ખૂબ ઝંખના હતા તેમની અંતસમયની ભાવના પૂરી કરવા માટે ગામના લોકોને સમજાવી પાલખી વગેરે સાધનનો બંદોબસ્ત કરી રાત્રે સૂઈ ગયા સવારે ઊઠીને જુએ છે તો ત્રણે જણા પોતાની જાતને **ગિરનાર**માં જુએ છે. આ વખતે શાસનદેવતાએ આવીને તેમને કહ્યું કે, આપ સૌનું ધારેલું બધુંય કામ અહીં જ પાર પડી જશે. હવે આપને આ માટે **ગૌડદેશ**માં જવાની જરૂરત નથી. અને વિધિ, નામ, માહાત્મ્ય કહેવાપૂર્વક અનેક મત્ર, ઔષધી વગેરે આપી દેવી પોતાને ઠેકાણે ચાલી ગઈ.

એક વખત ગુરુમહારાજે તેમને **સિદ્ધચક્ર**નો મત્ર આમ્નાય સાથે આપ્યો, જે કાળી ચૌદશની રાતે પદ્મિની સ્ત્રીના ઉત્તરસાધકપણાથી સિદ્ધ કરી શકાય * * * * * ત્રણે જણાએ વિદ્યાસાધનના પુરશ્ચરણને સિદ્ધ કરી, **અંબિકા** દેવીની સહાયથી ભગવાન શ્રી **નેમિનાથ** સામે બેસી **સિદ્ધચક્રમંત્ર**ની આરાધના કરી. મંત્રના અધિષ્ઠાયક શ્રી **વિમલેશ્વરદેવે** પ્રસન્ન થઈ ત્રણે જણાને કહ્યું કે, તમને ગમતું વરદાન માગો ત્યારે શ્રી **હેમચન્દ્રે** રાજાને પ્રતિબોધ કરવાનું, શ્રી **દેવેન્દ્રસૂરિ**એ એક રાતમાં **કાન્તી** નગરીથી **સેરીસા**માં મંદિર લાવવાનું અને શ્રી **મલયગિરિસૂરિ**એ જૈન સિદ્ધાંતોની વૃત્તિઓ રચવાનું વર માગ્યું ત્રણેને તેમની ઇચ્છા પ્રમાણેનું વર આપી દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો."

ઉપર **કુમારપાલપ્રબંધ**માંથી જે ઉતારો આપવામાં આવ્યો છે, એમાં **મલયગિરિ** નામનો જે ઉલ્લેખ છે એ બીજા કોઈ નહિ, પણ જૈન આગમોની વૃત્તિઓ રચવાનુ વર માગનાર હોઈ પ્રસ્તુત મલયગિરિ જ છે આ ઉલ્લેખ ટૂંકો હોવા છતાં એમાં નીચેની મહત્ત્વની બાબતોનો ઉલ્લેખ થયેલો આપણે જોઈ શકીએ છીએ: ૧. પૂજ્ય શ્રી **મલયગિરિ** ભગવાન શ્રી **હેમચન્દ્ર** સાથે વિદ્યાસાધન માટે ગયા હતા. ૨. તેમણે જૈન આગમોની ટીકાઓ રચવા માટે વરદાન મેળવ્યું હતું અથવા એ માટે પોતે ઉત્સુક હોઈ યોગ્ય સાહાય્યની માગણી કરી હતી ૩ **'મલયગિરિસૂરિણા'** એ ઉલ્લેખથી શ્રી **મલયગિરિ** આચાર્યપદ વિભૂષિત હતા

### શ્રી મલયગિરિ અને તેમનું સૂરિપદ

પૂજ્ય શ્રી **મલયગિરિ** મહારાજ આચાર્યપદ વિભૂષિત હતા કે નહિ ? એ પ્રશ્નનો વિચાર આવતાં જો આપણે સામાન્ય રીતે તેમના રચેલા ગ્રંથોના અંતની પ્રશસ્તિઓ તરફ નજર કરીશું તો આપણે તેમાં તેઓશ્રી માટે "यदवापि मलयगिरिणा" એટલા સામાન્ય નામનિર્દેશ સિવાય બીજો કશોય ખાસ વિશેષ ઉલ્લેખ જોઈ શકીશું નહિ તેમ જ તેમના પછી લગભગ એક સૈકા બાદ એટલે કે ચૌદમા[1] સદીની શરૂઆતમાં થનાર તપાગચ્છીય આચાર્ય શ્રી **ક્ષેમકીર્તિસૂરિ**એ શ્રી **મલયગિરિ**વિરચિત

૧. 'बृहत्कल्पसूत्र'ની ટીકા આચાર્ય **શ્રી ક્ષેમકીર્તિ**એ વિ. સં. ૧૩૩૨માં પૂર્ણ કરી છે.

બૃહત્કલ્પસૂત્રની અપૂર્ણ ટીકાના અનુસંધાનના મંગલાચરણ[1] અને ઉત્થાનિકામાં પણ એમને માટે આચાર્ય તરીકેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી એ વિષેનો સ્પષ્ટ ઉલ્લેખ તો આપણને પંદરમી સદીમાં થનાર શ્રી **જિનમંડનગણિના 'કુમારપાલપ્રબંધ'**માં જ મળે છે. એટલે સૌકોઈને એમ લાગશે કે તેઓશ્રી માટે આચાર્ય તરીકેનો નિર્દેશ કરવા માટે આચાર્ય શ્રી **ક્ષેમકીર્તિ** જેવાએ જ્યારે ઉપેક્ષા કરી છે તો તેઓશ્રી વાસ્તવિક રીતે આચાર્યપદવિભૂષિત હશે કે કેમ? અને અમને પણ એ માટે તર્ક-વિતર્ક થતા હતા પરંતુ તપાસ કરતાં અમને એક એવું પ્રમાણ જડી ગયું કે જેથી તેઓશ્રીના આચાર્યપદવિભૂષિત હોવા માટે બીજા કોઈ પ્રમાણની આવશ્યકતા રહે જ નહિ. એ પ્રમાણ ખુદ શ્રી **મલયગિરિ**વિરચિત સ્વોપજ્ઞશબ્દાનુશાસનમાંનું છે, જેનો ઉલ્લેખ અહી કરવામાં આવે છે.[2]

" एव कृतमङ्गलरक्षाविधानः परिपूर्णमल्पग्रन्थ लघूपाय आचार्यो मलयगिरि. शव्दानुशासनमारभते ।"

આ ઉલ્લેખ જોયા પછી કોઈને પણ તેઓશ્રીના આચાર્યપણા વિષે શંકા રહેશે નહિ.

શ્રી **મલયગિરિસૂરિ અને આચાર્ય** શ્રી **હેમચંદ્રનો સંબંધ**—ઉપર આપણે જોઈ આવ્યા છીએ કે **મલયગિરિસૂરિ** અને ભગવાન શ્રી **હેમચંદ્રાચાર્ય** વિદ્યાભ્યાસને વિકસાવવા માટે તેમ જ મંત્ર-વિદ્યાની સાધના માટે સાથે રહેતા હતા અને સાથે વિહારાદિ પણ કરતા હતા આ ઉપરથી તેઓ પરસ્પર અતિનિકટ સંબધ ધરાવતા હતા, તે છતા એ સંબધ કેટલી હદ સુધીનો હતો અને તેણે કેવું રૂપ લીધું હતું એ જાણવા માટે આચાર્ય શ્રી **મલયગિરિ**એ પોતાની આવશ્યકવૃત્તિમાં ભગવાન શ્રી **હેમચંદ્ર**ની કૃતિમાનું એક પ્રમાણ ટાંકતાં તેઓશ્રી માટે જે પ્રકારનો બહુમાનભર્યો ઉલ્લેખ કર્યો છે તે આપણે જોઈએ આચાર્ય શ્રી **મલયગિરિ**નો ઉલ્લેખ આ પ્રમાણે છે:

" तथा चाहुः स्तुतिपु गुरव —

अन्योन्यपक्षप्रतिपक्षभावाद्, यथा परे मत्सरिण प्रवादाः ।
नयानशेपानविशेपमिच्छन्, न पक्षपाती समयस्तथा ते ॥'

हेमचन्द्रकृत अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका, श्लोक ३० ॥

આ ઉલ્લેખમા શ્રી **મલયગિરિ**એ ભગવાન શ્રી **હેમચંદ્ર**નો નિર્દેશ "गुरवः" એવા અતિ બહુમાન-ભર્યા શબ્દથી કર્યો છે આ ઉપરથી ભગવાન શ્રી **હેમચંદ્ર**ના પાંડિત્ય, પ્રભાવ અને ગુણોની છાપ શ્રી **મલયગિરિ** જેવા સમર્થ મહાપુરુષ પર કેટલી ઊંડી પડી હતી એની કલ્પના આપણે સહેજે કરી શકીએ છીએ. સાથે સાથે આપણે એ પણ અનુમાન કરી શકીએ કે શ્રી **મલયગિરિ** શ્રી **હેમચંદ્રસૂરિ** કરતાં વયમા ભલે નાના-મોટા હોય, પરંતુ વ્રતપર્યાયમાં તો તેઓ શ્રી **હેમચંદ્ર** કરતાં નાના જ હતા. નહિ તો તેઓ શ્રી હેમચંદ્રાચાર્ય માટે ગમે તેટલાં ગૌરવસૂચક વિશેષણો લખે પણ "गुरवः" એમ તો ન જ લખે.

---

૧ " आगमदुर्गमपदसंशयादितापो विलीयते विदुपाम् । यद्वचनचन्दनरसैर्मलयगिरि. स जयति यथार्थं ॥ ५ ॥ श्रीमलयगिरिप्रभवो, या कर्तुमुपाक्रमन्त मतिमन्तः । सा कल्पशास्त्रटीका, मयाऽनुसन्धीयतेऽल्पधिया ॥ ८ ॥

२ "—चूर्णिकृता चूर्णिरासूत्रिता तथापि सा निविडजडिमजम्बालजटालानामस्मादृशा जन्तूनां न तथाविधमवबोधनिबन्धनमुपजायत इति परिभाव्य शब्दानुशासनादिविश्वविद्यामयज्योति-पुञ्जपरमाणुघटितमूर्तिभिः श्रीमलयगिरिमुनीन्द्रैर्पपादै विवरणमुपचक्रमे ।"

**મલયગિરિની ગ્રંથરચના**–આચાર્ય શ્રી **મલયગિરિએ** કેટલા ગ્રંથ રચ્યા હતા એ વિષેનો સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંય જોવામાં નથી આવતો. તેમ છતાં તેમના જે ગ્રંથો અત્યારે મળે છે, તેમ જ જે ગ્રંથોનાં નામોનો ઉલ્લેખ તેમની કૃતિમાં મળવા છતાં અત્યારે એ મળતા નથી, એ બધાયની યથાપ્રાપ્ત નોંધ આ નીચે આપવામાં આવે છે:

## મળતા ગ્રંથો

| નામ | ગ્રંથશ્લોકપ્રમાણ[1] | |
|---|---|---|
| १ भगवतीसूत्र द्वितीयशतकवृत्ति | ३७५० | |
| २ राजप्रश्नीयोपाङ्गटीका | ३७०० | मुद्रित |
| ३ जीवाभिगमोपाङ्गटीका | १६००० | मुद्रित |
| ४ प्रज्ञापनोपाङ्गटीका | १६००० | मुद्रित |
| ५ चन्द्रप्रज्ञप्त्युपाङ्गटीका | ९५०० | |
| ६ सूर्यप्रज्ञप्त्युपाङ्गटीका | ९५०० | मुद्रित |
| ७ नन्दीसूत्रटीका | ७७३२ | मुद्रित |
| ८ व्यवहारसूत्रवृत्ति | ३४००० | मुद्रित |
| ९ बृहत्कल्पपीठिकावृत्ति–अपूर्ण | ४६०० | मुद्रित |
| १० आवश्यकवृत्ति–अपूर्ण | १८००० | मुद्रित |
| ११ पिण्डनिर्युक्तिटीका | ६७०० | मुद्रित |
| १२ ज्योतिष्करण्डकटीका | ५००० | मुद्रित |
| १३ धर्मसंग्रहणीवृत्ति | १०००० | मुद्रित |
| १४ कर्मप्रकृतिवृत्ति | ८००० | मुद्रित |
| १५ पंचसंग्रहवृत्ति | १८८५० | मुद्रित |
| १६ षडशीतिवृत्ति | २००० | मुद्रित |
| १७ सप्ततिकावृत्ति | ३७८० | मुद्रित |
| १८ बृहत्संग्रणीवृत्ति | ५००० | मुद्रित |
| १९ बृहत्क्षेत्रसमासवृत्ति | ९५०० | मुद्रित |
| २० मलयगिरिशब्दानुशासन | ५००० | (?) |

## અલભ્ય ગ્રંથો

१ जम्बूद्वीपप्रज्ञप्ति टीका
२ ओघनिर्युक्ति टीका
३ विशेषावश्यक टीका
४ तत्त्वार्थाधिगमसूत्र टीका[2]
५ धर्मसारप्रकरण टीका[3]
६ देवेन्द्रनरकेन्द्रप्रकरण टीका[4]

---

૧. અહીં આપવામાં આવેલી શ્લોકસંખ્યા કેટલાકની મૂળગ્રંથ સહિતની છે

૨ "यथा च प्रमाणबाधितत्वं तथा तत्त्वार्थटीकायां भावितमिति ततोऽवधार्यम् ।" प्रज्ञापनासूत्र टीका ॥

३ "यथा चापुरुषार्थता अर्थकामयोस्तथा धर्मसारटीकायामभिहितमिति नेह प्रतायते ।" धर्मसंग्रहणी टीका ॥

४. "वृत्तादीनां च प्रतिपृथिवि परिमाणं देवेन्द्रनरकेन्द्रे प्रपञ्चितमिति नेह भूयः प्रपञ्च्यते" संग्रहणीवृत्ति, पत्र १०६ ॥

અહીં જે ગ્રંથોનાં નામોની નોંધ આપવામાં આવી છે તેમાંથી **શ્રીમલયગિરિશબ્દાનુશાસન** સિવાયના બધાય ગ્રંથો ટીકાત્મક જ છે એટલે આપણે આચાર્ય **મલયગિરિ**ને ગ્રંથકાર તરીકે ઓળખીએ તે કરતાં તેમને **ટીકાકાર** તરીકે ઓળખવા એ જ સુસંગત છે

**આચાર્ય શ્રી મલયગિરિની ટીકારચના**—આજ સુધીમાં આચાર્ય શ્રી **હરિભદ્ર, ગંધહસ્તી સિદ્ધસેનાચાર્ય, શ્રીમાન કોટ્યાચાર્ય**, આચાર્ય **શ્રી શીલાંક, નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિ, મલધારી** આચાર્ય શ્રી **હેમચંદ્ર**, તપા શ્રી **દેવેન્દ્રસૂરિ** આદિ અનેક સમર્થ ટીકાકાર આચાર્યો થઈ ગયા છે, તે છતાં આચાર્ય **શ્રી મલયગિરિ**એ ટીકાનિર્માણના ક્ષેત્રમાં એક જુદી જ ભાત પાડી છે શ્રી **મલયગિરિ**ની ટીકા એટલે તેમના પૂર્વવર્તી તે તે વિષયના પ્રાચીન ગ્રંથો, ચૂર્ણિ, ટીકા, ટિપ્પણ આદિ અનેક શાસ્ત્રોના દોહન ઉપરાંત પોતા તરફના તે તે વિષયને લગતા વિચારોની પરિપૂર્ણતા સમજવી જોઈએ ગંભીરમાં ગંભીર વિષયોને ચર્ચતી વખતે પણ ભાષાની પ્રાસાદિકતા, પ્રૌઢિ અને સ્પષ્ટતામાં જરા સરખી પણ ઊણપ નજરે પડતી નથી અને વિષયની વિશદતા એટલી જ કાયમ રહે છે

આચાર્ય **મલયગિરિ**ની ટીકા રચવાની પદ્ધતિ ટૂંકમાં આ પ્રમાણેની છે: તેઓશ્રી સૌપહેલાં મૂળસૂત્ર, ગાથા કે શ્લોકના શબ્દાર્થની વ્યાખ્યા કરતાં જે સ્પષ્ટ કરવાનું હોય તે સાથે કહી દે છે ત્યાર પછી જે વિષયો પરત્વે વિશેષ સ્પષ્ટીકરણની આવશ્યકતા હોય તેમને "अय भाव, किमुक्तं भवति, अयमाशय, इदमत्र हृदयम्" ઇત્યાદિ લખી આખાય વક્તવ્યનો સાર કહી દે છે આ રીતે પ્રત્યેક વિષયને સ્પષ્ટ કર્યા પછી તેને લગતા પ્રાસંગિક અને અનુપ્રાસંગિક વિષયોને ચર્ચવાનું તેમ જ તદ્વિષયક અનેક પ્રાચીન પ્રમાણોનો ઉલ્લેખ કરવાનું પણ તેઓશ્રી ચૂકતા નથી, એટલું જ નહિ, પણ જે પ્રમાણોનો પોતે ઉલ્લેખ કર્યો હોય તેને અંગે જરૂરત જણાય ત્યાં વિષમ શબ્દોના અર્થો, વ્યાખ્યા કે ભાવાર્થ લખવાનું પણ તેઓ ભૂલતા નથી, જેથી કોઈ પણ અભ્યાસીને તેના અર્થ માટે મૂંઝાવું ન પડે કે ફાંફાં મારવાં ન પડે આ કારણસર તેમ જ ઉપર જણાવવામાં આવ્યું તેમ ભાષાની પ્રાસાદિકતા અને અર્થ તેમ જ વિષયપ્રતિપાદન કરવાની વિશદ પદ્ધતિને લીધે આચાર્ય શ્રી **મલયગિરિ**ની ટીકાઓ અને તેમનું ટીકાકારપણું સમગ્ર જૈન સમાજમાં ખૂબ જ પ્રતિષ્ઠા પામ્યાં છે

**આચાર્ય મલયગિરિનું બહુશ્રુતપણું**—આચાર્ય **મલયગિરિ**કૃત મહાન ગ્રંથરાશિનું અવગાહન કરતાં તેમાં જે અનેક આગમિક અને દાર્શનિક વિષયોની ચર્ચા છે, તેમ જ પ્રસંગે પ્રસંગે તે તે વિષયને લગતા જે અનેકાનેક કલ્પનાતીત શાસ્ત્રીય પ્રમાણો ટાંકેલાં છે, એ જોતાં આપણે સમજી શકીશું કે, તેઓશ્રી માત્ર જૈન વાઙ્મયનું જ જ્ઞાન ધરાવતા હતા એમ નહોતું; પરંતુ ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાના ભારતીય જૈન-જૈનેતર દાર્શનિક સાહિત્ય, જ્યોતિર્વિદ્યા, ગણિતશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર આદિને લગતા વિવિધ અને વિશિષ્ટ શાસ્ત્રીય જ્ઞાનનો વિશાળ વારસો ધરાવનાર મહાપુરુષ હતા તેઓશ્રીએ પોતાના ગ્રંથોમાં જે રીતે પદાર્થોનું નિરૂપણ કર્યું છે એ તરફ આપણે સૂક્ષ્મ રીતે ધ્યાન આપીશું તો આપણને લાગશે કે એ મહાપુરુષ વિપુલ વાઙ્મયવારિધિને ઘૂંટીને પી જ ગયા હતા, અને આમ કહેવામાં આપણે જરા પણ અતિશયોક્તિ નથી જ કરતા પૂજ્ય આચાર્ય શ્રી **મલયગિરિસૂરિ**વરમાં ભલે ગમે તેટલું વિશ્વવિદ્યાવિષયક પાંડિત્ય હો, તે છતાં તેઓશ્રી એકાંત નિર્વૃતિમાર્ગના ધોરી અને નિર્વૃતિમાર્ગપરાયણ હોઈ તેમને આપણે નિર્વૃતિમાર્ગપરાયણ જૈનધર્મની પરિભાષામાં **આગમિક કે સૈદ્ધાંતિક યુગપ્રધાન** આચાર્ય તરીકે ઓળખીએ એ જ વધારે ઘટમાન વસ્તુ છે.

**આચાર્ય મલયગિરિનું આન્તરજીવન**—વીરવર્દ્ધમાન-જૈન-પ્રવચનના અલંકારસ્વરૂપ, યુગ-પ્રધાન, આચાર્યપ્રવર શ્રી **મલયગિરિ** મહારાજની જીવનરેખા વિષે એકાએક કાંઈ પણ બોલવું કે લખવુ એ ખરે જ એક અઘરું કામ છે, તે છતાં એ મહાપુરુષ માટે ટૂંકમાં પણ લખ્યા સિવાય રહી શકાય તેમ નથી

આચાર્ય શ્રી **મલયગિરિ**વિરચિત જે વિશાળ ગ્રંથરાશિ આજે આપણી નજર સામે વિદ્યમાન છે એ પોતે જ એ પ્રભાવક પુરુષના આંતરજીવનની રેખા દોરી રહેલ છે એ ગ્રંથરાશિ અને તેમાં વર્ણવાયેલાં પદાર્થો આપણને કહી રહ્યા છે કે, એ પ્રજ્ઞાપ્રધાન પુરુષ મહાન જ્ઞાનયોગી, કર્મયોગી, આત્મયોગી, અગર જે માનો તે હતા એ ગુણધામ અને પુણ્યનામ મહાપુરુષે પોતાની જાતને એટલી છુપાવી છે કે એમના વિશાળ સાહિત્યરાશિમાં કોઈ પણ ઠેકાણે એમણે પોતાને માટે "**यदवापि मलयगिरिणा**" એટલા સામાન્ય નામનિર્દેશ સિવાય કશુંય લખ્યુ નથી વાર વાર વંદન હો એ માન-મદવિરહિત મહાપુરુષના પાદપદ્મને !

## સંશોધન માટે એકત્ર કરેલી હસ્તલિખિત પ્રતિઓ

પ્રસ્તુત વિભાગમાં પ્રકાશન પામતા પાંચમા—છઠ્ઠા કર્મગ્રંથના સંશોધન માટે પ્રાચીન તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલ સાત પ્રતિઓ એકઠી કરવામાં આવી હતી, જેના સંકેત વગેરેનો પરિચય અહીં આપવામાં આવે છે

**૧-૨. સં. ૧ અને સં. ૨ સંજ્ઞક પ્રતિઓ**—આ બંનેય પ્રતિઓ પાટણ-સંઘવીના પાડાના તાડપત્રીય જ્ઞાનભંડારની છે એ ભંડાર અત્યારે શા સેવંતીલાલ છોટાલાલ પટવાની સંભાળ નીચે છે

**સં. ૧** સંજ્ઞક પ્રતિ તાડપત્રીય છે અને તે સટીક છઠ્ઠે કર્મગ્રંથની છે. તેનાં પાનાં ૩૫૧ છે અને તેની લંબાઈ-પહોળાઈ ૩૫॥ × ૨॥ ઇંચની છે પ્રતિની દરેક પૂઠીમાં વધારેમાં વધારે ૭ અને ઓછામાં ઓછી ચાર પંક્તિઓ લખાયેલી છે એની લિપિ તેમ જ સ્થિતિ ઘણી જ સારી છે અને તેના અંતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે :

" इति श्रीमलयगिरिविरचिता सप्ततिटीका समाप्ता ॥ छ ॥ ग्रन्थाग्रम् ३८८० ॥ छ ॥ संवत् १४९२ वर्षे माघ शुदि ६ भोमे अद्येह श्रीपत्तने लिखितम् ॥ छ ॥ शुभं भवतु ॥

उकेशवंशसम्भूत, प्रभूतसुकृतादर ।
वासी साण्डउसीग्रामे, सुश्रेष्ठी महुणाभिध ॥ १ ॥
मोषीकृताघमङ्घाता, मोषीरप्रतिबोदया ।
नानापुण्यक्रियानिष्ठा, जाता तस्य सधर्मिणी ॥ २ ॥
तयो पुत्री पवित्राङ्गा, प्रशस्या गुणसम्पदा ।
हार्दूरीकृता दोषैर्धर्मैककर्मैककर्मठा ॥ ३ ॥
शुद्धसम्यक्त्वमाणिक्यालङ्कृतः मुक्तोदय ।
एतस्या भागिनेयोऽभूदाकाक श्रावकोत्तम ॥ ४ ॥
श्रीजैनशासननभोऽङ्गणभास्कराणां
श्रीमत्तपागणपयोधिसुधाकराणाम् ।
विश्वाद्भुतातिशयराशियुगोत्तमानां
श्रीदेवसुन्दरगुरुप्रथिताभिधानाम् ॥ ५ ॥

पुण्योपदेशमथ पेशलसन्निवेश
तत्त्वप्रकाशविशदं विनिशम्य सम्यक् ।
एतत्सुपुस्तकमलेखयदुत्तमाशा
सा श्राविका विपुलबोधसमृद्धिहेतो ॥ ६ ॥
बाणाङ्गवेदेन्दुमिते १४६५ प्रवृत्ते
संवत्सरे विक्रमभूपतीये ।
श्रीपत्तनाह्वानपुरे वरेण्ये,
श्रीज्ञानकोशे निहित तयेदम् ॥ ७ ॥
यावद्व्योमारविन्दे कनकगिरिमहाकर्णिकाकीर्णमध्ये
विस्तीर्णोदीर्णकाष्ठातुलदलकलिते सर्वदोज्जृम्भमाणे ।
पक्षद्वन्द्वावयातो वरतरगतित. खेलतौ राजहसौ
तावज्जीयादजस्र कृतियतिभिरिद पुस्तक वाच्यमानम् ॥ ८ ॥
शुभ भवतु ॥ ”

**સં. ૨** પ્રતિ પણ તાડપત્રીય છે અને સટીક પાચ કર્મગ્રથ સુધીની છે તેના પાના ૨થી ૩૦૬ છે અને પાચમા કર્મગ્રથનો અતનો થોડો ભાગ ખૂટે છે પ્રતિની લંબાઈ–પહોળાઈ ૨૨l×૨l ઇંચની છે. દરેક પૂઠીમાં ૭ કે સાત લીટીઓ છે પ્રતિના દેખાવ અને લિપિને ધ્યાનમાં લેતા એ ચૌદમી સદીમાં લખાયેલી લાગે છે એની સ્થિતિ સાધારણ છે.

ઉપર્યુક્ત બંનેય પ્રતિઓની પંક્તિઓ અવ્યવસ્થિત હોવાને લીધે તેની અક્ષરસંખ્યા જણાવી નથી આ બંનેય પ્રતિઓ લાંબી હોઈ ત્રણ વિભાગમાં લખાયેલી છે અને એના પાનાંને દોરાથી વ્યવસ્થિત રાખવા માટે વચલા બે વિભાગમાં કાણાં પાડેલા છે

**૩. સં. ૨ સંજ્ઞક પ્રતિ**—આ પ્રતિ પણ ઉપર્યુક્ત સંઘવીના પાડાના તાડપત્રીય ભંડારની જ છે અને તાડપત્ર ઉપર લખાએલ છે. આ પ્રતિ ફક્ત આચાર્ય **મલયગિરિ**કૃત ટીકાયુક્ત सप्ततिका કર્મગ્રંથની છે એની પત્રસંખ્યા ૧૨૨ છે તે પૈકી ૪૫, ૬૬, ૧૦૧, ૧૦૮ એ ચાર પાના ખોવાઈ ગયાં છે. પ્રતિની લંબાઈ-પહોળાઈ ૧૪×૨ા ઇંચની છે અને પૂઠી દીઠ પાંચથી સાત લીટીઓ છે પ્રતિ જીર્ણ સ્થિતિમા છે પ્રતિ બે વિભાગમા લખાયેલી છે અને તેનાં પાનાંને વ્યવસ્થિત રાખી શકાય એ માટે વચલા વિભાગમાં દોરો પરોવવા માટે એક કાણું પાડવામા આવ્યુ છે પ્રતિના અંતમા નીચે મુજબની ગ્રંથના નામ અને લેખનસમયને દર્શાવતી પુષ્પિકા છે :

“ इति मलयगिरिविरचिता सप्ततिकाटीका समाप्ता ॥ छ ॥ छ ॥ ६०३ ॥ छ ॥ छ ॥ सवत् १२२१ वर्षे......शुद ६ बुधे ॥ ग्रथाग्र ॥ ३७८० ॥ ”

ઉપર એક વાર સં ૨ સંજ્ઞક પ્રતિનો પરિચય આપી દેવા છતા અહીં બીજી વાર સં. ૨ સંજ્ઞક પ્રતિનો પરિચય આપવામાં આવ્યો છે એનો આશય એ છે કે, ઉપરોક્ત સં ૨ સંજ્ઞક પ્રતિ પાંચ કર્મગ્રંથ સુધીની છે. અને આ સં ૨ સંજ્ઞક પ્રતિ માત્ર सप्ततिका કર્મગ્રથની છે બન્નેય પ્રતિઓ એક જ ભંડારની છે એટલે આ પ્રતિને અમે ઉપરોક્ત પ્રતિના અનુસંધાન તરીકે સં ૨ એ સંજ્ઞાથી જ ઓળખાવી છે.

આ પ્રતિની શરૂઆત પત્ર ૧ થી થવા છતાં એમાં सप्ततिका ટીકાની શરૂઆત ગાથા ૩ની ટીકાના અંત ભાગથી થાય છે એ એક વિચિત્રતા છે

**૪. સં. સંજ્ઞક પ્રતિ**—આ પ્રતિ પાટણશ્રીસંઘના વિશાળ જ્ઞાનભંડારની છે, જે અત્યારે શેઠ ધર્મચંદ અભયચંદની પેઢીના કાર્યવાહકોની દેખરેખ નીચે છે. આ પ્રતિ તાડપત્ર ઉપર લખાયેલી છે અને તે ફક્ત સટીક સપ્તતિકા કર્મગ્રંથની છે એનાં પાનાં ૨૮૦ છે એની લંબાઈ-પહોળાઈ ૧૫॥×૨ ઇંચની છે. પાનાની પૂઠી દીઠ ચારથી ૭ પંક્તિઓ છે પ્રતિની સ્થિતિ સારી છે અંતમાં નીચે પ્રમાણેની સાદી પુષ્પિકા છે :

इति श्री मलय.....सप्ततिकाटीका समाप्ता ॥ छ ॥ ग्रंथाग्रं ३८८० ॥ छ ॥ मगल महाश्री. ॥ शुभ भवतु श्रीसघस्य ॥

પ્રતિના અતમાં સંવતનો ઉલ્લેખ નથી તે છતાં તેની સ્થિતિ જોતાં એ ચૌદમી સદીની શરૂઆતમાં લખાઈ હોય એમ લાગે છે

**૫. મ. સંજ્ઞક પ્રતિ**—આ પ્રતિ પાટણનિવાસી શા મલુકચંદ દોલાચદ હસ્તકની છે અને તે કાગળ ઉપર લખાયેલી છે પ્રતિ સટીક છયે કર્મગ્રંથની અને ત્રિપાઠ લખાયેલ છે એનાં પત્ર ૨૯૨ છે પ્રતિની લબાઈ-પહોળાઈ ૧૦॥×૪॥ ઇચની છે દરેક પૃષ્ઠમાં ચૌદથી સોળ પંક્તિઓ છે અને પંક્તિ દીઠ ૫૦ થી ૬૨ અક્ષરો છે પ્રતિની સ્થિતિ ઘણી જ સારી છે. અંતમાં નીચે પ્રમાણે પુષ્પિકા છે :

"इति श्रीमलयगिरिसूरिविरचिता सप्ततिटीका समाप्ता ॥ छ ॥ ॥ सवत् १७०४ वर्षे कार्त्तिक शुदि ८ सोमे लिखितं ॥ ॥ ग्रंथाग्र ३८८० ॥ सर्वग्रंथाग्रं १४०५२ ॥ ॥ छ ॥ ॥ छ ॥ ॥ ॥ श्री. ॥ ॥ श्रीरस्तु ॥ ॥ छ ॥ ॥ छ ॥

चतुर्दशसहस्राणि, सार्वशतसमन्वितम् ।
ग्रन्थं कर्मविपाकाना, षणामत्र निरूपितम् ॥ १ ॥

तच्च वाच्यमानारवोवसीयमाना भवतु ॥ श्रीराजनगरे लिखिता ॥

एतस्या शुचिसम्प्रदायविगमात्तादृक्सुशास्त्रेक्षणा–
भावाद्ग्रन्थगतार्थवोधविरहादवुद्धेश्च मान्द्यान्मया ।
दुष्ट क्लिष्टमशिष्ट [ मत्र ] समयातीतं च यत्किञ्चन
प्राज्ञैः शास्त्रविचारचारुहृदयै. क्षम्य च शोध्यं च तत् ॥ १ ॥
श्रीमज्जैनमतं यावज्जयत्वज्जगतीहितम् ।
अस्तु वृत्तिरिय तावदभुवि भव्योपकारिणी ॥ २ ॥ इति भद्रम् ॥

**૬ ત. સંજ્ઞક પ્રતિ**—આ પ્રતિ પાટણ-ફોફળિયાવાડાની આગલી શેરીમાના તપાગચ્છીય પુસ્તકભંડારની છે. આ ભંડાર અત્યારે શા મલુકચદ દોલાચંદની દેખરેખમાં છે. પ્રતિ કાગળ ઉપર ત્રિપાટ લખાયેલી છે અને સટીક છયે કર્મગ્રંથની છે. તેનાં પાનાં ૧૧૯ છે. પ્રતિની લંબાઈ–પહોળાઈ ૧૦॥×૪॥ ઇંચ છે. પાનાની દરેક પૂઠીમાં ૨૪ થી ૨૭ લીટીઓ છે અને લીટી દીઠ ૬૩ થી ૮૧ અક્ષરો છે. પ્રતિ ઘણી જ સારી સ્થિતિમા છે અને અંતમાં આ પ્રમાણે પુષ્પિકા છે :

"सवत १६०६ वर्षे कार्त्तिक शुद ४ गुरौ दिने लिखितम् । शुभ भवतु ॥"

**૭ છા. સંજ્ઞક પ્રતિ**—આ પ્રતિ વડોદરા નજીક આવેલા છાયાપુરી (છાણી) ગામના જ્ઞાનમન્દિરમા રહેલા પૂજ્યપાદ પરમ ગુરુદેવ પ્રવર્ત્તક શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીના પુસ્તકભંડારની છે. આ જ્ઞાનભંડાર હમણા ત્યાના શ્રીસઘની દેખરેખ નીચે છે આ પ્રતિ કાગળ ઉપર શુદ્ધ લખાયેલી છે અને તે સટીક છ કર્મગ્રથની છે. એના પાનાં ૨૫૬ અને લંબાઈ–પહોળાઈ ૧૦॥×૪॥॥

ઈચ છે દરેક પાનામાં ૧૫ પંક્તિઓ છે અને પંક્તિ દીઠ ૫૩ થી ૬૦ અક્ષરો લખાયેલા છે પ્રતિ ઘણી સારી સ્થિતિમાં છે. અંતમાં ખાસ પુષ્પિકા જેવું કશુંય નથી.

**પ્રતિઓની શુદ્ધાશુદ્ધિ અને સંશોધન**—ઉપર અમે જે સાત પ્રતિઓનો પરિચય આપ્યો છે તે પૈકી વધારે સારી અને શુદ્ધ પ્રતિઓ તાડપત્રની જ ગણાય; કાગળ ઉપર લખાયેલી પ્રતિઓ તાડપત્રીય પ્રતોથી સાધારણ રીતે બીજે નબરે જ ગણાય તે છતાં એ પ્રતોએ સંશોધનકાર્યમાં પૂરેપૂરી મદદ આપી છે. આ સાત પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓને સામે રાખી પૂજ્ય ગુરુપ્રવર શ્રી ૧૦૦૮ શ્રી ચતુરવિજયજી મહારાજે પ્રસ્તુત કર્મગ્રંથના દ્વિતીય વિભાગનુ અતિ ગૌરવતાભર્યું સંશોધન અને સપાદનકાર્ય કર્યું છે: અને એને પાઠાંતર વગેરેથી વિભૂષિત કર્યો છે કર્મગ્રંથના પ્રથમ વિભાગની માફક આ વિભાગમાં પ્રત્યેક ફોર્મનાં પ્રૂફપત્રોને એક એક વાર આદિથી અંત સુધી મે અતિ કાળજીપૂર્વક તપાસ્યાં છે તેમ જ પાઠાંતરાદિનો નિર્ણય કરવામા યથાશક્ય સ્વલ્પ સહકાર પણ આપ્યો છે તે છતા આ સમગ્ર ગ્રંથના સંશોધન અને સપાદનને લગતો બધોય ભાર પૂજ્ય ગુરુવરે જ ઉપાડયો છે એ મારે સ્પષ્ટ રીતે કહી દેવું જ જોઈએ.

**આભાર**

આ વિભાગના સંશોધનમાં ઉપયોગી હસ્તલિખિત પ્રાચીન પ્રતિઓ, ભંડારના જે જે કાર્યવાહકોએ અમને આપવા માટે ઉદારતા દર્શાવી છે, જેમના નામો અમે ઉપર પ્રતિઓના પરિચયમા લખી આવ્યા છીએ, તે સૌનો આભાર માનીએ છીએ.

આ પછી અમે **સ્યાદ્વાદ મહાવિદ્યાલય**, બનારસના જૈન દર્શનાધ્યાપક દિગંબર વિદ્વાન શ્રીયુત **મહેન્દ્રકુમાર જૈન ન્યાયતીર્થ, ન્યાયશાસ્ત્રીનો** સવિશેષ આભાર માનીએ છીએ, જેમણે છયે કર્મગ્રંથમા આવતા વિષયો સમ કે વિષમ રીતે **દિગમ્બરાચાર્યવિરચિત** ગ્રંથોમાં કયે કયે ઠેકાણે આવે છે તેને લગતો ગાથાવાર સ્થલનિર્દેશરૂપ સંગ્રહ તૈયાર કરી આપ્યો છે આ સંગ્રહને અમે પ્રસ્તુત વિભાગમાં પ્રારંભમા પ્રકાશિત કર્યો છે.

આ ઉપરાંત અમે પંડિતવર્ય શ્રીયુત **ભગવાનદાસ હર્ષચન્દ્ર**ના નામને પણ ભૂલી શકીએ તેમ નથી, કારણ કે પં શ્રી **મહેન્દ્રકુમાર** મહાશયે તૈયાર કરેલ ઉપર જણાવેલ નોંધની નકલ એટલી ભ્રામક હતી કે એ નકલ પ્રેસમાં ચાલી શકે જ નહિ. આ સ્થિતિમાં આ ગૌરવભર્યો સંગ્રહ મુદ્રણથી વંચિત જ રહી જાત, પરંતુ પં શ્રીયુત **ભગવાનદાસભાઈ**એ તે તે દિગંબરીય ગ્રંથો જોઈ ને આ સંગ્રહની સુવાચ્ય અને પ્રેસને લાયક પાંડિત્યભરી કૉપી પોતાના હાથે નવેસર કરી આપી, જેને લીધે આ સંગ્રહ પ્રકાશમા આવ્યો અને અમારું કર્મગ્રંથોનું નવીન સંસ્કરણ વધારે ગૌરવવંતુ બન્યુ. આ ગૌરવ માટેનો ખરો યશ પં. શ્રી **ભગવાનદાસભાઈ**ને જ છે એમ અમે માનીએ છીએ.

**ક્ષમાપ્રાર્થના**—અંતમા વિદ્વાનો સમક્ષ એટલુ જ નિવેદન છે કે, પ્રસ્તુત સંસ્કરણના સંપાદન અને સંશોધનને નિર્દોષ બનાવવા તેમ જ ગૌરવયુક્ત કરવા અમે ગુરુ-શિષ્યે દરેક શક્ય પ્રયત્નો કર્યા છે તે છતા આમા જે સ્ખલના કે ગેરસમજ જણાય તે બદલ વિદ્વાનો ક્ષમા કરે એટલું ઇચ્છી વિરમુ છું.

[ પંચમ-ષષ્ઠ કર્મગ્રન્થ પ્રસ્તાવના, સને ૧૯૪૦ ]

# સ્તુતિ-સ્તોત્રાદિ-સાહિત્યમાં ક્રમિક પરિવર્તન

પરિવર્તનશીલ સંસારમાં એવી એક પણ વસ્તુ નથી કે જે દરેકેદરેક બાબતમાં દેશ-કાળ આદિના પરિવર્તન સાથે નવો અવતાર ધારણ ન કરે. આ અટલ નિયમથી આપણું સ્તુતિ-સ્તોત્રાદિ-વિષયક સાહિત્ય પણ વંચિત નથી રહી શક્યું, અર્થાત્ જગતની અનન્ય વિભૂતિનું પોતામાં દર્શન કરનાર અને તે જ વસ્તુનો બીજાને સાક્ષાત્કાર કરાવનાર તીર્થંકર દેવ આદિ જેવી મહાવિભૂતિઓને લગતું સ્તુતિ-સ્તોત્રાદિ સાહિત્ય ઉપર્યુક્ત શાશ્વત નિયમથી અસ્પૃષ્ટ નથી રહી શક્યું, એ આપણે આપણા સમગ્ર વિદ્યમાન વિવિધ અને વિપુલ સ્તુતિ-સ્તોત્રાદિ-વિષયક સાહિત્યનું દિગ્દર્શન કરતાં સહેજે જોઈ શકીએ છીએ.

એક સમય એવો હતો કે જ્યારે, અત્યારે આપણી નજર સામે દેવોપાસનાને લગતું જે ચિત્ર-વિચિત્ર સ્તુતિ-સ્તોત્ર-સ્તવનાદિ-વિષયક સાહિત્ય વિદ્યમાન છે તે લેશ પણ ન હતું, તેમ છતાં એક-બીજા દર્શન, એકબીજા સંપ્રદાય અને એકબીજી પ્રજા સાથેના સહવાસને કારણે જનસમાજની અભિરુચિને તે તે તરફ ઢળેલી જોઈ ધર્મધુરંધર જૈનાચાર્યોએ એ પ્રકારના સાહિત્યના નિર્માણ તરફ પોતાની નજર દોડાવી અને ક્રમે ક્રમે એ જાતના સાહિત્યનો સાગર રેલાવા લાગ્યો.

## સ્તુતિ-સ્તોત્રાદિ સાહિત્યનું સર્જન અને તેમાં ક્રમિક પરિવર્તન

આજે આપણા સમગ્ર વિદ્યમાન સંગીતાલાપથી ભરપૂર સ્તુતિ-સ્તોત્ર-સ્તવનાદિને લગતા સાહિત્ય-રાશિને જોઈ આપણને જરૂર એ આશંકા થશે કે જે જમાનામાં આજના જેવું સ્તુતિ-સ્તોત્રાદિ સાહિત્ય નહિ હોય તે જમાનાની જનતા આત્મદર્શન કરનાર-કરાવનાર મહાવિભૂતિઓની પ્રાર્થના કઈ રીતે કરતી હશે? પરંતુ તે યુગની જનતાના જીવન અને માનસનો વિચાર કરતાં એનો ઉત્તર સહેજે જ મળી રહે છે કે તે યુગની સ્તુતિ-ઉપાસના-ભક્તિ એ માત્ર અત્યારની જેમ કાવ્યમાં-કવિતામાં કે કહાણા-વાણીમાં ઉતારવારૂપ ન હતી, કિન્તુ તે સ્તુતિ એ મહાપુરુષોના ચરિતને અને તેમના પવિત્ર ઉપદેશને જીવનમાં ઉતારવારૂપ હતી. એટલે તે જમાનામાં અત્યારની જેમ ઢગલાબંધ કે ચિત્રવિચિત્ર સ્તુતિ-સ્તોત્રાદિ સાહિત્યના પ્રજનની આવશ્યકતા નહોતી જણાતી. એ જ કારણ હતું કે તે યુગની જનતા માટે આચારાંગસૂત્ર આદિમાં આવતી ઉપધાનશ્રુતાધ્યયન, વીરસ્તુત્યધ્યયન આદિ જેવી વિરલ છતાં વિશદ સ્તુતિઓ નજરે ચડતી હતી, જેમાં તીર્થંકરદેવના જીવન અને આરપાર ત્યાગજીવનનું સત્ય સ્વરૂપનાં વર્ણન હતું. આ સ્તુતિઓ જીવનના તત્ત્વને સ્પર્શનાર તેમ જ ભાવવાહી હોઈ એ દ્વારા એકાંત

જીવનવિકાસની ઇચ્છુક તે યુગની જનતા મહાવિભૂતિઓના પુનિત પંથે વિચરી જીવનને વાસ્તવિક સ્તુતિમય બનાવતી હતી.

પરંતુ કુદરતના અટલ નિયમને આધીન જગત અને જનતા ક્યારે પણ સ્થિરસ્થાયી નથી રહ્યાં, નથી રહેનાં અને રહેશે પણ નહિ દેશકાળના પલટાવા સાથે જનસાધારણની અભિરુચિ બદલાઈ અને સ્તુતિ-સાહિત્યના નવીન સર્જનની આવશ્યકતા આગળ વધી પરિણામે જૈનધર્મના પ્રાણ સમા ગણાતા આચાર્યશ્રી સિદ્ધસેન દિવાકર અને તેમની સમકક્ષામાં જ કદમ રાખનાર સ્વામી શ્રી સમંતભદ્રાચાર્ય જેવા ધર્મધુરંધર આચાર્યવરોને સ્તુતિ-સાહિત્યના નવસર્જનની આવશ્યકતા જણાઈ અને એ આચાર્ય-યુગલે ગંભીરાતિગંભીર, તાત્ત્વિક જ્ઞાનપૂર્ણ સ્તુતિ-સાહિત્યનો ઝરો વહાવ્યો, જેનાથી જૈનદર્શન અને જૈનસાહિત્ય આજે ગૌરવવંતુ છે

ઉપર્યુક્ત એ મહાપુરુષના સ્તુતિસાહિત્યની તુલનામાં મૂકી શકાય એવા સ્તુતિ-સાહિત્યનો ઉમેરો કરનાર પાછલા સમયમાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્ર અને ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી એ. એ મહાપુરુષો ખાસ ધ્યાન ખેંચે છે, જેમણે ગંભીર તત્ત્વજ્ઞાનથી ભરપૂર વિપુલ સ્તુતિ-સ્તોત્ર, સાહિત્ય સર્જ્યું છે

આશ્ચર્ય અને દિલગીરીનો વિષય એ છે કે ઉપર્યુક્ત મહાપુરુષોની ગંભીર કૃતિઓ તરફ આપણું લક્ષ્ય જરા સરખુંય જતુ નથી. અસ્તુ આચાર્ય શ્રી સિદ્ધસેનની દ્વાત્રિંશિકાઓ, સ્વામી શ્રી સમંત-ભદ્રનું સ્વયંભૂ સ્તોત્ર, આચાર્ય શ્રી હેમચંદ્રની અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા અને વીતરાગસ્તોત્ર, ન્યાયાચાર્ય શ્રી યશોવિજયોપાધ્યાયકૃત વીરસ્તુતિ, શંખેશ્વર પાર્શ્વજિનસ્તુતિ, પ્રતિમા-શતક, પરમાત્મસ્વરૂપપંચવિંશતિકા—આ બધી સ્તુતિઓનુ સ્થાન જૈન સાહિત્યમાં અતિ ગૌરવભર્યું છે, પરંતુ એ બધીઓને ચર્ચવાનુ તેમ જ તેનો પરિચય આપવાનું આ સ્થાન નથી

ઉપર જણાવેલ સ્તુતિઓ પછી આચાર્ય શ્રી સિદ્ધસેનકૃત કલ્યાણમંદિર સ્તોત્ર અને આચાર્ય શ્રી માનતુંગકૃત ભક્તામર સ્તોત્ર આદિ સ્તોત્રો આવે છે આ સ્તોત્રોમાં ગૌરવભર્યાં અને સૂક્ષ્મ બુદ્ધિ-ગમ્ય તત્ત્વજ્ઞાનનું સ્થાન ભક્તિરસે લીધું છે. અને આ જાતની અભિરુચિ વધતાં મહાકવિ શ્રી ધનપાલ, મહાકવિ બિલ્હણ, કવિચક્રવર્તી શ્રીપાલ, ગૂર્જરેશ્વર મહારાજા શ્રી કુમારપાલ, મહામાત્ય શ્રી વસ્તુપાલ, આચાર્ય શ્રી જિનપ્રભ, આચાર્ય શ્રી મુનિસુંદર આદિએ ઋષભપંચાશિકા આદિ જેવી અનેકાનેક ભક્તિ-રસભરી કૃતિઓ જૈનદર્શનને અથવા જૈન સાહિત્યને અર્પણ કરી છે

આ પછી ચિત્રવિચિત્ર સ્તુતિ-સ્તોત્ર-સાહિત્યનું સ્થાન આવે છે આ વિભાગમા સેંકડો જૈનાચાર્ય તેમ જ જૈન મુનિઓએ ફાળો આપ્યો છે. તેમ છતાં ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનપ્રભે વિવિધ ભાષામય અને વિધવિધ છંદોમય ચિત્રવિચિત્ર સ્તુતિ-સ્તોત્ર-સાહિત્યના સર્જનમા જે વિશાળ ફાળો આપ્યો છે એ સૌથી મોખરે આવે છે આ આચાર્યના જેટલું વિપુલ અને વિધવિધ પ્રકારનુ સ્તુતિ-સ્તોત્ર-સાહિત્ય કોઈએ સર્જ્યું નથી એમ કહેવામા અત્રે જરાયે અતિશયોક્તિ થતી નથી.

ઉપર્યુક્ત સ્તુતિ-સ્તોત્રાદિને લગતુ સમગ્ર સાહિત્ય મોટે ભાગે સંસ્કૃત ભાષામાં ગૂંથાયું છે. જોકે મહાકવિ શ્રી ધનપાલ, આચાર્ય શ્રી જિનદત્તસૂરિ વગેરે વિદ્વાનોએ પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષામા કેટલાંક સ્તુતિ-સ્તોત્રોની રચના કરી છે પણ તેનું પ્રમાણ સંસ્કૃત-ભાષાબદ્ધ સ્તોત્રો કરતાં બહુ જ ઓછું છે

લગભગ આચાર્ય જિનપ્રભસૂરિના જમાના પહેલાંથી સ્તુતિ-સ્તોત્રાદિ સાહિત્યમા ભાવવાહી ભક્તિ-રસ આણવાને બદલે એનું સ્થાન પાંડિત્યદર્શને લીધું, અર્થાત્ વિધવિધ ભાષા, વિવિધ છંદો અને

વિવિધ યમક-શ્લેષ-ચિત્રાલંકારમય કૃતિઓ ગૂંથાવા લાગી ત્યારથી એ સ્તોત્રોમાં કલ્યાણમંદિરસ્તોત્ર, ભક્તામરસ્તોત્ર, ઋષભપંચાશિકા, વીતરાગસ્તોત્ર, રત્નાકરપચ્ચીસી આદિ સ્તોત્રોના જેવી ભાવવાહિતાએ ગૌણરૂપ લીધું અને તેનું મુખ્ય સ્થાન લગભગ શબ્દાડંબરે લીધું. આ કહેવાનો અર્થ એ નથી કે ઉપર્યુક્ત આલંકારિક કૃતિઓમાં ભક્તિરસ નથી જ હોતો; એમાં ભક્તિરસ હોય છે તો ખરો જ, પરંતુ બાહ્ય શાબ્દિક તેમ જ આર્થિક ચિત્રવિચિત્રતા શોધવા જતાં આંતર ભક્તિરસ ઢંકાઈ જાય છે અથવા ઝાંખો પડી જાય છે

આ પ્રમાણે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષામાં રચાતા સ્તુતિ-સ્તોત્રાદિ-સાહિત્યે લગભગ સોળમી સદીમાં નવો પલટો ખાધો, જેને પરિણામે જે સ્તુતિ-સ્તોત્રાદિ-સહિત્ય સંસ્કૃત, પ્રાકૃતાદિ ભાષામાં નિર્માણ થતું હતું તે અનુક્રમે વધારે ને વધારે ગુજરાતી ભાષામાં ગૂંથાતું ચાલ્યું આની અસર એટલે સુધી થઈ કે ન્યાયાચાર્ય શ્રીમાન યશોવિજયોપાધ્યાય અને તેમના સહાધ્યાયી શ્રીમાન વિનયવિજયોપાધ્યાય જેવાને પણ આ જાતનું વિપુલ સ્તુતિ-સ્તવનાદિ-સાહિત્ય સર્જવાની આવશ્યકતા જણાઈ અથવા એમ કહીએ કે ફરજ પડી આ બધાને પરિણામે ગુજરાતી ભાષાના સ્તુતિ-સાહિત્યમાં ઢગલાબંધ ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવન, દેવવંદન, પૂજાઓ, ભાસ, ગીત, ફાગ વગેરે કંઈ કંઈ પ્રકારની કૃતિઓનો ઉમેરો થયો

આ સિવાય ભિન્ન ભિન્ન દેશમાં પાદવિહારથી વિચરતા જૈનાચાર્યાદિએ તે તે દેશની ભાષામાં કેટલીક રચનાઓ કરેલી છે, અર્થાત્ ગુજરાતી, હિંદી, મારવાડી, પંજાબી, કચ્છી, દક્ષિણી, ફારસી વગેરે અનેક ભાષામાં અનેકાનેક કૃતિઓ કરી છે. આ બધી કૃતિઓ જોકે ઘણી થોડી મળે છે, તેમ છતાં તે દ્વારા દેશ-કાળ અને પ્રજાની અસર સાહિત્ય ઉપર કેવી અને કેટલી થાય છે એનું માપ આપણને મળી રહે છે

આ બધા કથનનો સાર એ છે કે, એક કાળે આપણે સ્તુતિ-સાહિત્યના વિષયમાં ક્યાં હતા અને ત્યાંથી ખસતા ખસતા આજે ક્યાં આવ્યા ? તેમ જ એને અંગે આપણે કેવું અને કેટલું પરિવર્તન અનુભવ્યું ?—એનો ખ્યાલ આવી શકે

એક કાળે સ્તુતિનું સ્વરૂપ તીર્થંકરદેવના ચરિત અને ઉપદેશને શ્રદ્ધાપૂર્વક જીવનમાં ઉતારવું એ હતું તે પછી એ મહાપુરુષને, તેમના ધર્મ અને તત્ત્વજ્ઞાનની ઝીણવટથી પરીક્ષા કરી, ઓળખવા સુધી આપણે આવ્યા, અર્થાત્ વિશુદ્ધ શ્રદ્ધાબળથી ખસી આપણે તર્કની સરાણે ચડ્યા. તે પછી વળી કાળાંતરે આપણે એ મહાપુરુષના જીવનની, ધર્મની કે તેમના તત્ત્વજ્ઞાનની તર્ક દ્વારા સૂક્ષ્મ પરીક્ષા કરવાનું બુદ્ધિને કષ્ટદાયક કાર્ય દૂર મૂકી ભક્તિરસમાં ભળ્યા ખરે જ, આથી આપણે પ્રજ્ઞાની તીવ્ર કસોટીથી કંટાળીને બુદ્ધિની મંદતામાં પ્રવેશ કર્યો, એમ નથી લાગતું ? આ પછી અનુક્રમે પાછા હઠતા હઠતા છેવટે આપણે વિવિધ ભાષા, છંદ, અલંકાર આદિ સાથે સંબંધ ધરાવતા શબ્દાડંબરમાં આવી થોભ્યા.

ભાષાની પસંદગી માટે પણ આપણે જબરદસ્ત પલટો ખાધો છે. વૈદિક અને બૌદ્ધ સંસ્કૃતિના પ્રભાવને લીધે જૈનધર્મને પોતાની પ્રિયતમ પ્રાકૃતભાષા જતી કરી તેના બદલે સંસ્કૃતભાષા અપનાવવી પડી છે છંદ, અલંકાર આદિની પસંદગીમાં પણ લગભગ એમ જ બન્યું છે, અર્થાત્ ગાથા, પંચાલીસ આદિ અમુક ગણ્યાગાંઠ્યા છંદ તેમ જ અલંકારોને પસંદ કરનાર જૈન સંસ્કૃતિને વિવિધ છંદ, અલંકાર આદિ સ્વીકારવા પડ્યા છે

આ બધી વાત મુખ્યત્વે કરીને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષામાં ગૂંથાયેલ સ્તુતિ-સ્તોત્ર-સાહિત્યને લક્ષીને થઈ છેવટે આ બધાયમાંથી પલટો ખાઈ ગુજરાતી ભાષા અને જુદા જુદા પ્રકારનાં

રાગ–રાગિણીની પસંદગીમાં મોટે ભાગે સહવાસી પ્રજા અને સંપ્રદાયાંતરની અસર ઘણી જ થઈ છે, એ આપણે તે તે કૃતિઓના પ્રારંભમાં આપેલ ચાલ અથવા રાહ બતાવનાર કડી ઉપરથી સમજી શકીએ છીએ. ગુર્જર સ્તુતિ-સાહિત્યના સર્જન પછી ખાસ પરિવર્તન એ થયું કે ચિત્રવિચિત્ર શબ્દાડંબરગર્ભિત સ્તુતિ-સાહિત્યના નિર્માણ સમયે ઓસરી ગયેલ ભક્તિરસ કેટલેક અંશે પાછો નવે અવતારે આવ્યો

## ઉપસંહાર

પ્રસ્તુત લેખમાં, આપણા વિશાળ સ્તુતિ-સાહિત્ય ઉપર દેશ, કાળ, ધર્મ, પ્રજાની સંસ્કૃતિ આદિની કેટલી અને કેવી અસર થઈ છે એ ટૂંકમાં જણાવવામાં આવ્યું છે એ ઉપરથી એ સાહિત્યના પ્રણેતાઓ ઉપર તે તે દેશ, કાળ આદિની અસર કેટલા પ્રમાણમાં પડી હશે એનું અનુમાન આપણે દોરી શકીશું જગતની મહાનમાં મહાન ગણાતી વિભૂતિઓ પણ પોતાના યુગની અસરથી મુક્ત રહી શકતી નથી આચાર્ય સિદ્ધસેન, આચાર્ય મલ્લવાદી, આચાર્ય જિનભદ્ર, આચાર્ય હરિભદ્ર, આચાર્ય હેમચંદ્ર, શ્રી યશોવિજયોપાધ્યાય આદિ જેવા સમર્થ પુરુષોના ગ્રંથોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીશું તો જણાશે કે એ મહાપુરુષો પણ પોતાના દેશ-કાળની અસરથી મુક્ત રહી શક્યા નથી, એટલું જ નહિ, પણ પ્રસંગ આવતાં ભિન્ન ભિન્ન પ્રકારની લાગણીઓના આવેશમાં પણ આવી ગયા છે

[ 'શ્રી જૈન ધર્મ પ્રકાશ,' સુવર્ણમહોત્સવ વિશેષાંક, ચૈત્ર, સં. ૧૯૯૧ ]

# 'ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા'*

આજે વિદ્વાનો સમક્ષ સ્વોપજ્ઞ ટીકા સહિત ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા ધરીએ છીએ, જેના કર્તા ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીમાન યશોવિજયોપાધ્યાય છે. તેઓશ્રી માટે આજ સુધીમાં ઘણું લખાયું છે, છતાં હજુ ઘણું લખવું શેષ રહે છે. પરંતુ અત્યારે તેને લગતી તૈયારી ન હોવાથી તે બાબતથી વિરમી માત્ર સ્તુતિઓને અંગે જ અહીં કાંઈ લખવાનો ઇરાદો છે

અત્યારે આપણા સમક્ષ ૯૬ કાવ્યપ્રમાણ યમકાલંકારમયી જે સ્તુતિચતુર્વિંશતિકાઓ વિદ્યમાન છે, તે સૌમાં રચનાસમયની દૃષ્ટિએ આચાર્ય બપ્પભટ્ટિકૃત સ્તુતિચતુર્વિંશતિકા પ્રથમ છે અને યશોવિજયોપાધ્યાયકૃત અંતિમ છે. અત્યારે નીચે પ્રમાણેની સ્તુતિચતુર્વિંશતિકાઓ જોવામાં આવે છે :

| | | |
|---|---|---|
| ૧ સ્તુતિચતુર્વિંશતિકા | આચાર્યબપ્પભટ્ટિ[1] | મુદ્રિત |
| ૨ ,, | શોભનમુનિ[2] | ,, |

* મહોપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત 'ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા'ની (પ્રકાશક—શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર, સં. ૧૯૮૪) પ્રસ્તાવના.

૧ આચાર્ય બપ્પભટ્ટિ પાંચાલ (પંજાબ) દેશનિવાસી હતા. તેમના પિતાનું નામ બપ્પિ, માતાનું નામ ભટ્ટિ અને પોતાનું નામ સુરપાલ હતું તેમણે સાતમે વર્ષે દીક્ષા લીધી હતી માતા-પિતાની પ્રસન્નતાને માટે તેમનું નામ બપ્પ-ભટ્ટિ રાખવામાં આવ્યું હતુ. તેમનુ મુખ્ય નામ ભદ્રકીર્તિ હતુ ગુરુ આચાર્ય સિદ્ધસેન હતા કનોજના રાજા આમરાજે તેઓને યાવજ્જીવ મિત્રરૂપે અને મરણ સમયે ગુરુ તરીર સ્વીકાર્યા હતા 'ગઉડવહો' મહાકાવ્યના કર્ત્તા મહાકવિ શ્રીવાક્પતિરાજને પાછલી અવસ્થામાં પ્રતિબોધ કર્યાનું પણ કહેવામાં આવે છે. તેમનો જન્મ સંવત ૮૦૦, ભાદ્રપદ તૃતીયા, રવિવાર હસ્તનક્ષત્ર; દીક્ષા ૮૦૭ વૈશાખ શુક્લ તૃતીયા; આચાર્યપદ ૮૧૧ ચૈત્ર વદિ ૮; સ્વર્ગવાસ ૮૯૫ શ્રાવણ શુદિ ૮ સ્વાતિનક્ષત્ર એમણે તારાગણનામનો ગ્રંથ રચ્યો છે, જે અત્યારે મળતો નથી

"भद्रकीर्तेर्भ्रमत्याशा. कीर्त्तिस्तारागणाध्वना ।
प्रभा ताराविपस्येव श्वेताम्वरशिरोमणे. ॥ ३२ ॥" तिलकमञ्जरी, पृ. ४

આમનું વિશેષ ચરિત્ર જાણવાની ઇચ્છાવાળાએ પ્રભાવકચરિત્ર, ઉપદેશરત્નાકર આદિ ગ્રંથો જોવા

૨. શોભનમુનિ મહાકવિ ધનપાલના લઘુ ભાઈ થાય.

| | | | |
|---|---|---|---|
| ૩ | સ્તુતિચતુર્વિંશતિકા | મેરુવિજયગણિ[૩] | ,, |
| ૪. | ,, | યશોવિજયોપાધ્યાય | ,, |
| ૫ | ,, (અપૂર્ણ[૪]) | અજ્ઞાત[૫] | ,, |

૨૭ થી ૩૯ કાવ્ય અગર શ્લોકપ્રમાણ યમકાલંકારમયી [૬] સ્તુતિચતુર્વિંશતિકાઓ નીચે પ્રમાણેની મળે છે :

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | સ્તુતિચતુર્વિંશતિકા | ૨૯ શ્લો. | કવિચક્રવર્ત્તી[૭] શ્રીપાલ | |
| ૨. | ,, | ૨૭ કા. | સોમપ્રભાચાર્ય[૮] | |
| ૩ | ,, | ૩૯ શ્લો. | ધર્મઘોષસૂરિ[૯] | મુદ્રિત |
| ૪. | ,, | ૨૮ કા. | ,, | |

૩ મેરુવિજયગણિ વિજયસેનસૂરિના રાજ્યમાં થયા છે તેમના ગુરુનું નામ આનન્દવિજયગણિ હતું.

૪ આ ચતુર્વિંશતિકાની પ્રારંભની સાત જ સ્તુતિઓ (૨૮ કાવ્ય) "દાદાસાહેબની પૂજા" આદિ પુસ્તકોમાં છપાઈ છે; પાછળની મળતી નથી હોય એમ લાગે છે.

૫. આ પાંચ સ્તુતિચતુર્વિંશતિકા સિવાયની ૯૬ કાવ્યપ્રમાણ આંચલિક કલ્યાણસાગરસૂરિકૃત પણ એક મળે છે, પરંતુ તે યમકાલંકારમયી ન હોવાથી તેની અહીં નોંધ લીધી નથી

૬. આ સ્તુતિઓમાં ૨૪ પદ્ય પ્રત્યેક તીર્થંકરની સ્તુતિરૂપ હોય છે, અને ત્રણ પદ્ય અનુક્રમે સર્વ જિનસ્તુતિ, જ્ઞાનસ્તુતિ તથા શાસનાધિષ્ઠાતૃદેવતાની સ્તુતિરૂપ હોય છે, જે દરેક તીર્થંકરની સ્તુતિના પદ્ય સાથે જોડીને બોલવાનાં હોય છે કેટલીક ચતુર્વિંશતિકામાં ૨૭ કરતાં વધારે પદ્ય છે તેનુ કારણ માત્ર એટલું જ છે કે, તેમાં મંગલાચરણ કે કર્તૃનામગર્ભ કાવ્ય અથવા બન્ને સામેલ હોય છે જેમાં ૨૯ કરતાં વધારે પદ્ય છે, તેમાં શાશ્વત જિન, સીમંધર આદિ જિનોની સ્તુતિનાં પદ્ય પણ સામેલ છે એમ જાણવું.

૭. કવિચક્રવર્ત્તી શ્રીપાલ પ્રાગ્વાટજ્ઞાતીય (પોરવાડ) હતા. તેમના પિતાનું નામ લક્ષ્મણ હતુ. તેઓ ગૂર્જરેશ્વર સિદ્ધરાજના બાળમિત્ર હતા તેમને સિદ્ધરાજ 'કવીન્દ્ર' તથા 'ભ્રાત:' એ શબ્દોથી જ સંબોધતા તેઓ પ્રજ્ઞાચક્ષુ હતા વડનગરના કિલ્લાની પ્રશસ્તિમાં પોતે અને નાભેયનેમિદ્વિસંધાન કાવ્યમાં આચાર્ય હેમચંદ્રે આપેલ "एकाहनिष्पन्नमहाप्रबन्धः" એ વિશેષણથી તેમણે કોઈ મહાન ગ્રંથની રચના અવશ્ય કરી છે; પરંતુ અત્યારે તો આપણને તેમની કૃતિના નમૂના તરીકે પ્રસ્તુત ચતુર્વિંશતિકા અને વડનગરના કિલ્લાની પ્રશસ્તિ જ જોવા મળે છે નાભેયનેમિદ્વિસન્ધાનકાવ્યને આ કવિચક્રવર્ત્તીએ જ શોધેલ છે. સિદ્ધરાજના અધ્યક્ષપણા નીચે થયેલ વાદિદેવસૂરિ અને કુમુદચંદ્રાચાર્યના વાદ સમયે તેઓ સભામાં હાજર હતા તેમના પુત્ર સિદ્ધપાલ તથા પૌત્ર વિજયપાલ પણ મહાકવિ હતા. આ સૌનો વિસ્તૃત પરિચય મેળવવા ઇચ્છનારે શ્રીમાન જિનવિજયજી સંપાદિત દ્રૌપદીસ્વયંવરનાટકની પ્રસ્તાવના જોવી.

૮ સોમપ્રભાચાર્ય મહારાજા કુમારપાલદેવના સમયમાં અને તે પછી પણ વિદ્યમાન હતા તેમણે સૂક્તમુક્તાવલી, સુમતિનાથચરિત્ર, કુમારપાલપ્રતિબોધ, શૃંગારવૈરાગ્યતરંગિણી, શતાર્થીવૃત્તિ આદિ ગ્રંથો રચ્યા છે.

૯. ધર્મઘોષસૂરિ કર્મગ્રંથાદિ પ્રસિદ્ધ સમર્થ ગ્રંથોના પ્રણેતા તપા દેવેન્દ્રસૂરિના શિષ્ય હતા તેમણે ચૈત્યવન્દન ભાષ્યની સંઘાચાર નામની ટીકા, શ્રાદ્ધજીતકલ્પ, સમવસરણ, યોનિસ્તવ, કાલસપ્તતિ આદિ ગ્રંથો રચ્યા છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | સ્તુતિચતુર્વિંશતિકા | ૩૦ શ્લો. | જિનપ્રભસૂરિ[૧૦] | |
| ૬ | ,, | ૨૮ કા | ,, | મુદ્રિત |
| ૭ | ,, | ૨૯ શ્લો | ચારિત્રરત્નગણિ[૧૧] | |
| ૮ | ,, | ૨૯ કા | ,, | |
| ૯ | ,, | ૨૯ કા. | ધર્મસાગરોપાધ્યાય[૧૨] | |
| ૧૦ | ,, | ૨૭ કા. | | |
| ૧૧ | ,, (યમકરહિત પ્રાકૃત) | ૨૭ આર્યા | | |
| ૧૨ | શાશ્વતજિનયુત વિહરમાન–જિનચતુર્વિંશતિકા | ૨૭ કા. | | મુદ્રિત |

ઉપર નોંધ લીધી તે સિવાયની અન્ય સ્તુતિચતુર્વિંશતિકાઓ હોવી જોઈએ, પણ અત્યાર સુધીમાં જે જે દૃષ્ટિપથમાં આવી છે તેની જ નોંધ માત્ર આ સ્થળે કરી છે અહીં આપેલ સૂચીમાની લગભગ ઘણીખરી ઋષભાદિ વીરપર્યન્ત જિનની તેમ જ યમકાલંકારમયી છે.

આથી ઇતર અલ્પ પ્રમાણમાં જ જોવામા આવે છે, જેની નોંધ પણ ઉપર લીધી છે ભિન્ન ભિન્ન આચાર્યાદિકૃત પર્વતિથિમાહાત્મ્યગર્ભિત, તીર્થમાહાત્મ્યગર્ભિત તેમ જ તીર્થંકરોની છૂટક સ્તુતિઓ યમક પાદપૂર્તિરૂપ તથા સામાન્યછન્દરૂપ ઘણા જ વિસ્તીર્ણ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે.

આ સર્વ ચતુર્વિંશતિકાઓમાંની અગર છૂટક કોઈ પણ ચાર પદ્યની સ્તુતિ દેવવન્દનમા કાર્યોત્સર્ગ કર્યા પછી અવશ્ય બોલવાની હોય છે તેમાં નીચે પ્રમાણેના અર્થાધિકારો–વિષયો હોય છે અથવા હોવા જોઈએ :

---

૧૦ આચાર્ય જિનપ્રભ ખરતરગચ્છીય હતા તેઓશ્રીએ સન્દેહવિષૌષધિ, વિધિપ્રપા, વિવિધતીર્થકલ્પ આદિ અનેક ગ્રંથો રચ્યા છે સ્તવ-સ્તુતિ-સ્તોત્રકાર તરીકે તો તેઓનું સ્થાન સૌ કરતાં ઊંચુ છે તેમણે તપા શ્રી સોમતિલકસૂરિને શિષ્ય-પ્રશિષ્યોને ભણાવવા માટે એકીસાથે સાત સો સ્તોત્ર ભેટ આપ્યાં હતાં પ્રત્યહં નવીન સ્તોત્રની રચના કર્યા પછી જ ભોજન લેવું એવી તેમની પ્રતિજ્ઞા હતી—

"पुरा श्रीजिनप्रभसूरिभि. प्रतिदिननवस्तवनिर्माणपुरःसरनिरवद्याहारग्रहणाभिग्रहवद्भिः प्रत्यक्षपद्मावतीदेवीवचसाऽभ्युदयिन श्रीतपागच्छं विभाव्य भगवता श्रीसोमतिलकसूरीणा स्वशैक्षशिष्यादिपठनविलोकनाद्यः थंयमकश्लेप-चित्र-च्छन्दोविशेपादिनवनवभङ्गीसुभगा सप्तशतीमिता. स्तवा उपदीकृता निजनामाङ्किता ॥"

सिद्धान्तागमस्तवावचूरिप्रारम्भे ॥

૧૧. ચારિત્રરત્નગણિ તપા સોમસુન્દરસૂરિના શિષ્ય હતા. તેમણે જ્ઞાનપ્રદીપ, ચિત્રકૂટવિહારપ્રશસ્તિ આદિની રચના કરી છે. તેઓ વિક્રમની પંદરમી–સોળમી સદીમાં વિદ્યમાન હતા

૧૨. ધર્મસાગરોપાધ્યાય વિજયદાનસૂરિના શિષ્ય અને પ્રસિદ્ધ આચાર્ય હીરવિજયસૂરિના ગુરુભાઈ હતા. તેઓશ્રીએ ગચ્છાન્તરીઓને પરાસ્ત કરવા માટે અનેક સમર્થ અને પ્રમાણભૂત ગ્રંથોની રચના કરી છે તેમની કૃતિઓમાં જ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ટીકા, કલ્પકિરણાવલી, ઇરિયાવહીષટ્ત્રિંશિકાસટીક, પર્યુષણાદશશતક, પ્રવચનપરીક્ષા, ષોડશશ્લોકીવૃત્તિ, ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા, તપાગચ્છીયપટ્ટાવલી આદિ મુખ્ય છે

अहिगयजिण पढम थुई, बीआ सव्वाण तईअ नाणस्स ।
वेयावच्चगराण, उवओगत्थ चउत्थ थुई ॥ ५२ ॥
देववन्दनभाष्य ॥

અર્થાત્—પ્રથમ સ્તુતિમાં વિવક્ષિત કોઈ એક તીર્થંકરની સ્તુતિ, બીજીમાં સર્વ જિનોની સ્તુતિ, ત્રીજીમાં જિનપ્રવચનની અને ચોથીમાં વૈયાવૃત્યકર દેવતાઓનું સ્મરણ

ઉપર જે સ્તુતિચતુર્વિંશતિકાઓની સૂચિ આપવામાં આવી છે તે પૈકી શોભનમુનિકૃત ચતુર્વિં-શતિકાના અનુકરણરૂપ આપણી પ્રસ્તુત ચતુર્વિંશતિકા છે એમ તેની સાથે સરખાવતાં સ્પષ્ટ રીતે તરી આવે છે આ અનુકરણ છન્દ, અલંકાર, વિશેષણ, ભાવાર્થ આદિ અનેક રીતે કરવામા આવ્યુ છે, એટલું જ નહિ, પણ કેટલેક સ્થળે તો વાક્યના અને પદનાં પદો પણ નહિ જેવો ફેરફાર કરીને જેમના તેમ ઉપાધ્યાયજીએ આહરી લીધાં છે જો આપણે બરાબર તારણ કાઢીએ તો લગભગ ચોથો ભાગ જેટલી સ્તુતિઓ એવી જ નજરે પડે કે જેમાં શોભનસ્તુતિમા આવતા કેટલાએક વિશેષણો માત્ર શાબ્દિક ફેરફાર કરીને લીધેલાં છે જોકે છન્દ અને અલકાર માટે કોઈ તો દાવો ન જ હોઈ શકે, છતા શોભન મુનિએ જે સ્તુતિ માટે જે છન્દ અને યમકાલકારનો જે ભેદ પસદ કર્યો છે તેને જ ઉપાધ્યાયજી પસંદ કરે એ ઉપરથી એટલું તો કહી શકાય કે, તેઓશ્રી સમક્ષ શોભનમુનિકૃત સ્તુતિઓ જ મુખ્યતયા આદર્શ-રૂપ છે આ પ્રકારની પસદગીથી ઉપાધ્યાયજીને યમકાલંકારમયી સ્તુતિના નિર્માણમાં તેમ જ શોભન-સ્તુતિનાં પદ-વાક્ય-વિશેષણોના આહરણમાં કેવી સુગમતા થઈ છે, એ નીચેનાં ઉદાહરણો પરથી સમજી શકાશે :

| કાવ્ય | પાદ | |
|---|---|---|
| ८३ | १ जलव्यालव्याघ्रज्वलनगजरुग्बन्धनयुवो | शो० |
| ८४ | १ गजव्यालव्याघ्रानलजलसमिद्बन्धनरुजो | ऐ० |
| ४ | ३ पायाद्व. श्रुतदेवता निदधती तत्राब्जकान्ती क्रमौ | शो० |
| ४ | २–४ सौभाग्याश्रयता हिता निदधती पुण्यप्रभाविक्रमौ | ऐ० |
| ७२ | १ याऽत्र विचित्रवर्णविनतात्मजपृष्ठमधिष्ठिता | शो० |
| ७२ | १–२ चक्रधरा करालपरघातवलिष्ठमधिष्ठिता प्रभा– सुरविनतातनुभवपृष्ठमनुदितापदर गतारवाक् | ऐ० |
| १७ | १ सुमते सुमते १८–४ विभवा विभवा. | शो० |
| १७ | १ सुमतिं सुमतिं १७–४ विभव विभव | ऐ० |
| २४ | १ गान्धारि वज्रमुसले जयत. समीर | शो० |
| २४ | ३ गान्धारि वज्रमुसले जगती तवास्याः | ऐ० |
| ३७ | १ जयति शीतलतीर्थकृतः सदा | शो० |
| ३७ | १ जयति शीतलतीर्थपतिर्जने | ऐ० |
| ७३ | १ नुदस्तनु प्रवितर मल्लिनाथ मे | शो० |
| ७३ | १ महोदय प्रवितनु मल्लिनाथ मे | ऐ० |
| ६९ | १ व्यमुचच्चक्रवर्तिलक्ष्मीं | शो० |
| ६९ | ३ विगणितचक्रवर्तिवैभव० | ऐ० |

| કાવ્ય | પાદ | | |
|---|---|---|---|
| ૭૧ | ૧ | भीममहाभवाब्धि० | શો૦ |
| ૭૧ | ૧ | भीमभवोदवे० | ઐ૦ |
| ૮૮ | ૧ | हस्तालम्बितचूतलुम्बिलतिका यस्या जनोऽभ्यागमत् | શો૦ |
| ૮૮ | ૩ | दद्यान्नित्यमिताम्रलुम्बिलतिकाविभ्राजिहस्ताऽहितम् | ઐ૦ |

અહી જે વાક્યોની નોંધ આપી છે તે ઉપાધ્યાયજીએ પદ-વાક્યાદિનું આહરણ કેવું કર્યું છે, તે જાણવા માટે વિશેષણો અને ભાવાર્થનું આહરણ તો આખી સ્તુતિમા સ્થળે સ્થળે જોવામાં આવે છે તેનાં ઉદાહરણો આ સ્થળે ન આપતાં જિજ્ઞાસુઓને તે સ્તુતિઓ સાથે સરખાવવા ભલામણ છે

ઉપર કહેવામાં આવ્યું કે, 'પ્રસ્તુત ચતુર્વિંશતિકા શોભનસ્તુતિના અનુકરણરૂપ છે' એ ઉપરથી કોઈએ એમ ન માની લેવું કે આ ચતુર્વિંશતિકામાં કશી નવીનતા જ નથી. ઉપાધ્યાયજીની એવી કોઈ કૃતિ જ નથી કે જેમા નવીનતા તેમ જ ગાંભીર્ય ન હોય તે ગભીરતાને તેઓશ્રીએ સ્વયં ટીકામાં સ્થળે સ્થળે પ્રકટ કરેલ છે અમે તે પંક્તિઓને સ્થૂલાક્ષરમા છપાવી છે આ પંક્તિઓ શાસ્ત્રીય ગંભીર વિચારોથી ભરપૂર છે

આ ઠેકાણે એક વાત કહેવી જોઈએ કે, જેમ અન્ય પ્રતિભાસંપન્ન વિદ્વાન કવિઓની યમકાલંકારમય કૃતિઓ ક્લિષ્ટાર્થત્વ, દૂરાન્વયત્વ આદિ દોષોથી વંચિત નથી રહી શકી, તે જ પ્રમાણે ઉપાધ્યાયજીની પ્રસ્તુત કૃતિ પણ તે દોષોથી વંચિત નથી જ રહી શકી જોકે કેટલાંક પદ્યો એવા પણ તારવી શકાય તેમ છે, જેમાં આવા દોષો ન પણ હોય, તથાપિ તેટલા ઉપરથી આખી કૃતિને નિર્દોષ તો ન જ કહી શકાય. નાને મોઢે કહેવાયેલી આ વાતને વિદ્વાનો ક્ષમાની દૃષ્ટિથી જુએ એમ ઇચ્છું છું.

પ્રસ્તુત સ્તુતિના સંપાદન સમયે તેની સ્વોપજ્ઞ ટીકાયુક્ત માત્ર એક જ પ્રતિ પૂજ્ય શ્રીમાન સાગરાનન્દસૂરિ મહારાજ પાસેથી મળી છે તે ૨૪ પાનાની અને નવીન લખેલી છે આ પ્રતિનો ઉતારો જેના ઉપરથી કરવામાં આવ્યો છે તે પ્રતિ ચોંટી ગયેલ હતી તેને ઉખાડતાં તેમાં જે સ્થળે અક્ષરો ઊખડી ગયા તે સ્થાન નવી પ્રતિમાં ખાલી છે લેખકે પ્રમાદથી અનેક સ્થળે પાઠો છોડી દીધા છે, એટલું જ નહિ, પણ તે લિપિનો અજ્ઞ હોવાથી તેણે પણ અશુદ્ધિઓમા મોટો ઉમેરો કર્યો છે. આ રીતે પ્રસ્તુત ચતુર્વિંશતિકાની પ્રતિ અત્યંત અશુદ્ધ હોવા છતા તેને શુદ્ધ કરવા માટે તેમ જ તૂટી ગયેલા પાઠોને ઉપાધ્યાયજીના શબ્દોમા જ સાંધવા માટે યથાશક્ય યત્ન કર્યો છે પ્રતિમાં જ્યાં જ્યાં અશુદ્ધિઓ હતી તે દરેક સ્થળે સુધારેલા પાઠો ગોળ કોષ્ટકમાં આપ્યા નથી, પરંતુ લગભગ અંદર જ સુધારી દીધા છે. આ પ્રમાણે કરવામાં કોઈ સ્થળે પ્રમાદથી સ્ખલના થવા પામી હોય તો તે માટે વિદ્વાનો સમક્ષ ક્ષમાયાચના છે

ઉપરોક્ત પ્રતિ સિવાય એક અવચૂરિની પ્રતિ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના છાણીના જ્ઞાનભંડારમાંથી મળી છે. આ અવચૂરિ સ્વોપજ્ઞ ટીકાને આધારે કરેલ ટાંચણરૂપ હોઈ સ્વોપજ્ઞ ટીકાના જ શબ્દોમાં હોવાથી ટીકાના સંશોધનમાં ક્વચિત્ ક્વચિત્ સહાયક થઈ છે.

પ્રસ્તુત ચતુર્વિંશતિકાની પ્રેસ કોપીને વળાનિવાસી ન્યાય-વ્યાકરણતીર્થ પં શ્રી બેચરભાઈએ તપાસી તેમાંની અશુદ્ધિઓમા ઘટાડો કર્યો છે

ઉપરના સજ્જનોની સહાયથી આ ચતુર્વિંશતિકાને ધ્યાનપૂર્વક સુધારવા છતાં સ્ખલના થઈ હોય અથવા અશુદ્ધિ રહી હોય તો વિદ્વાનો તેનું પરિમાર્જન કરે એમ ઇચ્છી વિરમું છું.

[ 'ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા' પ્રસ્તાવના, સં ૧૯૮૮ ]

# મહાન આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ*

## જન્મસ્થનાદિ

'વિશ્વની મહાવિભૂતિઓના જીવનની કિંમત તેમના જન્મસ્થાન, જાતિ, માતા-પિતા આદિ ઉપરથી આંકવામા નથી આવતી' એ વાત સંપૂર્ણ રીતે સત્ય હોવા છતાં સામાન્ય પ્રજા તેમના વિષેની આ જિજ્ઞાસાને રોકી શકતી નથી એટલે સૌપહેલાં અહી ભગવાન શ્રી હેમચંદ્રના જન્મસ્થાન આદિનો પરિચય આપવામાં આવે છે.

ભગવાન શ્રી હેમચંદ્રનો જન્મ વિક્રમ સંવત ૧૧૪૫ની કાર્તિકી પૂનમને દિવસે ધંધૂકામાં થયો હતો તેમના પિતાશ્રીનું નામ ચાચિગ હતુ, માતાનું નામ પાહિણી હતુ અને તેમનું પોતાનું નામ ચાંગદેવ રાખવામા આવ્યુ હતું તેમની જ્ઞાતિ મોઢ હતી.

## ભવિષ્યવાણી

શ્રી હેમચંદ્રના જન્મ પહેલાં તેમના ગુરુ ભગવાન શ્રી દેવચંદ્રસૂરિ, જેઓ ચંદ્રગચ્છમુકુટમણિ અને પૂર્ણતલ્લગચ્છના પ્રાણ સમા હતા, તેમનાં દર્શન તેમના માતા-પિતાને થયાં હતા તે વખતે તેમણે ચાચિગ અને પાહિણીને જણાવ્યું હતુ કે **તમારો પુત્ર જૈનશાસનનો ઉદ્ધારક મહાપ્રભાવક પુરુષ થશે.**

## બાલ્યકાળ અને ગૃહસ્થજીવન

આચાર્ય હેમચંદ્રના બાલ્યકાળ અને ગૃહસ્થજીવન વિષે આપણે ફક્ત એટલુ જ જાણી શકીએ કે ચાંગદેવ બાળક (ભાવી હેમચંદ્રાચાર્ય) પાંચ વર્ષનો થયો ત્યારે એક વખત તે તેની માતા સાથે દેવમંદિરમાં દર્શન કરી ગુરુવંદન માટે ઉપાશ્રયે ગયો. આ પ્રસંગે ચંચળ સ્વભાવનો બાળક ચંગદેવ, વિહાર કરતાં કરતાં ત્યાં (ધંધૂકામાં) આવીને રહેલા શ્રી દેવચંદ્રસૂરિના આસન ઉપર બેસી ગયો. આ સમયનો લાભ લઈને આચાર્યે બાળકનાં લક્ષણો જોઈ લીધા અને તેની માતાને તેના જન્મ પહેલાં પોતે કહેલી વાત યાદ કરાવી

* શ્રી હૈમ સારસ્વત સત્ર (પાટણ, સને ૧૯૩૯) માં રજૂ થયેલો નિબંધ

## શિષ્યભિક્ષાની યાચના

આચાર્ય શ્રી દેવચંદ્રસૂરિએ ચાંગદેવમાં જૈનશાસનના મહાપ્રભાવક પુરુષ તરીકેની યોગ્યતાનાં દરેક શુભ ચિહ્નો અને સ્વાભાવિક ચપળતા જોયા પછી સંઘના આગેવાન ગૃહસ્થોને બોલાવ્યા અને કેટલીક વાતચીત કરીને તેમને સાથે લઈ તેઓશ્રી ચાચિગ અને પાહિણીને ઘેર ગયા

આચાર્યશ્રી અને શ્રીસંઘને પોતાને આંગણે પધારેલા જોઈ પાહિણીએ તેમનું યોગ્ય સ્વાગત કર્યું અને તેમના આગમનનું કારણ પૂછ્યું આચાર્યશ્રીએ જણાવ્યું કે 'તારો પુત્ર જૈનશાસનનો ઉદ્ધાર કરનાર મહાપુરુષ થઈ શકે તેવાં શુભ લક્ષણોથી અલંકૃત છે, માટે તારા પુત્રને તું અમને શિષ્ય તરીકે અર્પણ કરી દે.' આ સાંભળી ઘરમાં પાહિણી પોતે એકલી હોવાથી વિમાસણમાં પડી ગઈ કે 'એક તરફથી બાળકનો પિતા ઘરમાં નથી અને બીજી બાજુ ગુરુદેવ અને શ્રીસંઘ મારે આંગણે પધારેલા છે, આ સ્થિતિમા મારો ધર્મ શો હોઈ શકે? તેમ જ પોતાના પ્રાણાધિક ગુણવાન પુત્રને આપી દેવો પણ શી રીતે?' આખરે પાહિણીએ જાતે જ નિર્ણય કરી લીધો કે, 'ગુરુદેવ અને શ્રીસંઘ મારા સદ્‌ભાગ્યે મારે આંગણે પધારેલા છે, તેમના વચનનો અનાદર કરવો જોઈએ નહિ; તેમ જ મારો પુત્ર જૈનશાસન અને જગતનો તારણહાર થતો હોય તો મારે આનંદ જ મનાવવો જોઈએ.' આ પ્રમાણે વિચાર કરી પાહિણીએ પોતાના ગુણવાન પ્રિય પુત્રને ગુરુમહારાજના કર-કમલમાં અર્પણ કરી દીધો.

## દીક્ષા

જન્માંતરના શુભસંસ્કારી બાળક ચાંગદેવે ગુરુમહારાજના નિર્મળ સ્નેહભર્યા ઉપદેશામૃતનું પાન કર્યું અને આંતરિક ઉત્સાહપૂર્વક ગુરુચરણમાં વિક્રમ સંવત ૧૧૫૦માં સંસારતારિણી પ્રવ્રજ્યા સ્વીકારી અને તેમનું નામ સોમચંદ્ર રાખવામાં આવ્યું.

## વિદ્યાભ્યાસ

વિશ્વના ઝગમગતા સિતારા સમાન મહાપુરુષોમાં કુદરતી જ એવી પ્રતિભા અને બુદ્ધિવૈભવ હોય છે કે તેઓ અગમ્ય રીતે જ દરેક પ્રકારની વિદ્યાને સહજમાં અને સ્વલ્પ સમયમાં મેળવી લે છે તેમને કોઈ સરસ્વતીને પ્રસન્ન કરવા જવું પડતુ નથી કે નથી તેમને કોઈના વધારે પડતા ગુરુત્વની પણ આવશ્યકતા હોતી આપણા બાળમુનિ શ્રી સોમચંદ્રે પણ પોતાની સ્વાભાવિક પ્રજ્ઞાના બળે થોડાં જ વર્ષોમાં વિદ્યાના દરેક ક્ષેત્રમાં પારંગતપણુ મેળવી લીધું હતુ

## આચાર્યપદ

બાળમુનિ શ્રી સોમચંદ્ર બાળક હોવા છતાં અબાળસ્વભાવી ઉત્તમસંસ્કારસંપન્ન મહાપુરુષ હતા. એ જ કારણે તેમના બાળસ્વભાવસુલભ ચંચળતા આદિ ગુણોએ તેમને વિદ્યાભ્યાસ અને ત્યાગ-સંયમનો આદર્શ સાધવામાં ખૂબ જ સહાય કરી હતી. બાલ્યાવસ્થાથી જ તેઓશ્રી જિતેન્દ્રિય, સંયમી અને સ્થિરચિત્તવાળા હતા એમના એ વિશિષ્ટ ગુણોનો પરિચય આપણને એમના બાળજીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાંથી સહેજે મળી રહે છે.

એમનો ઊંડો વિદ્યાભ્યાસ, અપૂર્વ ત્યાગવૃત્તિ, પ્રૌઢ તપઃપ્રભાવ અને સ્વાભાવિક ઓજસ્વિતા વગેરે પ્રભાવશાળી ગુણો જોઈ ગુરુદેવ આચાર્ય શ્રી દેવચંદ્રસૂરિ અને શ્રીસંઘે મળી સંવત ૧૧૬૬માં સત્તર વર્ષની ઉમ્મરે પહોંચેલા બાળમુનિ શ્રી સોમચંદ્રને આચાર્યપદ ઉપર સ્થાપિત કર્યા અને એમનું નામ સોમચંદ્રને બદલે હેમચંદ્ર રાખવામાં આવ્યું આ પછી તેઓશ્રી હેમચંદ્રાચાર્ય તરીકે ઓળખાવા લાગ્યા.

## ગૂર્જરેશ્વર શ્રી સિદ્ધરાજ સાથે સમાગમ

ભગવાન હેમચંદ્રાચાર્ય દેશવિદેશમાં વિહાર કરતા કરતા અને સ્થાન સ્થાનમાં પોતાના ત્યાગ અને પાંડિત્યના સૌરભને વેરતા વેરતા અનુક્રમે ગૂર્જરેશ્વરની રાજધાની પાટણ નગરમા પધાર્યા. એમના પાટણના નિવાસ દરમિયાન લોકસમુદાયમાં અને વિદ્વદ્વર્ગમાં તેમના ત્યાગ, તપ, પાંડિત્ય વગેરે ગુણોની ખ્યાતિ ખૂબ વધી છેવટે આ બધાય સમાચાર ગૂજરાતના પ્રજાપ્રિય માન્ય વિદ્વાન મહારાજા શ્રી સિદ્ધરાજ જયસિંહદેવની રાજસભામા પણ પહોંચી ગયા અને વિદ્વાન ગૂર્જરેશ્વરે ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યને ઉત્કંઠાભર્યા હૃદયે આમંત્રણ મોકલ્યુ આચાર્યશ્રીએ પણ, ધર્મભાવનાની વૃદ્ધિ વગેરે ધ્યાનમા લઈ, એ આમંત્રણને કબૂલ રાખ્યુ અને ગૂર્જરેશ્વરને દર્શન આપવા માટે પોતે તેમના સ્થાનમાં ગયા.

ભગવાન શ્રી હેમચંદ્રનાં દર્શન અને વચનામૃતનું પાન કરી ગુર્જરેશ્વર એટલા પ્રસન્ન થયા કે તેમણે આચાર્યશ્રીને પ્રસંગે પ્રસંગે પોતાને ત્યાં પધારવા માટે ભાવભીનો આગ્રહ કર્યો. આચાર્યશ્રી પણ ગુર્જરેશ્વરની વિનતીને માન્ય રાખીને અવારનવાર જતા-આવતા આ પછી ઉત્તરોત્તર ભગવાન શ્રી હેમચંદ્રનું સ્થાન ગૂર્જરેશ્વરની રાજસભા અને તેના વિદ્વદ્વર્ગમાં ઘણું જ આગળ પડતુ થઈ ગયું

વિક્રમ સંવત ૧૧૮૧ મા ગૂર્જરેશ્વરની રાજસભામાં ખુદ ગૂર્જરપતિ અને કવિચક્રવર્તી શ્રીપાળના અધ્યક્ષપણા નીચે કર્ણાટકદેશીય દિગંબર તાર્કિકાચાર્ય વાદી શ્રી કુમુદચંદ્ર સાથે થયેલ ગુર્જરદેશીય શ્વેતાંબર તાર્કિકશિરોમણિ, 'સ્યાદ્વાદરત્નાકર' ગ્રંથના પ્રણેતા મહાવાદી શ્રી દેવસૂરિના વાદ પ્રસંગે રાજસભામાં ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યનું મહત્તાભર્યું સ્થાન હતું.

## સિદ્ધહેમ વ્યાકરણની રચના

વિદ્વાન ગુર્જરેશ્વર મહારાજા શ્રી સિદ્ધરાજ જયસિંહદેવની રાજસભા એટલે સમગ્ર ગુજરાત અને દેશ-વિદેશના પંડિતચક્રવર્તીઓની સભા એ રાજસભાના સઘળા વિદ્વાનો ભગવાન હેમચંદ્ર પ્રત્યે તેમના અબાધ્ય પાંડિત્યને કારણે બહુમાનની નજરે જોતા હતા. વિક્રમ સંવત ૧૧૯૨મા માલવપતિ શ્રી યશોવર્માને હરાવ્યા પછી ત્યાંની લૂંટમાં ત્યાંનો રાજકીય જ્ઞાનભંડાર (પુસ્તકાલય) ગૂર્જરેશ્વરના હાથમાં આવ્યો હતો તેનું અવલોકન કરતા તેમાં ભોજ વ્યાકરણની નકલ જોયા પછી ગૂર્જરેશ્વરના હૃદયમા પોતાના દેશમાં સ્વતંત્ર વ્યાકરણના સર્જન માટેની તીવ્ર ઊર્મિ ઉત્પન્ન થઈ અને પોતાનો એ વિચાર તેમણે રાજસભાના માન્ય પ્રખર વિદ્વાનો સમક્ષ જાહેર કર્યો. આ પ્રસંગે રાજસભાના દરેક વિદ્વાને ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય તરફ આગળી ચીંધીને એકીઅવાજે જણાવ્યુ કે "મહારાજ! આપની આ અતિમહાન ઇચ્છાને પૂર્ણ કરવા માટે આ મહાપુરુષ સિવાય બીજુ કોઈ સમર્થ નથી" છેવટે ગૂર્જરેશ્વરે આચાર્યશ્રીને જોઈતાં દરેક સાધન પોતાની રાજકીય લાગવગથી પૂરાં પાડચાં અને આચાર્યશ્રીએ પોતાના અને ગૂર્જરેશ્વરના નામને અમર કરતા સર્વાંગપૂર્ણ સિદ્ધહેમ વ્યાકરણની રચના કરીને માત્ર ગૂર્જરેશ્વરને જ નહિ પણ આખા વિશ્વને પોતાના અજોડ પાંડિત્યનો પરિચય આપ્યો કહેવાની જરૂરત નથી કે આ પછી ગુર્જરેશ્વર ભગવાન હેમચંદ્રનો અનન્ય મિત્ર-સેવક બની ગયો હતો

## રાજનૈતિક નિપુણતા

ભગવાન હેમચંદ્રના, જેમ તેમના ગુણોથી આકર્ષાયેલા, સંખ્યાબંધ પૂજકો અને મિત્રો હતા તે જ રીતે તેમના વિરોધીઓની સંખ્યા પણ તેટલી જ હતી. આમ છતાં પોતાની પ્રખર પ્રતિભા અને રાજનૈતિક નિપુણતાના પ્રતાપે તેઓ એ બધાયનો અડગપણે સામનો કરી શક્યા હતા અને એમના આખા જીવનમા એવો એક પણ પ્રસંગ આવ્યો નથી કે કોઈ પણ પ્રસંગે કોઈ પણ એમનો તેજોવધ કરી શક્યુ હોય. ખરે જ, માનવજાતિ માટે બધુંય શક્ય હશે, પણ પરસ્પરવિરુદ્ધ વાતાવરણ અને કાવાદાવાથી ભર-

પૂર રાજસભામાં અડગપણે ટકી રહેવું—અને તે પણ સંખ્યાતીત વર્ષોના પારસ્પરિક વિરોધના ભોગ બનેલ શ્રમણસંસ્કૃતિના ધારક સાંપ્રદાયિક પુરુષ માટે—ઘણું જ અઘરું છે છતાં આપણે આજે એ પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ કે ભગવાન હેમચંદ્ર એ સ્થિતિમાં પણ અડગપણે ઊભા રહી શક્યા હતા એટલે આ રીતે વિચાર કરતાં ખરે જ ભગવાન હેમચંદ્રે જગત સમક્ષ ધાર્મિકતાપ્રધાન રાજનૈતિક નિપુણતાનો અપૂર્વ આદર્શ ખડો કર્યો છે.

## કુમારપાલદેવ સાથે સંબંધ

ભગવાન હેમચંદ્ર બે ચૌલુક્યવંશી ગૂર્જરેશ્વરોના ગાઢ સમાગમમાં આવ્યા હતા; એક મહારાજા શ્રી જયસિંહદેવ અને બીજા મહારાજા શ્રી કુમારપાલદેવ એકની સાથે અમુક અંશે ધાર્મિકતાનો સંબંધ હોવા છતાં મુખ્યત્વે વિદ્વત્તાનો સંબંધ હતો, જે આપણે ઉપર જોઈ આવ્યા છીએ, જ્યારે બીજાની સાથેનો સબંધ ધાર્મિકતામાંથી જન્મ્યો હતો અને ધાર્મિકતામાં જ પરિણમ્યો હતો.

આચાર્ય હેમચંદ્રનો મહારાજા શ્રી કુમારપાલદેવ સાથેનો સંબંધ, તેઓ જ્યારે મહારાજા સિદ્ધરાજ તરફના મૃત્યુભયથી ત્રાસીને નાસભાગ કરતા હતા તે પ્રસંગે થયો હતો. અને એ મુખ્યત્વે કરીને ભયપ્રસંગના તેમના રક્ષણની ધાર્મિક વૃત્તિમાંથી જન્મ્યો હતો અને આદિથી અંત સુધી એ સબંધ એ રૂપમાં જ કાયમ બન્યો હતો

## ઉપદેશની અસર

ભગવાન હેમચંદ્રના ઉપદેશે મહારાજ શ્રી કુમારપાલદેવના હૃદયમાં એટલી તીવ્ર અને ઊંડી અસર નીપજાવી હતી કે આખરે એ એક ધાર્મિક અથવા જૈનધર્માવલંબી રાજા બની ગયો હતો તે છતાં ભગવાન હેમચંદ્રે તેમની પાસે જૈનધર્મને લગતાં જ કાર્યો કરાવવામાં તત્પરતા રાખી હતી એમ જ નહોતું, પરંતુ સર્વસામાન્ય હિતનાં કાર્યો પણ તેમણે કરાવ્યાં હતાં.

સર્વસામાન્ય હિતનાં કાર્યોમાં મુખ્યપણે સાત વ્યસન—જેમાં જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી અને વ્યભિચારનો સમાવેશ થાય છે અને જે પ્રજાજીવન અને માનવતાને હલકે દરજ્જે લઈ જનાર છે—તે ઉપદેશ અને રાજસત્તા દ્વારા અટકાવવામાં આવ્યાં હતાં જ્યાં લાગવગ પહોંચી શકે તેવાં અન્ય રાજ્યોમાં પણ ચિત્રપટ આદિ સાધનો દ્વારા એ માટે પ્રયત્ન કરવામાં આવ્યો હતો

આ સિવાય અતિપ્રાચીન સમયથી ચાલ્યો આવતો બિનવારસદાર વિધવા સ્ત્રીઓની મિલકત પડાવી લેવાનો રિવાજ, જેની વાર્ષિક આવક બોંતેર લાખની આસપાસની હતી, તેને પણ જતો કરવામાં આવ્યો હતો.

આ બધાય કરતાં ભગવાન હેમચંદ્રના ઉપદેશની મહાભારત અસર એ થઈ હતી કે માંસાહાર નિમિત્તે તેમ જ યજ્ઞયાગાદિમાં નિર્બંધ રીતે થતા અનેક પશુઓના સંહારને ત્યાગ ગૂર્જરેશ્વર દ્વારા અટકાવવામાં આવ્યો હતો

ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે, ગુજરાત વગેરે દેશોમાં આજે પણ જે દુર્વ્યસનોનો અલ્પ પ્રચાર છે, નિર્વંશિયાનું ધન પડાવી લેવાનો રિવાજ જોવામાં નથી આવતો તેમ જ યજ્ઞ-યાગાદિ નિમિત્તે થતો પશુવધ લગભગ અટકી ગયો છે, એ ભગવાન હેમચંદ્રસૂરિના પવિત્ર ઉપદેશ અને ગૂર્જરેશ્વર મહારાજ શ્રી કુમારપાલની અનેડ ધાર્મિકતાનો જ પ્રતાપ છે

## ગ્રંથરચના

આજે ભગવાન હેમચંદ્રના જે ગ્રંથો મળે છે તેની નોંધ અહીં આપવામાં આવે છે:

## સાંગોપાંગ સપાદલક્ષ વ્યાકરણ

| | |
|---|---|
| સિદ્ધહેમ લઘુવૃત્તિ | ૬૦૦૦ શ્લોક |
| સિદ્ધહેમ બૃહદ્વૃત્તિ | ૧૮૦૦૦ |
| સિદ્ધહેમ બૃહન્ન્યાસ | ૮૪૦૦૦ (અપૂર્ણ મળે છે) |
| સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિ | ૨૨૦૦ |
| લિંગાનુશાસન સટીક | ૩૬૮૪ |
| ઉણાદિગણ વિવરણ | ૩૨૫૦ |
| ધાતુપારાયણ વિવરણ | ૫૬૦૦ |

### અન્ય ગ્રંથો

| | |
|---|---|
| અભિધાનચિંતામણિ સ્વોપજ્ઞ ટીકા સહ | ૧૦૦૦૦ |
| અભિધાનચિંતામણિ પરિશિષ્ટ | ૨૦૪ |
| અનેકાર્થકોષ | ૧૮૨૮ |
| નિઘંટુશેષ | ૩૯૬ |
| દેશીનામમાલા સ્વોપજ્ઞ વૃત્તિ સાથે | ૩૫૦૦ |
| કાવ્યાનુશાસન સ્વોપજ્ઞ અલંકારચૂડામણિ અને વિવેક સાથે | ૬૮૦૦ |
| છંદોનુશાસન છંદશ્ચૂડામણિ ટીકા સહ | ૩૦૦૦ |
| સંસ્કૃતદ્વયાશ્રય મહાકાવ્ય | ૨૮૨૮ |
| પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય | ૧૫૦૦ |
| પ્રમાણમીમાંસા સ્વોપજ્ઞ વૃત્તિ સાથે | ૨૫૦૦ (અપૂર્ણ) |
| વેદાંકુશ (દ્વિજવદનચપેટા) | ૧૦૦૦ |
| ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત મહાકાવ્ય ૧૦ પર્વ | ૩૨૦૦૦ |
| પરિશિષ્ટ પર્વ | ૩૫૦૦ |
| યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ ટીકા સહ | ૧૨૫૭૦ |
| વીતરાગસ્તોત્ર | ૧૮૮ |
| અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ કાવ્ય |
| અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ ,, |
| મહાદેવસ્તોત્ર | ૪૪ ,, |

ઉપર ભગવાન હેમચંદ્રસૂરિકૃત ગ્રંથોનાં નામોની જે યાદી આપવામાં આવી છે, તેમાંના વિવિધ વિષયો, તે તે ગ્રંથમાં કરવામાં આવેલો તે તે વિષયનો ઊહાપોહ, અને તે તે ગ્રંથમાં કરેલી તત્તદ્વિષયક અનેકાનેક શાસ્ત્રોની ઝીણવટભરી ચર્ચા—આ બધાં તરફ ધ્યાન આપતાં જાણી શકાય છે કે તેઓશ્રીએ સાહિત્યના પ્રત્યેક અંગને કેવો ન્યાય આપ્યો છે, એ પ્રત્યેક અંગની કેટલી ઝીણવટથી મીમાંસા કરી છે અને એ પ્રત્યેક અંગનો વિચાર કરવા માટે તે સમયના વિશાળ સાહિત્યનું તેમણે કેટલી ગંભીરતાથી અવગાહન કર્યું હશે. અને તે સાથે તેમની પ્રતિભા, તેમનું સૂક્ષ્મદર્શિપણું, તેમનું સર્વ-દિગ્ગામી પાંડિત્ય અને તેમના બહુશ્રુતપણાનો પરિચય પણ આપણને આથી મળી રહે છે.

### હેમચંદ્રની કૃતિઓનું ગૌરવ

ભગવાન હેમચંદ્ર રચેલા ગ્રંથો એટલે ગંભીર અને સર્વાંગપૂર્ણ ગ્રંથરચના. સિદ્ધહેમ વ્યાકરણ,

દ્વયાશ્રયમહાકાવ્ય, અભિધાનકોશો કે કાવ્યાનુશાસન આદિ જેવા પ્રાસાદભૂત મહાગ્રંથો જ નહિ, પણ અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા જેવા ફક્ત ૩૨ કાવ્યના એક નાના સરખા સ્તુતિગ્રંથને લઈને વિચાર કરવામાં આવે તોપણ આપણે એમ જ કહેવું પડે આચાર્ય હેમચંદ્રે આ નાનીશી કૃતિમાં સ્યાદ્વાદ, નય, પ્રમાણ અને સપ્તભંગી વિષે તેમ જ સ્વપરદર્શનના સિદ્ધાન્તો ઉપર અતિગંભીર અને સૂક્ષ્મ વિચારો રજૂ કરી જગતને પોતાના મહાન વિજ્ઞાનનો પરિચય કરાવ્યો છે

## હેમચંદ્રની કૃતિઓનું સ્થાન

આચાર્ય હેમચંદ્રની કૃતિઓનો સાહિત્યના સમરાંગણમાં કોઈ પણ સ્થળે પરાભવ કે અનાદર થયો નથી, એટલું જ નહિ, કિન્તુ તેમની કૃતિઓને ભારતવર્ષના પ્રાચીન સમર્થ જૈનેતર વિદ્વાનોએ મુખ્યાં માન્ય રાખી છે છન્દઃશાસ્ત્રના ટીકાકાર હલાયુધ જેવા વિદ્વાનોએ તો પોતાની કૃતિઓમાં આચાર્ય હેમચંદ્રની કૃતિઓમાંથી ગ્રંથસંદર્ભના સંદર્ભો જ અપનાવી લીધા છે

## જૈન સંપ્રદાયમાં હેમચંદ્રનું સ્થાન

ભગવાન હેમચંદ્રનું જૈન સંપ્રદાયમાં જે અતિ ઉચ્ચ સ્થાન હતું, તેનું વર્ણન કરવું તે એક રીતે વધારે પડતું જ ગણાય. તે છતાં ટૂંકમાં એટલું કહેવું જોઈએ કે તેમના સમયના કોઈ ગચ્છ કે પરંપરા એવા ન હતા કે જે એમના ગુણોથી મુગ્ધ ન હોય અને જેણે એમના ગુણોનું વર્ણન ન કર્યું હોય ટીકાકાર તરીકેનું અજોડ કૌશલ ધરાવનાર સમર્થ આચાર્ય શ્રી મલયગિરિએ તો આવશ્યકસૂત્રની વૃત્તિમાં **तथा चाहुः स्तुतिषु गुरवः** એ પ્રમાણે લખી ભગવાન શ્રી હેમચંદ્રકૃત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાંના શ્લોકનો ઉલ્લેખ કર્યો છે અને એ રીતે ભગવાન હેમચંદ્રને પોતાના ગુરુત્વસ્થાનમાં માની લીધા છે.

## કાર્યદક્ષતા

ભગવાન શ્રી હેમચંદ્રને તેમના જીવનમાં રાજ્ય અને રાજાના અનુયાયીઓ, મિત્રો અને વિરોધીઓ, જૈન અને જૈનેતર, ધર્મોપદેશ અને નવસાહિત્યસર્જન, નિર્ગ્રંથજીવન અને જગતનો સંબંધ—એ દરેકને એકસરખો ન્યાય આપવાનો હતો. આ દરેક કાર્ય પૈકી એક પણ કાર્યને તેઓશ્રીએ તેમના જીવનમાં ઓછો ન્યાય આપ્યો નથી ઉપરની બાબતોનો વિચાર કરતાં ખરે જ આપણે આશ્ચર્યમુગ્ધ બની જઈએ છીએ કે એ મહાપુરુષ કયે સમયે કઈ વસ્તુને કેવી રીતે ન્યાય આપતા હશે, એમનું જીવન કેટલું નિયમિત હશે અને જીવનની પળેપળને તેઓ કેટલી મહત્ત્વની લેખતા હશે. ખરે જ, વિશ્વની મહાવિભૂતિઓમાં ભગવાન શ્રી હેમચંદ્રનું સ્થાન કોઈ અનેરું જ છે અને એ એમની કાર્યદક્ષતાને જ આભારી છે.

## ઉપસંહાર

અંતમાં એટલું કહેવું વધારે પડતું નથી કે, દેશવિદેશનો લાખો જ નહિ બલકે કરોડો કે અબજો વર્ષનો ઇતિહાસ એકઠો કરવામાં આવે તોપણ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય જેવા નિર્લેપ, આદર્શજીવી, વિદ્વાન, સાહિત્યસર્જક, રાજનીતિનિપુણ, વ્યવહારજ્ઞ, વર્ચસ્વી અને પ્રતિભાધારી પુરુષની જોડ જડવી અનિ મુશ્કેલ છે. અને એ જ કારણસર ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય માટે 'કલિકાલસર્વજ્ઞ' તરીકેનું જે બિરુદ યોજવામાં આવ્યું છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી.

[ શ્રીહૈમસારસ્વતસત્ર નિબંધસંગ્રહ ]

# કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય*

## આમુખ

"સૂર્યોદય સમયે સરસ્વતી નદી કિનારે ઊભેલી એક મહાન શક્તિ, પોતાના પ્રકાશથી–તેજથી–આખા ગુજરાતને છાઈ દેતી કલ્પો અને તમને હેમચંદ્રાચાર્ય દેખાશે"

—શ્રી ધૂમકેતુ

### ભગવાન શ્રી હેમચન્દ્રનું જીવનચરિત્ર

ધાત્રી ગુર્જરીના હૃદયમાં સંસ્કારિતા, વિદ્યા અને વિશુદ્ધ ધાર્મિકતાનો પ્રાણ પૂરનાર, વિશ્વની મહાવિભૂતિસ્વરૂપ, કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યનાં પ્રાકૃત, સંસ્કૃત, ગુજરાતી અને હિંદી ભાષામાં સ્વતંત્ર તેમ જ અનુવાદાત્મક અનેક જીવનચરિત્રો આલેખાઈ ચૂક્યાં છે ડૉ. બુહ્લર જેવા વિદ્વાને એ મહાપુરુષના પ્રભાવથી આકર્ષાઈ એમની જીવનરેખા જર્મન ભાષામાં પણ દોરી છે. આજે એ જ મહાપ્રતાપી પુરુષના જીવનચરિત્રમા રા રા ભાઈશ્રી ધૂમકેતુ મહાશયે તૈયાર કરેલ એક નવીન કૃતિનો ઉમેરો થાય છે

ભાઈશ્રી ધૂમકેતુ એટલે ગૂજરાતીના પ્રતિભાવાન, સંસ્કારી, પ્રૌઢ લેખક અને ગૂજરાતની પ્રજાના કરકમલમાં એક પછી એક શ્રેષ્ઠ–શ્રેષ્ઠતમ સંસ્કારપૂર્ણ ગ્રંથપુષ્પોનો ઉપહાર ધરનાર માતા ગૂર્જરીનો પનોતો પુત્ર. એ સમર્થ લેખકને હાથે ગૂજરાતની સંસ્કારિતાના આદ્યદ્રષ્ટા અને સર્જક ભગવાન શ્રી હેમચંદ્રનું જીવનચરિત્ર લખાય એ ગુજરાતી પ્રજા અને ગિરાનું અહોભાગ્ય જ ગણાય

આચાર્ય શ્રી હેમચંદ્રનાં આજ સુધીમા શ્રદ્ધા અને પાંડિત્યપૂર્ણ સંખ્યાબંધ જીવનચરિત્રો લખાઈ ચૂક્યાં છે, છતા ભાઈશ્રી ધૂમકેતુની આ કૃતિ એ મહાપુરુષ પ્રત્યે એક જુદા પ્રકારની જ શ્રદ્ધાપૂર્ણતા અને કુશલતા રજૂ કરે છે.

જેમ શ્રદ્ધાની અમુક પ્રકારની ભૂમિકાથી દૂર રહી જીવનચરિત્રો આલેખવામાં ઘણી વાર ભૂલો થાય છે, અને વાસ્તવિક વસ્તુસ્થિતિ ઢંકાઈ જાય છે, એ જ રીતે કેવળ શ્રદ્ધાની ભૂમિકામા ઊભા

---

* શ્રી ધૂમકેતુકૃત 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય'નું (પ્રકાશક : જૈનાચાર્ય શ્રી આત્માનંદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ, મુંબઈ, સને ૧૯૪૦) આમુખ

રહી જીવનચરિત્રો લખવામાંય એવા અને એટલા જ ગોટાળાઓ ઉત્પન્ન થવા સાથે ખરી વસ્તુને અન્યાય પણ મળે છે એ વિષેનો વિશિષ્ટ વિવેક આપણને શ્રી ધૂમકેતુએ લખેલ પ્રસ્તુત જીવનચરિત્ર દ્વારા બતાવ્યો છે

## જીવનચરિત્રનાં સાધનો

ભાઈશ્રી ધૂમકેતુએ પ્રાકૃત-સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યો, મોહરાજપરાજય નાટક, કુમારપાલપ્રતિબોધ, પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ આદિ પ્રાચીન-અર્વાચીન ઐતિહાસિક સાહિત્ય અને તેમાં નોંધાયેલ મહત્ત્વની પ્રામાણિક અને કિંવદન્તીઓને આધારભૂત રાખી પ્રસ્તુત જીવનચરિત્ર લખ્યુ છે.

## ભગવાન શ્રી હેમચન્દ્રનું જીવન

પ્રસ્તુત જીવનચરિત્રમાં ઉપર જણાવેલ પ્રાચીન-અર્વાચીન ઐતિહાસિક સાહિત્યને આધારે ભગવાન શ્રી હેમચંદ્રના જીવનમાં જે પ્રકારની ઉન્નત માનવતા અને આદર્શ સાધુતા હતા, જે જાતનો તેમના જીવનમાં સરસ્વતી, રાજનીતિ અને ધર્મ એ ત્રિવેણીનો સુમેળ હતો અને એ ત્રિવેણીના જીવત ગભીર પ્રવાહને જે રીતે તેમણે ગુજરાતી પ્રજાના અતરમાં વહાવ્યો અને પોષ્યો હતો, એક ગુજરાતી તરીકે તેમનામાં દેશાભિમાન અને પ્રજાભિમાન કેટલું હતુ, દુશ્મન જેવાને તેઓ જે રીતે વિનયથી જીતી લેતા હતા, તેઓશ્રી કેવા લોકૈષણા અને વૈરવૃત્તિથી રહિત હતા, જે રીતે તેમણે પોતાના જમાનાના રાજાઓ, પ્રજાઓ, વિદ્વાનો, સાહિત્ય અને ધર્મોને તેમની સાધુતાના રગથી રગી દીધા હતા; ગુજરાત, ગુર્જરેશ્વરો અને ગુજરાતની પ્રજાને મહાન બનાવવાની અને જોવાની તેમની જે પ્રકારની અદ્ભુત કલ્પના હતી, કેવા અને કેટલા સર્વદેશીય અમોઘ પાડિત્યને પ્રાપ્ત કરી તેમણે ગુજરાતની પ્રજાના કરકમલમાં સર્વાગપૂર્ણ વિધવિધ પ્રકારનો વિશાળ સાહિત્યરાશિ અર્પણ કર્યો છે, તેમની પ્રતિભાએ અણહિલપુર પાટણ અને ગૂજરાતનો સામાજિક, રાજકીય, ધાર્મિક તેમ જ વિદ્યા, કળા, વિજ્ઞાનવિષયક આદર્શ કેટલો ઉન્નતિના શિખરે પહોંચાડચો હતો, ગૂજરાતની પ્રજાને સંસ્કારપૂર્ણ બનાવી જગત સમક્ષ જે રીતે ઉન્નતમસ્તક અને અમર કરી છે—ઇત્યાદિ પ્રત્યેક વસ્તુને સુસગત રીતે આલેખવામાં જે નિપુણતા, રસસિંચન અને ભાવપૂર્ણતા ભાઈ શ્રી ધૂમકેતુએ આણ્યા છે, એટલા વિપુલ પ્રમાણમા આજ સુધી લખાયેલ આચાર્ય શ્રી હેમચંદ્રનાં જીવનચરિત્ર પૈકી કોઈમાંય આપણે જોઈ શકીશુ નહિ

આજે ગુજરાતની પ્રજા દુર્વ્યસનોમાંથી ઊગરી હોય, એનામાં સંસ્કારિતા, સમન્વયધર્મ, વિદ્યારુચિ, સહિષ્ણુતા અને ઉદારમતદર્શિતા વગેરે ગુણો દેખાતા હોય, તેમ જ ભારતવર્ષના ઇતર પ્રદેશો કરતા ગૂજરાતની પ્રજામાં ધાર્મિક ઝનૂન વગેરે દોષો અતિ અલ્પ પ્રમાણમાં નજરે પડે છે અને આખા ગૂજરાતની પ્રજાને વાચા પ્રગટી છે—એ ભગવાન શ્રી હેમચદ્ર અને તેમના જીવનમાં તન્મય થયેલ સર્વદર્શનસમદર્શિતાને જ આભારી છે

## વિવાદાસ્પદ હકીકતનો ઉકેલ

પ્રસ્તુત જીવનચરિત્રમાં આજે ચર્ચા અને વિતંડાવાદનો વિષય થઈ પડેલ એક ખાસ વસ્તુ ચર્ચવામાં આવી છે અને તે સાથે તેનો ઉકેલ પણ કરવામા આવ્યો છે; તે એ કે, "ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના સંપર્ક અને સહવાસથી ગુર્જરેશ્વર મહારાજ શ્રી કુમારપાલદેવ જૈનધર્માનુયાયી થયા હતા કે નહિ?" આ આખા પ્રશ્નને જીણી વેળાએ ભાઈશ્રી ધૂમકેતુએ એ વિષયને કડવાશ ભરી રીતે ચર્ચનાર જૈન અને જૈનેતર ઉભયને મીઠો ઉપાલંભ આપવા સાથે—આચાર્ય શ્રી હેમચદ્રે અમતાપ્રદીપણે કુમારપાલને કેવા પ્રકારનાં જૈનત્વનાં સાચાં તત્ત્વો અર્પણ કર્યા હતાં અને ઉદાત્ત અને

સમભાવને સ્પર્શતાં એ તત્ત્વોને જીવનમાં ઉતારી એ ગૂર્જરેશ્વરે જૈનત્વ અથવા પરમાર્હતપણાને પ્રાપ્ત કરી તેના રંગથી આખા ગુજરાતની પ્રજાને કેવી રંગી દીધી હતી—એ વસ્તુને ઘણી સરસ રીતે આલેખી છે અને એ રીતે આચાર્ય શ્રી હેમચંદ્ર અને કુમારપાલ એ બંનેય ગુરુ-શિષ્યના સંબંધને અને એમના ઉદાર અસાંપ્રદાયિક તેમ જ વિશુદ્ધ જૈનત્વને શોભાવ્યું છે. એ જ કારણ હતું કે શ્રી કુમારપાલે પોતાના ગુરુની માફક જીવનમાં રાજત્વ છતાં ઉન્નત માનવતા અને વિશિષ્ટ સાધુતા પ્રગટાવી હતી

ભાઈશ્રી ધૂમકેતુ મહાશયે તટસ્થ અને ઝીણવટભરી રીતે આલેખેલા આ પ્રકરણનો એ જ રીતે સ્વાધ્યાય કરવાથી એ વસ્તુ સ્પષ્ટ રીતે સમજી શકાશે કે, આચાર્ય શ્રી હેમચંદ્રના ઉપદેશ અને સહવાસને પરિણામે શ્રી કુમારપાલે પોતાના જીવનમાં જૈનધર્મ, તેનાં વિશુદ્ધ તત્ત્વો અને તેને માન્ય સર્વદર્શનસમદર્શિતાને એટલાં પચાવી લીધા હતાં કે તેમના જીવનમાં એવી સાંપ્રદાયિક જડતાને સ્થાન ન હતુ, જેથી પોતાના રાજધર્મને હરકત આવે અથવા કોઈ સંપ્રદાયાંતરની લાગણી દુભાય કે તેને આઘાત પહોંચે

## જીવનચરિત્રની પદ્ધતિ

કૃત્રિમતાથી રહિત અને ઐતિહાસિક તથ્યને આવેદન કરતા પ્રસ્તુત જીવનચરિત્રમાં કોઈ પણ પ્રસંગના વર્ણનનો આરંભ અને તેની પૂર્ણાહુતિ એવી અજબ રીતે કરવામાં આવ્યાં છે કે જેથી એને વાંચતાં સૌકોઈ મુગ્ધ બની જાય જીવનચરિત્રમાં ચરિત્રનાયકના જીવનની ઘટનાઓનું સામાન્ય વર્ણન લખી નાખવું કે કરી દેવું એ દરેક માટે શક્ય છે, પરંતુ ચરિત્રનાયકના જીવનમાં રહેલી ઓજસ્વિતાનો સર્વસામાન્ય જનતાના હૃદયમાં અકૃત્રિમ રીતે સાક્ષાત્કાર કરી દેવો એ ઘણું કઠિન કામ છે. તેમ છતાં ભાઈશ્રી ધૂમકેતુએ એ કામ અતિ સરળતાથી પાર પાડ્યુ છે, એ પ્રસ્તુત જીવનચરિત્રના સ્વાધ્યાયથી સહેજે જ સમજી શકાશે તેમણે ભગવાન શ્રી હેમચંદ્રના જીવનમા ઘટેલી દરેક વિશિષ્ટ ઘટનાને પૂર્ણ ન્યાય આપ્યો છે, એટલું જ નહિ, પણ તેમના જીવન સાથે સંબંધ ધરાવતી પરાપૂર્વથી ચાલી આવતી કિંવદન્તીઓ જેવી હકીકતો સુધ્ધાંને આજના સર્વસામાન્ય લેખકોની માફક નિરર્થક ગણી ફગાવી ન દેતાં તેના મૂળમાં રહેલ રહસ્યને આલેખવામાં ખૂબ જ ગંભીરતા અને પ્રૌઢતા દર્શાવી છે અને એ રીતે આજના લેખકોને એક વિશિષ્ટ માર્ગનુ સૂચન પણ કર્યુ છે, એ આ જીવનચરિત્રની નોંધવા લાયક ખાસ વિશેષતા છે

## જીવનચરિત્રનો સ્વાધ્યાય

પ્રસ્તુત જીવનચરિત્રનો શુષ્ક સાંપ્રદાયિક પદ્ધતિએ સ્વાધ્યાય કરનાર જૈન કે જૈનેતર કદાચ ચરિત્રનાયક અને લેખક મહાશયને અન્યાય જ કરશે એટલે પ્રત્યેક વાચકે આવાં જીવનચરિત્રો વાંચતી અને વિચારતી વખતે સંકુચિત સાંપ્રદાયિક ભાવનાનો ત્યાગ કરી ઉદાર મન જ રાખવું જોઈએ. ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના જીવનમાં જો કોઈ પણ ખાસ વિશેષતા હોય તો તે એ જ છે કે, એમણે લૂખા સંપ્રદાયનો આશ્રય ન લેતાં શ્રમણ ભગવાન વીર-વર્ધમાને બહુમાન્ય કરેલ ત્યાગ, તપ અને સમભાવ-સ્યાદ્વાદધર્મને પોતાના જીવનમાં ઉતારી જૈનધર્મનાં વાસ્તવિક તત્ત્વો અને સંસ્કારો ગૂર્જરાતી પ્રજાની વ્યક્તિ-વ્યક્તિના જીવનમાં વ્યાપક બને એવો માર્ગ લીધો હતો જો ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના જીવનમાં આ ઉન્નત ભાવનાને સ્થાન ન હોત તો જૈનધર્મના મૌલિક સિદ્ધાન્તો સમગ્ર પ્રજાના જીવનમા જે રીતે વ્યાપક બન્યા તે, અને જૈનધર્મ અને ગુજરાતની પ્રજા ઉન્નતિના શિખરે પહોંચી શક્યાં એ, ન બની શકત; તેમ જ આજે શ્રી હેમચંદ્રાચાર્યનુ સર્વદર્શનમાન્ય વ્યક્તિ તરીકેનું જે ઉચ્ચ સ્થાન છે, તે પણ ન હોત.

કોઈ પણ યુગમાં વાસ્તવિક ધર્મ અને ધાર્મિકતાએ વ્યાપક સ્વરૂપ લીધું હોય તો, તે ત્યારે જ કે જ્યારે તેના પ્રણેતા અને સંચાલકોના જીવનમાં શુદ્ધ ત્યાગ, તપ અને સમભાવે સ્થાન મેળવ્યું હોય. એક કાળે ભારતવર્ષની આર્ય પ્રજાના આર્ય માનસમાં આ ઉદાત્ત ભાવનાએ એટલું વ્યાપક સ્થાન પ્રાપ્ત કર્યું હતું કે માત્ર એક દેશમાં, એક ગામમાં કે એક પડોશમાં જ નહિ, પરંતુ એક જ ઘરમાં ભિન્ન-ભિન્ન ધર્મો અને સંપ્રદાયો એકસાથે વસી શકતા, પરસ્પર વિચારોની આપ-લે કરી શકતા અને અનાબાધપણે પોતપોતાની પદ્ધતિએ સૌ જીવનવિકાસ પણ સાધી શકતા હતા. આજે આપણે સૌએ આપણા જીવનમાંથી આ વિજ્ઞાનપૂર્ણ સમભાવને સર્વથા ખોઈ નાખ્યો છે, એનું પરિણામ એ આવ્યું છે કે આપણે સહવાસી ભિન્ન ભિન્ન ધર્મો કે સંપ્રદાય સાથે સમભાવ-મૈત્રીભાવ સાધી શકતા નથી એમ જ નહિ, પણ પોતપોતાના સંપ્રદાય કે સમૂહમાંય સહેજ વિચારભેદ પડતાં માનવતાનો ત્યાગ કરી અસભ્ય અને જંગલી દશાએ પહોંચી જઈએ છીએ, અને આપણે જે ધર્મ અને ધાર્મિકતાનો વિકાસ સાધવા માગીએ છીએ એનો દિનપ્રતિદિન આપણા જીવનમાંથી અભાવ થતો જાય છે. ભગવાન શ્રી હેમચંદ્ર જેવા આદર્શજીવી પુરુષનાં પવિત્ર જીવનો આપણસૌને આ ક્ષુદ્રતાના ગર્તમાંથી ઉગારનાર થાય એમ આપણે સૌ જરૂર ઇચ્છીએ–ઇચ્છવું જ જોઈએ.

આજે એ સમય આવી લાગ્યો છે, જ્યારે ધર્મમાત્ર વ્યાપક રીતે મનુષ્યને એના જીવનવિકાસમાં કઈ રીતે સહાયક બને એ દરેક વિજ્ઞ મનુષ્યે સ્થિતપ્રજ્ઞ બની વિચારવું જ જોઈએ અને તો જ ત્યાગ, તપ અને સમભાવરૂપ વાસ્તવિક ધર્મ અને ધાર્મિકતા આપણા જીવનમાં સ્થાન લઈ શકશે. એ સિવાય પોતપોતાના માનેલા સંપ્રદાયની રીતિ પ્રમાણે બાહ્ય ક્રિયાના વાઘા ગમે તેટલા નજરે દેખાય, પરંતુ સાચી ધાર્મિકતા તો મરી જ જશે. આજની આપણા સૌની જીવનચર્યાનો વિચાર કરવામાં આવે તો આપણને, કદાચ સાર્વત્રિક ન કહીએ તોપણ, આપણા મોટા ભાગની ધાર્મિકતા તો મરી ગયેલી જ દેખાશે. આનું મુખ્ય કારણ બીજું એકેય નથી પણ, આપણે સૌએ સાંપ્રદાયિક અને સામુદાયિકતાના સંકુચિત અને અતિસંકુચિત કૂવામાં પડીને આપણી વિજ્ઞાનવૃત્તિ અને સમભાવનાના વિશાળ તત્ત્વને જીવનમાંથી ભુલાવી દીધું છે, એ છે.

આ પ્રસંગે હું ઇતર સંપ્રદાયોને લક્ષી કશુંય ન કહેતાં જૈનધર્માનુયાયીઓને લક્ષીને એટલું સૂચન કરવું અતિ આવશ્યક માનું છું કે, ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના નામ ઉપર વારી જનાર અત્યારના વિદ્વાન જૈન શ્રમણો અને જૈન આચાર્યો એ મહર્ષિના પવિત્ર જીવનમાંથી આ એક જ ઉદાત્ત ગુણને પોતાના જીવનમાં થોડાઘણાયે પચાવે તો આજના જૈન સંપ્રદાયમાં ક્ષુલ્લક, નિષ્પ્રાણ અને અર્થ વગરની શુષ્ક ચર્ચાઓ પાછળ જે કીમતી સમય, સાધુજીવન અને અગાધ જ્ઞાનશક્તિની બરબાદી થવા સાથે જૈન પ્રજાના ધાર્મિક જીવન અને તેની અઢળક ધાર્મિક સંપત્તિની ખાનાખરાબી થઈ રહી છે, એ અટકી જાય; તે સાથે આજે જૈન શ્રમણો અને શ્રીસંઘમાં જે વેરવિરોધ, કુસંપ વગેરે ફેલાઈ રહ્યાં છે તે પણ નાબૂદ થઈ જાય અને મૃત્યુશય્યામાં પડેલી સાચી ધાર્મિકતા પુનર્જીવન પ્રાપ્ત કરે.

આજની વિકૃત ચર્ચાઓ અને વિરૂપ પ્રવૃત્તિઓએ જૈન શ્રમણો અને જૈન પ્રજાને છિન્નભિન્ન તેમ જ અનાથ દશામાં મૂકી દીધી છે, એ વસ્તુ જરાય ઉપેક્ષા કરવા જેવી નથી. આજની છિન્નભિન્ન સ્થિતિ અને અનાથતાને દૂર કરવા માટે જૈન શ્રીસંઘની સમર્થ વિજ્ઞ વ્યક્તિઓએ સત્વર યોગ્ય પગલાં લેવાં જોઈએ. તેમાં સૌથી પ્રથમ એ હોવું જોઈએ કે, આજે ફૂદકે ને ભૂસકે જન્મ ધારણ કરતાં વ્યક્તિવાદનાં પોષક દરેકેદરેક વર્તમાનપત્રોને અટકાવવાં જોઈએ, અથવા એ વર્તમાનપત્રોનું ધોરણ નક્કી કરવું જોઈએ. આજના વ્યક્તિવાદકનાં પોષક અને અસભ્ય જૈન વર્તમાનપત્રોએ જૈન પ્રજાની

ધાર્મિકતા અને ઐક્યને જે અસહ્ય ફટકાઓ લગાવ્યા છે, એવા વિધર્મી ગણાતા તરફથી સેંકડો વર્ષોમાં પણ ભાગ્યે જ લાગ્યા હશે.

આજે જગત પરસ્પરમાં ઐક્ય સાધી આગળ વધવા પ્રયત્ન કરી રહ્યું છે, ત્યારે જૈન ધર્મગુરુઓ અને જૈન પ્રજા ક્ષુદ્ર ચર્ચાઓ પાછળ સમય અને બુદ્ધિને વેડફી કલહ કરી રહેલ છે એ તદ્દન અનિચ્છનીય અને ખેદજનક વસ્તુ છે

આટલું પ્રસંગોપાત્ત સૂચન કર્યા પછી ટૂંકમાં એમ કહી શકાય કે, સમભાવરહિત સાંપ્રદાયિતકા એ પ્રજાજીવનને ઉન્નત કરવાને બદલે પતિત અને અવિવેકી બનાવે છે, જ્યારે સમભાવપૂર્ણ સાંપ્રદાયિકતા એ સ્વ-પરના જીવનને ઉન્નત અને વિજ્ઞાનપૂર્ણ સરજે છે આ ઉદાત્ત ગુણને લીધે જ ભગવાન શ્રી હેમચંદ્ર તરફ સિદ્ધરાજ જેવો અપક્ષપાતી રાજા તેમનો પક્ષપાતી બન્યો હતો, અને દેશવિદેશમાં ચિર પરિભ્રમણ કરી 'વિચારચતુર્મુખ' બનેલ રાજા શ્રી કુમારપાલે શિષ્યવૃત્તિ ધારણ કરી હતી તેમ જ આ જ એક ઉદાત્ત ગુણને લીધે તેઓશ્રીએ જૈનધર્માનુયાયી કવિચક્રવર્ત્તી શ્રીપાલ અને વૈદિકધર્માનુયાયી સમર્થ વિદ્વાન શ્રી દેવબોધિ જેવા પરસ્પર વિરોધી વિદ્વદ્યુગલના વચમાં ઐક્ય સાધી આપ્યુ હતું. ભગવાન શ્રી હેમચંદ્રના જીવનચરિત્રના સ્વાધ્યાય દ્વારા આજના જૈન ધર્મગુરુઓ અને જૈન પ્રજા આ ગુણલેશને જીવનમાં પચાવી એકરૂપ અને અમર બને.

અંતમા આ આમુખ પૂરું કરવા પહેલાં પ્રત્યેક વાચકનું ધ્યાન હું એક વસ્તુ તરફ દોરું છું, કે શ્રી ધૂમકેતુએ પ્રસ્તુત જીવનચરિત્રના લેખનમાં કેટલી પ્રામાણિકતા, કેટલી તટસ્થતા અને કેટલું અનાગ્રહિણપણું જાળવેલાં છે એ, ગુજરાતના સાક્ષરરત્ન ભાઈશ્રી ઝવેરચંદ મેઘાણીએ 'જન્મભૂમિ' દૈનિકપત્ર (તા. ૨૭–૧૦–૧૯૪૦, અંક ૧૧૮, પાનું ૭) ના 'કલમ અને કિતાબ' વિભાગમાં 'આદોલનો' લખતાં જે હકીકત જણાવી છે એ ઉપરથી સમજી શકાશે. ભાઈશ્રી મેઘાણીએ જણાવ્યું છે કે—

"શ્રી ધૂમકેતુના પિતાનો પચ્યાશી વર્ષની વયે, પૂર્ણ વાનપ્રસ્થાવસ્થામા દેહ પડયો. એને ખરખરે જતાં ધૂમકેતુએ ફક્ત આટલી જ એક ઘટના કહી :—

"હું 'હેમચંદ્ર'નું પુસ્તક લખતો હતો. એ પૂરું થવા આવેલુ ને એમાં હેમચદ્રે પોતાના મૃત્યુનું ભાવિ છ મહિના અગાઉ ભાખ્યાની વાત લખતાં મેં નીચે ટિપ્પણ કરેલું કે 'મોટા પુરુષોનો મહિમા વધારવા આવી વાતો ચાલતી હશે' તે પછી મારા પિતાની માંદગીના ખબર મળ્યા, ગોંડળ ગયો, ખબર પડયા કે એમણે પોતાનું મૃત્યુ બરાબર પંદર દિવસ પર ભાખ્યું હતુ દવા-ઉપચારની ના કહી દીધી હતી, સૌને મળવા બોલાવી લીધા હતા ને પછી ભાખેલ દિવસે એમણે મારા હાથનું પાણી પીધું, પીને પડખું ફેરવી ગયા, ફરી એ જાગ્યા નહિ. મે ગોંડળથી પાછા આવીને 'હેમચદ્ર'-ના કંપોઝ થઈ ગયેલા પ્રુફોમાંથી પેલી મારી ટિપ્પણ–ટીકા કાઢી નાખી' ખરખરાના જવાબમા આથી કશું જ વધુ શ્રી ધૂમકેતુ બોલ્યા નથી"

આ ઉપરથી સૌને ખાતરી થશે કે, જગતના સનાતન સત્યને રજૂ કરવાની જે અનિવાર્ય જવાબદારી સાહિત્યસર્જકોને માથે રહેલી છે એનું સંપૂર્ણ ભાન ભાઈશ્રી ધૂમકેતુને હોઈ પોતાની કોઈ પણ માન્યતા પ્રત્યે તેઓ આગ્રહી નથી આ સ્થિતિમાં રહી લખાયેલ પ્રસ્તુત જીવનચરિત્રને વાચનારાઓ એ જ વસ્તુને ધ્યાનમાં રાખી એનો સ્વાધ્યાય કરે અને આપણા સાહિત્યસર્જકો, કવિઓ અને ગ્રંથલેખકો ભાઈશ્રી ધૂમકેતુની માફક સનાતન સત્યને રજૂ કરનારા બને એટલુ ઇચ્છી વિરમુ છું.

પાટણ

['કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય,' આમુખ, સને ૧૯૪૦]

# સિદ્ધહેમકુમાર સંવત

"ભારતીય પ્રાચીન લિપિમાલા"માં આજ સુધીમાં પ્રચલિત થયેલ વૈદિકસંવત, કલિયુગસંવત, વીરસંવત, વિક્રમસંવત, શાલિવાહન–શકસંવત, ગુપ્તસંવત, સિંહસંવત વગેરે અનેકાનેક સંવતોનો પરિચય કરાવવામાં આવ્યો છે, જે પૈકીના ઘણાખરા સંવતો તો આજે જનતાના સ્મૃતિપટ પરથી ભૂંસાઈ ગયા છે. માત્ર વીરસંવત, વિક્રમસંવત, શાલિવાહન–શકસંવત જેવા ગણતરીના જ સંવતો જનતામાં એકધારી રીતે આદરપાત્ર રહ્યા છે. તેમ છતાં એટલી વાત તો ચોક્કસ જ છે કે, જે જે વ્યક્તિઓનાં નામના સંવતો ચાલુ થયા હશે–છે, તેમના પ્રત્યે કોઈ ખાસ કારણને લઈને જ જનતાનો પક્ષપાત બંધાયો હશે અને તે તે સંવતો તેમના અનુયાયીઓની વિદ્યમાનતા પર્યંત ચાલીને છેવટે ભૂંસાઈ ગયા હશે એ બધું ગમે તેમ હો તે છતાં સંવતોની ઉત્પત્તિએ ઇતિહાસમાં મોટામાં મોટું સ્થાન પ્રાપ્ત કર્યું છે એટલે એ સંવતો કોના કોના નામે અને ક્યારે ક્યારે ચાલુ થયા છે એને લગતી મૌલિક હકીકતોને શોધવા અને મેળવવા પાછળ વિદ્વાનોએ અતિ ઝીણવટભરી રીતે પ્રયત્ન અને શ્રમ સેવ્યા છે આજના આ સંક્ષિપ્ત લેખમાં એવા જ એક વિશિષ્ટ સંવતનો પરિચય કરાવવામાં આવે છે, જેનું નામ सिद्धहेमकुमार संवत છે. આ સંવતનો ઉલ્લેખ ક્યાંથી મળ્યો છે એને લગતો પરિચય આપ્યા પછી સંવતના અંગે વિચાર કરવામાં આવશે.

ઉપર જણાવેલ 'સિદ્ધ–હેમ–કુમાર' સંવતનો ઉલ્લેખ ગિરિરાજ શ્રી શત્રુંજયના શિખર ઉપરની ચોમુખજીની ટૂંકના મૂળ મંદિરના મુખ્ય દરવાજાની ડાબી બાજુના મંદિરમાં રહેલ એક ધાતુની પ્રતિમા ઉપરના લેખમાંથી મળી આવ્યો છે, એ લેખ આખો અહીં આપવામાં આવે છે:

श्रीसिद्धहेमकुमार सं ४ वैशाप व २ गुरौ भीमपल्ली सत्क व्यव० हरिश्चंद्र भार्या गुणदेवि श्रेयोर्थं श्रीशांतिनाथबिंब कारितं ॥

ઉપર આપેલ ધાતુપ્રતિમાલેખમાં કોઈ ખાસ મહત્ત્વનો ઐતિહાસિક ઉલ્લેખ નથી, તેમ નથી એ લેખમાં પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યાદિના નામનો ઉલ્લેખ તેમ છતાં આ અતિસંક્ષિપ્ત પ્રતિમાલેખ તેમાં મળતા श्रीसिद्धहेमकुमार सं ४ એટલા ઉલ્લેખને પરિણામે અતિગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કરી લે છે કે જે સંવતનો ઉલ્લેખ આજ સુધી ક્યાંય જોવામાં કે નોંધવામાં આવ્યો નથી

પ્રસ્તુત પ્રતિમાલેખમાં તેની પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યાદિના નામનો ઉલ્લેખ નથી એટલે પ્રસ્તુત સંવત ક્યારે ચાલ્યો હશે? એ સંવત ચલાવવા પ્રત્યે કોનો સવિશેષ પક્ષપાત હશે? તેમ જ એ સંવત ચલાવનાર અનુયાયીવર્ગ સબળ કે નિર્બળ હશે? ઇત્યાદિ હકીકતોનું આપણે માત્ર અનુમાન જ કરવાનું રહે છે

# એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ

જૈનોએ અને જૈનાચાર્યોએ જેમ પોતાના પ્રાચીન સાહિત્યની રક્ષા કરી છે તે પ્રમાણે ગૌરવભર્યા જૈનેતર સાહિત્યનું પણ રક્ષણ તેમ જ પોષણ તે તે ગ્રંથોના ઉતારા[1] કરાવી, તે તે ગ્રંથો ઉપર ટીકા–ટિપ્પણ[2] આદિ રચી, અનેક પ્રકારે કર્યું છે આ પ્રકારનું રક્ષણ તેમ જ પોષણ ખંડનાત્મક દૃષ્ટિથી જ કરાતું હતું તેમ નહી, કિંતુ ગુણગ્રાહિપણાથી અને સાહિત્યવિલાસિતાથી પણ આના ઉદાહરણરૂપે શ્રીમાન હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય તથા શ્રીમાન યશોવિજયોપાધ્યાય આદિના ગ્રંથોમાં આવતાં અવતરણો જ[3] બસ થશે. ગુજરાતના જૈનેતર કવિઓના ગૌરવભર્યા શ્રી વત્સરાજ વિરચિત 'रूपकषट्क', કાયસ્થકવિ સોઢ્ઢલ વિરચિત 'उदयसुन्दरीकथा' આદિ ગ્રંથોનું રક્ષણ પણ પાટણના જૈન ભંડારોમાં જ થયું છે.

જેમ જૈનોએ સાહિત્યસેવા અનેક પ્રકારે કરી છે તેમ ગૂજરાતના મહાપુરુષોના—રાજા મહારાજાઓ, તેમના મહામાત્યો, તે તે સમયે વિદ્યમાન સાહિત્યવિલાસી ધનાઢ્યો અને ધર્માત્માઓના—અને તે તે

---

૧. મહાકવિ રાજશેખરકૃત 'કાવ્યમીમાંસા' ગ્રંથ, જે બરોડા ઓરિયેન્ટલ સિરીઝ તરફથી છપાઈને બહાર પડ્યો છે, તેની ત્રણ કોપીઓ જૈન ભંડારમાંથી જ મળી હતી બૌદ્ધગ્રંથ 'કમલશીલ સટીક'-ની કોપી પણ જૈન ભંડારમાંથી મળી છે શુંભલીમત કે જે પ્રાચીન છે તે મતનો પણ એક ગ્રંથ પાટણના તાડપત્રના જૈન ભંડારમાં વિદ્યમાન છે. આ પ્રમાણે ન્યાય, કાવ્ય–નાટક, અલંકાર, જ્યોતિષ, નીતિ આદિના અનેક ગ્રંથો વિદ્યમાન છે કે જેની કોપી અન્યત્ર ન પણ મળે

૨. દિઙ્નાગના ન્યાયપ્રવેશ પર હરિભદ્રની ટીકા, ધર્મોત્તર ઉપર મલ્લવાદિનું ટિપ્પણ, રુદ્રટના કાવ્યાલંકાર ઉપર નમિસાધુની ટીકા, મમ્મટના કાવ્યપ્રકાશની માણિક્યચન્દ્રકૃત કાવ્યપ્રકાશસંકેતટીકા, પંચકાવ્ય ઉપર અન્યાન્ય જૈનાચાર્યોની ટીકાઓ, કાદંબરી ઉપર ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્રની વિસ્તૃત ટીકા અને મમ્મટના કાવ્યપ્રકાશ ઉપર ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયોપાધ્યાયની વિસ્તૃત ટીકા—આ પ્રમાણે અનેક ગ્રંથો પર ટીકાઓ રચાઈ છે.

૩ "एत्र क्रमेण 'एषा' सद्दष्टि. 'सता' मुनीना भगवत्पतञ्जलिभदन्तभास्करवन्धुभगवदत्तवादीनां योगिनामित्यर्थ" યોગદષ્ટિ ટીકા, પત્ર ૧૫ "तथा 'वृद्धिरादैच्' इत्यत्र भगवता भाष्यकारेणावस्थापितम्" હૈમ કાવ્યાનુશાસનવિવેક, પત્ર ૧૭૩ ઇત્યાદિ.

સમયનાં પાટનગરાદિની જાહોજલાલી ઇત્યાદિના અવદાતોની રક્ષા પણ અનેક પ્રકારે કરી છે. આ પ્રકારોના આપણે ચાર વિભાગ કરીશું: ૧ તેમના ચરિત્રગર્ભિત[૪] ગ્રંથો, ૨. તેમના નામાદિગર્ભિત શિલાલેખો,[૫] ૩ ગ્રંથકારોએ પોતાના ગ્રંથોના પ્રારંભમાં કે અંતમાં ઉલ્લિખિત તે તે વર્ણનયુક્ત પ્રશસ્તિઓ, અને ૪ ગ્રંથોના લખાવનારે તેના અંતમાં લખાવેલ પ્રશસ્તિઓ. જ્યાં સુધી ઉપર્યુક્ત પ્રકારનાં અંગોમાંનું એક પણ અંગ અપૂર્ણ હોય ત્યાં સુધી ગૂજરાતની વિભૂતિઓનું સંપૂર્ણ અવદાત આપણે જાણી શકીએ નહી. આ જ કારણથી આવા પ્રકારના સાહિત્યના સગ્રહની આવશ્યકતા જોવાયેલી છે. પ્રસ્તુત પ્રશસ્તિને આપણે ચતુર્થ વિભાગમાં દાખલ કરીશું.

આ પ્રશસ્તિમાં જણાવેલ 'પેથડશાહે ચાર જ્ઞાનભંડારો સ્થાપ્યા, મંડિલકે પણ કેટલુંક ગ્રથોદ્ધારનું કાર્ય કર્યું, અને પર્વતે પણ પુસ્તકભડાર સ્થાપ્યો' ઇત્યાદિ ઉલ્લેખથી તેમ જ મહારાજા કુમારપાળે, મંત્રી વસ્તુપાળ–તેજપાળે અને પેથડશાહ આદિએ અનેક ભંડારો સ્થાપ્યાના અન્ય ઠેકાણે મળતા ઉલ્લેખોથી જ ગૂજરાતના ઇતિહાસના જૈનોએ કરેલા કાર્યની સહેજે ઝાંખી થાય છે

'जिणदासमहत्तर' इति तेन रचिता चूर्णिरियम् ॥
सम्यक् तथाऽऽम्नाय..... .... भावादत्रोक्तं यदुत्सूत्रम् ।
मतिमान्द्याद्वा किञ्चित्तच्छोध्यं श्रुतधरैः कृपाकलितैः ॥ १ ॥

श्रीशीलभद्रसूरीणां शिष्यै. श्रीचन्द्रसूरिभिः ।
विशकोद्देशके व्याख्या दृब्धा स्वपरहेतवे ॥ २ ।

वेदाश्वरुद्रयुक्ते ११७४ विक्रमसंवत्सरे तु मृगशीर्षे ।
माघमितद्वादश्यां समापितोऽयं रवौ वारे ॥ ३ ॥

इति श्री निशीथचूर्णिविशकोद्देशकव्याख्या समाप्ता ॥ ग थाग्र० सख्या २८००० ॥

स्वस्ति श्रीप्रभुवर्द्धमानभगवत्प्रासादविभ्राजिते
श्री सण्डेरपुरे सुरालयसभे प्राग्वाटवंशोत्तम. ।
आभूर्भूरियशा अभूत् सुमतिभूर्भूमिप्रभुप्रार्चित–
स्तज्जातोऽन्वयपद्मभासुररवि. श्रेष्ठी महानासड. ॥ १ ॥

सन्मुख्यो मोपनामा नयविनयनिधि सूनुरासीत्तदीय–
स्तद्भ्राता वर्द्धमान समजनि जनतासु स्वसौजन्यमान्य. ।
अन्यूनाऽन्यायमार्गाऽपनयनरसिकस्तत्सुतश्चण्डसिंह
सप्ताऽऽसंस्तत्तनूजा. प्रथितगुणगणा पेथडस्तेपु पूर्व ॥ २ ॥

नरसिंहरत्नसिंहौ चतुर्थमल्लस्ततस्तु मुञ्जाल
विक्रमसिंहो धर्मण इत्येतेऽस्यानुजा क्रमतः ॥ ३ ॥
सण्डेरकेऽणहिलपाटकपत्तनस्था–

૪. દ્વ્યાશ્રયમહાકાવ્ય, કુમારપાલપ્રતિબોધ, કુમારપાલચરિત્ર, મોહપરાજય નાટક, વિમળપ્રબંધ, વસ્તુપાળચરિત્ર, સુકૃતસાગર ઇત્યાદિ

૫ ગિરિનાર, શત્રુંજય, આબુ, તારંગા આદિ મહાતીર્થોના લેખો.

# એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ

જૈનોએ અને જૈનાચાર્યોએ જેમ પોતાના પ્રાચીન સાહિત્યની રક્ષા કરી છે તે પ્રમાણે ગૌરવભર્યા જૈનેતર સાહિત્યનું પણ રક્ષણ તેમ જ પોષણ તે તે ગ્રંથોના ઉતારા[1] કરાવી, તે તે ગ્રંથો ઉપર ટીકા-ટિપ્પણ[2] આદિ રચી, અનેક પ્રકારે કર્યું છે આ પ્રકારનું રક્ષણ તેમ જ પોષણ ખંડનાત્મક દૃષ્ટિથી જ કરાતું હતું તેમ નહીં, કિંતુ ગુણગ્રાહિપણાથી અને સાહિત્યવિલાસિતાથી પણ આના ઉદાહરણરૂપે શ્રીમાન હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય તથા શ્રીમાન યશોવિજયોપાધ્યાય આદિના ગ્રંથોમાં આવતાં અવતરણો જ[3] બસ થશે. ગુજરાતના જૈનેતર કવિઓના ગૌરવભર્યા શ્રી વત્સરાજ વિરચિત 'रूपकषट्क', કાયસ્થકવિ સોઢ્ઢલ વિરચિત 'उदयसुन्दरीकथा' આદિ ગ્રંથોનું રક્ષણ પણ પાટણના જૈન ભંડારોમાં જ થયું છે.

જેમ જૈનોએ સાહિત્યસેવા અનેક પ્રકારે કરી છે તેમ ગૂજરાતના મહાપુરુષોના—રાજા મહારાજાઓ, તેમના મહામાત્યો, તે તે સમયે વિદ્યમાન સાહિત્યવિલાસી ધનાઢ્યો અને ધર્માત્માઓના—અને તે તે

---

૧ મહાકવિ રાજશેખરકૃત 'કાવ્યમીમાંસા' ગ્રંથ, જે બરોડા ઓરિયેન્ટલ સિરીઝ તરફથી છપાઈને બહાર પડ્યો છે, તેની ત્રણ કોપીઓ જૈન ભંડારમાથી જ મળી હતી બૌદ્ધગ્રંથ 'કમલશીલ સટીક'-ની કોપી પણ જૈન ભંડારમાંથી મળી છે શુંભલીમત કે જે પ્રાચીન છે તે મતનો પણ એક ગ્રંથ પાટણના તાડપત્રના જૈન ભંડારમાં વિદ્યમાન છે. આ પ્રમાણે ન્યાય, કાવ્ય-નાટક, અલંકાર, જ્યોતિષ, નીતિ આદિના અનેક ગ્રંથો વિદ્યમાન છે કે જેની કોપી અન્યત્ર ન પણ મળે.

૨. દિઙ્નાગના ન્યાયપ્રવેશ પર હરિભદ્રની ટીકા, ધર્મોત્તર ઉપર મલ્લવાદિનું ટિપ્પણ, રૂદ્રટના કાવ્યાલંકાર ઉપર નમિસાધુની ટીકા, મમ્મટના કાવ્યપ્રકાશની માણિક્યચંદ્રકૃત કાવ્યપ્રકાશસંકેતટીકા, પંચકાવ્ય ઉપર અન્યાન્ય જૈનાચાર્યોની ટીકાઓ, કાદંબરી ઉપર ભાનુચંદ્ર-સિદ્ધિચંદ્રની વિસ્તૃત ટીકા અને મમ્મટના કાવ્યપ્રકાશ ઉપર ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયોપાધ્યાયની વિસ્તૃત ટીકા—આ પ્રમાણે અનેક ગ્રંથો પર ટીકાઓ રચાઈ છે.

૩ "एवं क्रमेण 'एषा' सद्दृष्टि 'सता' मुनीनां भगवत्पतञ्जलिभदन्तभास्करबन्धुभगवदत्तवादीना योगिनामित्यर्थ" યોગદૃષ્ટિ ટીકા, પત્ર ૧૫. "तथा 'वृद्धिरादैच्' इत्यत्र भगवता भाष्यकारेणावस्थापितम्" હૈમ કાવ્યાનુશાસનવિવેક, પત્ર ૧૭૩ ઇત્યાદિ.

इत्यर्थितवांस्तस्मै गुरौ प्रवृत्तेऽकरोत्तथा कर्त्तुम् ।
तद्गतवीरगौतमनामार्चां रैरजतटङ्कैः ॥ १४ ॥
तेनाऽर्हणाधनेनालेखयदाप्तोक्तिकोशसचतुष्कम् ।
सत्यादिसूरिवचनात् क्षेत्रनवकउप्तवान् वित्तम् ॥ १५ ॥
त्रिभि. कुलकम् ।

तत्तनय· पद्माह्वस्तदुद्भवो लाडणस्तदङ्गभवः ।
अस्ति स्माऽऽह्लणसिंहस्तदङ्गजो मण्डलिकनामा ॥ १६ ॥
श्रीरैवतार्बुदसुतीर्थमुखेषु चैत्यो–
द्धारानकारयदनेकपुरेष्वनल्पै. ।
न्यायार्जितैर्धनभरैर्वरधर्मशालाः
य सत्कृतो निखिलमण्डलमण्डलीकैः ॥ १७ ॥
वसुरसभुवनप्रमिते १४६८ वर्षे विक्रमनृपाद् विनिर्जितवान् ।
दुष्काल समकालं बह्वन्नानां वितरणाद् य ॥ १८ ॥
वर्षेषु सप्तसप्तत्यऽधिकचतुर्दशशतेषु १४७७ यो यात्राम् ।
देवालयकलितां किल चक्र शत्रुञ्जयाद्येषु ॥ १९ ॥
श्रुतलेखनसङ्घार्चाप्रभृतीनि बहूनि पुण्यकार्याणि ।
योऽकार्षीद् विविधानि च पूज्यजयानन्दसूरिगिरा ॥ २० ॥
व्यवहर इत्याख्योऽभूद्दक्षस्तत्तनूज एव विजिताख्य. ।
वरमणकाईनाम्नी सत्त्ववती जन्यजनि तस्य ॥ २१ ॥
तत्कुक्ष्यऽनुपममानसकासारसितच्छदास्त्रय. पुत्राः ।
अभवन् श्रेष्ठा पर्वत–डूङ्गर–नरवदसुनामानः ॥ २२ ॥
तेष्वऽस्ति पर्वताख्यो लक्ष्मीकान्त. सहस्रवीरेण ।
पोईआप्रमुखकुटुम्बै परीवृतो वशशोभाकृत् ॥ २३ ॥
डुङ्गरनामा द्वितीय स्वचारुचातुर्यवर्यमेधावान् ।
पत्नी मङ्गादेवी रमण· कान्हाख्यसुतपक्ष. ॥ २४ ॥
स्वकारिताऽर्हत्प्रतिमाप्रतिष्ठां
विधाप्य तौ पर्वतडुङ्गराभिधौ ।
वर्षे हि नन्देषुतिथौ १५५९ च चक्रतु
श्रीवाचक(?)स्थापनसन्महोत्सवम् ॥ २५ ॥
खर्तुतिथिमित १५६० समाया यात्रा तौ चक्रतु· सुतीर्थेषु
जीरापल्लीपार्श्वाऽर्बुदाचलाद्येषु सोल्लासम् ॥ २६ ॥
गन्धारवन्दिरे तौ ज्ञलमलयुगलादिसमुदयोपेता· ।
श्रीकल्पपुस्तिका अपि दत्ताः किल सर्वशालासु ॥ २७ ॥

ऽऽसन्ने य एव निरमापयदुच्चचैत्यम् ।
स्वस्वै. स्वकीयकुलदैवतवीरसेव्यश-(?)
क्षेत्राधिराजसतताश्रिततसन्निधानम् ॥ ४ ॥

वासाऽवनी तेन सम च जाते
कलौ कुतौ स्थापय देवहेतोः ।
वीजापुर क्षत्रियमुख्यवीज-
सौहार्दतो लोककरार्द्धकारी (?) ॥ ५ ॥

अत्र रीरीमयज्ञातनन्दनप्रतिमान्वितम् ।
यश्चैत्य कारयामास लसत्तोरणराजितम् ॥ ६ ॥

योऽकारयत्सचिवपुङ्गववस्तुपाल--
निर्मापितेऽर्बुदगिरिस्थितनेमिचैत्ये ।
उद्धारमात्मन इव ब्रुडतो ह्यऽपार-
ससारदुस्तरणवारिविमध्य इद्धः ॥ ७ ॥

गोत्रात्रे (गोत्रेऽत्रै) वाऽऽद्याप्तविम्व भीमसाधुविधित्सितम् ।
य. पित्तलमय हैमदृढसन्धिमकारयत् ॥ ८ ॥

चरमजिनवरेन्द्रस्फारमूर्त्तिं विधाय
गृहजिनवसतौ प्रातिष्ठिपच्छुद्धलग्ने ।
पुरउरुतरदेवौक·स्थितायां च तस्यां
समहमतिलघोः श्रीकर्णदेवस्य राज्ये ॥ ९ ॥

खरससमयसोमे १३६० वन्धुभि. पड्भिरेव
सममिह सुविधीना सावने सावधान· ।
विमलगिरिगिर.स्यादीश्वर चोज्जयन्ते
यदुकुलतिलकाभं नेमिमानम्य मोदात् ॥ १० ॥

निजमनुजभवं यः सार्थकं श्राक् चकार
विहितगुरुसपर्यं पालयन् साङ्घपत्यम् ।
कलसकलकलासत्कौशली निष्कलङ्कः
पुनरपि पडकार्षीद् यो हि यात्रास्तथैव ॥ ११ ॥
त्रिभिः कुलकम् ।

मुनिमुनियक्ष १३७७ मितेऽव्दे दुर्भिक्षविलक्षदीनजनलक्षान् ।
वीक्ष्याऽनूनान्नानां दानात्स्वस्थाश्च य. कृतवान् ॥ १२ ॥

समयश्रुतिफलमतुल स्वगुरोर्योऽथैकदाऽववुध्य सुधो. ।
सकलं विमल सततं सदागमं श्रावय मम त्वम् ॥ १३ ॥

૬. પેથડે વીજાપુરમાં* સ્વર્ણમય પ્રતિમાલંકૃત તેમ જ તોરણથી યુક્ત એક મંદિર કરાવ્યું.

૭. અને આબુગિરિમાં મહામાત્ય શ્રી વસ્તુપાળકારિત નેમિનાથના મંદિરનો—અપાર સંસારસમુદ્રમા ડૂબતા પોતાના આત્માના ઉદ્ધારની જેમ—ઉદ્ધાર કરાવ્યો.

૮. તેમ જ પોતાના ગોત્રમાં (?) થઈ ગયેલ ભીમાશાહની કરાવતાં અપૂર્ણ રહેલ પિત્તલમય આદ્યાપ્ત–આદીશ્વરની પ્રતિમાને સ્વર્ણથી દૃઢ સંધિવાળી[1] કરી (?).

૯–૧૦–૧૧ તથા ચરમ જિનવરની–મહાવીરની મનોહર મૂર્તિને તૈયાર કરાવી [2]ઘરમંદિરમાં (પરોણારૂપે) સ્થાપન કરી અને તે મૂર્તિને સંવત્ ૧૩૬૦મા, કે જ્યાં લઘુવયસ્ક મહારાજા કર્ણદેવ (કરણઘેલો) રાજ્ય ચલાવતા હતા તે વખતે, શુભ વિધિના સાધનમાં સાવધાન પેથડે ૭ ભાઈઓની સાથે મહોત્સવપૂર્વક નગરના મોટા મંદિરમાં શુભ મુહૂર્તે[3] સ્થાપન કર્યા બાદ સિદ્ધાચળમાં આદીશ્વરને અને ગિરનારમાં નેમિનાથને ભેટી પોતાના મનુષ્યજન્મને પવિત્ર કર્યો. તદનંતર બીજી વખત સંઘપતિપણુ સ્વીકારી સંઘની સાથે ૭ યાત્રાઓ કરી

૧૨ સંવત ૧૩૭૭ના દુષ્કાળ વખતે પીડાતા અનેક જનોને અન્નાદિકના દાનથી સુખી કર્યા

૧૩–૧૪–૧૫ એક વખતે ધર્માત્મા પેથડે ગુરુ પાસે જિનાગમશ્રવણનો ઘણો લાભ જાણી પોતાને તે સંભળાવવા માટે ગુરુને પ્રાર્થના કરી. ગુરુ તેને સંભળાવવા માટે પ્રવૃત્ત થયા ત્યારે તેણે તેમાં આવતા વીર–ગૌતમના નામની ક્રમશઃ સ્વર્ણ–રૂપ્ય નાણુકથી પૂજા કરી તે પૂજાથી એકઠા થયેલ દ્રવ્ય વડે શ્રી સત્યસૂરિના વચનથી તેણે ચાર જ્ઞાનભંડાર લખાવ્યા તેમ જ નવ ક્ષેત્રમાં પણ અન્ય ધનનો વ્યય કર્યો

૧૬ પેથડનો પુત્ર પદ્મ, તેનો લાડણ, લાડણનો આલ્હણસિંહ, અને તેનો મંડલિક નામનો પુત્ર હતો

૧૭ મંડલિકે ગિરનાર, આબુ આદિ તીર્થોમાં ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા પોતાના ન્યાયોપાર્જિત ધનથી અનેક ગામોમાં ધર્મશાળાઓ કરાવી તેમ જ તે અનેક રાજાઓનો માનીતો હતો

૧૮ વિક્રમ સંવત ૧૪૬૮ના દુકાળ વખતે[4] લોકોને અન્નાદિ આપી દુકાળને એકીસાથે જીતી લીધો.

૧૯ તથા સંવત ૧૪૭૭માં શત્રુંજય આદિ મહાતીર્થોની યાત્રા કરી

૨૦. તેમ જ જયાનંદસૂરિના ઉપદેશથી પુસ્તકલેખન, સંઘપૂજા આદિ વિવિધ ધર્મકૃત્યો તેણે કર્યાં.

---

* આ પ્રતિમાઓ પંચધાતુમય હોય છે. પણ તેમાં સ્વર્ણનો ભાગ વધારે હોવાથી સ્વર્ણમય કહેવાય છે.

૧ આ પ્રતિમાનો ઉદ્ધાર આબુજીમાં કરાવ્યો હોય.

૨. ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ઘરમાં પૂજાને માટે રાખેલ જિનપ્રતિમાદિ સામગ્રી જ્યાં રહે તેનુ નામ ઘરમંદિર–ગૃહપ્રાસાદ–છે

૩ આ પ્રતિમાસ્થાપનવિધિ સાડેરામા સંભવે છે

૪ આ દુકાળ તેમ જ તે પછીના બે વર્ષના દુષ્કાળની સૂચના અન્ય પ્રશસ્તિમા પણ વિદ્યમાન છે. " अष्टाषष्टादिवर्षत्रितयमनुमहाभापणे सप्रवृत्ते दुर्भिक्षे लोकलक्षक्षयकृति नितरा कल्पकालोपमाने।" ઇત્યાદિ જુઓ- જૈન કોન્ફરન્સ હેરલ્ડ, પુ. ૯, અંક ૮–૯માં શ્રીમાન જિનવિજયજી સંપાદિત જ્ઞાતાસૂત્રના અંતમાં ઉલ્લિખિત પ્રશસ્તિ

कृतसङ्घसत्कृती वाचाचयतां चादापयता तौ च रूप्यनाणकयुग् ।
ददतुश्च सितापुञ्जं समस्ततन्नागरिकवणिजाम् ॥ २८ ॥

कृतवन्तौ ताविल्यादि विहितचतुर्थव्रतादरौ सुकृतम् ।
आगमगच्छेशश्रीविवेकरत्नाख्यगुरुवचनात् ॥ २९ ॥

अथोत्तमौ पर्वतकान्हनामकौ
सार्थोद्यमौ सूरिपदप्रदापने ।
आकारिताना च समानधर्मिणाम्
नानाविधस्थानसमागतानाम् ॥ ३० ॥

पुसा दुकूलादिकदानपूर्वकं
समस्तसद्दर्शनसाधुपूजनात् ।
महामहं तेनतुरुत्तरं तौ
पवित्रचित्तौ जिनधर्मवासितौ ॥ ३१ ॥ युग्मम् ।

आगमगच्छे विभूनां सूरिजयानन्दसद्गुरोः क्रमतः ।
श्रीमद्विवेकरत्नप्रभसूरीणां सदुपदेशात् ॥ ३२ ॥

शशिमुनितिथि १५७१ मितवर्षे समग्रसिद्धान्तलेखनपराभ्याम् ।
ताभ्या व्यवहर-परवतकान्हाभ्यां सुकृतरसिकाभ्याम् ॥ ३३ ॥

---

षड्ऋतुषडेकमितेऽब्दे १६६६ वृद्धतपगुरूणाम् ।
श्रीहीरविजयसूरीश्वरप्रभूणा प्रवरशिष्यैः ॥

श्रीकनकविजयगणि–रामविजय श्रेयोत्र ॥ सवत् १७३५ वर्षे आषाढमासे कृष्णपक्षे ९ तिथौ सोमवारे श्रीस्थभतीर्थे माणिकचोकमध्ये पारूवाडामध्ये लिपीकृतम् ॥ ॥ यादशं पुस्तके दृष्टं तादृशं लिखित मया । यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयताम् ॥ ॥ श्रीः ॥ ॥ शुभ भवतु ॥ छ ॥

## પ્રશસ્તિનો સાર

૧ શ્રી વર્ધમાનસ્વામીના મંદિરથી અલંકૃત સંડેરપુર(સાંડેરા)માં પ્રાગ્વાટવંશીય (પોરવાડ) જ્ઞાતીય, સુમતિશાહનો યશસ્વી અને રાજમાન્ય આભૂ નામનો પુત્ર હતો. તેનો પુત્ર શ્રેષ્ઠી આસડ હતો.

૨ આસડનો ન્યાયવાન્, વિનયી અને સજ્જનમાન્ય મોષ (મોક્ષ) નામનો પુત્ર હતો. અને મોષનો ભાઈ વર્ધમાન હતો તેને ચંડસિંહ નામે સદાચારી પુત્ર હતો ચંડસિંહને સાત પુત્રો હતા તેમાં સહુથી મોટો પેથડ હતો

૩ પેથડને ક્રમથી ૭ નાના ભાઈ હતા—નરસિંહ, રત્નસિંહ, ચતુર્થમલ્લ (ચોથમલ), સુજાલ, વિક્રમસિંહ અને ધર્મણ.

૪ પેથડે અણહિલપાટક પત્તનની પાસે આવેલ સંડેરકમા પોતાના ધન વડે પોતાની કુલદેવતા અને વીરમેશ (?) નામના ક્ષેત્રપાળથી સેવાયેલ અથવા રક્ષિત મોટું ચૈત્યમંદિર કરાવ્યું.

૫ આ શ્લોકનો આશય સમજાતો નથી

૬. પેથડે વીજાપુરમાં* સ્વર્ણમય પ્રતિમાલંકૃત તેમ જ તોરણથી યુક્ત એક મંદિર કરાવ્યું.

૭. અને આબુગિરિમાં મહામાત્ય શ્રી વસ્તુપાળકારિત નેમિનાથના મંદિરનો—અપાર સંસારસમુદ્રમાં ડૂબતા પોતાના આત્માના ઉદ્ધારની જેમ—ઉદ્ધાર કરાવ્યો.

૮ તેમ જ પોતાના ગોત્રમાં (?) થઈ ગયેલ ભીમાશાહની કરાવતાં અપૂર્ણ રહેલ પિત્તલમય આદ્યાપ્ત-આદીશ્વરની પ્રતિમાને સ્વર્ણથી દૃઢ સંધિવાળી[1] કરી (?)

૯-૧૦-૧૧. તથા ચરમ જિનવરની-મહાવીરની મનોહર મૂર્તિને તૈયાર કરાવી [2]ઘરમંદિરમાં (પરોણારૂપે) સ્થાપન કરી અને તે મૂર્તિને સંવત્ ૧૩૬૦મા, કે જ્યા લઘુવયસ્ક મહારાજા કર્ણદેવ (કરણઘેલો) રાજ્ય ચલાવતા હતા તે વખતે, શુભ વિધિના સાધનમાં સાવધાન પેથડે ૭ ભાઈઓની સાથે મહોત્સવપૂર્વક નગરના મોટા મંદિરમાં શુભ મુહૂર્તે[3] સ્થાપન કર્યા બાદ સિદ્ધાચળમાં આદીશ્વરને અને ગિરનારમાં નેમિનાથને ભેટી પોતાના મનુષ્યજન્મને પવિત્ર કર્યો તદનંતર બીજી વખત સંઘ-પતિપણું સ્વીકારી સંઘની સાથે ૭ યાત્રાઓ કરી

૧૨ સંવત ૧૩૭૭ના દુષ્કાળ વખતે પીડાતા અનેક જનોને અન્નાદિકના દાનથી સુખી કર્યા

૧૩-૧૪-૧૫ એક વખતે ધર્માત્મા પેથડે ગુરુ પાસે જિનાગમશ્રવણનો ઘણો લાભ જાણી પોતાને તે સંભળાવવા માટે ગુરુને પ્રાર્થના કરી. ગુરુ તેને સંભળાવવા માટે પ્રવૃત્ત થયા ત્યારે તેણે તેમાં આવતા વીર-ગૌતમના નામની ક્રમશઃ સ્વર્ણ-રૂપ્ય નાણકથી પૂજા કરી તે પૂજાથી એકઠા થયેલ દ્રવ્ય વડે શ્રી સત્યસૂરિના વચનથી તેણે ચાર જ્ઞાનભંડાર લખાવ્યા તેમ જ નવ ક્ષેત્રમાં પણ અન્ય ધનનો વ્યય કર્યો.

૧૬. પેથડનો પુત્ર પદ્મ, તેનો લાડણ, લાડણનો આલ્હણસિંહ, અને તેનો મંડલિક નામનો પુત્ર હતો

૧૭ મંડલિકે ગિરનાર, આબુ આદિ તીર્થોમા ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા પોતાના ન્યાયોપાર્જિત ધનથી અનેક ગામોમાં ધર્મશાળાઓ કરાવી. તેમ જ તે અનેક રાજાઓનો માનીતો હતો

૧૮. વિક્રમ સંવત ૧૪૬૮ના દુકાળ વખતે[4] લોકોને અન્નાદિ આપી દુકાળને એકીસાથે જીતી લીધો.

૧૯ તથા સંવત ૧૪૭૭માં શત્રુંજય આદિ મહાતીર્થોની યાત્રા કરી

૨૦ તેમ જ જયાનંદસૂરિના ઉપદેશથી પુસ્તકલેખન, સંઘપૂજા આદિ વિવિધ ધર્મકૃત્યો તેણે કર્યા

---

*આ પ્રતિમાઓ પંચધાતુમય હોય છે પણ તેમાં સ્વર્ણનો ભાગ વધારે હોવાથી સ્વર્ણમય કહેવાય છે.

૧ આ પ્રતિમાનો ઉદ્ધાર આબુજીમાં કરાવ્યો હોય.

૨ ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ઘરમાં પૂજાને માટે રાખેલ જિનપ્રતિમાદિ સામગ્રી જ્યાં રહે તેનું નામ ઘરમંદિર-ગૃહપ્રાસાદ-છે

૩ આ પ્રતિમાસ્થાપનવિધિ સાંડેરામાં સંભવે છે.

૪ આ દુષ્કાળ તેમ જ તે પછીના બે વર્ષના દુષ્કાળની સૂચના અન્ય પ્રશસ્તિમાં પણ વિદ્યમાન છે. " अष्टाषष्टादिवर्षत्रितयमनुमहाभापणे सप्रवृत्ते दुर्भिक्षे लोकलक्षक्षयकृति नितरा कल्पकालोपमाने।" ઇત્યાદિ જુઓ. જૈન કૉન્ફરન્સ હેરલ્ડ, પુ ૯, અંક ૮-૯માં શ્રીમાન જિનવિજયજી સંપાદિત જાતા-સૂત્રના અંતમાં ઉલ્લિખિત પ્રશસ્તિ

૨૧. મંડલિકનો વ્યવહર[1]-વિજિત નામનો પુત્ર હતો. તેને વરમણકાઈ નામે સ્ત્રી હતી.

૨૨ તેની કુક્ષીરૂપ માનસમાં હંસ સમાન પર્વત, ડુંગર અને નર્મદ નામના ત્રણ પુત્રો હતા.

૨૩ તેમાં પર્વત સહસ્રવીર (પુત્ર) તથા પોઈઆ (ભાર્યા) આદિ કુટુંબની સાથે વંશની શોભા વધારનાર હતો.

૨૪ અને બીજો ડુંગર—જેને મંગાદેવી ભાર્યા અને કાન્હા નામનો પુત્ર હતો—વંશની શોભા વધારનાર હતો

૨૫ પર્વત-ડુંગરે (બે ભાઈઓએ) પોતે તૈયાર કરાવેલ મૂર્તિને પ્રતિષ્ઠા (અંજન-શલાકા[2]) કરાવીને સંવત ૧૫૫૯માં તેમણે સ્થાપનમહોત્સવ કર્યો.

૨૬ સં ૧૫૬૦માં તેમણે જીરાપલ્લી (જીરાવલા) પાર્શ્વનાથ, અર્બુદ આદિ તીર્થોની યાત્રા કરી.

૨૭-૨૮. તદનંતર ગંધાર બંદરમાં[3] તેમણે દરેક શાળામાં-ઉપાશ્રયમાં ઝેલમલ (?) યુગલાદિની સાથે કલ્પસૂત્રની પ્રતિઓ અર્પણ કરી તેમ જ સંઘનો સત્કાર કરી નગરનિવાસી વણિકજનોને રૂપાનાણાની સાથે સાકરનાં પડીકાં અપાવ્યાં.

૨૯. ઇત્યાદિ સુકૃતો કર્યા પછી આગમગચ્છીય શ્રી વિવેકરત્નના ઉપદેશથી ચતુર્થ વ્રત (બ્રહ્મચર્ય) પ્રત્યે આદર કર્યો

---

૧ ગાંધી, મોદી આદિની જેમ ધંધાથી રૂઢ થયેલ શબ્દ હોવો જોઈએ.

૨. પ્રતિમામાં દેવત્વારોપણ નિમિત્તે કરાતા વિધાનવિશેષને 'અંજનશલાકા' કહે છે.

૩. આ ગંધાર ગામ, ભરૂચ જિલ્લાના જંબૂસર તાલુકામાં આવેલું છે એની આસપાસના પ્રદેશમાં એ પણ એક તીર્થસ્થાન જેવું ગણાય છે ઉપર વર્ણવવામાં આવેલું કાવીતીર્થ અને આ તીર્થ, "કાવી-ગંધાર" આમ સાથે જોડકારૂપે જ કહેવાય છે. આ ગંધાર ગામ તે સત્તરમા સૈકાનું પ્રસિદ્ધ ગંધાર બંદર જ છે, જેનો ઉલ્લેખ हीरसौभाग्य, विजयप्रशस्ति, विजयदेवमाहात्म्य અને हीरविजयसूरिरास વગેરે ગ્રંથોમાં વારંવાર આવે છે અકબર બાદશાહ તરફથી જ્યારે સંવત ૧૬૩૮ની સાલમાં હીરવિજય-સૂરિને આગ્રા તરફ આવવાનું આમંત્રણ આવ્યુ હતું તે વખતે એ આચાર્યવર્ય આ જ ગામમાં ચાતુર્માસ રહેલા હતા. હીરવિજયસૂરિ અને વિજયદેવસૂરિ વગેરે એ સૈકાના તપાગચ્છના સમર્થ આચાર્યો-યતિઓ ઘણી વખતે આ ગામમાં આવેલા અને સેંકડો યતિઓની સાથે ચાતુર્માસ રહેલાના ઉલ્લેખો વારંવાર ઉક્ત ગ્રંથોમાંથી મળી આવે છે. એ ઉપરથી જણાય છે કે તે વખતે એ સ્થળ ઘણું જ પ્રસિદ્ધ અને સમૃદ્ધ શ્રાવકોથી ભરેલુ હશે. આજે તો ત્યાં ફક્ત ૫-૨૫ ઝૂંપડાઓ જ દૃષ્ટિગોચર થાય છે. જૂનાં મંદિરનાં ખંડેરો ગામ બહાર ઊભાં દેખાય છે. વર્તમાનમાં જે મંદિર છે તે ભરૂચનિવાસી ગૃહસ્થોએ હાલમાં જ નવું બંધાવ્યું છે. એ સ્થળે ફક્ત એ મંદિરના ખંડેર સિવાય બીજું કાંઈ પણ જૂનું મકાન વગેરે પણ જણાતું નથી અઢીસો ત્રણસો વર્ષ પહેલાં જે સ્થળ આટલું બધું ભરભરાટી-વાળું હતુ તેનું આજે સર્વથા નામનિશાન પણ દેખાતુ નથી તેનું કાંઈ કારણ સમજાતું નથી ત્યાંના લોકોને પૂછતાં અમને કહેવામાં આવ્યું કે, એક વખત એ ગામ ઉપર દરિયો ફરી વળ્યો હતો અને તેના લીધે આખું શહેર સમુદ્રમાં તણાઈ ગયું હતું. પરંતુ આ લેખોવાળી જિનપ્રતિમાઓ અને મંદિર કેમ બચવા પામ્યું અને બાકીનું શહેર કેમ સંપૂર્ણ નષ્ટ થઈ ગયું તેનું સમાધાન કાંઈ અમને અદ્યાપિ થઈ શક્યું નથી. શોધકોએ આ બાબતમાં વિશેષ શોધ કરવાની જરૂરત છે.—સં૦ [પ્રાચીન જૈન લેખસંગ્રહ].

૩૦–૩૧. જિનધર્મમાં દઢ શ્રદ્ધાવાળા, પવિત્ર ચેતસ્ક અને વિવેકરત્નને આચાર્યપદ અપાવવા માટે ઉદ્યમવાળા પર્વત અને કાન્હે (કાકા-ભત્રીજાએ) મહોત્સવમાં ભિન્ન ભિન્ન સ્થળોએથી આવેલ સાધર્મિકોને રેશમી વસ્ત્રાદિના દાનપૂર્વક તેમ જ સાધુસમુદાયના સન્માનપૂર્વક મહાન મહોત્સવ કર્યો

૩૨–૩૩. આગમગચ્છનાયક શ્રી જયાનંદસૂરિના ક્રમથી થયેલ શ્રી વિવેકરત્નપ્રભસૂરિના ઉપદેશથી સંવત ૧૫૭૧માં–સમસ્ત આગમ લખાવતાં સુકૃતૈષી વ્યવહારુ પર્વત–કાન્હાએ [ નિશીથચૂર્ણિ પુસ્તક લખાવ્યું છે ] સંવત ૧૬૬૬માં હીરવિજયસૂરીશ્વરના શિષ્યોએ [ લખાવ્યું ], કનકવિજય–રામવિજયે, સંવત ૧૭૩૫ના અષાડ વદિ ૯ સોમવારે ખંભાતમાં માણેકચોકમાં [ આ પુસ્તક ] લખ્યું છે.

## પ્રશસ્તિમાંથી તરતી મુખ્ય બાબતો

આ પ્રશસ્તિના નાયકો સાંડેરના રહેવાસી તેમ જ પ્રાગ્વાટજ્ઞાતીય હતા

આમાં કુલ તેર પેઢીઓનાં નામો આવ્યાં છે પણ તેમાથી મુખ્યતયા પુણ્યકૃત્યો છઠ્ઠી પેઢીએ થએલ પેથડે, દશમીએ થયેલ મંડલિકે અને બારમીએ થએલ પર્વતે જ કર્યાં છે

**પેથડના સુકૃતો**—સાંડેરામાં મંદિર કરાવ્યું, વીજાપુરમાં એક ચૈત્ય સ્વર્ણમય (પંચધાતુમય) પ્રતિમાયુક્ત મંદિર કરાવ્યું. આબુજીમાં વસ્તુપાળકૃત નેમિનાથના ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો ભીમાશાહની અપૂર્ણ પ્રતિમાને પૂર્ણ કરાવી સાંડેરામાં મહાવીરપ્રભુની પ્રતિમા સંવત્ ૧૩૬૦માં સ્થાપન કરી. તે સમયે લઘુવયસ્ક કર્ણદેવ રાજ્ય કરતા હતા ૭ વખત સિદ્ધાચલ આદિના સંઘ કઢાડી યાત્રા કરી. ૧૩૭૭ના દુકાળમાં લોકોને અન્નાદિક આપી સહાય કરી સત્યસૂરિના કથનથી ચાર જ્ઞાનકોશ લખાવી સ્થાપન કર્યા

**મંડલિકનાં પુણ્ય કૃત્યો**—ગિરિનાર, આબુ આદિમાં ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો. કેટલાંક ગામોમાં ધર્મશાળાઓ કરાવી ૧૪૬૮મા દુકાળ વખતે લોકોને અન્ન–વસ્ત્રાદિ આપી મદદ કરી. ૧૪૭૭માં શત્રુંજયાદિની યાત્રા કરી જયાનંદસૂરીના ઉપદેશથી ગ્રંથલેખન, સંઘભક્તિ આદિ ધર્મકૃત્યો કર્યાં.

**પર્વતનાં સુકૃત કૃત્યો**:—સંવત ૧૫૫૯મા પ્રતિમા સ્થાપન કરી ૧૫૬૦માં આબુ આદિ તીર્થોની યાત્રા કરી ગંધાર બંદરમાં દરેક ઉપાશ્રયમા કલ્પસૂત્રની પ્રતો આપી અને ત્યાના રહેવાસી વણિક લોકોને રૂપાનાણા સાથે સાકરના પડીકાં આપ્યાં. વિવેકરત્નના આચાર્યપદ-પ્રદાનનો મહોત્સવ કર્યો વિવેકરત્નના ઉપદેશથી ગ્રંથભાંડાગાર સ્થાપન કરવા માટે પુસ્તકો લખાવતાં સંવત ૧૫૭૧મા પ્રસ્તુત નિશીથ-ચૂર્ણિ પુસ્તક લખાવ્યું. આ પ્રશસ્તિથી બે દુકાળની માહિતી મળે છે. એક સંવત ૧૩૭૭નો અને બીજો સંવત ૧૪૬૮ નો

વિવેકરત્નની આચાર્યપદી સંવત ૧૫૬૦ અને ૭૦ના વચમાં થઈ છે.




## અંતિમ વક્તવ્ય

પ્રસ્તુત પ્રશસ્તિ ‘ નિશીથચૂર્ણિ ’ તથા ‘ વિંશોદ્દેશકવ્યાખ્યા ’ના અંતમાં ઉલ્લિખિત છે. ( ચૂર્ણિકાર જિનદાસ મહત્તર છે અને વ્યાખ્યાકાર શીલભદ્રસૂરિશિષ્ય શ્રી ચંદ્રસૂરિ છે. વ્યાખ્યા સંવત ૧૧૭૪માં બની છે ) આ પ્રશસ્તિ જે આદર્શ ઉપરથી ઉતારી છે તે પુસ્તકના લખાવનારની નથી પણ જેના ઉપરથી આ પુસ્તક લખાયું છે તે પુસ્તકની પ્રતિકૃતિ જેના ઉપરથી થઈ છે તે પુસ્તકના લખાવનારની આ પ્રશસ્તિ છે, કારણકે તે પુસ્તકનો ઉતારો સંવત ૧૫૭૧માં થયો છે તેના ઉપરથી હીરવિજયસૂરિના શિષ્યોએ સંવત ૧૬૬૬મા પ્રતિકૃતિ રખાવી, અને તેના ઉપરથી ૧૭૩૫માં ખંભાતમાં ઉતારો થયો કે જેના ઉપરથી આ પ્રશસ્તિ ઉતારી છે આ પ્રશસ્તિમાં અશુદ્ધિઓ ઘણી હતી તેને સુધારીને આપી છે. ફક્ત જ્યાં ખાસ અન્ય કલ્પના કરવાનો અવકાશ હોય તેવે સ્થળે મૂળ પાઠ રાખી શુદ્ધ પાઠ કોષ્ટકમાં આપ્યો છે

આ પુસ્તક પાટણના રહેવાસી સદ્ગત શેઠ અંબાલાલ ચુનીલાલના ભંડારનું છે. તે ભંડાર હાલ પાલીતાણામાં આણંદજી કલ્યાણજીની દેખરેખમાં છે. હાલ તેનો વહીવટ પાલીતાણાના રહેવાસી માસ્તર કુંવરજી નામજીના હાથમાં છે, જેમની ઉદારતાથી આ પ્રશસ્તિ વાચકોના નેત્ર આગળ પ્રાપ્ત થઈ છે આ સ્થળે આ ત્રણેનાં નામને આપણે ભૂલીશું નહીં.

[ પુરાતત્ત્વ, આશ્વિન, સં. ૧૯૭૮

# સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતિના અંતમાની વિસ્તૃત પ્રશસ્તિ

આ લેખમાં ભાવનગર–શ્રીસંઘના જૈન જ્ઞાનભંડારમાંની સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતિનો અને તેના અંતમાં લખાયેલી એક વિસ્તૃત પ્રશસ્તિનો પરિચય આપવામાં આવે છે એ પ્રતિ અત્યારે ભાવનગર–શ્રીસંઘના ભંડારમાં—સુરક્ષિત તો ન કહેવાય પણ,—રક્ષિત છે. ભાવનગરમાં શ્રીસંઘનાં દરેક કાર્યો "શેઠ ડોસાભાઈ અભેચંદની પેઢી"ના નામથી ચાલે છે એટલે પ્રસ્તુત જ્ઞાનભંડાર એ પેઢીના આશ્રય નીચે હોઈ એની કાળજીભરી દેખરેખ પેઢીના પ્રાણ સમા વયોવૃદ્ધ કાર્યકર્તા ધર્માત્મા વિદ્વાન શેઠ કુંવરજી આણંદજી રાખે છે પ્રસ્તુત પ્રતિનો નંબર ડા ૨૩ નં ૧૫ છે. એની પત્રસંખ્યા ૯૫ છે લંબાઈ–પહોળાઈ ૧૧×૪ાા ઇંચની છે. દરેક પાનામાં લીટીઓ કેટલી છે એ ગફલતથી નોંધવું રહી ગયું છે એટલે અત્યારે મને યાદ છે તે પ્રમાણે તેમાં સાત લીટીઓ હોવી જોઈએ. અને દરેક લીટીમાં અક્ષરો ૨૮ થી ૩૪ સુધી છે આખી પ્રતિ બે વિભાગમાં લખાયેલી છે એટલે એ વિભાગ પાડવા માટે વચમા પણ વેલ છે અને દરેક પાનાની ચોમેર પણ વેલ છે. એ વેલ કોઈ કળાના ખાસ નમૂનારૂપ નથી પરંતુ તદન સાદી જ છે. પ્રતિની લિપિ સુંદર છે અને પ્રતિ દેખાવમાં તેમ જ અવસ્થામાં પણ બહુ જ સારી છે પ્રતિમા સુવર્ણમય અક્ષર લખવા માટે પાનાની જમીન (Background)લાલ, આસમાની અને જાંબલી એમ ત્રણ રંગથી રંગીન કરવામા આવી છે, જ્યારે ચિત્રો નીચેની જમીન લાલ જ રાખવામાં આવી છે ચિત્રોમાં રંગોનું વૈવિધ્ય ખાસ નથી, એમાં મુખ્યત્વે કરીને સોનેરી રંગનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે આમ છતાં ચિત્રો સુંદરતાથી જરાય વેગળા કે વંચિત નથી પ્રસ્તુત ચિત્રો કલ્પસૂત્રની હસ્તલિખિત પ્રતિઓમાં સામાન્ય રીતે જે જાતનાં ચિત્રો જોવામાં આવે છે તે જ જાતનાં છે.

પ્રસ્તુત પ્રતિને અંગે આટલું જણાવ્યા પછી હવે આપણે એ પ્રતિના અંતમાંની વિસ્તૃત પ્રશસ્તિ જોઈએ.

भुज्जो भुज्जो उवदमेइ त्ति वेमि ॥ छ ॥ पज्जोसवणाकप्पो सम्मत्तो ॥ छ ॥ ग्रंथाग्रं १२१६ सर्वसंख्या ॥ छ ॥ संवत् १५१७ वर्षे आषाढ सुदि अष्टमी सोमे श्रीअणहिल्लपुरपत्तने । श्री श्री खरतरगच्छे ॥ श्रीजिनचंद्रसूरिराज्ये श्रीउपाध्या[य] सिद्धान्तरुचिउद्यमेन लिखित वाछाकेन ॥

ए ८० ॥ आसीदूकेशवंश्येपु थुल्लशाखासमुद्भवः ।
मंत्री दुर्लश्र्वसिंहाख्यः पद्मस्तस्यागज. पुनः ।' १
जिणाको जिनभक्तात्मा नोडाकः कृत्यसाधनः ।
धनी धनपतिश्चैते.पद्माकस्य सुतास्त्रयः ॥ २
आर्या भार्या जिणाकस्य सती जासलदेविका ।
वर्जांगः स्मरसिंहश्च'पुत्रद्वयमिद तयो. ॥ ३
तत्र:वर्जांगजः सर्वसम' समधरोऽजनि ।
सुत. समरसिंहस्य सालिगः श्लाघनोयधी. ॥
जीवादेवीभवो भाति मेघराजः पर पुन' ।' ४
नोडाभार्या.नामलदेवी होली सुतौ तयोर्द्वौ द्वौ ।
झांसा-मल्हसञ्ज्ञौ हर्षाख्य सोमदत्तश्च ॥ ५
पुत्रिकापचकं चासीत् गुरुभक्तिपरायणम् ।
वीमाई च तथा चेली सारू वारू धनाईति ॥ ६
श्रीवत्स-श्रीमन्तौ साधुसदयवत्स-शत्रुशल्यौ च ।
इति हसराज-हंसलदेव्यो पुत्रा भुवि ख्याताः ॥ ७
मल्हभार्या माणिकदेवी जाता अमी जगत्ख्याताः ।
श्रीधर-सुरपति-सु(शु)भकर-सहस्रमल्लाः सुते द्वे च ॥ ८
मांजू-कस्तूराईनाम्न्यौ_भार्या[ऽ]स्ति सीधरस्य सती ।
सिरियादेवी पुत्राश्चत्वारः ख्यातनामानः ॥ ९
तेपूदयकर्ण-आसकर्ण-श्रीकर्ण-राजमल्लाश्च ।
छाजी-पूनाईनामतश्च पुत्र्यौ तथा जाते ॥ १०
रत्नादेवी सुरपतिभार्या शुभकरस्य रंगादे ।
सद्धर्मकर्मनिरता सहस्रमल्लस्य सहसादे ॥ ११
हर्षराजस्य जाया[ऽ]स्ति रजाई धर्मतत्परा ।
गुरुगच्छसाधुसाध्वीनां भक्तिव्यक्तिमनोहरा ॥ १२
वल्हादेवी जाता(जाया) धनपतिसाधो सुतास्तु चत्वार. ।
शिवदत्तो नगराजो लपराजो जीवराज इति ॥ १३
जज्ञे[ऽ]थ नगराजस्य तनय. सज्जनाभिध' ।
तस्यास्त्युदयसिंहाख्यस्तनयो दीप्तिमानति ॥ १४
रत्नाईकुक्षिरत्नानि लपराजस्य सूनव ।
सोनपाल-पूनपाल-अमीपालादयोऽद्भुता. ॥ १५
दिल्ली-गूर्जर-मालव-सिंधुपु मरुमंडले च नृपमान्या ।
मंत्रीपद्मस्य संततिरुदयवती निरुपमा भाति ॥ १६

अस्याश्च करणीयानि तद्यथा —

स्थाने स्थाने[ऽ]र्हत्प्रतिष्ठा-यात्रा-ऽऽचार्यपदादिषु ।
उत्सवाश्चक्रिरेऽमीभि. कस्तानन्यः करिष्यति ॥ १७

श्री **लोकहिताचार्याः** **सागरचन्द्र**सूरयः ।
श्री**भावप्रभ**सूरीन्द्राः श्री**जिनचन्द्र**सूरयः ॥ १८

एते श्रीगुरु(र)वो[ऽ]मीभिः स्थापयांचक्रिरे क्रमात् ।
**लक्ष्मसिंह-जिणा साधु-धनपति-स्मरसिंहकैः** ॥ १९ युग्मं ॥

देवकार्यं गुरोः कार्यं सघकार्यं स्वकार्यवत् ।
कुर्वतो **धनपत्यादेः** प्रशसामः कियद्वयम् ॥ २०

किंच ।

विनयवती शीलवती दानवती सद्विवेकरंगवती ।
**माणिकदेवी मल्हू**भार्या जयतीह पुण्यवती ॥ २१
सा ग्रथलक्षमेक लेखितपूर्व्यिण्युदारसच्चरिता ।
लेखयति स्म सुवर्णाक्षररम्य कल्पसूत्रमिदम् ॥ २२

इतश्च ॥

**चांद्रे** कुले श्री**जिनचन्द्र**सूरिः सिद्धान्तवेत्ता[ऽ]**भयदेव**सूरिः ।
सद्वल्लभः श्री**जिनवल्लभो**ऽपि युगप्रधानो **जिनदत्त**सूरिः ॥ २३
भाग्याद्भुतः श्री**जिनचन्द्र**सूरिः [सूरि]र्बभूवान् **जिनपत्य**भिख्यः ।
**जिनेश्वरः** सूरिरुदारचेताः **जिनप्रबोधो** दुरितापनेता ॥ २४
सावेगिकः श्री**जिनचन्द्र**सूरिः सूरिर्जिनादिः **कुशला**वसानः ।
पद्माश्रितः श्री**जिनपद्म**सूरिर्लब्धेर्निवानं **जिनलब्धि**सूरिः ॥ २५
महोपकारी **जिनचन्द्र**सूरिर्जिनो**दयः** सूरिरुदग्रभाग्यः ।
प्रशान्तमूर्तिर्जि**नराज**सूरिर्युगप्रधाना **जिनभद्र**सूरयः ॥ २६
ततोऽपि च श्री**जिनचन्द्र**सूरयः नयोज्ज्वलाः शासति गच्छमात्मनः ।
तेषामधीनं किल **कल्पपुस्तकं माणिक्यदेवी** कुरुते स्म भक्तितः ॥ २७
प्रतिवर्षं महाहर्षान्महोत्सवपुर.सरम् ।
वाच्यमानं चिरं सद्भिर्नन्दतात् **कल्पपुस्तकम्** ॥ २८

संवत् १५१७ वर्षे श्री**अणहिल्लपुरपत्तने** सा० **मल्हू**भार्यया **माणिकदे** श्राविकया पुस्तकमिदं लेखितं चिर नंदतु ॥ छ ॥ कृतिरियं श्री**सिद्धान्तरुचि**महोपाध्यायशिष्य**साधुसोम**गणेरिति भद्रम् ॥ छ ॥ श्रीशुभ भवतु ॥ कल्याणमस्तु ॥ छ ॥ श्रीः ॥

ઉપર આપેલી વિસ્તૃત પ્રશસ્તિ ઐતિહાસિક હકીકતો કરતાં મંત્રી પદ્મ=પદ્માકના વંશજો અને ખતરગચ્છીય સમર્થ આચાર્યોના નામોથી જ ભરાયેલી છે એટલે આ આખા પ્રશસ્તિનો શબ્દશઃ અનુવાદ આપવા કરતાં તેમાંની ખાસ ખાસ હકીકતોનું તારણ આપવું એ જ વધારે ઉચિત અને સંગત છે એમ માની એ જ અહીં આપવામાં આવે છે.

સૌપહેલાં આ પ્રશસ્તિના વીસ શ્લોકોમાં મંત્રી પદ્માકના વંશજોની અને તેમના ધર્મગુરુઓની નામાવલી આપવામાં આવી છે કે જેના વંશમાં થયેલ સા. મલ્હૂની ભાર્યા માણિકદે શ્રાવિકાએ પ્રસ્તુત સચિત્ર સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની સુંદર અને સુશોભિત પ્રતિ લખાવી છે. એ નામાવલી ઉપરથી મંત્રી પદ્મ=પદ્માકનું વંશવૃક્ષ નીચે મુજબનું બની શકે છે:

ઊકેશવંશીય સ્થૂલશાખીય-મંત્રી **દુર્લક્ષસિંહ=લક્ષ્મસિંહ (?)**
**ધર્મગુરુ લોકહિતાચાર્ય**

- જિણાક-ભાર્યા જાસલદેવી, **ધર્મગુરુ સાગરચંદ્રસૂરિ**
  - વર્જાંગ
    - સમધર
  - રમરસિંહ=સમરસિંહ ભાર્યા જીવાદેવી, **ધર્મગુરુ જિનચંદ્રસૂરિ**
    - સાલિગ
    - મેઘરાજ
- નોડાક*
  - ભાર્યા નામલદેવી
    - સા હાંસા ભાર્યા હંસલદેવી
      - શ્રીવત્સ
      - શ્રીમન્ત
      - સદયવત્સ
      - શત્રુશલ્ય
    - **સા. મલ્હુ ભાર્યા માણિકદે** ભાર્યા રજાઈ — સ્વર્ણાક્ષરી કલ્પસૂત્ર લેખિકા
      - સીધર=શ્રીધર ભા. સિરિયાદેવી
        - ઉદયકર્ણ
        - આસકર્ણ
        - શ્રીકર્ણ
        - સજ્જમલ્લ
        - (પુત્રી) બાઈ
        - (પુત્રી) પૂનાઈ
      - સુરપતિ ભા રત્નાદેવી
      - શુભકર ભા. રંગાદે
      - સહસ્રમલ્લ ભા. સહસાદે
      - માંજૂ (પુત્રી)
      - કસ્તૂરાઈ (પુત્રી)
  - ભાર્યા હોલી
    - હર્ષ
    - સોમદત્ત
- ધનપતિ-ભાર્યા વલ્હાદેવી, **ધર્મગુરુ ભાવપ્રભસૂરિ**
  - શિવદત્ત
  - નગરાજ
    - સજ્જન
      - ઉદયસિંહ
  - લખરાજ ભાર્યા રત્નાઈ
    - સોનપાલ
    - પૂનપાલ
    - અમીપાલ
  - જીવરાજ

આ વંશાવલી ઉપરાંત પ્રારંભના વીસ શ્લોકોમાં મંત્રી પદ્મનાં વંશજોના સુકૃતનો કોઈ ખાસ સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં નથી આવ્યો, પરંતુ સામાન્ય રીતે એટલું જ કહેવામાં આવ્યું છે કે મંત્રી પદ્મનાં વંશજો દિલ્હી, ગૂર્જરાત, માલવા, સિંધ, મારવાડ વગેરે દેશમાં તેમના મૂળ પુરુષોની કારકિર્દીના પ્રતાપે રાજાઓ તરફથી માન પામતા હતા. તેમ જ આ વંશમાં થયેલા વંશજોએ પ્રતિષ્ઠા, યાત્રા તેમ જ આચાર્યપદારોપણ વગેરે પ્રસંગોમાં ઘણા મહોત્સવો ઊજવ્યા છે.

* નોડાકને ખીમાઈ, ચેલી, નાઉ, વારૂ અને ધનાઈ એ નામની પાંચ પુત્રીઓ પણ હતી.

પ્રશસ્તિના એકવીસ–બાવીસમા શ્લોકોમાં 'માણેકબાઈ ધર્માત્મા હતી અને તેણે કલ્પસૂત્ર સચિત્ર સુવર્ણાક્ષરી પ્રતિ લખાવી તે પહેલાં એક લાખ શ્લોકપ્રમાણ ગ્રંથો લખાવ્યા હતા' એમ જણાવ્યુ છે.

આ પછીના બાકીના શ્લોકોમાં ખરતરગચ્છીય આચાર્યોનાં નામોની પટ્ટાવલી અને છેવટે પ્રસ્તુત સચિત્ર સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પોથી લખાવીને માણેકબાઈએ જે આચાર્યને—કે જેમનુ નામ જિનચંદ્રસૂરિ છે—અધીન કરી છે તે હકીકત જણાવી છે ખરતરગચ્છીય આચાર્યોનાં નામો આ પ્રમાણે છે :

૧ ચંદ્રકુલીય આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિ, ૨ તત્પટ્ટે આગમજ્ઞ શ્રી અભયદેવાચાર્ય, ૩ તત્પટ્ટે શ્રી જિનવલ્લભસૂરિ, ૪ તત્પટ્ટે યુગપ્રધાન શ્રી જિનદત્તસૂરિ, ૫ તત્પટ્ટે શ્રી જિનચદ્રસૂરિ, ૬ તત્પટ્ટે શ્રી જિનપતિસૂરિ, ૭ તત્પટ્ટે શ્રી જિનેશ્વરાચાર્ય, ૮ તત્પટ્ટે શ્રી જિનપ્રબોધસૂરિ, ૯ તત્પટ્ટે શ્રી જિનચદ્રસૂરિ, ૧૦ તત્પટ્ટે શ્રી જિનકુશલસૂરિ, ૧૧ તત્પટ્ટે શ્રી જિનપદ્મસૂરિ, ૧૨ તત્પટ્ટે શ્રી જિનલબ્ધિસૂરિ, ૧૩ તત્પટ્ટે શ્રી જિનચંદ્રસૂરિ, ૧૪ તત્પટ્ટે શ્રી જિનોદયસૂરિ, ૧૫ તત્પટ્ટે શ્રી જિનરાજસૂરિ, ૧૬ તત્પટ્ટે શ્રી જિનભદ્રસૂરિ, ૧૭ તત્પટ્ટે શ્રી જિનચદ્રસૂરિ, જેમને પ્રસ્તુત કલ્પસૂત્રની સચિત્ર સ્વર્ણાક્ષરી પ્રતિ માણેકબાઈએ વહોરાવી છે–સાદર અર્પણ કરી છે.

પ્રસ્તુત પ્રશસ્તિની શરૂઆતમાં થોડો ગદ્યમય પ્રશસ્તિ-અંશ છે, જેમા જણાવવામાં આવ્યુ છે કે 'પ્રસ્તુત કલ્પસૂત્રની પ્રતિ વિક્રમ સંવત ૧૫૧૭ અષાડ સુદિ ૮ સોમે અણહિલપુર પાટણમાં, ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિના રાજ્યમા ઉપાધ્યાય શ્રી સિદ્ધાન્તરુચિગણિની દેખરેખ નીચે વાછાક નામના લેખકે લખી છે' અને અંતના ગદ્ય પ્રશસ્તિ-અંશમાં 'પ્રશસ્તિની રચના ઉપાધ્યાય શ્રી સિદ્ધાન્તરુચિગણિશિષ્ય શ્રી સાધુસોમગણિએ કરી છે' એ સૂચવવામાં આવ્યુ છે

ઉપર જણાવવામાં આવ્યુ તેમ પ્રસ્તુત પ્રતિનો જન્મ પાટણમાં થયો છે અને ત્યાંથી સ્થાનાંતર પામતી પામતી એ અત્યારે ભાવનગરના શ્રીસંઘના જ્ઞાનભંડારમાં સુરક્ષિત રીતે સ્થિર સ્થાન પામી છે

['શ્રી જૈન સત્ય પ્રકાશ,' જુલાઈ. ૧૯૪૩]

# મહોપાધ્યાય શ્રી યશોવિજયજીનો સ્વર્ગવાસ-સંવત

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજના સ્વર્ગવાસ-સંવતના વિષયમાં આજે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે તેનું મુખ્ય કારણ તેમની રચનાઓમાં અંતમાં શબ્દાંક દ્વારા ઉલ્લિખિત રચના-સંવત છે. અગિયાર અંગની સજ્ઝાય અને હેતુગર્ભપ્રતિક્રમણ સજ્ઝાય, આ બે સજ્ઝાયોની છેલ્લી ઢાળ લગભગ સમાનાર્થક છે, એટલું જ નહિ, પણ ગાથાઓ પણ લગભગ સરખી જ છે અને આ બન્નેય સજ્ઝાયો સુરતમાં જ રચેલી છે. આ બન્નેય સજ્ઝાયોની છેલ્લી ગાથા નીચે પ્રમાણે છે :

યુગ યુગ મુનિ વચ્છરે રે, શ્રી જસવિજય ઉવજ્ઝાય,
સુરત ચોમાસુ રહી રે, કિયો એ સુપસાય વૈરાગ

અગીઆર અંગ સજ્ઝાય.

સુરતિ ચોમાસુ રહી રે, વાચક જસ કરિ જોડિ,
યુગ યુગ મુનિ વિધુ વચ્છરે રે, દેવો મંગળ કોડિ વૈરાગ

હેતુગર્ભ પ્રતિક્રમણ સજ્ઝાય.

ઉપરની બેય સજ્ઝાયમાં તેઓશ્રીએ જે રચના–સંવતનો શબ્દાંક દ્વારા નિર્દેશ કર્યો છે તેમાંના 'યુગ' શબ્દાંકથી બે સંખ્યા ગણવી કે ચાર સંખ્યા ગણવી, એ વિષયમાં આજે વિદ્વાનોમાં મતભેદ ચાલુ છે. જો 'યુગ' શબ્દાંકથી બે સંખ્યા લેવામાં આવે તો ઉપર્યુક્ત બન્નેય સજ્ઝાયોની રચના વિક્રમ સંવત ૧૭૨૨માં થઈ એમ ગણાય અને જો ચાર સંખ્યા માનવામાં આવે તો આ બન્નેય સજ્ઝાયોની રચના વિક્રમ સંવત ૧૭૪૪માં થઈ મનાય. મુનિવર શ્રી કાંતિવિજયજી કે જેઓ સંભવતઃ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજના ગુરુભાઈ જ હતા, તેમણે શ્રી યશોવિજયોપાધ્યાયના સંક્ષિપ્ત ચરિત્રરૂપ 'સુજસવેલિભાસ'ની રચના કરી છે, તેમાં તેઓશ્રીએ યશોવિજયોપાધ્યાયના સ્વર્ગવાસનો સંવત ૧૭૪૩ આપ્યો છે આ કારણને લઈ કેટલાક વિદ્વાનો 'યુગ' શબ્દથી બે સંખ્યા માને છે, જેથી 'સુજસવેલિભાસ'ના કથનમાં વિરોધ ન આવે. અને એ રીતે પં. શ્રી ભદ્રંકરવિજયજી-એ યશોવિજયોપાધ્યાયવિરચિત ગૂર્જર સાહિત્ય સંગ્રહના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં સં ૧૭૨૨નો જ નિર્દેશ કર્યો છે; જ્યારે કેટલાક વિદ્વાનો સંવત ૧૭૪૪ જ માને છે. આ સ્થિતિમાં વાસ્તવિક નિર્ણય કરવા માટે કોઈ બીજા પ્રમાણની આવશ્યકતા ઊભી થાય છે કેટલાએક મહિના પહેલાં અમારા હાથમાં 'હેતુગર્ભ પ્રતિક્રમણ સજ્ઝાય'ની એક પ્રતિ આવી, જે સંવત ૧૭૪૩માં લખેલી છે એના અંતની લેખકની પુષ્પિકા નીચે પ્રમાણે છે :

॥ इति श्री पडिकमण हेतुगर्भ समुथ्रित स्वाध्याय जसविजयगणिकृत संपूर्णमिदम् समाप्त । संवत् १७४३ वर्षे चैत्र वदि २ दिने वार रविदिने लषितं ॥ छ ॥ भद्र सघस्य । सुश्रावक साहा मकलसी लपावीत श्री राजनगरमध्ये । वाचनार चीर जीवीत् ॥ ग्रंथ ३४० ॥

આ પુષ્પિકા જોતાં 'યુગ' શબ્દાંકથી ચાર સંખ્યા ન લેતાં બે સંખ્યા જ ગણવી એ નિર્ણય થઈ જ જાય છે, અને આથી શ્રી કાંતિવિજયજીએ નિર્દેશ કરેલા સંવતમાં બાધ આવતો નથી.

['જૈન' સાપ્તાહિક, પર્યુષણાંક, સં ૨૦૨૧]

# જૈન સાધુસંસ્થા અને શિક્ષણ

વર્તમાન જૈન સાધુસમુદાયની જ્ઞાનના વિષયમાં અતિ મંદ અથવા અતિ દરિદ્ર દશા જોઈને જૈન સમાજના અનેકાઅનેક હિતૈષી સમજુ મનુષ્યોના હૃદયમાં આજે એ વિચાર સ્ફુરી રહ્યો છે કે, જૈન સાધુઓની જ્ઞાનના ક્ષેત્રમાં કેવી અને કેટલી યોગ્યતા હોવી જોઈએ? અર્થાત્ જૈન શ્રમણોનું શિક્ષણ કયા ધોરણે અને કઈ જાતનું હોવું જોઈએ?

ઉપર્યુક્ત પ્રશ્નને અંગે સ્વતંત્ર વિચારો પ્રગટ કરવા કરતાં આપણે આપણી પ્રાચીન જૈન સાધુ-સંસ્થાના શિક્ષણ તરફ સહજ દૃષ્ટિપાત કરી લઈએ, જેથી વર્તમાન જૈન શ્રમણસંસ્થાના શિક્ષણનો આદર્શ કેવો હોવો જોઈએ એ પ્રશ્નનો ઊહાપોહ અગર ઉકેલ આપોઆપ જ થઈ જાય.

આજે જ નહિ પરંતુ અતિ પ્રાચીન કાળથી પણ વૈદિક અને બૌદ્ધ ધર્માવલંબીઓ કરતાં અલ્પ સંખ્યામાં રહેલ જૈનધર્મે આજ સુધી જગત સમક્ષ પોતાનું વ્યક્તિત્વ તેમ જ અસ્તિત્વ જાળવી રાખેલ છે એ કોના અને શાના પ્રભાવથી? એનો જો આપણે સ્થિર ચિત્તે વિચાર કરીશું તો ઉત્તર એ જ મળશે કે, સાધુજીવી જૈન શ્રમણસંસ્થા અને તેના વિશાળ શિક્ષણના પ્રભાવથી જે ધર્મે, જે શ્રમણસંસ્થા અને તેના જે ઉદાત્ત શિક્ષણના ધોરણથી, આજ પર્યંત પોતાનું પ્રભાવશાળીપણું ટકાવી રાખ્યું છે, એટલું જ નહિ, પણ તે સાથે જગતભરના ધર્મોને પોતાના વિશિષ્ટ સંસ્કારોનો વારસોય અર્પણ કર્યો છે એ જ ધર્મ, આજે આપણે ચોમેર નજર નાખીશું તો, દિન પ્રતિદિન પ્રત્યેકેપ્રત્યેક બાબતમાં નિસ્તેજ અને પ્રભાવહીન થતો નજરે આવે છે આ ઉપરથી આપણે એ વિચારવું અતિ આવશ્યક છે કે, આપણી પ્રાચીન શ્રમણસંસ્થાના શિક્ષણમાં એવી કઈ વિશેષતા હતી? અને આજે એમાં કયાં ઊણપ આવી છે? તેમ જ એ ઊણપ દૂર કરવા માટે આપણે શું કરવું જોઈએ?

જગત તરફ નજર કરીશું તો જણાશે કે, જે ધર્મ, જે સમાજ, જે પ્રજા કે જે રાષ્ટ્રમાં જેટલો વિદ્યાનો વિશાળ આદર્શ હશે, તેટલું જ તેનું વ્યક્તિત્વ જગત સમક્ષ વધારે પ્રમાણમાં ઝળહળી ઊઠશે અને જેટલી એના વિદ્યાના આદર્શમાં સંકુચિતતા કે ઓછાશ હશે એટલી એના વ્યક્તિત્વમાં ઊણપ જ આવવાની. એક કાળે જૈન શ્રમણસંસ્થાનું દરેકેદરેક બાબતમાં કેટલું વ્યક્તિત્વ હતું? આજે એ વ્યક્તિત્વ કયા પાતાળમાં જઈ રહ્યું છે? એ સમજવાની કે વિચારવાની શક્તિ પણ આપણે સૌ ગુમાવી બેઠા છીએ. અસ્તુ. હવે આપણે મુખ્ય વિષય તરફ આવીએ.

આપણી સમક્ષ વિદ્યમાન પૂર્વાચાર્યોના જીવતા જીવન સમા પ્રાચીન ગ્રંથોનું આપણે સૂક્ષ્મ રીતે

અવલોકન કરીશું તો જણાશે કે એ જમાનાનો આદર્શ કેટલો વિશાળ તેમ જ વસ્તુસ્પર્શી હતો? અને આજનો આપણો શિક્ષણનો આદર્શ કેવો નિર્જીવ છે?

આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર, આચાર્ય શ્રી હરિભદ્ર, તર્કપંચાનન આચાર્ય શ્રી અભયદેવ, આચાર્ય શ્રી હેમચંદ્ર, શ્રીમાન યશોવિજયોપાધ્યાય આદિ તેમ જ ભાષ્યકારો, ચૂર્ણિકારો, આચાર્ય શ્રી શીલાંક, શ્રી શાન્ત્યાચાર્ય, મલધારી શ્રી હેમચંદ્ર, નવાંગી ટીકાકાર અભયદેવસૂરિ, આચાર્ય શ્રી મલયગિરિ, શ્રી ક્ષેમકીર્તિસૂરિ આદિ સેંકડો આચાર્યોની કૃતિઓમાં દાર્શનિક, સાંપ્રદાયિક, વ્યાકરણ, છંદ, અલંકાર, જ્યોતિષ, નિમિત્ત, લક્ષણ, આયુર્વેદાદિ વિષયક સંખ્યાબંધ ગ્રંથોનાં ઉદ્ધરેલ પ્રમાણો અર્થાત્ સાક્ષીઓ જોતાં આપણને એ વાતનો સાક્ષાત્કાર થાય છે કે, એ પૂર્વપુરુષોમાં તત્ત્વજ્ઞાનપિપાસા કેટલી સતેજ હતી! તેમનો અભ્યાસ અને અવલોકન કેવાં સર્વદિગ્ગામી હતાં! સ્વપરદર્શનના વિવિધવિષયક થોકબંધ ગ્રંથોના અધ્યયનાદિ માટે એ પુરુષોએ કેટલી સતત જાગૃતિ અને ત્વરા રાખી હતી! જૈન ધર્મ ઉપર થતા અયોગ્ય આક્ષેપોનો કેવી ધીરજથી અને કેટલી યોગ્યતાપૂર્વક જવાબ વાળતા! અન્ય દર્શનમાં રહેલ વાસ્તવિક તત્ત્વોને કેવી રીતે અપનાવી લેતા!

બધા કરતાં આશ્ચર્યજનક તો એ છે કે, દાર્શનિક અથડામણના યુગમાં ભારતવર્ષના કોઈ પણ ખૂણામાં કોઈ નવીન ગ્રંથની રચના થાય કે તરત જ તે ગ્રંથની નકલો તેના અભ્યાસી શ્રમણોના હાથમાં પહોંચાડવામાં આવતી. જે જમાનામાં આજની જેમ રેલગાડી, તાર કે ટપાલ જેવું એક પણ સાધન ન હોય તેવે સમયે આ વસ્તુ શી રીતે શક્ય થતી હશે? એવી શંકા સૌનેય સહેજે થાય; પરંતુ વસ્તુસ્થિતિ એ હતી કે, દેશવિદેશમાં પાદવિહાર દ્વારા પરિભ્રમણ કરતો શ્રમણવર્ગ આ માટે સાવધ રહેતો. કોઈ નવીન ગ્રંથરચના થઈ સાંભળે કે તરત જ તે તેની નકલ તેના અભ્યાસી વિદ્વાનોને પહોંચાડી દે. આ ઉપરથી એ પણ કલ્પી શકાય છે કે તેઓ કેવા સ્વધર્મરક્ષણનિષ્ઠ હતા! તેમ જ ઇતર સંપ્રદાયો સાથે ભળીને તેમની કૃતિઓને કેવી સમજભરી રીતે મેળવી લેતા હતા!

પ્રાચીન ગ્રંથો તરફ નજર કરીએ ત્યારે ખુલ્લું જોઈ શકાય છે કે તે ગ્રંથોના પ્રણેતા આચાર્યાદિકોએ પોતાના જમાનાની વિદ્યાના કોઈ પણ અંગના અભ્યાસને છોડ્યો નથી, જ્યારે અત્યારના આપણા શ્રમણવર્ગની દશા એવી છે કે પોતે જે સંપ્રદાયના ધુરંધર તરીકે હોવાનો દાવો કરે છે, તે સંપ્રદાયનાં મૌલિક શાસ્ત્રોનો તેમનો અભ્યાસ પણ અતિ છીછરો અથવા નહિ જેવો જ હોય છે. આ સ્થિતિમાં આપણે એમના પાસેથી દરેક વિષયને લગતા ઊંડા અભ્યાસની આશા શી રીતે રાખી શકીએ?

પરંતુ આજે આખા જગતની પરિસ્થિતિએ એટલો જબરદસ્ત પલટો ખાધો છે કે, કેવળ લૂખી સાંપ્રદાયિકતા ધારણ કરી, સ્વધર્મનું–જૈનધર્મનું ગૌરવ નહિ ટકાવી શકાય અથવા તેની રક્ષા કે અભિવૃદ્ધિ પણ નહિ સાધી શકાય. આજે પશ્ચિમનું વાતાવરણ આખા ભારતીય ધર્મોને જે રીતે હચમચાવી રહ્યું છે, એ સમજવા માટે વિજ્ઞ જૈન ધર્મગુરુઓએ જરૂર સાવધ થવું જોઈએ અને આચાર્ય હરિભદ્રાદિની જેમ તુલનાત્મક દૃષ્ટિએ અત્યારના સમગ્ર સાહિત્યનો ઊંડો અભ્યાસ-અવલોકન આદિ કરી જુદા જુદા વિષયના વિશિષ્ટ સાહિત્યનું નિર્માણ કરવું જોઈએ. જો તેમ નહિ થાય તો પૂર્વકાળમાં જેમ જૈન શ્રમણો અને જૈનધર્મ ઇતર સંપ્રદાયો અને ઇતર ધર્મોને મુકાબલે ઊભા રહી શક્યા છે, તેમ અત્યારે ઊભા રહી શકશે કે નહિ, એટલું જ નહિ, પણ અત્યારે જૈન શ્રમણોની વિદ્યાનાં ક્ષેત્રોમાં જે આળસુ સ્થિતિ નજર સામે આવી રહી છે, એ જોતાં જૈન શ્રમણોનું ગુરુત્વપદ ટકી શકશે કે કેમ એ એક વિચારણીય બાબત છે.

એક સમય એવો હતો, જ્યારે જૈનાચાર્યો અને જૈનધર્મના અસ્તિત્વને સમર્થ વિદ્વાનોથી ગાજતી રાજસભાઓમાં સ્થાન હતું. આજે એમનો જ વારસો અને ગૌરવ ધરાવવાનો દાવો કરનાર જૈન શ્રમણોનું

વિદ્યાના કોઈ પણ ક્ષેત્રમાં નજીવુ સરખુંય સ્થાન અગર વ્યક્તિત્વ છે ખરું ? જૈનેતર વિદ્વાનોનું વિદ્યાના વિવિધ વિભાગોમાં જે ગૌરવભર્યું સ્થાન આપણે જોઈ રહ્યા છીએ, તેમાંનું એકશતાંશ જેટલુંય આજે આપણા જૈન શ્રમણોનું સ્થાન હોય એમ મારી દૃષ્ટિએ નથી લાગતું જ્યાં સુધી આપણે વિદ્યાનાં વિવધિ ક્ષેત્રોમાં ગૌરવશાલી સ્થાન કે વ્યક્તિત્વ પ્રાપ્ત નહિ કરીએ, ત્યાં સુધી જૈનેતર વિદ્વાનો દ્વારા જૈનધર્મ ઉપર થતા અનેકાનેક અયોગ્ય આક્ષેપોનો આપણે પ્રામાણિક રદિયો નહિ આપી શકીએ. કોઈ પણ જાતનો વિચાર કર્યા સિવાય કે ધીરજ રાખ્યા સિવાય અગડંબગડ ગમે તેમ આપેલ રદિયાઓથી જૈનધર્મનુ ગૌરવ વધવાને બદલે વધારે ને વધારે ઘટતુ જ જશે—જાય છે આ જાતનો અનુભવ આજ સુધીમાં આપણે અનેક વખત કરી ચૂકયા છીએ અને કરી પણ રહ્યા છીએ. આજે આપણી જ્ઞાનવિષયક મંદતાને પરિણામે જે કાર્ય સહજમાં સાધ્ય હોય, તેને માટે કેટલીયે વાર મોટી સભાઓ કરી નકામો હોહા મચાવવો પડે છે, અને એનુંય ફળ પાછું શૂન્યમાં આવે છે. આ પ્રકારની દરિદ્રતાઓ ફેડવા માટે આપણે—આપણા શ્રમણવર્ગે—સર્વતોમુખી વિદ્યાભ્યાસ અને શાસ્ત્રાવલોકન કરવુ આવશ્યક છે.

આજે આપણા શ્રમણવર્ગની સ્થિતિ જેટલી સાધનસંપન્ન છે, તેટલી જ આજે એમની જ્ઞાન-વિષયક દશા સંકુચિત તેમ જ સુપ્ત, મત્ત અને મૂર્છિત છે. આ સ્થિતિ દૂર કરવા માટે આપણે યોગ્ય પ્રયત્નો કરવા જોઈએ

આજે આપણો શ્રમણસમુદાય અંદર અંદરના નજીવા પ્રશ્નોની ચર્ચામાં જે બુદ્ધિનો અને કીમતી સમયનો દુર્વ્યય કરી રહેલ છે, તેને બદલે એ બુદ્ધિ અને સમયનો ઉપયોગ કોઈ વિદ્યાના વિશિષ્ટ ક્ષેત્ર માટે કરે એ જ વધારે ઇષ્ટ છે જ્યારે એક એક મુખ્ય અને અવાંતર વિષય ઉપર મોટાં શાસ્ત્રોના શાસ્ત્રો ગૂંથાતાં હોય, તેવે વખતે આપણે ફક્ત જીવવિચારાદિ પ્રકરણોની ગાથાઓ ગોખીને, અમુક શાસ્ત્રો વાચીને ફુલાના ફરીએ એ કોઈ પણ રીતે ચાલી શકે તેમ નથી. આ કહેવાનો આશય એવો નથી કે જીવવિચાર આદિ પ્રકરણો કે અન્ય શાસ્ત્રોનો અભ્યાસ નિરુપયોગી છે, પરંતુ જેમ આપણા પૂર્વપુરુષોએ પોતાના જમાના સુધીના સમગ્ર સાહિત્યનું અવલોકન કરીને નવીન શાસ્ત્રોની રચના દ્વારા પોતાના યુગને અનુકૂળ પદ્ધતિએ ધર્મતત્ત્વો પ્રગટ કર્યાં છે, તેમ અત્યારે આપણે પણ આપણા સમક્ષ જે પ્રત્યેક વિષયનાં વિવિધ શાસ્ત્રો રચાયાં હોય, તેનો સંકુચિત મનોવૃત્તિ કે સાંપ્રદાયિક ભાવનાને દૂર રાખીને તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ આદિ કરવાં જોઈએ પૂર્વકાળમાં થઈ જનાર આચાર્યાદિ કરતા પાછળના સમયમાં થનાર આચાર્યાદિ જૈન શ્રમણો માટે, સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ, જવાબદારી અતિ ઘણી વધી જાય છે, કારણ કે પાછળ થનારને પોતાના યુગ સુધીમાં નિર્માણ થયેલ સમગ્ર સાહિત્યરાશિની સૂક્ષ્મ સમાલોચના અભ્યાસ આદિ કરવાનાં હોય છે.

આજે આપણા શ્રમણવર્ગની જ્ઞાનવિષયક બેદરકારીનુ, અને જે ઉદાર પદ્ધતિએ શાસ્ત્રાભ્યાસ કરવો જોઈએ તે રીતે નહિ કરી શકવાનુ ફળ એ આવ્યુ છે કે ધર્મધુરંધર તરીકે આજના યુગને અનુકૂળ નવીન ધર્મસાહિત્યના નિર્માણની પોતાની ફરજને તેઓ અદા કરી શકયા નથી કે, જે ફરજને આપણા પૂર્વપુરુષો અવિચ્છિન્નપણે બજાવતા આવ્યા છે

મને કહેતાં ખરે જ શરમ લાગે છે કે આજની સ્કૂલોમા જૈનધર્મના અભ્યાસને લગતી પુસ્તિકાઓના નિર્માણનો યશ, ટગનાબધ આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, અનુયોગાચાર્યો અને વિદ્વાનો દાવો કરનાર બીજા અનેક શ્રમણોની વિદ્યમાનતા છતા, એક ગૃહસ્થ પ્રોફેસર ભાઈશ્રી હીરાલાલ રસિકદાસ કાપડિયા ખાટી જાય છે છે કોઈ અત્યારના જૈન સાધુમાં એવી યોગ્યતા છે કે જે આ દૃષ્ટિએ કાંઈ કરી શકે ? આજના સાધુસમૂહને એ કલ્પના સરખીયે નથી, (હશે તો બહુ ઓછાને જ હશે)

કે આજે આપણી શી ફરજ છે? આજે આપણે ક્યાં ઘસડાઈ રહ્યા છીએ ? જ્ઞાનાગાર અને ધર્માગાર તરીકેનાં આપણાં ઉપાશ્રય, જૈનમંદિર આદિ જેવાં ધર્માલયો કેવાં કલેશના સ્થાનરૂપ બની રહ્યાં છે? આપણી વિદ્યાવિષયક અને ચારિત્રવિષયક કેવી દરિદ્ર સ્થિતિ છે? આજે જૈન તરીકે ઓળખાતી પ્રજા જૈનધર્મથી કેવી અને કેટલી વિમુખ થતી જાય છે એનાં કારણો અને ઉપાયો કયાં ? ઇત્યાદિ. આ જાતના વિચારો કરવા તો દૂર રહ્યા, પણ ઊલટી આજના આપણા જૈન સાધુસમુદાયની દશા તો એવી થઈ છે કે કોઈ મનુષ્ય કાંઈ નવીન વિચાર કે વસ્તુ રજૂ કરે તો તેને ધીરજથી સમજીને કે વિચારીને તેના સામે પ્રામાણિક, શાસ્ત્રીય કે બૌદ્ધિક દલીલો રજૂ કરવાને બદલે તેઓ પોતાની સાધુતાને ન છાજે તેવા માર્ગો લે છે. જો આપણો મુનિવર્ગ સવેળા ચેતીને પોતાના કાર્યક્ષેત્રને કે દૃષ્ટિબિંદુને એકદમ નહિ બદલે, તો હવેની દુનિયામાં તેમનું સ્થાન કયા પ્રકારનું રહેશે, અથવા રહેશે કે નહિ, એ એક મહાન પ્રશ્ન જ છે

ઉપર જે કાંઈ કહેવામાં આવ્યું છે, તે આજની દુનિયાના સમગ્ર સાહિત્યને લક્ષીને કહેવામાં આવ્યું છે. હવે આપણે આપણા સામાન્ય અભ્યાસ તરફ આવીએ: જૈન સાધુઓએ સંસ્કૃત, પ્રાકૃત, વ્યાકરણાદિનો અભ્યાસ કરવા પહેલાં જીવવિચાર આદિ પૂર્વાચાર્યકૃત પ્રકરણોને જેમ બને તેમ સારા પ્રમાણમાં મુખપાઠ કરી યાદ કરી લેવાં જોઈએ. વ્યાકરણાદિ ભણી ગયા પછી પ્રકરણો મુખપાઠ કરવાં અશક્ય જ થઈ જાય છે. અને એનું ફળ એ આવે છે કે શાસ્ત્રોનું વાચન કરતી વખતે ઘણી જ મુશ્કેલી પડે છે. જેમને પ્રકરણગ્રંથોનો અભ્યાસ હોય છે, તેમને જૈન આગમ આદિના અધ્યયન—વાચનમાં કંટાળો ન આવતાં સુગમતા સાથે રસ આવે છે.

જૈન આગમોના અભ્યાસને અંગે અનુભવ ઉપરથી એમ જણાયું છે કે આજકાલ સાધુઓ મોટે ભાગે કોઈ પણ સટીક પ્રકરણશાસ્ત્ર કે આગમને વાંચે ત્યારે મૂળ ગાથાનો કે સૂત્રનો, પાઠ તરીકે ઉચ્ચાર કરી તરત જ ટીકા વાંચીને આગળ ચાલતા થાય છે પરંતુ એ સૂત્રનો અર્થ શો ? મૂળ સૂત્ર અને ટીકાનો પરસ્પર બરાબર મેળ મળ્યો છે કે નહિ? એ સંબંધી ખ્યાલ ઘણો જ ઓછો રખાય છે આનું ફળ એ આવે છે કે કોઈ ઠેકાણે એ સૂત્રનો પ્રમાણ તરીકે ઉલ્લેખ આવે, ત્યારે તેનો શબ્દાર્થ કરવા માટે પણ ગૂંચવાવું પડે છે આ કહેવાનો અર્થ એટલો જ છે કે પ્રત્યેક મૂળ ગ્રંથને ટીકાની મદદથી બરાબર સ્પષ્ટ કરી લેવો જોઈએ આ સિવાય એ ગ્રંથોનો ભિન્ન ભિન્ન દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઈએ, જેથી એ શાસ્ત્રોનું ગૌરવ અને તેના પ્રણેતા મહાપુરુષની સર્વદેશીયતાનો ખ્યાલ આવી શકે

આજના આ ટૂંકા લેખમાં આપણી સાધુસંસ્થાના શિક્ષણને અંગે જે સામાન્ય વિચાર-સ્ફુરણા થઈ એ નોંધવામાં આવી છે ખરેખરી રીતે તો આજની સાધુસંસ્થાના શિક્ષણ અને તેના ક્રમને માટે હું કાંઈ પણ લખું એ કરતાં શિક્ષણના વાસ્તવિક રહસ્યને સમજનાર વિદ્વાનો લખે એ જ વધારે ઇષ્ટ છે

પ્રસ્તુત લેખમાં જે કાંઈ લખ્યું છે, તેનો ટૂંક સાર એ જ છે કે આપણો શિક્ષણનો આદર્શ અતિ વિશાળ હોવો જોઈએ આપણે દરેક ભલે એ આદર્શે ન પહોંચી શકીએ, તેમ છતાં આપણે આપણી અનભિજ્ઞતાને કારણે વિદ્યાના વિશિષ્ટ અભ્યાસથી વંચિત ન રહી જઈએ.

અંતમાં હું દરેકને વિનંતિ કરું છું કે મારા આ લેખમાં કોઈનાય ઉપર આક્ષેપ થાય, તેવું કશુંય લખ્યું નથી, તેમ છતા સામાન્ય રીતે દોરેલી રૂપરેખામાં એવો ભાસ થતો લાગે તો તે બદલ અંતઃકરણથી ક્ષમા માગું છું. આ લેખને સમાપ્ત કરતાં પહેલાં હું ભાઈશ્રી **ધીરજલાલ**ને અનેક વાર ધન્યવાદ આપું છું કે જેમણે પ્રસ્તુત "શિક્ષણાંક"ના પ્રકાશન માટે અતુલ શ્રમ સેવ્યો છે.

[ 'જૈન જ્યોતિ,' શિક્ષણાંક, આસો-કારતક, સં. ૧૯૯૦ ]

# ઉત્તર ભારતમાં જૈનધર્મનો ઇતિહાસ*

ભારતીય આર્ય મહાસંસ્કૃતિના આવિર્ભાવ અને તેના પાયાઓને મજબૂત કરવા માટે ભારતવર્ષની ત્રણ મહાપ્રતાપી મહાપ્રજાઓએ પોતાનાં સમગ્ર જીવન, શક્તિ, બુદ્ધિ અને વિજ્ઞાનનો વિશાળ ફાળો અર્પણ કર્યો છે એ ત્રણ મહાપ્રજાઓ એટલે જૈન, બૌદ્ધ અને વૈદિકધર્મ સંચાલકો અને તે તે ધર્મની અનુયાયી પ્રજાઓ. આ ત્રણ મહાપ્રજાઓ પૈકી જૈન પ્રજાએ ભારતીય આર્ય મહાસંસ્કૃતિના વિકાસમાં, એ સસ્કૃતિને પગભર કરવામાં અને એને વિશ્વવ્યાપી બનાવવા માટે કેવો અને કેટલો અદ્ભુત ભાગ ભજવ્યો છે તેની રૂપરેખાને રજૂ કરતો એક અપૂર્વ ગ્રથ ભાઈ ચિમનલાલ શાહ આજે જૈન પ્રજાના કરકમલમાં ઉપહારરૂપે ધરી રહ્યા છે.

ભાઈ શ્રી ચિમનલાલે તેમના પ્રસ્તુત ગ્રથમાં સંખ્યાબંધ પાશ્ચાત્ય વિદ્વાનોના વિશાળ ગ્રંથરાશિના અવલોકન, અભ્યાસ અને મનનને અતે દોહનરૂપે જે હકીકતો રજૂ કરી છે એ ઉપરથી આપણને ખ્યાલ આવી શકે છે કે પૌરાણિક કાળમાં અથવા અતિ પ્રાચીન અગમ્ય યુગમાં જૈન પ્રજા ગમે તેટલી મહાન હો, ગમે તેવડા વિશાળ પૃથ્વીપટને તેણે પોતાની અસ્મિતાથી વ્યાપ્ત કરી દીધો હોય, તેમ છતા અન્ય પ્રજા કરતાં અતિ નાના પ્રમાણમા રહી ગયેલી જૈન પ્રજાએ પાછલાં ત્રણ હજાર વર્ષ દરમિયાન ભારતીય આર્ય મહાસસ્કૃતિના પ્રત્યેક અગમાં પ્રાણ પૂરવા માટે પોતાનાં જીવન, શક્તિ અને વિજ્ઞાનનો કેટલો સમર્થ અને સર્વદિગ્ગામી ફાળો આપ્યો છે

જૈનધર્માનુયાયી પ્રજાની સંખ્યા માટે ગમે તેટલા મોટા આંકડાઓ રજૂ કરવામાં આવે, તેમ છતાં ચોવીસમા તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીરે આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે પોતાના શિષ્ય-સમુદાયના વિહાર–પાદપરિભ્રમણ દ્વારા દેશ–વિદેશમાં ફરવા માટે જે ક્ષેત્રમર્યાદા–આર્યક્ષેત્રો નક્કી કર્યા છે, એ તરફ લક્ષ આપતા, તેમ જ તે પછી લગભગ બીજા સૈકામાં થએલ અંતિમ શ્રુતકેવળી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીને બારવરસી ભયંકર દુકાળ આદિ પ્રસંગોને લઈ ઉપરોક્ત ક્ષેત્રમર્યાદા સિવાયના અન્ય દેશોમાં વિહાર કરવા વગેરેની આવસ્યકતા જણાતા, તેમણે એ વિહારક્ષેત્રની મર્યાદા વગેરેમાં ઉમેરો અને

* 'ઉત્તર હિન્દુસ્તાનમાં જૈનધર્મ'નો (અંગ્રેજીમાં મૂળ લેખક શ્રી. ચિમનલાલ જેચદ શાહ, ગુજરાતી ભાષાન્તરકાર: શ્રી ફૂલચંદ હરિચદ દોશી, પ્રકાશક: લોગમેન્સ ગ્રીન એન્ડ કંપની લિમિટેડ, ઈ. સ ૧૯૩૭) ઉપોદ્ઘાત

ફેરફાર કરવો યોગ્ય માની પોતે રચેલા બૃહત્કલ્પમાં તે તે વિષયોને સ્થાન આપ્યું એ ધ્યાનમાં લેતાં, અને તે ઉપરાંત જૈનધર્માનુયાયી મહાન સંપ્રતિરાજ કે જેઓ સ્થવિર આર્ય સુહસ્તિના શિષ્ય તરીકે ઓળખાય છે, તેમણે વૈદિકસંસ્કૃતિપ્રધાન આંધ્ર, દ્રવિડ વગેરે દેશોમાં જૈનધર્મનો પ્રચાર કર્યા પછી જૈન શ્રમણ–શ્રમણીઓને તે તે દેશોમાં પરિભ્રમણ કરવા માટે છૂટ આપવામાં આવી, જેનો ઉલ્લેખ નિર્યુક્તિકાર, ભાષ્યકાર આદિએ પોતપોતાના ગ્રંથોમાં કર્યો છે, તે જોતાં સમજી શકાય છે કે વૈદિકસંસ્કૃતિની પ્રબળતાને પ્રતાપે એક કાળે જૈનધર્માનુયાયી પ્રજા અતિ ટૂંક સંખ્યામાં રહી ગઈ હતી. એ અતિ નાના પ્રમાણમાં રહી ગયેલી નાની સરખી જૈન પ્રજાએ પોતાના તેમ જ ભારતીય આર્ય મહાસંસ્કૃતિના સર્વતોમુખી ઉત્થાન માટે પોતાની શક્તિનો કેટલો આશ્ચર્યજનક પરિચય આપ્યો છે એનો સહજ ખ્યાલ આપણને ભાઈશ્રી ચિમનલાલ શાહે આપણા સન્મુખ ભેટ ધરેલા આ ગ્રંથ ઉપરથી આવી શકે છે.

ભાઈ શ્રી ચિમનલાલ શાહે તેમના પુસ્તકમાં જે ઇતિહાસ આપ્યો છે એ મુખ્યત્વે કરીને ઉત્તર હિંદુસ્તાનમાંના જૈનધર્મને લગતો છે અને તે પણ શ્રમણ ભગવાન મહાવીર પછીનાં માત્ર એક હજાર વર્ષનો જ છે. એટલે તે સિવાયનો ઉત્તર હિંદુસ્તાનનો ઇતિહાસ અને બીજા દેશોમાંના જૈનધર્મ અને જૈન પ્રજાને લગતો ઇતિહાસ લખવો હજુ બાકી જ રહે છે. ભાઈ શ્રી શાહે લખેલ પુસ્તક જેવાં સંખ્યાબંધ પુસ્તકો લખાશે ત્યારે જ જૈનધર્મ અને જૈન પ્રજાના ઇતિહાસની સાચી રૂપરેખા આવશે. પરંતુ આપણને એ જાણીને આશ્ચર્ય અને દિલગીરી થશે કે વર્ષોનાં વર્ષો અગાઉ પાશ્ચાત્ય તેમ જ ભારતીય જૈનેતર વિદ્વાનોએ જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસનાં વિવિધ અંગોને જે ઊંડાણ અને ઝીણવટથી છણ્યાં છે અને એનું જે મહત્ત્વ આંક્યું છે, તેનો પોતાને જૈનધર્માવલંબી તરીકે ઓળખાવતી જૈન પ્રજાને જ નહિ પણ 'જૈનધર્મના પ્રચારક' તરીકેનો દાવો કરનાર જૈન ધર્મગુરુઓને સુધ્ધાં ખ્યાલ સરખો નથી અને હજુ વર્ષો પછી પણ એ ધ્યાનમાં આવશે કે કેમ એ શંકાસ્પદ વસ્તુ છે.

જ્યારે પાશ્ચાત્ય અને ભારતીય જૈનેતર વિદ્વાનો સંશોધનના મધ્યાહ્નકાળે પહોંચવા આવ્યા છે ત્યારે જૈન પ્રજા માટે હજુ સંશોધનના વિષયમાં પરોઢ પણ થયું નથી નવીન સંશોધનની વાત બાજુએ રાખીએ તોપણ આજ સુધીમાં જૈનેતર વિદ્વાનોએ અતિશ્રમપૂર્વક જે સાધનસામગ્રી તૈયાર કરીને રજૂ કરી છે તેનો આસ્વાદ લેવા માટે પણ આપણને સમજ અને સમય નથી, આથી વિશેષ શોચનીય બીજું શું હોઈ શકે ?

આજની જૈન પ્રજા, જેમાં જૈન ધર્મગુરુ અને જૈન ઉપાસક વર્ગનો સમાવેશ થાય છે તેને મોટે ભાગે આછી-પાતળી કથાઓ સિવાય, જૈનધર્મ અને જૈન પ્રજાનો વિકાસ અને ગૌરવ વાસ્તવિક રીતે શાને આભારી છે ? જૈનધર્મની અભિવૃદ્ધિ કયાં કારણોએ થઈ શકી હતી ? જૈન પ્રજાએ કયાં કયાં મહત્ત્વનાં કાર્યો કર્યા છે ? તેમ જ જૈન પ્રજા અને જૈનધર્મ ઇતર પ્રજાઓ અને ધર્મ સાથે સ્પર્ધામાં કઈ કુશળતાને આધારે ટકી શક્યાં હતાં ?—એનો ખ્યાલ બહુ જ ઓછાને છે આનું પરિણામ એ આવ્યું છે કે સૂત્રધાર સમી લેખાતી વર્તમાન જૈન ગુરુસંસ્થા જૈનધર્મની રક્ષા અને તેની ઉન્નતિના પ્રશ્નને ભૂલી જઈ નજીવા પ્રશ્નો અને નજીવી બાબતો ઉપર મહિનાઓના મહિનાઓ જ નહિ પણ વર્ષો સુધી નિર્જીવ અને બુદ્ધિહીન ચર્ચાઓ કરવા ઉપરાંત એકબીજા સામે આઘાત-પ્રત્યાઘાત કરી જૈનધર્મને ઝાંખપ લગાડી રહેલ છે આ પ્રશ્નને અહીં અયોગ્ય રીતે ચર્ચવાનો અમારો લેશ પણ ઇરાદો નથી, તેમ છતાં એટલું કહ્યા સિવાય ચાલે તેમ નથી કે વર્તમાન જૈન ધર્મગુરુઓને આજના જૈન સમાજની કે જૈનધર્મની પરિસ્થિતિ નિહાળવાની જરા સરખીય પરવા કે નવરાશ નથી. અસ્તુ. આ વિષયને અહીં પડતો મૂકી આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ.

સમય–પરિવર્તન સાથે પ્રજાની ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા આદિ દરેક વિષયને લગતી જિજ્ઞાસા અને અભિરુચિના માર્ગો અને પ્રકારો પણ બદલાયા સિવાય નથી રહી શકતા એક જમાનો શ્રદ્ધાયુગનો હતો કે જ્યારે જગતના સનાતન સત્યનો, આત્મસ્વરૂપનો કે કોઈ પણ પદાર્થનો નિર્ણય કરવા માટે પ્રજાને તર્ક કે દલીલોનો આશ્રય શોધવો પડતો ન હતો. તેમ જ એ સનાતન સત્ય વગેરેનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કરનાર આપણા પૂર્વ પુરુષોને—તેમનાં જીવન ત્યાગ અને તપ દ્વારા અતિવિશુદ્ધ અને પરિણિત હોઈ—પોતે અનુભવેલા સનાતન સત્ય આદિના ઉપદેશના સમર્થન માટે તર્ક કે યુક્તિઓની આવશ્યકતા નહોતી પડતી પરંતુ કાળની ક્ષીણતાને પરિણામે આત્મધર્મ-જ્ઞાની પુરુષોનું આત્મિક જ્ઞાન અને તેમનાં ત્યાગ-તપ પાતળાં પડી જતા તેમને પોતાના વક્તવ્યના સમર્થન માટે તર્ક અને યુક્તિઓનો આશ્રય લેવો પડચો અને એ રીતે પ્રજા પણ તેમના ઉપદેશ વગેરેને તર્ક, યુક્તિ આદિ દ્વારા કસવા લાગી, જેને પરિણામે શ્રદ્ધાયુગનુ સ્થાન તર્કયુગે લીધુ તર્ક-યુગમાં પ્રત્યક્ષ, પરોક્ષ આદિ પ્રમાણોનું સ્થાન હતું, પરંતુ આજના આપણા ચાલુ વૈજ્ઞાનિક યુગમા પ્રત્યક્ષ પ્રમાણને જ મુખ્ય સ્થાન આપવામાં આવ્યુ છે આ પરિસ્થિતિમાં બીજી બાબતોની જેમ ધર્મ, તત્ત્વજ્ઞાન, આગમ આદિને પણ પ્રત્યક્ષ પ્રમાણની શરાણ ઉપર ચડવુ પડયુ છે, જેમાથી આજના ઐતિહાસિક યુગનો જન્મ થયો છે. આજના ઐતિહાસિક યુગમાં ધર્મના પ્રણેતા, તેમના અસ્તિત્વની સાબિતી અને સત્તાસમય, તેમણે ઉપદેશેલાં ધર્મતત્ત્વો, તેમનો અનુયાયીવર્ગ અને એ વર્ગનુ વિજ્ઞાન-કલા-કૌશલ્ય, એના રીતરિવાજ વગેરે દરેક નાની-મોટી વસ્તુને પ્રત્યક્ષ મળતી ઐતિહાસિક સાબિતી-ઓ સાથે કસ્યા પછી જ તેની સત્યતા, યોગ્યતા અને ગ્રાહ્યતા ઉપર ભાર મૂકી શકાય છે. આ આખી વસ્તુસ્થિતિને ધ્યાનમાં લેતાં અત્યારે નિસ્તેજ બનતા જૈનધર્મના ગૌરવને નવેસર ઓપ ચઢા-વવા માટે આપણને આપણા સમક્ષ વિદ્યમાન મહત્ત્વ ભરી પ્રાચીન ઐતિહાસિક સાબિતીઓ અને તેને લગતું વિવિધ સાહિત્ય એકત્રિત કરવા માટેના પ્રયત્નની આવશ્યકતા જણાયા સિવાય નથી રહેતી કોઈ પણ રાષ્ટ્ર, પ્રજા, જાતિ કે ધર્મને માટે પોતાની ઉન્નતિ સાધવાની ભાવનાનું મુખ્ય અંગ જો કાંઈ હોય તો તે માત્ર તેનો ભૂતકાલીન ઇતિહાસ છે, જેમાંથી તેને અનેક સ્ફુરણાઓ મળી રહે છે જે પ્રજાને તેનો પ્રાચીન ઇતિહાસ નથી અથવા જેને એ ગૌરવશાળી ઇતિહાસનું વાસ્તવિક જ્ઞાન નથી, એ ક્યારે પણ પોતાનુ ઉત્થાન કે પુનરુદ્ધાર એકાએક કરી શકે જ નહિ અને તેથી જ આપણને પુનરુ-ત્થાનની પ્રેરણા મળે એવા આપણા પ્રાચીન અને પ્રામાણિક ઇતિહાસને આપણે તૈયાર કરવો જોઈએ. આજની આપણી આ અનિવાર્ય આવશ્યકતાનો એક અંકોડો ભાઈશ્રી શાહના પ્રસ્તુત ગ્રંથથી જોડાય છે કે જે જાતનો ગ્રંથ જૈન પ્રજા માટે પહેલવહેલો જ છે.

ભાઈશ્રી શાહે મુંબઈ યુનિવર્સિટીની એમ.એ ની ડિગ્રી મેળવવા માટે 'જૈનધર્મના પ્રાચીન ઇતિ-હાસ'ના વિષયને પસંદ કર્યો જેને પરિણામે તેમણે Jainism in North India નામે અંગ્રેજી પુસ્તક તૈયાર કર્યું, એ જ પુસ્તકનો ગુજરાતી અનુવાદ આપણા સમક્ષ ધરવામાં આવ્યો છે, જેના ઉપરથી આપણને આપણા એટલે કે જૈન પ્રજાના ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, આચાર, વ્યવહાર, કલા, શિલ્પ, સાહિત્ય આદિ સાથે સંબંધ ધરાવતા ઇતિહાસ ઉપરાંત ચર્ચાસ્પદ વિષયોને ચર્ચવા માટેનું એક ખાસ દૃષ્ટિબિંદુ પણ મળી રહે છે અર્થાત્ પરસ્પર વિવાદાસ્પદ મનાતા ઐતિહાસિક વિષયોની ચર્ચા એકબીજા વિદ્વાનો કેટલી સૂક્ષ્મતાથી, કેટલી શાસ્ત્રીયતાથી, કેટલી પ્રામાણિકતાથી અને કેટલી સભ્ય ભાષામાં કરે છે તેમ જ એ પ્રશ્નોને ચર્ચવામાં કેટલો સમભાવ અને સ્થિતપ્રજ્ઞપણું રાખે છે. આજના ચર્ચાસ્પદ, ધાર્મિક, સામાજિક આદિ પ્રશ્નોની અસભ્ય અને કદાગ્રહભરી રીતે ચર્ચા કરનાર

અત્યારના જૈન સમાજે ઉપરોક્ત દૃષ્ટિબિંદુનું જરૂર અનુકરણ કરવા જેવું છે, જેથી ચર્ચાસ્પદ વિષયોનું છેવટ શાબ્દિક વિતંડાવાદમાં કે કડવાશમાં ન પરિણમતાં તેના સત્ય નિર્ણયમાં જ આવે.

આ ઉપરાંત પાશ્ચાત્ય તેમ જ ભારતીય વિદ્વાનો તટસ્થ વૃત્તિ રાખી જૈનધર્મનાં દરેક અંગોને સંશોધનોને લગતી જુદી જુદી દૃષ્ટિએ કેવા ઊંડાણપૂર્વક તપાસે છે એ પણ જૈન વિદ્વાનોએ ધ્યાનમાં લેવા જેવું છે, જેથી વર્તમાન સંશોધનપદ્ધતિ અને તેને લગતા દૃષ્ટિબિંદુને ન સમજવાને લીધે કેટલાક પ્રશ્નો અણઉકેલાયલા જ રહી જાય છે તેમ જ કેટલાક નવીન પ્રશ્નો ચર્ચવામાં અનેક ગોટાળાભર્યા પ્રસંગો ઊભા થાય છે, તે થવા ન પામે.

પ્રસ્તુત ગ્રંથનાં પ્રકરણોનું નિરીક્ષણ કરતાં આપણને એ પણ સમજાશે કે આપણું પ્રાચીન જીવન કેટલું વિજ્ઞાનમય અને કલાપૂર્ણ હતું અને આજનું આપણું જીવન કેટલું છીછરું, કલાવિહીન તેમ જ નિર્માલ્ય બની ગયું છે એક કાળે આપણે ક્યાં હતા અને આજે આપણે ક્યાં ઊભા છીએ?

પ્રસ્તુત ગ્રંથ, પાશ્ચાત્ય તેમ જ ભારતીય વિદ્વાનોના સંખ્યાબંધ ગ્રંથોના અવલોકન અને મનનના દોહનરૂપ હોઈ આમાં સ્વતંત્ર વિચારસરણીને સ્થાન ખાસ કરીને આપવામાં નથી આવ્યું એ હકીકતને ભાઈશ્રી શાહે પોતે પોતાના પ્રસ્તુત ગ્રંથના ઉપસંહારમાં જણાવી છે એટલે આ પુસ્તકના વાચકોએ આ વાત ધ્યાનમાં રાખીને જ આ ગ્રંથનું વાચન કરવું, જેથી આ ગ્રંથમાંની કેટલીક વિચારસરણીની ત્રુટિનો આરોપ ભાઈશ્રી શાહ ઉપર ન જાય

પ્રસ્તુત ગ્રંથમાં જૈનધર્મને લગતા અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે, જે પૈકીના કેટલાક શ્રમણ ભગવાન મહાવીરના સમયની ચર્ચા આદિ જેવા વિષયો વેળુના કોળિયા ગળવા જેવા તદ્દન લૂખા અને અઘરા પણ છે અને કેટલાક 'રાજવંશમાં જૈનધર્મ,' 'કલિંગ દેશમાં જૈનધર્મ' વગેરે જેવા રસપ્રદ અને સર્વગ્રાહ્ય વિષયો પણ છે. આ બધા વિષયોનો સંગ્રહ કરવામાં અને ક્રમ ગોઠવવામાં ભાઈશ્રી શાહે અપૂર્વ કુશળતા દાખવી છે.

હવે અમે પ્રસ્તુત ગ્રંથમાંનાં પ્રકરણો ઉપર સહજ દૃષ્ટિપાત કરી અમારા વક્તવ્યને સમાપ્ત કરીશું:

પ્રથમ પ્રકરણમાં ભગવાન મહાવીર પહેલાં જૈનધર્મ કેવા સ્વરૂપમાં હતો તેમ જ જૈનધર્મ; અને જૈનો જે ચોવીસ તીર્થંકરોને માને છે તે પૈકીના કયા કયા તીર્થંકરોનાં નામોનો ઉલ્લેખ જૈનેતર સાહિત્યમાં મળે છે અને તેમની ઐતિહાસિકતાના વિષયમાં વિદ્વાનોના કેવા અભિપ્રાયો છે એ ખૂબ સરસ રીતે ચર્ચવામાં આવ્યું છે.

બીજા પ્રકરણને ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પ્રથમ વિભાગમાં ભગવાન મહાવીરના સમય દરમિયાન બ્રાહ્મણ પ્રજામાં સડાઓ અને તેમના અત્યાચારો કેવી રીતે વધી પડ્યા હતા તેમ જ જાતિપાંતિના ભેદો અને લૂખા તેમ જ કંટાળાભર્યા ક્રિયાકાંડો વધારી મૂકી, તેમણે સમગ્ર પ્રજાને કેવી દબાવી દીધી હતી એ બાબતની ચર્ચા કર્યા બાદ જૈન અને બૌદ્ધધર્મે અથવા ભગવાન મહાવીર અને બુદ્ધ ભગવાને તે સામે આધ્યાત્મિક વાતાવરણ ઊભું કરી સમસ્ત જનતાને—પછી તે પુરુષ હો યા સ્ત્રી હો અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિ પૈકીનો કોઈ પણ હો—કોઈ પણ પ્રકારનો ભેદ રાખ્યા સિવાય સૌને એકસરખી રીતે આધ્યાત્મિક ધર્મની સમકક્ષાએ સ્થાપન કર્યા એ જણાવવામાં આવ્યું છે.

બીજા વિભાગમાં ભગવાન મહાવીરના ગર્ભાપહારને અંગેની આજના વિદ્વાનોની બુદ્ધિગમ્ય માન્યતા; તેમના જન્મ, ગૃહવાસ, પ્રવ્રજ્યા, નિર્વાણસમય અને જૈનધર્મને લગતી સામાન્ય તેમ જ લાક્ષણિક

બાબતોનો ઉલ્લેખ છે.

ત્રીજા વિભાગમાં ભગવાન મહાવીરે ઉપદેશેલા ત્યાગધર્મ અને તત્ત્વોનુ વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે

ભગવાન મહાવીર જગતની ઉત્પત્તિના આદિકરણ તરીકે કોઈ ઈશ્વરને કહેતા નથી કે જગતને આદિમાન માનતા નથી; પરંતુ જગતનુ ચક્ર કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ—આ પાંચ કારણના મેળથી સ્વય ચાલ્યા કરે છે, અને તે પણ અનાદિ કાળથી જ ચાલ્યા કરે છે એ ચક્રને પ્રેરનાર કે સાક્ષીરૂપ કોઈ અનાદિ વ્યક્તિને જૈન દર્શન માનતુ નથી

જૈન દર્શનનો મુખ્ય આધાર અનેકાંતવાદ અને અહિંસાના સિદ્ધાંત ઉપર છે. અનેકાંતવાદના પ્રતાપે જૈનધર્મે જગતભરના ધર્મ અને સંપ્રદાયોની માન્યતાઓને પોતામાં સમાવી સૌની સાથે ઐક્ય સાધવા પ્રયત્ન કર્યો છે અને અહિંસાની ભાવનાને પરિણામે જગત સાથે તેણે ભ્રાતૃભાવ સાધ્યો છે આ જ કારણને લઈ નાની સંખ્યામાં રહેલા જૈનધર્મે પોતાનો પ્રભાવ દરેક ધર્મ ઉપર પાડ્યો છે અને પોતાના અસ્તિત્વને ચિરજીવ બનાવ્યુ છે.

જૈનધર્મના અનેકાંતવાદ અને અહિંસાના સિદ્ધાન્તને, તેના વાસ્તવિક સ્વરૂપને ધ્યાનમા નહિ લેનારા ભલે પરસ્પરવિરોધી તેમ જ નિર્માલ્યતાપોષક માને-મનાવે અને તેના વિષે ગમે તેવાં ચિત્રણો કાઢે; તે છતાં જગતને તત્ત્વજ્ઞાન અને ભ્રાતૃભાવના વિશાળ આદર્શને પૂરા પાડનાર જૈનધર્મનાં આ બે વિશિષ્ટ તત્ત્વો સદાય જૈનધર્મની જેમ ચિરજીવ જ રહેશે. આ ઉપરાત જૈનધર્મના કર્મસિદ્ધાન્ત સામે પણ એવો આક્ષેપ છે કે જૈનધર્મનો આ સિદ્ધાંત પ્રાણીમાત્રને નિર્માલ્ય તેમ જ પુરુષાર્થહીન બનાવનાર છે. આ બધા આક્ષેપોની અયોગ્યતા પુરવાર કરવા માટે ભાઈશ્રી શાહે પ્રામાણિક ચર્ચા કરવા સાથે એ સબંધમા અનેક વિદ્વાનોના અભિપ્રાયોની નોધ લીધી છે અલબત્ત, આપણે અહીં એટલું જરૂર ઉમેરવું જોઈએ કે આ સિદ્ધાતો જૈન પ્રજાના અંગમા જેટલી તન્મયતાથી સ્થિર થવાં જોઈએ તે રીતે બની શક્યુ નથી, જેને પરિણામે આ મહાન સિદ્ધાતો પાછળ રહેલી ઉદાત્ત ભાવનાને, કેટલાક અપવાદો બાદ કરતા, જૈન પ્રજાએ લગભગ વિસારી દીધી છે.

'જૈનોના અહિંસાના આદર્શે જૈનધર્મમાં ઉદાર ભાવના પોષવા ઉપરાંત પ્રાયશ્ચિત્તના મહત્ત્વભર્યા તત્ત્વને સ્થાન આપ્યુ છે, જેને પરિણામે સામાયિક અને પ્રતિક્રમણ એ બે મુખ્ય વિધાનો જૈન પ્રજાના જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. આ બન્ને વિધાનો કેટલાં મહત્ત્વયુક્ત છે અને તેની કેટલી અપૂર્વતા છે તેની યોગ્ય ચર્ચા વિદ્વાનોની નજરે કરવામાં આવી છે સામાયિક, પ્રતિક્રમણ, જિનપૂજા આદિ જેવાં મહત્ત્વનાં વિધાનો તરફ ઘૃણાની નજરે જોનાર આજના જૈનોએ—ખાસ કરી નવીન—વર્ગે આ આખોય વિષય વાંચી–વિચારી જીવનમાં અવશ્ય ઉતારવા જેવો છે

ચાલુ વિભાગમાં જૈનધર્મને લગતા સાધુધર્મ અને ગૃહસ્થધર્મના આચારો અને જીવાદિ તત્ત્વોનું વિસ્તૃત સ્વરૂપ પ્રતિપાદન કરવા સાથે નય, પ્રમાણ અને સપ્તભંગીનું વર્ણન આપવામાં આવ્યુ છે.

પ્રકરણને અંતે ચોથા વિભાગમાં ભગવાન મહાવીરના યુગથી શરૂ કરી આઠ સદી દરમિયાન જૈનધર્મમાંથી જુદા પડેલા અથવા જન્મેલા પથભેદોનો અર્થાત્ આજીવક સંપ્રદાય, સાત નિહ્નવો અને શ્વેતાંબર–દિગંબર સંપ્રદાયનો ઇતિહાસ આપવામાં આવ્યો છે

ત્રીજુ પ્રકરણ બે વિભાગમાં લખાયું છે તે પૈકી પ્રથમ વિભાગમાં ભગવાન પાર્શ્વ અને મહાવીરના ધર્મને રાજ્યાશ્રય કેટલો મળ્યો હતો અને કેટલે અંશે તે રાજધર્મ બની શક્યો હતો, તેનુ

વિવેચન છે ખાસ કરીને ભગવાન મહાવીરના યુગમાં મગધનો મહાન શૈશુનાગ બિંબિસાર ઉર્ફે શ્રેણિક, વૈશાલીનો રાજા ચેટક ઉર્ફે જિતશત્રુ, ચંપાનો રાજા દધિવાહન, કૌશાંબીનો રાજા શતાનીક અને કેટલાક લિચ્છવી રાજાઓ વગેરે જે જે રાજાઓ જૈનધર્માવલંબી હતા તેમ જ અવંતીનો રાજા ચંડપ્રદ્યોત અને બીજા જે જે રાજાઓ જૈનધર્મ પ્રત્યે બહુમાનભરી લાગણી ધરાવતા હતા, તેઓનો અને તે સાથે વૈશાલી, કુંડગ્રામ, વાણિજ્યગ્રામ, ચંપા, સિંધુસૌવીર–વીતભય વગેરે નગરો કયાં આવ્યાં તેને લગતી ઐતિહાસિક માહિતી આપવામાં આવી છે

બીજા વિભાગમાં ભગવાન મહાવીર પછીના યુગમાં મહારાજા કોણિક, તેના ઉત્તરાધિકારી ઉદયન વગેરે નંદવંશીય રાજાઓ અને તેમના શકડાલ, સ્થૂલભદ્ર, શ્રીયક વગેરે મહામાત્યો, મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્ત અને મહાન સંપ્રતિરાજ વગેરે જે જે રાજાઓ જૈન હતા તેમ જ જે જે રાજાઓ જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ ધરાવતા હતા તે બધાનો પરિચય આપવામાં આવ્યો છે.

ઉપરોક્ત જૈન રાજાઓ પૈકી મહારાજા સંપ્રતિનું સ્થાન જૈનધર્મના ઇતિહાસમાં ઉજ્જ્વળ કારકિર્દીભર્યું અને અતિ ગૌરવવંતું છે મહાન સંપ્રતિ માત્ર પોતે જ જૈનધર્મી હતો એટલું જ નહિ, પણ તેણે વૈદિકસંસ્કૃતિપ્રધાન આંધ્ર, દ્રવિડ વગેરે દેશોમાં જૈનધર્મનો ઝંડો ફરકાવ્યો હતો. ભગવાન મહાવીરના આજ સુધીના ૨૫૦૦ વર્ષના ઇતિહામાં મોટા પાયા પર જૈનધર્મનો પ્રચાર અને અભિવૃદ્ધિ કરનાર આવી પ્રભાવશાળી વિભૂતિ બીજી એક પણ ઉત્પન્ન થઈ નથી, જેને પ્રતાપે જૈન સૂત્રકારોને પોતાના મૌલિક રીતરિવાજોમાં પરિવર્તન કે ઉમેરો કરવાની ફરજ પડી હોય.

જૈન પ્રજાનું આ એક મહાન દુર્ભાગ્ય છે કે તેને ત્યાં એક વ્યક્તિએ શરૂ કરેલા કાર્યને સાંગોપાંગ પાર ઉતારનાર કે પોષનાર પ્રાણવાન કોઈ પાછળ નથી હોતું. જેમ જૈનધર્મના પ્રચારની બાબતમાં મહાન સંપ્રતિની પાછળ કોઈ એના જેવી વિભૂતિ પાકી નથી તે જ રીતે જૈન સાહિત્ય, કળા, શિલ્પ, વિજ્ઞાન વગેરેના વિકાસનાં ક્ષેત્રોમાં જે ગણીગાંઠી વ્યક્તિઓ આપણે ત્યાં જન્મી છે, તેના સ્થાનને શોભાવનાર બીજી વ્યક્તિઓ પણ આપણે ત્યાં વિરલ જ જન્મી છે.

ચોથું પ્રકરણ ‘ કલિંગદેશમાં જૈનધર્મ ’ છે. આ પ્રકરણમાં અત્યારે ઓરિસા તરીકે ઓળખાતા કલિંગ દેશના જૈન સમ્રાટ ખારવેલ અને તેના હાથીગુફા શિલાલેખોનો ગૌરવવંતો ઇતિહાસ છે, જેનો સમય ઈ. સ પૂર્વે બીજો સૈકો છે. સમ્રાટ ખારવેલ અને તેના હાથીગુફા શિલાલેખોનું મહત્ત્વ ફક્ત જૈનધર્મના ઇતિહાસની દૃષ્ટિએ જ નહિ પણ ભારતીય સામાજિક અને રાજકીય નજરે પણ તેનું મહત્ત્વ અતિઘણું છે ધાર્મિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિને લક્ષ્યમાં રાખી લખાયેલ પાંડિત્યપૂર્ણ આવો વિશદ શિલાલેખ જગતભરના ઇતિહાસમાં ભાગ્યે જ બીજો જોવામા આવશે.

મહારાજા ખારવેલ અને તેના શિલાલેખો જૈનધર્મને માટે અભિમાનનું સ્થાન હોવા છતાં આશ્ચર્યકારક ઘટના તો એ છે કે સમગ્ર શ્વેતાંબર–દિગંબર જૈન સાહિત્યમાં મહારાજા ખારવેલના નામનો કે તેને મળતા તેવા બીજા કોઈ નામાંતરનો ઉલ્લેખ સરખો મળતો નથી. ખરે જ, આ પણ એક ન ઉકેલી શકાય તેવો કોયડો છે કે જૈન સંપ્રદાયે આવી મહાન વિભૂતિને કયા કારણે વિસારી મૂકી હશે અસ્તુ ! ગમે તેમ હો, તે છતા આ શિલાલેખો જૈનધર્મ માટે અતિ મહત્ત્વના છે.

જૈન મૂર્તિ અને તેની ઉપાસનાનુ પ્રાચીનતમ વિધાન આ શિલાલેખો પૂરું પાડે છે. આ શિલાલેખની શરૂઆતમાં સ્વસ્તિક અને નમસ્કારમંત્રના પ્રારંભના બે પદો મંગળ તરીકે આપવામાં

આવ્યાં છે એ ઉપરથી જૈનોની સ્વસ્તિક-રચના અને નમસ્કારમંત્રોપાસના અતિ પ્રાચીન હોવાની સાબિતી મળે છે.

ખંડગિરિમાંની ઉપર્યુક્ત હાથીગુફા ઉપર કોતરાયેલા શિલાલેખોમાં કઈ કઈ બાબતો છે? તેમ જ એ ગુફામા શું શું છે? અને ખંડગિરિ–ઉદયગિરિની ટેકરીઓ પર બીજી કઈ કઈ અને કેટલી ગુફાઓ છે અને તેમાં શું છે?—એ બધી હકીકતનો વિસ્તૃત પરિચય આ પ્રકરણમાં આપવામાં આવ્યો છે

અહીં પ્રસંગોપાત્ત એક વાત સૂચવવી ઉચિત જણાય છે છે કે, જે ગુફા અને જે શિલાલેખો જૈનધર્મના ગૌરવની દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે, જેના વાચન માટે વર્ષોના વર્ષો થયાં ભારતીય તેમ જ પાશ્ચાત્ય સમર્થ વિદ્વાનો રાતદિવસ પ્રયત્ન કરી રહ્યા છે અને જેના દર્શનાર્થે દરવર્ષે સંખ્યાબંધ વિદેશી તેમ જ ભારતીય વિદ્વાનો જાય છે, એ ગુફાનુ દર્શન કરવું તો દૂર રહો, પરંતુ તેને અંગેની માહિતી સરખી પણ આપણને લગભગ નથી એના જેવું દિલગીરીજનક બીજું શું હોઈ શકે? તીર્થયાત્રા અને પરમાત્મોપાસનામા રસ લેનારા આપણે તીર્થયાત્રા અને પરમાત્મોપાસનાના ખરા માહાત્મ્યને વીસરી જ ગયા છીએ. એટલે તીર્થયાત્રા અને પરમાત્મોપાસના કરવા છતાં આપણે દિન–પ્રતિદિન જડપ્રાય થતા જઈએ છીએ. આને પરિણામે આજની આપણી તીર્થયાત્રા અથવા પરમાત્મોપાસના કોઈ પણ જાતના કળાવિધાનને, વિજ્ઞાનને અથવા પરમાત્મસ્વરૂપને ન અડકતાં મોટે ભાગે રૂઢિરૂપ જ બની રહે છે. આપણે ઇચ્છીશું કે જૈન પ્રજા તીર્થયાત્રા અને પરમાત્મોપાસનાના ખરા રહસ્યને સમજે અને પ્રાચીન પવિત્ર ગૌરવભર્યાં ધામોનાં દર્શન કરવા ભાગ્યવાન થાય

પાંચમા પ્રકરણમાં મથુરાના કંકાલીટીલા ટેકરી પરના મહત્ત્વના શિલાલેખોની નોંધ આપવામાં આવી છે અને તે સાથે વિક્રમાદિત્ય, કાલકાચાર્ય વગેરેનો પરિચય પણ છે.

છઠ્ઠા પ્રકરણમાં ગુપ્તવંશીય રાજાઓમાં જૈનધર્મ કેવી રીતે દાખલ થયો હતો તેની અને તે સાથે વલભીવંશના ધ્રુવસેનની નોંધ લેવામાં આવી છે

સાતમા પ્રકરણમાં જૈન સાહિત્ય કે જેમાં મુખ્યત્વે કરીને ચૌદ પૂર્વ અને અગિયાર અંગ, બાર ઉપાંગ, દસ પયન્ના, છ છેદ આગમ, ચાર મૂલસૂત્ર, બે ચૂલિકાસૂત્ર એમ પિસ્તાલીસ આગમનો સમાવેશ થાય છે તેનો અને વલભીમાં પુસ્તકલેખન નિમિત્તે શ્રીમાન દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્ય નીચે મળેલી સંઘપરિષદનો પરિચય આપ્યો છે

આ પછી ભદ્રબાહુસ્વામીના નિર્યુક્તિ ગ્રંથો અને તેના રચનાકાળનો નિર્દેશ વગેરે કરવામાં આવ્યો છે એ રચનાકાળ અને નિર્યુક્તિકાર ચૌદપૂર્વધર હોવાની વાત અમારી માન્યતા અને અવલોકન અનુસાર વાસ્તવિક નથી, જેના અનેક પુરાવાઓ વિદ્યમાન છતા એ વિષયને અમે અહીં ચર્ચતા નથી.

આ સિવાય પ્રસ્તુત પ્રકરણમા ધર્મદાસગણિ અને તેમની ઉપદેશમાળા, વાચક ઉમાસ્વાતિ અને તેમના તત્ત્વાર્થાધિગમસૂત્ર વગેરે ગ્રંથો, સિદ્ધસેનાચાર્ય અને તેમનાં ન્યાયાવતાર, સન્મતિ વગેરે પ્રકરણો, પાદલિપ્ત અને તેમના તરંગવતી, પ્રશ્નપ્રકાશ, નિર્વાણકલિકા વગેરેની નોંધ આપી છે

પ્રસ્તુત પ્રકરણમાં જે યુગના જૈન સાહિત્યની નોંધ કરવામાં આવી છે તે સિવાયનું મૌલિકતાને લગતું બીજું વિપુલ સાહિત્ય હોવા છતાં અહીં રૂપરેખા પૂરતી જે સાહિત્યની નોધ લેવામાં આવી છે તે ઓછી નથી.

છેલ્લા પ્રકરણમાં જૈન મૂર્તિવિષયક અને શિલ્પ અને સ્થાપત્યવિષયક કળાવિધાનો ક્યાં આદર્શ

હતાં તેમ જ જૈન પ્રજાએ એ કળાવિધાનોને વિકસાવવા માટે કેટલો વેગ આપ્યો છે તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે

ઉપર આપણે ટૂંકમાં પ્રસ્તુત ગ્રંથનું અવલોકન કરી આવ્યા તે ઉપરથી જૈન પ્રજાનું એ યુગમાં દરેક વિષયમાં કેટલુ વ્યાપકપણું હતુ અને તેની જીવનસરણી કેવી સર્વતોમુખી હતી એ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

અંતમાં અમે ઇચ્છીએ છીએ કે ભાઈશ્રી શાહની જેમ આજનો જૈન સમાજ—ખાસ કરી વિદ્વાન મુનિવર્ગ—વર્તમાન યુગની સંશોધનપદ્ધતિને ધ્યાનમાં લઈ જૈનધર્મ પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરે અને વિદ્વાનો તરફથી સઘળા મહાન ધર્મોના અવલોકન અને અન્વેષણમાંથી જૈનધર્મની ઉપેક્ષા કરવામાં આવી છે તેને દૂર કરી જૈન સાહિત્યનાં જે અનેકાનેક અંગો અણખીલ્યાં પડયાં છે તે તે વિકસાવે, જેથી અન્ય વિદ્વાનો તરફથી જૈનધર્મ ઉપર થતા અયોગ્ય આક્ષેપો દૂર થાય.

પ્રસ્તુત પુસ્તકને ગુજરાતી ભાષામાં અનુવાદિત કરી જૈન પ્રજા સમક્ષ ઉપહાર કરનાર શ્રી ફૂલચંદભાઈ હરિચંદ દોસી તેમ જ શ્રી ચિમનલાલ જેચંદભાઈની જૈન પ્રજા સદા ઋણી જ છે

['ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ'નો ઉપોદ્ઘાત, ઇ. સ. ૧૯૩૭]

# શ્રમણ ભગવાન મહાવીરની ચિત્રકથા*

એશિયા દેશ અને તેમાં પણ ખાસ કરીને ભારતવર્ષ, એ અવતારી મહાપુરુષોની જન્મદાત્રી પવિત્ર ભૂમિ છે એ પાવન ભૂમિને ભગવાન શ્રી રામચંદ્ર, ભગવાન શ્રીકૃષ્ણ, ભગવાન શ્રી બુદ્ધ અને ભગવાન શ્રી મહાવીર–વર્ધમાનસ્વામી જેવા અનેક અવતારી પુરુષોએ પોતાના અવતારથી ઉજ્જવળ બનાવી છે અને સમગ્ર પ્રજાને વ્યાવહારિક તેમ જ આધ્યાત્મિક જીવનના પવિત્ર પાઠો શિખવાડયા છે એ અવતારી પુરુષોની જીવનકથા અને તેમની શિક્ષાને રજૂ કરતું વિશિષ્ટ સાહિત્ય, એ જેમ માનવ-જીવનમાં પ્રાણ પૂરનાર વસ્તુ છે, તે જ રીતે એ અવતારી પુરુષોના આંતર અને બાહ્ય જીવનપ્રવાહને રજૂ કરતી શિલ્પકલા અને ચિત્રકળા, એ પણ એક એવી જ મહત્ત્વની વસ્તુ છે એકમાં અક્ષર દ્વારા અવતારી પુરુષની કથા રજૂ થાય છે, જ્યારે બીજામાં અનક્ષર આકૃતિ દ્વારા અવતારી પુરુષની કથા ઊભી કરવામાં આવે છે આ બન્નેય સાધનો દ્વારા આલેખાયેલી અવતારી મહાપુરુષોની જીવનકથા પ્રજાજીવનનો વિકાસ સાધવામા નિમિત્તભૂત હોઈ આપણે ત્યા આ બન્નેય અક્ષર–અનક્ષર કળાઓને પ્રાચીન કાળથી અપનાવવામાં આવી છે.

ભગવાન શ્રી રામ, શ્રીકૃષ્ણ અને શ્રી બુદ્ધની અનુપમ અને આકર્ષક એવી અનેકાનેક અક્ષર-કથાઓ અને અનક્ષરકથાઓ આજ સુધીમાં પ્રજા સમક્ષ રજૂ થઈ ચૂકી છે, અને સંભવ પણ છે કે હજુ અનેક રજૂ થશે, ત્યારે મગધની પુણ્ય ભૂમિમાં ઊભા રહી અહિંસા અને અનેકાંતવાદનો અતિગંભીરભાવે વિશ્વને સંદેશો આપનાર શ્રમણ ભગવાન શ્રી વર્ધમાનસ્વામી માટેની એક પણ યુગાનુરૂપ જીવનકથા કે ચિત્રકથા સરજાઈને પ્રજા સમક્ષ રજૂ થઈ ન હતી, એ એક, અવતારી પુરુષોની ઉન્નત ભાવનાથી પૂજા કરનાર ભારતીય આર્યપ્રજા માટે મોટામાં મોટી ઊણપ જ હતી, પરંતુ ઉપર જણાવેલી બે ઊણપો પૈકીની એક ઊણપને દૂર કરવા માટે વણનોંતર્યો અને વણનીનવ્યો માતા ગુર્જરીનો એક ચિત્રકળાનિષ્ણાત જાયો, કોઈ ન જાણે તે રીતે, એકાંતમાં વર્ષોથી પરમાત્મા શ્રી વીર-વર્ધમાન-સ્વામીની અનક્ષર જીવનકથાને આલેખવાના વિવિધ ઘાટ ઘડી રહ્યો હતો આજે એ જ કલાકારે અતિ વ્યવસ્થિતરૂપે આલેખીને તૈયાર કરેલી એ અનક્ષર–ભાષામય ચિત્રકથા, એક ગ્રંથનાં અનેક પ્રકરણોની

* 'શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવ : શ્રી કલ્પસૂત્ર વર્ણિત ચિત્રમય જીવનપ્રસંગો' ( ચિત્રકાર : ગોકુલદાસ કાપડિયા; પ્રકાશક ' હરજીવનદાસ હરિદાસ અને બીજાઓ, મુંબઈ, સને ૧૯૪૯ )—એ ચિત્ર-સંપુટનું આમુખ.

માફક, અનેક ચિત્રોમાં આપણા સામે રજૂ થાય છે. આ ચિત્રકથાના અવલોકનાર દરેકે જાણવું જોઈએ કે આપણા સામે રજૂ થતી ચિત્રકથા એ અર્ધી ચિત્રકથા છે—પૂર્વાર્ધ છે. એનો ઉત્તરાર્ધ તો હજુ આપણા કલાકારે તૈયાર કરેલો તેમની પાસે આપણા સૌ માટે છુપાયેલો જ પડ્યો છે

ઉપર જણાવેલા અજાણ્યા કલાકાર, એ પ્રસ્તુત ચિત્રકથાના સર્જક ભાઈશ્રી ગોકુલદાસ કાપડિયા. પ્રસ્તુત ચિત્રકથાના આલેખન માટે તેમણે જે આત્મીય ભાવ સાધ્યો છે તેનું વર્ણન શબ્દોમાં ઉતારવું કદીયે શક્ય નથી અજોડ વસ્તુની સિદ્ધિના આત્મીય ભાવની સરખામણી ધનના ઢગલાથી કે દુન્યવી કોઈ પણ કીમતી વસ્તુથી કરી શકાય નહિ સ્વતંત્ર આંતરિક પ્રેરણા સિવાય માત્ર દુન્યવી વસ્તુ દ્વારા જગતમાં કદીયે તત્ત્વજ્ઞાનીઓ, સાહિત્યકારો, કવિઓ કે વિવિધ ક્ષેત્રના વિશિષ્ટ કલાવિદો અને કલાકારો પેદા કરી શકાયા જ નથી અને પેદા થઈ શકે પણ નહિ

ભાઈશ્રી કાપડિયાએ સ્વતંત્ર આંતરિક ભાવથી પ્રેરાઈને શ્રમણ ભગવાનની જે ચિત્રકથા સરજી છે, એ સરજવા માટે તેમના સામે વર્તમાન યુગને અનુરૂપ ચિત્રનિર્માણ કરી શકાય તેવી વિશિષ્ટ ચિત્રકૃતિઓના કોઈ નમૂનાઓ તૈયાર પડ્યા ન હતા કે ઝટ લઈને તેઓ તે ચિત્રો દોરી કાઢે પરંતુ પ્રસ્તુત ચિત્રકથાના નિર્માણ માટે તેમણે શ્રમણ ભગવાન મહાવીરનાં જીવનચરિત્રોનો ઊંડો અભ્યાસ કરવા ઉપરાંત તલસ્પર્શી ચિંતન અને અવલોકન પાછળ કેવું અને કેટલુ ઉગ્ર તપ તપ્યું છે, એની કલ્પના માત્ર સામાન્ય જનતાને જ નહિ, પણ ઘણી વાર તો વિદ્વાન અને વિચારકમાં ખપતી વ્યક્તિઓને પણ આવવી મુશ્કેલ છે

શ્રમણ ભગવાન મહાવીરના જીવનપ્રસંગોને રજૂ કરતાં, ચિત્રોથી ભરપૂર, સુંદર–સુંદરતમ સચિત્ર કલ્પસૂત્રની તેરમા સૈકાથી સત્તરમી સદી સુધીમાં ઉત્તરોત્તર વધારે સંખ્યામાં લખાયેલ તાડપત્રીય અને કાગળ ઉપર સુવર્ણાક્ષર, રૌપ્યાક્ષર અને કાળી શાહીમાં લખાયેલી થોકબંધ હસ્તલિખિત પ્રતિઓ, ચિત્રપટ્ટિકાઓ કે પ્રાચીન શિલ્પકૃતિઓનું અવલોકન ભાઈશ્રી કાપડિયા માટે જરૂર મહાવીરજીવનના અમુક પ્રસંગોનું આલેખન અને તેની પદ્ધતિની કલ્પના કરવામાં ઉપયોગી નીવડ્યું હશે; તે છતાં વર્તમાન યુગ અને પ્રાચીન યુગનો અનુપમ મેળ સાધતી ચિત્રકથાના નવસર્જન માટે તો એ સાધન અતિ અલ્પ જ ગણાય એ માટે તો તેમણે પ્રાચીન યુગની શિલ્પકૃતિઓ અને ચિત્રકૃતિઓનો ઊંડો અભ્યાસ કર્યો છે તે તે યુગનાં પ્રાસાદરચના, રાચરચીલું, અંગરચના, વેષવિભૂષા, આભૂષણો, રંગરેખાંકન આદિને લગતું અવલોકન અને પૃથક્કરણ પણ કર્યું છે, એટલું જ નહિ, કિન્તુ ભાઈશ્રી કાપડિયાએ શ્રમણ ભગવાન મહાવીરની વિહારભૂમિનાં અમુક સ્થળોની પગપાળા સફર કરીને એ પાવન ભૂમિનાં પુણ્ય રજકણોમાંથી પણ આ ચિત્રકથાના આલેખનની ભવ્ય પ્રેરણા મેળવી છે આ ઉપરથી ભાઈ કાપડિયાએ શ્રમણ ભગવાન વીર-વર્ધમાનસ્વામીની ચિત્રકથાના આલેખન પાછળ વર્ષો સુધી કેવી ઉગ્ર તપસ્યા સાધી છે તેનો આપણને સહજ ખ્યાલ આવી શકે છે.

આજે આપણી નજર સામે આવીને જે ચિત્રકથા ખડી છે એવી યુગાનુરૂપ આદર્શ ચિત્રકથા પ્રાચીન યુગમાં નહિ જ સરજાતી હોય એમ આપણે ન જ કહી શકીએ પરંતુ તે અંગેનો સ્પષ્ટ વિસ્તૃત ઉલ્લેખ કે તેવો અવશેષ આજે આપણા સામે એક પણ હાજર નથી જે છે તે અતિઅલ્પ અને અસ્પષ્ટ છે આમ છતાં મથુરાના કંકાલીટીલામાંથી મળી આવેલા અવશેષોમાં 'શ્રમણ ભગવાન મહાવીરનો ગર્ભાપહાર' અને 'દૈત્યદમન' એ બે પ્રસંગને લગતી શિલ્પકૃતિઓ મળી આવી છે એ જોતાં શ્રમણ ભગવાન મહાવીરના જીવનપ્રસંગોને સ્પર્શતી ચિત્રકૃતિઓ પણ તે યુગમાં બૌદ્ધજાતક શિલ્પો કે શ્રીકૃષ્ણની જીવનલીલાને વ્યક્ત કરતાં શિલ્પોની જેમ જરૂર સરજાતી હશે એમ આપણને

લાગ્યા સિવાય રહેતું નથી. આ હકીકતને નબળો કે સબળો ટેકો આપતો એક અતિસંક્ષિપ્ત ઉલ્લેખ આવશ્યકસૂત્રની ટીકામાં આચાર્ય શ્રી હરિભદ્રસૂરિએ પત્ર ૨૩૩, ગાથા ૫૬૦ની ટીકામાં સમવસરણનુ વ્યાખ્યાન કરતાં દેવ-મનુષ્ય આદિ બાર પર્ષદાના ચિત્ર આદિથી અલંકૃત चित्रित समवसरणपट्टનો ઉલ્લેખ "पूर्वाचार्योपदेशलिखितपट्टकादिचित्रकर्मवलेन तु सर्वा एव देव्यो न निषीदन्ति અર્થાત્ "પૂર્વાચાર્યોના ઉપદેશથી આલેખાયેલા પટ્ટ આદિમાંના ચિત્રના આધારે" ઇત્યાદિ વાકચથી આપ્યો છે. અલબત્ત, આ ચિત્રપટો કેવા હશે એ કહેવું અત્યારે કઠિન કામ ગણાય, તેમ છતાં તે યુગના સમર્થ ગીતાર્થ આચાર્યો તરફ નજર નાંખતા આ ચિત્રપટ્ટોમાં કંઈક વિશિષ્ટતા હોવાનો જરૂર સંભવ છે ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીને તેમની રાજકુમાર અવસ્થામાં તેમના પોતાના પ્રાસાદમાંની ચિત્રશાળામાંના "નેમિનાથ ભગવાન દ્વારા રાજીમતીનો ત્યાગ"ને લગતા પ્રસંગને જોતાં અમુક સ્ફુરણા થયાનો ઉલ્લેખ પ્રાચીન ચરિત્રોમાં મળે છે. એ ઉપરથી પ્રાચીન યુગમાં જિનેશ્વરદેવ આદિ અવતારી પુરુષોની જીવનકથાને લગતા પ્રસંગોનાં ચિત્રો જરૂર દોરાતાં હતાં એમ આપણને સ્પષ્ટ ભાસ થાય છે અને તે પણ, ચિત્રશાળાના સ્થાનનુ ઔચિત્ય વિચારતાં વિશિષ્ટ કલાના નમૂનારૂપ જ હોવાં જોઈએ એમ પણ આપણને લાગે છે.

ભાઈ શ્રી કાપડિયાએ એકાંત આત્મીય ભાવે શ્રમણ વીર-વર્ધમાનસ્વામીની ચિત્રકથા સરજીને અતિ-સંકુચિત માનસ ધરાવતી જૈન પ્રજાને વિશિષ્ટ બોધપાઠ આપ્યો છે કે આપણી વિભૂતિઓની વાસ્તવિક પૂજા પાછળ વર્ષોનાં વર્ષો સુધી કેવું આંતર તપ તપવુ પડે છે અને એ માટે કેવો આત્મીય ભાવ જાગ્રત કરવો પડે છે.

ભાઈ શ્રી કાપડિયાએ અનેક વર્ષો સુધી આત્મીય ભાવે અથાગ શ્રમ સેવી આપણને શ્રમણ ભગવાન મહાવીરની ચિત્રકથા ઉપહૃત કરી છે તે બદલ તેમને આપણા સૌનાં અંતરનાં અભિનંદન અને વંદન છે અને તે સાથે આપણે સૌ આશા રાખીએ છીએ કે તેમણે આલેખેલી શ્રમણ મહાવીરની ચિત્રકથાનો પૂર્વાર્ધ ઉપહૃત કરીને જેમ આપણને વિભૂતિપૂજાના પુણ્યમાં ભાગીદાર બનાવ્યા છે તે જ રીતે તેઓ એ ચિત્રકથાનો ઉત્તરાર્ધ ઉપહૃત કરી પુનઃ આપણને સત્વર એ પૂજાના પુણ્યમા ભાગીદાર બનાવે

અંતમાં એક વાત આપણે કરી લઈએ કે વર્તમાન યુગને અનુરૂપ શ્રમણ વીરવર્ધમાન પ્રભુની સૌપ્રથમ આદર્શ ચિત્રકથા સરજવાનો યશ ભાઈ શ્રી કાપડિયાને ફાળે જાય છે અને એ રીતે તેઓ ચિરસ્મરણીય રહેશે

['શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવ' એ ચિત્રસંપુટનું આમુખ, ઈ. સ. ૧૯૪૯]

# ત્રિભુવનતિલક મહાકાવ્ય*

દીર્ઘતપસ્વી શ્રમણ ભગવાન શ્રી મહાવીર, ભગવાન શ્રી બુદ્ધ અને વૈદિક મહર્ષિઓએ પોતાના આધ્યાત્મિક તત્ત્વચિંતન અને સંવેદનના અંતે ભારતીય પ્રજાને જ્ઞાનયોગ અને ભક્તિયોગનો વિશિષ્ટ વારસો અર્પણ કર્યો છે. ભારતીય પ્રજામાના નમ્ર, ભદ્રિક, વિવેકી અને જિજ્ઞાસુ મહાનુભાવ આત્માઓએ એ વારસાને ઝીલ્યો છે અને એની આરાધના માટે પ્રયત્ન પણ કર્યો છે. તેમ છતાં જ્ઞાનયોગની સાધના કર્તવ્યપરાયણતાને અધીન હોઈ, પ્રારંભમાં એ માર્ગની સાધના સૌને માટે સરળ કે સુગમ નથી હોતી; જ્યારે ભક્તિમાર્ગની સાધના, એ સહજ સુગમ હોઈ, મોટા ભાગના સાધક આત્માઓ એ તરફ જ આકર્ષાય છે ભક્તિયોગનું આ આકર્ષણ, અથવા એની સાધના, એ અંતે તો જ્ઞાનયોગની સાધનાને માર્ગે જ પહોંચે છે. જ્ઞાનયોગ, એ સાધકની સિદ્ધિનો માર્ગ છે, જ્યારે ભક્તિમાર્ગ, એ સાધનોની શોધનો માર્ગ છે. એ જ કારણને લઈ ભક્તિયોગી આત્માઓ સાધનાનાં સાધનોનું જે પૃથક્કરણ કરે છે તેને વાણીમાં ઉતારે છે. અને એથી જ આપણી પાસે કીમતી અને મહાન કહી શકાય તેવો ધર્મકથાઓ, અવદાનકથાઓ અને પુરાણકથાઓનો વારસો આવ્યો છે. આ કથાઓનું કવન કે સર્જન, એ ભક્તિયોગનું પ્રતીક છે. આ કવન કે સર્જનમાં જેટલી આત્મિક વિશુદ્ધ દશા કામ કરે એટલી એની આત્મિક સાધના વિશુદ્ધ, અને જેટલી એમાં ઊણપ એટલી જ આત્મિક સાધનામાં ઊણપ રહે છે. આવી કૃતિઓનું સર્જન મુખ્યત્વે ભક્તિયોગીઓનું જ સર્જન હોય છે જ્ઞાનયોગીઓ માટે કોઈ અકસ્માત કે ચમત્કારને બાદ કરીએ તો, આવું કવન કે સર્જન ભાગ્યે જ હોય છે એનું કારણ એ છે કે તેઓ તો સતત પોતાની સાધનાઓની સિદ્ધિઓમા જ લીન બની ગયેલા હોય છે. એ વાત ખરી છે કે આવા જ્ઞાનયોગી આત્માઓ જે કાંઈ બોલે અને જ્યારે પણ બોલે, ત્યારે એમનું વક્તવ્ય વિશુદ્ધ સંવેદનમાંથી પ્રગટેલુ હોઈ, તેમનુ બોલવું, એ સર્જન અને કવનરૂપ જ હોય છે ભક્તિયોગીઓને પોતાની વાણીને શબ્દ અને અર્થના અલંકારો પહેરાવવાના હોય છે ત્યારે જ્ઞાનયોગીઓને તેવું કરવું પડતું નથી ભક્તિયોગીઓનું અંતર વેદનામય અને વાચાળ હોય છે; જ્ઞાનયોગીઓનું હૃદય નિરામય અને મૂક હોય છે. આ જ જ્ઞાનયોગી અને ભક્તિયોગીનો ભેદ અથવા લક્ષણ છે.

ભાઈશ્રી હીરાભાઈએ શ્રમણ ભગવાન શ્રી મહાવીરના ચરિત્રનું 'ત્રિભુવનતિલક' નામે જે કવન

* 'ત્રિભુવનતિલક મહાકાવ્ય'—ભગવાન મહાવીર ચરિતનું (રચયિતા અને પ્રકાશક: શ્રી હીરાચંદ કસ્તૂરચંદ ઝવેરી, મુંબઈ, સં. ૨૦૨૨) પુરોવચન.

અને સર્જન કર્યું છે, એ ભક્તિયોગનુ પરિણામ છે. વ્યક્તિના જીવનમાં સહજ ભાવે જે પ્રેરણા જાગી હોય છે તે ગમે તેવા સયોગોમાં કે વિઘ્નોમાં જીવંત રહે છે. ભાઈશ્રી હીરાભાઈની જે કથા મેં જાણી છે તે ઉપરથી હું કહી શકુ છું કે તેમના હૃદયમાં ભક્તિયોગ ઘણે ઊડે ઊતરેલો છે યુવાવસ્થાના પ્રારંભકાળે તેમણે આ ચરિત-કવિતા-ગ્રંથની શરૂઆત કરી હતી. પરંતુ વ્યક્તિના જીવનમાં કુદરતનાં સર્જનો કહો, ચહાય ભાવિભાવના સર્જનો કહો, અજબ હોય છે. આ રીતે તેમણે જીવનમાં ઘણી લીલી-સૂકી અને તડકી-છાંયડીઓ જોઈ, જેના પરિણામે તેમના 'ત્રિભુવનતિલક'નું સર્જન વિરમી ગયું. આમ છતા વ્યક્તિના જીવનમાં જેનાં મૂળ ઊંડાં જામેલાં હોય તેની ભાવના, ગમે તેટલી તડકી છાંયડી આવે તોપણ, એક વાર ભલે તે કરમાયેલી દેખાય, તે છતા એનાં મૂળ તો સજીવન જ હોય છે અને પ્રસંગ પ્રાપ્ત થતા એ પાંગરી ઊઠે છે. ભાઈશ્રી હીરાભાઈ માટે આ જ હકીકત છે. જીવનની લીલી-સૂકી અને તડકી-છાંયડીના યોગે વિરમી ગયેલી 'ત્રિભુવનતિલક'ની રચના આજે સર્વાંગે પાગરીને ખીલી ઊઠી આપણી નજર સામે આવી છે એમના જીવનના મનોરથો સાથે તેમનો ભક્તિયોગ પણ ફળ્યો છે

શાસ્ત્રોનું અવગાહન કરતાં આપણે જાણ્યુ છે કે પૌરાણિક કાળમાં અથવા પ્રાગૈતિહાસ કાળમાં સંખ્યાતીત રાજાઓ, મહામાત્યો, શ્રેષ્ઠીઓ વગેરે અનેકવિધ વ્યાપારમાં ડૂબેલા હોવા છતાં આતરજીવનને લગતાં વિવિધ કાર્યો તેમણે કર્યાં છે આ જ રીતે પ્રાચીન ઐતિહાસિક યુગમાં શ્રેણિક, ચેટક, ઉદયન, શતાનીક, પ્રદેશિરાજ આદિ રાજાઓ, ઉપાસકદશાંગ આદિમાં આવતા કુબેરભડારીને ભુલાવે તેવા આનંદ, ધન્ય, શાલિભદ્ર, કૃતપુણ્ય આદિ ધનાઢ્ય શ્રાવકોએ આતરજીવનની સાધના માટે જ્ઞાન-ધ્યાન-સમાધિની સાધના કરી હતી આ જ યુગ સાથે સંબધ ધરાવતા મહારાજા શ્રી સપ્રતિરાજે આંતર-જીવનની સાધના ઉપરાંત જૈનધર્મના પ્રચાર અને અભિવૃદ્ધિ માટે પોતાનું જીવન અને તન-મન-ધન, બધુંય સમર્પિત કરી દીધું હતુ મધ્યયુગમા ગૂર્જરેશ્વર મહારાજા શ્રી કુમારપાલ દેવે ભક્તિયોગપ્રધાન જ્ઞાનયોગની સાધના કરી હતી. સજ્જન મંત્રી ઘવાયેલી અવસ્થામાં રણમોરચે બેસી પ્રતિક્રમણ જેવી ક્રિયાઓ કરતા હતા. મહામાત્ય વસ્તુપાલ, મંત્રી હોવા છતાં, તીર્થયાત્રાએ સઘો લઈ જતા કળાધામ સમા મંદિરોનાં નિર્માણ અને જીર્ણોદ્ધાર, જ્ઞાનભડારોનું લેખન, સ્થાપના અને શાસ્ત્રાધ્યયન કરવા ઉપ-રાત નરનારાયણાનંદ, આદિનાથમનોરથસ્તોત્ર, અતસમયની આરાધના, સુભાષિતોનુ નિર્માણ આદિ તેમના જીવનની મહત્ત્વની પ્રવૃત્તિઓ હતી. મંત્રી પેથડશાહ મંત્રીપદને લગતા સખ્યાબંધ વ્યાપારો હોવા છતાં તેમણે ૫૪૪ ગાથાપ્રમાણ ઉપદેશમાલા પ્રકરણ જેવાં પ્રકરણો કંઠે કર્યાં હતા; મદિર-નિર્માણ અને જીર્ણોદ્ધાર, જૈનાગમોનું શ્રવણ અને જ્ઞાનભડારોની સ્થાપના આદિ કાર્યો કર્યા છે ખંભાતના શ્રાવક શ્રી ઋષભદાસ કવિ વ્યાપારી હોવા છતાં તેમણે સંખ્યાબધ રાસો, સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિઓની રચના કરી છે આ રીતે પ્રાચીન અને મધ્યયુગીન આવી સખ્યાબધ વ્યક્તિઓનાં નામો આપણે અહીં ટાંકી શકીએ તેમ છીએ

વર્તમાન યુગમાં પણ આવી સખ્યાબધ વ્યક્તિઓ આપણી નજર સામે છે, જે અનેક પ્રકારની પ્રવૃત્તિઓમા ખૂચેલા હોવા છતાં, તેમના જીવનમાં અનેક કાર્યો સાવધાની અને કુશળતાથી કરી રહ્યા છે ભાઈશ્રી મોતીચંદ ગિરધર કાપડિયા, સોલિસિટરનો ધંધો હોવા છતા, તેમણે તેમના જીવનમાં અધ્યાત્મકલ્પદ્રુમ, આનંદઘનપદસંગ્રહ, શાન્તસુધારસ, જૈન દૃષ્ટિએ યોગ, આચાર્ય શ્રી હેમચંદ્ર જેવા અનેક ગ્રથો અને અનુવાદો તૈયાર કરી આપણને ભેટ આપ્યા છે ઉપમિતિભવપ્રપંચા કથા જેવા પ્રાસાદભૂત ગ્રંથનું ભાષાતર અને સિદ્ધર્ષિ, એ તો એમની મહામૂલ્યવતી રચના જ ગણાય ભાઈશ્રી

મોહનલાલ દલીચંદ દેસાઈ, વકીલાતની પ્રવૃત્તિવાળા હોવા છતાં, તેમણે આપણને જૈન સાહિત્યનો ઇતિહાસ, જૈન ગુર્જર કવિઓ જેવી બીજી નાની-મોટી અનેક કૃતિઓ આપી ગયા છે જૈન કૉન્ફરન્સ હેરલ્ડ અને જૈન યુગના તેઓ તંત્રી હતા. જીવનમાં તેમણે આવી સાહિત્યલક્ષી વિવિધ પ્રવૃત્તિઓને ન્યાય આપ્યો છે બીકાનેરવાસી ભાઈશ્રી અગરચંદજી નાહટા એમની જીવનપ્રવૃત્તિ સાહિત્યના ક્ષેત્રમાં ઘણી વિશાળ છે શ્રી જિનચંદ્રસૂરિ, બીકાનેર લેખસંગ્રહ આદિ અનેક ગ્રંથો તૈયાર કરવા ઉપરાંત તેમણે પોતાના જીવનમાં અનેક વિષયોને આવરી લેતા હજારો લેખો લખ્યા છે. આજે તેઓ વૃદ્ધાવસ્થાએ પહોંચવા છતાં તેમની સાહિસિક પ્રવૃત્તિ સતત ચાલુ જ છે. બાબુ શ્રી પૂર્ણચંદ્રજી નહાર પણ એક વિશિષ્ટ કાર્યકર હતા તેમણે પ્રાચીન લેખસંગ્રહના અનેક ભાગો તૈયાર કર્યા છે. આ સ્થળે શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈનું નામ પણ વીસરી શકાય તેમ નથી. અનેક પ્રકારની વ્યાપારિક પ્રવૃત્તિઓમાં લીન હોવા છતાં, તેમણે પોતાના જીવનમાં ધાર્મિક, સામાજિક, શિક્ષણ, જીર્ણોદ્ધારાદિ કાર્યોમાં કુશળતાપૂર્વક પ્રવૃત્તિ આદરી છે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું સંચાલન એમની પ્રતિભાને જ આભારી છે.

આજે આપણે ત્યાં સાહિત્ય આદિ ક્ષેત્રોમાં પ્રવૃત્તિ કરનાર અનેક વિદ્વાનો છે એમાં જરાય શંકા નથી. પણ અહીં તો મારે એ વસ્તુ કહેવાની છે કે વ્યાપારી જીવન જીવનારના જીવનમાં આવી પ્રવૃત્તિઓને બહુ ઓછો અવકાશ હોવા છતાં પ્રાચીન યુગમા, મધ્ય યુગમાં અને અર્વાચીન યુગમાં અનેક મહાનુભાવો આવી સાધના કરી ગયા છે, અને કરી રહ્યા છે. ભાઈશ્રી હીરાભાઈ પણ એક વ્યાપારી જ છે તેમણે સંસારની લીલી-સૂકીમાંથી પસાર થઈ પરમાત્મા શ્રી મહાવીરપ્રભુના જીવનને લગતી પોતાની ‘ત્રિભુવનતિલક’ કાવ્યરચના આપણને આપી છે એ એમના ભક્તિયોગની વિશિષ્ટ સાધના છે. ઉપર, ઇતિહાસકાલીન જે જે વ્યક્તિઓનાં નામોનો ઉલ્લેખ કર્યો છે તે અને તે કોટિની અન્ય વ્યક્તિઓ, જેમનું જીવન વિશુદ્ધ ભાવનાપરાયણ છે, તે બધી મારી નજરે દીર્ઘદર્શગામી અને વિશિષ્ટ ભક્તિયોગની સાધક છે એમાં લેશ પણ શંકા નથી. આવા ભક્તિયોગે આપણને વિધવિધ વિષયનાં શાસ્ત્રોનો ખજાનો અર્પણ કર્યો છે

ભાઈશ્રી હીરાભાઈની કવિતા પરીક્ષકોની દૃષ્ટિએ ગમે તેવી મનાતી હો, તે છતાં મારી દૃષ્ટિએ કવિતામાં જે સાહજિકતા હોવી જોઈએ તે આ કવિતામાં મને દેખાઈ છે શબ્દોની અને અર્થની ગૂંથણી પણ રસિક, રોચક અને પ્રાસાદિક છે કવિતાની રચના તાણી–તૂસીને કરી હોય તેમ પણ નથી. આ બધું છતાં, ભક્તિયોગમાં આપ્લાવિત કે તરબોળ આત્મસંતુષ્ટ કવિને, પોતાના આંતરિક ભક્તિયોગ સાથે જ સંબંધ હોઈ પોતાની કવિતા માટે કોઈનાય અભિપ્રાય કે સ્તુતિની કામના હોતી નથી અને હોવી પણ ન જોઈએ, એ જ ભક્તિયોગની વિશિષ્ટ સાધનાની સિદ્ધિ છે.

‘ત્રિભુવનતિલક’ની રચનામાં જે વિભાગો પાડયા છે અને પરમાત્મા મહાવીર ભગવાનના જીવનનાં જે જે પ્રસંગો આવરી લેવામાં આવ્યા છે, તેનો વિવેક સુયોગ્ય રીતે થયો છે

અંતમાં એટલું કહેવું બસ થશે કે ભાઈશ્રી હીરાભાઈએ લીલી-સૂકીમાંથી પસાર થવા છતાં, પોતાના અંતરમાં સંઘરી રાખેલી ‘ત્રિભુવનતિલક’ની રચનાને વર્ષોને અંતે પણ મૂર્તરૂપ આપ્યું એ, આચાર્ય શ્રી હરિભદ્રસૂરિની યોગ પરિભાષામાં કહીએ તો, તેમની અવંચક યોગભૂમિકાના ભક્તિયોગનું ફળ છે. ભાઈશ્રી હીરાભાઈએ સાધેલા આ ભક્તિયોગને જીવન પર્યંત જીવનમાં જીવતો રાખી દેવ-ગુરુ-ધર્મની અને આંતરિક આત્મયોગની સાધના અને આરાધનામાં તત્પર રહી જીવનને સવિશેષ ઉજ્જ્વળ અને ધન્ય બનાવે, એ જ મંગળ શુભ કામના છે

[‘ત્રિભુવનતિલક મહાકાવ્ય’, પુરોવચન, સં. ૨૦૨૨]

# વિદુષી સાધ્વીઓ*

શીતનાં ઝોલાં જે ખમે, લૂની લહેરો ખાય;
ઘર કરે અળખામણાં, તે નર જાત્રાએ જાય.

કવિશ્રી ઉદયરત્નગણિ

પ્રસ્તુત "શ્રી સમેતશિખરજી તીર્થદર્શન" પુસ્તકના પ્રથમ વિભાગમાં પ્રવર્તિની સાધ્વીજી શ્રી રંજન-શ્રીજીનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે, એ એક રીતે ઠીક જ થયુ છે. સામાન્ય રીતે આજે જૈન વાઙ્મય સામે કેટલાક મહાનુભાવોની ફરિયાદ છે કે, વિશ્વના વિવિધ વાઙ્મયનાં ક્ષેત્રોમાં અનાબાધ-પણે ગતિ કરનાર અને વિશિષ્ટ-વિશિષ્ટતમ શાસ્ત્રોની રચના કરનાર જૈનાચાર્યોએ જૈન સાધ્વીઓની જીવનકથાઓનું આલેખન કરવા સામે આંખમીંચામણા કેમ કર્યા છે? તેમ જ ઉદાસીનતા કેમ ધારી છે? પ્રાચીન જ્ઞાનભંડારોમાં રહેલી બારમા-તેરમા-ચૌદમા સૈકા આદિમાં લખાયેલી હસ્તપ્રતિઓના અંતમાં લખાયેલી લેખકોની પુષ્પિકામાં ઉદયશ્રી મહત્તરા, સુમેરુસુંદરી મહત્તરા, પ્રભાવતી મહત્તરા, પરમશ્રી મહત્તરા, અજિતસુંદરી ગણિની, જગસુંદરી ગણિની, નિર્મલમતિ ગણિની, દેવસિરિ ગ૦, જિન-સુંદરી ગ૦, કીર્તિશ્રી ગ૦, તિલકપ્રભા ગ૦, ધર્મલક્ષ્મી ગ૦, મરુદેવી ગ૦, વિનયશ્રી ગ૦, બાલમતિ ગ૦, મહિમા ગ૦, શ્રીમતી ગ૦, માનસિદ્ધિ ગ૦, પુણ્યસિદ્ધિ ગ૦, શાતિવલ્લરી ગ૦, જગમત ગ૦, સાધ્વી નલિનપ્રજ્ઞા, સા૦ કેવલપ્રભા, સા૦ ચારિત્રલક્ષ્મી, સા૦ પદ્મલક્ષ્મી, સા૦ ભાવસુંદરી, સા૦ મયણાસુંદરી, સા૦ ભુવનસુંદરી આદિ સંખ્યાબંધ મહત્તરા, ગણિની, પ્રવર્તિની, તેમ જ સાધ્વીનાં નામોની હારમાળા જોવામાં આવે છે આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ ભગવાને આવશ્યકસૂત્રવૃત્તિ, દશવૈકા-લિકસૂત્રવૃત્તિ આદિ અનેક ગ્રંથોમાં પોતાની ધર્મમાતા મહત્તરાના નામને "महत्तराया याकिन्या धर्मपुत्रेण चिन्तिता ।" "कृतिरियं सिताम्वराचार्यजिनभट( भद्रपाठा० )निगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो जाडणिमहत्तरासूनोरल्पमतेराचार्यहरिभद्रस्येति" ઇત્યાદિ ઉલ્લેખો દ્વારા ચિરંજીવ બનાવ્યુ છે. આચાર્ય શ્રી સિદ્ધર્ષિરચિત ઉપમિતિભવપ્રપંચા કથાગ્રંથની પ્રથમ પ્રતિ સાક્ષાત શ્રુતદેવતા સ્વરૂપ શ્રીમતી ગણા નામની સાધ્વીએ લખી હતી, જેના નામનો અમર ઉલ્લેખ આચાર્ય સિદ્ધર્ષિએ પોતે પ્રશસ્તિમાં આ પ્રમાણે કર્યો છે:

* 'શ્રી સમેતશિખર તીર્થદર્શન,' વિભાગ ૧ થી ૫નું (પ્રકાશકઃ શ્રી સમેતશિખર જીર્ણોદ્ધાર સમિતિ, સં. ૨૦૨૦) આમુખ.

"प्रथमादर्शं लिखिता साध्व्या श्रुतदेवतानुकारिण्या।
दुर्गस्वामिगुरूणा शिष्यिकयेयं गणाभिधया ॥ २१ ॥"

મલધારી આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીએ વિશેષાવશ્યક ટીકાના અંતમાં પોતાના જીવનમાં સવિશેષ પ્રેરણારૂપ આદરણીય વ્યક્તિઓનાં નામોનો ઉલ્લેખ આ રીતે કર્યો છે—

ततश्चाभयकुमारगणि–धनदेवगणि–जिनभद्रगणि–लक्ष्मणगणि–विबुधचन्द्रादिमुनिवृन्दश्री महानन्द श्री महत्तरा–वीरमतीगणिन्यादिसाहाय्यात् 'रे रे! निश्चितमिदानी हता वयम् यद्येतन्निष्पद्यते, ततो धावत धावत, गृह्णीत, लगत लगत' इत्यादिपूत्कुर्वतां सर्वात्मिशक्त्या युगपत् प्रहरता हाहारव कुर्वता च मोहादिचरटाना चिरात् कथं कथमपि विरचय्य तद्द्वारे निवेशितमेतदिति । ततः शिरो हृदयं व हस्ताग्रया कुट्टयन् विषण्णो मोहमहाचरटः समस्तमपि दिलक्षीभूतं तत्सैन्यम्, निलीन च सनायकमेव ।"

આ ઉલ્લેખમાં આચાર્યે મહાનન્દશ્રી મહત્તરા અને વીરમતી ગણિનીનાં નામો આપ્યાં છે, તે અતિ મહત્ત્વસૂચક વસ્તુ છે.

જ્ઞાનશ્રી નામની આર્યાએ न्यायावतारसूत्रની સિદ્ધર્ષિ આચાર્યકૃત ટીકા ઉપર ટિપ્પણી રચી છે, જે આજે જેસલમેરના જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે. તેમાં અંતિમ પદ્ય આ પ્રમાણે છે—

इति सन्निधाय चित्ते ज्ञानश्रीराधिका गुणैर्वया ।
आचार्यसर्वदेवैर्निजगुरुभिः प्रेरिता सपदि ॥

ગુણસમૃદ્ધિ મહત્તરાએ વિક્રમ સંવત્ ૧૪૦૦માં અંજનાસુંદરી કથા પ્રાકૃતની રચના કરી છે. આજે એ ખંડિત હાલતમાં જેસલમેરના જ્ઞાનભંડારમાં વર્તમાન છે એની પ્રશસ્તિ આ મુજબ છે—

सिरिजेसलमेरपुरे विक्कमचउदहसतुत्तरे वरिसे ।
वीरजिणजम्मदिवसे कियमंजणसुदरीचरियं ॥ ५०२ ॥
कृतिरिय श्री जिनचन्द्रसूरिशिष्यिणी श्रीगुणसमृद्धिमहत्तरायाः ॥

ઉપર અનેક દૃષ્ટિએ સાધ્વીઓનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે જોતાં આપણને એમ લાગે છે કે જૈન સાધ્વીઓએ જૈન શાસનની ઉન્નતિમાં પોતાના જીવનનો વિશિષ્ટ ફાળો આપ્યો છે અને શ્રમણ–વીર–વર્ધમાન પ્રભુના શાસનને પ્રભાવિત કર્યું છે પાટણ, માતર આદિમાં સાધ્વી મહત્તરાની પ્રાચીન મૂર્તિઓનાં દર્શન થાય છે, છતાં આશ્ચર્ય તો છે જ કે કોઈ પણ એવી શાસનપ્રભાવિકા મહત્તરા, ગણિની કે સાધ્વીની જીવનકથા આજે આપણા સામે નથી. એક રીતે જૈન વાઙ્મયમાં આ ખામી જ છે અસ્તુ વર્તમાન યુગમાં અનેક સાધ્વીઓનાં નાનાં-મોટાં જીવનચરિત્રો લખાઈ રહ્યાં છે એ હર્ષની વાત છે

પ્રવર્તિની સાધ્વીજી શ્રી રંજનશ્રીજીનું જીવનચરિત્ર ભાઈશ્રી ધીરુભાઈ શાહની કલમથી લખાયુ છે, એટલે મારે કોઈ ખાસ લખવાનુ રહેતુ નથી. છતાં સાધ્વીજી શ્રી રંજનશ્રીજીએ અતિ બાળવયમાં પોતાનાં માતુશ્રી સાથે ચારિત્ર લઈ, જ્ઞાનાભ્યાસ કરી જીવનને ત્યાગ–તપો–વૈરાગ્યમય બનાવવા યથાશક્તિ સવિશેષ પ્રયત્ન કર્યો છે, જેના પ્રભાવે તેમને એક સારો એવો ગુણગણસુશોભિત સાધ્વીસમુદાય પણ છે. શ્રી સમેતશિખરજી તીર્થનો જીર્ણોદ્ધાર એ એમના જીવનનું મહાન કાર્ય છે, એ એક સત્ય હકીકત છે. મંદિરની પ્રતિષ્ઠા સમયે શ્રી રંજનશ્રીજી પોતાના સાધ્વીસમુદાય સાથે ઉગ્ર વિહાર કરી યથાસમય ત્યા પહોંચી શક્યાં અને તે કાર્ય પૂર્ણ થતાં તરત જ પાછાં વળી અમદાવાદ માતૃ–

ગુરુણીની સેવામાં પહોંચી ગયાં એ એમની જીવનસાધનાનું વિશિષ્ટ ફળ છે આજે પરાકાષ્ઠાએ પહોંચેલ ગ્લાનદશામાં પણ તેઓ સમાધિમગ્ન છે, એ એમની જીવનસાધનાનુ જ બળ છે અને આખા જીવનનાં કાર્યોનો ખરો સરવાળો એ જ છે

સમેતશિખરજી તીર્થનો ઉલ્લેખ જ્ઞાતાધર્મકથાગસૂત્રના આઠમા મલ્લી અધ્યયનમાં તેમ જ વ્યવહાર ભાષ્યમાં આવે છે આ પછીના ચાર વિભાગોમા સમેતશિખરજી તીર્થનો જીર્ણોદ્ધાર, પ્રતિષ્ઠા, ઉત્સવ, ઐતિહાસિક રાસ, ટૂંકોનો પરિચય, તીર્થદર્શન, સમેતશિખરના ઉદ્ધાર આદિમાં ભાગ લેનાર અને સેવા આપનારનો પરિચય અને અમદાવાદથી સમેતશિખર જવાનો માર્ગ ઇત્યાદિ વસ્તુ આપવામા આવી છે તીર્થને લગનાં કેટલાંક ફોટોગ્રાફી ચિત્રો પણ આપવામા આવ્યાં છે આ રીતે આ પુસ્તક એ મહત્ત્વનુ પુસ્તક બની ગયું છે

અંતમાં પ્રસ્તુત સમેતશિખર તીર્થની રક્ષા યાત્રાદિ કરનાર સૌને ધન્યવાદ આપી મારું સક્ષિપ્ત વક્તવ્ય પૂર્ણ કરુ છું

[ 'શ્રી સમેતશિખરતીર્થ દર્શન'નું આમુખ, સ. ૨૦૨૦ ]

# જ્ઞાનપ્રભા તપસ્વિની*

શ્રદ્ધેય મહાનુભાવ મહાપુરુષોનું પરમપાવન જીવન એ, આપણી આંતરપ્રેરણા માટેનું અજોડ સાધન છે એ શ્રદ્ધેય મહાપુરુષો સાથે નિકટતા અને એકરૂપતા સાધી તેમના ગુણોનું આદરભાવે પૃથક્કરણ કરી જીવનમાં ઉતારવા પ્રયત્ન કરીએ એ જ મહાપુરુષોનું સાચું જીવનચરિત્ર અને એ જ આપણા માટે મહામૂલી વસ્તુ આમ છતાં મહાપુરુષોનાં જીવન વિષે આપણે આંકેલી સીમા એ તેમના જીવનની કે જીવનચરિત્રની સીમા ન ગણાય. અપૂર્ણ માનવે, મહાપુરુષોને પોતાની જીવનસીમાનાં માનદંડથી માપેલા હોઈને, એ માટેનો સાચો માનદંડ બની જ ન શકે તેમ છતાં જીવનચરિત્રને જ્યારે તટસ્થ અને સાહજિક ભાવે સ્પર્શવામાં આવે ત્યારે ગમે તે પ્રકારનું જીવનચરિત્ર પોતાના સાચા રૂપમાં ઠીક ઠીક દીપી તો ઊઠે જ છે આજે એવું જ એક સાધ્વીશ્રીનું જીવનચરિત્ર આપણી નજર સામે આવે છે, જેમાં કૃત્રિમતા કે કૃત્રિમ ગુણોનો આરોપ કરવાની વૃત્તિ આપણે જોતા નથી. પોતાના સહજ સ્વરૂપમાં એ આલેખાઈ ગયું છે અને એથી એની આદેયતા સવિશેષ વધી પડી છે જીવનચરિત્રની જે લાક્ષણિકતા ગણી શકાય તે આમાં અમુક અંશે સચવાઈ છે

પ્રસ્તુત જીવનચરિત્ર સાધ્વીજી શ્રી ૧૦૦૮ શ્રી દાનશ્રીજી મહારાજનું છે એ સાધ્વીશ્રી પચાસ વર્ષ–અર્ધી સદી જેટલા દીર્ઘપર્યાયનું ચારિત્ર પાળીને પરલોકવાસી થયાં છે એમના જીવનચરિત્રના આમુખમાં એમના જીવનની હકીકતો વિષે તો અહી મારે કશું જ ઉમેરવાનું ન હોય, તે છતાં અમુક વસ્તુ તો નોંધવી જ જોઈએ.

જે કુટુંબમાં શ્રીમતી દાનશ્રીજી મહારાજ જન્મ્યાં હતાં એ કુટુંબ સાચે જ એક બડભાગી કુટુંબ ગણાય, જેમાંથી એક પછી એક કાકા, બે ભત્રીજાઓ, એક ભત્રીજી, એક ભત્રીજા વહુ અને ભત્રીજાઓની માતાએ દીક્ષા લઈ જૈનશાસનને દીપાવ્યું છે અને પોતાના આત્માનું કલ્યાણ સાધ્યું છે શ્રીમતી દાનશ્રીજી મહારાજના જીવનમાં આપણે સહજભાવે જ્ઞાન અને ચારિત્રનો વિશિષ્ટ પ્રભાવ જોઈ શકીએ છીએ, જેને લીધે તેમના સહવાસથી પ્રતિબોધ પામી અનેકાનેક ઉચ્ચ કુટુંબની શ્રાવિકાઓ નાની નાની વયમાં દીક્ષિત થઈ છે જેમણે શ્રીમતી દાનશ્રીજી મહારાજનાં દર્શન કર્યાં છે તેઓને તો

* 'જ્ઞાનપ્રભા તપસ્વિની સાધ્વી શ્રી દાનશ્રીજી'નું (પ્રયોજક : શ્રી. ફૂલચંદ હરિચંદ દોશી; પ્રકાશક માણેક શેઠાણી શ્રાવિકા ઉપાશ્રય, કપડવંજ, ઈ. સ ૧૯૫૨) આમુખ

તેમની યોગ્યતા, પ્રભાવ, ઓજસ્ વગેરે વિષે પ્રત્યક્ષ જ અનુભવ છે હું તો આ સાધ્વીશ્રી સામે નાના બાળકભાવે જ ખેલેલો છું.

જેમ ધર્મનાં સાધનો કેટલાક સર્વવ્યાપી હોય છે અને કેટલાંક દેશવ્યાપી, મહાનુભાવ મહાપુરુષોનાં જીવનચરિત્ર વિષે પણ આ જ હકીકત છે સર્વવ્યાપી સાધનને સૌ કોઈ એકસરખી રીતે જાણતા હોય છે, જ્યારે ઇતર સાધન માટે તેમ નથી હોતું મહાનુભાવ મહાપુરુષ વિષે પણ આ જ વાત છે. તે સાથે એ પણ એક હકીકત છે કે કોઈ પણ મહાપુરુષનું જીવનચરિત્ર એ શ્રદ્ધાળુ તેમ જ તટસ્થ આત્માઓ માટે એક જીવનની જડીબુટ્ટી સમાન વસ્તુ છે આ બધું ગમે તેમ હો, તે છતાં "શ્રીમતી દાનશ્રીજી મહારાજ એક સુયોગ્ય વિભૂતિ સ્વરૂપ હતાં" એ હું શ્રદ્ધાપૂર્વક માનું છું અને કહું છું તેમનું જીવનચરિત્ર શ્રદ્ધાળુ તેમ જ તટસ્થ આ બન્નેય પ્રકારના આત્માઓને જીવનપ્રેરણા આપનાર જરૂર નીવડશે.

[ 'જ્ઞાનપ્રભાપ્રવર્તિની સાધ્વી શ્રી દાનશ્રીજી' નું આમુખ, ઈ સ ૧૯૫૨ ]

# મહાત્મા શ્રી ચારિત્રવિજયજી*

જ્યારે જ્યારે કોઈ પણ પ્રજાનું કે સમાજનું આંતરજીવન કાળના પ્રભાવથી કહો યા ગમે તે કારણે કહો, નિર્બળ બને છે, ત્યારે તેને પુનર્જન્મ મેળવવા માટે આરંભમાં મુખ્યપણે આદર્શજીવી મહાન આત્માઓની જીવનકથા તરફ દૃષ્ટિ દોડાવવી પડે છે અને એ જીવનકથાઓમાંથી જરૂર એવું કોઈ ને કોઈ વિશિષ્ટ પ્રેરણાબળ મળી જ રહે છે કે, જે દ્વારા માનવનો અવનતિના ગર્તમાંથી પુનરુદ્ધાર થઈ શકે એ જ મુખ્ય કારણસર પ્રાચીન કાળથી ભારતીય પ્રજામાં વિધવિધ રીતે પવિત્ર જીવન ગાળનાર પુણ્યપુરુષોની જીવનકથા લખવાની પરિપાટી ચાલી આવે છે

આખાય વિશ્વમાં અતિ ચિર કાળથી સ્વાભાવિક રીતે સર્વોપરી પવિત્ર જીવન ગાળનાર પ્રજાના બાહ્ય અને આંતરજીવનનો સર્વોપરી હ્રાસ જોઈ આજે પ્રત્યેકે પ્રત્યેક વિજ્ઞ પુરુષનું હૃદય કંપી ઊઠે છે અને તેથી એ દરેક, પોતાના અને પ્રજાના જીવનનું પુનરુત્થાન થાય એ માટે પોતપોતાથી જેટલો બને તેટલો ફાળો આપવા તૈયારી કરી રહેલ છે આ રીતે અત્યારે દરેકે દરેક ધર્મ, સમાજ, પ્રજા આદિમાં થઈ ગયેલ જુદા જુદા પ્રકારે શુદ્ધ જીવન જીવનાર મહાપુરુષની સ્મારક ગ્રંથમાળા, લેખમાળા આદિ જે કાંઈ પ્રસિદ્ધ કરવામા આવે છે એ ખરે જ ઇષ્ટમાં ઇષ્ટ છે

એકાત્મકરૂપ ભારતીય પ્રજાના અવયવભૂત ગણાતી આપણી જૈન પ્રજા—જેણે એક કાળે આદર્શ જીવન ગાળવાનો માર્ગ રજૂ કરવામા મોટો ફાળો આપ્યો છે,—અત્યારે બાહ્ય અને આંતરકલહથી એટલી ખરડાઈ ગઈ છે કે, જો તેના પુનરુત્થાન માટે જુદી જુદી રીતે સત્વર ધ્યાન આપવામાં ન આવે તો સાચે જ એ જૈન પ્રજાનુ નાવ ક્યારે, ક્યા અને કયા ખડક સાથે અથડાઈ તે નાશ પામશે એ કલ્પવું ઘણુ જ મુશ્કેલ છે. આ સ્થિતિમાંથી જૈન સમાજને ઉગારી લેવા માટે જે મહાનુભાવોએ આ 'ચારિત્રસ્મારક ગ્રંથ' જૈન પ્રજાના કરકમલમાં અર્પણ કરવાનો સંકલ્પ કર્યો છે એને સૌ કોઈ વધાવી લે એમાં સંશય જ ન હોઈ શકે.

પૂજ્યપાદ સ્વર્ગસ્થ શ્રીમાન ચારિત્રવિજયજી મહારાજશ્રીને મે નાની વયમાં આજથી લગભગ તેત્રીસ વર્ષ પહેલા વિક્રમ સવત ૧૯૬૬મા વડોદરા મુકામે જોયેલ તેનુ કાંઈ આછું આછુ સ્મરણ થાય છે તે વખતે મારી વય નાની અને દીક્ષા લીધે માત્ર દશ મહિના થયેલા હોઈ તેઓશ્રીનો

* 'શ્રી ચારિત્રવિજય'નું (સંપાદક: શ્રી બાલાભાઈ વીરચદ દેસાઈ, પ્રકાશક: શ્રી ચારિત્ર સ્મારક ગ્રન્થમાલા, વીરમગામ, સ. ૧૯૯૨) આમુખ

અંગત પરિચય મને થયો છે એમ હું કહી શકું નહિ ત્યારે આ "સ્મારક ગ્રંથ"માં હું તે મહાપુરુષની કંઈ સ્મારકકથા આલેખવાનો, એમ સૌ કોઈને સહેજે શંકા થયા વિના નહિ જ રહે પણ તેનો ઉત્તર માત્ર એ જ હોઈ શકે કે, મહાપુરુષો સ્થૂલ દેહે મરવા છતાં ગુણો દ્વારા તેઓ જગતમાં સદાય જીવતા હોય છે એ જ કારણ છે કે, શ્રમણ ભગવાન મહાવીરદેવ, જેઓને અતીત થયે સૈકાઓના સૈકાઓ વહી ગયા તેમ છતાં આજે આખું જગત અને આપણે એ મહાપુરુષને ઓળખીએ છીએ–ઓળખવાનો દાવો કરીએ છીએ અને એના પુનિત નામને અશ્રાન્તપણે જપીએ છીએ આ જ રીતે હું શ્રીમાન ચારિત્રવિજયજી મહારાજશ્રીને સ્થૂલ દેહે અદૃશ્ય હોવા છતાં ગુણો દ્વારા ઓળખી શકું છું અને આ સ્મારકગ્રંથમાં તે પુરુષના અલ્પસ્વરૂપ ગુણાનુવાદ કરી મારી ભારતીને પવિત્ર કરું છું—કરવા પ્રયત્ન કરી રહ્યો છું.

મહાપુરુષની કિંમત એના સ્થૂલ દેહના આકાર ઉપર, તેના માતા–પિતા ઉપર, જાતિ ઉપર કે દેશ ઉપર: એ કશાય ઉપર નથી એની કિંમત કે મહત્તા એના આંતરજીવન અને એની કારકિર્દી ઉપર અવલંબેલી છે એટલે હું આપણા સ્મારકગ્રંથનાયક "ચારિત્ર"ને સ્થૂલરૂપે ઓળખતો ન હોઉં અથવા તેમની મુખાકૃતિનું મને સ્મરણ ન હોય એથી એ મહાપુરુષના ગુણાનુવાદ કરવા માટે મને કોઈ પણ પ્રકારનો રોધ થાય તેમ નથી

પૂજ્યવર શ્રીયુત ચારિત્રવિજયજી મહારાજશ્રી કોણ હતા, ક્યાંના હતા, ઇત્યાદિ કશું ય હું જાણતો નથી માત્ર એટલું જ જાણું છું કે, તેઓશ્રી પ્રતાપી આચાર્ય મહારાજ શ્રી વિજયકમળસૂરિ મહારાજના પ્રશિષ્ય હતા તેમ છતાં એ પુરુષે પોતા પાછળ અવશેષરૂપે મૂકેલ બે વિશિષ્ટ સંભારણાંથી હું તેમને સવિશેષ ઓળખું છું.

એક તો અત્યારે જગત પોતાની આંખે સાક્ષાત્ જોઈ શકે એવું પાલિતાણાના પાદરમાં આવેલું "યશોવિજય જૈન ગુરુકુલ" જેમાં સંખ્યાબંધ જૈન બાળકો વિશિષ્ટ જ્ઞાનનો વારસો મેળવી રહ્યા છે એની શુભ સ્થાપના આપણા સ્મારકગ્રંથનાયક "ચારિત્ર"ને હાથે જ થયેલ છે અને એને એઓશ્રીના જ વિદ્વાન શિષ્યો અથાગ પરિશ્રમમયી જીવન પૂરી રહ્યા છે. ખરે જ પોતાના ગુરુદેવની શક્તિ અને ઉત્સાહનો અખંડ વારસો એ વિદ્વાન શિષ્યોમાં ઊતરી આવ્યો છે એથી એ મહાપુરુષમાં રહેલ યોગ્યતાનો આપણને સહેજે સાક્ષાત્કાર થઈ જાય છે

બીજો પ્રસંગ પાલિતાણાના જલપ્રલયનો છે એ જલપ્રલયમાં તણાતા સંખ્યાબંધ મનુષ્યોને તેઓશ્રીએ પોતાના જીવનની દરકાર કર્યા સિવાય દેવી સાહસ દ્વારા બચાવીને અભયદાન આપ્યું હતું તે પ્રસંગે તેઓશ્રીએ જે સમયસૂચકતા વાપરી હતી એ જૈન મુનિજીવનની શૈલીને શોભાવે તેવી હતી. "સાધુથી કાચા પાણીમાં ઊતરાય નહિ, ગૃહસ્થને બચાવવાથી પાપ લાગે" ઇત્યાદિ આપેક્ષિક જૈન શૈલીના વાક્યોને વિકલેન્દ્રિયની માફક પકડી ન રાખતાં વિચારપૂર્વક તેઓશ્રીએ જે કાર્ય કર્યું એથી જૈનશાસ્ત્રની સ્યાદ્વાદ શૈલીને ઉચિત જ શોભાવી છે, જૈન આગમના એ વાક્યો જડતાભર્યા નથી પણ કોઈ ગંભીર આશયથી તેમ જ કોઈ દેશ, કાળ, વ્યક્તિ વિશેષને લક્ષીને છે–સાર્વત્રિક નથી એમ સાબિત કરી આપ્યું છે

જૈન સમાજ એ મહાપુરુષને અને તેમના ગુણોને યાદ કરી તેમના પ્રત્યેના ઋણને અદા કરે તેમ જ એ મહાત્માના ગુણોને જીવનમાં ઉતારવા યત્ન કરે એ જ અંતિમ શુભેચ્છા સાથે એ મહાપુરુષને ૧૦૦૮ વાર વંદન હો.

[ 'શ્રી ચારિત્રવિજય'નું આમુખ, સં. ૧૯૯૨ ]

# વિહારવર્ણન

[ ૧ ]

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાન્ત્યાદિગુણગણાલંકૃત વૃદ્ધ ગુરુદેવ પ્રવર્તકજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજજી તથા પૂજ્ય ગુરુવર્ય શ્રી ૧૦૮ શ્રી ચતુરવિજયજી મહારાજ આદિ મુનિ મંડળની સેવામાં શિશુ પુણ્ય–પ્રભા–રમણીકની સવિનય સબહુમાન વંદના ૧૦૦૮વાર સ્વીકૃત હો. આપ ગુરુદેવો ધર્મપ્રસાદે સુખશાતામાં હશો અમે શિશુઓ પણ આપની કૃપાદષ્ટિથી આનંદમાં છીએ.

વિશેષ, આબુરોડ સુધીના અમારા વિહારના સમાચાર શ્રી મેઘવિજયજી મહારાજના પત્રમાં લખ્યા હતા તે આપે વાંચ્યા હશે. હવે આગળના સમાચાર આપની સેવામાં નિવેદન કરું છું.

આબુરોડથી અમારો ઇરાદો આબુગિરિ ઉપર જવાનો હતો, પણ ઠંડીના કારણે ઉપર જવાની ના આવવાથી આપશ્રી આજ્ઞાનુસાર ઉપર જવાનો વિચાર અમે માંડી વાળ્યો, અને તુરતમાં નાની મોટી પંચતીર્થયાત્રાનો ક્રમ ગોઠવ્યો. પણ તે અરસામાં અમને સમાચાર મળ્યા કે ખીવાણદીમાં મહા સુદી ૧૦નો પ્રતિષ્ઠા મહોત્સવ છે અને તે સમયે પં. શ્રી લલિતવિજયજી મહારાજ પણ ત્યાં પધારવાના છે આ ખબર મળવાથી મારવાડમાં પ્રતિષ્ઠા મહોત્સવ કેવો થાય છે, એ જોવાની ઉત્કંઠાથી પંચતીર્થયાત્રાના વિચારને વહેતો મૂકી અમે આબુરોડથી મહા સુદિ ૬ ના દિવસે ખીવાણદી તરફ પ્રયાણ કર્યું.

આબુરોડથી વિહાર કરતાં અમને—

मरुदेशे पञ्च रत्नानि कांटा भाठाश्च पर्वताः ।
चतुर्थो राजदण्डश्च पञ्चमं वस्त्रलुण्ठनम् ॥

એ મારવાડ દેશનાં પંકાતાં પાંચ રત્નો પૈકીનાં 'કાંટા' 'ભાઠા' અને 'પર્વતો' એ ત્રણ રત્નોનો, ડગલે ને પગલે સાક્ષાત્કાર થવા લાગ્યો જોકે સામાન્ય રીતે આ રત્નોનુ દર્શન તો અમને પાંથાવાડાથી જ થવા લાગ્યું હતું, પણ મરુભૂમિનાં અલંકારભૂત એ રત્નો પોતાની રાજધાનીમાં સવિશેષ શોભી રહે એમાં પૂછવાનું શું હોય વારુ ?

રાજદંડ અને વસ્ત્રલૂંટન એ બે કીંમતી રત્નોનું દર્શન અમને આપના પ્રતાપે નથી થયુ અહીંની પ્રજાને એ બન્નેય રત્નોનું દર્શન અવારનવાર થતું જ રહે છે. ખાસ સિરોહી રાજ્યમા પ્રજાને એનો

અનુભવ વધારે થાય છે, એમ સાંભળવામાં આવ્યું છે.

રાજદંડની અસર અહીંની પ્રજા ઉપર એટલી તીવ્ર થઈ છે કે અહીંના રહેવાસીમાં લક્ષાધિપતિ કોણ અને ગરીબ કોણ એ જાણી શકાય જ નહિ, કારણ ધનવાન હોય કે ગરીબ, દરેકનાં ઘર, પહેરવેશ, ખાનદાન બધું એકસરખું જ સાદું હોય છે. જોકે અત્યારે અહીની રાજનીતિમાં ફેરફાર થવાના કારણે તેમ જ અહીની પ્રજાના પરદેશમાં રહેવાને લીધે ઉપરોક્ત બાબતમાં ઘણાય અપવાદો નજરે આવે છે, તેમ છતા હજુયે પ્રજાનો મોટો ભાગ એવો છે જે એકસાથે બેઠો હોય તો એ પારખવું શકય નથી કે આમાં ધનાઢ્ય કોણ છે અને સાધારણ કોણ છે? એક સમય એવો હતો કે જ્યારે અહીંના રાજાઓ પ્રજા પૈકીના કોઈને પણ ખાનપાન, પહેરવેશ આદિમાં ઠાઠમાઠવાળો જુએ કે તરત જ તેને લૂટી કરીને ખાલી કરી નાખે આજે એ સ્થિતિ તો અહીના રાજકર્તાઓની નથી રહી

વસ્ત્રલૂટનનો અર્થાત લૂટાવાનો ભય હજી સિરોહી રાજ્યમાં છે ખરો જો એક ગામથી બીજે ગામ જતા ચોકીદાર મીણો ન લીધો હોય તો જરૂર રસ્તામાં લૂંટાવાનો ભય રહે છે જોધપુર રાજ્યમાં એ ભય રહ્યો નથી, કારણ કે જોધપુર સરકારે રસ્તામાં ઠેકઠેકાણે ચોકીઓ બેસાડી દીધી છે એટલે એ રસ્તેથી જનારે નિયમ પ્રમાણે ચોકી આપી દેવી જોઈએ સાથે વળાઉ લેવાની જરૂરત રહેતી નથી સિરોહી રાજ્યને લગતી કેટલીયે એબ લગાડે એવી વાતો સાંભળવામાં આવે છે, પણ એ સાથે આપણને અત્યારે કાંઈ લેવાદેવા નથી

આબુરોડથી પ્રયાણ કરી અમે પાંચમે દિવસે ખીવાણદી પહોંચ્યા અહીથી ચાલતાં ચાલતાં અમે પાંચપચાસ મારવાડી ભાષાના શબ્દો અને કેટલાંક વાક્યો શીખી લીધાં અને જ્યાં ત્યાં ભેળસેળવાળી મારવાડી ભાષા હાંકે રાખવા લાગ્યા કેટલીક વાર અમારી ભાષા સામો માણસ ન સમજે ત્યારે અમને પૂછે કે “ થે કણ દેશરા આદમી હો? થારી બોલીમે ઠા કો નહીં પડે, થારી બોલી અઠારી નહી વે.” અમો આ સાભળી અગડબગડં ઉત્તરો આપીએ અને મજા થાય

આબુરોડથી અમે પહેલા બે દિવસ રેલવે સડક ઉપર ચાલ્યા રેલવે સડક ઉપર ચાલતાં વળાઉની આવશ્યકતા રહેતી નથી, પણ સડક ઉપર પથરા અને કાકરી એવી પાથરેલ છે કે પગનાં તળિયાં છોલાઈ જાય અસ્તુ બે દિવસ ચાલ્યા અને અઠ્ઠાવીસ માઈલની મુસાફરી કરી ત્રીજે દિવસે રેલવે સડક પડતી મૂકી અને વળાઉ લઈ અમે ગાડા રસ્તે ચાલ્યા ચોથે દિવસે અમારે ગાડારસ્તે જ શિવગંજ જવુ હતુ. પણ મારવાડી સેવકોની—મંદિરના પૂજારીની-હરામખોરીને લીધે વળાઉ ન આવવાથી અતે અમારે રેલવે સડકનુ જ શરણું લેવું પડયું પ્રસગોપાત્ત એક અનુભવ જણાવી દઉ કે આ સેવકો ગાળોથી જ સીધા થનાર હોય છે ભલમનસાઈથી તેમની સાથે વાત કરવામાં આવે તો જાણે કોઈ કાંઈ કહેતુ જ નથી, તેમ આંખ આડા કાન કરે અને જ્યારે તેમની સાથે કડકાઈથી વાત કરવામા આવે ત્યારે જ સીધા રહે મારી સાથે પ્રભાવિજયજી હોવાથી અને તે આ દેશના પરિચિત હોવાથી બધાંયને પહોંચી વળતા હતા અસ્તુ પહેલા બે દિવસ રેલવે સડક ઉપર ચાલવાથી અમારા પગનાં તળિયાં એવા ઘસાઈ ગયા હતા કે આજે સાત માઈલ ચાલતાં ત્રણ કલાક લાગ્યા. આટલું ચાલ્યા પછી શિવગંજ પહોંચવા માટે અમારે નવ માઈલ ચાલવાનું બાકી જ હતુ શિવગંજ જવા માટે અમારે રેલવે ફાટકથી ઊતરવાનું હતુ રસ્તામાં અમે પૂછીએ કે, ‘ શિવગંજરો રસ્તો કઠેનુ જાવે હે ? ’ ત્યારે જવાબ મળે કે ‘ ધકે આવે ’ જેટલી વાર જે કોઈનેય પૂછો : એક જ નિશાળે ભણેલા હોય તેની જેમ એનો એ જ જવાબ મળે છેવટે ફાટક આવ્યુ અને અમે ગાડારસ્તે ઊતરી શાન્તિનો શ્વાસ લીધો જોકે ચાલવાનુ તો હતું જ—પણ રેલવે સડક ઉપર કાંકરીને લીધે પગ મુકાતો નહોતો તેને

એટલે આરામ મળ્યો. આગળ ચાલતાં અમે કોઈને પૂછીએ કે ‘ શિવગંજ અઠાણુ કતરો વે ? ’ ત્યારે એ લોકો કેટલીક વાર સુધી અમારી સામે જ જોઈ રહે જ્યારે બે ત્રણ વાર પૂછીએ ત્યારે બોલે કે ‘ થારે સવગજ જાણો વે ? ’ અમે સમજી ગયા કે અમે શિવગજ જેવું અશુદ્ધ (?) નામ ઉચ્ચારીએ તે આ લોકો શી રીતે સમજી શકે? છેવટે અમે કહ્યું કે ‘ હાં, સવગજ જાણો વે.’ ત્યારે કહે કે ‘ તીન કોસ વે ’ અમે આગળ રસ્તો કાપવા માંડ્યો અને મનમાં ને મનમાં વિચાર થયો કે મેગાસ્થિનિસ જેવો વિદ્વાન ગ્રીકદૂત ‘ચંદ્રગુપ્ત’ને બદલે ‘ સેન્ડ્રોકોટ્સ્’ ઇત્યાદિ લખે અને અત્યારની વિજ્ઞ બ્રિટિશ પ્રજા ‘ ગંગાજી ’ આદિ શબ્દોને બગાડી ‘ ગેન્જેઝ ’ (Ganges) આદિ બોલે –લખે તો ગામડાની અભણ પ્રજા, ગામનાં નામો બગાડે એમાં શી નવાઈ ? અસ્તુ અમે કેટલુંય ચાલીએ અને રસ્તે મળનારને પૂછીએ પણ શિવગંજ ત્રણ કોસનું બે કોસ ન થાય આખરે ત્રણ ત્રણ માઈલના એક કોસને લેખે, ત્રણ કોસ ભૂમિ વટાવી બપોરના દોઢ વાગે અમે સવગજ=સવજગ ઉર્ફે શિવગંજના પાદરનાં દર્શન કર્યાં અને ગામમાં પહોંચ્યા ત્યાંથી ખીવાણદી સાત માઈલ જ દૂર હતું એટલે બીજે દિવસે ત્યાં ઘણા આરામથી પહોંચ્યા

ખીવાણદી ગામમાં પ્રતિષ્ઠામહોત્સવ હોવાને કારણે ખૂબ માનવમેદની જામી હતી મારવાડમાં એવો નિયમ છે કે પ્રતિષ્ઠામહોત્સવ વખતે આજુબાજુના ગામના લોકોને નોતરવા જોઈએ આજુબાજુના લોકો કોઈ કારણવશ ન આવતા હોય તો પ્રતિષ્ઠા કરનારે પાઘડી ઉતારીને પણ સૌને મનાવવા પડે છે અને લોકો પણ પ્રતિષ્ઠા કરાવનારના ગૌરવ ખાતર માર્ગ કાઢી મનાઈ જાય છે અને પ્રતિષ્ઠામહોત્સવમાં ભળી શોભામાં વધારો કરે છે

ભારતીય આર્યપ્રજાના સમર્થ શાસ્તાઓએ આર્યપ્રજાના જીવનની પવિત્રતાના સુકાતા પ્રવાહને સજીવન રાખવા માટે જે બુદ્ધિમત્તાભર્યા રીતરિવાજો ચાલુ કર્યા હતા તે બધાયના મૌલિક ઉદ્દેશો જેમ પ્રજાએ ભૂંસી નાખ્યા છે, તેમ આવા મહોત્સવપ્રસંગે પરસ્પરથી વિખૂટી પડી ગયેલી આંતર તથા બાહ્ય એકતા તેમજ મીઠાશ સાધવા માટે જે નમ્રતા વગેરે પ્રગટ કરાતા તેમ જ મિષ્ટ ભોજન જમાતાં તે આજે માત્ર બાહ્ય અને તે પણ ક્ષણિક મિત્રતા અને મીઠાશના રૂપમાં પરિણમી ગયા છે

અહીંયાં સ્ત્રીઓનાં ટોળાં ગાતા ગાતા દોડાદોડી કરતા હોય છે, પણ તે શું ગાય છે એ જરાય સમજાય નહિ; તેમ જ કુદરતી સ્ત્રીજનસુલભ કંઠમાધુર્ય પણ તેમનામાં હોતું નથી માત્ર બધી ભેગી થઈને હોહો કરતી હોય એમ લાગે છે આ કાંઈ જૈન સ્ત્રીઓ માટે જ નથી, પણ અન્ય કોમની સ્ત્રીઓ ગાતી હોય તેમના પણ એ જ હાલ છે સ્ત્રીઓ દોડાદોડ કરતી હોય ત્યારે સામે આવનારની દરકાર તેમને હોતી નથી જો સામો આવનાર પોતાને સંભાળે નહિ તો ઉભયપક્ષ જરૂર પરસ્પરમાં અથડાઈ પડે ઘણી વાર એવા બનાવો બની જાય છે કે સામે આવતાં ગાય, ભેંસ કે ઘોડાઓની પણ તેમને પરવા હોતી નથી જ્યારે સામો માણસ બૂમ પાડે ત્યારે મુશ્કેલીથી દૂર હઠે આવા બનાવો બનવામા તેમનો ઘૂંઘટ અને તે સાથે તેમની શૂન્યતા એ જ કારણભૂત છે

અહીંની પ્રજાના ખાન–પાન, પહેરવેશ, ભાષા, કદ આદિ જે જુઓ તે બધું જાડું જ જાડું છે વિધાતાએ આ દેશમાં એકલા પાણીને જ કેમ પાતળું રહેવા દીધું હશે ? એ સમજાતું નથી !

અહીંના ગાઉ બહુ મોટા કેટલીક વાર ત્રણ માઈલનો એક ગાઉ થઈ જાય છે, પણ મોટે ભાગે અઢી માઈલનો ગાઉ તો હોય જ ‘ ગાઉ ’ ને ‘ કોસ ’ કહે છે અહીંના લોકો સામાન્ય રીતે ‘ સ ’ ને ‘ ચ ’ બોલે છે અને ‘ ચ ’ ને ‘ સ ’ તરીકે ઉચ્ચારે છે તથા ‘ ર ’ અક્ષરને મૂર્ધન્ય હોવા છતાં કંઠ્ય અક્ષરની જેમ બોલે છે એટલે એ ઉચ્ચારમા ‘ ગ ’ અક્ષરનો ભાસ થાય છે. અસ્તુ આ તો

બધી સામાન્ય વાત થઈ. સાથે એ પણ કહેવું જોઈએ કે, અહીના લોકો–શ્રાવકોનો સાધુ પ્રત્યે અતીવ પ્રેમ છે સાધુઓ માટે તેઓ ખૂબ જ તલસે છે સાધુઓને જોઈને તેઓ હર્ષ ગદ્‌ગદ બની જાય છે તેમનો પ્રેમભર્યો આગ્રહ તરછોડવો ઘણો જ મુશ્કેલ થઈ પડે છે અમે તો ઘણેય ઠેકાણે એવા પ્રેમભર્યા આગ્રહને તરછોડીને આગળ ચાલ્યા છીએ, કારણ કે અમારે અમારી સ્વેચ્છાએ વિહરવાનું નહોતુ. જો આપણા મુનિવર્ગનો આવાં ક્ષેત્રોમાં વિહાર થાય તો ઘણો જ લાભ થાય અહીની પ્રજામા ઉદારતા ઘણી જ છે અહીંના લોકો પ્રતિષ્ઠા, જિનમંદિર વગેરેમા દર વર્ષે હજારો નહિ પણ લાખો રૂપિયા ખરચે છે જો પ્રતિભાસપન્ન સાધુપુરુષો તેમને સમયાનુકૂલ જૈનધર્મની વૃદ્ધિનાં કારણો સમજાવે તો જરૂર તેઓ પોતાની ખરી ફરજ સમજે અને પોતાની ઉદારતાના પ્રવાહને તે માર્ગમાં વહાવે એમા જરાયે શક નથી

મારવાડના જૈનમંદિરોમાં, ખાસ કરી તીર્થસ્થાનોમાં જે જાતની ચોખવટ, સફાઈ કે ઉજળાશ હોવી જોઈએ એ અમુક સ્થાનો બાદ કરીએ તો બહુ જ ઓછા પ્રમાણમાં હોય છે અથવા નથી જ હોતી એનુ મુખ્ય કારણ એ છે કે, એ તીર્થસ્થાનોના રક્ષણ માટે તેમ જ તેના જીર્ણોદ્ધાર માટે જે આવશ્યક ધન જોઈએ એ ત્યાં નથી હોતુ, તેમ જ તેની આવક પણ ત્યા હોતી નથી કેટલેક ઠેકાણે એમ પણ હોય છે કે, પરાપૂર્વથી ચાલ્યા આવતા વહીવટકર્તાઓ પોતે એ મંદિરોની સંભાળ રાખતા નથી—રાખી શકતા નથી અને પોતાની સત્તા તૂટી જવાના ભયે એ મંદિરો શ્રીસંઘને પણ સોંપતા નથી.

અહીંના મંદિરોમાં ક્ષણવાર આંખને સંતોષવા ખાતર ટાઈલ્સનો (રંગબેરંગી વિલાયતી ઈંટોનો) ઉપયોગ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે, તેમ જ હજારો રૂપિયા ખર્ચી કાચના ટુકડાઓનું મનમોહક પણ તકલાદી કામ કરાવવામાં આવે છે, જે થોડાં વર્ષોમાં ઊખડીને નાશ પામી જાય છે અને મંદિરની શોભાને બેડોળ બનાવે છે હજારો રૂપિયા ખર્ચી મૂર્ખતાને ખરીદનાર આ બુદ્ધિમાનોને (?) કોણ સમજાવી શકે? દર વર્ષે આવા તકલાદી કામમાં હજારો રૂપિયાનો દુરુપયોગ થતો જોઈ જરૂર દુઃખ થયા વિના રહેતુ નથી અસ્તુ

ઉપલક દૃષ્ટિએ જોતાં આ બધી મારવાડની જે વાતો ધ્યાનમાં આવી તે જણાવી છે ખીવાણદીમાં મંદિરનો પ્રતિષ્ઠામહોત્સવ જોયો. ગૂજરાત કરતા કાંઈ ખાસ નવીનતા મને તો લાગી નથી અહી મંદિર ઉપર ઈંડું કે કળશ ચડાવનારની ઘણી ઇજ્જત ગણાય છે એ કરતાય વધારે ધ્વજ ચડાવનારની કીર્તિ ગણાય છે અને મંદિરમા ભગવાનની મૂર્તિ પધરાવનારનો તો સૌ કરતાં વધારે યશ ફેલાય છે આપસમાં લોકો લડતા હોય ત્યારે એ જાતના મહેણા તરીકેના શબ્દો પણ સંભળાવવામાં આવે છે જેમ કે: "થારે બાપને મિંદરજી ઉપર અંડો તો નહિ ચડાયો વે?" ઇત્યાદિ. આ રીતે એકબીજા એકબીજાને કહે છે એમ સાભળવામાં આવ્યું છે

ખીવાણદીથી વિહાર કરી અમે તખતગઢ ગયા. ત્યાં વિદ્વાન મુનિવર શ્રી કલ્યાણવિજયજી મહારાજનાં દર્શન કર્યા અને તેમની સાથે ત્રણ દિવસ રહી વિવિધ વાર્તાવિનોદ કરી આનંદ અનુભવ્યો.

આગળની હકીકત હવે આવતા પત્રમાં નિવેદન કરીશ સર્વે મુનિમંડળની સેવામાં સાદર વંદના. સેવકો ઉપર કૃપાદૃષ્ટિ રાખશો, યોગ્ય સેવા ફરમાવશોજી

દા શિશુ પુણ્યવિ ની ૧૦૦૮ વાર વંદના.

['પ્રસ્થાન', આષાઢ-શ્રાવણ, સં. ૧૯૮૮]

# વિહારવર્ણન

## [ ૨ ]

પૂજ્યપાદ પ્રાત:સ્મરણીય શાન્ત્યાદિગુણગણોપેત વૃદ્ધ ગુરુવર પ્રવર્તકજી મહારાજજી તથા પૂજ્ય ગુરુવર શ્રી ચતુરવિજયજી મહારાજજી આદિ મુનિમંડલની પવિત્ર સેવામાં ચરણોપાસક શિશુલેશ પુણ્ય–પ્રભા–રમણીકની ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી આપની કૃપાથી અમે આનંદમાં છીએ આપ ગુરુદેવો પણ ધર્મપસાયે સુખશાન્તિમાં હશોજી

વિ. તખતગઢ સુધીના સમાચાર આપની સેવામાં નિવેદન કરી ચૂક્યો છું. તખતગઢથી વિહાર કરી અમે ઉમેદપુર ગયા ઉમેદપુર એ જોધપુર નરેશ શ્રી ઉમેદસિંહજીના નામથી નવું વસાવવામાં આવેલ ગામ છે ત્યાં પ્રવેશ કરવા પહેલાં દૂરથી બાળકોના જયનાદો સંભળાવા લાગ્યા અમે જાણતા જ હતા કે એ જયનાદ ઉચ્ચારનાર બાળકો 'શ્રી પાર્શ્વનાથ ઉમેદ જૈન બાળાશ્રમ'ના વિદ્યાર્થીઓ હતા એ બાળાશ્રમ આપણા પં શ્રી લલિતવિજયજી મહારાજજીના અવિરત શ્રમથી કહો, સહાય ઉપદેશથી કહો, ઉઘાડવામાં આવ્યુ છે વિદ્યાવિહીન મારવાડમાં જૈન પ્રજા માટે વિદ્યાનાં મીઠાં ઝરણાં વહેવડાવનાર મુખ્યતયા આપણા પૂજ્ય આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રી વિજયવલ્લભસૂરિ છે એઓશ્રીના અવિરત શ્રમથી મારવાડમાં સૌ પહેલી વિદ્યાલય ખોલવાની ભાવના જન્મી છે એઓશ્રીના નિ:સ્વાર્થ ઉપદેશથી જન્મતી ભાવનાઓને કચરી નાખવા માટે કેટલાક આપણા મુનિવરોએ તેમ જ તેમના અનુયાયી ગૃહસ્થ વર્ગે સુદ્ધાં અથાગ શ્રમ સેવ્યો છે, તેમ છતાં દેશવિદેશમાં વિચરતી મારવાડી પ્રજામાંના સમજદાર વર્ગે એ વ્યક્તિઓનો સામનો કરીને પણ પોતાની ભાવનાઓને જીવતી જાગતી રાખી છે અને એના પરિણામરૂપ જ 'વરકાણા શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય" ચાલુ છે આ વિદ્યાલય સાત વર્ષ થયાં ચાલે છે એને તોડી પાડવા માટે હજુયે અનેક પ્રયત્નો થઈ રહ્યા છે પરંતુ પોતાના ઉદયને ઇચ્છતી અને પોતાના કર્તવ્યમાર્ગને સમજતી પ્રજાના મનોરથોને નિર્મૂલ કરવા માટે એ પ્રયત્નો સમર્થ નથી થઈ શક્યા અસ્તુ આપણે ઇચ્છીશું કે એ મહાનુભાવો શાન્ત ચિત્તે વિચાર કરે અને પોતાની ભૂલને સમજે અને સુધારે, જેથી સ્વ–પર–ઉભયનુ કલ્યાણ સધાય, અન્યથા જાગેલી પ્રજા પોતાનુ કામ આગળ ધપાવવાની છે એમાં શક જ નથી.

એક સમય એવો હતો, જ્યારે આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરિજીએ ગોલવાડમાં અથવા ગોલવાડનાં ગામોમા પહેલવહેલા કેળવણી માટે વિદ્યાલય ઊભાં કરવા માટેના ઉપદેશની શરૂઆત કરી ત્યારે લોકો ખીસામાંથી પૈસા કાઢવા પડવાના ભયથી ઉપાશ્રયમાં જ ન આવતા અથવા આઘાપાછા થઈ જતા આજે સ્થિતિ એ છે કે આચાર્ય મહારાજજી કોસો દૂર હોય ત્યાં એ લોકો પોતાના ગામમાં પધારવા માટેના આમંત્રણ આપવા હાજર થાય છે

ઉમેદપુરનો બાળાશ્રમ તેનાથી બે ફર્લાંગ દૂર આવેલ મોરી ગામના વચ્ચેના મેદાનમાં આવ્યો છે. એમાં સો વિદ્યાર્થીઓ રહે છે મેવાડ, વાગડ, માળવા આદિના વિદ્યાર્થીઓ પણ આ સંસ્થામાં આવેલા છે સંસ્થા સ્થપાયે માત્ર એક જ વર્ષ થયું છે, પણ એટલામાં એની પ્રગતિ ઠીક થઈ છે એમ કહી શકાય. બાળાશ્રમનાં પોતાનાં સ્વતંત્ર મકાનો ઘણાખરા થઈ જવા આવ્યાં છે કાંઈ સ્થાયી ફંડ પણ થયું છે સંસ્થાએ પોતાની સ્વતંત્ર સ્કૂલ ચાલુ કરી છે એ સ્કૂલનો લાભ આજુબાજુની પ્રજાને પણ મળે છે સંસ્થામાં ધાર્મિક અભ્યાસ સ્કૂલના સમયમાં જ દાખલ કરવામાં આવ્યો છે જેથી ધાર્મિક અભ્યાસ વિદ્યાર્થીને ભારરૂપ ન લાગે. આ બધુ આપણા પંન્યાસજી મ. શ્રી લલિત-

વિજયજીના અશ્રાન્ત શ્રમને જ આભારી છે અને એમનાથી જ આ સંસ્થા સજીવન થઈ છે અને થવાની છે.

સંસ્થામાં અત્યારનો એમનો નિવાસ એક કુલપતિની ગરજ સારે છે. જો સંસ્થામાં એઓશ્રી ન હોય તો મારવાડી હઠીલા મા-બાપો બાળાશ્રમના બંધારણનો અનાદર કરી બાળકોને પરીક્ષા આદિ જેવા ખરા મોકાના વખતે લગ્ન આદિ પ્રસંગોનું બહાનું કાઢી ઘેર લઈ જવાનો જે દુરાગ્રહ લઈ બેસે છે એમને સમજાવી સંસ્થા અને બાળકનું ભાવી સુધારવાનું મુશ્કેલ બને તેમ જ સ્ટેટના સરકારી અમલદારો દ્વારા બાળાશ્રમ ઉપર આવી પડતી અનેક મુશ્કેલીઓ પાર કરવી એ બધું એમની પ્રતિભાસપન્ન વાણીના પ્રભાવથી જ થઈ શકે છે તેમ જ વિદ્યાર્થીઓને અવસરે અવસરે ધાર્મિક ઉપદેશનો પણ લાભ મળતો રહે છે

ગુજરાતી પ્રજા કેળવાયેલી અને સહનશીલ છે જ્યારે અહીંની પ્રજા અલ્પ કેળવાયેલી છે એ લગભગ પરદેશમાં વસનારી છે એટલે અહીં વસનારી પ્રજા સામાન્યતયા 'મેથે' કરનારી એવ જક્કી હોવાથી જો અત્યારે સાધુની છાયા ન હોય તો સંસ્થાનું જીવન ટુંકાઈ જ જાય એ સ્થિતિ છે

અસ્તુ મે તો મારી સ્થૂલ દૃષ્ટિએ જે જોયુ-જાણ્યું તે લખ્યું છે, બાકી આવી સંસ્થાઓનુ વાસ્તવિક અવલોકન તેના જાણકારો કરે અને તેનો પરિચય આપે એ જ ઉચિત કહેવાય

ઉમેદપુરથી વિહાર કરી અમે આહોર ગયા આહોર એ ત્રિસ્તુતિકોનું કેન્દ્રસ્થાન છે ત્યા શ્રીમાન રાજેન્દ્રસૂરિ મહારાજનો વિશાળ જ્ઞાનભંડાર છે એમ મેં સાભળ્યું હતું મારી ઇચ્છા એ ભંડાર જોવાની હતી પણ ત્યાં કોઈ પરિચિત ન હોવાથી અમે લેટા ગામ ગયા ત્યાં રસ્તામાં જ શ્રીમાન ભૂપેન્દ્રસૂરિજી મહારાજ તથા ઉપાધ્યાય શ્રી યતીન્દ્રવિજયજી મહારાજ આદિ ભેટી ગયા. શ્રીમાન યતીન્દ્રવિજયજીને હું ઓળખતો હોવાથી મે ભંડાર દેખાડવા માટે તેમને જણાવ્યું. તેઓશ્રીએ કહ્યુ કે જાલોરથી પાછા વળતાં તમે અહીં આવશો ત્યારે જરૂર ભંડાર દેખાડીશું અમારે લાંબે જવાનુ હોવાથી પાએક કલાક ઊભા ઊભા વાત કરી આગળ ચાલ્યા અને લેટા પહોચ્યા

લેટામાં અમે જ્યા ઊતર્યા હતા ત્યાં ગામડી નિશાળ ચાલતી હતી ત્યાંના માસ્તર પાસેથી બાળકોને પ્રારંભમાં જે ॥एं॥ ॐ नमः सिद्धम्‌આદિ પાટીઓ ભણાવવામા આવે છે તેમજ ચાણક્ય નીતિના શ્લોકો જે રીતે ભણાવવામાં આવે છે તેનો મે ઉતારો કર્યો અહીંના દરેકે દરેક બાળકને એ પાટી આદિ ગોખાવવામાં આવે છે બાળકની જીભ છૂટી થાય તેમ જ તેને નીતિનું જ્ઞાન મળે એ માટે જે કાતંત્ર વ્યાકરણનું પ્રથમ પાદ ચાણક્યનીતિ આદિના પાઠો અપાતા એ બધાય આજે એવા વિકૃત થઈ ગયા છે, જે સાંભળતાં આપણને હસવું જ આવે.

॥एं॥ ॐ नमः सिद्धं अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः. આ પાટીનો ઉચ્ચાર આ પ્રમાણે કરે છે.—

બે લિટિ, ભલે, મીંડુ, બડબીલીઆરી, ઉગણ ચોટીઓ, માથે પોઠીઓ, નાનો વીટલો, માંમો માવજો, મામારે હાથમેં દોય લાડુ, મીરાંવાળી છોકરી, પાછી વાળી કુંડાળી, ધામે હાથો ઘોડલો, માથે ચઢીઓ છોકરો, હાથમાં ડાંગ લી, આઈડા દો ભાઈડા, બડો ભાઈ કાનો, એઈ એઈ ઈડી, બડીને ઉકાયરો, આઉ આઉ આકોડા, બડે પાખડ કાંટોલા લીલી નરી કાંટોલા ગડી લીલી કાંટોલા, લીલા કુતા હાપો, વડા હાપા વેલો, એન મેન ગાડી, વડી ગાડી માત્રો, ઓલગવાળા ગળદીયા, બડે બેંગણ જોનરીઆ, અમીઆ દો આસરી, એકણુ માથે એક દે, દૂના આગળ દો દે.

કાતંત્ર વ્યાકરણના પ્રથમ પાદની પાટી આ રીતે ગોઠવવામાં આવે છે :—સિધો વરણા, સભામનાયા, ત્રેત્રે ચતુર કદસિયા, दौ सवेग, दशे ममाना, तेवु दुघवा, वरणो वरणो, नगि सवरणो, पुरवोरखला, पारो दर्वा, सारोवरणो, त्रिणजे नाभि, इकरादेणि, सव्य कगणि, कादि नाउ, त्रिण जे नाभि, ते वरगा पचो पचिआ, वरगा णाउ, प्रथम दिवटिया, थ्री शखो साराशिया, गोरागोख, वतोरणे, अनुसार गखा, निनापिनमः अंवासंवा, जेरेलव्वा, उखमण शखोपाहा ।

ઉપર ।।ग़ा। उँ नम. सिद्ध આદિની જે પાટી જણાવી છે તેને સૌ કોઈ ગોખે ગોખાવે જાય છે, પણ કોઈને આખી જિંદગીમાંય ખબર નથી પડતી કે આ શું છે ? આ પાટીમાંનો કોઈ કોઈ અંશ મને સ્પષ્ટ નથી સમજાતો તેમ છતાં એ પાટી જોડણીરૂપ છે એ સ્પષ્ટ દેખાય છે. જેમ કે—પ્રારંભમાં બે લીટી છે, તે પછી ભલે મીંડું અને બે પાણ છે પછી ચોટલીવાળો ઉકાર છે (દેવનાગરી લિપિમાં ઉકાર ઉપર પાંખડું તાણવાથી ઓંકાર બને છે જેમ કે उ. તેના ઉપર અર્ધચંદ્રાનુસ્વારરૂપ પોઠિયો બેઠો છે. તે પછી વીંટલારૂપ न છે, આગળ म છે અને તેના આગળ બે લાડવારૂપ વિસર્ગ છે પછી स છે અને તેની પાછળ કુંડાળીરૂપ હ્રસ્વ ઇકાર છે, તે પછી दમાં ध જોડેલો છે એના ઉપર અનુસ્વારરૂપ છોકરો બેઠો છે આગળ પૂર્ણવિરામસૂચક લીટી છે જે द्धની સાથે જોડાઈ ગયેલ હોવાથી ઉપર બેઠેલ અનુસ્વારરૂપ છોકરાએ હાથમાં ડાંગ પકડેલી હોય તેવી લાગે છે ઇત્યાદિ વિચાર કરતાં એ સ્પષ્ટ જણાય છે કે આ પાટી જોડણીરૂપ અને લિપિના આકારસૂચક છે.

કાતંત્ર વ્યાકરણના સૂત્રોવાળી પાટી મૂળ સૂત્રોનું રૂપ વિકૃત થઈને બનેલી છે વાસ્તવમાં એ सिद्धो वर्णसमाम्नायः । तत्र चतुर्दशादौ स्वराः । दश समानाः । तेषा द्वौ द्वावन्योन्यस्य सवर्णौ । पूर्वो ह्रस्वः । परो दीर्घः । ઇત્યાદિ સૂત્રો છે

ઉપર સ્વરની પાટી આપી છે તેમ વ્યંજનની પાટી પણ છે એને સ્વરની સાથે જ શીખવવામાં આવે છે ગૂજરાતની ગામડી નિશાળોમાં આ પાટી તો ભણાવવામાં આવે છે એમા અને મારવાડની પાટીમાં સહેજ અંતર હશે ખરું એ પાટી આ પ્રમાણે છે :—

કક્કો કેવંડો, ખખ્ખો ખાજેલા, ગગ્ગા ગોરી ગાય વીયાણી, ઘઘા ઘરટ પલાણ્યો જાય, નનીઓ (ઙ ડ ઓ) આમણુ દુમેણા, ચચ્ચા ચીની ચોપડી, છછા વદિયા પોટલા, જજ્જો જેસલવાણીઓ, ઝઝો ઝોળી સારીખે, ઞઞીઓ ખાંડો, ટટ્ટો પોલિખાધુ, ઠઠા ઠોબર ગાહુઓ, ડડ્ડા ડામર ગાંઠે, ઢઢા સુગ્ગો પૂછે, ણણ્ણો તાણો સેલે, તત્તો તાવે તે લે, થથા યૈ રખવાલી, દદીઓ દીવટો, ધધીઓ ધાણુકો, નનીઓ ધુલાયસે, પપા પોલી પાટે, ફફા ફગડે જોડે, બબ્બા માહે ચાંદણું, ભભીઓ ભાટ મૂલે નરો, મમીઓ મોચક, યયીઓ જાડો પેટકો, રાયરો કટારમલ્લ, લલ્લા ચોડે લાતવા, વવા વિગણ વાસ દે, શશા કોટા મરડીઆ, ષષો ખૂણે ફાડીઓ, સાસે દતી લોક, હાહોલા હરિણકલો, લાવે લચ્છિ દો પણિહાર, ખાશીઆ ખાટક મોર, પાલે બાંધ્યા બે ચોર, મંગલ મહાશ્રી, દે વિદ્યા પરમેસરી

શ્રીમાન રાજેન્દ્રસૂરિએ કલ્પસૂત્રના ભાષાંતરમા ઉપરોક્ત પાટીઓના અર્થો આપ્યા છે, એ મે જોયા, પણ મને એ બધા બંધબેસતા લાગ્યા નથી કેટલાય તાણી તૂસીને કાઢેલા એ અર્થો છે

પહેલી પાટીનો અર્થ આ પ્રમાણે એમાં આપ્યો છે: બે લીટી-જીવની બે રાશિ છે સિદ્ધ સંસારી. ભલે-અરે જીવતું સિદ્ધની રાશિમા ભળવા ઇચ્છે છે. મીંડુ-સંસાર ઊંડો કૂવો છે તેમાંથી તું નીકળવા ઇચ્છે છે. બડ બિલાડી-સંસારમાંથી જીવને કાઢવા માટે બે બિલાડી છે ઓગણ ચોટીઓ માથે પોઠીઓ-ચૌદ રાજલોકની ચોટી ઉપર સિદ્ધના જીવ રહેલ છે નનો વીટલો-જીવ તુ કામભોગથી વીંટળાયેલો

રહીશ તો અધોગતિ થશે મમો માઉલો—સંસારમાં જીવનો મોહ મામો છે મમારે હાથમે દોય લાડુ —મોહના હાથમાં કામ-ભોગરૂપ બે લાડુ છે તેથી જીવને મોહ પમાડે છે

આવા બધા અર્થો આપ્યા છે. આવા અર્થો બંધબેસતા ન કહેવાય

ચાણક્યનીતિના પાંચ પચીસ શ્લોકો ઘણા બાળકો શીખે છે એ શ્લોકો કથાકાર વ્યાસ લોકોના શ્લોકોચ્ચારને મળતા જ અશુદ્ધ થઈ ગયા છે

આ પાટીઓ મારવામાં એક છેડાથી બીજા છેડા સુધી દરેકે દરેક ઠેકાણે બાળકોને શીખવવામાં આવે છે. ॥ ए० ॥ ॐ नम. सिद्ध ।ની પાટી કોઈ જમાનામાં મારવાડ દેશમાં જૈન સંસ્કૃતિનું પ્રાબલ્ય સૂચવે છે એમ મને લાગે છે सिद्ध પદ જૈન સંપ્રદાયમાં જેટલું પૂજ્ય અને માંગલિક મનાય છે એટલું બીજા સંપ્રદાયમાં ભાગ્યે જ મનાતું હશે

લેટાથી જાલોર એક ગાઉ થાય છે ત્યાં અમે ગયા એનું પ્રાચીન નામ જાવાલ છે ત્યાં જઈને અમે ગામનાં મંદિરોના દર્શન કર્યા અહીંના મંદિરો ઘણા જ મેલા છે મંદિરોની જેવી જોઇએ તેવી સારસંભાળ નથી એક મંદિરમાં શ્રી હીરવિજયસૂરિજીની મૂર્તિ છે એ ઘણી જ સરસ છે, પણ એ એમને એમ મેલી હાલતમાં પડેલી છે

બપોરના અમે અહીંનું તોપખાનું જોવા ગયા આ તોપખાનું મોગલ જમાનાની મસ્જિદ છે એ ઢગલાબંધ જૈનમંદિરો તોડી એમાંના મંડપોને અકબંધ લાવીને તૈયાર કરવામાં આવી છે એ મંડપો મહારાજ ચંદનવિહાર, કુમારવિહાર આદિ અનેક જૈન રાજવિહારોમાંના મંડપો છે એ મંડપોની છતમાં જે કોરણી છે એ આબુજીની કોરણી કેવી છે એ મેં આબુજીની યાત્રા કરી નથી એટલે હું જાણતો નથી પણ સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે આબુજીની કોરણીને હરાવે એટલી અદ્‌ભુત છે આ કોરણી જોતાં મને હેન્ડકેમેરા યાદ આવ્યો જો મારી પાસે એ હોત તો જરૂર હું છતમાંની એ કોરણીના ફોટા લઈ લેત મંડપોની છતમાં અને થાભલાઓમાં ઠેકઠેકાણે અનેક નાનામોટા શિલાલેખો છે એ બધાય લગભગ છપાઈ ગયા છે મોગલ જમાનાની એ મસ્જિદ રાજપૂતોના હાથમાં આવતા એમાં તોપો ગોઠવવામાં આવતી હોવાથી એને તોપખાના તરીકે ઓળખવામાં આવે છે આ મસ્જિદ અથવા તોપખાનું ઘણું જ વિશાળ છે જાલોર આવનાર આ તોપખાનાને ન જુએ એ તો એનું જાલોર આવવું એ ન આવવા બરાબર છે

બીજે દિવસે અમે કિલ્લામાં દર્શન માટે ગયા કિલ્લો જાલોરની નજીકના પહાડ ઉપર આવેલ હોવાથી જાલોરદુર્ગ તરીકે ઓળખાય છે આપણા આચાર્યો આ દુર્ગને કનકાચલ, સ્વર્ણગિરિ આદિ નામોથી ઓળખાવે છે. પહાડ ઉપર લગભગ અર્ધો માઈલ જેટલો ચડાવ ચડ્યા પછી આપણા મંદિરો આવે છે ત્યાં પહોંચતાં રસ્તામાં ત્રણ દરવાજાઓ આવે છે ત્રીજા દરવાજામાં સરકારી પહેરેગીરો રહે છે તેઓ ત્યાં આવનાર પાસે અંદર દાખલ થવા માટેનો પાસ માગે છે. પાસ ન હોય તેમને અંદર જવા માટે મનાઈ કરવામાં આવે છે. અમે મંદિરોના પૂજારી સાથે ગયા હતા એટલે અમારે પાસની આવશ્યકતા રહી ન હતી ત્રીજા દરવાજામાં પેસતાં જ એક મસ્જિદ નજરે પડી અમે અંદર ગયા ને જોઈ તો એ જૈન મંદિરોના ભવ્ય મંડપોની બનેલી છે મસ્જિદ જોઈને અને એનાથી થોડા અંતરે આવેલા આપણાં જિનાલયોનાં દર્શન કર્યાં આ મંદિરોની હકીકત આપે 'જૈન'પત્રના રૌપ્ય મહોત્સવ અંકમાના મુનિશ્રી કલ્યાણવિજયજીના લેખમાં વાંચેલી છે એટલે નથી લખતો આ સિવાય નજીકમાં જ સરકારી દારૂગોળો વગેરે ભરેલાં અનેક મકાનો છે. થોડે દૂર એક કુંડ અને દેવીનું મંદિર આવેલું

છે કુંડ ઘણો મોટો છે પણ તેમાંનું પાણી વપરાશ ન હોવાને લીધે સ્વચ્છ નથી કિલ્લામાં અનેક ઠેકાણે તોપો ગોઠવવાના મોરચાઓ છે. અમે કોટની રાંગે રાંગે માઈલ દોઢ માઈલ સુધી ફરીને કિલ્લાને અને એ મોરચાઓને જોયા કેટલેક ઠેકાણે હજુયે તોપો પડેલી છે અને એના ઉપર લેખો પણ કોતરાયેલા છે ગંગે થઈને અમે રાજા વીરમદેવની ચોકીએ જવાના હતા, પણ એ ઘણી દૂર હોવાથી અમે અધવચથી પાછા વળ્યા અને ઉપાશ્રયે આવ્યા

ત્રીજે દિવસે અમે જાલોર પાસેની એક ટેકરી ઉપર આવેલ નટની ચોકી જોવા ગયા. એને માટે એવી કિંવદન્તી છે કે આજથી બસોએક વર્ષ પહેલાં ત્યાંના રાજાએ, પોતાની કળા બતાવવા માટે આવેલ કોઈ નટને કહ્યુ કે આ બે સામસામી જે ટેકરીઓ દેખાય છે (એકથી બીજીએ માઈલને અંતરે આવેલી છે) તેના ઉપર દોરડું બાંધી તે દોરડા ઉપર થઈ એકથી બીજી ટેકરી ઉપર તું જાય તો તને જાલોરનો કિલ્લો બક્ષિસ કરી દઉં.

નટે કહ્યુ: " મહારાજ ! આપ કિલ્લો નહિ આપી શકો માટે રહેવા દો "

રાજાએ કહ્યુ: " તારામાં એકથી બીજી ટેકરીએ પહોંચવાની તાકાત નથી એમ જ કહી દે, નહિ આપવાની વાતને જવા દે "

છેવટે એ સમર્થ કલાધર નટે વાત કબૂલી લીધી અને દોરડું બાંધી તે ઉપર થઈ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં અર્ધે રસ્તે આવ્યો ત્યારે રાજાને અથવા રાજાના કોઈ અમલદારને લાગ્યુ કે આ કિલ્લો નટના હાથમાં જાય એ ઠીક નથી થતું. આમ વિચારી નટ અધવચમા હતો તે જ વખતે એક બાજુથી દોરડું કાપી નાંખ્યું અને નટરાજ નગરના અધવચમાં પટકાઈ પડી મરી ગયો

આજે નગરના જે સ્થળે એ નટ પટકાઈને મરણ પામ્યો હતો તે સ્થળે લેખ છે એ લેખ જોવા હું ગયો, પણ બજાર ભરચક હોવાથી તેમ જ લેખવાળી જગાએ લોકો ટોળે મળવાથી, લેખ વાંચવાનું બની શક્યું નથી બીજે દિવસે અમારે વિહાર કરવાનો હોવાથી જોવાનો સમય ન મળ્યો કદાચ વખત મળ્યો હોત તોપણ લેખવાળો પથ્થર બજારના વચમાં આવેલ હોવાથી તે ઉપરના લેખને લોકોએ ટોચી ટોચીને ખરાબ કરી નાખેલ હોઈ તેને વાંચવો દુષ્કર હતો. આજે પણ નટ લોકો આ નગરમાં રાતવાસો વસતા નથી

હું અને મુનિશ્રી રમણિકવિજયજી એ સમર્થ કલાધર નટરાજના સ્મૃતિચિહ્નને જોવા માટે ગયા અમે એ ટેકરીના રસ્તા માટે લોકોને પૂછ્યું, પણ ત્યાં કોણ જતું હોય કે રસ્તો હોય અથવા રસ્તાને જાણનાર હોય. અસ્તુ અમે અનુમાનથી ચાલવા માંડ્યું રસ્તો એકંદર અમને ઘણો સારો મળી ગયો. લગભગ પાંચસો ફીટ ઊંચી એ ટેકરીને અમે ઘણી ખરી ઓળંગી ગયા, પણ ઉપરનો ચાળીસ પચાસ ફીટ જેટલો ભાગ એવો કપરો નીકળ્યો કે રસ્તો જ ન મળે છેવટે આમનેમ ફરી ફરીને પથ્થરોની ફાટો-બખોલોનો આશ્રય લઈને અમે સંભાળપૂર્વક ટોચ ઉપર પહોંચ્યા. ત્યાં એક લગભગ સમચોરસ અને ચાલીસેક ફીટ લાંબી-પહોળી શિલા આવેલી છે તેના મધ્ય ભાગમાં એ સમર્થ નટરાજની ચોકી બનાવેલી છે ચોકી આરસની બનેલી છે એમાં લેખ આદિ કશુંય નથી. માત્ર એક થાભલા ઉપર બે ઇંચ મોટા કોતરેલા "પૂરવ માત વુ" આ અક્ષરો નજરે આવ્યા. અમે ચોકી ઉપર ઠંડી હવાને ઝીલતા પોણોએક કલાક બેઠા અને મારી પાસેની કાતરથી ચોકીના થાભલા ઉપર અમારું નામ, સંવત, તિથિ આદિ કોતરી કાઢ્યું પછી ત્યાં બેસી અમારી પાસેના દૂરબીનથી આજુબાજુના પ્રદેશો, પહાડો, ગામો આદિ જોયું અને સાવચેતી પૂર્વક એ કપરી ટેકરી ઉપર સહીસલામત અમે નીચે ઊતરી આવ્યા.

રસ્તો વિષમ અને કાંટાળા ઝાડોથી વ્યાપ્ત એટલે સંભાળ રાખવા છતાં કપડાં કાંટામાં ભરાય અને ફાટી જાય એમાં પ્રશ્ન હોય ખરો ?

બીજી ટેકરી ઉપર કાંઈ છે કે નહિ એ અમે ત્યાં ગયા નથી એટલે કહેવાય નહિ, એ ટેકરી ઉપર જવાનો રસ્તો ઘણો કઠણ હતો અને અમને જવાને અવસર પણ ન હતો.

નટની ચોકીના સામે દૂર નીચેના મેદાનમાં હરજી ખાંડું છે. એ રાજા વીરમદેવના મસ્તક સાથે બાદશાહની દીકરીએ લગ્ન કર્યાં અને તે સાથે પોતે દફનાઈ મૂઈ એ હકીકતના સ્મરણ માટે બંધાયેલું છે એમ કહેવાય છે. એ આરસનું છે એક મોટી ઊભી ભીંત જેવું અને મસ્જિદના આકારનું એ મકાન છે આ ચોકી અને ખાંડું જાલોરના પશ્ચિમ તરફના દરવાજા બહાર વાયવ્ય કોણમાં આવ્યાં છે

અહીંના ચંડીના મંદિરમાં આપણા મંદિરના થાંભલાઓ છે, પણ દૂર હોવાથી અમે જતાં જતા અધવચ્ચેથી પાછા વળ્યા

જાલોરથી અમે સીધા આહોર આવ્યા અને 'અભિધાન રાજેન્દ્ર પ્રાકૃત કોશ'ના સમર્થ પ્રણેતા શ્રીમાન રાજેન્દ્રસૂરિ મહારાજના જ્ઞાનભંડારની ટીપ જોઈ ભંડાર અતિ વિશાળ છે પણ પુસ્તકો લગભગ નવાં લખાયેલા છે ખાસ નવું પુસ્તક કાંઈ જોવામાં આવ્યુ નથી આથી હું એમ નથી કહેતો કે એ ભંડારમાં મહત્ત્વ નથી બાકી અત્યારના મુદ્રણયુગે લિખિત જ્ઞાનભંડારોની કિંમત ઓછી કરી નાખી છે એ સર્વત્ર પ્રસિદ્ધ વાત છે આ ભંડારમાં પાલીવાલગચ્છની પટ્ટાવલી અપૂર્વ હતી તેનો મેં ઉતારો કરી લીધો છે. એમાં કેટલીએક વાતો, સાચી હો કે ન હો, પણ નવી છે વિજ્ઞપ્તિ ચિત્રપટ આદિ દર્શનીય વસ્તુઓ પણ ભંડારમાં છે.

આપશ્રી ઘણી વાર વાતવાતમાં કહેતા કે, રાજેન્દ્રસૂરિજી જબરદસ્ત લેખક હતા, કામ પડે તો એક દિવસમા સાતસો શ્લોક લખી કાઢતા, એમના અક્ષરો મોતીના દાણા જેવા હતા, એ વાત મારા ધ્યાનમા હતી એટલે મે એમના હસ્તાક્ષરથી લખાયેલ ભગવતીસૂત્ર, પન્નવણાસૂત્ર આદિ સટીક સચિત્ર પુસ્તકોનાં દર્શન કર્યા ખરે જ સુંદર લિપિવિન્યાસ કરનાર તેઓ હતા એમાં જરાય શક નથી

આહોરમાં ત્રિસ્તુતિકનું વિશાળ મંદિર છે પહેલાં ત્રિસ્તુતિક અને ચતુઃસ્તુતિક પરસ્પર હળતા-ભળતા ન હતા તેમ એકબીજાના મંદિરમા ભગવાનનાં દર્શન કરવા માટે પણ જતા ન હતા, પરંતુ અત્યારે એટલું વૈર રહ્યું નથી, જોકે પોતપોતાના પક્ષની તાણાતાણી તો છે જ.

આહોરથી અમે ગુડા બાલોતરા આવ્યા ત્યાથી ઉમેદપુર જતાં રસ્તામાં યતિશ્રી નેમવિજયજીની બગીચી છે તેમા મકાન બાંધી માંન્ડી ગામમાંથી નીકળેલી પ્રતિમાઓ પધરાવવામાં આવી છે. એમાં બે કાઉસ્સગિયા છે જે જાવાલના રાજા ઉદયસિંહના મંત્રી યશોવીરે પોતાની માના ઉદયશ્રીના કલ્યાણનિમિત્તે પધરાવેલા છે આ મંત્રી બીજો કોઈ નહિ પણ આબુજી ઉપર મંત્રી વસ્તુપાલ–તેજ-પાલકારિત લુણિગવસહિના પ્રતિષ્ઠામહોત્સવ ઉપર આવેલ જાવાલના રાજા ઉદયસિંહની સાથે આવનાર તેનો મંત્રી હતો, જેણે લુણિગવસહિ બનાવવામાં થયેલ શિલ્પને લગતી ચૌદ મોટી ભૂલો મંત્રી વસ્તુપાલ–તેજપાલને દેખાડી હતી

આપે ઉમેદપુરના એક પત્રમાં સૂચવ્યુ હતું કે આચાર્ય મહારાજજીએ લખ્યુ છે કે પુણ્યવિજય આદિ મારવાડમા આવ્યા છે તો સાથે સાથે કેસરિયાનાથજીની યાત્રા કરે તો મળવું થઈ જાય અમને થયુ કે, આચાર્ય મહારાજશ્રી સ્વયં અમને દર્શન દેવા ઇચ્છે છે તો અમારે દર્શનનો લાભ શા માટે ન લેવો ? અમારે તો એકસાથે સ્થાવરજંગમ એમ ઉભય તીર્થના દર્શનનો લાભ હતો એટલે અમે

ઉમેદપુર આવી કેસરિયાનાથજીની યાત્રાએ જવાનો નિર્ણય કર્યો અને મેવાડ દેશનો રસ્તો લીધો.

ઉમેદપુરથી તખતગઢ થઈ સાંડેરાવ ગયા. અહીંનું મંદિર તેરમી સદીનું છે. મારવાડનાં ઘણાં-ખરાં મંદિરો અગિયારમી બારમી તેરમી સદીનાં છે અને બાવન જિનાલય, ચોવીસ જિનાલય આદિ વિશાળ ચૈત્યો છે. આ મંદિરોના ગભારાઓ ઘણા સાંકડા હોય છે. મંદિરોની બાંધણી ગૂજરાતનાં મંદિરો કરતાં જુદી જાતની છે. નવાં મંદિરો એવાં નથી બનતાં. નવાં તો લગભગ ગૂજરાત જેવાં જ બને છે. અહીંના મંદિરમાંથી હમણાં એક નવું ભોંયરું નીકળ્યું છે. એમાંથી પથ્થરના ટુકડાઓ નીકળ્યા છે તેમાંના એક ઉપર સંવત ૧૦૬૦ એટલા અક્ષરો છે; આગળના ટુકડા મળ્યા નથી.

સાંડેરાવથી અમે વરકાણા આવ્યા. અહીંયાં પણ ઉમેદપુરની જેમ બાળકોનો કોલાહલ સામેથી સંભળાતો હતો. અમે પાર્શ્વનાથ જૈન વિદ્યાલયના મકાનમાં ઊતર્યા હતા. આ વિદ્યાલયમાં સ્વતંત્ર સ્કૂલ આદિ સાધનો મોટા પાયા ઉપર છે. અહીંયાં મિડલ સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે. તે પછી આગળ અભ્યાસ કરવા ઇચ્છનારને જોધપુર આદિ ઠેકાણે જવું પડે છે. વિદ્યાલય મિડલથી આગળના ક્લાસો ખોલવા ઇચ્છે છે. સંભવ છે કે નવા વર્ગો ઊઘડશે.

વરકાણાથી અમે મુંડારા ગયા. ત્યાં ચાર દિવસ રહ્યા. તેમાં યતિજી શ્રી જસવંતસાગરજીનો અર્ધો પુસ્તકભંડાર જોવાનું જ કામ કર્યું. આ ભંડાર જૂનો છે. એમાં સંસ્કૃત ટીકાગ્રંથો કરતાં સરતબક સૂત્રો, કથા આદિ ગ્રંથો જ વધારે છે. એ સિવાય વૈદ્યક, જ્યોતિષ આદિ ગ્રંથો પણ છે. ભંડાર મોટો છે, પણ અત્યારના મુદ્રણયુગમાં લિખિત જ્ઞાનભંડારોની કિંમત ઓછી જ થઈ ગઈ છે. મંત્ર–તંત્રાદિ જોવા ઇચ્છનાર માટે તો આ ભંડાર રસપ્રદ છે. ફાગણ ચોમાસી ચૌદશ અમે અહીં જ કરી. ભંડાર-માંથી બે નાનાં પ્રકરણોનો ઉતારો કર્યો છે. ફાગણ વદિ એકમે અમે મુંડારાથી ત્યાંના શ્રાવક-શ્રાવિકા સમુદાય સાથે રાણકપુરજી આવ્યા. રાણકપુરજીમાં આપણી ધર્મશાળા, મંદિરો, સરકારી ચોકી એ સિવાય બીજું કાંઈ જ નથી. આપણાં ચાર મંદિરો અને એક સૂર્યમંદિર મળી એકંદર પાંચ મંદિરો છે. મંદિર આદિની ચોમેર ઊંચા ઊંચા પહાડો અટકાયેલા છે. પાંચે મંદિરોમાં સર્વશ્રેષ્ઠ, મહાન અને દર્શનીય મંદિર પ્રાગ્વાટવંશવિભૂષણ શેઠ ધરણાશાહ સંઘવીનું બંધાવેલું મંદિર છે. એ મંદિરનું નામ चतुर्मुख श्री आदीश्वर प्रासाद છે. એ મંદિર બાંધનાર બાહોશ સૂત્રધાર શિલ્પીનું નામ રા. દેપાક છે. મંદિરને એકસરખા વિશાળ ચાર દિશામાં ચાર દરવાજા છે. મુખ્ય દરવાજો પશ્ચિમ દિશા તરફનો મનાય છે, અને એ જ અત્યારે ખુલ્લો રહે છે. લોકો આ દરવાજેથી જ અંદર દાખલ થાય છે, બાકીના ત્રણ દરવાજાઓ જંગલી પ્રાણી, ચોર આદિના કારણે બંધ જ રહે છે. મંદિરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૪૯૬માં થઈ છે. એ પ્રસંગે તપા શ્રી સોમસુંદરસૂરિ આદિ અનેક આચાર્યો સામેલ હતા. મંદિર જોતાં જ અતિ અદ્ભુત લાગે છે. ત્યાં વસનારા સેવકો કહે છે કે આ મંદિર જૈન સંપ્રદાય પ્રસિદ્ધ નલિનીગુલ્મ નામના દેવવિમાનમાં જેવું જૈન મંદિર છે તેને મળતું બાંધવામાં આવ્યું છે. આ વાત કદાચ અતિશયોક્તિભરી હોય તેમ છતાં મંદિરની બાંધણી અતિ આશ્ચર્યભરી છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. અમે મંદિરને જોતા હતા ત્યારે ત્યાંના એક સેવકે ગાયું કે—

આબુજીની કોરણી, ને રાણકપુરની બાંધણી,
તારંગાનો ઊંચપણો, ને શેત્રુંજાનો મહિમા,
કટકો બટકો ખાવો, પણ રાણકપુરજી જાવો.

ખરે જ, જેમ આબુજીની કોરણી અજોડ છે તેમ અહીંના મંદિરની બાંધણીનો નમૂનો પણ દુનિયામાં બીજે જડે. અહીંના મંદિરની બાંધણીનો પૂરેપૂરો ખ્યાલ સમર્થ ફોટોગ્રાફરના ફોટા

ઉપરથી પણ ભાગ્યે જ આવી શકે તેમ છે. ચૌદ સો ચુમાલીસ થાંભલાઓ, વિવિધ મંડપો, વિવિધ કોરણીયુક્ત છતો અને તોરણો, ઉન્નત અને કોરણીયુક્ત થાંભલાઓ, માળોની રચના, શિખરો અને છેવટે મંદિરની વિશાળતા એ બધી બાબતોનો ખ્યાલ એ ફોટાઓથી એકસાથે શી રીતે આવી શકે? આમ છતાં મંદિર ધાર્યા પ્રમાણે પૂર્ણ થઈ શક્યું નથી. એમ કહેવાય છે કે ધરણાશાહે પોતાનું આયુષ્ય અલ્પ જાણી મંદિરનું અધૂરું રહેલું કામ જેમતેમ કરીને પૂરું કરાવી લીધું ઉપલક દૃષ્ટિએ જોનારને પણ મંદિરની એ અપૂર્ણતા ધ્યાનમાં આવી જાય તેમ છે મંદિરમાં પ્રવેશ કરતાં તેમ જ ઉપરના ભાગમાં અનેક ઠેકાણે મસ્જિદના આકારો બનાવેલા છે. એ મુસ્લિમ રાજાઓ અથવા તેમના અમલદારો ધાર્મિક ઝનૂનમાં આવી મંદિરને તોડી ન નાખે એ માટેનો એક તરીકો છે સંખ્યાબંધ જૈન મંદિરો આ તરીકાથી મોગલોના હાથથી ભાંગતાં બચી જવા પામ્યાં છે. મંદિરનો મુખ્ય લેખ ચૌમુખજીના દ્વાર પાસે લાગેલો છે એ સિવાય ભીંતોમાં અને થાંભલાઓ ઉપર બીજા ઘણા લેખો છે. પણ ઘણાખરા ત્યાં યાત્રા કરવા આવનારાઓએ ત્યાંના સલાટોને પૈસા આપીને, જાણે લખી દેવાથી યાત્રા સફળ થઈ જતી ન હોય તેમ 'પોતાની યાત્રા સફળ'ના લેખો કોતરાવ્યા છે ઠેકઠેકાણે સલાટોનાં નામ કોતરાયેલાં છે. અને હજુ પણ લખાયે-કોતરાયે જાય છે પોતાની પુણ્ય લક્ષ્મીને પાણીની જેમ આ મંદિર બંધાવવા માટે ખરચનાર સંઘવી શેઠ ધરણાશાહની અને પોતાનાં સંપૂર્ણ શિલ્પકૌશલ્યને આ મંદિરની રચના માટે કામમાં લેનાર સૂત્રધાર રા દેપાકની મૂર્તિઓ મૂળ ગભારાની સામે આવેલા બે થાંભલામાં કોરાયેલી છે આ બન્નેય મહાપુરુષોના વંશજો અત્યારે વિદ્યમાન છે, પણ મૂળ પુરુષોનો એ લક્ષ્મીવૈભવ અને જ્ઞાનવૈભવ આજે એમનામાં નથી રહ્યાં.

આ મંદિરમાં ચોરાસી ભોંયરાં છે એવો પુરાણો ઘોષ ચાલ્યો આવે છે, પણ અત્યારે કોઈને એની યાદ નથી અમે મંદિરમાં પાંચ ભોંયરાં જોયાં એમાનું એક ભોંયરું જે રાયણના ઝાડની નજીકમાં ઉત્તર બાજુના ચૌમુખજીની સામે આવેલું છે, એ દર્શનીય છે બીજું સામાન્ય છે કેટલાંક ભોંયરાં તો મોટાં આળાં જેવાં છે મંદિરની વિશાળતા જોતાં નાનાં મોટાં થઈ ચોરાસી ભોંયરાં હોવાં અસંભવ નથી અમે જે ભોંયરાં જોયાં તેમાં સારામા સારી નાની તેમ જ મોટી સંખ્યાબંધ મૂર્તિઓ અવ્યવસ્થિત દશામાં પડેલી છે એ બધી પંદરમી અને સોળમી શતાબ્દીની પ્રતિષ્ઠિત છે.

અહીંનું મંદિર લગભગ પાંચ શતાબ્દીઓના વાયરા ખાવાને લીધે ઘણે ઠેકાણે પુનર્જીવન માંગે છે એક લાખ રૂપિયા હોય તો તે પણ ઓછા પડે તેમ છે. કોઈ ભાગ્યશાળી આનો જીર્ણોદ્ધાર કરાવવા પોતાનો હાથ લંબાવે એમ સૌ કોઈ ઇચ્છે અને કહે પણ મને કહેવા દે તો હું તો ઉમેરું કે, એ દ્રવ્ય વિજ્ઞ મનુષ્યના હાથમાં જ સોંપવું જોઈએ કે જેથી મંદિરનો ઉદ્ધાર થવાને બદલે એની કળાનો, એની પ્રાચીનતાનો અને એની અદ્ભુતતાનો નાશ ન થાય આજે વર્ષોનાં વર્ષો વહી જવા છતાં આપણાં તીર્થો અને મંદિરોના વહીવટકર્તાઓને એ ખબર નથી કે જીર્ણોદ્ધાર એટલે શું ? અને જીર્ણોદ્ધાર કોને કહેવાય ? કોઈ પોકારી પોકારીને કહે તો તે સાંભળવાને તેમને કાન હોતા નથી અને સમજવાને બુદ્ધિ તેમ જ હૃદય હોતું નથી વધારે દૂર ક્યાં જઈએ પણ આપણી માન્ય આણંદજી કલ્યાણજીની પેઢીના ગેડિયાઓને અને કાર્યકર્તાઓને પણ ખબર નથી કે જીર્ણોદ્ધાર એટલે શું ? સ્વર્ગસ્થ શેઠ શ્રી વેણીચંદ સૂરચંદભાઈએ ઠેકઠેકાણે આરસની લાદીઓ લાદી લાદીને કેટલોય નાશ કર્યો છે, મંદિરને લક્ષણવિહીન કર્યાં છે રખે ક્યાંય શત્રુંજયની પ્રાચીનતા કાયમ રહી જાય એ માટે લેખોવાળા પરિકરો કાઢી નાંખ્યા છે અથવા લેખો ઢાંકી દીધા છે! આવી અનેક વાતો પેઢીના કાર્યકર્તાઓના ખ્યાલમાં હજુ સુધી આવી જ નથી. પેઢીના કાર્યકર્તાઓના મગજમા જે વાતો પ્રતિષ્ઠાનું

રમતી રહેવી જોઈએ, તેનો તેમને સ્વપ્નેય ખ્યાલ હોતો નથી, એ કેટલું બેહૂદું તેમ જ શોચનીય છે. આજે સિદ્ધાચળજી ઉપર નજર કરીશું તો ભાગ્યે જ પ્રાચીનતા નજરે આવશે. પૈસા કમાવા ખાતર મંદિરોની મજબૂત ભીંતોને તોડીને નવા ગોખલાઓ બનાવી અહીંની મૂર્તિઓ ત્યાં અને ત્યાંની મૂર્તિઓ અહીં એમ એકબીજા ઠેકાણેની અને એકબીજાના નામની મૂર્તિઓની ફેરબદલી કરવાનું કામ ઘણી હોશિયારીથી કરાય છે, અને કરાયું છે. મંદિરની ભીંતોમાં નવેસર ગોખલાઓ કરવાથી ભીંતનો ઓસાર પાતળો પડતાં મંદિર અલ્પાયુ થાય, એ વાતનો વિચાર પૈસા કમાનારે શા માટે કરવો જોઈએ વારુ? મેં એવી અનેક મૂર્તિઓ જોયેલી છે કે જેની મૂળ દેરી અને શિલાલેખ આદિ બધુંય કાયમ હોવા છતાં મૂર્તિને ત્યાંથી દેશવટો ભોગવવો પડ્યો છે આવાં પરિવર્તન ઉચિત ન ગણાય અસ્તુ આ તો મેં પ્રસંગવશાત્ લખી નાખ્યું.

આ તીર્થનો વહીવટ પણ આપણી પેઢી કરે છે એની જ દેખરેખમાં મંદિરના આવશ્યક જીર્ણોદ્ધારનું કામ ન થયું અને ફરતીમાંની દેરીઓમાં આરસની લાદીઓ ચોંટાડવામાં આવી છે. એ માટે અમદાવાદના જ કોઈ ભાગ્યવાન શ્રાવકે પચીસ–ત્રીસ હજાર રૂપિયા આપ્યા છે એમ સાંભળવામાં આવ્યું છે ફરતીની દેરીઓમાં આરસની લાદીઓ ચોંટાડ્યા સિવાય કાંઈ અટક્યુ ન હતુ; એના બદલે બીજા આવશ્યક કામ માટે જો ખરચ કર્યું હોત તો તે વધારે ઉચિત ગણાય

આ મંદિરને સામાન્ય રીતે જોતાં પણ બે કલાક લાગે તેમ છે જે ખરા જોનાર આવે છે તેઓ એક દિવસમાં મંદિર જોઈ શકતા નથી. અમે મંદિરના નિરીક્ષણ માટે પાંચથી છ કલાકનો સમય ગાળ્યો હતો અને અમારી યાત્રા સમાપ્ત કરી હતી. અહીંની યાત્રામાં આપને અમે વારંવાર યાદ કર્યા હતા

એ જ. શિશુઓને યોગ્ય સેવા ફરમાવશો. કૃપાદૃષ્ટિ છે તેવી રાખશોજી લાભવિ મ. કર્પૂર વિ મ મેઘવિ મ. આદિને સાદર વંદના.

દ. શિશુ પુણ્યની ૧૦૦૮ વાર વંદના.

दीसइ विविहऽच्छरियं, जाणिज्जइ सुजण–दुज्जणविसेसो ।
विन्नाण च कलिज्जइ, हिंडिज्जई तेण पुहवीए ॥ १ ॥

[ 'પ્રસ્થાન,' ભાદ્રપદ, સં. ૧૯૮૮ ]

## વિહારવર્ણન

## [ ૩ ]

જૈનેતર આદિ દરેક પ્રજા કેસરિયાજીની ઉપાસના કરે છે ખરી, પણ એ બધાય કરતાં એ પ્રભુની પરમ ઉપાસક અહીંની ભીલ પ્રજા છે સમયના ફેરફાર સાથે ભલે બીજી પ્રજા કેસરિયાનાથજીની ઉપાસના છોડી દે, પણ અહીની ભીલ પ્રજા એ પ્રભુની ઉપાસનાને સ્વપ્નેય વિસારે તેમ નથી કેસરિયાનાથની અનન્ય ભક્ત એ પ્રજાના રીતરિવાજ આદિ ઘણું રસપ્રદ છે એટલે એ પણ આપને જણાવું છું. ઉદયપુર અને ડુંગરપુર સ્ટેટમાં મળી એમની વસતી આશરે ચાર પાંચ લાખ જેટલી હશે એ પ્રજા એટલી નીતિશીલ છે કે, પોતાની ચોકી મળી ગયા પછી પ્રાણાંતે પણ માણસને આંચ આવવા ન દે એ પ્રજા એટલી સંવિભાગશીલ છે કે, પોતાને ત્યાં પોતાના નાતીલા ગમે તેટલા આવે તોપણ એ સૌને આપીને જ પોતે ખાય. એ લોકો મુખ્યત્વે ખેતીથી અને તે સિવાય જંગલનાં લાકડાં, ઘાસ આદિ ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે પહાડોમાં જ્યાં ભીલોની જ વસતી છે ત્યાં

તેમની પાસેથી ઘાસ, લાકડાં આદિનો સ્ટેટ તરફથી કર લેવામાં આવતો નથી. જ્યાં બીજી વસતી હોય ત્યાં કર લેવામાં આવે છે એમનો ખોરાક મુખ્યત્વે બાજરી, મકાઈ અને ખડધાનનો છે અને શિકાર કરી માંસાહાર પણ એ લોકો કરે છે આ પ્રજા એટલી વ્યસની છે કે તેમના પૈસા બધા દારૂમાં જ ઊડી જાય છે એમનાં ગામો ત્રણ-ચાર માઈલના વિસ્તારમાં વસેલાં હોય છે. એ પ્રજા દારૂ પીનાર અને ઝનૂની હોઈ આપસઆપસમાં લડી ન પડાય એ ઉદ્દેશથી જુદી જુદી ટેકરીઓ ઉપર દૂર દૂર એક એક બબ્બે ઘર, ઝૂપડાં વગેરે બાંધી વસે છે. એમના લગ્નનો વિધિ બ્રાહ્મણગોર કરાવે છે અને એ ગોરને તેઓ જ્યારે ખેતી પાકે ત્યારે લાગાઓ આપે છે કોઈ કારણસર એમને એકઠાં થવાની આવશ્યકતા પડે ત્યારે ત્યારે તેમનો નાયક ઢોલ વગડાવે અને એ દ્વારા સૌને એટલી ત્વરાથી ભેગા કરે કે એક સાધનસપન્ન રાજા પણ એટલી ત્વરાથી એ કામ ન કરી શકે ઢોલના શબ્દ ઉપરથી જે જાતનુ કામ હોય તેને એ લોકો પારખી લે છે ઉદયપુર અને ડુગરપુર રાજ્યમાં એકથી બીજે ગામ જતાં ઠરાવેલ ચોકી આપવી પડે છે. મેળા ઉપર કેસરિયાજીની યાત્રાએ આવનાર માટે ચોકીનો દર અર્ધો છે સાધુ, બ્રાહ્મણ, રાજપૂત, મુસલમાન પાસેથી ચોકી ક્યાંય લેવાતી નથી; તેમ સરકારી અમલદારો અને સરકાર જેમની ચોકી માફ કરે તેમની પણ ચોકી નથી લેવાતી ચોકી લેનાર ભીલો ફલાવાર વારો આવે ત્યારે વારાફરતી ચોકી લેવા આવે છે–એમે છે. ભીલ પ્રજા ભૈરવ, જોગણી, કાલિકા, ચડી આદિ ઘણાંય દેવદેવીને માને છે, તેમ છતાં એ લોકો કેસરિયાનાથજીને સૌથી વધારે માને-પૂજે છે જ્યારે ત્યારે ડગલે ને પગલે કેસરિયાનાથજીની જ બાધા-આખડી રાખે છે દર પૂનમે એમનાં ટોળાં કેસરિયાજી આવે છે પણ ફાગણ વદિ આઠમના મેળા ઉપર તો એમનાં ઝૂડનાં ઝૂડ આવે છે આ દિવસે ચારે તરફ નજર નાખીએ ત્યાં રસ્તાઓ ભીલ–ભીલડીથી જ ઊભરાતા હોય છે આ મેળાને દિવસે રસ્તાની ચોમેર માઈલો સુધી ટેકરીઓ ઉપર ભીલો ચોકી કરતા આઠે પહોર ઊભા રહે છે. કેસરિયાજી આવનાર ભીલ–ભીલડીઓ ગીતો ગાતાં ગાતાં આવે છે, અને મેળાને દિવસે તો એમનાં ઝૂંડનાં ઝૂડો ગીતો ગાવામાં મસ્ત રહે છે એ ગીતોમાં મુખ્યત્વે બાધા–આખડી રાખનારને શો લાભ થયો એ જ વર્ણન હોય છે. નમૂના દાખલ એક ગીત આપને લખી મોકલાવુ છું:

અમદાવાદ મોડા તીરથ૦ જાઈ રે જાઈ

કુંવર માદો થાય તીરથ૦ ઘણો અકલો[1] થાંઈ તીરથ૦
થારી [2]બોલમાં લઈ રે તીરથ૦ કુંવરીઓ વચે[3] તીરથ૦
કુવર હજ્જગ[4] વલિઓ તીરથ૦ પ્યારી સંઘ ચાલો તીરથ૦
સોનાવાલો મોરીઓ[5] તીરથ૦, રૂપાવાળી ચકલી તીરથ૦
રૂપાવાળા કુકડા તીરથ૦, સોનાવાળી માછલી તીરથ૦.
મગરા[6] માંહે ધુલેવ હૈ તીરથ૦, પારી સંઘ ચલાવો તીરથ૦
હાથ માહે જલરો લોટીઓ તીરથ૦, હાથ મુંડા ધોવો તીરથ૦
ઉગતો સૂરજ બાંદી લેવો તીરથ૦, લીલી પીળી ગાડી તીરથ૦.
કુવર રમતો થાયો તીરથ૦, સઘળો સંગ ચાલવા લાગો તીરથ૦
નોરલ જોડ મેલ્યો તીરથ૦, અમદાવાદ દૂ મોડા તીરથ૦
રસ્તે લાગો તીરથ૦, દનડો[7] બૂડી[8] જાય તીરથ૦

---

૧ માદો ૨ પગે ચાલીને યાત્રા કરવાની બોલમા એટલે માનતા. ૩ વંચે-બચે, ઝવતો રહે ૪ હજ્જગ-વલિઓ–વધારે માંદો પડ્યો ૫ મોર ૬ નાના ડુંગરા. ૭ દિવસ. ૮ આથમે.

વાડીને બગીચા તીરથ૦,
સગવાડે સુથાર બોલાવો તીરથ૦, ધામતો[9] જીણુ[10] મોકલો તીરથ૦
ચનણરૂક[11] કટાવો તીરથ૦, ચનણ તો વેરાવો તીરથ૦.
ગાડીઓ ઘડાવો તીરથ૦, અડદી ગાડી અડદી વાલી તીરથ૦.
પારી સંઘ ચલાવો તીરથ૦, સૂરજ કેમે ઝાંકો તીરથ૦
કાચે રે બેડલો તીરથ૦, કાંક[12] બેડલી તીરથ૦.
મોર સાતે ને સયા[13] તીરથ૦, દાતણીઆને મોડા તીરથ૦.
સાથેરે કડકા[14]રાલુ તીરથ૦, સાથે વાટી[15] આલુ તીરથ૦
સાબુ[16] કાગલા કરા તીરથ૦, કાચનો બેડલો ભરી લાવો તીરથ૦.
તટકે બેઠેલો છોડી લેવો તીરથ૦, જાઈ રે ધામા દોડ તીરથ૦
ઢેપરી[17] રે જાંપા ટૂટો તીરથ૦, ચલાવો ગાડી ચલાવો તીરથ૦.
કાલોજી સામલોજી તીરથ૦, ગુજરાતમે સામલોજી તીરથ૦
ખડકમે કાલોજી તીરથ૦, ડુંગરપુર પડાવ તીરથ૦.
ધામતીરે ડાક મોકલો તીરથ૦, ધામા દોડે રેડાક તીરથ૦
સબળો સંઘ ચલાવે તીરથ૦, હિંદુ વડલો આઈ તીરથ૦.
ખેરવાડા આવી લાગો તીરથ૦, તીયાં[18] પડાવ કરાવો તીરથ૦
દનડો બૂડી જાય તીરથ૦, દનડો ઊગી જાય તીરથ૦
સંઘ ચલવે લાગો તીરથ૦, આવી લાગો સોમ તીરથ૦.
આવી લાગા મયાવાલી વાવડી તીરથ૦, આવી લાગા કાલાજી તીરથ૦
પારીરે[19] બોલમા ચોડી તીરથ૦, રૂપાવાળા મોરીયા તીરથ૦:
મોરીયા તો ચોડા લાગા તીરથ૦, ચકલી તો ચોડવા લાગા તીરથ૦.
રૂપાવાલી માછલી તીરથ૦; માનલી તો ચોડવા લાગા તીરથ૦.
કેસર ચોડવે લાગા તીરથ૦, બોલમા તો આવી ફોદી તીરથ૦

આ જાતનાં ગીતો ગાય છે ગીતો સ્ત્રી અને પુરુષ સાથે મળીને પણ ગાય છે પુરુષો અને સ્ત્રીઓ અર્ધચંદ્રાકાર ઊભાં રહીને ફરતાં ફરતાં તાલીઓ પાડતાં ગાય છે વચમાં તાન ચડાવવા માટે ઊંચેથી પુર્રર્રર્રર્ર શબ્દ વારંવાર બોલીને કૂદતાં રહે છે. દરેક ગીતને એક જ પદ્ધતિથી જાડા સ્વરે ગાય છે, દરેક કડીને બીજી વાર બોલતી વખતે આદિમા ‘ જાઈ મારે તીરથ જાઈ રે ’ ઉમેરે છે, જેમ કેઃ—

અમદાવાદ મોડા તીરથ જાઈ રે,
જાઈ મારે તીરથ જાઈ રે, અમદાવાદ મોડા તીરથ જાઈ રે જાઈ.

યાત્રાએ આવનાર દરેક ભીલ–ભીલડી નાહીધોઈ પ્રભુની પૂજા કરે છે, અને પ્રભુને ગળે, હૃદયે, ચરણે વળગી પડે છે, તેમ જ જોરજોરથી જેકારા બોલતા રહે છે.

ભીલોમાં વૈરાગ્ય આવે છે ત્યારે ભગત બની જાય છે. એ ભગતો માંસાહારનો સદંતર ત્યાગ કરે છે, અને ભીલોની સાથે ખાવાનું પણ છોડી દે છે ભગતો એકબીજાને ત્યાં ખાય પીએ ખરા. એ

---

૯ દોડતા ૧૦ જીણુ–જાનમાણસ ૧૧ ચંદનનું ઝાડ ૧૨ કાખમા ૧૩ સખીઓ ૧૪ ઢોગળા. ૧૫ ઘઉંના લોટની બાટી. ૧૬ ચુલુ કોગળા. ૧૭ ઠાકોર ૧૮ ત્યાં ૧૯ પગે ચાલીને યાત્રા કરવાની માનતા ચડાવી.

લોકો ખાસ કંઈ જ્ઞાન ધરાવતા હોતા નથી, એટલે ઉપદેશ આપવા જેવુ કાંઈ કરતા નથી; પણ
પોતાની પ્રણાલી પ્રમાણે જે ભજનો આવડતા હોય તે બાલોને સંભળાવે છે. એ ભગતો કેસરિયા-
નાથજીના ઉપાસક હોય જ છે.

અહીંની ભીલ પ્રજાની "શ્રી કેસરિઆનાથજી પ્રત્યે આટલી દૃઢ ભક્તિ, યાત્રા કરવા આવતાં જતાં
શ્રીકેસરિયાજીનાં વિધવિધ ગીતો ગાવાં, કોઈ પ્રસંગ પડતાં કેસરિયાનાથની જ માનતા માનવી, એના
નામ પર પ્રાણ પાથરવા તૈયાર થવું" ઇત્યાદિ બાબતો જોતા મને લાગે છે કે કોઈ જમાનામાં આ
આખાયે પ્રજા ચુસ્ત જૈન ધર્માવલંબી હોવી જોઈએ. કોઈ અકલ્પ્ય પરિસ્થિતિમા પરાવર્તન પામી જવા
છતાં એ પ્રજામા હજુયે જૈનત્વના ઉપર્યુક્ત અવશેષો રહી જવા પામ્યા છે. લોભ-લાલચને વશ
થઈ આપણે ગમે તેવા દેવી-દેવતાઓની માનતા કે ઉપાસના કરીએ તેમ છતાયે દેવી-દેવતાઓ સાથે
આપણો અંગત લેશ પણ સંબંધ જોડાતો નથી, જ્યારે આ ભીલજાતિ માટે તેમ નથી, બલ્કે પોતે
જે અનેકવિધ દેવી-દેવતાઓને રાતદિવસ માનતા પૂજતા હોય છે તેનાથી પણ અધિક કેસરિયાનાથજીની
ઉપાસના કરે છે, કષ્ટ આદિ આવી પડતાં એની જ માનતા માને છે અને એના નામના સોગન લીધા
પછી ક્યારે પણ પ્રતિજ્ઞાભ્રષ્ટ થતા નથી-એથી, ખરે જ એ પ્રજા એક કાળે જૈન ધર્માવલંબી હશે એમ
માનવાને કારણ છે.

પૂજ્ય ગુરુદેવો ! આ વખતે અમે કેસરિયાનાથજીમા ચાર દિવસ રહ્યા યાત્રા સારી રીતે કરી,
અને જે જાણી શકાય તે જાણવા યત્ન પણ કર્યો ચૈત્ર વદિ બીજને દિવસે પ્રભાતમાં કેસરિયાનાથજીનાં
દર્શન કરી અમે ઉદયપુરનો રસ્તો લીધો. પહેલે દિવસે પ્રસાદ અને બીજે દીવસે ટીડી આવી રહ્યા.
અહીં અમને સમાચાર મળ્યા કે અહીંથી પૂર્વ દિશામાં બે માઈલ ઉપર જાવર માતા છે ત્યા જૈન-
જૈનેતરનાં ઘણાં મંદિરો તૂટેલાં પડ્યા છે, અને તે જોવા લાયક છે પૂજ્ય આચાર્યદેવની આજ્ઞા લઈ
બપોરના ત્રણ વાગે હું, મુનિ શ્રી ચરણવિજયજી અને રમણિકવિજયજી ત્યાં જવા તૈયાર થયા જતી
વખતે પૂજ્ય આચાર્ય મ૦ એ ભલામણ કરી કે સાથે પાણીનો ઘડો લઈ જાઓ, જેથી આવતાં
સાંજ પડી જાય તો હરકત ન પડે. આચાર્ય દેવની આજ્ઞા પ્રમાણે અમે પાણી લઈ ને બે ચોકી કરનાર
અમારા માણસો સાથે ત્યાં ગયા ગામમાં પ્રવેશ કરતાં જ સૌ પહેલા જાવર માતા ઉર્ફે અંબાજીનુ
મંદિર આવ્યુ એના સામે શિવનું મંદિર છે, અને અહીંથી અર્ણા પોણા માઈલની દૂરી પર વિંષ્ણુ
ભગવાનનું મંદિર છે આની વચમાં આપણા ચાર ભવ્ય મંદિરો ઉભેલાં છે. સાર-સંભાળ ન હોવાથી
એ બધાંય તૂટીફૂટી ગયા છે, તેમ છતા હજુ ઘણોય ભાગ ઊભો છે. દરેકમાં અત્યારે ઘાસ ભરવામાં
આવે છે બારશાખ તેમ જ થાંભલાઓમાં લેખો વિદ્યમાન છે એ બધા અમે ઉતારવા લાગ્યા, પણ
સૂર્યે એટલી શીઘ્ર ગતિ કરી કે અમે અમારું કામ પૂરું કરી રહીએ તે પહેલાં જ એ અદૃશ્ય થઈ
ગયો અમારે બે માઈલ જવાનું હતું. ભયંકર પહાડી રસ્તો હતો છેવટે પથરામા અથડાતા અથડાતા
ટીડી તરફ ચાલ્યા રસ્તામાં આચાર્ય મહારાજશ્રીએ સામે ચોકીઆત મોકલ્યા હતા તે મળ્યા તેમની
પાસે દીવો હતો એટલે અમને ચાલવાથી સુગમતા પડી અમે ટીડી પહોંચ્યા, અને પ્રતિક્રમણ કરી
બીજે દિવસે જાવર જવાની આજ્ઞા અમે આચાર્ય મ૦ શ્રી પાસે માગી તેઓશ્રીની આજ્ઞાથી અમે
પહેલા દિવસના ત્રણે સાથીઓ પાછા જાવર ગયા ત્યાં કોઈ શ્રાવકની વસતી ન હોવાથી અમે આસપુરના
આપણા શ્રાવક શેઠ નિહાલચંદજી તારાવત અને કચરુભાઈ ને સાથે લઈને ગયા અને બાકી રહેલા
બધા લેખ લીધા, અને પાછા દૂર આવેલ બીજા પાંચ મંદિરો જોવા ગયા. ત્યાં જે લેખો હતા તેનો
પણ ઉતારો કર્યો. એક મંદિરમાં તો બરાબર પચાસ ઇંચની પદ્માસનાકાર બે સુંદર મૂર્તિઓ તદ્દન

અખંડ પડેલી છે એકંદર આપણાં નવ મંદિરો છે, જે વિશાળ અને અતિભવ્ય છે જૈનેતરનાં કેટલાંક મંદિરો છે. પણ એ તદ્દન સાદાં અને નાની દેરી જેવાં છે. ઉપર મેં જે ત્રણ જાવર માતા, શિવ અને વિષ્ણુનાં મંદિર જણાવ્યાં છે એ તો વિશાળ, અતિ સુંદર અને વિક્રમની સોળમી સદીમાં બનેલાં છે. શ્રીમતી મીરાંબાઈ અહીંના વિષ્ણુમંદિરમાં વસતાં હતાં, એમ કહેવાય છે. મુસલમાનો સામેના યુદ્ધના પ્રસંગે રાણા પ્રતાપે અહીંના પહાડો ઉપરના કિલ્લામાં ઘણો સમય વીતાવ્યો છે આ ગામનો અને આપણાં મંદિરોનો મુસલમાન યુદ્ધના સમયમાં જ નાશ થયો છે તે પછી એ ગામ ફરીથી વસ્યું છે, પણ પૂર્વની આબાદી એમાં આવી શકી નથી. આપણાં મંદિરો પંદરમી અને સોળમી સદીમાં બનેલાં છે સવારથી બપોરના એક વાગ્યા સુધી અમે આ મંદિરો જોવાનું કામ કર્યું, તે પછી આહાર કરી વિશ્રાંતિ લઈ ઠંડો પહોર થતાં સાંજે અમે છ માઈલ દૂર બારાપાલ પહોંચ્યા. આચાર્ય મહારાજશ્રીએ આજે કાયા પડાવ કર્યો હતો બીજે દિવસે સવારે તેઓશ્રી ઉદયપુર પહોંચવાના હતા, અને અમારે પણ લાંબો પથ કાપી ઉદયપુર જ પહોંચવાનું હતું. આચાર્ય મહારાજ અમારા માટે ગામબહાર રોકાયા એટલે અમે સાથે પ્રવેશ કરી શક્યા.

આપશ્રીએ પૂજ્ય આચાર્યદેવ ઉપર લખ્યું હતું કે પુણ્યવિજયજી શેઠજી રોશનલાલજીને ઓળખતા નથી તો પરિચય કરાવજો અને એમની પાસેથી સાંભળવા જેવી અને જાણવા જેવી વાતો સંભળાવજો આપની સૂચના મુજબ શેઠ રોશનલાલજીનો ઠીક પરિચય થયો એઓશ્રી પાસેથી ઘણો ખજાનો છે કોઈ શ્રમ કરનાર હોય તો ઘણું જ કામ થઈ શકે તેવું છે. મેં તેમની પાસે ઘણી વાતો સાંભળી, અને દિવસો સુધી તેમની વાતો સાંભળીએ તો ખૂટે તેમ નથી. તેમની પાસે મહારાણા પ્રતાપે શ્રી હીરવિજયસૂરિ ઉપર લખેલ પત્રની મૂળ નકલ છે તેની મેં નકલ કરી લીધી છે, અને તેનો ફોટો ઉતારવાની ભલામણ કરીને આવ્યો છું, જે મારા પાટણ આવ્યા પછી આવશે. ઉદયપુર એક અઠવાડિયું રહી અમે ચૈત્ર વદિ ૧૧ના રોજ વિહાર કર્યો, અને મંડાર, મોટાગામ, નાંદેસમા, ઢોલ, સાયરા અને ભાણપુર આટલે ઠેકાણે મુકામ કરી બરાબર અક્ષયતૃતીયાને દિવસે અમે રાણકપુરજી આવ્યા મોટાગામ અને નાંદેસમામાં આપણા મંદિરો છે, પણ તેને પૂજનારા બધાય બારાપંથી અને તેરાપંથી થઈ ગયા છે આ મંદિરો સોળમી સદીમાં બંધાયેલાં છે સાયરાની પાસે એક ભાટનું સાયરા ગામ છે ત્યાં આપણું એક મંદિર છે જે અત્યારે ખાલી પડ્યું છે અને સોળમી સદીનું છે

એમ કહેવામાં આવે છે કે મેવાડની અંદર લગભગ આપણાં ત્રણ હજાર મંદિરો છે, જે અત્યારે નષ્ટ-ભ્રષ્ટ અથવા અર્ધનષ્ટ સ્થિતિમાં પડેલા છે. આ બધાયનું અવલોકન કરવામાં આવે તો કેટલીયે ઐતિહાસિક સામગ્રી સાંપડે, પણ અંદર અંદર કલહમાં મગ્ન આપણને ક્યાં આ વાતની પડી છે?

રાણકપુરજીથી સાદડી, વરકાણા, શિવગંજ, સીરોહી અને એની વચમાં આવતાં ગામોમાં મુકામ કરતા અમે આજે અણાદરા આવી પહોંચ્યા છીએ. આવતી કાલે પ્રભાતમાં અમે દેલવાડાનાં જગમશહૂર કોરણીવાળા મંદિરોનાં દર્શન કરી આનંદ હર્ષ મનાવીશું સીરોહીથી અણાદરા આવતાં સીરોહી પહેલાં મીરપુર કરીને ગામ છે, તેમાં આપણાં ચાર મંદિરો છે ત્રણ ખાલી પડ્યાં છે ત્રણે અકબંધ મંદિરો છે. એ મંદિર તો મને એવાં લાગ્યાં છે કે તે બંધાયા પછી ગમે તે કારણે એમાં પ્રતિમાજી પધરાવવાનો સુયોગ મળી શક્યો જ નથી એક મંદિર એટલું બધું ભવ્ય, મહાન અને અજબ કોરણીવાળું છે કે જેને બંધાવવા બેસીએ તો હજારો રૂપિયા જોઈએ એ મંદિર જીરાઉલા પાર્શ્વનાથનું હતું આજે એ ખાલી પડ્યું છે એ મંદિરમાં એકાદ મૂર્તિ હોય તો એની સારસંભાળ થાય, અને એ મંદિર તીર્થરૂપ બન્યું રહે જે એક મંદિર સાધારણ મંદિર જેવું છે તેમાં પ્રતિમાઓ છે. અહીં એક

ધર્મશાળા છે, તેમાં એક પૂજારી અને ચોકિયાત રહે છે. ગામ તદ્દન ભાગી ગયું છે. એક પણ ઘર અહીં નથી એનાથી દૂર એક માઈલને છેટે એ ગામ ફરીથી વસેલું છે આપણાં મંદિરો પહાડની વચમાં આવેલાં છે સ્થાન ઘણું ભયંકર છે. અમારી સાથે સીરોહી રાજ્યના નાયબ દીવાનની ભલામણથી દરેકે દરેક ઠેકાણે ચોકિયાત હોય છે, એટલે અમે તો નિર્ભયપણે રહીએ છીએ

હવે અર્બુદગિરિની શીતળતાનો અનુભવ કરી એમાંનાં ભવ્ય મંદિરોનાં દર્શન કરી પાછા અણાદરા મઢાર, પાંથાવાડા અને જેને માટે વૃહત્કલ્પ સૂત્રના ટીકાકારે "वन्नासायां पूरादवरच्यमानाया तत्पूरपानीयप्लाविताया क्षेत्रभूमौ धान्यानि प्रकीर्यन्ते" એવો ઉલ્લેખ કર્યો છે એવા બનાસ નદીના રેતાળ પ્રદેશનું પુનઃ દર્શન કરતા પાટણ આવીશું.

એ જ યોગ્ય સેવા લખશોજી. સર્વ મુનિમંડળને સાદર વંદના આપને દરેક ઠેકાણે યાત્રામાં યાદ કર્યા છે શિશુઓ ઉપર કૃપાદૃષ્ટિ રાખશોજી.

આબુજી અમારે થોડું જ રહેવાનું હોવાથી હવે કાંઈ ખાસ લખવાનું રહેશે નહિ

અણાદરા
વૈશાખ વદિ પ્રથમ દશમી
સંવત ૧૯૮૮

દ શિશુ પુણ્ય ૧૦૦૮ વાર વંદના

[ 'પ્રસ્થાન,' જ્યેષ્ઠ, સં ૧૯૮૯ ]

# જેસલમેર પત્રધારા

## [૧]

[સં. ૨૦૦૬ના ચૈત્ર વદિ ૧૪ના રોજ શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ ઉપર લખેલા પત્રમાંથી]

### ગ્રંથો મેળવવાની પદ્ધતિ

તમને પત્ર લખ્યા પછી ભંડારને તપાસવાનું અમારું કાર્ય આગળ ચાલ્યું છે એક એક પોથીમાં જે સંખ્યાબંધ પાનાંઓ ભેગાં ભળી ગયાં છે એ બધાંના પૃથક્કરણ માટે અમે એ પાનાંઓનું અનેક દૃષ્ટિએ વર્ગીકરણ કર્યું છે એ અત્યારે જોવા જેવું છે તમે ઘણાંય પ્રદર્શનો જોયાં હશે પરંતુ અમારું આ પ્રદર્શન ભલભલાને આશ્ચર્યચકિત કરે તેવું છે સેંકડો વર્ષથી પોતાના કુટુંબથી જુદાં પડી ગયેલાં એ પાનાંઓને અમે પુનઃ એમના કુટુંબ સાથે મેળવવાનું કામ કરીએ છીએ એ પાનાંઓના ગંજને જુદી જુદી દૃષ્ટિએ ગોઠવી તેના અક્ષરો, પાનાંઓની જાતિઓ, અંકોના પ્રકારો, લિપિ અને વિષય વગેરેને લક્ષમાં લઈ કેવી રીતે ગ્રંથને પારખવામાં આવે છે, અને કયા ગ્રંથનાં એ પાનાં હોઈ શકે એ માટે જે વિવિધ કલ્પના અને અવલોકન કરી નિર્ણય કરવામાં આવે છે તે એક જોવા જેવી વસ્તુ છે. કોઈ ગ્રંથનાં એક-બે પાનાં હોય, કોઈ ગ્રંથનાં પાનાઓના ટુકડાઓ હોય એ બધાયને જોઈ વિવિધ નિશાનીઓ અને શબ્દો વગેરે ઉપરથી ગ્રંથનુ નામ કેમ પકડી પાડવામા આવે છે, તે તમે નજરે જુઓ તો તાજુબ જ થઈ જાઓ

### ખંડિત થયેલા વિવિધ ગ્રંથો

અમારી ઉપર્યુક્ત રીત અનુસાર આજ સુધીમાં અમે અનેક ગ્રંથોના પાનાંઓને સોપયોગ બનાવી દીધાં છે, અનેક ગ્રંથોનાં પાનાઓના ટુકડાઓને પણ સોપયોગ બનાવી દીધા છે, અને નિરુપયોગી ગણાતા એ ટુકડા આદિની કિંમત પણ વધારી દીધી છે, છતા જે પાનાંઓના ટુકડાઓ વગેરેનો પત્તો જ નથી એ રીતે તો ગ્રંથોને આખા કરવા મુશ્કેલ છે. અહીંયાં એક તાડપત્રીય પાનાંના ટુકડાઓનો ઢગલો જોયો તેમા ભગવતી સૂત્ર, કલ્પચૂર્ણિ, વ્યવહારચૂર્ણિ, કર્મપ્રકૃતિ, તિલકમંજરી મહાકવિ કુન્તકવિરચિત વક્રોક્તિજીવિત, યોગદર્શન અને તેના ઉપરનુ વાચસ્પતિ મિશ્રનું ભાષ્ય વગેરે સંખ્યાબંધ ગ્રંથોનાં પાનાઓના ટુકડાઓ મળી આવ્યા, જે પૈકીના ઉપયોગમાં આવી શકે તે તો રાખવામાં આવ્યા છે; બાકી તો જે રૂપે બધું કચુંબર પડેલું છે, તેનો ઉપયોગ પણ શો થાય ?

રા. રા. સી ડી દલાલે જે ગ્રંથોનાં પાનાંઓ સંખ્યાબંધ નોંધ્યાં છે તે, મને લાગે છે કે, અમુક પાનાનો નંબર જોઈ એ નોંધ્યો છે. ઉ.ત. કુન્તકકૃત વક્રોક્તિજીવિતનાં પાનાં તેમણે ૩૦૦ નોંધ્યાં છે આજે એનાં પાનાં માત્ર ગણનરીનાં છે. અને ત્રુટક પોથીઓ અમે જેટલી ખોલી તે બધીઓમાંથી એક-બે-ચાર પાનાં મળતા જ રહ્યા છે છેવટે નાના ટુકડા પણ હાથ લાગ્યા છે અને ઉપર જણાવેલ કચરામાંથી પણ ૫–૧૦ પાનાના મોટા ટુકડાઓ હાથ લાગ્યા છે. આચારાંગ ચૂર્ણિ વગેરે સંખ્યાબંધ ગ્રંથો ઓળખી ન શકાવાને કારણે નોંધ્યા સિવાયના જ રહ્યા છે અને અધૂરા ગ્રંથોનાં નામો વગેરે નોંધ્યા સિવાય જ રહી ગયું છે

## બે ચાર્ચિક ગ્રંથો

બે ચાર્ચિક ગ્રંથો અહી છે, જે પૈકીનો એક ગ્રંથ પ્રદ્યુમ્નસૂરિકૃત છે, અને બીજો જિનપતિસૂરિકૃત આ બન્ને ગ્રંથોનો વિષય એ છે કે આશાપલ્લીમાંના ઉદયનકૃત જૈન મૂર્તિઓ વંદનીય ખરી કે નહીં ? જિનપતિસૂરિએ એ પ્રતિમાઓ વંદનીય ન હોવાનું પુરવાર કર્યું છે, જ્યારે શ્રી પ્રદ્યુમ્નસૂરિએ તે વંદનીય હોવાનું પુરવાર કર્યું છે. આ બન્નેય ગ્રંથોનાં નામ સી ડી દલાલના લિસ્ટમાં નોંધાયા જ નથી. પણ એક ભ્રામક નામ તરીકે જ તે નોંધાયેલ છે આવાં આવાં તો ઘણાં નામો ભ્રામક છે અને કેટલાંય નોંધાયાં નથી

## દાર્શનિક ગ્રંથોનો નાશ

અહીંના ભંડારોમાં જે દાર્શનિક ગ્રંથો છે તે તો મોટે ભાગે ભાંગીને ભૂક્કો જ થઈ ગયા છે, અને એ બધીય નકલો બારમા-તેરમા સૈકામાં લખાયેલી છે પાછળના જમાનામાં દાર્શનિક ગ્રંથો તરફની રસવૃત્તિ તૂટી ગઈ અને ચરિત્રો તરફનો ઝોક વધતો ગયો તેમ તેમ આ સાહિત્ય વીસરાતું ગયું અને તેની નકલો કરવા પ્રત્યેની ઉદાસીનતા પણ પરિણામે આજે આપણા ભંડારોમાંથી અનેકવિધ સાહિત્ય નષ્ટ થઈ ગયું વાદિદેવસૂરિ, આચાર્ય મલયગિરિ, આચાર્ય હેમચંદ્ર, શીલાંકાચાર્ય, મલધારી હેમચંદ્રાચાર્ય વગેરે પોતાના ગ્રંથોમા જે દાર્શનિક વગેરે સાહિત્યગ્રંથોની નોંધ કરે છે એ ગ્રંથોનુ નામનિશાન આજે આપણે ત્યાં નથી

## જૈનોની જ્ઞાનભક્તિ અને ઉદારતા

છતાંય આપણે આનંદ માનવા જેવુ છે કે તૂટીફૂટી હાલતમાં પણ આજે આપણા જ્ઞાનભંડારોને લીધે એ સાહિત્ય અને એના વિશિષ્ટ અવશેષો સચવાઈ રહ્યા છે જૈન પ્રજાએ જેમ જ્ઞાનભક્તિ નિમિત્તે કેટલુંક બગાડયું છે તેમ, આપણે જ્ઞાનભક્તિ નિમિત્તે સાચવી પણ ઘણુ જાણ્યું છે સર્વદેશીય ગ્રંથ-સંગ્રહ જૈન ભંડારો સિવાય બીજે જડવો મુશ્કેલ છે જૈન ભંડારોની વિશેષતા અને મહત્તા હોય તો તે એ જ છે કે, "મિથ્યાત્વ લાગી જશે" એવા તુચ્છ વિચારપ્રવાહને ક્યારેય પણ જૈનોએ અને જૈનાચાર્યોએ પ્રાચીન યુગમા સ્થાન નહોતું આપ્યું અને સંગ્રહની દૃષ્ટિએ આજે પણ અપવાદ બાદ કરીએ તો એ જ ધ્યેય ચાલુ છે

## આગમોની પ્રાચીન પ્રતિઓ

જૈન આગમોની, સંશોધનમાં કામ આવી શકે તેવી કેટલીય પ્રાચીન પ્રતિઓ છે કે જે તેરમા સૈકાના પૂર્વાર્ધમાં લખાયેલી છે આ પ્રતિઓ જ વાસ્તવિક રીતે આપણા આગમોના સંશોધન માટેનો આધારસ્તંભ છે. ખંભાત, પાટણ વગેરેમા પણ આગમગ્રંથોની એવી ઘણી પ્રતિઓ છે, જે સંશોધન માટેના આધારસ્તંભ સમાન છે.

અત્યારે તો ભંડારને તપાસવાનું અને વ્યવસ્થિત કરવાનું કામ ચાલે છે, એટલે સંશોધનકાર્ય સ્થગિતપ્રાય જેવું છે; છતાંય સહજસાજ ચાલે જાય છે

અમારા પ્રદર્શનનું જેમણે દર્શન કરવું હોય તેમણે તો એક-બે મહિનામાં જ જેસલમેર આવવું જોઈએ

ધર્મકાર્યમાં આદર રાખશો, દેવદર્શનમાં સભારશો. ધર્મસ્નેહમાં ઉમેરો કરશો,

દ પુણ્યવિ તરફથી સસ્નેહ ધર્મલાભ

[ 'જૈન' સાપ્તાહિક, તા ૩૦ એપ્રિલ, ૧૯૫૦ ]

( ૨ )

[ સં ૨૦૦૬ના વૈશાખ સુદ ૧૦ના રોજ શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ ઉપર લખેલા પત્રમાંથી ]

**સાથીઓનો ભેટો અને વિહાર-યાત્રાની સમીક્ષા.**

તમે છેલ્લા છેલ્લા સાબરમતી મળ્યા તે પછી અમે સતત વિહાર કરીને, ધાર્યા સમયે, જેસલમેર પહોંચ્યા તો ખરા જ અમારો જે દિવસે જેસલમેરમાં પ્રવેશ હતો તે દિવસે જે બનાવ બન્યો તેથી તમને આનદ અને આશ્ચર્ય થશે ભાઈ ફતેચદ બેલાણી, પંડિત અમૃતલાલ, ભાઈ નગીનદાસ અને ભાઈ ચિમનલાલ વગેરે, જેઓ જેસલમેર મારી સાથે રહી કામમાં મદદ કરવાના હતા, તે બધાય અમારી કામ કરવાની પુસ્તકાદિની સમગ્ર સામગ્રી સાથે મોટરમાં આવી પહોંચ્યા, અને લગભગ જેસલમેર સાત માઈલ જેટલું દૂર હશે તે સ્થળે આવીને અમને ભેટી ગયા અને બધાય મોટરમાંથી ઊતરી પડ્યા અણધારી રીતે જંગલમાં મંગલની જેમ અમારા સૌનો ભેટો થયો એથી અને અણધારી રીતે અમારી સમગ્ર સામગ્રી અમારી સાથે જ પહોંચી એથી અમારા સૌના આનંદનો પાર ન રહ્યો અમારા સૌને માટે આ પ્રસગ એક મગળરૂપ જ હતો અમારે સૌએ ક્યાં રહેવું ? કાર્યક્રમ કેમ ગોઠવવો ? અને એકબીજાએ કેવી વ્યવસ્થા કરવી ?—એની સત્વર ગોઠવણ થઈ ગઈ અને નિશ્ચિંતપણે એક પણ ઘડી કે મિનિટ બગાડ્યા વિના અમારા દરેક કામની ગોઠવણ થઈ ગઈ

જંગલના વચમાં અમને ભેટી જતાં સૌ મોટરમાંથી ઊતરી પડ્યા અને વિનયવંદન વિધિ પતાવીને સૌ સાથે ચાલવા તૈયાર થઈ ગયા, પરંતુ સાથે પુસ્તકાદિ સામાનથી ભરચક લદાયેલી આખી મોટર હતી તેની વ્યવસ્થા કરવાની હોઈ ભાઈ બેલાણી અને અમૃતલાલ પંડિત અમારી સાથે રહ્યા અને બીજાઓ મોટરમા બેગી જેસલમેર આગળ આવી પહોંચ્યા અને અમે સાધુઓએ અને ભાઈ બેલાણી વગેરેએ બરાબર માહ શુદિ ૧૨ ને દિવસે સાંજના સવાચાર અને સાડાચારના વચમાં જેસલમેરના દરવાજામા પ્રવેશ કર્યો અમારું આ મુહૂર્ત ગમે તેવું હોય પણ અમારા માટે તો એ સમય અત્યંત મંગળમય મુહૂર્તરૂપ જ હતો કે જે સમયે અમે અમારી વિહારયાત્રા નિર્વિઘ્નપણે સમાપ્ત કરી હતી.

**સતત ક્રિયા અને લાંબો વિહાર**

અમારા વડીલ પૂજ્ય મેઘવિજયજી મહારાજજી અને શ્રી રમણીકવિજયજીની તબિયત રસ્તામાં શિથિલ થઈ હતી, તેમ છતાં સૌએ ભેત્સાહપણે અવિરત વિહાર કર્યે જ રાખ્યો હતો. હું તો ધર્મ-પસાયે મારી સહજ સ્થિતિએ જ આ તરફ આનંદથી વિહાર કરીને આવ્યો છું વિહાર અમારા લગભગ ચોદ-પંદર માઈલના તો ઘણા જ થાય છે અને છેલ્લા વિહારો તો સોળ અને અઢાર માઈલના જ હતા છતાં અમારા ધાર્યા પ્રમાણે નિર્વિઘ્નપણે અમે જેસલમેર પહોંચ્યા અને તે ઉપરાંત અમે

લોદ્રવાજી તીર્થ, કે જે જેસલમેરથી દસ માઈલ દૂર છે, ત્યાંની યાત્રા અને મેળાના દર્શનનો લાભ પણ અમારા કાર્યકર્તાઓના સમુદાય સાથે લઈ શક્યા એટલે અમારો થાક ઊતરી ગયો હોય તેમ અમને લાગતું હતું.

## લોદ્રવાજીનું તીર્થ: ત્યાંના મંદિરની અદ્‌ભુત કલા

જેસલમેરથી બીજે દિવસે અમે લોદ્રવાજી પહોચ્યા અને ત્યાંના મેળાના દર્શનનો અને યાત્રાનો લાભ લઈને જેસલમેર આવ્યા, જ્યાંનું મંદિર શિલ્પસ્થાપત્યકળાના આદર્શ નમૂનારૂપ છે જોકે અત્યારે જે મંદિર છે તે પ્રાચીન મૂળ મંદિર નથી, તેમ છતાં પ્રાચીન મંદિરના પાયા ઉપર આજથી લગભગ પાંચ સૈકા પહેલા બંધાવેલું મંદિર છે એમા જે કળા છે એ તો ભલભલાને આંજી નાખે તેવી છે એ વિષે શ્રીયુત બાબુ પૂર્ણચંદ નહારે ઘણુ લખ્યુ છે એટલે તે વિષે તમને ખાસ લખતો નથી

## મંદિરમાંની અદ્‌ભુત શાલભંજિકાઓ ( પૂતળીઓ )

અહી આવીને અમે બીજે જ દિવસે કિલ્લામા ગયા ત્યાનાં મંદિરનાં દર્શન કર્યા. ખરે જ, એ મંદિરો એની કળાકૃતિ અને શાલભંજિકાઓ માટે અજોડ છે શાલભંજિકાઓના અંગભંગ એ તો નૃત્યકલાનિષ્ણાતને સાચે જ વિસ્મય પમાડે તેવી વસ્તુ છે જે શિલ્પકારોએ આ શાલભંજિકાઓ ઘડી હશે તેમને નૃત્યકળાના અંગભંગો વિષેનો કેવો અજબ ખ્યાલ હશે એ જાણીને આપણને આશ્ચર્ય થાય તેમ છે. નૃત્યકલાવિશારદને માટે તો આ મંદિરો અને એની શાલભંજિકાઓ યાત્રાધામસ્વરૂપ જ છે

## કિલ્લામાંનો જ્ઞાનભંડાર

દર્શન કરીને કિલ્લામાંનો જ્ઞાનભંડાર ખોલાવ્યો અને તેમાંથી ભાઈશ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલે ( જેમનુ ટૂંકુ નામ સી ડી દલાલ કહેવામાં આવે છે) તૈયાર કરેલ અને શ્રી જિનવિજયજી દ્વારા મળેલી માહિતી અનુસાર અમુક પુસ્તકો મે મારા સંશોધનની દૃષ્ટિએ તારવ્યા અને કાર્યકર્તા શેઠ ફતેચંદજી મહેતાજી અને ભાઈ પ્યારેલાલજી જિંદાણીજીએ અમને જેસલમેરના ભાઈઓની સમ્મતિથી આપ્યાં

## ○ વિશેષાવશ્યક ભાષ્યની પ્રાચીનતમ પ્રતિ

એ પુસ્તકોમાં અમે વિશેષાવશ્યક ભાષ્ય ખાસ ઇરાદાપૂર્વક લાવ્યા હતા. શ્રીમાન જિનવિજયજીએ આ પ્રતિના અંતમાં સંવતનો જે ઉલ્લેખ છે, એ ગ્રંથકારના ગ્રંથરચના સમયને સૂચવતો છે, એ દૃષ્ટિએ તેનો ઉપયોગ કર્યો છે. પણ મારી દૃષ્ટિ તો એ પ્રતિને જોઈને જુદી જુદી દૃષ્ટિએ એનુ મહત્ત્વ આંકવા લાગી અને તે દૃષ્ટિએ જ અમે તેનો ઉપયોગ કર્યો છે. એ પ્રતિના અંત ભાગમા લેખન સંવત નથી, પણ તેની લિપિ જોતાં તે પ્રતિ ૯મા સૈકામાં લખાયેલી હોય તેમ લાગે છે, ૧૦મા સૈકાથી અર્વાચીન હોવાનો સંભવ કોઈ રીતે નથી એટલે આ પ્રતિ ભાષ્યકારની ભાષ્યગ્રંથને લગતી મૌલિક ભાષાનુ સ્વરૂપ વગેરે કેવાં હશે તે માટે અતિ મહત્ત્વની છે. તેમ જ ભારતીય લિપિવિશારદો માટે ૧૦માં સૈકાની આસપાસ બ્રાહ્મી લિપિનું સ્વરૂપ કેવું હશે તેને લગતી એક વિશિષ્ટ લેખમાળા પણ આ પ્રતિના આધારે તૈયાર કરી શકાય તેમ છે. મને લાગે છે કે આજે આપણા સામે જે ભારતીય જ્ઞાનભંડારો જોવા-જાણવામાં છે તે સર્વમા આ પ્રતિ પ્રાચીનતમ છે. એટલે તે દૃષ્ટિએ આ પ્રતિનું અને જેસલમેરના ભંડારનું મહત્ત્વ વધી જાય છે

## કેટલાક ગ્રંથોની મહત્વની હસ્તપ્રતિઓ

ઓઘનિર્યુક્તિનું બૃહદ્ભાષ્ય પણ અહીંના ભંડારમાં વિદ્યમાન છે, જેની અમે કોપી કરાવી લીધી છે કલ્પમહાભાષ્યની અહીં કોપી છે, પણ તે અર્વાભાગની જ છે ચૌદમા સૈકામાં ટીકા રચનાર આચાર્ય ક્ષેમકીર્તિએ આ મહાભાષ્યની સાક્ષી આદિથી અંત સુધીની આપી છે છતાં આજે આપણા સામે એની સંપૂર્ણ પ્રતિ ક્યાંય જોવામાં નથી આવી તે આશ્ચર્ય જેવી જ વાત છે અનુયોગદ્વારની હારિભદ્રીયા વૃત્તિની પ્રતિ માત્ર પાટણ–વાડી પાર્શ્વનાથના ભંડારમાં જ છે, તે સિવાય અહીંથી તેની એક પ્રતિ મળી છે પાટણની પ્રતિ અહીંની પ્રતિના ઉતારારૂપ હોવા સાથે તે પ્રતિને કોઈ વિશિષ્ટ વિદ્વાને સજાવેલી છે અહીંની પ્રતિ પણ સુધારેલી છે, જેના શોધકે કેટલાક પાઠો બગાડ્યા છે આ પ્રતિ નજરે જોવાથી એ ભ્રમણાઓને આપણે નિ:શંકપણે સુધારી શક્યા છીએ અને એમાંથી કેટલીક નવી પંક્તિઓ પણ મળી આવી છે અનુયોગદ્વારસૂત્રની મૂળ પ્રતિ પણ મને પાઠભેદની દૃષ્ટિએ મદદગાર થઈ છે ટીકાકાર આચાર્ય શ્રી હેમચંદ્ર મલધારીએ જે પાઠભેદો આપ્યા છે, તે પૈકીના કેટલાક પાઠભેદો મને આમાથી મળ્યા છે જોકે મે મલધારી મહારાજે ભેગા કરેલા આદર્શો પૈકી ઘણા મેળવી લીધા છે, તેમ છતાં હજુ પણ અમુક આદર્શ (પ્રત્યંતર) મારા હાથમાં આવવા બાકી છે એટલે મૂળસૂત્રનું અનુસંધાન એટલું ખંડિત જ રહેશે. સંભવ છે, કોઈ નવો આદર્શ ક્યાંયથી મળી આવે. ખંભાતનો ભંડાર તપાસવો બાકી છે જ

અહીં આવીને અમે અનુયોગદ્વારસૂત્ર અને તેની હારિભદ્રી અને મલધારી ટીકાઓ અહીંના પ્રત્યંતરો સાથે મેળવી લીધી છે અને પાઠો શુદ્ધ કરી લીધાં છે બૃહત્કલ્પ અને તેની ટીકાની પ્રાચીન પ્રતિ મળી તેને પણ અમે મેળવી લીધી છે આ કામ પંડિત અમૃતે કર્યું છે અને ભાઈ નગીનદાસે પણ તેમા ભાગ આપ્યો છે જ્યોતિષ્કરંડક અને સૂર્યપ્રજ્ઞપ્તિ પણ સુધારી લીધાં છે જ્યોતિષ્કરંડકમાં ગાથા વગેરે કાગળની પ્રતિઓમાં અસ્તવ્યસ્ત મળી આવે છે, તે અહીંની પ્રતિમાંથી ઠીક મળી આવ્યાં છે, છતા હજુય ગોટાળો તો છે જ સૂર્યપ્રજ્ઞપ્તિ પણ અહીં અતિ પ્રાચીન હોવાને લીધે ઠીક થઈ ચૂકી છે. મૂળસૂત્ર અમે ગુજરાત આવીને પાટણની અને મારા પાસેની તાડપત્રીય પ્રતોને આધારે તૈયાર કરીશું

## રસપ્રદ પ્રશસ્તિઓ–પુષ્પિકાઓ

ભવભાવનાપ્રકરણ–આચાર્ય મલધારીકૃત સ્વોપજ્ઞ ટીકાની બે પ્રતિઓ અહીં છે. તેનો સંશોધન માટે ઉપયોગ કર્યો છે. આ પ્રતિઓના અંતની ગ્રંથકારની પ્રશસ્તિ અને લખાવનારની પ્રશસ્તિઓ ઘણો રસ પેદા કરે તેવી છે. લખાવનારની પ્રશસ્તિઓને આધારે એ જમાનામાં આ ગ્રંથ તરફ લોકોનો કેવો આદર હતો તે જણાય છે, એ આપણને આનંદ આપે તેવી વસ્તુ છે આવી પુષ્પિકાઓ અહી ત્રણ જાતની મળી છે. આ પ્રકરણની ટીકાના આદિ ભાગમા જે નેમિનાથચરિત્ર છે તેની પણ એક જુદા ગ્રંથ તરીકેની નકલ અહીં છે, અને તેના અંતમા સહજ ફેરફાર સાથે ભવભાવનાપ્રકરણ-વૃત્તિના અંતમાં આવતી પ્રશસ્તિ જ લખવામાં આવી છે. પ્રતિ તે અરસાની હોઈ એટલે કે સંવત ૧૨૮૫માં લખાયેલી હોઈ મલધારી મહારાજે પોતે જ તેમ કર્યું હશે તેમ લાગે છે.

## અધૂરી યાદીઓ

અહીંના ભંડારની ઘણી પ્રતો અસ્તવ્યસ્તપ્રાય છે. શ્રીયુત સી ડી. દલાલના લિસ્ટમાં જે નામો નોંધાયાં છે તે માત્ર અમુક પાનાં હાથ આવી ગયાં કે અમુક નામ જોઈ લીધું તેટલા ઉપરથી જ થયું છે. આજે ભંડારનાં એવી ઢગલાબંધ પોથીઓ છે, જેમાં એક એક પોથીમા દસ-દસ અને વીસ-વીસ

ગ્રંથોનાં પાનાં ભરાઈ બેઠા છે જે ગ્રંથો આજે ભંડારમાં અધૂરા છે તે બધાયનાં પાનાં આ પોથી-
ઓમાં નજરે આવે છે અહી આવનાર દરેકેદરેકે ભંડારને પોતાના કામપૂરતો જોયો છે, પણ
કોઈએ આખા ભંડારને તપાસીને અને તેનું પૃથક્કરણ કરીને ભંડારને વ્યવસ્થિત કરવાનું કામ
કર્યું નથી શ્રીયુત દલાલના લિસ્ટમાં જે ગ્રંથોને પૂર્ણ લખ્યા છે તે પૈકીના લગભગ સંખ્યાબંધ
ગ્રંથો અપૂર્ણ છે જે ગ્રંથોને શ્રીયુત દલાલે પોતાની નોંધમાં Incomplete અને and other
loose leaves આદિ જણાવેલ છે, તે પૈકીના સંખ્યાબંધ ગ્રંથોને અમે પૂર્ણ કર્યા છે અમુક વર્ષ
પહેલાં અહી શ્રી જિનહરિસાગરસૂરિજી મહારાજે બૃહત્કલ્પભાષ્યની પ્રતિમાં ખૂટતાં પાનાં લખાવ્યાં
છે એ પ્રતિનાં ખૂટતા એ પાનાં અમે આ ત્રુટિત પત્રસંગ્રહમાંથી શોધી કાઢ્યાં છે સી. ડી દલાલની
નોંધમાં કુન્તકવિરચિત વક્રોક્તિજીવિતની માત્ર એક જ પ્રતિની નોંધ છે, જ્યારે ત્રુટિત પાનાઓમાથી
અમે એક બીજી પ્રતિ—અને તે પણ દલાલે નોંધેલી પ્રતિ કરતા ઘણી જ પ્રાચીન પોથી છે તે—શોધી કાઢી છે

## ગ્રંથોની અસ્તવ્યસ્ત સ્થિતિનું કારણ

અહીના ભંડારનાં પુસ્તકો જે રીતે અસ્તવ્યસ્ત દેખાય છે, અને આપણા ગુજરાતમાં પણ એ
રીતે જ પાટણ, અમદાવાદ, લીંબડી વગેરેમા બન્યુ છે, તેનુ કારણ આપણી જ્ઞાનપાંચમ પણ છે
લોકો સમજ્યા વિના પ્રતો છૂટી મૂકે અને પછી તેને (તેના પાનાને) કેમ મેળવવાં એ ખબર ન પડે
એટલે જેમ આવે તેમ પ્રતો અસ્તવ્યસ્ત ભેગી કરવામાં આવે આ રીતે આપણી અવિવેકભરી જ્ઞાન-
ભક્તિને લીધે આપણા હાથે સેંકડો ગ્રંથો નાશ પામ્યા અને ખંડિત થઈ અસ્તવ્યસ્ત પણ થઈ ગયા

## આપણી જ્ઞાનભક્તિ

આપણા ભંડારોનો અને તેની રક્ષાને લગતો ઇતિહાસ જેમ આપણને ઉજ્જવળ બનાવે તેવો
છે, તેમ તેમા આવા અવિવેકના ધાબા પણ પડેલાં છે, તેમ છતા જૈન પ્રજાએ જેટલું સાહિત્ય સર-
જાવ્યુ છે અને જે રીતે સાચવ્યુ છે, અને આજે પણ સાચવી જાણે છે એનો જોટો દુનિયામા બીજે
ક્યાંય જડે એમ નથી આપણા ભંડારોમાં અભ્યાસની દૃષ્ટિએ, જ્ઞાનની દૃષ્ટિએ, તુલનાની દૃષ્ટિએ,
અને ખંડનમંડનની દૃષ્ટિએ વગેરે અનેક દૃષ્ટિએ જે રીતે જ્ઞાનરાશિ અથવા પુસ્તકરાશિ સચવાયેલો
છે, તેટલો અને તેવો કોઈએ ભાગ્યે જ સાચવ્યો હશે આજે તો આવા પ્રાચીન જ્ઞાનભંડારોની જોડ
જૈનો સિવાય બીજે ઓછી જ જડશે. આજે ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ વગેરેના સંગ્રહો એ મોટે ભાગે
જૈનોના જ સંગ્રહોનુ ફળ છે અસ્તુ હવે મૂળ વાત

## લૂણ માટે રસોઈ બગાડવા જેવું

અહીના જ્ઞાનભંડારમાં સંખ્યાબંધ ગ્રંથો પ્રાચીન-પ્રાચીનતમ છે, જેનો આપણે આજે ઉપયોગ
કરવો જ જોઈએ નહિ તો આપણુ સાહિત્ય નિર્માલ્ય જ રહી જશે આજે આપણે મુદ્રિત ગ્રંથો
અંગે એવા સંખ્યાબંધ દાખલાઓ આપી શકીએ તેમ છીએ કે પ્રાચીન પ્રતિઓ સાથે સરખાવી ન
શકવાને લીધે એ ગ્રંથો કેટલા બધા અશુદ્ધ રહેવા પામ્યા છે માત્ર જૈન ગ્રંથો જ નહિ પણ જૈનેતર
ગ્રંથો—દાર્શનિક આદિ વિષયને લગતા—નીપણ એ જ દશા છે. મારી તો એ ઇચ્છા છે કે અહીના અને
પાટણ-ખંભાતના ભંડારોમા એવી એવી જે અગિયારમાથી તેરમા અને વધારેમા વધારે ચૌદમા સૈકા
લગભગ લખાયેલી દરેક પ્રતિને આપણે આપણી મુદ્રિત કે અમુદ્રિત પ્રતિઓ સાથે સરખાવી લેવી
જોઈએ પંદરમા સૈકા પછીની પ્રતિઓ મોટે ભાગે બેદરકારીથી લખાયેલી હોવાને લીધે અને આપણા
ડ્રપણાને પરિણામે અશુદ્ધપ્રાયઃ અને અવ્યવસ્થિત રીતે લખાયેલી છે. આ વસ્તુ અહીંના શેઠ શ્રી

ધરણાશાહના ગ્રંથો અને પાટણ આદિમાં શ્રી દેવસુંદરસૂરિજીએ લખાવેલા આદિ ગ્રંથો જોતાં સ્પષ્ટ દેખાઈ આવે છે. પ્રાચીન પ્રતિઓ આપણે જોઈશું તો તેમાં અનેક જાતનાં ચિહ્નો, શ્લોક આદિના અંકો, અધિકાર પૂર્ણ થતો હોય ત્યાં વિવિધ નિશાનીઓ અને શોભનો વગેરે જોવામાં આવે છે, જ્યારે આપણા કાર્પણ્યદોષથી લહિયાઓ સાથે પુસ્તકલખાણના ભાવ અંગેની રકઝકને લીધે લહિયાઓએ માત્ર અક્ષરો લખવાનું કામ જારી રાખ્યું અને વચમાં આવતાં ચિહ્નો, નિશાનીઓ વગેરે બધુંય અને તે ઉપરાંત ગાથા આદિના અંકો વગેરે પણ લખવું છોડી દીધું. ખરે જ, આ વસ્તુ લૂણ માટે જેમ આખી રસોઈ બગાડવામા આવે તેના જેવી બની છે. હજારો શ્લોકોના ગ્રંથોમાં અંકો, ચિહ્નો વગેરેના શ્લોકોની ગણતરી જ લખાણ તરીકે કરવામાં ન આવે તો લહિયાની આંખે આપણે જરૂર જ ચડીએ પરંતુ વણિકવૃત્તિ હોય ત્યા વિવેક કેટલીક વાર જતો રહે છે અરે, વસ્તુ કેવી કદરૂપી બની જાય છે તે ધ્યાનમાં આવતું જ નથી આજે પણ પુસ્તકોની બાબતમા જૈન સાધુઓને લહિયાઓ સાથે આવી રકઝક કાયમ ચાલતી મે નજરે મોટે ભાગે દરેક સ્થળે અનુભવી છે તેથી એ બધાએ શું શું ખોયુ છે તેની મને વધારેમાં વધારે માહિતી છે અસ્તુ મારા પત્રમાં આડી વાતો આવી જાય છે. પણ મને થાય છે કે આપણા કેટલાક આવા વ્યવહારોને લીધે આપણે પોતે ઉપર જણાવ્યા મુજબ કેવી કેવી હાનિ હાંસલ કરી છે, તેનો આપણને ખ્યાલ આવે

## સિદ્ધહેમ તથા બીજી હસ્તપ્રતો

મારી તો ઇચ્છા છે કે અહીંના ભંડારની પ્રાચીન દરેક પ્રતિનુ સરખામણી કરીને સંશોધન કરી લેવું. એ કારણથી પંચાશક, ધર્મબિંદુ વગેરે જેવા ગ્રંથો અમે મેળવી લીધા છે પંચાશક સટીક જેવા વિશિષ્ટ ગ્રંથની તો ગ્રંથકારની ગ્રંથરચનાના નજીકના સમયમાં લખાયેલી જ એક નકલ અહીં છે. અમે તેનો પણ ઉપયોગ કરી લીધો છે સિદ્ધહેમ વ્યાકરણની કેટલીક પ્રાચીન પ્રતિઓ પણ અહીં છે. તેનો પણ અમે ઉપયોગ કર્યો છે અને કરી લઈશું. એક પાંચમો અધ્યાય તો સં ૧૨૦૬માં લખાયેલો છે. સિદ્ધહેમ વ્યાકરણ દરેક દૃષ્ટિએ તૈયાર કરવા જેવી વસ્તુ છે ઘણાઓ એના માટે શ્રમ કરે છે, છતા તેમાંથી ઊણપો રીતસર કોઈ દૂર કરતું નથી; અધ્ધરથી જ બધાઓ કામ કર્યે જાય છે અને એ રીતે ધનનો અવ્યવસ્થિત રીતે વ્યય થાય છે. નવી ટીકાઓ રચવાના વ્યામોહ કરતાં જે વસ્તુ વિદ્યમાન છે તેને સુરૂપ બનાવવા પ્રયત્ન કરવામા આવ્યો હોત તો ઘણું યોગ્ય થાત પણ કોઈની ઇચ્છાને આપણે થોડી જ રોકી શકીએ છીએ ? અહીંના ભંડારમાં સિદ્ધહેમ ઉપરના શ્રી કનકપ્રભસૂરિકૃત લઘુન્યાસની ચતુષ્કવૃત્તિનો અંશ ૧૨૭૧મા લખાયેલો છે, અને તે પ્રથમાદર્શ છે, એમ તેના અંતના व्याकरणचतुष्कावचूर्णिकायां षष्ठः पादः समाप्तः ॥ प्रथमपुस्तिका प्रमाणीकृता ॥ छ ॥ संवत् १२७१ वर्षे कार्तिक शुदि ६ शुक्रे श्रीनरचन्द्रसूरिणामादेशेन पं. गुणवल्लभेन सामर्थितेय पुस्तिकेति ॥ छ ॥ ग्रन्थाग्र २८१८ ॥ मंगलमस्तु ॥ આ પ્રમાણેના ઉલ્લેખથી આ પ્રતિ પ્રથમાદર્શ હોવા વિષે શંકાને સ્થાન નથી લાગતું ગ્રંથકાર અને ગ્રંથરચનાનો સમય પણ ઘટમાન જ છે

## સચવાયેલા વિવિધ ગ્રંથો

ભંડારને જેમ જેમ તપાસતા જઈએ છીએ તેમ તેમ અનેક દૃષ્ટિએ નવું નવું મળતું રહે જ છે. આચાર્ય પાદલિપ્તસૂરિકૃત જ્યોતિષ્કરંડકની ટીકાની પ્રતિ પણ ભંડારમાંથી મળી આવી છે શ્રી સી ડી. દલાલની કે કોઈની નોંધમાં આ મહત્ત્વના ગ્રંથની નોંધ નથી સન્મતિતર્ક, તત્ત્વસંગ્રહ વગેરે જેવા ગ્રંથો બારમા સૈકાની પ્રતિકૃતિઓ છે, અને બીજું ઘણું ઘણું સાહિત્ય ભંડારમાં છે અને ઘણું આજે પણ સારી સ્થિતિમાં છે. વિશેષાવશ્યક મહાભાષ્ય, જેની મે ઉપર નોંધ લીધી છે, તે ગ્રંથ આજે પણ

અખંડ રીતે સચવાયેલ છે, અને એ રીતે સંખ્યાબંધ કાવ્ય, છંદ, અલંકાર, કોપ અને દાર્શનિક સાહિત્યના ગ્રંથો સરસ રીતે સચવાયેલા છે કેટલાય ગ્રંથો—ભગવતીસૂત્ર આદિ જેવા—સચવાયેલા છે અને તેનાં તાડપત્રો એટલાં ઉત્તમ જાતિનાં છે કે એ પ્રતિ સં ૧૨૭૧માં લખાયેલી છે, છતાં હજુ હું શરત સાથે કહી શકું છું કે બીજાં હજાર વર્ષ સુધીમાં પણ—જો કોઈ કુદરતે ધારેલો કોપ ન ઊતરે તો—તેને લેશ પણ આંચ આવે તેમ નથી અહીં લાંબામાં લાંબી તાડપત્રની પોથી ૩૮ ઇંચ લાંબી અને પહોળી ત્રણ ઇંચ લગભગની મળી આવી છે

## પ્રચલિત કિંવદન્તીનો નિષેધ

અહીંના ભંડારો વિષે કિંવદન્તીઓ ચાલે છે કે, આ ભંડાર પાટણથી રાજદ્વારી વિપ્લવના પ્રસંગમાં સુરક્ષિત સ્થાન સમજીને અહીં લાવવામાં આવ્યો છે પણ આજે ભંડારમાં જે પોથીઓ વિદ્યમાન છે તે જોતા એમ માનવાને કશુંય કારણ નથી જો તે સમયનો એ ભંડાર હોય તો તેમાં બારમા અને તેરમા સૈકા પહેલાંનાં જ લખાયેલાં પુસ્તકો વધારે હોવાં જોઈએ પરંતુ અહીંના આખા ભંડારને તારવીએ તો બારમા સૈકામાં લખાયેલાં પુસ્તકો પાંચ-પચાસ કે પોણોસો જ છે; જ્યારે તે બાદનાં સંખ્યાબંધ છે ખાસ કરીને અત્યારે ભંડારમાં જે ગ્રંથસગ્રહ છે તે ખરતર આચાર્યવર શ્રી જિનભદ્રસૂરિજીના ઉપદેશથી ખંભાતના રહેવાસી શ્રેષ્ઠિવર પરીક્ષક (પારેખ) શ્રી ધરણા શાહે લખાવેલો છે અને તેણે આખા ભંડારનો એક તૃતીયાંશ અથવા તેથી પણ અધિક ભાગ રોક્યો છે બાકીનો તેરમા અને ચૌદમા સૈકામાં લખાયેલો છે એટલે ચાલી આવતી કિંવદન્તી બહુ વજૂદવાળી દેખાતી નથી અહીં એક ગુપ્તસ્તંભ હોવાની માન્યતા છે તેના મૂળમાં શું તથ્ય છે એ તો અત્યારે આપણે શું કહી શકીએ?

[ 'જૈન' સાપ્તાહિક, તા. ૭, ૧૪ અને ૨૧ મે, ૧૯૫૦ ]

[ ૩ ]

[ સં ૨૦૦૬ના માહ સુદ ૧૨, ફાગણ સુદ ૧૨, ચૈત્ર વદ ૨ અને વૈશાખ સુદ ૬ના રોજ પૂ મુનિશ્રી જંબુવિજયજી ઉપર લખેલા પત્રોમાથી ]

ફલોધીથી અમે સોળ માઈલ અને અઢાર માઈલના વિહાર કરીને પણ છઠ્ઠે દિવસે અહીં મેળા ઉપર આવી ગયા છીએ થાકની તો વાત જ ન પૂછશો આ વખતે અમારો વિહાર કઠિન થયો છે. કાંઈ વયે પણ અસર દેખાડવા માંડી છે જોકે બીજી તો ખાસ અસર નથી, છતાં અમુક અસર તો થાય જ; છતા અહીં પહોચતા અને ઇષ્ટસિદ્ધિ થતાં થાક જતો રહ્યો છે અને જતો રહેશે

* * *

દ્વાદશાર (દ્વાદશારનયચક્ર)ના મૂળ માટે હું સતત જાગૃત છું; પાનાં પાનાને ફફોળું છું. અહીં આવી જેસલમેરથી દસ માઈલ લોદ્રવાજી છે ત્યા મેળામાં ગયા. ત્યાંથી આવી તરત જ ભંડાર ખોલાવ્યો છે, અને તાડપત્રીય પ્રતિઓ લાવીને સંશોધનનું કામ શરૂ કરી દીધું છે.

* * *

આ પ્રદેશને લગતા કેટલાક સમાચારો—પાકીસ્તાનના તોફાનોને લગતા—પેપરમાં આવવાથી કેટલાકને અમારા માટે ચિંતા થાય છે. આપ એ વિષે ચિંતા ન કરતા અહીં કોઈ વાતે વાંધો નથી. અલબત્ત, અહીં આખા પ્રદેશમાં લશ્કર વધું રાખવામાં આવ્યું છે, એ વાત ખરી છે. પણ આ તરફ કોઈ વાતનો ભય નથી. એટલે આપ એ વિષે નિશ્ચિંત રહેશો. આપ સૌના સદ્ભાવથી અને

હું જે કામ માટે આવ્યો છું તેના પ્રભાવથી અમે નિરુપદ્રવ રહીશું, એવો મારો વિશ્વાસ છે.

અહીં આવીને અમે ભંડાર બરાબર તપાસ્યો નથી પણ જે જે ગ્રંથોનું સંશોધન કરવાનું છે, તે તે ગ્રંથોની પ્રતિઓ પસંદ કરીને લાવીએ છીએ, અને સંશોધન કરીને પાછી મૂકી આવીએ છીએ આજ સુધીમાં અમે ૧ અનુયોગદ્વારસૂત્ર–તેની ચૂર્ણી, હારિભદ્રવૃત્તિ અને મલધારીયા વૃત્તિ. ૨ સૂર્યપ્રજ્ઞપ્તિ ટીકા ૩ જ્યોતિષ્કરંડક સટીક ૪ ભવભાવના સટીક ૫ પંચાશક સટીક ૬ બૃહત્કલ્પ સટીક ૭ વિશેષાવશ્યક ભાષ્યની કોપી ૮ ઓઘનિર્યુક્તિભાષ્યની નકલ ૯ ધર્મોત્તર મલ્લવાદીય ટિપ્પન ૧૦ પ્રજ્ઞાપના સૂત્ર મૂળ વગેરે ગ્રંથોનું કામ કર્યું છે, બીજાનું ચાલુ છે અહીંનો ભંડાર અસ્તવ્યસ્ત ઘણો છે, તેમ તેમાં કેટલીક પ્રતિઓ ગ્રંથકારોના સમસમયમાં લખાયેલ હોઈ તીર્થરૂપ અને શુદ્ધતમ છે સંશોધનની દૃષ્ટિએ ઘણી જ મહત્ત્વની આ પ્રતો છે બાકી ગ્રંથો અધૂરા પણ ઘણા છે, અસ્તવ્યસ્ત પણ ઘણા છે, કેટલીક પોથીઓમાં તો પાંચ-દશ જ નહિ, પણ પંદર-પંદર વીશ-વીશ પ્રતિઓનાં પાનાં ભળી ગયા છે એ પાનાં જે જે પોથીઓનાં હોય તેમાં હું વ્યવસ્થિત રીતે તપાસીને મૂકવા પ્રયત્ન કરું છું હવે એ કામ કરવાનું છે અને બરાબર થશે ધર્મોત્તરનું મલ્લવાદીય ટિપ્પન અહીંની બે અને પાટણની એક—એમ ત્રણ પ્રતો સાથે મેળવીને તૈયાર થયું છે. આપને એ મોકલવામાં આવશે ત્રણ પ્રતો મેળવવા છતાં આદિનો અને વચમાંનો જરા જરા ભાગ ખંડિત તો રહેશે ત્રણે પોથીઓ જીર્ણ અને ખંડિત જ મળી છે, છતાં ત્રણના આધારે અલ્પ અંશ જ ન્યૂન રહેશે હજી તપાસ ચાલુ છે, કદાચ અપૂર્ણ પોથીમાંથી પ્રતિઓના ટુકડા મળી આવે પણ ખરા ધર્મોત્તર ઉપર એક બીજુ ટિપ્પણ પણ અહીં છે તે બૌદ્ધ આચાર્યનું છે કર્તાનું નામ નથી, પણ પ્રતિ ૧૧૧૬માં લખાયેલી હોઈ ઘણી સારી છે. તેની અમે ફોટો કોપી કરી લઈશું અમે તો અહીં જે જે જૈન–જૈનેતર સાહિત્યગ્રંથો, ચરિત્રો અને દાર્શનિક, આલંકારિક વગેરે ગ્રંથો છે તે દરેકનો સંશોધન દ્વારા ઉપયોગ કરી લઈશું જે ગ્રંથો નહિ મળતા હોય તેની નકલો પણ કરી લઈશું અહીં આવનારા દરેકે ભંડારને સુધારવાનો દાવો કર્યો છે, પણ ખરી રીતે તેવું કશું જ કોઈ કરી શક્યા નથી જ્યાં સુધી ગ્રંથના અધવચમાંનાં પાનાં કયા ગ્રંથનાં હશે, તેની કલ્પના ન આવે ત્યાં સુધી આ ગ્રંથાલયને વ્યવસ્થિત કરવાની વાત કાંકાં જેવી છે. હું આ એકેક ગ્રંથનાં પાનાંઓને જુદાં પાડી પારખીને યોગ્ય કરી સાથે મૂકી દઉં છું

વિશેષાવશ્યકની કોટ્યાચાર્યીય પોથી અહીં છે હું એને મેળવી લઈશ સ્વોપજ્ઞ ટીકા અહીં જડી નથી કદાચ અપૂર્ણ પોથીઓમાંથી મળી આવે તો ના ન કહેવાય દ્વાદશારની પ્રતિ મળવાનો સંભવ અત્યારે ન જ કહેવાય હમણા એક નવી પોથીની ભાળ લાગી છે તેની મે તપાસ કરાવી છે જો ખાસ હશે તો મેળવીશું મને નથી લાગતુ કે કોઈ ખાસ હોય તપાસ કરાવી છે.

સિદ્ધહેમલઘુવૃત્તિનો એક અધ્યાય અહીં ૧૨૦૬માં લખેલો હતો તે મેળવી લીધો છે બીજા અધ્યાયો ૧૨૧૬માં લખાયેલા છે તે પણ મેળવી લઈશું સિદ્ધહેમ અને બૃહદ્વૃત્તિ બરાબર તૈયાર કરવા જેવી વસ્તુ છે અમે અહીંથી અમારી પાસેના કામની લિખિત પુસ્તકો અત્યારે તો ગુજરાત મોકલી આપ્યાં છે કવ્યાલંકારની કોપી પણ કરાવી લઈશું તત્ત્વસંગ્રહ અમે મેળવી લઈશું. ઉપરાંત માઠરવૃત્તિ, અભિધાવૃત્તિમાતૃકા વગેરે જે ગ્રંથો પ્રાચીન છે તેને મેળવી લઈશું, જેથી સંશોધનમાં તેનો યોગ્ય ઉપયોગ થઈ શકે અહીંના ભંડાર અંગે પાટીઓ, બંધનો, પેટીઓ વગેરે કરાવવાનું છે. આ માટે મુંબઈ ગોડીજીના શ્રીસંઘે ખર્ચ કરવાનુ કબૂલ કર્યું છે ફોટોગ્રાફનુ ખર્ચ ફોટોગ્રાફની નકલો જે જે મહાનુભાવો લેશે તેમના ઉપર જશે

બાકી મને એટલું જરૂર થયું છે કે, જો અહીં ન આવ્યા હોત તો આપણા આગમ-સંશો-

ધનમાં એટલી ઊણપ જ રહી જાત.

અહીં જે પંદરમા સૈકામાં અને તે પછી લખાયેલા તાડપત્રીય ગ્રંથો છે તે તો અશુદ્ધિની દૃષ્ટિએ કાગળની પ્રતોને મહાત કરે તેવા છે. બારમા-તેરમા સૈકામાં જે પ્રતો લખાઈ છે તે બધી દિવ્ય સ્વરૂપી પ્રતિઓ છે ચૌદમા સૈકામાં કાંઈ ઠીક છતાં એટલો ઉપકાર કે કેટલાક અલભ્ય ગ્રંથો એ લખાણમાંથી આપણને મળી આવે છે

* * *

અત્યારે તો હું સંશોધનનું કામ કિનારે રાખીને આખા ભંડારને તપાસી રહ્યો છું. એક એક પોથીમાં સંખ્યાબંધ ગ્રંથનાં પાનાંઓ ભેગાં થઈને બનેલી પોથીઓને મે વિભાગવાર વહેંચીને ભંડારના સંખ્યાબંધ ગ્રંથોને પૂરા કર્યા છે; નહિ ઓળખાતા ગ્રંથોને ઓળખી કાઢ્યા છે; નહિ તપાસાયેલા અને ભ્રામક નામોવાળા ગ્રંથોનાં સત્ય નામો પારખી કાઢ્યાં છે સૂર્યપ્રજ્ઞપ્તિટિપ્પણ નામનુ પુસ્તક જોયું ત્યારે શ્રી પાદલિપ્તાચાર્યની ज्योतिष्करंडकनी वृत्ति નીકળી આવી છે, જેનો નિર્દેશ શ્રી મલયગિરિજી મ. સૂર્યપ્રજ્ઞપ્તિ આદિમાં કરે છે આજ સુધી એ જાણવામાં આવી નહોતી એ ગ્રંથ અહીંથી મળેલ છે અને એ રીતે અનેક ગ્રંથોનાં પાનાંઓ, ટુકડાઓ જે નિરુપયોગી દશામાં પડેલાં હતાં તે બધાંયને પુનઃ પોતાના કુટુંબમાં ભેળવીને સોપયોગી બનાવી દેવામાં આવેલા છે

સન્મતિની ટીકા અહીં બારમા સૈકાના પૂર્વાર્ધમાં લખાયેલા જેવી અનુમાન દેખાય છે. બેફિકર રહેજો, હુ પ્રત્યેક ગ્રથનો ઉપયોગ વ્યવસ્થિત રીતે કરી લઈશ. નહીં તો આખા ગ્રંથોના ફોટોગ્રાફ્સ લઈને સોંપીશ તત્ત્વસંગ્રહની પ્રતિ–ટીકાસહ પ્રતિ–દિવ્ય અહી છે. તેની સંશોધિત નકલ આપીશ. સાંખ્યતત્ત્વકૌમુદી વગેરે ગ્રંથો પણ તે જ રીતે કાર્ય કરવા માટે સોંપીશ આખો ભંડાર દિવ્ય રૂપ છે

હવે તો મારી ઇચ્છા એ જ છે કે, **આપણે સત્વર મળીએ અને મહત્ત્વનાં કાર્યોને જીવનમાં પ્રારંભીને પૂર્ણરૂપ આપીએ. આપણે એક એવા સંશોધનરસિક મુનિવરોનું મંડળ સ્થાપી શકીએ તો ઘણું જ સારું થાય.** અત્યારે તો હું આખા ભંડારને વ્યવસ્થિત બનાવી રહ્યો છુ

[ 'જૈન' સાપ્તાહિક, તા. ૧૧ અને ૧૮ જૂન, ૧૯૫૦ ]

[ ૪ ]

**મુ. બાલાપુર**–મુનિ શ્રી જંબુવિ૦ યોગ્ય . . ..... મારું શરીર ઘણું સારું છે અને કામ બરાબર ચાલે છે.. . ....

આપ જાણીને રાજી થશો કે અહીના ભંડારનું પાનું પાનું તપાસી લીધું છે બધા ગ્રંથોને સરસ રીતે વ્યવસ્થિત કરી દીધા છે, અને આખુ લિસ્ટ રિપોર્ટના સ્વરૂપમાં તૈયાર થઈ ચૂક્યું છે આજે જ પૂર્ણાહુતિ થઈ છે બે મહિના ·પુસ્તકોની વ્યવસ્થા-લિસ્ટ પાછળ ગયા છે હવે બીજુ કામ શરૂ કરીશુ.

ભંડારમાંથી આચાર્ય પાદલિપ્તની જ્યોતિષ્કરંડક ટીકા મળી છે. સર્વસિદ્ધાન્તપ્રવેશ નામનો ગ્રંથ ષડ્દર્શનને મળતો છે અહીં બે નકલો છે, તેની કોપી કરી રહ્યો છું એકાદ બે દિવસમાં પૂર્ણ થશે પ્રમાણાન્તર્ભાવ નામના જૈન ગ્રંથની કોપી પણ કરી લેવાની છે. આપને ઉપયોગી થશે એ દૃષ્ટિએ જાતે જ કોપી કરવામાં આવે છે આ સિવાય સાંખ્યસપ્તતિકા ઉપર બે નવીન ટીકાઓ મુદ્રિતથી અન્ય પણ મળી આવી છે. તેની નકલો પણ થશે. પ્રતિ એક ૧૧૭૧ ની લખેલી છે અને બીજી પણ એટલી

જ પ્રાચીન છે ટીકાકારોનું નામ લખ્યું નથી; એકમાં નામ હતું તે કપાઈ ગયું છે, અને માત્ર એક म અક્ષર જ રહ્યો છે તે પછીના ત્રણ અક્ષરો કપાઈ ગયા છે. माठर તો નહિ જ, કારણ કે આ વૃત્તિ જુદી અને મોટી છે. माठर તો છપાઈ છે તે સાથે તો સરખાવી દીધી છે બીજીમાં તો નામ જ નથી બંનેયની નકલ કરાવી લઈશ મેળવીને જોવા મોકલીશ

### આગમોની પ્રતિઓ

આગમોની પ્રતિઓ કેટલીક તો બહુ પ્રાચીન અને સરસ છે જો હું અહીં આવ્યો ન હોત તો એટલું કામ અધૂરું જ અને અપૂર્ણ જ રહેત દશવૈકાલિક ચૂર્ણિ છપાઈ છે તેની પ્રાચીન પ્રતિઓ પાટણમાં પણ છે તે સરખાવીને હું મારી પ્રતિ અહીં લઈ આવ્યો છું; અહીંની પ્રાચીન પ્રતિ સાથે મેળવી ત્યારે ભવાડા જેવું જ લાગ્યું આપ જાણીને આશ્ચર્ય પામશો કે મુદ્રિત અને આપણા ભંડારોની પ્રાચીન પ્રતિઓના અંતર્ભાગમાં એક તાડપત્રીય પાના જેટલો પાઠ જ નથી અહીંની પોથીમાં એ બધો જ પાઠ છે ગ્રંથકાર–ચૂર્ણિકાર સ્થવિરના નામની પ્રશસ્તિ વિગેરે બધુંય છે આ રીતે આપણે માટે અપૂર્વ વસ્તુ મળી ગણાય મેં તો છેવટે અહીંની પ્રતિ ઉપરથી નકલ કરાવવાનો જ નિર્ણય કર્યો છે, અને બીજી પ્રાચીન પ્રતિ છે તે સાથે મેળવી લઈશ. અહીં કેટલાય ગ્રંથોની પ્રતિઓ એવી છે કે જે ગ્રંથ રચાયો હોય તે પછી તરતની જ અથવા તે જ સમયની છે ધર્મવિધિ, કર્મગ્રંથની ટીકાઓ, ભવભાવના સટીક, પંચાશક આદિ અનેક ગ્રંથો આ કોટિના છે અમે બધા જ મેળવી લીધા છે અને બીજા મેળવી લઈશું. सन्मतितर्कनो એક ખંડ અહીં અધૂરો છે, બીજો છે જ નહિ પણ અહીં જે તાડપત્રના સેંકડો ટુકડાઓ પડ્યા છે એ ટુકડા ટુકડાને મેં અનેક વાર જોઈ નાખ્યા છે જ્યારે જ્યારે જોઉં છું ત્યારે અપૂર્વ વસ્તુ મળી જ આવે છે એ રીતે सन्मतिના પાનાનો એક ટુકડો મળી આવ્યો તેમાં પુષ્પિકાનો અંશ મળ્યો છે. તેમાં तत्त्वबोधविधायिन्यां सन्मतिटी० આવા અક્ષરો છે. આ ઉપરથી सन्मति નામનો ઉલ્લેખ મળે છે એ મહત્ત્વની વસ્તુ છે ટુકડો તદ્દન નાનો છે, પણ આ દૃષ્ટિએ મહત્ત્વનો છે એવા તો મેં વિવિધ ટુકડાઓ કાઢ્યા છે અનુયોગદ્વારસૂત્રની પ્રતિના ટુકડેટુકડા થઈ ગયા છે, એ ટુકડાઓને મે ટુકડાઓમાંથી જુદા વીણી કાઢ્યા છે. એ એટલા મહત્ત્વના છે કે આજે આપણે જેમ પાઠભેદો વગેરેની નોંધો, યોગ્ય પાઠ કયો, કયો પાઠ ટીકાકાર સમ્મત છે વગેરે નોંધીએ છીએ એવી તેમાં નોંધ લીધી છે. આપ આ ટુકડા જોશો ત્યારે ખુશ થઈ જશો અને એટલું દેખાય છે કે આપણે નસીબવાન છીએ સામગ્રી વિવિધ મળતી જ રહે છે. દ્વાદશારની પોથી કે બીજુ કશુય અહી નથી. બૌદ્ધગ્રંથો પણ ખાસ અહીં નથી બે-પાંચ છે. ન્યાયબિંદુ ટીકા આદિ અમુક ગ્રંથો છે

અહીં અમે જેટલા ગ્રંથો પ્રાચીન છે તેના આદિ-અંતનાં પાનાંના ફોટા જરૂર લેવાના છીએ જેથી ચિહ્નો, લિપિ વગેરેનો પરિચય સહજ થાય.

સચિત્ર પ્રતિઓના પણ ફોટા લઈશુ તેમ જ મહત્ત્વના ગ્રંથોના ફોટાઓ લઈશું. એક વાત જણાવુ : દ્વાદશારની પોથીમાં પુષ્પિકાને અંતે જે ૨ ના અંક જેવું આવતુ હતુ તે શુ એમ પ્રશ્ન થયો હતો આપ જાણશો કે તે દંડમાત્ર જ છે પ્રાચીન બારમા સૈકાની પ્રતિમાં એવા જ દંડો–પૂર્ણ-વિરામ આવે છે ૨૨ આ અગર આને મળતાં જ એ દંડો છે આદિઅંતમા આવતી આકૃતિઓ વગેરેના ફોટાઓ જરૂર લેવાના છે

અમારુ કામ કેટલું બાકી છે એનો ઉત્તર આપ જાણશો કે અહીં અમે આવતા માહ–ફાગણ સુધી રહેવાના છીએ. ત્યારે અને સતત કામ કરીશું ત્યારે કામ પૂર્ણ થશે અહીં પ્રાચીન પ્રતિઓ

એવી છે કે મેળવી લીધા વિના ચાલે જ નહિ અને બીજે આપણને આવા કે તેવાં પ્રત્યન્તરો જ મળશે નહિ એટલે અહીં જે હોય કે છે તેનું કામ કરી અહી કરી લેવું, જેથી આપણો માર્ગ સરળ બની જાય

અત્યારે અહીં સામાન્ય ગરમી છે લૂ વગેરે કશું જ નથી, તેમ જ અમે એક સ્થળે સ્થાયી થઈને બેઠા છીએ, એટલે ગરમી અમને સતાવે તેમ નથી. જેસલમેરમા બાર મહિનાના ધામાનુ નક્કી કરીને જ આવ્યા છીએ

ભંડારને સુરક્ષિત કરીશું, પુસ્તકોનુ સશોધન બરાબર કરીશુ, તે બાદ જ નીકળીશું. ન્યાયકદલી વગેરે ઘણા ઘણા ગ્રથોની પ્રાચીન નકલો અહીં છે તત્ત્વસગ્રહની નકલ અહીં બારમી સદીની છે, એને પણ અમે મેળવી લઈશુ

કાવ્યકલ્પલતાવિવેકની અહી પ્રતિ છે, એ વિવેક કયા ગ્રથ ઉપર છે તે ખબર પડતી નથી વિવેક ગ્રથ પણ જૈન છે અને તે જેના ઉપર છે તે ગ્રથ પણ જૈન હોવો જોઈએ પણ તે કયો તે ખબર પડી નથી અમરચદ્રની કવિકલ્પલતા નથી, કારણ કે વિવેકની પ્રતિ સ. ૧૨૦૫ મા લખાયેલી છે અમરચદ તેરમાના ઉત્તરાર્ધના વિદ્વાન છે વિવેક મળ્યો છે કવિકલ્પલતા મળી નથી, તેનો પ્રારંભ આ પ્રમાણે છે:

यत् पल्लवे न विवृत दुर्बोधं मन्दबुद्धिभिश्चाऽपि ।
क्रियते कल्पलताया तस्य विवेकोऽवमतिसुगमः ॥ १ ॥

सूर्याचद्रमसावति । "खद्योतपोतकौ यत्र सूर्याचंद्रमसावपि" इति पाठे ઇત્યાદિ છે.

આથી કલ્પલતા મૂળ ગ્રથ છે, જેના ઉપર પલ્લવ અને તે બન્નેય ઉપર વિવેક છે વિવેકનું બીજું નામ पल्लवशेष પણ છે અત્યારે તો કોપી તૈયાર થઈ ગઈ છે

અમે તો અત્યારે બધો વિશિષ્ટ સચય કરી રહ્યા છીએ પછી બધુય થઈ પડશે શ્રીધરની ન્યાયકદલી આપના સગ્રહમા છે? હોય તો મેળવવા કામ આવે મારા પાસે નથી, તેમ મળતી નથી હોય તો અવસરે મોકલાવવા કરશો प्रमालक्षण પણ અસલ પ્રતિ છે તે પણ મેળવી લઈશું બનશે તેટલુ અમે બધા કરી લઈશુ તે જાણશો ખાસ સૂચવવા જેવુ હોય તે જણાવશો.

ઓઘનિર્યુક્તિદ્રોણવૃત્તિ ૧૧૧૭ ની લખેલી છે એ રીતે બીજા ગ્રથોનું છે આવા ગ્રથો મેળવ્યા સિવાય કેમ રહેવાય? અમે અહીંથી ત્રીજે વર્ષે ગૂજરાત પહોંચવા ધારીએ છીએ અને આગમનું કામ વેગવાન ચાલે તેમ સકલ્પ. દ્વાદશાર પણ તે અરસામાં છપાય તે ઇષ્ટ છે

વિશેષ હવે પછી લખીશ હમણા જે ભાઈએ અહીંયા ખર્ચ માટે રૂ ૭૫,૦૦૦ ઘરખર્ચ ખાતે લખાને આપ્યા છે તે આવ્યા છે. તે પણ જોવા-સાંભળવાની ઇતિન્જારીથી આવ્યા છે.

['જૈન' સાપ્તાહિક, તા ૯ જુલાઈ, ૧૯૫૦]

[ ૫ ]

જેસલમેર–મુનિ પુણ્યવિજય

અમલનેર–મુનિશ્રી જબુવિ યોગ્ય સુખસાતા હું ધર્મપસાયે આનંદમાં છુ. તમે પણ હશો તમારા પત્રો બધા જ મળી ગયા છે. મારી પ્રકૃતિ તદ્દન સ્વસ્થ છે.

અહીનુ પુસ્તકોની ફોટોગ્રાફીનું કાર્ય પૂર્ણ થઈ ચૂક્યું છે તમે મોકલાવેલ નયનચદ્રની B પ્રતિ

તેમ જ શ્રી રંગવિમળજી મહારાજજીની પ્રતિઓ અને સિદ્ધિવિનિશ્ચયની બન્નેય પ્રતિઓની સરસ ફિલ્મ ઊતરી ગઈ છે તમે જોઈને અતિ પ્રસન્ન થશો મેં ડબલ કોપી પૉઝીટિવની ઉતરાવવા વિચાર કર્યો છે, જેથી કોઈ વાર તમને અને તમારે કાર્ય કરવાનું હોય ત્યારે હરકત ન આવે અને કામ ઢીલમાં ન પડે દશવૈકાલિકની પ્રતિની પણ ફિલ્મ ઊતરી ગઈ છે આ ઉપરાંત ઘણા ગ્રંથોની ફિલ્મ ઊતરી છે. વિશેષમાં હમણાં એક બડો ભંડાર ખોલવામાં આવ્યો, તેમાંથી स्याद्वादरत्नाकर प्रथम खंडनी પ્રાચીન પ્રતિ, मुनिसुव्रतस्वामिप्राकृतचरित, अनुयोगद्वारचूर्णि તથા नन्दीचूर्णिની પ્રતિઓ મળી આવી છે, જે દિવ્ય છે આ બધાની માઇક્રોફિલ્મ ઉતરાવી લીધી છે અનુયોગદ્વારચૂર્ણિની પ્રતિ દિવ્ય છે એટલે કે ગુજરાતમાંથી મળેલી ખંભાતના અને પાટણના ભંડારોની તાડપત્રીય તેરમા-ચૌદમા સૈકામાં લખાયેલી સાથે પાંચ મુદ્રિત પ્રતિને મેળવતાં પાનાંનાં પાનાં અને પંક્તિઓની પંક્તિઓ પડી ગયેલી મળવા ઉપરાંત હજારો અશુદ્ધિઓ મળી હતી. મને અભિમાન હતું કે આ પ્રતિ ઘણી જ શુદ્ધ થઈ ચૂકી છે, પરંતુ અહીંની પ્રતિ સાથે મેળવતાં મારા અભિમાનનો ભુક્કો જ થઈ ગયો છે આ ઉપરથી મને ખાતરી થઈ છે કે, આપણા પાસે પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ ન હોય તો આપણાં શાસ્ત્રોને સર્વાંગ-પૂર્ણ શુદ્ધ કરવાં એ અતિ દુષ્કર કાર્ય છે આ વિષેની ખાતરી આ પૂર્વે થઈ ચૂકેલી છે અને હવે સવિશેષ થાય છે. આપણા ચૂર્ણિગ્રંથોમાં તો એટલી બધી અશુદ્ધિઓ છે કે જો લિપિનું અને તેના વિકારનુ જ્ઞાન સ્પષ્ટ રીતે ન હોય તો ચૂર્ણિગ્રંથો સુધારવા કદીયે શક્ય નથી આચારાંગ ચૂર્ણિની જ વાત કરું કે આજે એની શુદ્ધ કે પ્રાચીન પ્રતિઓ આપણને મળતી નથી જે મળે છે તે ચૌદમા-પંદરમા સૈકામા લખાયેલી મળે છે. એ બધી પ્રતો એક જ માની જણી સંતતિ સમાન છે ઘણી વાર તો કાના–માત્રાનોયે ફરક એકબીજીમાં ન મળે, લિપિનો વિકાર પણ અતિવિષમ. આ પરિસ્થિતિમા લિપિનું અને તેના વિકારનું પૃથક્કરણ ધ્યાનમાં ન હોય તો આ અને બીજી બધીએ ચૂર્ણિઓ શોધવી જરાય શક્ય નથી અસ્તુ, આપણા સ્નેહ પૂરતી અંતરની વાત થઈ.

તમારા नयचक्र માટે મને પ્રાચીન પ્રતિની ચિંતા સતત રહે છે પણ હજુ જ્ઞાની ભગવંતની આપણા ઉપર એ માટે અમીદૃષ્ટિ નથી ઊતરી.

નંદિસૂત્રની જેટલી પ્રતિઓ ગુજરાતમાં મેં જોઈ, મહાઅશુદ્ધ જ જોઈ પણ અહીંની પ્રતિ જોઈને તો હું હર્ષઘેલો જ થઈ ગયો અને ગદ્ગદ જ થઈ ગયો. એટલી શુદ્ધ પ્રતિ કે તેની શી વાત કરું! અનુયોગદ્વારચૂર્ણિ વિશે લખવુ રહી ગયું, પણ તમે જાણી લો કે ગુજરાતની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓ શુદ્ધ હોવા છતાં તેમાં કેવા વિકારો થઈ ગયા છે અને સંખ્યાબંધ ઠેકાણે બબ્બે ત્રણત્રણ લાઈનો પડી ગયેલી છે. ગુજરાતની પ્રતિઓમાં પેજ અસ્તવ્યસ્ત લખાયેલાં છે, જ્યારે અહીંની પ્રતિ તદ્દન વ્યવસ્થિત રીતે લખાયેલી છે અને અશુદ્ધિઓ હોવા છતાંય અતિઉપયોગી જુદા કુલની પ્રતિ છે. મેં ઉપર જણાવ્યું છે કે આ દૃષ્ટિએ અતિ મહત્ત્વની આ બન્નેય પ્રતિઓની માઈક્રોફિલ્મ નકલ કરાવવામા આવી છે, એમાં પ્રાચીન-પ્રાચીનતમ અલભ્ય, દુર્લભ અને શુદ્ધતમ આગમો, ભાષ્ય, ચૂર્ણિ, વૃત્તિ, પ્રકરણ ગ્રંથો અને તે ઉપરાંત વ્યાકરણ, કાવ્ય, કોશ, અલંકાર, છંદોગ્રંથો અને જૈન-જૈનેતર દાર્શનિક ગ્રંથો ઉપરની જૈનાચાર્યોની વ્યાખ્યાઓ વગેરેનો સમાવેશ થાય છે. આ ફોટોગ્રાફીમા કેટલાક ગ્રંથો એવા છે જે ગ્રંથકારે રચ્યા તે જ વર્ષમાં લખાયેલા છે. સંઘાચાર વૃત્તિ (ચૈત્યવંદન ભાષ્ય ઉપર) ખુદ ધર્મઘોષસૂરિ મહારાજજીની પોતાની પ્રતિ છે. સિદ્ધહેમવ્યાકરણ લઘુ ન્યાસનો એક ખંડ પ્રથમ આદર્શ છે. આ પ્રમાણે વિવિધ દૃષ્ટિએ મહત્ત્વના એવા ગ્રંથોનો સમાવેશ આ માઈક્રોફિલ્મિંગ ફોટોગ્રાફીમાં છે.

આ બધાયની વ્યવસ્થિત ફોટોગ્રાફી કરાવીને રાખે એવા ભાગ્યવાનની શોધ કરવાની બાકી જ રહે છે શાસનસેવાના નામે અનેકવિધ ઝઘડા ઊભા કરનાર આપણે આવા નક્કર કાર્યમાં આપણી બુદ્ધિ, કાર્યશક્તિ અને ધનનો વ્યય કરતાં કે સમયનો સદુપયોગ કરતાં શીખીએ તો જરૂર શાસનસેવા થાય એક રીતે હું એમ કહી શકુ કે શ્રીમતી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સે જેસલમેરના જ્ઞાનભંડારનો જીર્ણોદ્ધાર કરવા પાછળ અને માઇક્રોફિલ્મિંગ આદિ અંગેનું મહાકાર્ય કરવા માટે ઉદાર ચિત્તે જે સેવા કરી છે અને કરે છે તેણે જૈન પ્રજાને એક વિશિષ્ટ માર્ગદર્શન કરાવ્યુ છે શાસનસેવાની લૂખી વાતો અને પંચાંગીની પોલી વાતો કરનારને આ વિષેની કશી ઝાંખી સરખી પણ નથી અને ભાસ પણ નથી કે પંચાંગી શું અને આજે પંચાંગી કેવી ચિંથરેહાલ છે તેની રક્ષા શી રીતે થાય? તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય. અસ્તુ હવે મૂળ વાત

તમે જાણી લો કે માઇક્રોફિલ્મિંગનુ કામ ઘણું સરસ થયુ છે અને તેમાં ભાઈ બેલાણીનો પ્રયત્ન અતિઘણો છે આ ઉપરાંત અહીં સં ૧૨૭૯મા કાગળ ઉપર લખાયેલ ન્યાયસૂત્ર, ન્યાયભાષ્ય, ન્યાય-[વાર્તિક]તાત્પર્યવૃત્તિ અને ન્યાય[વાર્તિક]તાત્પર્યપરિશુદ્ધિ ગ્રંથની ઉધઈએ ખાધેલી અને હાથ અડકાડતાં તૂટી જાય તેવી પોથીનો અમે દિલ્હી મોકલીને જીર્ણોદ્ધાર કરાવ્યો છે એટલે કે એ આખા સાતસો પાનાંની પોથીની બન્નેય બાજુએ અતિબારીક રેશમી કપડુ ચોંટાડવામા આવે છે, જેથી જીર્ણપ્રતિ પુનર્જીવિત થાય છે આ આખી પોથી પાંડિત્યપૂર્ણ માર્જીનલ નોટ્સથી વ્યાપ્ત છે તેની માઇક્રોફિલ્મ અમે કરાવી જ લીધી છે, પણ તે ઉપરાંત આ પ્રતિને અમે એવી બનાવી દીધી છે કે સેંકડો વર્ષો સુધી તેને આચ નહિ આવે આજે જૈન જ્ઞાનભંડારોમાં રહેલા સેંકડો કીમતી જીર્ણ ગ્રંથોને જીર્ણ અને નકામા સમજી નાખી દેવામાં આવે છે, પણ સૌએ આ રીત જાણવી જોઈએ અને આ રીતે જ જ્ઞાનોદ્ધાર કરવો-કરાવવો જોઈએ. આજે તો એવા એવાં સાધનો ઉત્પન્ન થયાં છે કે આપણી કલ્પનામાંય ન આવે તદ્દન ભૂંસાઈ ગયેલા અક્ષરો કે કોઈ અમુક અક્ષરો ભૂસી નવા લખ્યા હોય તો તે અક્ષરો મૂળ કયા હતા તે પણ વાંચી શકાય છે અને એની ફોટોગ્રાફી પણ આવી શકે છે. આપણા પ્રાચીન જ્ઞાનભંડારોની ઘણી પ્રતિઓ આવા સાધનના અભાવે ખંડિત લખાયેલી છે આ યુગનાં આવાં સાધનોનો ઉપયોગ કરવામાં આવે તો એ ખંડિતપણુ કે શંકિતપણું સહેજે દૂર થઈ જાય

* * *

ટિબેટન ગ્રંથો માટે પ્રયત્ન કરવામાં આવ્યો, પણ કોઈ ધીરતું નથી. ભાવનગરના મહારાજા જે અત્યારે મદ્રાસના ગવર્નર છે તેમના દ્વારા પ્રયત્ન કરવામા આવે, પણ તે માટે પણ પૂરી લાગવગ હોય તોય આવવાનો સંભવ છે કે કેમ તે કલ્પનાતીત છે. છતા પ્રયત્ન કરવામા આવશે

શાંતિનિકેતનથી એક ચિત્રકાર અધ્યાપકભાઈ શ્રી કૃપાલસિંહજી સેખાવત આવ્યા હતા તેમણે મને કહ્યુ કે આ માટે હું પ્રયત્ન કરીશ મારી ઇચ્છા છે કે તેમને પત્ર લખું અને ભદંત શાંતિભિક્ષુ મહાશયને પણ પત્ર લખું મને યાદ છે ત્યા સુધી ભદંત શાંતિભિક્ષુનો તમે મારા ઉપરના કોઈ પત્રમા ઉલ્લેખ કર્યો હતો. એટલે તમે તેમની સાથે પત્રવ્યવહાર કર્યો જ હશે. છતાય હું તેમની સાથે પત્ર-વ્યવહાર કરીશ કદાચ સદ્ભાગ્યે મળે. જોકે સંભવ ઓછો છે છતા પ્રયત્ન કરીશ ખરી રીતે તો આવા સેટ ખરીદી લેવા જ જોઈએ. પણ કિંમત એટલી બધી છે કે અત્યારે એ મુશ્કેલ છે. ચીનના એલચીને એ વિષે પૂછતાં તેની કિંમત સાભળી આકાશના તારા જ નજરે પડે છે છતાં આપણા ઉપયોગી ગ્રંથો જો છૂટક મળી આવશે તો ચીની એલચી દ્વારા પ્રયત્ન કરવા ભાઈ બેલાણીને કહેલ છે ચીની ભાષાની પાઠમાળા માટે પણ પ્રબંધ કરવા જણાવેલ છે. જરૂર મળી જ આવશે.

હમણાં એક લિસ્ટ કે જેમાં બુદ્ધિસ્ટ ત્રિપિટક ઉપર આધુનિક અનુવાદોની અકારાદિ ક્રમની યાદી છે તે જોવામાં આવ્યું છે. મેં તેની બે નકલો મંગાવી છે. જો મળશે તો મોકલી આપીશ. આ યાદીમાં હીનયાન-મહાયાન બન્નેય શાખાના ત્રિપિટકો ઉપર જે આધુનિક અનુવાદો છે તે [illegible] યાદીનો સમાવેશ થાય છે. તાબુર-ખાંબુર યાદીઓ મળી નથી. મળશે તો મેળવવા પ્રયત્ન કરીને ત્રિપિટકોની યાદીની તો એક નકલ આવી જ છે. બીજી આવ્યે તમને મોકલીશ, નહિ તો જે નકલ આવી છે તે મોકલી આપીશ. આ યાદીમાં મુશ્કેલી એ છે કે બધાં આધુનિક નામો છે અને મૂળ યાદીનું ઇંડેક્સ માત્ર છે. મૂળ યાદીમાં દરેક ગ્રંથનું વર્ણન છે પણ આ યાદીમાં તો માત્ર અકારાદિ ક્રમથી નામો અને નંબર જ છે. મૂળ યાદી મળતી નથી, નહિ તો મંગાવી લેત.

તમે મોકલાવેલી દશવૈકાલિકની પોથીના અક્ષરો ઘણા ઝીણા હોઈ માઇક્રોફિલ્મમાં બરાબર નથી આવ્યા. પ્રોજેક્ટરથી કે રીડરથી પણ એ વંચાવા મુશ્કેલ છે, છતાં ભવિષ્યમાં એનું કરવામાં આવશે. ફિલ્મ તો લેવાઈ જ ચૂકી છે. ફિલ્મ લેવામાં એમ પણ બન્યું છે કે બીજી પ્રતિઓના ફોટા પ્રમાણેનું ફોકસ રહેવાથી આના અક્ષરો બહુ જ ઝીણા આવી ગયા છે.

ભાઈ ખેતાણી હમણાં બધી સામગ્રી લઈને અહીં આવી ગયા છે. હજુ દિલ્હીમાં કેટલુંક કામ બાકી છે તે પૂરું કરી લેવાનું છે. નવો જે ભંડાર ખોલવામાં આવ્યો છે તેમાંથી બે દિવ્ય ચિત્રપટ્ટિકાઓ મળી આવી છે, જેમાં બન્ને બાજુએ મળીને ચાર બાજુમાં ચમક ગવાક્ષ પૂતળાના ચિત્રો છે. અને તે ઉપરાંત જે આચાર્યે ગ્રંથ લખાવવાનો ઉપદેશ આપ્યો તેમનું અને લખાવનાર શ્રાવક-શ્રાવિકાનું પણ ચિત્ર છે. પાટલી છસો કે સાતસો વર્ષ જૂની છે. પણ આખી પાટલી એટલી સચવાઈ છે કે જેની ભવ્યતા, રૂપનિર્માણ, રંગ વગેરે જોતાં આંખો ઠરી જાય છે. આ ચિત્રપટ્ટિકાઓના બ્લૉક્સ—રંગીન બ્લૉક્સ—બનાવી લેવામાં આવશે. એક કલ્પસૂત્રની પ્રતિ પણ સચિત્ર અતિ સુંદર છે તેમાંથી પણ બ્લૉક્સ બનાવી લેવામાં આવશે. માઇક્રોફિલ્મ તો ઉતરાવી જ લઈશ. આવું ઘણું ઘણું અહીં છે.

ડૉ. એલ. આલ્સડૉર્ફ અહીં આવી ગયા. જેસલમેરમાં ચાર દિવસ રહી ગયા. પાટણમાં પૂજ્યપાદ ગુરુદેવ અને વૃદ્ધ ગુરુદેવની હાજરીમાં તેઓ મળી ગયા હતા. સારબાદ તેમને સમાચાર મળી જ ગયા હતા કે બને પૂજ્ય ગુરુદેવો સ્વર્ગવાસી થઈ ચૂક્યા છે, અને અત્યારે હું ભંડારોનું કાર્ય કરી રહ્યો છું. એટલે એ વિદ્વાને બધી માહિતી મેળવી અને અહીં આવી ગયા છે. જર્મન વિદ્યાપીઠમાં અત્યારે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જૈન આગમસાહિત્ય, કથાસાહિત્ય આદિ ઉપર અધ્યયન કરી રહ્યા છે. તેમને ઉપયોગી થાય એ દૃષ્ટિએ ડૉ. આલ્સડૉર્ફે ચઉપ્પન્નમહાપુરિસચરિયં, પઉમચરિય, દશવૈકાલિક ચૂર્ણિ અગસ્ત્યસિંહકૃત, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ અને તેની ચૂર્ણિ વગેરે ઘણા ગ્રંથોના ફોટાઓ પોતાના કેમેરાથી લીધા છે. કેમેરો પણ સરસ હતો, જોકે કેમેરાનો ઉપયોગ કરવામાં તેઓ મને કાચા લાગ્યા છે, કારણ કે આવી પ્રાચીન અને પીળી પડી ગયેલી વગેરે તાડપત્રીય અને કાગળની પ્રતિઓને કેટલો એક્સપોઝ આપવો વગેરે બાબતમાં પહેલેથી ચોક્કસ અખતરા ન કરેલા હોય તો તેમાં ઓવરએક્સપોઝ વગેરે બની જાય છે, અને તે જ રીતે ડૉ. આલ્સડૉર્ફ માટે બન્યું છે. છતાં એક વાત છે કે જર્મનીમાં આવી ફોટોગ્રાફીને ઠીક કરી લેવાનું સાધન હશે જ, જેથી તેમને આપણી જેમ નિરાશ થવાપણું ન પણ હોય. અહીંના ભંડાર અને અમારું સર્વદેશીય કાર્ય અને માઇક્રોફિલ્મિંગ એરેન્જમેન્ટ વગેરે જાણીને બહુ જ પ્રસન્ન થયા છે. અમે તૈયાર કરેલ ડિસ્ક્રિપ્ટિવ કેટલૉગ જોઈને અતિપ્રસન્ન થયેલ છે. અહીંનાં મંદિરો અને તેમાંનાં તોરણો, સ્તંભ, મંડપ, શાલભંજિકાઓ, નૃત્યકુમારિકાઓ વગેરે જોઈને એ જે હર્ષપૂર્ણ શબ્દ ઉચ્ચારે તેથી આપણને લાગે કે આ લોકો આવી વસ્તુઓનું મૂલ્યાંકન કેવું સમજે છે. આપણું નિરીક્ષણ

કેવું છીછરું અને નિર્માલ્ય છે! આપણને ઘણી વાર એમ જ થઈ આવે છે કે આપણી જૈન પ્રજા જેમ શ્રદ્ધાભક્તિપૂર્ણ હૃદયવાળી છે તે રીતે તેનામાં આવી વિજ્ઞ દૃષ્ટિ ભળે તો તેનું અંતરતેજ કેવું ઝળહળી ઊઠે! પણ આજે આપણે ઐક્યની વાતો કરવા છતાં નિત નિત સાઠમારી કરીએ અને જડતા તરફ જઈએ ત્યાં આવા ભવ્ય જીવનઘડતરની આશાની ઝાંખી શી રીતે થાય? આબુજીની કળા કરતાંય અહીંની શિલ્પકળામાં ડૉ. આલ્સડોર્ફને વધારે માધુર્ય જણાયું છે.

ભાઈ જિતેન્દ્ર જેટલી અહીંથી અમદાવાદ પહોંચી ગયા છે. તેમણે ન્યાયકંદલી અહીંના ભંડારની ચાર પ્રાચીન પ્રતો સાથે મેળવીને તૈયાર કરી શુદ્ધિપત્રક તૈયાર કર્યું છે અને પાઠભેદો પણ લઈ લીધા છે તેની એક નકલ કારબન પેપરવાળી તેમણે મને અર્પણ કરી છે કિરણાવલીની પ્રતિમાં મુદ્રિત કરતાં જે અધિક ભાગ અહીંની પ્રતિમાં હતો તેનો ઉતારો કરી લીધો છે તેની પણ કારબન નકલ આપણા પાસે છે તમે સ્થિર થશો ત્યાં આ બધું તમને પહોંચાડીશ શ્રીમાન જિનવિજયજી અહીં આવ્યા ત્યારે તેમણે ન્યાયસૂત્રાદિ ઉપરની અભયતિલકગણિએ રચેલી પંચપ્રસ્થાન ટીકાની કોપી કરાવી હતી તે પણ અહીંની પ્રતિ સાથે સરખાવીને ઠીક કરી લીધી છે તેમણે કોપી કરાવી ત્યારે કોઈ કોઈ પાનું મળેલ ન હતું તે અમે અહીંનાં પ્રકીર્ણક પાનાઓમાંથી શોધી કાઢ્યું હતું. તેની નકલ પણ ભાઈ જેટલીએ કરીને ગ્રંથમાં પૂર્તિ કરી લીધી આની એક તાડપત્રીય નકલ સુરતમાં શ્રી હુકમમુનિજી મહારાજના ભંડારમાં છે તેની નવી નકલ વિજયકમલસૂરિ જૈન પુસ્તકોદ્ધાર ફંડે લખાવેલી જૈનાનંદ પુસ્તકાલયમાં છે: તે અહીંના સાથે મેળવી લેવાય તો એ કાર્ય સુદૃઢ થાય, એ ઇરાદે જૈનાનંદ પુસ્તકાલયના સંચાલક અને વિજયકમળસૂરીશ્વર પુસ્તકોદ્ધાર ફંડના કાર્યકર્તાઓ દ્વારા મંગાવ્યું પણ હું તેમની નજરે પુસ્તક સાચવવા માટે લાયક પુરવાર ન ઠર્યો એટલે એ વહીવટકર્તાઓએ મને તે પુસ્તક ના મોકલ્યું! આથી અત્યારે આ કાર્ય અધૂરું જ રહ્યું છે વિજયકમલસૂરીશ્વર પુસ્તકોદ્ધાર ફંડના કાર્યકર્તાઓ, નજરે મળે ત્યારે જે પોતાના કાર્ય અંગે મોટી વાતો કરે અને પોતાના રિપોર્ટમાં સાધુઓને પુસ્તક મંગાવવા આમંત્રણો આપે અને સાધુઓ મંગાવે ત્યારે તેમાં કશું ઠેકાણું ન હોય, એ કરતા તો તેઓ પોતાના રિપોર્ટમાં આવાં ઉપહાસજનક આમંત્રણો વિદ્વાન સાધુઓને ન આપે તો જ અને હાથીના ચાવવાના અને દેખાડવાના દાંત જેવી વાતો ન કરે તો જ શોભાસ્પદ લેખાય અસ્તુ સન્મતિતર્કની અહીંની પ્રતિની પ્રેસકોપી પૂર્ણ થવા આવી છે, જેથી તમને આનંદ થશે. આજે તો આટલેથી બસ કરું છું કામકાજ લખશો. દેવદર્શનમાં સંભારશો

[ 'જૈન' સાપ્તાહિક, ૨૮ એપ્રિલ, અને ૫ મે, ૧૯૫૧ ]

# વિશ્વની મહાવિભૂતિ શ્રી વિજયાનંદસૂરિવરનો અક્ષરદેહ

જ્યારે જ્યારે પ્રજાના જીવનમાંથી પ્રાણ ઊડી જઈ પ્રજા નિશ્ચેતન બની જાય છે અને જ્યારે તેને સાચે જ એમ લાગે છે કે પોતે ઘોર અંધકારમાં ડૂબતી જાય છે, ત્યારે ત્યારે તેને પુનર્જીવન અથવા નવીન પ્રકાશ મેળવવા માટે પોતાની પ્રાચીન વિભૂતિઓ—અર્થાત્ અસ્ત પામી ગયેલ છતાં જીવતા-જાગતા પૂર્વ મહાપુરુષો—ની ઝગમગતી જીવનજ્યોતિનું દર્શન કરવાની ઉત્કંઠા થાય છે.

મહાપુરુષોની જીવનજ્યોતના પ્રવાહો સર્વતોગામી હોઈ તેનું સંપૂર્ણ દર્શન વિવેકપુરઃસર કરવાનું આપણા જેવા સાધારણ કોટિના દરેક મનુષ્ય માટે શક્ય નથી હોતું, એટલે એ જ્યોતનું આછું આછુંય દર્શન આપણ સૌને થાય અને આપણા સૌમાં નવેસરથી નવચેતન પ્રગટે, એ ઉદ્દેશથી આપણા સૌની વચમાં વસતા પ્રાણવંતા પ્રજ્ઞાશાળી મહાપુરુષો અનેક ઉપાયો યોજે છે.

આપણા પૂર્વ મહાપુરુષોએ સમ્યગ્જ્ઞાન—સદ્વિદ્યાની પ્રાપ્તિ, સમ્યગ્દર્શન—સત્ય વસ્તુની ઓળખ અને સમ્યક્ચારિત્ર—સદ્ગુણી જીવનની પ્રાપ્તિ માટે આજ સુધીમાં તિથિઓ, પર્વો, કલ્યાણકમહોત્સવો, અષ્ટાહ્નિકાઓ વિગેરે જેવા અનેક પ્રસંગો ઉપદેશ્યા—પ્રવર્ત્તાવ્યા છે એ જ મહાપુરુષોનું અનુસરણ કરી આજના યુગમાં પણ જયંતી, શતાબ્દી, જાહેર વ્યાખ્યાન આદિ જેવા અનેક શુભ પ્રસંગો ઊભા કરવામાં આવે છે, જેથી પ્રજાજીવનમાંથી ઓસરી ગયેલા બાહ્ય અને આભ્યંતર જ્ઞાનાદિ ગુણોની ક્રમે ક્રમે પ્રાપ્તિ તેમ જ વૃદ્ધિ થાય.

ચાલુ વર્ષે આપણી સમક્ષ વિશ્વવિખ્યાત મહાપુરુષ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજયાનંદસૂરિવર (પ્રસિદ્ધ નામ શ્રી આત્મારામજી મહારાજ)ની 'શતાબ્દી'નો પ્રસંગ ઉપસ્થિત થયો છે, જે અડગપણે એ મહાપુરુષને પુનિત પગલે ચાલનાર અને એમના જ—આજ્ઞાધારી પ્રભાવશાળી—પટ્ટધર આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરિની અપૂર્વ ભક્તિ અને પ્રેરણાને પરિણામે જન્મ્યો છે.

જે મહાપુરુષની શતાબ્દી ઊજવવાની છે તેમને લક્ષીને તેમના 'સ્મારક ગ્રંથ'માં કાંઈ લખવાનું આમંત્રણ તેના ઉત્પાદક તેમ જ સંપાદક તરફથી મળે, પરંતુ જે મહાપુરુષને આપણે નજરે નિહાળ્યા ન હોય અથવા જે મહાપુરુષને નજરે જોવાનું સદ્ભાગ્ય આપણને પ્રાપ્ત થયું ન હોય, તેમના સંબંધમાં કાંઈ પણ લખવા પ્રવૃત્તિ કરવી એ એક દૃષ્ટિએ કૃત્રિમ ગણાય; તેમ છતાં બીજી દૃષ્ટિએ વિચાર કરતાં લાગે છે કે મહાપુરુષો સ્થૂલ દેહે ભલે આ કાની દુનિયાનો ત્યાગ કરી ગયા હોય તે છતાં તેઓ—સૂક્ષ્મ દેહે કહો, અથવા અક્ષરદેહે કહો—સદાય આ જગતમાં જીવતા—જાગતા જ હોય છે, એટલે આપણે

એ મહાપુરુષને તેમના અક્ષરદેહ ઉપરથી ઓળખવા પ્રયત્ન કરીએ તો કૃત્રિમતા નહિ ગણાય

સ્વર્ગવાસી ગુરુદેવે પોતાના જીવનમાં જે અનેકાનેક સત્કાર્યો કર્યાં છે, તેમાં એ ગુરુદેવની ગ્રંથ-
રચનાનો પણ સમાવેશ થઈ જાય છે તેઓશ્રીની ગ્રંથરચના પ્રતિપાદક શૈલીની તેમ જ ખંડન-મંડનાત્મક
એમ બન્નેય પ્રકારની છે. એ ગ્રંથોનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરનાર સહેજે સમજી શકે તેમ છે કે એ
ગ્રંથોની રચના કરનાર મહાપુરુષ કેવા બહુશ્રુત તેમ જ તત્ત્વગવેષક દૃષ્ટિએ કેટલા વિશાળ અને ઊંડા
અભ્યાસી હતા! વસ્તુની વિવેચના કરવામાં તેઓશ્રી કેટલા ગંભીર હતા! તેમ જ ખાસ ખાસ
મહત્ત્વના સારભૂત પદાર્થોનો વિભાગવાર સંગ્રહ કરવામાં તેમને કેટલું પ્રખર પાંડિત્ય વર્યું હતું!

ગુરુદેવની ગ્રંથરચનામાં તત્ત્વનિર્ણયપ્રાસાદ, જૈનતત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર, નવતત્ત્વ, જૈન-
ધર્મવિષયક પ્રશ્નોત્તર, ચિકાગો પ્રશ્નોત્તર, સમ્યક્ત્વશલ્યોદ્ધાર, પૂજા–સ્તવન–સજ્ઝાય–ભાવનાપદસંગ્રહ વગેરે
ગ્રંથો પ્રધાન સ્થાને છે આ બધાય ગ્રંથો એ ગુરુદેવે જનકલ્યાણાર્થે હિંદી ભાષામાં જ રચેલા છે,
જેના અભ્યાસ અને અવલોકન દ્વારા દરેક સામાન્ય મનુષ્યો જૈનધર્મ તેમ જ ઇતર ધર્મોનાં તત્ત્વોને અને
તેના સારાસારપણાને સહેજે સમજી શકે

સ્વર્ગવાસી ગુરુદેવની સર્વવ્યાપી યશઃકીર્તિને નહિ સહી શકનાર કેટલાક મહાનુભાવો, ઉપર
જણાવ્યા પ્રમાણે એ ગુરુદેવે સંસ્કૃત–પ્રાકૃતાદિ ભાષામાં કોઈ ગ્રંથની રચના ન કરતાં માત્ર હિંદી
ભાષામાં જ બધા ગ્રંથોની રચના કરી છે, એ કારણ આપી તેઓશ્રીમાં 'ખાસ ઊંડો અભ્યાસ ન
હોવા'ની વાતો કરી આત્મસંતોષ મનાવે છે; એ વાતનો પ્રતિવાદ કરવા ખાતર નહિ પણ એ સ્વર્ગ-
વાસી ગુરુદેવમાં વાસ્તવિક રીતે કેટલું ઊંડું જ્ઞાન, કેટલી પ્રતિભા અને કેટલું ગંભીર આલોચન હતાં,
એ જાણવા માટે આપણે સહજ પ્રયત્ન કરીએ એમાં વધારે પડતું કશું જ નથી

સ્વર્ગવાસી ગુરુદેવે રચેલા મુખ્ય મુખ્ય ગ્રંથોની અમે ઉપર જે નામાવલી આપી ગયા છીએ,
તેમાં જે સંખ્યાબંધ આગમ અને શાસ્ત્રોની વિચારણાઓ ભરેલી છે એ દ્વારા તેઓશ્રીના બહુશ્રુત
પણાની તેમ જ વિજ્ઞાન અને ઊંડા આલોચનની આપણને ખાતરી મળી જાય છે, તેમ છતાં આપણે
તેઓશ્રીના સંગૃહીત જ્ઞાનભંડારો–પુસ્તકસંગ્રહો તરફ નજર કરીએ તો આપણને તેઓશ્રીના ગંભીર
વિજ્ઞાનની સવિશેષ ઝાંખી થઈ જાય છે

સ્વર્ગવાસી ગુરુદેવના જ્ઞાનભંડારમાં તેમના સંશોધિત અનેકાનેક ગ્રંથો છે, તેમાં '**સન્મતિતર્ક**'
શાસ્ત્રની હસ્તલિખિત પ્રતિને એ ગુરુદેવે પોતે વાંચીને સુધારેલી છે. એ સુધારેલા પાઠોને મુદ્રિત સન્મતિ-
તર્કના સંપાદકોએ તેની ટિપ્પણીમાં ઠેકઠેકાણે સ્થાન આપ્યું છે જે ગ્રંથના અધ્યયન માટે હજારો
રૂપિયાનું ખર્ચ કરી નાખવા છતાંય આજે કોઈ જૈન સાધુ ખરી રીતે એમાં પાર પડી શક્યા નથી,
એ ગ્રંથનું વાચન-અધ્યયન, સ્થાનકવાસી જેવા અવિદ્યાપ્રધાન સમાજમાંથી આવેલ એક વ્યક્તિ,
પોતાની સ્વયંપ્રતિભાને બળે સન્મતિતર્ક જેવાં શાસ્ત્રોની મહત્તાને સમજી, પોતાના જીવનની ટૂંક
કારકિર્દીમાં કરે એ કરતાં એ સ્વર્ગવાસી મહાપુરુષની પ્રતિભાનું અને તેઓશ્રીની વિજ્ઞાનશક્તિનું જ્વલંત
ઉદાહરણ બીજું શું હોઈ શકે? જે મહાપુરુષ આવા મહર્દ્ધિક ગ્રંથોના અધ્યયન-મનન માટે જીવતી
પ્રવૃત્તિ કરે એ મહાપુરુષમાં તર્કવિદ્યાવિષયક સ્વયંપ્રતિભાજનિત કેટલું વિશદ પાંડિત્ય હશે એ સ્પષ્ટ
કરવાની આ ઠેકાણે આવશ્યકતા રહેતી નથી

પંજાબ દેશમાં આજે સ્થાન-સ્થાનમાં સ્વર્ગવાસી ગુરુદેવના વસાવેલા વિશાળ જ્ઞાનભંડારો છે
પંજાબ આખામાં દીપતા જ્ઞાનભંડારો જો કોઈ હોય તો તે ગુરુદેવના વસાવેલા આ જ્ઞાનભંડારો

જ દીપતા છે એ ભંડારોમાં સાર સાર ગ્રંથોનો સંગ્રહ કરવા આપણા ગુરુદેવે અથાગ પ્રયત્ન કર્યો છે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીમાન યશોવિજયોપાધ્યાયકૃત પાતંજલયોગદર્શન ટીકા, અનેકાંતવ્યવસ્થા આદિ જેવા અનેકાનેક અલભ્ય–દુર્લભ્ય પ્રાસાદ્ગ્રંથોની નકલો આ ભંડારોમાં વિદ્યમાન છે, આજે આ ગ્રંથોની નકલો બીજે કયાંય જોવામાં નથી આવતી સ્વર્ગવાસી ગુરુદેવે પોતાના વિહાર-પરિભ્રમણ દરમિયાન ગામ–ગામના જ્ઞાનભંડારોની બારીકાઈથી તપાસ કરતાં જ્યાંથી મળી આવ્યા ત્યાંથી તે તે ગ્રંથોના ઉતારા કરાવ્યા છે અહીં આપણે માત્ર એટલું જ જોવાનું છે કે એ ગુરુદેવમાં અપૂર્વ સાહિત્યને પારખવા માટે કેટલી સૂક્ષ્મેક્ષિકા હતી! જો ગુરુદેવના ભંડારોને બરાબર બારીકાઈથી તપાસવામાં આવે તો તેમાંથી આપણે કેટલીયે અપૂર્વતા જોઈ–તારવી શકીએ

સ્વર્ગવાસી ગુરુદેવ તેમના જમાનાના એક પ્રષ્ટવ્ય–પૂછવા લાયક પુરુષ હતા, એટલે તેઓશ્રીને ગામેગામના શ્રીસંઘો તરફથી તેમ જ વ્યક્તિગત રીતે પણ નાની કે મોટી દરેક બાબતના વિવિધ પ્રશ્નો પૂછવામાં આવતા અને ત્યારે તેઓશ્રી તે તે પ્રશ્નોના જે ઉત્તરો આપતા (જેમાંના કેટલાક તે સમયના 'જૈન ધર્મ પ્રકાશ' માસિકના અંકો વગેરેમાં છપાયેલા છે), એ જોતાં આપણે તેઓશ્રીની ઉત્તર આપવાની પદ્ધતિમાં સ્થિતપ્રજ્ઞપણું, ઉદારતા, નિષ્પક્ષપાતપણું તેમ જ અનાગ્રહીપણું વગેરે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કેટલાક એક જ વિષયના પ્રશ્નોના ઉત્તરો એ ગુરુદેવે પ્રશ્નકારની જિજ્ઞાસા, પરિસ્થિતિની યોગ્યતા વગેરે ધ્યાનમાં રાખી એટલી ગંભીરતાથી તેમ જ યોગ્યતાથી આપ્યા છે કે જેમાં આપણને એ ગુરુદેવની સ્થિતપ્રજ્ઞતા તેમ જ અનાગ્રહીપણાનો સહેજે ખ્યાલ આવી જાય છે આ ઠેકાણે અમે ઉદાહરણ ખાતર—પર્યુષણામાં મહાવીર જન્મના દિવસે શ્રીફળ વધેરવાં એ શાસ્ત્રોક્ત છે કે કેમ? એ રિવાજ કાયમ રાખવો કે કેમ? એ ચાલુ રિવાજ બંધ કરી શકાય કે નહિ? અને બંધ કરવો યોગ્ય જણાય તો શો માર્ગ લેવો?—આ પ્રશ્નો સંબંધમાં સ્વર્ગવાસી ગુરુદેવે જે જુદા જુદા માર્ગદર્શક ઉત્તરો આપ્યા છે ( જુઓ, 'જૈન ધર્મ પ્રકાશ,' પુસ્તક ૯, અંક ૮ અને ૧૦ ) તેમ જ તેમાં શ્રીસંઘમાં કોઈ પણ પ્રકારનો વિક્ષેપ ઊભો થવા ન પામે તે માટે જે માર્ગદર્શન કરાવ્યું છે એ જોવાની માત્ર ભલામણ કરીએ છીએ

અંતમાં, ટૂંકમાં અમે એટલું જ કહીએ છીએ કે જ્યારે જ્યારે પ્રજામાં ધાર્મિક તેમ જ નૈતિક નિશ્ચેતનતા પ્રગટે છે ત્યારે ત્યારે તેનામાં પ્રાણ પૂરવા માટે એકાદ અવતારી પુરુષ જન્મ ધારણ કરે છે, તેમ સ્વર્ગવાસી ગુરુદેવે અવતાર ધારણ કરી જૈન પ્રજામાં અનેક રીતે પ્રાણ પૂર્યા છે જે જમાનામા તેઓશ્રીએ ગૂજરાતની ધરા ઉપર પગ મૂકયો ત્યારે જૈન સાધુઓની સંખ્યા અતિ અલ્પ હતી, તેમાં શાસ્ત્રજ્ઞો ગણ્યાગાંઠયા હતા, દેશ-વિદેશમાં જૈન સાધુઓનો પ્રચાર અતિવિરલ હતો; તેવે સમયે આ બધી બાબતોમાં એ ગુરુદેવે પોતાની પ્રતિભા દ્વારા સંગીન ઉમેરો કર્યો છે એમની પ્રતિભાને બળે જ શ્રીમાન વીરચંદ રાઘવજી ગાંધી ચિકાગોની સર્વધર્મપરિષદમાં જઈને જૈનધર્મનાં તત્ત્વોને વિશ્વના મેદાનમાં રજૂ કરી શકયા છે

એ સ્વર્ગવાસી પરમપવિત્ર ગુરુદેવના અગમ્ય તેજને પ્રતાપે આપણે સૌ વર્તમાન યુગને અનુરૂપ ધર્મસેવા, સાહિત્યસેવા અને જનસેવા કરવાનું બળ મેળવીએ એટલુ ઇચ્છી વિરમીએ

कुण्ठाऽपि यदि सोत्कण्ठा, त्वद्गुणग्रहणं प्रति ।
ममैषा भारती तर्हि, स्वस्त्येतस्यै किमन्यया ? ।।

आचार्य हेमचन्द्र

[ 'જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મશતાબ્દી સ્મારક ગ્રંથ,' સં ૧૯૯૨ ]

# પૂજ્યપાદ દાદાગુરુ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ*

મારા પરમઉપકારી પૂજ્યપાદ દાદાગુરુશ્રીનું જ્યારે પણ પુણ્ય સ્મરણ કરું છું ત્યારે, સાચા ગુરુના જ્ઞાન અને ચારિત્રના પ્રભાવનું વર્ણન કરતી गुरोस्तु मौन व्याख्यान शिष्याः संच्छिन्नसंशयाः એ કાવ્યપંક્તિ અંતરમાં ગુંજી ઊઠે છે, અને એની યથાર્થતા સમજાઈ જાય છે. સાચા ગુરુનું તો જીવન અને આચરણ જ શિષ્યોની શંકાઓનું નિવારણ કરી દે છે. મેં મારા દાદાગુરુશ્રીમાં એક આદર્શ ધર્મગુરુ, વિદ્યાગુરુ અને દીક્ષાગુરુ તરીકે આવો મહિમા પ્રત્યક્ષ અનુભવ્યો છે: એમની હાજરી માત્રથી—કેવળ એમનાં દર્શનથી જ—કંઈક શાસ્ત્રીય બાબતોના સંશયોનું નિરાકરણ થઈ જતું, એટલું જ નહીં, જીવનસાધના અને ચારિત્રની આરાધનાને લગતી અનેક શંકા—કુશંકાઓનું પણ જાણે આપમેળે જ શમન થઈ જતું. આવા જીવનસિદ્ધ પ્રભાવક મહાપુરુષ હતા મારા પરમપૂજ્ય દાદાગુરુ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ. આજે આ ઉંમરે અને છ દાયકા જેટલા દીક્ષા-પર્યાય પછી પણ લાગે છે કે આવા વાત્સલ્યમૂર્તિને શિરછત્ર તરીકે મેળવવામાં હું કેટલો બધો ભાગ્યશાળી હતો! એમનું સ્મરણ અંતરને ગદ્‌ગદ બનાવી મૂકે છે, અને જાણે આજે પણ હું એમની આગળ બાળમુનિ હોઉં એવું સંવેદન ચિત્તમાં જગાડે છે. સાચે જ, તેઓશ્રીના મહાન ઉપકારની કોઈ સીમા જ નથી.

કુટુંબના સંસ્કારને લીધે અને ખાસ કરીને મારાં પ્રાતઃસ્મરણીય માતુશ્રીની હિતચિંતા અને પ્રેરણાને લીધે મારામાં જે કંઈ અલ્પસ્વલ્પ ધર્મસંસ્કારો પડ્યા હતા, અને દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેની શ્રદ્ધાનું જે કંઈ સામાન્ય બીજારોપણ થયું હતું, તેનો જ્ઞાનોપાસના અને સંયમઆરાધનારૂપે જે કંઈ વિકાસ થયો, તે મારા પરમપૂજ્ય દાદાગુરુદેવ અને મારા પરમપૂજ્ય ગુરુજી શ્રી ચતુરવિજયજી મહારાજની મારા પ્રત્યેની નિઃસીમ ધર્મકૃપાને પ્રતાપે જ. શીલ અને પ્રજ્ઞાથી સમૃદ્ધ એમના સ્ફટિક સમા નિર્મળ જીવનનું સ્મરણ અને આલેખન એક ધર્મમાર્ગદર્શક અને આત્મભાવપ્રેરક ધર્મકથા જ બની રહે છે.

આપણા આસન્નોપકારી, ચરમ તીર્થંકર, ભગવાન શ્રી મહતિ—મહાવીર—વર્ધમાનસ્વામીના શાસનમાં સમગ્ર જૈન આગમોને દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ, એમ ચાર

---

* આ ગ્રંથના સંપાદકોની વિનંતિથી પૂજ્ય મહારાજશ્રીએ આ 'જ્ઞાનાંજલિ' ગ્રંથ માટે લખી આપેલ લેખ.

વિભાગોમાં વહેંચીને એમાં ધર્મકથાનુયોગનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે, તે ઉપરથી પણ સમજી શકાય છે કે ધર્મની પ્રભાવનામાં અને આત્મસાધનામાં ધર્મકથાનું કેટલું મહત્ત્વ છે. જ્ઞાનયોગ, ધ્યાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ, એ ચાર પ્રકારના યોગોમાંના ભક્તિયોગની જેમ, સામાન્ય બુદ્ધિના, ઓછા ભણેલા, ભલા-ભોળા બાળ-જીવોને ગમ્મત સાથે જ્ઞાન આપીને એમને સરળતા અને સુગમતાપૂર્વક નીતિ, સદાચાર અને ધર્મની સમજૂતી આપવામાં ધર્મકથાનુયોગની ઉપયોગિતા અને ઉપકારકતા ઘણી વ્યાપક છે. મારા દાદાગુરુની જીવનકથા એ ધર્મબોધક એક પાવનકારી ધર્મકથા છે

## અહિંસા-સમભાવ-અનેકાંતવાદમૂલક વાત્સલ્યસભર સાધુતા

જૈનધર્મે પ્રરૂપેલ આત્મસાધનાના રાજમાર્ગનો અને પૂજ્ય પ્રવર્તકજી મહારાજની અખંડ જીવન-સાધનાનો વિચાર કરીએ છીએ તો એમ જ લાગે છે કે તેઓશ્રીમાં એ બન્ને એકરૂપ બની ગયા હતાં, અને તેથી તેઓનું જીવન જૈનધર્મ અને સંસ્કૃતિના એક સાચા પ્રતિનિધિ કહી શકાય એવા ધર્મ-પ્રભાવક પુરુષનુ કે સ્વ-પર ઉભયનુ કલ્યાણ સાધનાર મહર્ષિ સાધુ–સંતપુરુષનું આદર્શ જીવન હતુ

જૈન તીર્થંકરો અને મહર્ષિઓએ ભવભ્રમણના અંતને એટલે કે મોક્ષપ્રાપ્તિને આત્મસાધનાનુ એટલે કે અધ્યાત્મસાધનાનું અંતિમ ધ્યેય માનીને, એના મુખ્ય ઉપાય તરીકે, જીવનમાં અહિંસાની સાધના અને પ્રતિષ્ઠા કરવાનું ફરમાવ્યું છે. અને અહિંસાને સિદ્ધ કરવાના મુખ્ય સાધન તરીકે સંયમ અને તપની આરાધનાને સ્થાન આપ્યું છે. વળી, આપણા શાસ્ત્રકાર ભગવંતોએ उवसमसारं खु सामण्णं—શ્રમણજીવનનો સાર તો ઉપશમ એટલે કે શાંતિ અને સમતા છે—એમ કહીને ધર્મસાધનામાં સમતા કે સમભાવનુ કેટલું મહત્ત્વનું સ્થાન છે, એ સમજાવ્યું છે આ રીતે વિચારીએ તો સમતા એટલે કે સમભાવની પ્રાપ્તિ એ જ આત્મસાધના કે ધર્મસાધનાનુ ધ્યેય કે કેન્દ્ર બની જાય છે. ઉપરાંત, માનસિક અહિંસાના પાલનના અને સત્યના નાના-મોટા એક-એક અંશને શોધી કાઢવાના અને સ્વીકારવાના એક અમોઘ ઉપાય તરીકે જૈનધર્મે નયવાદ અને સ્યાદ્વાદ એટલે કે અનેકાંતદૃષ્ટિની પ્રરૂપણા કરી છે. આ અનેકાંતવાદ એ આત્મસાધના અને તત્ત્વવિચારણાના ક્ષેત્રમાં જૈન દર્શનનું એક આગવું કહી શકાય એવું પ્રદાન છે. આ રીતે જૈનધર્મની સાધના-પ્રક્રિયામાં અહિંસા, સમભાવ અને અનેકાંત-દૃષ્ટિ એ રત્નત્રયી કેન્દ્રસ્થાને બિરાજે છે, અથવા કહો કે એ પ્રક્રિયાનું એ જ અંતિમ સાધ્ય કે ધ્યેય છે. અને આત્મસાધનાની યાત્રામાં આગળ વધતાં વધતાં છેવટે એ ત્રણે એકરૂપ બની જાય છે; આનુ જ નામ મોક્ષ એટલે કે ભવસાગરનો છેડો. (ખરી રીતે એ ત્રણે એકબીજામાં એવાં તો ઓતપ્રોત છે કે જો એ ત્રણમાંના ગમે તે એકની યથાર્થ અને જીવનસ્પર્શી સાધના કરવામાં આવે તો બાકીનાની સાધના પણ આપોઆપ થતી રહે; અને જો એકની પણ ઉપેક્ષા કરવામાં આવે તો બીજાની સાધનામા ક્ષતિ આવ્યા વગર ન રહે.)

અહિંસા, સમતા અને અનેકાંતદૃષ્ટિ : આત્મસાધનાના સાધનરૂપ તેમ જ સાધ્યરૂપ આ ગુણસંપત્તિની અપ્રમત્ત આરાધનાની દૃષ્ટિએ જ્યારે મારા દાદાગુરુશ્રીની સંયમસાધનાનો વિચાર કરવામાં આવે છે, ત્યારે એમ જ લાગે છે કે એ ત્રણેનો પવિત્ર ત્રિવેણીસંગમ એમના જીવનમા સાવ સહજપણે સધાયો હતો; અને તેઓએ શ્રમણજીવનનો એક શ્રેષ્ઠ આદર્શ પોતાની સદા અપ્રમત્ત ધર્મસાધના દ્વારા જીવી બતાવ્યો હતો, એ મે પ્રત્યક્ષ જોયું છે. એમની આવી સિદ્ધિ આગળ મસ્તક નમી જાય છે.

અહિંસા તો શ્રમણ-જીવનનુ મહાવ્રત જ છે; અને પૂરી જાગૃતિ રાખવામાં આવે તો જ એનું પાલન થઈ શકે છે. એકેન્દ્રિય અને કીડી-કુંથુઆ જેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવોથી લઈને તે કુંજર સુધીના કોઈ પણ જીવને જરા પણ કિલામણા ન થાય, અને માનવીની તો લાગણી પણ ન દુભાય,

આવી રીતે આહાર, નિહાર અને વ્યવહાર ગોઠવવામાં આવે એ આ મહાવ્રતની રક્ષા માટે જરૂરી છે. પૂજ્ય પ્રવર્તકજી મહારાજ આ માટે તો સતત જાગ્રત હતા, અને જાણ્યે-અજાણ્યે પણ કોઈ દોષ કે અતિચારનું સેવન ન થઈ જાય એની પણ પૂરેપૂરી સાવચેતી રાખતા હતા; પણ આ મહાવ્રત અંગે એમની વિશેષતા મે તેઓશ્રીની કરુણાપરાયણતામાં જોઈ છે કોઈનું જરા પણ દુઃખ જુએ કે એમનું હૈયુ કરુણાભીનું થઈ જતું—બીજાનુ કષ્ટ એમનાથી જોઈ શકાતુ જ નહીં. અને આવે પ્રસંગે, સંકટમાં આવી પડેલા પ્રત્યે સહાનુભૂતિ બતાવીને, એને દિલાસો આપીને કે બીજા કોઈને એને સહાયતા કરવાની પ્રેરણા કરીને જ સંતોષ ન માનતા, તેઓ જાતે જ કંઈ પણ કરતા ત્યારે જ એમને સંતોષ થતો; અને એવે વખતે પોતે વયોવૃદ્ધ છે, જ્ઞાનવૃદ્ધ છે કે ચારિત્રવૃદ્ધ છે, એવો કોઈ વિચાર એમને ન આવતો. પોતાના કે બીજા સમુદાયનો કે નાના-મોટાનો ભેદ રાખ્યા વગર બિમાર સાધુઓની તેઓ સમાનભાવે અને લાગણીપૂર્વક વૈયાવચ્ચ કરતા એ તો ખરુ જ, પણ એમની પાસે આવેલ કે કામ કરતા કોઈ ગૃહસ્થ માંદગીમાં આવી પડે તો એની સંભાળ રાખવાનું પણ તેઓ ન ચૂકતા. અને એમની પવિત્ર નિશ્રામા કામ કરતા લહિયાઓના તો તેઓ હેતાળ શિરછત્ર જ હતા. એમને જરા પણ અસુખ ઊપજતુ તો તેઓ બેચેન બની જતા, અને એ મુશ્કેલીનું નિવારણ થાય ત્યારે જ તેઓ નિરાંત અનુભવતા. પૂજ્ય દાદાગુરુશ્રીનો વૈયાવચ્ચનો અને દયાળુતાનો આ ગુણ અતિ વિરલ હતો ઉંમર વૃદ્ધ થઈ, શરીર અશક્ત બની ગયું અને આંખોનું તેજ પણ અંદર સમાઈ ગયું, છતાં એમનો આ ગુણ જરાય ઓછો થયો ન હતો આવી સ્થિતિમા પણ લાકડીને ટેકે કે કોઈને સહારે ઉપાશ્રયમા માંદા થયેલ સાધુઓ કે લહિયાઓ પાસે જઈને એમને સુખપૃચ્છા કરતા અને એમના માથે અને શરીરે વાત્સલ્યપૂર્વક હાથ ફેરવતા મેં અનેક વાર જોયા છે આવા તો કેટલાય પ્રસંગો મારા સ્મરણમાં સંઘરાયેલા પડ્યા છે. એની યાદ આવતા, એમની અહિંસકતા અને કરુણાળુતાના વિચારથી, અંતર ગદ્ગદ બની જાય છે. આ બધુ તેઓને એટલા માટે સાવ સહજપણે સાધ્ય બની શક્યું કે એમના જીવનમાં કટુતાનો અંશમાત્ર ન હતો અને જીવમાત્ર પ્રત્યે એમના હૃદયમાં વાત્સલ્યનો અખૂટ ઝરો સતત વહ્યા જ કરતો હતો. मित्ती मे सव्वभूएसु એ જિનેશ્વરદેવનો સંદેશ એમના રોમરોમમાં ધબકતો હતો

જેવી નિર્મળ તેઓશ્રીની અહિંસા મહાવ્રતની આરાધના હતી, એવી જ ઉત્તમ એમની સમતાની સાધના હતી એમ લાગે છે કે સમતા કે સમભાવનું અમૃત તો એમના જીવનના અણુઅણુમાં સિંચાયેલું હતુ; સમતાના તો તેઓ સાગર જ હતા તેથી જ નિંદાથી ન ક્યારેય અકળાવું, સ્તુતિથી ન કદી ફુલાવું અને વેર-વિરોધના વિનાશકારી વમળમાં કોઈ દિવસ ન અટવાવું—આવી સ્થિતપ્રજ્ઞતા તેઓને સહજપણે સિદ્ધ થઈ હતી. અંદરથી મનનું કે તનનું કોઈ દુઃખ જાગી ઊઠ્યું હોય કે સંઘ, સમાજ કે કોઈ વ્યક્તિ નિમિત્તે બહાર ઝંઝાવાત જાગી ઊઠ્યો હોય, છતાં મારા દાદાગુરુશ્રીને, હિમાલયની જેમ એ બધાથી અવિચલિત અને અસ્પૃષ્ટ રહીને, પ્રશાંતપણે, સ્વસ્થતાપૂર્વક અને અપ્રમત્તભાવે સંયમની આરાધના કરતા મેં જોયા છે વળી, કોઈ બાબતમા કોઈ એમને પોતાના વિરોધી માની લે તો, એમ થતું અટકાવવું એમના હાથની વાત ન હતી, પણ તેઓ પોતે તો કોઈ પ્રત્યે આવી અણગમાની કે તિરસ્કારની લાગણી ન ધરતા; અને સંસારમાં પ્રવર્તતા કષાય આદિ ક્ષુદ્ર ભાવોનો વિચાર કરીને સામાના દોષને પણ વીસરી જતા તેઓની ક્ષમાશીલતા આદર્શ હતી, તેઓ સાચા અર્થમાં ક્ષમાશ્રમણ હતા. એમણે સમભાવ એવો કેળવી જાણ્યો હતો કે એમા મારા-તારાનો ભેદ દૂર થઈ ગયો હતો. તીર્થંકર ભગવંતનું समयाए समणो होई—સાચા શ્રમણ થવું હોય તો સમતા

કેળવવી જ જોઈએ—એ વચન પૂજ્ય દાદાગુરુશ્રીના અંતરમાં બરાબર વસી ગયું હતું અને તેથી સમભાવની ક્યારેય ઉપેક્ષા ન થઈ જાય, એની તેઓ સદા સાવધાની રાખતા હતા સમતાની આવી લબ્ધિ મેળવીને તેઓશ્રી સાચા શ્રમણ બન્યા હતા·

અને, અહિંસા અને સમતાની જેમ અનેકાંતદૃષ્ટિ એટલે કે સ્યાદ્વાદ અને નયવાદનો મહિમા એમના જીવનમાં તાણા–વાણાની જેમ વણાઈ ગયો હતો; કારણ કે તેઓ સત્યના એક-એક અંશના ખપી હતા, અને મતાગ્રહ કે સાંપ્રદાયિક સંકુચિતતાને કારણે સત્યના કોઈ પણ અંશની જાણતાં કે અજાણતાં ઉપેક્ષા થઈ જાય એ એમને કોઈ રીતે મંજૂર ન હતું તેથી જ તેઓ 'મારું તે સાચું' એવી હઠાગ્રહી મનોવૃત્તિથી દૂર રહીને 'સાચું તે મારું' એવી ગુણગ્રાહક અને સત્યઉપાસક દૃષ્ટિને અપનાવી શક્યા હતા, અને બધા ધર્મોના સારા સારા અંશનો આદર કરી શક્યા હતા શાસ્ત્રાભ્યાસ અને શાસ્ત્રોના ઉદ્ધારના કાર્યમાં પણ તેઓ મારા-તારાપણાના ભેદભાવથી મુક્ત બનીને, હંસક્ષીર-નીર ન્યાયે, હમેશાં સાર ગ્રહણ કરતા રહેતા હતા, અને કોઈ પણ ધર્મ, પંથ કે સંપ્રદાયની નિંદાથી સદા દૂર રહેતા હતા सच्चं लोगम्मि सारभूयं —વિશ્વમાં સત્ય એ જ સારભૂત તત્ત્વ છે—એ શાસ્ત્ર-વાણીનું હાર્દ તેઓ પૂરેપૂરું સમજી ગયા હતા, અને તેથી સત્યની ઉપાસના માટે સદા તત્પર રહેતા હતા કષાયોને, રાગ-દ્વેષને કે ક્લેશકર મમતને વશ થયા કે સત્ય ખંડિત થયા વગર ન રહે બીજાની વાતને એની દૃષ્ટિથી સમજવાનો પ્રયત્ન ન કરીએ તોપણ સત્યની ઉપાસનાને આંચ આવી જાય. આટલા માટે તેઓ એક અપ્રમત્ત આત્મસાધક સંતની જેમ, પોતાની જાતને આવી બાબતોથી સદા બચાવી લઈને સત્યની શોધનો આનંદ અનુભવતા રહેતા હતા એમ જ કહેવું જોઈએ કે પૂજ્ય દાદાગુરુશ્રીનું જીવન જીવતા અનેકાંતવાદના એક જ્વલંત ઉદાહરણરૂપ હતું, એમના જીવન અને વ્યવહાર-માંથી જાણે વગર બોલ્યે અનેકાંતદૃષ્ટિનો જીવનસ્પર્શી બોધપાઠ મળી રહેતો હતો.

આ રીતે અહિંસા, સમભાવ અને અનેકાંતવાદની જીવનમાં એકરૂપતા સાધવાને લીધે પૂજ્ય દાદાગુરુશ્રીના જીવનમાં યોગની* એટલે કે મન–વચન–કાયાની પ્રવૃત્તિની એકરૂપતા અતિસહજપણે જ સધાઈ ગઈ હતી વિચારવું કંઈક, બોલવું કંઈક અને વર્તન-વ્યવહાર કંઈક એવો ચિત્તની અસ્થિરતા કે મલિનતા દર્શાવતો વિસંવાદ ક્યારેય એમનામાં જોવામાં નથી આવ્યો. ગીતાર્થ, સંઘસ્થવિર અને શાસનપ્રભાવક મહાપુરુષ કેવા હોઈ શકે, એ તેઓશ્રીના જીવનમાંથી બરાબર સમજી શકાતું હતું તેઓ એવા શાંત, ધીરગંભીર, કોઠાડાહ્યા, ઓછાબોલા અને હેતાળ હતા કે એમના પરિચયમાં આવનાર નાની-મોટી વ્યક્તિ—એમાં ચતુર્વિધ સંઘમાંની ગમે તે વ્યક્તિનો કે બીજી પણ ગમે તે વ્યક્તિનો સમાવેશ થતો—ના અંતરનાં દ્વાર એમની પાસે ઊઘડી જતાં; પોતાની ભૂલની કબૂલાત કરવામાં એવી વ્યક્તિને એક પ્રકારની નિરાંત થતી અને પૂજ્ય દાદાગુરુશ્રી તરફથી પણ એને એવી મધ્યસ્થ, શાણી અને શક્તિ મુજબની સલાહ કે આજ્ઞા મળતી કે એનું જીવન પલટાઈ જતું કોઈની કંઈ ક્ષતિ જાણવામાં આવી હોય, અને ક્યારેક એ વ્યક્તિ પૂજ્ય દાદાગુરુશ્રીને પોતાના વિરોધી માનીને તેઓશ્રીનો અવર્ણવાદ કરતી હોય, તોપણ એની એ ખામીનું ઉચ્ચારણ કરવાનું કેવું ? ગમે તે વ્યક્તિની ભૂલ એમના સાગર સમા ગંભીર અંતરના ઊંડાણમાં સદાને માટે સમાઈ જતી મતલબ કે કોઈ પણ પ્રસંગે, કષાયો અને ક્લેશોને કારણે કર્મબંધન થઈ જાય અને પોતાનો આત્મા હળુકર્મી અને અલ્પસંસારી બનવાને બદલે ભારેકર્મી અને ભવાભિનંદી ન બની જાય એની જ તેઓશ્રી સતત ચિંતા સેવતા અને એ માટે સદા પ્રયત્નશીલ રહેતા. कषायमुक्तिः किल मुक्तिरेव કે सममावभावि-

* कायवाङ्मन:कर्म योगः (तत्त्वार्थसूत्र)

अप्पा लहेइ मुक्खं न संदेहो—એ ભગવાન વીતરાગ તીર્થંકરદેવની વાણીને તેઓએ બરાબર અંતરમાં ઉતારી હતી અને તેથી તેઓશ્રીનું જીવન એક સાચા સતપુરુષનુ જીવન બની શક્યું હતુ

* *

## જીવનસંબંધી કેટલીક વિગતો

હવે દાદાગુરુશ્રીના જન્મ, માતા-પિતા, દીક્ષા વગેરેની કેટલીક વિગતો જોઈએ :—

તેઓશ્રી વડોદરાના રહેવાસી હતા. વિ સ. ૧૯૦૭માં તેઓનો જન્મ થયો હતો તેઓની જ્ઞાતિ દશા શ્રીમાળી હતી સંસારી અવસ્થામાં તેઓનું નામ છગનલાલ હતુ * તેઓ પરિણીત હતા, પણ એમનું અતર તો સંયમમાર્ગની જ ઝંખના કરતુ હતુ, એટલે ઘરમાં રહ્યા છતાં તેઓ જળકમળ જેવુ અલિપ્ત જીવન જીવવાનો પ્રયત્ન કરતા હતા; અને સંસારી મટી ત્યાગી ક્યારે બનાય, એની રાહમાં હતા શાહ છોટાલાલ જગજીવનદાસ પણ વડોદરાના વતની હતા અને એમનું મન પણ વૈરાગ્યાભિમુખ હતુ. બે સમાનધર્મી જીવો વચ્ચે સહેજે ધર્મસ્નેહ બંધાઈ ગયો અને વૈરાગ્યભાવના ઉત્કટ બનતાં, વિ. સ ૧૯૩૫ની સાલમાં, જ્યારે છગનલાલ અઠ્ઠાવીસ વર્ષની ભરયુવાન વયમા હતા ત્યારે, બન્ને મિત્રો, પરમપૂજ્યપાદ, શાસનરક્ષક, પંજાબદેશોદ્ધારક, ન્યાયાંભોનિધિ, અજ્ઞાનતિમિરતરણિ આચાર્યદેવ શ્રી ૧૦૦૮ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (પ્રસિદ્ધ નામ શ્રી આત્મારામજી) મહારાજશ્રીનાં ચરણોમાં જઈ પહોંચ્યા પૂજ્ય આત્મારામજી મહારાજ મહાપ્રતાપી અને જ્ઞાન અને ચારિત્રની સાક્ષાત્મૂર્તિ હતા એમનું તેજ, બલ અને પરાક્રમ સૂર્ય જેવું અપૂર્વ હતુ, અને પંજાબમા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનધર્મના પુનરુદ્ધારનું ભગીરથ કાર્ય કરીને તેઓ જૈનધર્મના મહાપ્રભાવક જ્યોતિર્ધર બન્યા હતા આવા ધર્મની જાજ્વલ્યમાન મૂર્તિ સમા મહાપુરુષના વરદ હસ્તે, વિ સં ૧૯૩૫ના માહ વદિ ૧૧ના રોજ, બન્ને મિત્રોએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. છગનલાલનું નામ મુનિ કાંતિવિજયજી અને છોટાલાલનુ નામ મુનિ હંસવિજયજી રાખવામા આવ્યુ મુનિ કાંતિવિજયજીની દીક્ષા પૂજ્ય મુનિરાજ શ્રી લક્ષ્મીવિજયજી મહારાજશ્રીના શિષ્ય તરીકે થઈ હતી, પરંતુ પાચ વર્ષ બાદ એમની વડીદીક્ષા થઈ તે વખતે પૂજ્યવર્ય શ્રી લક્ષ્મીવિજયજી મહારાજ કાળધર્મ પામ્યા હતા, એટલે તેઓને પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજના શિષ્ય બનાવવામાં આવ્યા સાધુજીવનના આચારનુ તેઓ ખૂબ સજાગપણે પાલન કરતા હતા, અને એમા ખામી ન આવે એનુ પણ પૂરેપૂરુ ધ્યાન રાખતા હતા, છતાં શ્રમણધર્મની જવાબદારીને તેઓ એટલી મોટી સમજતા હતા કે મુનિપદનું પાલન બરાબર થઈ શકે તો તેથી જ તેઓ પૂર્ણ સંતુષ્ટ હતા એટલે તેઓશ્રીએ ક્યારેક કોઈ પદવીની ચાહના કરી ન હતી, એટલું જ નહીં, એનાથી હમેશાં દૂર જ રહેતા હતા છેવટે ૫૦ વર્ષની ઉંમરે વિ. સ ૧૯૫૭માં, પાટણના શ્રીસંઘના અને સમુદાયના આગ્રહને કારણે, તેઓએ પ્રવર્તક પદવીનો સ્વીકાર કર્યો હતો આ પદવી પછી ૪૧ વર્ષ સુધી સાવ નિર્મોહ ભાવે, કેવળ ધર્મકર્તવ્યની બુદ્ધિથી અને કર્મોની નિર્જરા કરવાની વૃત્તિથી, વિવિધ રીતે શાસન, શ્રીસંઘ અને સમાજની સેવા કરીને, ત્રેસઠ વર્ષ જેટલા સુદીર્ઘ સમય સુધી નિર્મળ ચારિત્રનુ પાલન કરીને, ૯૧ વર્ષની પરિપક્વ વયે, વિ સં ૧૯૯૮ના અષાડ સુદિ ૧૦ને દિવસે, પાટણમા તેઓશ્રી સ્વર્ગવાસી થયા. આ પહેલાં બે વર્ષ અગાઉ મારા પરમ ઉપકારી ગુરુશ્રી સ્વર્ગવાસી બન્યા હતા ઉપરાઉપરી વડીલોનું શિરચ્છત્ર દૂર થઈ જવાથી હું એક પ્રકારની નિરાધારતા અનુભવી રહ્યો પણ છેવટે સંયોગોની વિયોગાન્તતાને વિચારીને અને મુખ્યત્વે પૂજ્ય દાદા-

* જોગાનુજોગ પૂજ્ય આચાર્ય ભગવાન શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ પણ વડોદરાના વતની હતા, અને એમનું નામ પણ છગનલાલ હતું

ગુરુશ્રી અને ગુરુશ્રીએ આપેલ ત્યાગ-વૈરાગ્યના બળે મેં મારા મનને સ્વસ્થ કરવાનો અને યથાશક્તિ સંયમમાર્ગની આરાધના કરવા સાથે જ્ઞાનભક્તિ અને અધ્યયન-સંશોધનની સાધના દ્વારા ચિત્તને એકાગ્ર અને ગ્લાનિમુક્ત કરવાનો પ્રયત્ન કર્યો શાસનના પ્રાણ સમા અને જૈન સંસ્કૃતિના અમૂલ્ય વારસા સમા આપણા પ્રાચીન શાસ્ત્રગ્રંથો તેમ જ આપણા દેશના પ્રાચીન સાહિત્યની સાચવણી, એના સંશોધન-સંપાદન અને જ્ઞાનભંડારોની સુવ્યવસ્થા અને સ્થાપનાનું કામ મારા આ બંને ઉપકારી વડીલોને કેટલું પ્રિય હતું, તે કેવળ હું કે અમારા સમુદાયનાં સાધુ-સાધ્વીઓ જ નહીં, પણ તેઓના પરિચયમાં આવનાર જૈન-જૈનેતર વિદ્વાનો પણ સારી રીતે જાણે છે. મારે કહેવું જોઈએ કે જ્ઞાનસેવા અને જ્ઞાનોદ્ધારના તેઓના આ વારસાએ મને જીવનમાં ખૂબ સધિયારો આપ્યો છે, અને મારા ચિત્તને સદા પ્રસન્ન રાખ્યું છે એક અદનો વારસદાર પોતાના વડીલો કે પૂર્વપુરુષો પાસેથી આથી વધારે સારો વારસો મેળવવાની શી અપેક્ષા રાખી શકે? મને તો એમ જ લાગે છે કે આજે પણ એ બન્ને પુણ્યચરિત પૂજ્યોની કૃપા મારા ઉપર સતત વરસી રહી છે

## જ્ઞાનોદ્ધારનું કાર્ય

પૂજ્ય દાદાગુરુશ્રી શાસ્ત્રોદ્ધારના કામમાં એવા તો ઓતપ્રોત બની ગયા હતા કે જાણે એ એમનું જીવનકાર્ય કે એમનો જીવન-આનંદ જ ન હોય! પૂર્વાચાર્યો અને અન્ય વિદ્વાનોએ મહાશ્રમ અને સાધનાપૂર્વક રચેલ પ્રાચીન-અર્વાચીન સ્વદર્શનના કે ઇતર ગ્રંથોની રક્ષા, એના મૂલ્યાંકન, લેખન આદિ બાબતમાં તેઓ ખૂબ ઊંડા ઊતર્યા હતા એમની આવી અવિહડ જ્ઞાનપ્રીતિને લીધે જ આજથી આશરે પોણોસો વર્ષ પહેલાં (વિ સં ૧૯૫૨માં) વડોદરામાં શ્રી આત્માનંદ જૈન જ્ઞાનમંદિરની[1] અને તે પછી કેટલાંક વર્ષે છાણીમાં છાણી જ્ઞાનભંડારની સ્થાપનાની પ્રેરણા આપી હતી આ જ્ઞાનભંડારોમાં નવ હજાર ઉપરાંત ગ્રંથોનો સંગ્રહ છે, જેમા તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલી, એમ બંને પ્રકારની પ્રતો છે એમાં પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, રાજસ્થાની, ગુજરાતી આદિ ભાષામાં રચાયેલ શાસ્ત્રીય ગ્રંથો ઉપરાંત વ્યાકરણ, કાવ્ય, કોષ, છંદ, અલંકાર, નાટક, આયુર્વેદ, શિલ્પ, જ્યોતિષ જેવા વિવિધ વિષયના તેમ જ જુદા જુદા દર્શનોને આવરી લેતા ગ્રંથોનો વિપુલ અને બહુમૂલો સંગ્રહ છે આ ભંડારોમાં આવી નિર્મળ જ્ઞાનોપાસનાની વ્યાપક દૃષ્ટિએ જ ગ્રંથોનો સંગ્રહ કરવામાં આવેલ હોવાથી એ દેશ-વિદેશના જૈન અને જૈનેતર વિદ્વાનોને માટે સમાન રીતે ઉપયોગી અને ઉપકારક બની શક્યા

---

૧ આ જ્ઞાનમંદિરની સ્થાપના અંગે પ્રોસિડિંગ બુકમાં જે નોંધ સચવાઈ રહી છે, તે નીચે મુજબ છે:—

"અર્હં. પરમપૂજ્ય જૈનધર્માચાર્ય ૧૦૦૮ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી—આત્મારામજી મહારાજ કૈલાસવાસી થવાથી તેમની યાદગીરી રાખવા માટે વડોદરામા થયેલી જાહેરસભા—સં ૧૯૫૨ના જેઠ સુદિ ૧૧ રવિવાર તા ૨૧ જૂન સને ૧૮૯૬ના રોજ પૂજ્ય મુનિરાજ શ્રી કાંતિવિજયજી મહારાજની અધ્યક્ષતામાં જૈનો (અને) જૈનેતરો, વડોદરા શહેરમાં વિદ્યાધિકારી, વિદ્વાનો, નાગરિકોની જાહેરસભા જાનીશેરીની પોષધશાળામાં મલી હતી તે સભામાં તે વખતના પૂજ્ય મુનિરાજ શ્રી કાંતિવિજયજી મહારાજની પ્રેરણાથી શ્રી આત્મારામજી મહારાજના નામથી ફ્રી જૈન લાયબ્રેરી સ્થાપવામાં આવે તો તેમાં મગનલાલ ચુનીલાલ વૈદ્યે પોતાને સરકારમાંથી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજે કુમારપાળ-પ્રબંધનું ભાષાંતર તેમના ફરમાન મુજબ કરવાથી પારિતોષિક—ઇનામ દાખલ મળેલી રકમમાંથી રૂ ૫૦૧) આપવાની ભાવના તેમના પિતાશ્રીની સંમતિથી દર્શાવી તે વધાવી લેવામા આવી, અને આત્માનંદ જૈન જ્ઞાનમંદિરની સ્થાપનાનો નિર્ણય કરવામાં આવ્યો"

છે પ્રાચીન ગ્રંથોનો આવો ઉત્તમ સંગ્રહ કરવા ઉપરાંત બીજું મહાન કાર્ય તેઓએ એ કર્યું કે જે ગ્રંથોની પ્રતિઓ અન્યત્ર અપ્રાપ્ય, અતિવિરલ કે જીર્ણશીર્ણ હતી, એવા જૈન-જૈનેતર સંખ્યાબંધ ગ્રંથોની પોતાની જાતદેખરેખ નીચે, કુશળ લહિયાઓને હાથે, નકલો કરાવી હતી. એક જમાનામાં તેઓશ્રીના હાથ નીચે એકીસાથે પચીસ-પચીસ, ત્રીસ-ત્રીસ લહિયાઓ કામ કરતા હતા. એ દૃશ્યનુ આજે પણ સ્મરણ થઈ આવતા જાણે એમ જ લાગે છે કે કોઈ જ્ઞાનોદ્ધારક મહર્ષિ જ્ઞાનોદ્ધારની એક મહાશાળા ચલાવી રહ્યા છે, અને એમાં પોતાની સર્વ શક્તિનું સિંચન કરી રહ્યા છે

વળી, પ્રાચીન ગ્રંથોના સંગ્રહ અને રક્ષણ માટે જેમ તેઓએ નવા જ્ઞાનભંડારો સ્થપાવ્યા હતા, તેમ જૂના જ્ઞાનભંડારોને વ્યવસ્થિત અને સુરક્ષિત બનાવવા માટે પણ ખૂબ જહેમત ઉઠાવી હતી પાટણ, લીંબડી આદિમાં રહેલા ભંડારો તેઓની આવી જ્ઞાનભક્તિની કીર્તિગાથા બની રહે એમ છે

અને પાટણમાં નવું સ્થપાયેલ શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર તો, પાટણના સંખ્યાબંધ અવ્યવસ્થિત બની ગયેલ ગ્રંથભંડારોના સુવ્યવસ્થિત મહાભંડારરૂપ બની ગયેલ હોવાથી, જૈન વિદ્યા અને ભારતીય વિદ્યાના દેશ-વિદેશના અભ્યાસીઓ માટે જ્ઞાનતીર્થ સમાન બની ગયેલ છે આ જ્ઞાનમંદિરની સ્થાપનામાં પૂજ્ય દાદાગુરુદેવે જે ઝંખના સેવી હતી અને પ્રેરણા આપી હતી તે સૌકોઈને માટે દાખલારૂપ બની રહે એમ છે

નવા જ્ઞાનભંડારોની સ્થાપના અને જૂના જ્ઞાનભંડારોની સુરક્ષાની સાથે સાથે જ પ્રાચીન શાસ્ત્ર-ગ્રંથોના ઉદ્ધાર તરફ પણ તેઓશ્રીનું પૂરેપૂરું ધ્યાન હતુ અને એટલા માટે આવા ગ્રંથોના સંશોધન –સંપાદન અને શુદ્ધીકરણ માટે તેઓ જાતે કામ કરતા અને બીજાઓને પ્રેરણા આપતા. ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભા તરફથી પ્રસિદ્ધ થતી શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાલા, પ્રવર્તક શ્રી કાંતિ-વિજયજી જૈન ઐતિહાસિક ગ્રંથમાલા વગેરેના સંચાલન અને વિકાસ માટે તેઓ હંમેશાં પ્રયત્નશીલ રહેતા હતા. આ કાર્યમાં પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ, પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયનાનસૂરિજી મહારાજ, પૂજ્યપાદ શ્રી હંસવિજયજી મહારાજના સુશિષ્ય મુનિવર શ્રી દોલતવિજયજી આદિ ઘણાનો ફાળો છે, છતા આ ગ્રંથમાળાને એની શરૂઆતથી જ જીવિત રાખવામાં મારા પૂજ્ય દાદાગુરુશ્રીનો અને પૂજ્ય ગુરુશ્રીનો ફાળો અતિ મહત્ત્વનો અને મોટો છે, એ સત્ય હકીકત છે.

અહી એક વાત તો સમજી જ લેવાની છે કે પૂજ્ય દાદાગુરુશ્રીની જ્ઞાનોદ્ધારની કે શાસનપ્રભાવ-નાની દરેકેદરેક પ્રવૃત્તિમાં, કાયાની છાયાની જેમ, મારા પૂજ્ય ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મહારાજનો હમેશાં ધર્મપુરુષાર્થભર્યો ઘણો મોટો ફાળો રહેતો આ ઉપરથી સૌકોઈને નિશ્ચિતરૂપે લાગશે કે ગુરુ-શિષ્યની આ જોડીએ જ્ઞાનોદ્ધારના પુણ્યકાર્યની પાછળ જ પોતાનું સમગ્ર જીવન સમર્પિત કરી દીધું હતુ મારામાં શાસ્ત્રસંશોધનની જે કંઈ અતિ અલ્પ-સ્વલ્પ સ્ફૂર્તિ કે દૃષ્ટિ આવી છે, તે મારા આ બંને શિરછત્રોને જ આભારી છે, એટલું જ નહિ, પણ મારામા જે કંઈ સારું છે, તે આ ગુરુ-યુગલની કૃપાનું જ ફળ છે.

## વિશિષ્ટ વ્યક્તિત્વ

પૂજ્ય દાદાગુરુશ્રી કેવા કરુણાળુ અને વાત્સલ્યમૂર્તિ હતા, એમનો સ્વભાવ કેવો શાંત અને પરગજુ હતો, તેઓ કેટલા બધા ધીર-ગંભીર અને બોલવા કરતાં કરવામાં માનનારા હતા, એમનામાં મધ્યસ્થતા, ગુણગ્રાહક વૃત્તિ અને સત્યશોધક દૃષ્ટિનો કેવો સુમેળ સધાયો હતો અને એમનું જીવન કેવું વિમળ

હતું, અને આવી બધી ગુણવિભૂતિને બળે એમનું વ્યક્તિત્વ કેવું પ્રભાવશાળી અને ઉજ્જ્વલ હતું, એ અંગે તો, પુનરુક્તિનો દોષ વહોરીને પણ, એમના એ દિવ્ય ગુણોનું વારંવાર સંકીર્તન કરવાનું મન થઈ આવે છે

એમના આવા વિશિષ્ટ વ્યક્તિત્વની છાપ એમના પરિચયમાં આવનારના અંતર ઉપર પડ્યા વગર ન રહેતી સૌકોઈને તેઓ પોતાના હિતચિંતક સ્વજન સમા જ લાગતા. દાદાગુરુશ્રીના આવા વ્યક્તિત્વથી લીંબડીના દરબાર શ્રી દોલતસિંહબાપુ વગેરે ખૂબ પ્રભાવિત બન્યા હતા તેઓને કોઈ પણ કારણસર જામનગર કે પાટણ આવવાનું થતું ત્યારે તેઓ દાદાગુરુશ્રીનાં દર્શને અવશ્ય આવતા. એક વાર તો તેઓ એક નોકરને લઈને એકલા જ આવ્યા હતા તેઓશ્રી પ્રત્યેના આવા આદર કે આકર્ષણનું એક કારણ એ પણ હતું કે તેઓ જેમ સૌ પ્રત્યે સમાન ધર્મસ્નેહ ધરાવતા હતા, તેમ જૂની-નવી ગમે તે પ્રકારની વિચારસરણીને સમભાવે સમજી, વિચારી અને આવકારી શકતા હતા; અમુક પ્રકારની વિચારસરણીને કારણે કોઈ પણ વ્યક્તિ પ્રત્યે અનાદરનો ભાવ દર્શાવવાનું એમની પ્રકૃતિમાં જ ન હતું તેથી રૂઢિચુસ્ત, સુધારક કે ઉદ્દામ વિચારો ધરાવનાર સૌકોઈને માટે તેઓ પૂજ્યાઠેકાણું બની શક્યા હતા આનો સાર એ કે તેઓશ્રીમાં માનવતાનો સદ્ગુણ આટલી કોટિએ ખીલ્યો હતો

સમદર્શીપણું, સ્નેહાળતા, વૈયાવચ્ચ કરવાનો ભાવ વગેરે વગેરે તેઓશ્રીના વિશિષ્ટ ગુણોને લીધે તેઓનો પોતાનો સાધુસમુદાય નાનો હોવા છતાં એમની છત્રછાયામાં વિશાળ સાધુસમુદાય રહેતો હતો તેઓનું સમુદાયમાં એવું બહુમાન હતું અને સમુદાયના હિતની તેઓ એવી ચિંતા સેવતા હતા કે એક વખત, વિ સં ૧૯૫૭માં, પૂજ્ય મુનિ શ્રી વલ્લભવિજયજીને આચાર્ય પદવી આપવાની વાત આવી ત્યારે તેઓએ દીર્ઘદૃષ્ટિ અને સમયજ્ઞતા વાપરીને એ બંધ રાખવાની સલાહ આપી; અને સૌએ એમની આ સલાહ માનપૂર્વક વધાવી લીધી. વળી, પંડિતવર્ય શ્રી બેચરદાસજી સામે શ્રીસંઘમાં વિરોધ જાગ્યો કે મુનિ શ્રી જિનવિજયજીએ દીક્ષાનો ત્યાગ કર્યો તે વખતે, તેઓ પ્રત્યે જરા પણ હીનભાવ સેવ્યા વગર, પૂજ્ય દાદાગુરુશ્રીએ એમને આશ્વાસન, હિતશિખામણ અને માર્ગદર્શન આપીને એમની વિશિષ્ટ શક્તિઓનો લાભ સમાજને મળતો રહે એ માટે જે પ્રયત્ન કર્યો હતો, તે પૂજ્ય દાદાગુરુશ્રીની ઉદારતા, સાધુતા અને મહાનુભાવતાની સાક્ષીરૂપ બની રહે એમ છે એમના જીવનમાં આવા તો અનેક પ્રસંગો મે જોયા છે

ડૉ દેવવ્રત ભાંડારકર, શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ જેવા આપણા દેશના વિદ્વાનો અને ડૉ હર્મન યાકોબી, નોર્મન બ્રાઉન જેવા વિદેશી વિદ્વાનોએ દાદાગુરુશ્રીની પાસેથી ઘણી પ્રેરણા મેળવી હતી આ લખતી વખતે વિ સ. ૧૯૯૭ કે ૧૯૯૮ની સાલનો એક પ્રસંગ યાદ આવે છે. ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર, લેખક અને કવિ અને ગુજરાત યુનિવર્સિટીના અત્યારના ઉપકુલપતિ ભાઈશ્રી ઉમાશંકર જોષી પૂજ્ય દાદાગુરુશ્રી પાસે પાટણ આવ્યા હતા એ જવાના હતા એને બીજે જ દિવસે મહાવીર જયંતીનું પર્વ આવતુ હોવાથી મારી વિનતીને માન્ય રાખી તેઓ રોકાઈ ગયા હતા આ જયંતી પ્રસંગે પૂજ્ય દાદાગુરુશ્રીએ, અતિ સાહજિકપણે, ભગવાનના ગુણાનુવાદ તરીકે, થોડીક મિનિટ સાવ સાદી અને સરળ વાણીમાં વ્યાખ્યાન આપ્યું હતુ અંતરની લાગણીની સહજ અભિવ્યક્તિરૂપે અપાયેલા આ પ્રવચનથી ભાઈશ્રી ઉમાશંકર જોષી ખૂબ પ્રભાવિત થયા હતા. આ વક્તવ્યના પોતાના હૃદય ઉપર અંકિત થયેલ પ્રતિબિંબનો ઉલ્લેખ, પાછળથી, તેઓએ મારા ઉપરના એક પત્રમાં કર્યો હતો તેમાં તેઓએ જણાવ્યું હતું કે “પૂજ્ય મહારાજશ્રીએ અતિવૃદ્ધ અવસ્થા

હોવા છતાં મહાવીર જયંતીના પ્રસંગે જે સાર્વજનિક વ્યાખ્યાન આપ્યુ, તેથી મને લાગ્યુ કે ભારતમાં હજી પણ ઋષિતેજ જાગતું છે.”

આવો જ એક બીજો પ્રસંગ પણ અહીં નોંધવા જેવો છે ભારતીય કળાના અભ્યાસી શ્રી એન સી મહેતા (શ્રી નાનાલાલ ચીમનલાલ મહેતા) એક વાર દાદાગુરુશ્રીને મળવા પાટણ આવેલા મારી યાદ પ્રમાણે તેઓ પંડિતવર્ય શ્રી સુખલાલજી સાથે આવ્યા હતા શ્રી મહેતા પૂજ્ય દાદાગુરુશ્રી તથા શાંતિમૂર્તિ પૂજ્ય હંસવિજયજી મહારાજ—એ ત્રણેએ એકાંતમાં લાંબા વખત સુધી વાતો કરી. એ પછી આ બે સતપુરુષોની પોતાના ચિત્ત ઉપર પડેલી છાપ અંગે તેઓએ કંઈક એવી મતલબનું કહેલું કે—સામાન્ય રીતે હુ બીજાઓથી ભાગ્યે જ અંજાઉં છું; પણ આ બે સાધુપુરુષોથી હું ખૂબ પ્રભાવિત બન્યો છુ બન્ને ઋષિ જેવા કેવા સૌમ્ય, અને શાત છે!

## વિહાર

પૂજ્ય દાદાગુરુશ્રીએ જ્ઞાનભંડારોના ઉદ્ધાર આદિને પોતાનુ એક જીવનકાર્ય માનેલુ હોવાથી મોટે ભાગે તેઓને એ કાર્યમાં જ ઓતપ્રોત રહેવું પડતુ, અને તેથી તેઓ વિહાર ઓછો કરી શકતા છતાં તેઓ-શ્રીએ પંજાબ, રાજસ્થાન, ગુજરાત, સૌરાષ્ટ્ર આદિ પ્રદેશોમાં વિચરીને ત્યાંની ભૂમિને પવિત્ર કરી હતી અને ત્યાંની જનતાને પોતાની સમદર્શી સાધુતાનો લાભ આપ્યો હતો. જ્ઞાનભંડારોના ઉદ્ધારની દૃષ્ટિએ પાટણ તો તેઓશ્રીની કર્મભૂમિ જ બન્યુ હતું

## ગ્રંથરચના

તેઓશ્રીએ ખાસ કોઈ સ્વતંત્ર ગ્રંથની રચના નથી કરી. તે છતાં તેઓએ જૈન તત્ત્વસાર નામના ગ્રંથનો ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો હતો, જે છપાઈ ગયો છે. પણ તેઓની આત્મશુદ્ધિની અને પ્રભુના માર્ગનું અનુસરણ કરવાની તીવ્ર ઝંખના અને પોતાના દોષોના દર્શનથી થતી વેદના તેઓશ્રીની સ્તવન, સજ્ઝાય અને વૈરાગ્યપદોરૂપ કાવ્યકૃતિઓમાં જોવા મળે છે આ કૃતિઓ સંખ્યામાં ભલે ઓછી હોય પણ, પહાડમાથી નીકળતી સરિતાની જેમ સંવેદનશીલ અંતરના ઊંડાણમાંથી સહજપણે પ્રગટેલી હોવાથી, ગુણવત્તામાં ચડિયાતી છે તેઓશ્રીની આ હૃદયસ્પર્શી કાવ્યકૃતિઓ ‘આત્મકાંતિ પ્રકાશ’ નામે પ્રસિદ્ધ થયેલી છે. એમ કહેવું જોઈએ કે અંતરસ્પર્શી જ્ઞાનરસ એ તેઓનો જીવનરસ હતો જ્યારે શરીર અશક્ત થઈ ગયું અને આંખોનું તેજ પણ અંદર સમાઈ ગયુ, ત્યારે પણ કોઈ ને કોઈ વાચ-કને પાસે રાખીને તેઓ નિરંતર શાસ્ત્રશ્રવણ કરતા જ રહેતા; એમા તેઓ દુઃખમાત્રને વીસરીને આત્મિક આનંદનો અનુભવ કરતા ક્યારેક મનમાં કોઈ કવિતા સ્ફુરી આવે તો પાસે રાખેલી સ્લેટ ઉપર મોટામોટા અક્ષરોથી ટપકાવી લેતા.

## ઉપસંહાર

દાદાગુરુશ્રીના ગુણોનું સ્મરણ અને સંકીર્તન કરતાં થાક તો મુદ્દલ લાગતો જ નથી, અને એક પરમ ઉપકારી મહાપુરુષના ઉપકારોનું સ્મરણ કરતાં ચિત્ત અનેરો આહ્લાદ અનુભવે છે, પણ હવે આ ધર્મકથા પૂરી કરુ.

આ ધર્મકથાને પૂરી કરતી વખતે એક પાવન પ્રસંગ યાદ આવે છે: દાદાગુરુશ્રીની બીમારીના છેલ્લા દિવસો હતા એમને સાથળ ઉપર ગૂમડું થઈ આવ્યુ, તે રૂઝયું તો ખરુ, પણ કોઈ રીતે રુઝાય નહીં મને થયુ, હવે સ્થિતિ ગંભીર છે આમ તો એમને શાતા પૂછવાનો મારો ક્રમ ન હતો —પૌત્ર દાદાને શી શાતા પૂછે? પણ તે દિવસે તેઓની પાસે જઈને પૂછ્યું : “કેમ સાહેબ, શાતા છે ને?” દાદાગુરુશ્રીએ આછું સ્મિત કરીને મારા શરીરે વાત્સલ્યભર્યો હાથ ફેરવતાં કહ્યું : “નાનું સરખુ

ટચુકડુ આવ્યુ હતુ અને આવડું મોટુ થઈ ગયુ !" અને એમ કહીને હેત વરસાવતો તેઓશ્રીનો વરદ હાથ મારા માથે મૂકયો ! આવુ વાત્સલ્ય પામીને હુ ધન્ય બની ગયો ! તે પછી ૪–૫ દિવસે જ તેઓ સ્વર્ગવાસી થયા.

મારા જીવન-ઘડતરમાં અને મારા શાસ્ત્રાભ્યાસના વિકાસમાં મારા પૂજ્ય દાદાગુરુશ્રી અને પૂજ્ય ગુરુશ્રીના ફાળાનો વિચાર કરુ છું તો મને તો એમ જ લાગે છે કે આ કોઈ જન્મ-જન્માંતરના પુણ્યનું ફળ જ મને મળતું રહ્યું છે વિશાળ વટવૃક્ષ જેવા એમના વાત્સલ્યસભર આશ્રયનો મેં જીવનભર અનુભવ કર્યો, એક પણ ચતુર્માસ તેઓથી અલગ કરવાનો પ્રસંગ ન આવ્યો, પોતાના જીવનપ્રસંગોનુ વર્ણન કરી અનેક વાર તેઓએ મને જીવનદર્શન કરાવ્યું, તેઓશ્રીના ચરણે બેસીને જ્ઞાન અને ચારિત્રની યથાશક્તિ આરાધના કરવાનો સોનેરી અવસર મળ્યો અને પ્રભુના શાસનની યથામતિ-શક્તિ સેવા કરવાની ભાવનાની ભેટ આવા પરમોપકારી મહાપુરુષો પાસેથી મળી, એ કંઈ જેવુ તેવુ સદ્ભાગ્ય ન કહેવાય આ બધાંનો વિચાર કરતાં મારા અતરતમ અંતરમાથી એક જ ધ્વનિ નીકળે છે કે અત્યારે હું જે કંઈ છુ તે મારા પૂજ્ય દાદાગુરુશ્રી અને પૂજ્ય ગુરુશ્રીના પ્રતાપે જ ! મારા આ પરમ ઉપકારી મહાપુરુષો પ્રત્યેની મારી આભારની ઊંડી લાગણીને, કોઈ અજ્ઞાત કવિના સુભાષિતનો ઉપયોગ કરીને, વ્યક્ત કરું તો મારે કહેવુ જોઈએ કે—

न मैंने हँसके सीखा है, न मैंने रोके सीखा है।
मैंने जो कुछ भी सीखा है, इन्हीका हो के सीखा है ॥

સ્તંભતીર્થ,
પોષ વદિ ૩, વિ સં. ૨૦૨૫

પ્રાતઃસ્મરણીય

# ગુણગુરુ પુણ્યધામ પૂજ્ય ગુરુદેવનું હાર્દિક પૂજન

પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય, ગુણભંડાર, પુણ્યનામ અને પુણ્યધામ તથા શ્રી આત્માનન્દ જૈન ગ્રંથરત્નમાલાના ઉત્પાદક, સંશોધક અને સંપાદક ગુરુદેવ શ્રી ૧૦૦૮ શ્રી ચતુરવિજયજી મહારાજ વિ. સં. ૧૯૯૬ના કાર્તિક વદિ ૫ ની પાછલી રાત્રે પરલોકવાસી થયા છે, એ સમાચાર જાણી પ્રત્યેક ગુણગ્રાહી સાહિત્યરસિક વિદ્વાનને દુઃખ થયા સિવાય નહિ જ રહે તે છતા એ વાત નિર્વિવાદ છે કે જગતના એ અટલ નિયમના અપવાદરૂપ કોઈ પણ પ્રાણધારી નથી આ સ્થિતિમાં વિજ્ઞાનવાન સત્પુરુષો પોતાના અનિત્ય જીવનમા તેમનાથી બને તેટલા સત્કાર્યો કરવામા પરાયણ રહી પોતાની આસપાસ વસનાર મહાનુભાવ અનુયાયી વર્ગને વિશિષ્ટ માર્ગ ચીંધતા જાય છે

પૂજ્યપાદ ગુરુદેવના જીવન સાથે સ્વગુરુચરણવાસ, શાસ્ત્રસંશોધન અને જ્ઞાનોદ્ધાર એ વસ્તુઓ એકરૂપે વણાઈ ગઈ હતી પોતાના લગભગ પચાસ વર્ષ જેટલા ચિર પ્રવ્રજ્યાપર્યાયમાં અપવાદરૂપ —અને તે પણ સકારણ—વર્ષો બાદ કરીએ તો આખી જિંદગી તેઓશ્રીએ ગુરુચરણસેવામાં જ ગાળી છે ગ્રંથમુદ્રણના યુગ પહેલાં તેમણે સંખ્યાબંધ શાસ્ત્રોના લખવા-લખાવવામાં અને સંશોધનમા વર્ષો ગાળ્યાં છે પાટણ, વડોદરા, લીંબડી આદિના વિશાળ જ્ઞાનભંડારોના ઉદ્ધાર અને તેને સુરક્ષિત તેમ જ સુવ્યવસ્થિત કરવા પાછળ વર્ષો સુધી શ્રમ ઉઠાવ્યો છે શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાળાની તેમણે બરાબર ત્રીસ વર્ષ પર્યંત અપ્રમત્ત ભાવે સેવા કરી છે. શ્રી આ. જૈ ગ્રં ર માના તો તેઓશ્રી આત્મસ્વરૂપ જ હતા

પૂજ્યપાદ ગુરુદેવના જીવન સાથે છગડાનો ખૂબ જ મેળ રહ્યો છે અને એ અંકથી અંકિત વર્ષોમા તેમણે વિશિષ્ટ કાર્યો સાધ્યા છે તેઓશ્રીનો જન્મ વિ સં ૧૯૨૬મા થયો છે, દીક્ષા ૧૯૪૬માં લીધી છે, (હુ જો ભૂલતો ન હોઉં તો) પાટણના જૈન ભંડારોની સુવ્યવસ્થાનુ કાર્ય ૧૯૫૬મા હાથ ધર્યું હતુ, "શ્રી આત્માનન્દ જૈન ગ્રંથરત્નમાલા"ના પ્રકાશનની શરૂઆત ૧૯૬૬મા કરી હતી અને સતત કર્તવ્યપરાયણ, અપ્રમત્ત, આદર્શભૂત સંયમી જીવન વિતાવી ૧૯૯૬માં તેઓશ્રીએ પરલોકવાસ સાધ્યો છે. અસ્તુ

હવે પૂજ્યપાદ ગુરુદેવ શ્રીમાન ચતુરવિજયજી મહારાજની ટૂંક જીવનરેખા વિદ્વાનોને જરૂર રસપ્રદ થશે, એમ માની કોઈ પણ જાતની અતિશયોક્તિનો ઓપ આપ્યા સિવાય એ અહી તદ્દન

સાદી ભાષામાં દોરવામાં આવે છે.

**જન્મ**—પૂજ્યપાદ ગુરુદેવનો જન્મ વડોદરા પાસે આવેલ છાણી ગામમાં વિ.સં. ૧૯૨૬ના ચૈત્ર શુદિ ૧ને દિવસે થયો હતો. તેમનું પોતાનું ધન્ય નામ ભાઈ ચૂનીલાલ રાખવામાં આવ્યું હતું. તેમના પિતાનું નામ મલુકચંદ અને માતાનું નામ જમનાબાઈ હતું. તેમની જ્ઞાતિ વીશા પોરવાડ હતી. તેઓ પોતા સાથે ચાર ભાઈ હતા અને ત્રણ બહેનો હતી. તેમનું કુટુંબ ઘણું જ ખાનદાન હતું. ગૃહસ્થપણાનો તેમનો અભ્યાસ તે જમાના પ્રમાણે ગુજરાતી સાત ચોપડીઓ જેટલો હતો. વ્યાપારાદિમાં ઉપયોગી હિસાબ આદિ બાબતોમાં તેઓશ્રી હોંશિયાર ગણાતા હતા.

**ધર્મસંસ્કાર અને પ્રવ્રજ્યા**—છાણી ગામ સ્વાભાવિક રીતે જ ધાર્મિક સંસ્કારપ્રધાન ક્ષેત્ર હોઈ ભાઈ શ્રી ચૂનીલાલમાં ધાર્મિક સંસ્કાર પ્રથમથી જ હતા અને તેથી તેમણે પ્રતિક્રમણસૂત્રાદિને લગતો યોગ્ય અભ્યાસ પણ પ્રથમથી જ કર્યો હતો. છાણી ક્ષેત્રની જૈન જનતા અતિભાવુક હોઈ ત્યાં સાધુ-સાધ્વીઓનું આગમન અને તેમના ઉપદેશાદિને લીધે લોકોમાં ધાર્મિક સંસ્કાર હંમેશાં પોષાતા જ રહેતા. એ રીતે ભાઈ શ્રી ચૂનીલાલમાં પણ ધર્મના દૃઢ સંસ્કારો પડ્યા હતા, જેને પરિણામે પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય અનેકગુણગણનિવાસ શાંતજીવી પરમગુરુદેવ શ્રી ૧૦૦૮ શ્રી પ્રવર્તકજી મહારાજ શ્રી કાન્તિવિજયજી મહારાજનો સંયોગ થતાં તેમના પ્રભાવસંપન્ન પ્રતાપી વરદ શુભ હસ્તે તેમણે ડભોઈ ગામમાં વિ.સં. ૧૯૪૬ના જેઠ વદિ ૧૦ને દિવસે શિષ્ય તરીકે પ્રવ્રજ્યા અંગીકાર કરી અને તેમનું શુભ નામ મુનિ શ્રી ચતુરવિજયજી રાખવામાં આવ્યું.

**વિહાર અને અભ્યાસ**—દીક્ષા લીધા પછી તેમનો વિહાર પૂજ્યપાદ ગુરુદેવ શ્રી પ્રવર્તકજી મહારાજ સાથે પંજાબ તરફ થતો રહ્યો અને તે સાથે ક્રમે ક્રમે અભ્યાસ પણ આગળ વધતો રહ્યો. શરૂઆતમાં સાધુયોગ્ય આવશ્યકક્રિયાસૂત્રો અને જીવવિચાર આદિ પ્રકરણોનો અભ્યાસ કર્યો. તે વખતે પંજાબમાં અને ખાસ કરી તે જમાનાના સાધુવર્ગમાં વ્યાકરણમાં મુખ્યતયે સારસ્વત પૂર્વાર્ધ અને ચન્દ્રિકા ઉત્તરાર્ધનો પ્રચાર હતો, તે મુજબ તેઓશ્રીએ તેનો અભ્યાસ કર્યો અને તે સાથે કાવ્ય, વાગ્ભટાલંકાર, શ્રુતબોધ આદિનો પણ અભ્યાસ કરી લીધો. આ રીતે અભ્યાસમાં ઠીક ઠીક પ્રગતિ અને પ્રવેશ થયા બાદ પૂર્વાચાર્યકૃત સંખ્યાબંધ શાસ્ત્રીય પ્રકરણો—જે જૈન આગમના પ્રવેશદ્વાર સમાન છે—નો અભ્યાસ કર્યો. અને તર્કસંગ્રહ તથા મુક્તાવલીનું પણ આ દરમિયાન અધ્યયન કર્યું. આ રીતે ક્રમિક સજીવ અભ્યાસ અને વિહાર બન્નેય કાર્ય એકીસાથે ચાલતાં રહ્યાં.

ઉપર જણાવવામાં આવ્યું તેમ પૂજ્યપાદ ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મહારાજ ક્રમે ક્રમે સજીવ અભ્યાસ થયા પછી જ્યાં જ્યાં પ્રસંગ મળ્યો ત્યાં ત્યાં તે તે વિદ્વાન મુનિવરાદિ પાસે તેમ જ પોતાની મેળે પણ શાસ્ત્રોનું અધ્યયન-વાચન કરતા રહ્યા. ભગવાન શ્રી હેમચન્દ્રાચાર્યે કહ્યું છે કે "अभ्यासो हि कर्मसु कौशलमावहति" એ મુજબ પૂજ્યવર શ્રી ગુરુદેવ શાસ્ત્રીય વગેરે વિષયમાં આગળ વધતા ગયા અને અનુક્રમે કોઈનીયે મદદ સિવાય સ્વતંત્ર રીતે મહાન શાસ્ત્રોનો સ્વાધ્યાય પ્રવર્ત્તવા લાગ્યો, જેના ફળરૂપે આપણે "આત્માનન્દ જૈન ગ્રંથરત્નમાળા"ને આજે જોઈ શકીએ છીએ.

**શાસ્ત્રલેખન અને સંગ્રહ**—વિશ્વવિખ્યાતકીર્તિ, પુનિતનામધેય, પંજાબદેશોદ્ધારક, ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રી વિજયાનન્દસૂરિવરની અવર્ણનીય અને અખૂટ જ્ઞાનગંગાના પ્રવાહનો વારસો એમની વિશાળ શિષ્યસંતતિમાં નિરાબાધ રીતે વહેતો રહ્યો છે એ કારણસર પૂજ્યપ્રવર પ્રાતઃસ્મરણીય પ્રભાવપૂર્ણ પરમગુરુદેવ પ્રવર્તકજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીમાં પણ એ જ્ઞાનગંગાનો નિર્મળ પ્રવાહ સતત જીવતો વહેતો રહ્યો છે, જેના પ્રતાપે સ્થાન સ્થાનના જ્ઞાનભંડારોમાંથી શ્રેષ્ઠ-શ્રેષ્ઠતમ

શાસ્ત્રોનુ લેખન, તેનો સંગ્રહ અને અધ્યયન આદિ ચિરકાળથી ચાલુ હતાં અને આજ પર્યંત પણ એ પ્રવાહે અવિચ્છિન્નપણે ચાલુ જ છે

ઉપર જણાવેલ શાસ્ત્રલેખન અને સંગ્રહવિષયક સંપૂર્ણ પ્રવૃત્તિ પૂજ્યપાદ ગુરુવર શ્રી ચતુરવિજયજી મહારાજના સૂક્ષ્મ પરીક્ષણ અને અભિપ્રાયને અનુસરીને જ હંમેશાં ચાલુ રહ્યા હતાં. પુણ્યનામધેય પૂજ્યપાદ શ્રી ૧૦૦૮ શ્રી પ્રવર્તકજી મહારાજે સ્થાપન કરેલા વડોદરા અને છાણીનાં જૈન જ્ઞાનમંદિરોમાંના તેઓશ્રીના વિશાળ જ્ઞાનભંડારોનું બારીકાઈથી અવલોકન કરનાર એટલું સમજી શકશે કે એ શાસ્ત્રલેખન અને સંગ્રહ કેટલી સૂક્ષ્મ પરીક્ષાપૂર્વક કરવામાં આવ્યા છે અને તે કેવા અને કેટલા વૈવિધ્યથી ભરપૂર છે

શાસ્ત્રલેખન એ શી વસ્તુ છે એ બાબતનો વાસ્તવિક ખ્યાલ એકાએક કોઈને ય નહિ આવે એ બાબતમાં ભલભલા વિદ્વાન ગણાતા માણસો પણ કેવાં ગોથાં ખાઈ બેસે છે એનો ખ્યાલ પ્રાચીન-અર્વાચીન જ્ઞાનભંડારોમાંનાં અમુક અમુક પુસ્તકો તેમ જ ગાયકવાડ ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ આદિમાંનાં નવાં લખાયેલ પુસ્તકો જોવાથી જ આવી શકે છે

ખરુ જોતાં શાસ્ત્રલેખન એ વસ્તુ છે કે, તેને માટે જેમ મહત્ત્વના ઉપયોગી ગ્રંથોનું પૃથક્કરણ અતિ ઝીણવટપૂર્વક કરવામાં આવે એટલી જ બારીકાઈથી પુસ્તકને લખનાર લહિયાઓ, તેમની લિપિ, ગ્રંથ લખવા માટેના કાગળો, શાહી, કલમ વગેરે દરેકેદરેક વસ્તુ કેવી હોવી જોઈએ એની પરીક્ષા અને તપાસને પણ એ માગી લે છે.

જ્યારે ઉપર્યુક્ત બાબતોની ખરેખર જાણકારી નથી હોતી ત્યારે ઘણી વાર એવુ બને છે કે, લેખકો ગ્રંથલિપિને બરાબર ઉકેલી શકે છે કે નહિ? તેઓ શુદ્ધ લખનારા છે કે ભૂલો કરનારા–વધારનારા છે? તેઓ લખતાં લખતાં વચમાંથી પાઠો છૂટી જાય તેમ લખનારા છે કે કેવા છે? ઇરાદાપૂર્વક ગોટાળો કરનારા છે કે કેમ? તેમની લિપિ સુંદર છે કે નહિ? એકસરખી રીતે પુસ્તક લખનારા છે કે લિપિમાં ગોટાળો કરનારા છે?—ઇત્યાદિ પરીક્ષા કર્યા સિવાય પુસ્તકો લખાવવાથી પુસ્તકો અશુદ્ધ, ભ્રમપૂર્ણ અને ખરાબ લખાય છે આ ઉપરાંત પુસ્તકો લખાવવા માટેના કાગળો, શાહી, કલમ વગેરે લેખનનાં વિવિધ સાધનો કેવા હોવા જોઈએ એની માહિતી ન હોય તો પરિણામ એ આવે છે કે સારામાં સારી પદ્ધતિએ લખાએલા શાસ્ત્રો–પુસ્તકો અલ્પ કાળમાં જ નાશ પામી જાય છે કેટલીક વાર તો પાંચ–પચીસ વર્ષમાં જ એ ગ્રંથો મૃત્યુના મોંમાં જઈ પડે છે

પૂજ્યપાદ ગુરુવરશ્રી ઉપરોક્ત શાસ્ત્રલેખન વિષયક પ્રત્યેક બાબતની ઝીણવટને પૂર્ણપણે સમજી શકતા હતા, એટલું જ નહિ, પણ તેઓશ્રીના હસ્તાક્ષરો એટલા સુંદર હતા અને એવી સુંદર અને સ્વચ્છ પદ્ધતિએ તેઓ પુસ્તક લખી શકતા હતા કે ભલભલા લેખકોને પણ આંટી નાખે. એ જ કારણ હતું કે ગમે તેવા લેખક ઉપર તેમનો પ્રભાવ પડતો હતો અને ગમે તેવા લેખકની લિપિમાંથી તેઓશ્રી કાઈ ને કાંઈ વાસ્તવિક ખાચખૂંચ કાઢતા જ

પૂજ્યપાદ ગુરુદેવની પવિત્ર અને પ્રભાવયુક્ત છાયા તળે એટીસાથે ત્રીસ ત્રીસ, ચાલીસ ચાલીસ લહિયાઓ પુસ્તકો લખવાનુ કામ કરતા હતા તેઓશ્રીના હાથ નીચે કામ કરનાર લેખકોની સાધુસમુદાયમાં કિંમત અંકાતી હતી

ટૂંકમા એમ કહેવું જોઈએ કે જેમ તેઓશ્રી શાસ્ત્રલેખન અને સંગ્રહ માટેના મહત્ત્વના ગ્રંથોનો વિભાગ કરવામા નિષ્ણાત હતા, એ જ રીતે તેઓશ્રી લેખનકળાના તલસ્પર્શી હાર્દને સમજવામા અને પારખવામાં પણ નિષ્ણાત હતા.

પૂજ્યપાદ ગુરુવરની પવિત્ર ચરણછાયામાં રહી તેમના ચિરકાલીન લેખનકળાવિષયક અનુભવોને જાણીને અને સંગ્રહીને જ હું મારો "ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા" નામનો ગ્રંથ લખી શક્યો છું ખરું જોતાં એ ગ્રંથલેખનનો પૂર્ણ યશ પૂજ્ય ગુરુદેવશ્રીને જ ઘટે છે.

**શાસ્ત્રસંશોધન**—પૂજ્યપાદ ગુરુવરશ્રીએ શ્રી પ્રવર્તકજી મહારાજશ્રીના શાસ્ત્રસંગ્રહમાંના નવા લખાવેલ પ્રાચીન ગ્રંથો પૈકી સંખ્યાબંધ મહત્ત્વના ગ્રંથો અનેકાનેક પ્રાચીન પ્રત્યન્તરો સાથે સરખાવીને સુધાર્યા છે જેમ પૂજ્ય ગુરુદેવ લેખનકળાના રહસ્યને બરાબર સમજતા હતા, એ જ રીતે સંશોધનકળામાં પણ તેઓશ્રી પારંગત હતા સંશોધનકળા, તેને માટેનાં સાધનો, સંકેતો વગેરે પ્રત્યેક વસ્તુને તેઓશ્રી પૂર્ણ રીતે જાણતા હતા એમના સંશોધનકળાને લગતા પાંડિત્ય અને અનુભવના પરિપાકને આપણે તેઓશ્રીએ સંપાદિત કરેલ શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાળામાં પ્રત્યક્ષપણે જોઈ શકીએ છીએ.

**જૈન જ્ઞાનભંડારોનો ઉદ્ધાર**—પાટણના વિશાળ જૈન જ્ઞાનભંડારો એક કાળે અતિ અવ્યવસ્થિત દશામાં પડ્યા હતા અને ભંડારોનું દર્શન પણ એકંદર દુર્લભ જ હતું એમાંથી વાચન, અધ્યયન, સંશોધન આદિ માટે પુસ્તકો મેળવવાં અતિ દુષ્કર હતાં એની ટીપો–લિસ્ટો પણ બરાબર જોઈએ તેવી માહિતી આપનારાં ન હતાં અને એ ભંડારો લગભગ જોઈએ તેવી સુરક્ષિત અને સુવ્યવસ્થિત દશામાં ન હતા એ સમયે પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ શ્રી કાન્તિવિજયજી (મારા પૂજ્ય ગુરુદેવ) શ્રી ચતુરવિજયજી મહારાજાદિ શિષ્યપરિવાર સાથે પાટણ પધાર્યા અને પાટણના જ્ઞાનભંડારોની વ્યવસ્થા કરવા માટે કાર્યવાહકોનો વિશ્વાસ સંપાદન કરી એ જ્ઞાનભંડારોના સાર્વત્રિક ઉદ્ધારનું કામ હાથ ધર્યું અને એ કાર્યને સર્વાંગપૂર્ણ બનાવવા શક્ય સર્વ પ્રયત્નો પૂજ્યપાદ શ્રી પ્રવર્તકજી મહારાજશ્રીએ અને પૂજ્ય ગુરુદેવશ્રી ચતુરવિજયજી મહારાજશ્રીએ કર્યા આ વ્યવસ્થામાં બૌદ્ધિક અને શ્રમજન્ય કાર્ય કરવામાં પૂજ્યપાદ ગુરુદેવનો અકલ્પ્ય ફાળો હોવા છતાં પોતે ગુપ્ત રહી જ્ઞાનભંડારોના ઉદ્ધારનો સંપૂર્ણ યશ તેઓશ્રીએ શ્રીગુરુચરણે જ સમર્પિત કર્યો છે

લીંબડી શ્રીસંઘના વિશાળ જ્ઞાનભંડારની તથા વડોદરા–છાણીમાં સ્થાપન કરેલા પૂજ્યપાદ શ્રી પ્રવર્તકજી મહારાજશ્રીના અતિ વિશાળ જ્ઞાનભંડારોની સર્વાંગપૂર્ણ સુવ્યવસ્થા પૂજ્ય ગુરુવર્યે એકલે હાથે જ કરી છે આ ઉપરાંત પૂજ્યપ્રવર શાન્તમૂર્તિ મહારાજશ્રી ૧૦૦૮ શ્રી હંસવિજયજી મહારાજશ્રીના વડોદરામાંના વિશાળ જ્ઞાનભંડારની વ્યવસ્થામાં પણ તેમની મહાન મદદ હતી.

**શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલા**—પૂજ્ય શ્રી ગુરુશ્રીએ જેમ પોતાના જીવનમાં જૈન જ્ઞાનભંડારોનો ઉદ્ધાર, શાસ્ત્રલેખન અને શાસ્ત્રસંશોધનને લગતાં મહાન કાર્યો કર્યાં છે, એ જ રીતે તેમણે શ્રી આ. જૈ. ગ્રં. ર. માના સંપાદન અને સંશોધનનું મહાન કાર્ય પણ હાથ ધર્યું હતું આ ગ્રંથમાળામાં આજ સુધીમાં બધા મળીને વિવિધ વિષયને લગતા નાના-મોટા મહત્ત્વના નેવું ગ્રંથો પ્રકાશિત થયા છે, જેમાંના ઘણાખરા પૂજ્ય ગુરુદેવે જ સંપાદિત કર્યા છે.

આ ગ્રંથમાળામાં નાનામાં નાના અને મોટામાં મોટા અજોડ મહત્ત્વના ગ્રંથો પ્રકાશિત થયા છે. નાના-મોટાં સંખ્યાબંધ શાસ્ત્રીય પ્રકરણોનો સમૂહ આ ગ્રંથમાળામાં પ્રકાશિત થયો છે એ આ ગ્રંથમાળાની ખાસ વિશેષતા છે આ પ્રકરણો દ્વારા જૈન શ્રમણ અને શ્રમણીઓને ખૂબ જ લાભ થયો છે. જે પ્રકરણોનાં નામ મેળવવાં કે સાંભળવાં પણ એકાએક મુશ્કેલ હતાં, એ પ્રકરણો પ્રત્યેક શ્રમણ–શ્રમણીના હસ્તગત થઈ ગયાં છે. આ ગ્રંથમાળામાં એકંદર જૈન આગમો, પ્રકરણો, ઐતિહાસિક અને ઔપદેશિક પ્રાકૃત, સંસ્કૃત કથાસાહિત્ય, કાવ્ય, નાટક આદિ વિષયક વિવિધ સાહિત્ય પ્રકાશ

પામ્યું છે. એ ઉપરથી પૂજ્યપાદ ગુરુદેવમાં કેટલું વિશાળ જ્ઞાન અને કેટલો અનુભવ હતો એ-સહેજે સમજી શકાય તેમ છે, અને એ જ કારણસર આ ગ્રંથમાળા દિન પ્રતિદિન દરેક દૃષ્ટિએ વિકાસ પામતી રહી છે.

છેલ્લામાં છેલ્લી પદ્ધતિએ ગ્રંથોનું સંશોધન, સંપાદન અને પ્રકાશન કરતા પૂજ્યપાદ ગુરુદેવે જીવનના અસ્તકાળ પર્યંત અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે નિશીથસૂત્રચૂર્ણિ, કલ્પચૂર્ણિ, મલયગિરિ વ્યાકરણ, દેવભદ્રસૂરિકૃત કથારત્નકોશ, વસુદેવ હિંડી–દ્વિતીય ખંડ આદિ જેવા અનેક પ્રાસાદભૂત ગ્રંથોના સંશોધન અને પ્રકાશનના મહાન મનોરથોને હૃદયમાં ધારણ કરી, સ્વહસ્તે એની પ્રેસ કોપીઓ અને એનું અર્ધસંશોધન કરી, તેઓશ્રી પરલોકવાસી થયા છે. અસ્તુ. મૃત્યુદેવે કોના મનોરથ પૂર્ણ થવા દીધા છે !

આમ છતાં જો પૂજ્યપાદ ગુરુપ્રવર શ્રી પ્રવર્તકજી મહારાજ, પૂજ્ય ગુરુદેવ અને સમસ્ત મુનિગણની આશિષ વરસતી હશે–છે જ, તો પૂજ્ય ગુરુદેવના સત્સંકલ્પોને મૂર્તસ્વરૂપ આપવા અને તેમણે ચાલુ કરેલી ગ્રંથમાળાને સવિશેષ ઉજ્જ્વલ બનાવવા યથાશક્ય અલ્પ–સ્વલ્પ પ્રયત્ન હું જરૂર જ કરીશ.

**ગુરુદેવનો પ્રભાવ**—પૂજ્યપાદ ગુરુદેવમાં દરેક બાબતને લગતી કાર્યદક્ષતા એટલી બધી હતી કે કોઈ પણ પાસે આવનાર તેમના પ્રભાવથી પ્રભાવિત થયા સિવાય રહેતો નહિ મારા જેવી સાધારણ વ્યક્તિ ઉપર પૂજ્ય ગુરુદેવનો પ્રભાવ પડે એમાં કહેવાપણું જ ન હોય, પણ પંડિતપ્રવર શ્રીયુત સુખલાલજી, વિદ્વન્માન્ય શ્રીમાન જિનવિજયજી આદિ જેવી અનેકાનેક સમર્થ વ્યક્તિઓ ઉપર પણ તેઓશ્રીનો અપૂર્વ પ્રભાવ પડ્યો છે અને તેમની વિશિષ્ટ પ્રવૃત્તિનું સજીવ બીજારોપણ અને પ્રેરણા પૂજ્યપાદ ગુરુદેવના સહવાસ અને સંસર્ગથી પ્રાપ્ત થયાં છે.

જૈન મંદિર અને જ્ઞાનભંડાર વગેરેના કાર્ય માટે આવનાર શિલ્પીઓ અને કારીગરો પણ શ્રી ગુરુદેવની કાર્યદક્ષતા જોઈ તેમના આગળ બાળભાવે વર્તતા અને તેમના કામને લગતી વિશિષ્ટ કળા અને જ્ઞાનમાં ઉમેરો કરી જતા

પૂજ્યપાદ ગુરુશ્રીએ પોતાના વિવિધ અનુભવોના પાઠ ભણાવી પાટણનિવાસી ત્રિવેદી ગોવર્ધનદાસ લક્ષ્મીશંકર જેવા અજોડ લેખકને તૈયાર કરેલ છે, જે આજના જમાનામાં પણ સોના-ચાંદીની શાહી બનાવી સુંદરમાં સુંદર લિપિમા સોનેરી કીમતી પુસ્તકો લખવાની વિશિષ્ટ કળા તેમ જ લેખનકળાને અંગે તલસ્પર્શી અનુભવ પણ ધરાવે છે.

પાટણનિવાસી ભોજક ભાઈ અમૃતલાલ મોહનલાલ અને નાગોરનિવાસી લહિયા મૂળચંદજી વ્યાસ વગેરેને સુંદરમાં સુંદર પ્રેસકોપીઓ કરવાનું કામ તેમ જ લેખન–સંશોધનને લગતી વિશિષ્ટ કળા પણ પૂજ્ય ગુરુદેવે શીખવાડ્યાં છે, જેના પ્રતાપે તેઓ આજે પંડિતની કોટિમાં ખપે છે

એકંદર આજે દરેક ઠેકાણે એક એવી કાયમી છાપ છે કે પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ અને પૂજ્ય ગુરુદેવની છાયામા કામ કરનાર લેખક, પંડિત કે કારીગર હોશિયાર અને સુયોગ્ય જ હોય.

ઉપસંહાર—અંતમાં હું કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ સિવાય એમ કહી શકું છું કે, પાટણ, વડોદરા, લીંબડીના જ્ઞાનભંડારનાં પુસ્તકો અને એ જ્ઞાનભંડારો, શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાળા અને એના વિદ્વાન વાચકો, અને પાટણ, વડોદરા, છાણી, ભાવનગર, લીંબડી વગેરે ગામ–શહેરો અને ત્યાંના શ્રીસંઘો પૂજ્યપાદ પરમગુરુદેવ શ્રી ચતુરવિજયજી મહારાજના પવિત્ર અને સુમંગળ નામને કદીય ભૂલી નહિ શકે.

[ સદ્‌ગત ગુરુવર્ય શ્રી ચતુરવિજયજી મહારાજે કરેલા, પંચમ અને ષષ્ઠ કર્મગ્રન્થના સંપાદનનો પ્રાસ્તાવિક લેખ, સને ૧૯૪૦ ]

# શ્રીમાન પંડિત શ્રી સુખલાલજી

**વિદ્યાગુરુ**—શ્રીમાન પંડિત સુખલાલજી મારા વિદ્યાગુરુ છે. આપણા જીવનની પ્રગતિ માટેનાં જે વિવિધ અંગો છે તેમાં વિદ્યાગુરુ એ એક વિશિષ્ટ અંગ છે મારા જીવનમાં મેં જે અનેકાનેક સાધુ વિદ્યાગુરુઓ અને ગૃહસ્થ વિદ્યાગુરુઓ મેળવ્યા છે, એ સૌમાં સર્વોચ્ચ સ્થાન હું બે વ્યક્તિઓને આપું છું તેમાં પ્રથમ સ્થાન પૂજ્યપ્રવર, સતત જ્ઞાનોપાસનાપરાયણ, અનેક જ્ઞાનભંડારોના ઉદ્ધારક, વ્યવસ્થાપક અને શ્રી જૈન આત્માનંદ ગ્રંથરત્નમાળાના સંપાદક શ્રી ચતુરવિજયજી મહારાજનું છે, જેઓ મારા દીક્ષાગુરુ અને શિક્ષાગુરુ છે. જીવનના ચૌદમે વર્ષે મને મારી જન્મદાત્રી અને ધર્મદાત્રી માતાએ (જે આજે વૃદ્ધાવસ્થામાં જીવંત છે અને જેમનું નામ સાધ્વીજી શ્રી રત્નશ્રીજી છે) તેમનાં ચરણોમાં સોંપ્યો અને તેમનાં જ શ્રીચરણોમાં હું દીક્ષા અને શિક્ષા પામ્યો મારી યોગ્યતાનુસાર તેઓશ્રીએ અતિયોગ્યતાપૂર્વક મને અનેક વિષયોની જાતે તેમ જ અનેક પંડિતો દ્વારા ક્રમિક શિક્ષા આપી અનેક પ્રકારના કાર્યોની કુશળતાની પ્રાપ્તિ પણ મને તેમના જ દ્વારા થઈ છે અને તેમના જીવનમાંથી મેં ઘણી ઘણી પ્રેરણા અને યોગ્યતા મેળવી છે આજે મારામાં જે કાંઈ છે તેનું મૂળ આ ગુરુદેવ જ છે

બીજું સ્થાન પંડિત શ્રી સુખલાલજીનું છે, જેમણે મને એકાંત આત્મીય ભાવે અધ્યયન કરાવ્યું છે, તેમ જ પ્રસંગે પ્રસંગે મને અનેક વિષયોનું જ્ઞાન પુસ્તકો દ્વારા નહિ પણ મોઢેથી જ આપીને મારી દૃષ્ટિને તેમણે વિશદ બનાવી છે મારા જીવનનો યોગ જ કોઈ એવો વિચિત્ર હશે કે જેથી હું મારા જીવનના પ્રારંભથી અનેક પ્રકારના કાર્યોમાં પરોવાઈ જવાને લીધે જીવનમાં અધ્યયન અતિ અલ્પ કરી શક્યો છું તેમ છતાં મારા ઉપર વિદ્યાગુરુઓનો એવો પ્રેમ હતો કે જેથી આજે મારી એ ઊણપ કોઈની નજરે નથી આવતી, છતાં એ વાત તો દીવા જેવી છે કે મારું અધ્યયન અતિ અપૂર્ણ છે

આ બંને ગુરુઓએ મારા તીખા સ્વભાવને આનંદથી જીરવીને પણ મને દરેક રીતે સમૃદ્ધ કર્યો છે બે ગુરુઓમાંથી એક ગુરુશ્રી કે જેઓ મારા જીવનનું સર્વસ્વ હતા, તેઓ તો આજે સ્વર્ગવાસી થઈ ચૂક્યા છે. પણ એક ગુરુ આજે વિદ્યમાન છે, જેમની પાસે આજે પણ હું અનેક રીતે અધ્યયન કરું છું આજે જ્યારે પણ હું મારા આ વિદ્યાગુરુ પાસે જાઉં છું ત્યારે તેઓશ્રી, ગમે તેટલા કાર્યવ્યસ્ત હોય તેમ છતાં, પોતાનું દરેક મહત્ત્વનું કાર્ય છોડીને પણ મારી સાથે અનાકુળપણે પોતાના અતિગંભીર અધ્યયન અને ચિંતનમાંથી ઉદ્ભવેલી અનુભવપૂર્ણ વાતો કરે છે, જેથી જીવનમાં નવું જ્ઞાન

અને સ્ફુરણાઓ જાગે છે ઉપર હું કહી આવ્યો છુ કે મારા જીવનમા મેં અધ્યયન ઘણું ઓછું કર્યું છે, તે છતાં મારા વિદ્યાગુરુશ્રીએ પ્રસંગે પ્રસગે અનેકવિધ દાર્શનિક, શાસ્ત્રીય આદિ અનેક વિષયો મોઢેથી જ એવી રીતે સમજાવ્યા છે, જેથી આજે લગભગ અનાબાધપણે હું મહાશાસ્ત્રોમાં પ્રવેશ કરી શકુ છું

આ રીતે મે મારા જીવનમાં બે ગુરુઓ દ્વારા જીવત પ્રેરણા મેળવી છે તેમાં શ્રીમાન પડિતજીનુ સ્થાન પણ અતિ વિશિષ્ટ છે હું આ બંને ગુરુઓને અંતરમાથી કદીયે વિસારી શકુ તેમ નથી

**જ્ઞાનગાંભીર્ય અને પ્રતિભા**—શ્રીમાન પડિતજીએ તેમના જીવનમા સર્વદેશીય જ્ઞાનની સાધના કરી છે. તેમનું જ્ઞાન કોઈ એક વિષયને લક્ષીને છે તેમ નથી. પણ તેમનું જ્ઞાન ઘણુ વ્યાપક અને વિશ્વતોમુખા છે જૈનસઘમા તેમની જોડી ભાગ્યે જ મળી શકે એટલુ જ્ઞાન પડિતજી ધરાવે છે જૈન દાર્શનિક, આગમિક અને કર્મવાદ વિષયક સાહિત્યનું તેમણે ઘણા ઊંડાણથી અવગાહન કર્યું છે વર્તમાન યુગમાં જૈનદર્શનમાન્ય અનેકાન્તવાદ વિશે તેઓએ તલસ્પર્શી ચિતન કર્યું છે અને એ વિશેના સંખ્યાબધ ચિતનપૂર્ણ લેખો તેઓશ્રીએ લખ્યા છે, જેને આજે જૈનાચાર્યો અને જૈન મુનિવર્ગ આદરથી જુએ છે

જૈનેતર દાર્શનિક સાહિત્ય, ઉપનિષદો આદિનું અધ્યયન અને ચિતન પણ તેઓશ્રીએ એટલા જ ઊંડાણથી કર્યું છે, અને જ્યારથી તેમણે ઇગ્લિશ ભાષાને સ્વાયત્ત કરી તે પછી તો તેમણે સેકડો પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનોએ લખેલા તત્ત્વચિંતનપૂર્ણ સખ્યાબધ ગ્રથોનુ અવગાહન કરી પોતાના જ્ઞાનને અમર્યાદિત બનાવ્યુ છે એ જ કારણ છે કે શ્રીમાન પડિતજી જ્યારે પણ એકના એક વિષયને ફરી ફરી ચર્ચે છે, ત્યારે પણ તેમાં નવીનતા અને પ્રૌઢતાનું સૌને દર્શન થાય છે. પડિતજીની પ્રતિભા પણ એવી છે કે જેથી તેઓ પ્રત્યેક વિષયને ગભીર રીતે સ્વાયત્ત કરી લે છે આજે આટલી ઉમરે પણ પડિતજીનો શાસ્ત્રવ્યાસંગ લેશ પણ ઓછો થયો નથી પોતાની પ્રકૃતિને સ્વસ્થ રાખવા પડિતજી ઘણી ઘણી લાંઘણો અને અર્ધલાંઘણો ખેચી કાઢે છે, પરતુ જ્ઞાનોપાસનાની લાંઘણ તેઓ ભાગ્યે જ કરે છે ગમે તેવી પરિસ્થિતિમાં દિવસે કે રાતે શ્રીમાન પડિતજીનુ તત્ત્વચિંતન નિરાબાધ-પણે ચાલતું જ હોય છે

શ્રીમાન પડિતજી માત્ર શાસ્ત્રનિષ્ણાત કાશીના પડિત જેવા પંડિત નથી, પરતુ તેઓ ધાર્મિક, સામાજિક, રાજકીય, ભાષાશાસ્ત્ર આદિ અનેક વિષયોનું ઊંડુ જ્ઞાન ધરાવે છે એ જ એમના જ્ઞાન-ગાંભીર્યનું સાધક બન્યું છે આજે મને બાસઠ વર્ષ થવા આવ્યા છે. તેમા હું લગભગ મારા બાળ-પણથી જ એટલે કે વીસ વર્ષની ઉંમરે શ્રીમાન પડિતજીનો વિદ્યાર્થી બન્યો છુ મેં પડિતજીને સતત અધ્યયનપરાયણ અને ચિતનપરાયણ જ જોયા છે વિવિધ શાસ્ત્રોના વિવિધ વિષયોની તેમણે એક જ દૃષ્ટિએ છણાવટ કરી છે તેમાં વિચારપરાઙ્મુખ સાંપ્રદાયિક ભાવનાને કદીયે સ્થાન આપ્યું નથી તે છતાં તેઓશ્રીએ સાંપ્રદાયિકતાને કદીયે નિરુપયોગી માની નથી, પરંતુ એ સાંપ્રદાયિકતા એવી ન હોવી જોઈએ કે જીવન-વિકાસના માર્ગ અને સત્ય—જ્ઞાનની આરાધનામાં બાધક થાય. શ્રીમાન પડિતજીએ જૈનદર્શનના આ વ્યાપક દૃષ્ટિબિંદુને લક્ષમાં રાખીને વિદ્યાસાધના કરી છે તેથી જ તેમની દૃષ્ટિ અતિ ગભીર, સત્યાન્વેષી અને તાત્ત્વિક બની છે

**ધારણાશક્તિ**—શ્રીમાન પડિતજી જોકે શતાવધાની નથી, તે છતા તેમની સ્મરણશક્તિ અતિ જીવંત છે જીવનના આદિકાળથી તેમણે જે જે અધ્યયન કર્યું છે એ બધા વિષયો આજે પડિતજીને માટે તાજા જ જોવામાં આવે છે. મોટે ભાગે અધ્યયન કરનાર માટે એવું હોય છે કે જે વિષયનો જ્યારે અભ્યાસ કરતા હોય ત્યારે તો તે સાજાતાજા હોય છે, પણ પાછળથી તે નહિવત્ બની જાય

છે, જ્યારે પંડિતજી માટે તેમ નથી દા ત , પંડિતજીને આપણે કોઈ સંસ્કૃત ભાષાના પ્રયોગ વિષે કાંઈ પૂછીએ કે આ શબ્દપ્રયોગ વિષે કેમ સમજવું, ત્યારે પંડિતજી સિદ્ધહેમવ્યાકરણના અધ્યાય, પાદ અને સૂત્ર સુધ્ધાંનો નંબર આપીને આપણને જવાબ આપશે એ જ રીતે બીજા વિષયોમાં પણ આપણે પૂછીશું તો તે તે વિષયનાં મૌલિક સ્થાનોની યાદી આપવાપૂર્વક જ પંડિતજી આપણી સાથે વાત કરશે દરેક વિષયમાં આવી તાજી સ્મૃતિ એ પંડિતજીની અવધાનશક્તિ કે ધારણાશક્તિનો જીવંત પુરાવો છે.

બીજી રીતે આપણે પંડિતજીની ધારણાશક્તિ અને સ્મૃતિને જોઈએ તેઓશ્રી જ્યારે કોઈ ગ્રંથને કે વિષયને હાથમાં લે છે ત્યારે એક જ ગ્રંથની અનેક વ્યાખ્યાઓ કે તે તે વિષયના અનેક ગ્રંથોને એકીસાથે સાંભળી લે છે અને ત્યાર બાદ કયા કયા વ્યાખ્યાકારો કે ગ્રંથકારોએ કઈ કઈ રીતે તે તે વિષયનુ પ્રતિપાદન કર્યું છે, ક્યાં ક્યાં એકબીજાનાં મંતવ્યો જુદાં પડે છે, તે તે આચાર્યોના પ્રતિપાદનમાં કઈ કઈ વિશેષતાઓ છે ઇત્યાદિનું પૃથક્કરણ તેઓ બરાબર કરી લે છે સેંકડો શ્લોકપ્રમાણ અનેક ગ્રંથસંદર્ભોને સ્મરણમાં રાખી તેનું આવું પૃથક્કરણ કરવું એ પંડિતજીની ધારણા અને સ્મરણશક્તિનો સચોટ પુરાવો છે

સામાન્ય રીતે લોકોમા કિંવદન્તી ચાલે છે કે 'સાઠી બુદ્ધિ નાઠી.' આ કિંવદન્તી સામાન્ય જડ જનતા માટે સાર્થક હશે, પરંતુ જ્ઞાનોપાસનાપારાયણ વ્યક્તિઓ માટે એ કદીયે સાર્થક નથી, જેની સાક્ષી શ્રીમાન પંડિતજી પૂરે છે આટલી ઉંમરે પણ પંડિતજીની સ્મરણશક્તિ સાજી-તાજી છે, એટલુ જ નહિ, પણ તે સ્મરણશક્તિ આજે યૌવનવયે પહોંચી છે

શુ પ્રાચીન કાળમાં કે શું આજના યુગમાં આપણને આવા ઢગલાબંધ પુરાવાઓ મળી આવશે કે જેમનું જીવન ચિંતનપરાયણ હોય છે, એવી વ્યક્તિઓની બુદ્ધિ, સ્મૃતિ કે પ્રતિભા માંદગીમાં કે મૃત્યુની અન્ત્ય ક્ષણ પર્યન્ત જેવી ને તેવી જ રહે છે. સ્થવિરશ્રી વજ્રસ્વામીએ આર્યરક્ષિતને જીવનના અંત પર્યન્ત વિદ્યાધ્યયન કરાવ્યું હતું. સ્થવિરશ્રી આર્યરક્ષિતસૂરિ એક સો વીસ વર્ષની ઉંમરના હતા તેમણે પોતાના વિદ્વાન શિષ્ય સ્થવિર આર્યદુર્બલિકા પુષ્યમિત્રને જીવનના અંત સુધી વિદ્યાદાન દીધુ હતું. માથુરી અને વાલભી વાચનાના પ્રવર્તક સ્થવિરો પણ વૃદ્ધ હતા વિશેષાવશ્યકભાષ્ય ઉપર સ્વોપજ્ઞ ટીકા લખનાર આચાર્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છઠ્ઠા ગણધરવાદ સુધી ટીકા લખતાં લખતાં કે લખીને સ્વર્ગવાસી થયા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ તત્ત્વાર્થની ટીકા રચતાં રચતાં જ પરલોકવાસી થયા. આચાર્ય શ્રી મલયગિરિ આવશ્યકસૂત્રની અને બૃહત્કલ્પસૂત્રની વ્યાખ્યાઓ અપૂર્ણ રાખીને દેવલોકવાસી થયા છેલ્લા છેલ્લા ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી પણ સંખ્યાબંધ ગ્રંથોને અધૂરા રાખી સ્વર્ગસ્થ થયા. પ્રાચીન યુગમાં થઈ ગયેલા સંખ્યાબંધ મહાનુભાવોમાંથી બે-પાંચની આ વાત થઈ વર્તમાનમાં પણ આજે વૃદ્ધાવસ્થામાં રહેલા અનેક મુનિવરો એવા છે કે જેઓ સતત અધ્યયનપરાયણ રહે છે. આગમોદ્ધારક શ્રીમાન્ સાગરાનંદસૂરિ મહારાજના મેં છેલ્લાં છેલ્લાં સુરતમાં દર્શન કર્યા, ત્યારે તેમને ઘણી વાર વાયુની અસહ્ય તકલીફ રહેતી ત્રણ-ત્રણ દિવસ સુધી સુવાય, બેસાય કે ઉઠાય નહિ એવી અવસ્થામાં પણ તેમની પાસે કાગળ, પેન્સિલ પડ્યાં જ હોય આ અવસ્થામાં જે સ્ફુરણા થાય તેને પોતે તરત ટપકાવી લેતા. આ જ રીતે જૈનેતર અને પાશ્ચાત્ય તત્ત્વચિંતકોની અનેક હકીકતો આપણી સામે છે, જે ઉપરથી આપણને એ ખાતરી થાય છે કે જેમનું જીવન જ્ઞાનોપાસનામય અને તાત્ત્વિક ચિંતનમય હોય છે તેમની ચૈતન્યશક્તિઓ જીવનની અન્ત્ય ક્ષણો પર્યંત જીવતી-જાગતી જ રહે છે. શ્રીમાન પંડિતજીની પણ ચૈતન્યશક્તિ સુચારુરૂપે જીવતી-જાગતી જોવામાં આવે છે.

**ગુણગ્રાહકતા**—પંડિતજીની દૃષ્ટિ હંમેશાં ગુણગ્રાહિણી જ રહી છે. ગમે તે સંપ્રદાયનાં શાસ્ત્રો

વાંચે, ગમે તેવી વ્યક્તિનાં લખાણો વાંચે કે ગમે તે વ્યક્તિનો પરિચય સાધે—એ બધાંય પ્રસંગોમાં તેમની દૃષ્ટિ ગુણગ્રાહિણી જ રહી છે, એ તેમનાં લખાણો ઉપરથી અને તેમની સાથેના વાર્તાલાપ પરથી અનુભવી શકીએ છીએ શ્રીમાન પંડિતજીનું ગુણગ્રાહકપણું કેવું છે તેનાં ઉદાહરણો તો મારી પાસે અનેક છે; પણ તેમાંનું એક પ્રસંગોપાત્ત ટાંકું છું. એક વાર હું અને પંડિતજી સાથે બેઠા હતા, ત્યારે વાર્તાનો કોઈ પ્રસંગ આવતાં તેમણે આચાર્ય શ્રી લાવણ્યસૂરિવિરચિત સિદ્ધસેનીયા દ્વાત્રિંશિકાઓની ટીકા અને મુનિ શ્રી ધુરંધરવિજયજીએ તૈયાર કરેલ નિહ્નવવાદ આદિ વિષયમાં વાત કરી કે, "મહારાજજી! મેં આ ગ્રંથો જોયા વસ્તુના પ્રતિપાદનની શૈલી ગમે તેવી હો, પણ જ્યારે વ્યક્તિને વસ્તુ બરાબર ગ્રાહ્ય થઈ હોય ત્યારે વસ્તુના હાર્દને તે પોતાના લખાણમાં ઉતારી શકે છે, અને એ રીતે આવાં લખાણો તાત્ત્વિક દૃષ્ટિએ આદરપાત્ર છે" આ તો માત્ર એક ઉદાહરણ જ આપ્યું છે પણ પંડિતજી સાથે વાતો કરવામાં અનેકાનેક પ્રસંગોમાં તેમની ગુણગ્રાહકતા તરી જ આવે છે. આ ગુણગ્રાહકતાને લીધે જ તેઓ હરેક વિષયમાં તટસ્થ પરીક્ષણ પણ વ્યવસ્થિત રીતે કરી જાણે છે

**સ્વાતંત્ર્ય**—પંડિતજી જીવનવ્યવહારમાં અને વિચારોમા હમેશાં સ્વતંત્ર રહ્યા છે પોતાની વિદ્વત્તા વિષે તેમને કદીયે અભિમાન જાગ્યું નથી કોઈ પ્રલોભન તેમને કદીયે આકર્ષી શક્યું નથી તેમના જીવનમા એવા ઘણા પ્રસંગો આવ્યા છે, જેમાં અનેક જુદી જુદી વ્યક્તિઓએ તેમને અનેક રીતે આકર્ષવા પ્રયત્ન આદર્યા છે, પરંતુ જ્યારે તેમને ખબર પડે કે આ ભલું પ્રલોભનરૂપ છે, ત્યારે તેમણે સામી વ્યક્તિને સાફ સાફ કહી જ દીધું છે કે, "તમારા પક્ષમા કે વાડામાં આકર્ષવા માટે કે અમુક ઉદ્દેશથી જ જો આ હોય તો આપણો સંબંધ અહીં જ પૂરો થાય છે" પંડિતજીને નામે કોઈ ફળ વેચી ખાવા માગે તો તે કદીયે શક્ય નથી પોતાની પ્રજ્ઞાને ગીરો મૂકીને તેઓ કદી વાત કરતા નથી એવો પ્રસંગ ઉપસ્થિત થતા જ તેઓ તેને કાપી નાખે તેઓ પોતાના વિચારોમાં હમેશાં સ્વતંત્ર જ રહ્યા છે. કોઈનાય ગમા-અણગમાની કે માનાપમાનની તેમણે આ માટે દરકાર રાખી નથી તેમ છતાં પોતાના વિચારો અયોગ્ય ભાસતાં તેનું પરિવર્તન કરવામાં પણ તેઓ આનાકાની કરે તેવા નથી.

**પંડિતજીની સેવા**—શ્રીમાન પંડિતજીએ વ્યાપક રીતે જૈન પ્રજાની જે સેવા કરી છે તે ચિરસ્મરણીય જ રહેશે તેમણે જૈન તત્ત્વજ્ઞાનના પ્રાસાદભૂત સન્મતિતર્ક જેવા મહાન ગ્રંથને સંશોધિત કરીને એક મહાન કાર્ય કર્યું છે તે ઉપરાંત પ્રમાણમીમાંસા, જ્ઞાનબિંદુ આદિ ગ્રંથોને સુયોગ્ય રીતે સંપાદિત કર્યાં છે દેવેન્દ્રસૂરિકૃત કર્મગ્રંથોનો હિંદી અનુવાદ તેમણે કર્યો છે આજ સુધીમા તેમણે વિવિધ વિષયના ચિંતનપૂર્ણ લેખો લખ્યા છે આ બધાં કાર્યોમાં ક્યારેક એકબીજાને ગમતી-અણગમતી બાબતોનો સમાવેશ થવા છતાં વિજ્ઞ જૈન પ્રજા પંડિતજીની વિશિષ્ટ સેવાનો સ્વીકાર કરશે એમાં લેશ પણ શંકાને સ્થાન નથી

**અંતિમ નિવેદન**—શ્રીમાન પંડિતજીએ જીવનમાં અતિ વિશાળ ચિંતનપૂર્વક વિદ્યાસાધના અને આરાધના કરી છે, એટલું જ નહિ, પણ ભાઈ દલસુખ માલવણિયા જેવા પોતાની જ કક્ષાના તત્ત્વચિંતક શિષ્યને પણ તૈયાર કર્યા છે ઉપરાંત ડૉ નથમલજી ટાટિયા, શ્રીમતી ડૉ ઇન્દુકળાબહેન વગેરે અનેક વ્યક્તિઓ માટે પ્રૌઢ વિષયના મહાનિબંધ (થીસિસ) લખવામાં સાક્ષી અને પ્રેરણાદાયક બન્યા છે અનેક વિદ્વાનોએ એમની પાસેથી ગંભીર વિચારો મેળવ્યા છે, અને મારો વિશ્વાસ છે કે પંડિતજી પોતાની જિંદગીમાં ઘણું ઘણું કરી જશે. છતાંય મારી એક હકદાર શિષ્ય તરીકે ભીખ છે કે શ્રીમાન પંડિતજીએ પોતાના જીવનમાં અધ્યયન કરતાં આચાર્યશ્રી સિદ્ધસેન દિવાકર, આચાર્યશ્રી

જ રહ્યાં, યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રાચાર્ય અને યશોવિજયોપાધ્યાય વિશે અને તેમના ગ્રંથરાશિ વિશે પોતાના હૃદયના જે આદર અને ગંભીરાતિગંભીર વિગતોનો સંગ્રહ કર્યો છે, તેને યથાસમય મૂર્ત રૂપ આપી ભારતીય પ્રજાને અને તે સાથે જૈન પ્રજાને સમૃદ્ધ બનાવે. મારી આ ભીખ માત્ર [illegible] જ ભીખ નથી, પણ તે અંગે જે કાંઈ સાધનો આવશ્યક હોય તે બધાંય પૂરાં પાડવાની પ્રતિજ્ઞા સાથેની ભીખ છે. તે માટે અતિ આવશ્યક આર્થિક સાધનનો પણ આમાં સમાવેશ કરીને જ હું ભીખ માગી રહ્યો છું. હું તો વર્ષોથી આવી આશા રાખું છું અને શ્રીમાન પંડિતજીને પ્રસંગે પ્રસંગે વિનતિ પણ કરું છું અને આજે ગુરુગુણગાન-પ્રસંગે પુનઃ પણ વીનવું છું.

શ્રીમાન પંડિતજીએ પ્રસંગે પ્રસંગે ઉપર્યુક્ત મહાપુરુષો વિશે જે ટૂંકી ટૂંકી નોંધો કરી છે અને જે [illegible] કર્યું છે તે જોયા પછી અનેકાનેક જૈન વિદ્વાન મુનિવરો અંતરથી માને છે કે આ મહાપુરુષોનું તાત્ત્વિક જ્ઞાન અને એમના ગ્રંથરાશિનું તાત્ત્વિક પરીક્ષણ શ્રીમાન પંડિતજી સિવાય આલેખી શકે એવી બીજી એક પણ વ્યક્તિ જૈન સમાજમાં તેમ જ અન્ય સમાજમાં છે જ નહિ.

[ 'પંડિત સુખલાલજી : પરિચય તથા અંજલિ,' ઈ. સ. ૧૯૫૭ ]

# આગમ-સંપાદનનું દુષ્કર કાર્ય*

અહીયાં વિદ્વાન વક્તાઓએ જે કંઈ કહેવું જોઈએ તે ઘણું કહ્યું છે બહુ કહેવાનું રહેતું નથી. તેમાં પણ મારે શું કહેવું એ એક મોટો પ્રશ્ન છે.

હું તો ઇચ્છું કે અમે જે આ કામ કરીએ છીએ તેમાં અમારી ત્રુટિ ક્યાં છે તે સૂચવનાર અમને મળે મહેનત તો ઘણી કરવામાં આવી છે. તેમ છતાં પ્રસગે પ્રસંગે વિચારવામાં આવે ત્યારે ત્રુટિ એટલી બધી દેખાય છે કે આટલા મહાભારત કામને નિર્દોષ કેવી રીતે પાર પાડવું તે પણ સામે એક મોટો પ્રશ્ન છે. તેમ છતાં આજે કેટલાંક સાધનોને લીધે, પ્રાચીન ભંડારોનાં અવલોકનોને લીધે, સાહિત્યની આલોચનાને લીધે, અને વિદ્વાનોના સમાગમને લીધે જે કંઈ સ્ફૂર્તિ જીવનમાં જાગી છે તેનો ઉપયોગ અહી કરી લેવો, એ દૃષ્ટિએ આ પ્રવૃત્તિ હાથ ધરી છે.

દુનિયાના વિદ્વાનો ઉપર નજર કરીએ ત્યારે અમારું સંપાદન પૂર્ણ છે, એમ કહેવાની અમે હિંમત નથી કરતા જોકે આ કામ હુ એકલો નથી કરતો; બધા જાણતા હોય કે હું આ કામ એકલો કરુ છું, તેમ છતાં પણ એમાં મારી સાથે આત્મીય ભાવે કામ કરનાર ઘણા મિત્રો છે: દલસુખભાઈ, પં અમૃતલાલ વગેરે ઘણા ઘણા એવા વિદ્વાનો છે, જેઓ આ કાર્યમાં રાતદિવસ રચ્યાપચ્યા રહે છે એને લઈને મારો ભાર ઓછો થઈ જાય છે છેલ્લાં વર્ષોમાં મારી આખો મોતિયાને લીધે અસમર્થ હતી તે વેળા આ વિદ્વાનોએ જ કામને વેગ આપ્યો હતો. સાત વર્ષ વહી ગયાં. સાઠની સાલથી આ વિચાર થયો હતો આટલા વર્ષોમાં એક જ વોલ્યુમ બહાર પડ્યું આથી એવો વિચાર આવે કે સાત વર્ષમાં એક જ વોલ્યુમ બહાર પડ્યું, તો બધું કામ ક્યારે પાર પડશે?

બીજી તરફ દૃષ્ટિ કરવામાં આવે તો એક એક વિષય પર આજે વિદ્વાનો જે વિચારે છે, એ વિચારવાનો સમય નથી, કામ ઘણુ મોટુ છે, એટલે અમે મર્યાદા નક્કી કરી આગમો તૈયાર કરીએ છીએ

ડૉ શુબ્રીંગ, ડૉ. લોયમન, ડૉ આલ્સડોર્ફ એ બધાએ આગમો વિષે ઘણું વિચાર્યું છે હમણાં ડૉ આલ્સડોર્ફના બે આર્ટિકલ્સ આવ્યા છે એક તો ઇત્થીપરિન્ના વિષે હતો. આ ક્રિટિકલ પ્રકાશન ત્યાંના જર્નલમાં પ્રકાશિત કર્યું હતું. આ લેખનો ગુજરાતી અનુવાદ મહાવીર જૈન વિદ્યાલયના સુવર્ણ અંકમા હતો ઇત્થીપરિન્ના વિષે જૈન સાધુને પૂછવામા આવે તોપણ તે બતાવી નહી શકે કે તે

* શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈની મૂલ આગમસૂત્રો પ્રકાશિત કરવાની યોજના મુજબ શ્રી જૈન આગમ ગ્રંથમાલાના પ્રથમ ગ્રંથ 'नंदिसुत्तं अणुओगद्दाराइं च 'ના પ્રકાશન સમારોહ પ્રસંગે આપેલ પ્રવચન અમદાવાદ, તા. ૨૬-૨-૧૯૬૮.

કેવી વસ્તુ છે ને તેનું કેટલું મહત્ત્વ છે. ડૉ. આલ્સડોર્ફે તેના અધ્યયનને કાવ્યમય બનાવ્યું છે. હું નથી ધારતો કે અમારામાંથી કોઈનેય એનો ખ્યાલ હોય કે આ અધ્યયન કાવ્યમય છે કે તેના છ દોનો ખ્યાલ હોય. અમે ત્યાં સુધી પહોંચ્યા નથી

બધા આગમો ભેગા કરવામાં આવે તો સહકારથી અશુદ્ધિઓનું સંશોધન થાય; એ એકાએક શક્ય નથી. તેમ છતાં પ્રાચીન આદર્શો એકત્ર કરીએ તો કેટલીક વાર શુદ્ધ પાઠો મળે છે. એ આધારે અત્યારનું કાર્ય કરવામાં આવે છે. સામાન્ય રીતે અમારી દૃષ્ટિ કંઈક શ્રદ્ધાભિમુખ છે. કેટલીક વખત એમ કહેવામાં આવે છે કે શ્રદ્ધા મૌલિક વિચારોને રોકે છે એમ બનતું હશે, પણ શ્રદ્ધાની મર્યાદા કરી બીજા પાઠભેદો વિચારતાં ઘણી વસ્તુઓ વિચારાય છે. માત્ર એક ગ્રંથના પ્રત્યંતરોના આધારે આ સંશોધન કરવામાં નથી આવતું. પણ તે ગ્રંથનાં અવતરણો, ઉદ્ધરણો ને પ્રાચીન પ્રમાણોનો અને આગમના પાઠોનો ટીકાકારો, ચૂર્ણિકારો, ટિપ્પનકારો ને વૃત્તિકારોએ—બધાએ જ્યાં જ્યાં નિર્દેશ કર્યો છે તે તે સ્થળોની તપાસ થાય છે અત્યાર સુધી જે જે આગમો છપાયા છે તેને, પ્રાચીન તાડપત્રીઓની જે જે પ્રતો મળી શકી તે પ્રતો સાથે સરખાવી શુદ્ધ કરી રાખ્યા છે. તેને આધારે પાઠોનો નિર્ણય કરીએ છીએ..

ઘણી વાર એવું બને છે કે સંશોધનકારે સંશોધનમાં કોઈ સ્થળે જરૂર જણાય ત્યાં પાઠ દાખલ કરેલો હોય છે. તે યોગ્ય સ્થળે દાખલ થયો છે કે કેમ એ વિષે શંકા જાગે છે. અમારી આ મોટી મુશ્કેલી છે. એટલે શુદ્ધ પાઠો નક્કી કરવા મુશ્કેલ છે. કોઈ પ્રતિમાં જોઈ પાઠો દાખલ કર્યા છે કે કેમ, એ જેસલમેર, પાટણ, ડેક્કન કૉલેજ, સૂરત, વડોદરાના ભંડારો જોઈને, તથા ખંભાતના ભંડારની પણ પ્રાચીન પ્રતિઓની તપાસ કરીને નક્કી કરીએ છીએ. પ્રાચીન કાળથી ત્યાં પાઠો પડી ગયા છે. આજ સુધી અમે એક જ કામ કર્યું છે. દરેક પ્રાચીન ગ્રંથોને અનેકાનેક પ્રતિઓ સાથે સરખાવ્યા છે. એને આધારે એ રીતે એક એક આગમનું સંપાદન થાય છે. ભવિષ્યે પણ એ જ પદ્ધતિ રહેશે. આ આગમો તૈયાર કરીએ છીએ તે વિદ્વાનો તપાસે; તપાસીને સ્ખલના હોય તેમ જ સંપાદન-પદ્ધતિમાં દોષ હોય તો તેનું ભાન કરાવશે તો અમે રાજી થઈશું સ્તુતિ કરનાર તો ઘણા મળે છે, પરંતુ ત્રુટિઓ દેખાડનારા એવા વિદ્વાનો ઘણા ઓછા મળે છે હું ઇચ્છું છું કે કોઈ ત્રુટિઓ બનાવે અમે એ વસ્તુ લક્ષમાં લઈ તેનો ભવિષ્યે અમારાં સંપાદનોમાં ઉપયોગ કરીશું.

અત્યારે દલસુખભાઈ વગેરે અહીં છે નહીં. તે બધા સહકાર્યકરોનો આ કાર્યમાં સહકાર છે. આત્મીય ભાવે પોતાનુ જીવન એ ઓતપ્રોત કરીને રહેલ છે એવા કાર્યકરો ન હોય તો આ કામ ન થાય પ્રાચીન કાળમાં અભયદેવાચાર્યે પણ લખ્યુ છે કે ટીકાઓ રચતાં પહેલાં દરેક આગમોની શુદ્ધ પ્રતિઓ તૈયાર થતી; અનેક જાતનાં પાઠાંતરો જોઈ જવાનાં. એવાં પાઠાંતરો કે જેના પાઠભેદો મૂંઝવી નાંખે કે સેંકડો કૃતિઓના પાઠભેદોમાંથી કયો પાઠ સ્વીકારવો અને કયાને જતો કરવો ? શ્રી અભયદેવાચાર્યને તેથી જ લખવું પડ્યું કે—

वाचनानामनेकत्वात् पुस्तकानामशुद्धितः ।
सूत्राणामतिगाम्भीर्यात् मतभेदाच्च कुत्रचित् ॥

દરેક ગ્રંથોમાં ક્યાંક થોડા ને થોડા વધતા, ક્યાંક નાના ને ક્યાંક મોટા, ક્યાંક શુદ્ધ ને ક્યાંક અશુદ્ધ પાઠભેદો મળી આવે છે. સેંકડો વર્ષોથી લિપિના વિકારોથી, લહિયાઓ લિપિ સમજતા નહીં તેથી તેમ જ વિદ્વાનો ભાષા ન જાણે તેથી પાઠભેદો વધતા રહ્યા છે. બધાનો વિચાર કરવો દુષ્કર છે. તેમ છતાં અમે વીતરાગદેવના પ્રતાપે જે કંઈ બુદ્ધિનું બિંદુ મળ્યું છે, તેનો આરાધનામાં ઉપયોગ કર્યો છે. વિદ્વાનો ત્રુટિઓ ક્ષમા કરે.

# પુણ્યશ્લોક મહામાત્ય વસ્તુપાલના અપ્રસિદ્ધ શિલાલેખો તથા પ્રશસ્તિલેખો

**[ તીર્થાધિરાજ શત્રુંજય ઉપરથી મળેલ બે શિલાલેખો તથા દસ ગ્રંથસ્થ પ્રશસ્તિલેખો. ]**

આ લેખમાં ગૂર્જરેશ્વર મહામાત્ય વસ્તુપાલ અને તેજપાલ સંબંધી અદ્યાવધિ અપ્રસિદ્ધ બે શિલાલેખો અને દસ પ્રશસ્તિલેખો આપવામાં આવ્યા છે.

ઉપર જણાવેલા બન્ને શિલાલેખો એક જ દિવસે લખાયેલા છે અને એક જ સ્થાનમાંથી મળી આવ્યા છે, તેથી આ બે શિલાલેખો વસ્તુપાલ–તેજપાલે તીર્થાધિરાજ શત્રુંજયગિરિ ઉપર કરાવેલી પોળના જ છે તે નિશ્ચિત થાય છે બીજા શિલાલેખોમાં શત્રુંજય ઉપર શ્રી આદીશ્વરભગવાનના મંદિરની સામે પોળ કરાવ્યાનો ઉલ્લેખ છે તેથી એમ લાગે છે કે આજે જેને વાઘણપોળ કહે છે તે પોળના સ્થાને વસ્તુપાલ–તેજપાલની કરાવેલી પોળ હોવી જોઈએ પ્રસ્તુત શિલાલેખો પણ વાઘણપોળના સમારકામમાંથી મળી આવ્યા છે તેથી પણ આ હકીકત વધારે સ્પષ્ટ થાય છે. વસ્તુપાલ-તેજપાલે કરાવેલી પોળ ક્યારે જીર્ણ–શીર્ણ થઈ હશે? તેનો જીર્ણોદ્ધાર કે તેના સ્થાને નવીન પોળ ક્યારે થઈ? અને નવી થયેલી પોળનું 'વાઘણપોળ' નામ કેમ થયું?—આ હકીકત હવે શોધવી રહી અસ્તુ.

પહેલો શિલાલેખ સંસ્કૃત પદ્યમય છે બીજા શિલાલેખની રચના સંસ્કૃત ગદ્ય–પદ્યમય છે બન્ને શિલાલેખોમાં આવતાં કેટલાંક પદ્યો ગૂર્જરેશ્વરપુરોહિત સોમેશ્વરદેવવિરચિત લૂણવસહી-( આબૂ )-પ્રશસ્તિલેખ, શ્રી ઉદયપ્રભસૂરિવિરચિત સુકૃતકીર્તિકલ્લોલિની, શ્રી અરસિંહ ઠક્કુરવિરચિત સુકૃતસંકીર્તન, અને શ્રી નરેન્દ્રપ્રભસૂરિકૃત વસ્તુપાલપ્રશસ્તિ આદિમા મળે છે, તેથી આ શિલાલેખોનો પદ્યવિભાગ વસ્તુપાલસબંધિત સાહિત્યમાંથી લેવાયો છે તે નિશ્ચિત થાય છે

પહેલા શિલાલેખમા વસ્તુપાલ–તેજપાલની સંક્ષિપ્ત યશોગાથા છે, અને તે બીજા શિલાલેખની પૂર્વભૂમિકારૂપ છે આથી એ સ્પષ્ટ થાય છે કે વસ્તુપાલ–તેજપાલે અવિરતપણે લક્ષ્મીનો સદ્વ્યય કરવામા પાછી પાની નહોતી કરી, તેમ જ તેઓ યુદ્ધભૂમિમા જયવંતા યોદ્ધા હોવા ઉપરાંત ઉત્તમ કોટિના રાજનીતિજ્ઞ હતા.

બીજા શિલાલેખની મુખ્ય ચાર હકીકતો આ પ્રમાણે છે :

૧. વસ્તુપાલ–તેજપાલે શત્રુંજય ઉપર ઉજ્જયંતાવતાર, સ્તંભનક તીર્થાવતાર, સત્યપુર તીર્થાવતાર, નંદીશ્વરાવતાર અને શકુનિકાવિહારાવતારના નામે પાંચ તીર્થસ્મારક મંદિરો કરાવ્યાં હતાં, ઇન્દ્રમંડપ કરાવ્યો હતો, કપર્દિયક્ષના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, તેજપાલની પત્ની અનુપમાના નામનું અનુપમાસરોવર બંધાવ્યું હતું, અને મૂળનાયક શ્રી આદીશ્વરભગવાનના મંદિર સામે પૂર્વ–પશ્ચિમ ભાગમાં પોતાની અને પોતાના ભાઈઓની મૂર્તિઓ સહિત એક પોળ કરાવી હતી.

૨. વસ્તુપાલનાં માતા–પિતા અને ભાઈઓનાં નામોનો ઉલ્લેખ.

૩ વસ્તુપાલ–તેજપાલનો શ્રીસંઘ પ્રત્યે અનન્ય બહુમાનવાળો ભક્તિભાવ

૪ વસ્તુપાલ, ગૂર્જરેશ્વર મહારાજા વીરધવલ, લાવણ્યાંગ–લૂણિગ (વસ્તુપાલના મોટા ભાઈ), મલ્લદેવ–માલદેવ (વસ્તુપાલના મોટા ભાઈ), તેજપાલ (વસ્તુપાલના નાના ભાઈ), જૈત્રસિંહ (વસ્તુપાલના પુત્ર), અને લૂણસિંહ (તેજપાલના પુત્ર)ની ગુણાનુવાદપૂર્વક યશોગાથા.

બન્ને શિલાલેખોને શિલા ઉપર લખનાર ખંભાતનિવાસી વાજડનો પુત્ર ઠ્ઠુવક અટકવાળો જયતસિંહ છે ગિરનારના શિલાલેખોના આધારે આ જયતસિંહનું અપરનામ જૈત્રસિંહ હતું અને તે કાયસ્થવંશીય વાલિગના પુત્ર સહજિગના પુત્ર વાજડનો પુત્ર હતો એ હકીકત જાણી શકાય છે.[1]

પહેલા શિલાલેખનો કોતરનાર બકુલસ્વામી નામના શિલ્પીનો પુત્ર ઠ્ઠુવક અટકવાળો પુરુષોત્તમ છે. ગિરનારના શિલાલેખોના આધારે આ પુરુષોત્તમ વસ્તુપાલે શત્રુંજય ઉપર બાંધેલા ઇંદ્રમંડપ અને નંદીશ્વરાવતારના મુખ્ય શિલ્પી સોમદેવના પુત્ર બકુલસ્વામીનો પુત્ર હતો એ જાણી શકાય છે.[2]

બીજા શિલાલેખનો કોતરનાર કુમારસિંહ નામનો સૂત્રધાર છે. આ કુમારસિંહ સૂત્રધાર વાહડનો પુત્ર હતો તે હકીકત ગિરનારના શિલાલેખો ઉપરથી જાણી શકાય છે.[3]

આજ સુધીમાં ઉપલબ્ધ થયેલા વસ્તુપાલના શિલાલેખોની લિપિ અને ઉત્કીર્ણન સુંદર છે. પોતાના શિલાલેખોનું લિપિસૌષ્ઠવ બરાબર જળવાય તે માટે લેખનકળામાં સિદ્ધહસ્ત લેખકની અને તદનુસાર તે લેખને સુંદર રીતે કોતરનાર સૂત્રધારની વસ્તુપાલ ખાસ પસંદગી કરતા હતા આજે ઉપલબ્ધ થતા વસ્તુપાલના શિલાલેખોમાં લેખક અને ઉત્કીર્ણક કલાકારોના નામવાળા જે લેખો શત્રુંજય, ગિરનાર અને ખંભાતમાંથી મળ્યા છે, તેમાં લેખક અને ઉત્કીર્ણક ઉપર જણાવેલા જ છે. લૂણવસહી–(આબૂ)ના શિલાલેખમાં લેખકનું નામ નથી તેથી તેમાં જણાવેલો ઉત્કીર્ણક સૂત્રધાર કેલ્હણના પુત્ર ધાંધલનો પુત્ર ચંડેશ્વર લિપિમાં અને કોતરવામાં સિદ્ધહસ્ત હશે એમ લાગે છે. આવી, કોઈના પણ કાર્ય સાથે તેના નામને અમર કરવાની વસ્તુપાલ જેવી મહાનુભાવતા વિરલ વ્યક્તિઓમાં જ હોય છે

બીજા શિલાલેખમાં આવતી શત્રુંજય ઉપર પોળ કરાવ્યાની હકીકત સિવાયની બન્ને શિલાલેખોની હકીકતો વસ્તુપાલના સંબંધમાં રચાયેલા સાહિત્યમાં અને પ્રશસ્તિલેખોમાં મળી આવે છે, એટલું જ નહિ, પણ આ શિલાલેખોમાં જેનો ઉલ્લેખ નથી તેવી વસ્તુપાલ સંબંધી હકીકતો આજે મોટા પ્રમાણમાં મળી આવે છે. તેનો સંક્ષિપ્ત નિર્દેશ કરતાં પહેલાં પ્રસ્તુત બન્ને શિલાલેખોનો ભાવાર્થસહિત અક્ષરશઃ પાઠ અને વસ્તુપાલને લગતા અદ્યાવધિ અપ્રસિદ્ધ દસ પ્રશસ્તિલેખો અને તેનો ટૂક પરિચય આપવો ઉચિત લાગે છે.

---

૧ જુઓ ગિરનાર ઇન્સ્ક્રિપ્શન્સ, નં. ૨, ૨૧ ૨૯

૨ જુઓ ગિરનાર ઇન્સ્ક્રિપ્શન્સ, નં. ૨, ૨૩–૨૪, ૨૪–૨૫, ૨૬–૨૭, ૨૮–૨૯.

૩. જુઓ ગિરનાર ઇન્સ્ક્રિપ્શન્સ, નં ૨, ૨૧–૨૩, ૨૭–૨૮.

## शिलालेखाङ्क-१

[१] ॥ र्द० ॥ ॐ नमः श्रीसर्वज्ञाय ॥
विश्वस्थितिप्रथमनाटकसूत्रधारो
  ब्राह्मं महो धृतम............
.........नम्रकिरीटकोटि-
  शक्र ........सुरा स युगा [२] दिदेवः ॥ १ ॥

स्वैरं भ्राम्यतु नाम वीरधवलक्षोणींदुकीर्त्तिर्दिवं
  पातालं च महीतलं च जलधेरन्तश्च नक्तंदिवं ।
धीसिद्धांजननिर्मलं विजयते श्रीवस्तुपालाख्यया
  तेजःपाल[३]समाह्वयाभवदिदं यस्या द्वयं नेत्रयोः ॥ २ ॥

देव स्वर्नाथ ! कष्टं, ननु क इव भवान् ? नदनोद्यानपालः,
  खेदस्तत्कोऽद्य ? केनाप्यहह ! हृत इतः काननात् कल्पवृक्षः ।
हुं मा वा[४]दीस्तदेतत्किमपि करुणया मानवानां मयैव
  प्रीत्यादिष्टोऽयमुर्व्यास्तिलकयति तलं वस्तुपालच्छलेन ॥ ३ ॥

विश्वेऽस्मिन् कस्य चेतो द.........स्य विश्वासमुच्चैः
  प्रौढ-[५]श्वेतांशुरोचिः प्रचयसहचरी वस्तुपालस्य कीर्तिः ।
मन्ये तेनेयमारोहति गिरिषु.........यते गह्वरेषु
  सर्गोत्संगा...   ...जल (?)......याति पातालमूलम् ॥ ४ ॥

स एष निः-[६]शेषविपक्षकालः
  श्रीवस्तुपालः [ पदमद्भुतानाम् ] ।
यः शंकरोपि प्रणयिव्रजस्य
  विभाति लक्ष्मीपरिरम्भरम्यः ॥ ५ ॥

किं ब्रू ........ह ........नीरनि ........मुष्य
  श्रीवस्तुपालसचिवस्य[७]गुणप्ररोहम् ।
दैन्या गिरो ....नेक.. . ...... .. .
  प्रीतिस्पृशः क्रिमपि:यत्र दृशः पतन्ति ॥ ६ ॥

श्लाघ्यो न वीरधवलः क्षितिपावतंसः
  कैर्नाम विक्रम-नयाविव मूर्त्तिमंतो ।
श्री[८][वस्तुपाल] इति वीरललामतेजः-
  पालश्च बुद्धिनिलयः सचिवौ यदीयौ ॥ ७ ॥

अनंतप्रागल्भ्यः [स] जयति वली वीरधवलः
  सशैलां सांभोधिं भुवमनिशमुद्धर्त्तुमनसः ।
इमौ मन्त्रि[९][प्रष्ठौ]कमठपति-कोला[धिप]कला-
  मदभ्रां बिभ्राणौ:मुदमुदयिनीं यस्य तनुतः ॥ ८ ॥

......नंदतु यावदिंदु-तपनौ सत्कर्मनिष्णाततां
पुष्णातु प्रयतो जगन्निजगुणैः प्रीणातु [१०] [लोकं]पृणैः ।
श्रेयांसि श्रयतां यशांसि चिनुतामेनांसि विध्वंसतां
स्वामिन्य..... विवासनां (?) च तनुतां श्रीवस्तुपालश्चिरं ॥ ९ ॥

दुःस्थत्वेन कदर्थ्यमानमखिलं भूर्लोकमालोक[११]य-
न्नाविर्भूतकृपारसेन सहसा व्यापारितश्चेतसा ।
पातालाद् वलिरागतः स्वयमयं श्रीवस्तुपालच्छला-
त्तेजःपालमिषान्महीमनिमिषावासाच्च कर्ण्णः पुनः ॥ १० ॥

तेन भ्रातृयु[१२]गेन या प्रतिपुरग्रामाध्वशैलस्थलं
वापीकूपनिपानकाननसरःप्रासादसत्रादिका ।
धर्मस्थानपरंपरा नवतरा चक्रेऽथ जीर्णोद्धृता
तत्संख्यापि न बुध्यते यदि प[१३]रं तद्वेदिनी मेदिनी ॥ ११ ॥

क्षोणीपीठमियद्रजःकणमियत्पानीयबिन्दुः पतिः
सिंधूनामियदंगुलं वियदियत्ताला च कालस्थितिः ।
इत्थं तथ्यमवैति यस्त्रिभुवने श्रीव[१४]स्तुपालस्य तां
धर्मस्थानपरंपरां गणयितुं शंके स एव क्षमः ॥ १२ ॥

यावद्दिवींदुनार्को वासुकिना वसुमतीतले शेषः ।
इह सहचरितस्तावत्तेजःपालेन वस्तुपालोऽस्तु ॥ [१५] १३ ॥

श्रीविक्रमसंवत् १२८८ वर्षे पौष शुदि १५ शुक्रे प्रशस्तिर्न्निष्पन्ना ॥
एतामलिखत् वाजडतनुजन्मा ध्रुवकजयतसिंहाख्यः ।
उदकिरदपि वकुलस्वामिसुतः पुरुषोत्तमो विमलां ॥

*

## शिलालेखाङ्क–२

[१] ॥ दं० ॥ ॐ नमः श्रीसर्व्वज्ञाय ॥

देवः स वः शतमखप्रमुखामरौघकृतप्रथः प्रथमतीर्थपतिः पुनातु ।
धर्म्मक्रमोऽपि किल केवल एव लोके नीतिक्रमोऽपि यदुपक्रममेष भाति ॥ १ ॥

श्रीविक्रमसंवत् १२८८ [२] वर्षे पौष सुदि १५ शुक्रे श्रीमदणहिलपुरवास्तव्यप्राग्वाट-वंशालंकरण ठ० श्रीचण्डपात्मज ठ० श्रीचण्डप्रसादांगज ठ० श्रीसोमतनुज ठ० श्री-आशाराजनन्दनेन ठ० श्री कुमारदेवीकुक्षिसंभूतेन ठ० श्रीलूणि [३]ग महं० श्रीमालदेवयोरनुजेन महं० श्रीतेजःपालाग्रजन्मना चौलुक्यकुलनभस्तलप्रकाशनैकमार्त्तण्डमहाराजाधिराजश्रीभुवन-प्रसाददेवसुतमहाराजश्रीवीरधवलदेवप्रीतिप्रतिपन्नराज्यसर्वैश्व[४]र्येण सं[०] ७७ वर्षे श्रीशत्रुं-जयोज्जयंतप्रभृतिमहातीर्थयात्रोत्सवप्रभावाविर्भूतश्रीमद्देवाधिदेवप्रसादासादित..... ..... त्येन श्रीशारदाप्रतिपन्नापत्येन महामात्यश्रीवस्तुपालेन अनुज महं० श्रीतेजःपा[५]लेन च इह स्वका-रितसौवर्ण्णदंडकलशविराजितसच्चारुतोरणालंकृतश्रीमदुज्जयंतस्तंभनकतीर्थद्वयावतारर.......

........हतमं... .. . . नन्दीश्वरसत्यपुरशकुनिकाविहारकपर्दियक्षायतनोद्धार अनुपमाभिधा-[६]नमहासरोवरप्रभृतिप्रधानधर्मस्थानपरंपराविराजितस्य श्रीशत्रुंजयमहातीर्थमौलिमुकुटायमानस्य श्री[? युगादि ]तीर्थंकरश्रीऋषभदेवभवनस्याग्र...............प्रतोली कारिता ॥ छ ॥ छ

[७] भूयाद्भूवलयस्य वीरधवलः स्वामी समुद्रावधेः
श्रीमुद्राधिकृतः कृतः सुकृतिना येनाश्वराजात्मजः ।
यस्मा........... . ...... .... ......
... ........ ...... .. . विश्वोपकारव्रती ॥ १ ॥

ध[८]न्यात्मा खलु वस्तुपालसचिवः सर्वोऽपि सम्पद्यते
यत्संपर्कवशेन मेदुरमदोद्रेको विवेकी जनः ।
तज्जन्मा ........ ..कौतुकमहो (?)...........
... ..... ........विंतनुते नैवान्तरं किंच[९]न ॥ २ ॥

त्यागाराधिनि राधेये ह्येककर्णैव भूरभूत् ।
उदिते वस्तुपाले तु द्विकर्ण्णा वर्ण्यतेऽधुना ॥ ३ ॥
श्रीवस्तुपालते[जःपा]लौ जगतीजनस्य चक्षुर्ष्यौ ।
पुरुषोत्तमाक्षिगतयोः स्यातां सदृशौ न रवि-शशिनोः ॥ ४ ॥

[१०] ताभ्यामेव च श्रीगुर्जरेन्द्रसचिवाभ्यामिहैव प्रतोल्याः पश्चिमभागभित्तिद्वये श्री-आदिनाथदेवयात्रायातश्री: ...........हस्तात्रोत्तलत्रनिमित्तं पूर्णकलशोपशोभितकरकमलयुगलं स्ववृहद्भ्रान्धवयोः ठ० [११] श्रीलूणिग मह० श्रीमालदेवयोः श्रीमद्देवाधिदेवाभिमुखं मूर्तिद्वयमिदं कारितं ॥ छ ॥

लावण्यांगः शिशुरपि ........कस्य नासीत्प्रशस्यः
श्लाघापात्रं दधदपिकलामात्रमिदुर्विशेषात् ।
दत्ते चिंतामणिरणुर[१२]पि प्रार्थितानि प्रजानां
तापक्रान्ति विधुवति सुधाविंदुरप्यंगलग्नः ॥ १ ॥

मंत्रीश्वरः स खलु कस्य न मल्लदेवः स्थानं ....... ...निजान्वयनामधेयः ।
निष्पिष्य निर्दयमधर्ममयं यदंगं येनोदमूल्यत कलिप्रतिम[१३]ल्लदर्प्पः ॥ २ ॥
मल्लदेव इति देवताधिपश्रीरभूत्त्रिभुवने विभूतिभूः ।
धर्म्मकर्म्मधिषणावशो यशोराशिदासितसितद्युतिद्युतिः ॥ ३ ॥

तथा श्री शत्रुंजयमहातीर्थयात्रामहोत्सवे समागच्छदतुच्छश्रीश्रमणसंघा[१४]य कृतांजलिबंधबंधुरं प्रतोल्याः पूर्वभागभित्तिद्वये स्वकारितमेतयोरेव श्रीमहामात्ययोः पूर्व्वाभिमुखं [मूर्त्ति]युगलं स्वागतं पृछ(च्छ)ति । उक्तं च एतदर्थसंवादि अनेनैव श्रीशारदाप्रतिपन्नपुत्रेण महा[१५]कविना महामात्यश्रीवस्तुपालेन संघपतिना—

अद्य मे फलवती पितुराशा मातुराशिषि शिखांऽकुरिताद्य ।
श्रीयुगादिजिनयात्रिकलोकं प्रीणयाम्यहमशेषमखिन्नः ॥ १ ॥

એ રીતે હુ એક કૌપીન સિવાય બીજું કોઈ વસ્ત્ર ધારણ નહી કરવાની ઢંગભરી જીવનચર્યાનુ અનુ-શરણ કરનાર બટુક સંન્યાસી બન્યો પરતુ ૬-૭ મહિના પછી, એ ખાખીબાવાનાં દુશ્ચરિત્રો જોઈ મને ભયજનક ત્રાસ થયો; અને એક અધારી મધ્ય રાત્રીએ હું એના ટોળામાંથી જીવ લઈને નાસી છૂટ્યો. ત્યાર પછી વિ સ ૧૯૫૯ના આસો માસમાં જૈન સંપ્રદાયના સ્થાનકવાસી તપસ્વી સાધુનો પરિચય થતાં એ સાધુમાર્ગની દીક્ષા લીધી, જેનુ મે ૭-૮ વર્ષ સુધી બરાબર પાલન કર્યું પરતુ એ દરમ્યાન મને જે તીવ્ર જ્ઞાનપિપાસા થવા લાગી તેની તૃપ્તિ એ સપ્રદાયમાં પૂર્ણ થાય તેવુ ન લાગવાથી હુ જે માર્ગે જવાથી મારી જ્ઞાનવૃદ્ધિ થાય તે માર્ગની શોધમાં પડચો અને અતે એ સપ્રદાયના સાધુવેશનો પણ મે પરિત્યાગ કર્યો તે પછી સવત ૧૯૬૫ના માગશર માસમા, ઉક્ત રીતે જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સપ્રદાયના સવિગ્ન માર્ગની દીક્ષા ગ્રહણ કરી અને આ શરીર તે દિવસથી મુનિ જિનવિજયના નામે ઓળખાવા લાગ્યુ પરતુ મારા કોઈ અજ્ઞાત પ્રારબ્ધયોગના બળે ૭-૮ વર્ષ પછી મે એ સપ્રદાયના સાધુવેશનો પણ પરિત્યાગ કર્યો, અને એ દીક્ષિત જીવનથી ઉપરત થયો કેવળ મુનિ જિનવિજયજી એવુ નામ આ શરીરને વળગી રહ્યુ અને તેથી જ લોકો મને 'મુનિજી' તરીકે ઓળખ્યા કરે છે એ વખતે મે દેશસેવાની અને સાહિત્ય ઉપાસનાની ચોથી દીક્ષા લીધી, અને હુ સાધુજીવનના માર્ગ કરતાં અન્ય માર્ગે પ્રવૃત્ત થયો તે પછી હુ માત્ર નામનો મુનિ રહ્યો

એ દૃષ્ટિએ જ્યારે હુ મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજના પુણ્યમય જીવનનુ સિંહાવલોકન કરું છુ, ત્યારે એમના એકસરખી રીતે ચાલ્યા આવતા પવિત્ર જીવન વિશે મારા મનમા એક અનન્ય શ્રદ્ધા ભરેલી લાગણી ઊભરાઈ આવે છે ૬૦ વર્ષ જેટલા એમના લાંબા દીક્ષાપર્યાયની મને પરિપૂર્ણ કલ્પના અને અનુભૂતિ છે એમનુ સાધુજીવન ગગાના પ્રવાહની માફક સતત, શાંત, સ્થિર, નિર્મળ અને ઉત્તરોત્તર વૃદ્ધિ પ્રાપ્ત કરતું વહેતું રહ્યું છે

એક મોટા વિદ્વાન હોવા છતાં એમણે પોતાની વિદ્વત્તાનુ પ્રદર્શન કરવાની દૃષ્ટિએ ક્યારેય કશો પ્રયત્ન કર્યો નથી જૈન સાધુસમાજના એક વિશિષ્ટ સમાન્ય અને અગ્રણી સાધુપુરુષ હોવા છતાં પોતાની મહત્તા પ્રદર્શિત કરવાની એમણે કશી પ્રવૃત્તિ કરી નથી પોતે આટલા મોટા વિદ્વાન અને અનેકજનવન્દનીય મુનિ હોવા છતાં કોઈ પણ ભાવનાશીલ ગૃહસ્થ કે વિદ્વાનને ત્યાં એકલા જ પહોંચી જવાની એમની ટેવ એમની સરળતાની દ્યોતક છે પોતાના સપ્રદાયના નિયમોનુ સારી રીતે પાલન કરતાં છતાં તેઓ અન્ય સપ્રદાયના કોઈ સાધુઓ પ્રત્યે કે તેમના ભિન્ન આચાર-વિચાર પ્રત્યે ક્યારેય અનાદર બતાવતા નથી એ રીતે તેઓશ્રી સમદર્શી સાધુપુગવ છે, એમ જ કહેવુ જોઈએ પોતાના સપ્રદાયના જે રૂઢ વિચારો એમને ઉચિત ન લાગતા હોય, તેનુ અનુસરણ કરવાની એમની વૃત્તિ હોતી નથી; અને એ માટે કોઈ કશી ટીકા-ટિપ્પણી કરે તો તેઓ તેના પર કશું લક્ષ્ય આપતા નથી કે તેનો કશો પ્રતિવાદ પણ કરતા નથી નવા નવા જ્ઞાનભંડારો જોવાની, એ ભડારોમાં છુપાઈ રહેલા વિવિધ વિષયોના અજ્ઞાત અને અલભ્ય-દુર્લભ્ય ગ્રંથો જોવા-તપાસવાની એમને હમેશાં તીવ્ર ઉત્કંઠા હોય છે અને એ માટે શારીરિક સ્વાસ્થ્યની પરવા કર્યા વગર લાબા લાંબા વિહારો પણ એ કર્યા કરે છે સાહિત્યને પ્રકાશમાં લાવવાની એમના જેવી તીવ્ર ઉત્કંઠા કોઈ પણ જૈન સાધુમાં મેં જોઈ નથી જે કોઈ સાહિત્યપ્રિય સાધુ કે ગૃહસ્થ એમની પાસેથી પોતાના કાર્યમા જે કોઈ પ્રકારની સહાયતાની અપેક્ષા રાખતા હોય છે, તેમને યથાયોગ્ય સહાયતા આપવાની ઉદાર વૃત્તિ તેઓ હમેશાં દાખવતા હોય છે

જે દિવસથી અમે પ્રથમ વાર સમાગમમાં આવ્યા અને અમારી વચ્ચે સ્નેહભાવની ગ્રથી બંધાણી,

ત્યારથી તે અત્યાર સુધી પણ એ એવી ન એવી જ સુદૃઢ રહી છે: એ વસ્તુ મારા જીવન માટે એક અમૂલ્ય પાથેયરૂપ છે શરૂઆતમાં કેટલાંક વર્ષ સુધી અમારો બન્નેનો જીવનપ્રવાહ સરખી દિશામાં વહેતો રહ્યો, પણ પછી મારો જીવનપ્રવાહ જુદા માર્ગે વળ્યો, અને જુદાં જુદાં રૂપો ધારણ કરતો ગયો સમ-વિષમ અને ઊબડખાબડ ગણાય એવા વિવિધ કાર્યક્ષેત્રોમાં હુ કરતો રહ્યો અને મારા જીવનનું કોઈ લક્ષ્ય સ્થિર ન થયું મુનિવર શ્રી પુણ્યવિજયજી મહારાજના નિશ્ચલ અને વિશિષ્ટ ધ્યેય-લક્ષી જીવનપ્રવાહ સાથે મારા વિશૃંખલ જીવનમા જે કંઈક સમાન તત્ત્વ જેવુ મને લાગતુ હોય તો તે માત્ર એક સાહિત્યિક ઉપાસના અંગેનુ છે. અને મારી એ સાહિત્યિક ઉપાસનામાં તેઓશ્રી સહાય તથા યોગ્ય સહકાર આપવાની અત્યંત ઉદાર અને નિષ્કામ વૃત્તિ દાખવતા રહ્યા છે. એમની આવી અનન્ય કૃપા માટે હું કયા શબ્દોમાં મારો કૃતજ્ઞભાવ પ્રગટ કરું તે મને સમજાતું નથી પરમાત્મા-રૂપ પર જ્યોતિ પાસે મારી એટલી જ હાર્દિક પ્રાર્થના છે કે તેઓશ્રી પૂર્ણ શતાયુ થાય અને એમની અખંડ જ્ઞાનોપાસનાનો પ્રજ્વલિત પ્રદીપ જ્ઞાનોપાસકોના જીવનને સદાય પ્રેરણાદાયક પ્રકાશ પ્રદાન કરતો રહે!

## નિષ્કામ સેવા

**શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ,** અમદાવાદ

આશરે પચીસસો વર્ષ પૂર્વે, પરમપૂજ્ય મહાવીરસ્વામી ભગવાને જૈનધર્મનાં મૂળ તત્ત્વોનું આચાર-વિચાર માટે માર્ગદર્શન કર્યું, ત્યાર પછી ઘણા આચાર્યોએ જૈનધર્મનાં મૂળ તત્ત્વોને જીવનમાં સાકાર બનાવવા ફાળો આપ્યો છે આ મુનિમહારાજો અને આચાર્યોએ જે ઉપદેશો આપ્યા અને જૈનધર્મમાં પ્રણાલિકાઓ સ્થાપી, તે કેડી પર પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજે, વધારે જ્વલંત પ્રકાશ આપવાની ક્રિયા ચાલુ રાખી છે આગમોના અધ્યયન અને તે અંગેના સંશોધનમાં તેમણે જે સિદ્ધ કર્યું છે, તેવુ કાર્ય છેલ્લાં પાંચ સો વર્ષમાં અન્ય કોઈ આચાર્યે કર્યું નથી આ સત્ય છે એ તો બધા સ્વીકારશે

મુનિશ્રીનાં અધ્યયન અને પ્રકાશનોમાં એક વાત તરી આવે છે કે પલટાતા સંજોગોમા અને બદલાતી પરિસ્થિતિમાં, જૈનધર્મના આગમોના અસ્તિત્વની જરૂર રહે છે તેમણે જૈનધર્મના સિદ્ધાંતોની સંસ્કૃતિના ફેરફારો નજરમાં રાખી ઉચ્ચ શ્રેણીની સમીક્ષા કરી છે આવા ઊંચી કક્ષાના અધ્યયનમાં તેઓશ્રીનો ફાળો મહામૂલ્યવાન છે અતિકઠિન પ્રાકૃત ભાષામાંથી સમજાય તેવું ગુજરાતી ભાષાંતર કરવું એ ક્રિયા અથાગ પરિશ્રમ અને જ્ઞાન માંગે છે

આવા અભ્યાસ અને જ્ઞાનના સંપાદનની કદર થાય જ. તેમની કદર કરી તેમને આચાર્યની પદવી આપવાની વારંવાર વિનંતી થવા છતાં, તેમણે વિનય અને નમ્રતાથી તેનો અસ્વીકાર કરી, ત્યાગની ભાવના મૂર્તિમંત કરી છે આવા નિઃસ્પૃહી જ્ઞાનીની નિર્મળ વિચારસરણીનો લાભ પ્રાપ્ત કરવા આપણે આપણી જાતને ધન્ય માનવી જોઈએ આવા જ્ઞાનીને ધર્મના વાડાઓ હોય નહી તેમણે અન્ય ધર્મોનો પણ તલસ્પર્શી અભ્યાસ કરી, જૈનશાસ્ત્રો અને આગમોની અદ્વિતીયતા પુરવાર કરી છે. સાથે સાથે અન્ય ધર્મનાં સુંદર તત્ત્વો સમજવાં જોઈએ એમ પણ સાબિત કર્યું છે વિદ્યા, વિનય, નમ્રતા અને નિઃસ્પૃહતા આ જમાનામાં ભાગ્યે જ જોવા મળે છે આ ગુણો તેમને અદ્વિતીય કક્ષામાં મૂકે છે.

પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજની સિદ્ધિઓ આપણને નિષ્કામ સેવાનું દૃષ્ટાંત પૂરું પાડે છે. જૈનધર્મની ઉપાસના આગમો પ્રમાણે પૂરેપૂરી કરતા હોવા છતાં તેમણે ઇતિહાસ અને સાહિત્યનું

સંશોધન કર્યું અને ઉચ્ચ સાહિત્યનો જે સંગ્રહ કર્યો તે તેમની એક અનુપમ શક્તિનું પ્રતિબિંબ છે. વધુમાં તેમણે આ આખોયે સંગ્રહ, 'લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર'ને અર્પણ કરી તેનો વિસ્તૃત પ્રમાણમાં લાભ લેવાય તે પણ લક્ષમાં રાખ્યું જ્ઞાનની પ્રબુદ્ધતા મેળવવાના કઠણ માર્ગમાં તેમણે વિહાર કરી બીજાને જે આપ્યું, તેની સ્તુતિ કરી આપણે તેમની ષષ્ટિપૂર્તિના પ્રસંગે અભિવાદન આપીને સંતોષ માનીએ તે પૂરતું નથી અભ્યાસ અને ચિંતન જૈન આચાર્યો અને જૈન સમાજમાં વધારે થાય અને તેમની ચીધેલી કેડી પર ચાલી એ સંશોધનક્રિયા ચાલુ રાખીએ તો જ તેમનુ બહુમાન યથાર્થ ગણાય. પ્રેરણાદાયી આવા મુનિમહારાજને પ્રભુ દીર્ઘાયુ બક્ષે અને આપણને વધુ જ્ઞાન મળે એવી આશા આપણે રાખીએ.

## અનોખી વિભૂતિ

**શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ**, અમદાવાદ

મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ ગુજરાતની અનોખી વિભૂતિ છે

શ્રમણો કે સંન્યાસીઓ સંસારનો ત્યાગ કરે છે એનો અર્થ શો ? ભૌતિક રીતે તો તેઓ જગતમાં રહે છે વનમાં રહે તોપણ તેમનો નિર્વાહ તો લોકો જ કરે છે હકીકતમાં કોઈ લોકોની બહાર રહી શકતુ નથી, સંસાર તજી શકતુ નથી એક સ્થળ તજીને બીજે સ્થળે જાય એટલે જગત, લોક કે સંસારનો ત્યાગ થતો નથી અર્થાત્ ત્યાગનો અર્થ બીજો કોઈ છે એ જીવન જીવવાની રીતમાં છે પોતાનુ કે પોતાના કુટુંબનુ કે નાતજાતનુ કે પ્રદેશ કે દેશનું હિત કે સ્વાર્થ સાધવામાં સંસારી માણસ રોકાયેલો રહે છે. સંસારત્યાગી સાધુ શેમાં રોકાયેલો રહે છે ? એવા કોઈ કાર્યમાં એ રોકાયેલો રહે છે, જે આમાંના કશાથી મર્યાદિત નથી, છતાં આ બધાંને સમાવી લે છે એને માટે આત્મહિત અને લોકહિત અવિરોધી હોય છે એ નિઃસ્પૃહી બને છે એનો અર્થ એ કે પોતાની ભાવનામાં, વિચારમાં, આચરણમાં, પ્રવૃત્તિમાં એને સૌના હિતની સ્પૃહા રહે છે આ અર્થમાં નિઃસ્પૃહી થવું કે સ્પૃહી થવુ એ અંગત, કે કુટુબાદિની મર્યાદામાં રહેનાર કે એનો ભાર વહનારને મોટે ભાગે દુર્ઘટ હોય છે આથી આવી આકાંક્ષાવાળા, આત્માના અને સંસારના હિતાર્થે સંસારનો ત્યાગ કરે છે, એમ સમજવામાં ત્યાગનાં અર્થ અને કૃતાર્થતા છે અર્થાત્ સંસારત્યાગીના ત્યાગની કૃતાર્થતા તેની પ્રવૃત્તિ લોકજીવનના કયા ક્ષેત્રમાં કેવી અને કેટલી છે તેનાથી અંકાય

આ દૃષ્ટિએ મુનિશ્રી પુણ્યવિજયજીના મુનિ તરીકેના જીવનનો વિચાર કરીએ તો ખ્યાલમાં આવશે કે એમની પ્રવૃત્તિ કેટલી બધી લોકોપકારક છે! એમના મુનિજીવનના યમ-નિયમ-સંયમથી વીર્યવાન બનેલી બુદ્ધિશક્તિ અને ધનના અપરિગ્રહને લઈને મળેલી ઉદારતાનો લાભ વિદ્યાક્ષેત્રને જે મળ્યો છે તે અનોખો છે

ગુજરાત, મારવાડ, મેવાડ, માળવા આદિ પ્રદેશોમાં વિદ્યાસંરક્ષણ અને સંવર્ધનનુ કામ જૈન-મુનિઓ પરંપરાથી કરતા આવ્યા છે એમનું આ કાર્ય જૈન સંપ્રદાયના સાહિત્યનુ સંરક્ષણ કરવા કે તેનું સંવર્ધન કરવા પૂરતુ જ રહ્યુ નથી જૈન જ્ઞાનભંડારોમાં જૈન સંપ્રદાયના ગ્રંથોનો સંગ્રહ અને સાચવણી થયાં છે, તેની સાથે સાથે જ બીજા સંપ્રદાયોના ગ્રંથો અને કોઈ પણ સંપ્રદાયના ન ગણાય અથવા સર્વ સંપ્રદાયના ગણાય, જેને આચાર્ય હેમચંદ્ર 'સર્વપાર્ષદત્વ' કહે છે, એવા વ્યાકરણ, કોશ, કાવ્ય, અલંકાર ઇત્યાદિનાં થયાં છે પાટણના કે ખંભાતના કે અમદાવાદના જૈન ભંડારો તપાસવાથી આ આપોઆપ દેખાઈ આવે છે. આ પ્રવૃત્તિમાં જૂની પ્રતિઓ સાચવવાના કામ સાથે તેની નવી નકલો

પણ કરાવાય છે, જે એક જાતની પ્રાચીન કાળની પ્રકાશનપ્રવૃત્તિ કહેવાય. ઘણો નષ્ટ થઈ જતો ભારતીય પ્રાચીન વિદ્યાનો વારસો આથી જ સચવાઈ રહ્યો છે

આજના યુગમાં મુનિ શ્રી પુણ્યવિજયજીની આ ક્ષેત્રમાં પ્રવૃત્તિ બહુમાનયોગ્ય થઈ છે તેમની ગુરુ-પરંપરામાં પ્રવર્તક મુનિ શ્રી કાન્તિવિજયજી, મુનિ શ્રી ચતુરવિજયજીએ આ દિશામા જે પ્રવૃત્તિ આદરી હતી તે મુનિ શ્રી પુણ્યવિજયજીએ યશસ્વી રીતે આગળ વધારી છે લીંબડી, પાટણ, ખંભાત, છાણી આદિના ભંડારોની વ્યવસ્થિતતા એમને આભારી છે આ ભંડારોનાં વર્ણનાત્મક કેટલોગ, જે એમને હાથે તૈયાર થઈ પ્રકાશિત થયાં છે કે થવાની તૈયારીમાં છે, એ એમની ભારતીય પ્રાચીન વિદ્યાની એક મોટી સેવા છે.

મુનિ શ્રી પુણ્યવિજયજીની આ પ્રવૃત્તિનું નવું ફળ તે અમદાવાદમાં શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ અને એમના બીજા ભાઈઓની ઉદાર સખાવતથી સ્થપાયેલું અને ચાલતું શ્રી લા દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર છે, જેમાં એમના પોતાના ગ્રંથભંડાર ઉપરાંત બીજા અનેક હસ્તલિખિત ગ્રંથો સંગૃહીત થયા છે ઉપરાંત, મહત્ત્વનો અને વિરલ ગણાય એવો પુરાવસ્તુસંગ્રહ પણ એમાં એમની દ્વારા થયો છે

મુનિ શ્રી પુણ્યવિજયજીને હાથે આટલી એક સેવા પણ વિદ્યાક્ષેત્રે મોટી ગણાય. પરંતુ એથી પણ અદકી સેવા, એ જે રીતે પોતાની ઉદાર અને સૌજન્યભરી રીતે બીજા અભ્યાસીઓને અને સંશોધકોને આ બધી સામગ્રી સુલભ કરી આપે છે અને એમાં માર્ગદર્શન આપે છે એ છે

આ એમનું સંરક્ષણકાર્ય થયું એમનું સંવર્ધનકાર્ય પણ એટલું જ ઉજ્જવલ છે. પ્રાચીન-શૈલીના અભ્યાસમાં નિષ્ણાત હોઈ પોતે આધુનિક સંશોધન અને વિવેચનની પદ્ધતિમાં પણ નિપુણ છે. એમનાથી થયેલાં પ્રાકૃત, સંસ્કૃત ગ્રંથોના સંપાદનોનો, તેમાંના વિવિધ પ્રકારના શબ્દાનુક્રમોનો અને સંશોધનદૃષ્ટિથી તટસ્થભાવે લખાયેલા વિદ્વત્તાપૂર્ણ ઉપોદ્ઘાતોનો જે કોઈ લાભ ઉઠાવે છે, તેનું માથું સહજ રીતે તેમના તરફ નમી પડે છે

આવી વિરલ વિભૂતિની દૃષ્ટિનો લાભ વિદ્યાક્ષેત્રને સમૃદ્ધ બનાવ્યા કરે એ જ આ પ્રસંગે પ્રાર્થના હોય, અને સાથે સાથે એ પ્રાર્થના પણ હોય, કે એમની પરંપરા સાચવે એવા બીજા મુનિઓ પોતે તૈયાર કરતા રહે!

## શ્રી પુણ્યનો પુણ્યપરિચય

પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોશી, અમદાવાદ

જીવનમાં કેટલાક પરિચયો વિશેષ સુખદાયક અને ચિરંતન સમય સુધી અવિસ્મરણીય કોટિના નીવડે છે, ત્યારે કેટલાક પરિચયો જીવનને ધન્ય બનાવવાના સામર્થ્યવાળા પણ હોય છે. મારે માટે અને મારા કુટુંબ માટે શ્રી પુણ્યનો (એટલે કે આગમપ્રભાકર શ્રી પુણ્યવિજયજી મુનિરાજનો) પરિચય ઉપર જણાવેલી બને કોટિને એકસાથે સ્પર્શે એવો છે, એ મારો પોતાનો જાત અનુભવ છે આ વાત કાંઈ લોકોમાં માત્ર જાહેર કરવાના રસથી નથી લખતો, પરંતુ શ્રી પુણ્યનો દીક્ષાપર્યાય ૬૨મા વર્ષમાં પ્રવેશે છે, એ પ્રસંગ માટે વડોદરામાં એક સુંદર સમારોહ થવાનો છે તે સમારોહ સમિતિના ઉત્સાહી વિદ્વાન ભાઈઓએ મને પત્ર લખીને સૂચવેલ છે કે આ પ્રસંગે તમારે જરૂર કંઈક લખી મોકલવું જોઈએ એટલા માટે જ જે વાતને મારા પોતાના હૃદયમાં અત્યાર સુધી સંઘરી રાખી સંતોષ અને પ્રસાદ અનુભવતો રહ્યો છું, તેને અહીં શબ્દના રૂપમાં આલેખવા થોડોઘણો પ્રયાસ કરું છું.

પચાસથી પણ વધારે વરસ પહેલાંની વાત છે કે અત્યારે જે મકાનમાં શ્રી પુણ્ય ચોમાસું છે તેના પૂર્વવર્તી જૂના મકાનમાં વડોદરામાં જ મુનિ શ્રી જિનવિજયજી સાથે શ્રી પુણ્યનો મને સૌથી પ્રથમ પરિચય થયો પૂજ્ય શ્રી પ્રવર્તકજી મહારાજનો તથા માનનીય શ્રી ચતુરવિજયજી મહારાજનો પણ તે વખતે સૌપ્રથમ સમાગમ થયો રાતનો વખત હતો, શી વાતચીત થઈ તે તો અત્યારે સ્મરણમાં નથી, પણ કાંઈ સાહિત્ય-સંપાદન-સંશોધન વા કાંઈ લેખન વિશે એ વાત હતી એટલો ખ્યાલ રહ્યો છે. વડોદરા કેટલો સમય હું રહેલો એ પણ યાદ નથી આવતુ. પણ પ્રથમ સમાગમ જ એવો થયો કે વારંવાર સમાગમ કરવાનું મન થયા કરતું પૂજ્ય પ્રવર્તકજી મને બિલકુલ મારા પિતાના સ્થાને ભાસેલા અને પૂજ્ય શ્રી ચતુરવિજયજી પણ ખાસ વિશેષ સ્નેહાળ--આકર્ષક લાગેલા તે વખતે હું આગમના ભાષાંતરના કામમાં હતો કે શ્રી જિનવિજયજી સાથે ' જૈન સાહિત્ય સંશોધક'ની પ્રવૃત્તિમાં હતો, એ પણ સ્મૃતિમાં રહ્યું નથી મારા વિચિત્ર વિચારો હોવા છતાં એ મુનિત્રયની વિશેષ સહાનુભૂતિ મેળવી શકેલો એ તો મને બરાબર યાદ છે સહાનુભૂતિનો અર્થ કોઈ એમ ન સમજે કે એ મુનિઓનો મારા વિચારોને ટેકો હતો, પણ ભિન્ન રીતે વિચારનાર વ્યક્તિ સાથે એમનું વર્તન પોતાના સમાન વિચાર ધરાવનાર સાથે જેવું હોય તેવું બરાબર મેં અનુભવેલું અહીં મેં જૈન મુનિઓમાં પણ પરમતસહિષ્ણુતાનો ગુણ હોય છે, એવું સૌથી પ્રથમ જ અનુભવ્યું, જે અન્યત્ર ક્યાંય અનુભવેલ નહીં. એ જ ગુણ ત્યારે શ્રી પુણ્યમાં જેવો હતો તેવો આજે પણ વિશેષ વિશદપણે વિકસેલો છે.

મારી પ્રવૃત્તિ શ્રી પુણ્યની જેમ જ જૈન સાહિત્યના સંશોધન-સંપાદન અને તે અંગે બની શકે એવું કાંઈ લખવાની રહેતી એમાં શ્રી પુણ્યનો સહકાર જ્યારથી હું તેમને મળ્યો ત્યારથી આજ સુધી સતત રહેતો આવેલ છે એ માટે જાહેરમાં અને લેખોમાં પણ મેં તેમનું વિશેષ ઋણ સ્વીકારેલ છે અને અહીં પણ એ સ્વીકૃતિને દુહરાવીને સંતોષ માનું છું. અને પ્રથમ પરિચયથી તે આજ સુધી મેં તેઓની કોઈ મર્યાદા લોપી હોય તેવું સ્મરણમાં નથી. માણસ છું અને છદ્મસ્થ પણ ખરો જ, છતાં તેમની મર્યાદા બની શકે તે રીતે જાળવવા જાગૃતિ રાખવામાં જ મેં આનંદ અનુભવ્યો છે એવો પણ પ્રસંગ આવેલો કે જ્યારે મારા વિચાર પ્રમાણે ન્યાયને ખાતર કોઈ હરિજન કેસને અંગે જુબાની આપવા વિચારતો હતો અથવા કાંઈ લખવા ધારતો હતો અને તેમ કરતાં બીજી પરંપરાના કોઈ રૂઢ પ્રકૃતિના મુનિની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે એવી પરિસ્થિતિ હતી, ત્યારે માત્ર શ્રી પુણ્યની તરફના બહુમાન અને આદરને ખાતર એ પ્રવૃત્તિ બંધ રાખેલી એવું મારું તેમના તરફ માનસિક આકર્ષણ રહેલું

પૂજ્ય પ્રવર્તકજીના સમાગમમાં મેં તેમની ક્રાંતિયુક્ત વિચક્ષણતા અનુભવેલી અને એ આપણે ત્યાં ઊપડેલા બાલદીક્ષાના ઝંઝાવાતમાં મેં બરાબર અનુભવી આ અંગે પૂજ્ય પ્રવર્તકજી પાસે સલાહસૂચન મેળવવા ભાવનગરવાળા મારા મિત્ર શ્રી ભાયચંદભાઈ વકીલ સાથે પાટણ પણ ગયેલો પહેલી મુલાકાત વડોદરામાં, પછી મુંબઈમાં અને ત્યાર પછી અનેક વાર પાટણમાં થયેલી તે વખતે જે ક્રાંતિયુક્ત વિચારધારા પૂજ્ય શ્રી પ્રવર્તકજીમાં અનુભવેલી તે તેમના આ પ્રશિષ્યમાં પણ ઊતરી આવેલી છે એમ મને અનુભવથી સમજાયું છે બૃહત્કલ્પનું સંપાદન-સંશોધન અને તેમાં લખાયેલી પ્રસ્તાવના જ શ્રી પુણ્યની ક્રાંતિયુક્ત વિચારધારાનાં સાક્ષીરૂપ છે એક કહેવાતા ગીતાર્થ મુનિએ શાસ્ત્રનું નામ દઈને એવી વાત વહેતી મૂકેલી કે દીક્ષાના પ્રસંગમાં સાધુઓ છોકરાઓને સાધ્વીના ઉપાશ્રયમાં પણ સંતાડી શકે છે, એવું શાસ્ત્રવચન છે મને તો આ હકીકત મિથ્યા જ લાગેલી અને આ અંગે મેં ' દીક્ષાનું

શાસ્ત્ર' નામનો એક મોટો નિબંધ તૈયાર કરીને તે વખતે પ્રગટ થતા 'સુઘોષા' પત્રમાં છપાવેલો. શ્રી પુણ્ય પણ આવું નરાતાળ ખોટું વહેતું મૂકવામાં આવેલું વિધાન વાંચી પોતાની ક્રાંતિયુક્ત વિચારધારાને જાહેરમાં પ્રગટ કરતાં લેશ પણ અચકાયા નહીં. અને તેમણે વિશેષ નમ્રભાવે એ કહેવાતા ગીતાર્થ મુનિને પડકારેલા, પણ શ્રી પુણ્યને કોઈ પડકારી જ ન શક્યું આમાં મે શ્રી પુણ્યની નિર્ભયતા અને શાસનની વિશુદ્ધ ભક્તિ, એ ગુણો વિશેષ પ્રમાણમાં ચમકેલા જોયા. અને એ પ્રસંગથી વિશેષ પ્રભાવિત થયેલો હું તેમને અસાધારણ આદર સાથે માનવા લાગ્યો અને તે સમયથી આજ સુધી તેમના તરફ મારું આકર્ષણ વધતું જ ચાલ્યું

મને તો હજુ સુધી પણ એમ જ લાગ્યા કરે છે કે વર્તમાનમાં જૈન શ્રમણાદિ સંઘની જે પરિસ્થિતિ છે, તેમાં સંશોધન કરી તેને બરાબર વ્યવસ્થિત કરવાનું સામર્થ્ય કોઈ જૈન મુનિમાં હોય તો તે આ શ્રી પુણ્યમાં જ છે અને આ દૃષ્ટિએ જ કપડવંજમાં જ્યારે તેમના અંગે એક સમારોહ થયેલો, જે વખતે પંડિત સુખલાલજી પ્રમુખસ્થાને હતા અને શેઠ શ્રી કસ્તૂરભાઈ પણ વિશિષ્ટ સ્થાને બિરાજેલા હતા, ત્યારે શ્રી પુણ્યને વિનંતી કરેલી કે સમયનો પ્રવાહ બદલવા લાગ્યો છે, એટલે તે પ્રવાહ સાથે જૈન સંઘ પોતાનો તાલ મિલાવે એ રીતે આપે ક્રાંતિનો નાદ કરી જૈન સંઘને માર્ગદર્શન આપવું જોઈએ અને અત્યારે પણ મારી તેમને એ જ વિનંતી વિશેષ આગ્રહ સાથે છે.

## तस्मै श्रीगुरवे नमः ।

**ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા,** વડોદરા

પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનું પ્રથમ દર્શન સને ૧૯૩૦ માં મને થયું હતું. એ વર્ષે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ પાટણમાં મળી હતી એ નિમિત્તે યોજાયેલા પ્રદર્શનમાં પ્રાચીન હસ્તલિખિત પ્રતો, વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરમાંથી આવેલા પં. લાલચંદ ગાંધીની સાથે, ગોઠવતા મેં તેમને જોયા હતા પાટણના માર્ગો ઉપરથી પસાર થતા તેઓને અનેક વાર અહોભાવપૂર્વક હું જોતો પણ તેમનો પ્રત્યક્ષ પરિચય તો ૧૯૩૧ના મે માસમાં થયો. નવી શરૂ થનાર સિંઘી જૈન સિરીઝના કામ માટે જરૂરી સામગ્રી એકત્ર કરવા સારુ પુરાતત્ત્વાચાર્ય જિનવિજયજી પાટણ આવ્યા હતા. ભારે સંકોચપૂર્વક હું તેમની પાસે ગયો અને મારા અલ્પ વાચનમાંથી ઉપસ્થિત થયેલા, ગુજરાતના ઇતિહાસ અને સાહિત્ય વિષેના કેટલાક પ્રશ્નોની તેમની સાથે ચર્ચા કરી. જિનવિજયજીને મારામાં રસ પડયો; બીજે દિવસે પુણ્યવિજયજી પાસે તેઓ મને લઈ ગયા, મારો પરિચય કરાવ્યો અને એક વિદ્યાર્થી તરીકે સ્નેહપૂર્વક તેમને મારી સોંપણી કરી. કેમ જાણે જન્માન્તરનો ન હોય એવો પ્રગાઢ અને ઊંડો અમારો સંબંધ તે સમયથી શરૂ થયો—આ વસ્તુ આવા જ શબ્દોમાં પૂ. મહારાજશ્રીએ પણ અંગત વાતચીતમાં અનેક વાર ભાવપૂર્વક કહી છે એ નોંધતાં હું ધન્યતા અનુભવું છું. મહામાત્ય વસ્તુપાલના સાહિત્યમંડળના એક સદસ્ય અમરચન્દ્રે પોતાના માર્ગદર્શક અરિસિંહ માટે પ્રયોજેલો શબ્દ વાપરીને કહું તો, એ 'કલાગુરુ'ની આંગળી પકડીને સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી પ્રશિષ્ટ ('કલાસિકલ') સાહિત્યના ભરચક, સુવિશ્રુત અને સપાટ ગજમાર્ગોની બને બાજુએ દૂર સુધી ખીલેલા, પ્રમાણમાં અલ્પપરિચિત અહાબીડ રમણીય વનોમાં, લીલી વનરાઈઓમાં અને શીતળ નિકુંજોમાં તથા અજાણ્યા ડુંગરોમાં એ પછી હું વિહરવા લાગ્યો અને સંશોધનની કેડીએ એક લાંબી મજલ શરૂ થઈ.

એનાં યાદ આવે એટલાં સંસ્મરણો અને અનુભવો નોંધવા બેસું તો એક પુસ્તક ભરાય કદાચ એ લખવાનો સમય મેળવી શકાય તોપણ એ માટેનું આ સ્થાન નથી. અહીં તો આ મહાન મનીષી

અને વિરલ સાધુપુરુષ સાથેના મારા સંપર્કની થોડીક વાતો જ કરીશ.

દાદાગુરુ સદ્‌ગત પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના વાર્ધક્યને કારણે મહારાજશ્રી એમના ગુરુ સદ્‌ગત ચતુરવિજયજી મહારાજ સાથે પાટણમાં કેટલાંક વર્ષ સ્થિર વાસ કરીને રહેલા હતા પાટણમાં મણિયાતી પાડામાં આવેલા સાગરના ઉપાશ્રયના માળ ઉપર એક વિશાળ ખંડમાં દાદરની સામે આશરે નેવુ વર્ષના વૃદ્ધ પ્રવર્તકજી મહારાજનુ આસન રહેતુ, તેમની બાજુમાં પૂજ્ય ચતુરવિજયજી અને પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનાં આસનો તથા પાસે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજના વડીલ ગુરુબંધુ સદ્‌ગત પૂજ્ય મેઘવિજયજી મહારાજનું આસન—એવી વ્યવસ્થા રહેતી. એ વિશાળ ખંડની અંદરના એક ઓરડામાં પ્રાચીન હસ્તપ્રતોના ઉત્સાહી સંગ્રાહક સ્વ પૂ જશવિજયજી મહારાજ અને તેમના ગુરુબંધુ સ્વ પૂ. ન્યાયવિજયજી મહારાજ રહેતા

જૈન ઉપાશ્રયમાં ધર્મારાધનનુ વાતાવરણ તો હોય જ એ કહેવાની ભાગ્યે જરૂર રહે પણ સાગરના ઉપાશ્રયમાં ઉત્કટ વિદ્યાપ્રેમ અને સતત જ્ઞાનસાધનાનુ વાતાવરણ હતુ એની ઊંડી છાપ મારા બાલ-માનસ ઉપર પડેલી છે આંખોનાં નીર ઊંડાં ગયાં હોય એવી સ્થિતિમાં પણ પ્રવર્તકજી મહારાજ હસ્તપ્રતો તપાસતા હોય અને વાંચતાં વાંચતાં શ્લોકસંખ્યાનાં કે બીજા અગત્યનાં સ્થાનોએ લાલ નિશાનીઓ કરતા હોય ચતુરવિજયજી મહારાજ અને પુણ્યવિજયજી મહારાજની સામે, મુંબઈના નિર્ણયસાગર પ્રેસમાં છપાતાં તેમનાં સંસ્કૃત, પ્રાકૃત સંપાદનોનાં પ્રુફના થોકડા પડ્યા હોય એ તપાસવા ઉપરાત નવાં સંશોધનોનાં અને પ્રેસ–કોપીઓની મેળવણીનાં કામો ચાલતાં હોય પૂ જશવિજયજી મહારાજ પ્રકીર્ણ હસ્તલિખિત પાનાંઓને પણ તપાસીને કાળજીપૂર્વક ગોઠવતા હોય. દેશપરદેશના વિદ્વાનો વારં-વાર આવી ચઢતા હોય અને તેમની સાથે વિવિધ પ્રકારની જ્ઞાનચર્ચાઓ ચાલતી હોય લગભગ સાડત્રીસ વર્ષ બાદ, આપણા દેશની તેમ જ વિદેશની અનેક વિદ્યાસંસ્થાઓના અનુભવ પછી લખુ છું કે સાગરના ઉપાશ્રયનું વાતાવરણ કોઈ પણ દેશની વિશિષ્ટ સંશોધનસંસ્થાની બરોબરી કરે એમ હતું અથવા એમ કહુ કે એવી સંસ્થાઓ કરતાં ચઢિયાતુ હતું તોપણ કશી અત્યુક્તિ નથી, કેમ કે ધારાધોરણો કે દરખાસ્તોની જંજાળો કે ઑફિસ-કામની પળોજણોનો ત્યાં સદંતર અભાવ હતો સોલંકી યુગના પાટણમાં સ્થળે સ્થળે આવેલા ઉપાશ્રયો તેમ જ સહસ્રલિંગ સરોવરના તીરપ્રદેશના વિદ્યામઠોની સારસ્વત સમૃદ્ધિનુ સાતત્ય જાણે કે ત્યાં અનુભવાતું હતું

ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મન્દિરનું કામકાજ કેટલાંક વર્ષ પહેલાં આટોપાઈ ગયું હોઈ એ પ્રકારનુ સંશોધન કાર્ય કરનાર ગુજરાતમાં એક જ સંસ્થા તે સમયે હતી—અને તે વડોદરાનુ પ્રાચ્ય-વિદ્યામન્દિર (ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ) આવી સંસ્થાના સંશોધકો અને અધ્યાપકોના માર્ગદર્શન અને સંપર્કથી મળી શકે એથીયે અદકો લાભ ગુજરાતના એક ખૂણે આવેલા પાટણમાં મને મળ્યો એને ઋણાનુબંધ ગણવો ? સંશોધન માટેનાં પુસ્તકોની અનુકૂળતા પણ ત્યાં પર્યાપ્ત હતી વળી, સંસ્થા-ઓમાં હોય એવુ કચેરીના સમયનુ બંધન કે અધ્યાપકો કે માર્ગદર્શક વિદ્વાનો સાથે મળવાનો કે કામ કરવાનો સમય અગાઉથી નક્કી કરવાનુ નિયંત્રણ, એવું કશું ત્યાં નહોતુ, એ પણ એક મોટું સ્વાતંત્ર્ય હતું.

ઉપાશ્રયે જવાનો મારો લગભગ દરરોજનો ક્રમ હતો. સ્કૂલમાં રજા કે વેકેશન હોય ત્યારે વધારે કલાકો ત્યાં હું ગાળી શકતો પૂ પુણ્યવિજયજી મહારાજે હસ્તપ્રતોનું વાચન મને પહેલા શીખવ્યું. પ્રવર્તકજી મહારાજ પાસે હસ્તપ્રતોના થોકડા પડ્યા હોય તે હું ઇચ્છા મુજબ ફેંદતો, તપાસતો કે વાંચતો. એમાંથી કેટલીક પ્રતો વિશેષ વાચન કે નકલ માટે હું ઘેર લઈ જતો. સચિત્ર વિજ્ઞપ્તિપત્રો પણ નિરીક્ષણ કે વાચન માટે ઘેર લઈ જવાની મના નહોતી ! મહારાજશ્રી પાસે અનેક વિષયોની વાતો

સાંભળતો અને તેમને અનેક પ્રશ્નો પૂછતો એમના વડીલ ગુરુબંધુ પૂ મેઘવિજયજી મહારાજ પાસે આસપાસના મહોલ્લામાં રહેતા કિશોરો સ્કૂલના અભ્યાસ માટે કે વાર્તા–વિનોદ માટે આવતા, તેમની સાથે રમતો અને તેમને ઘેર જતો. એ અરસામાં—મહારાજશ્રી સાથેના પરિચય પછી એકાદ માસમાં—તેમની સૂચનાથી આચાર્ય હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'નું વાચન એમની પાસે આરંભ્યું મહેન્દ્ર જૈન પંચાંગના સંપાદક જ્યોતિર્વિદ મુનિશ્રી વિકાસવિજયજી (પછીથી વિજયવિકાસચંદ્રસૂરિજી) મારા સહાધ્યાયી હતા. 'પ્રાકૃત વ્યાકરણ'નાં આશરે પંદરસો સૂત્રો રસ અને ઉત્સાહથી મુખપાઠે કરેલાં એ માટે મહારાજશ્રીએ ભેટ આપેલી ડૉ. પી એલ વૈદ્ય-સંપાદિત 'પ્રાકૃત વ્યાકરણ'ની નકલ એક મોંઘા સંભારણા તરીકે મે સાચવી રાખી છે

દેશ-વિદેશના અનેક વિદ્વાનોનાં દર્શન સાગરના ઉપાશ્રયે થયાં 'પ્રાકૃત વ્યાકરણ'નું અમારુ વાચન ચાલતુ હતુ એ સમયે જ સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન ડૉ આલ્સડોર્ફ આવ્યા હતા. મહારાજશ્રી અને તેમની વચ્ચે સંસ્કૃતમાં થયેલા વાર્તાલાપનાં કેટલાંક વાક્યો આજ સુધી મને શબ્દશઃ યાદ છે જૈનાશ્રિત ચિત્રકલાના સંશોધન માટે આવેલા અમેરિકન વિદ્વાન પ્રો નૉર્મન બ્રાઉનનું પ્રથમ દર્શન ત્યાં થયુ હતું પૂ પંડિત સુખલાલજી અને શ્રી રસિકલાલભાઈ પરીખનાં પ્રથમ દર્શન એકસાથે ત્યાં થયાં હતા શ્રી બલવંતરાય ક ઠાકોર અને શ્રી રામનારાયણ વિ પાઠકને સૌપહેલાં ત્યાં મળવાનુ થયું હતું જૈન ગુર્જર સાહિત્યના વિશિષ્ટ સંશોધક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ અને વડોદરા પ્રાચ્યવિદ્યા-મન્દિરના એ સમયના નિયામક ડૉ વિનયતોષ ભટ્ટાચાર્ય સાથે પ્રથમ વાર્તાલાપ ત્યાં થયો હતો. પં. બેચરદાસ દોશી, શ્રી મધુસૂદન મોદી અને પં. લાલચંદ ગાંધી—એ પ્રાકૃત અપભ્રંશ સાહિત્યના ઊંડા અભ્યાસીઓને પોતાનાં કામો કરતા ત્યા જોયા હતા ભવિષ્યમાં જેઓ પૂ મહારાજશ્રીના અત્યંત કાર્યક્ષમ સંશોધન-સહાયક થવાના હતા તે પં. અમૃતલાલ ભોજક સાથેની આજીવન મૈત્રીનો આરંભ ત્યા થયો હતો. એક કિશોરના જીવનમાં માત્ર ત્રણેક વર્ષમાં થયેલી આ કમાણી બહુમૂલ્ય હતી, એમ પશ્ચાદવલોકન કરતાં મને લાગે છે.

સને ૧૯૩૪મા અમે અમદાવાદ રહેવા ગયા, અને થોડોક સમય પત્રકારત્વમાં ગાળ્યા પછી આગળ અભ્યાસ માટે હુ કૉલેજમાં જોડાયો. મહારાજશ્રીનો નિવાસ તો પાટણમાં હતો રજાઓ અને વેકેશનોમા હું અચૂક પાટણ જતો અને અગાઉનો ક્રમ પાછો ચાલુ થઈ જતો એની વિગતોમાં ઊતરવાનુ અહીં પ્રસ્તુત નથી. બહાર વસતા અનેક પટણી મિત્રો અને સ્નેહી સબંધીઓ મને કહેતા અને આજે પણ કહે છે કે "પાટણમાં અમે શું કરીએ? અમારો સમય જતો નથી" પણ ઉક્ત ક્રમને કારણે પાટણમાં મારો વખત બહુ ફલપ્રદ રીતે જતો, એટલું જ નહિ, હકીકતમાં વૅકેશન ટૂંકી પડતી. એવી બે વૅકેશનોમાં થઈ પૂ. મહારાજશ્રી પાસે પ્રાકૃત મહાગ્રંથ 'વસુદેવ–હિંડી'નું (જેનુ સંપાદન તેઓએ તથા તેમના પૂજ્ય ગુરુજીએ કરેલું છે) સાદ્યન્ત વાચન મેં કર્યું અને પછીથી એનો ગુજરાતી અનુવાદ કર્યો, જે ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાએ પ્રગટ કર્યો છે.

સને ૧૯૪૩માં એમ એ થઈ ગુજરાત વિદ્યાસભાના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગમાં (પછીના ભો. જે. વિદ્યાભવનમા) હુ જોડાયો. 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' એ વિષયનુ સંશોધનકાર્ય સંસ્થા તરફથી મહારાજશ્રીને સોંપાયું હતું, પણ આગમ-વાચનાનું ભગીરથ કાર્ય તેઓએ હાથ ધરતાં એ કાર્ય મને સોંપાયુ અને એ વિષયના શ્રેષ્ઠ તદ્વિદ્ તરીકે તેમની અનેકવિધ સહાય મને મળી એમનું જ કામ 'પ્રૉક્સી' તરીકે મે કર્યું એમ કહેવામાં અત્યુક્તિ નથી

સને ૧૯૫૧માં વડોદરા યુનિવર્સિટીમાં જોડાયા પછી પ્રાચીન ગુર્જર ગ્રન્થમાળાનુ મેં આયોજન

કર્યું એ માટે હસ્તપ્રત-સામગ્રી એકત્ર કરવામાં પૂ મહારાજશ્રી તરફથી કીમતી સહાય મળી ત્રણ બાલાવબોધ સહિત 'ષષ્ટિશતક-પ્રકરણ', 'પ્રાચીન ફાગુસંગ્રહ' અને 'વર્ણક-સમુચ્ચય'નાં કામો તેમની સહાય વિના આ રીતે થઈ શક્યાં ન હોત અનેક વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને અપેક્ષિત સામગ્રી પૂરી પાડવાની ખંતભરી કાળજી પૂ મહારાજ સાહેબે લગભગ અર્ધી શતાબ્દી થયાં રાખી છે

સને ૧૯૫૮માં પ્રાચ્યવિદ્યામંદિરના નિયામક તરીકે મારી નિયુક્તિ થઈ અને એ સંસ્થા તરફથી પ્રગટ થતી 'ગાયકવાડ્ઝ ઓરિએન્ટલ સિરીઝ'ના મુખ્ય સંપાદક તરીકે પણ મારે કામ કરવાનું આવ્યું આ સિરીઝનો આરંભ શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલે કર્યો હતો અને એના પ્રથમ ગ્રંથ તરીકે રાજશેખરની 'કાવ્યમીમાંસા' સને ૧૯૧૬માં પ્રસિદ્ધ થઈ હતી વડોદરાનરેશ શ્રી સયાજીરાવ ગાયકવાડની સૂચનાથી ચિમનલાલ દલાલે પાટણના હસ્તલિખિત ગ્રંથભંડારોની તપાસ કરી એના અહેવાલને પરિણામે આ સિરીઝનો રાજ્ય તરફથી આરંભ થયો હતો ભંડારોની તપાસ માટે અગાઉ પાટણ આવેલા વિદ્વાનો કોલ્હર્સ, બ્યૂલર, પિટર્સન, ભાંડારકર, કાથવટે અને મણિલાલ નભુભાઈ કરતાં ઘણી વિસ્તૃત તપાસ ચિમનલાલ દલાલ કરી શક્યા એનું સૌથી મોટું કારણ પૂ પ્રવર્તકજી મહારાજ અને પૂ ચતુરવિજયજી મહારાજ તરફથી તેમની કામગીરીને સંપૂર્ણ સહકાર અને સહાય મળ્યાં એ હતું. ગાયકવાડ સિરીઝના ઘણા મૂલ્યવાન ગ્રંથો પાટણ ભંડારની હસ્તપ્રતો ઉપરથી સંપાદિત થયેલા છે. આ સિરીઝને તથા તેની આયોજક સંસ્થાને પૂ મહારાજશ્રી તરફથી વિવિધ પ્રકારની સહાય આજ સુધી મળતી રહી છે એ તેમની ગુરુપરંપરાનું સાતત્ય છે ખંભાતના તાડપત્રીય ભંડારની તેમણે તૈયાર કરેલી વર્ણનાત્મક સૂચિ તથા એમનાં બીજાં કેટલાંક સંપાદનો આ સિરીઝમાં પ્રગટ કરી શક્યા છીએ એ અમારે માટે પરમ હર્ષનો વિષય છે

જીવનમાં અર્ધી શતાબ્દી સુધી મહારાજશ્રીએ ગ્રંથસંગોપનનું કાર્ય કર્યું, પણ ગ્રંથોનોયે પરિગ્રહ તેમણે રાખ્યો નથી દસેક વર્ષ પહેલાં એમની પ્રેરણાથી શેઠ કસ્તૂરભાઈ લાલભાઈએ અમદાવાદમાં સ્થાપેલા ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરને પોતે એકત્ર કરેલ વિરલ હસ્તપ્રતોનો અને મુદ્રિત ગ્રંથોનો વિશાળ સંગ્રહ તેઓએ ભેટ આપીને સર્વને ઉપલબ્ધ બનાવ્યો છે પોતાની અનેકાનેક તૈયાર પ્રેસ-કોપીઓનું પણ લાયક વિદ્વાનોને વિતરણ કરી દેતાં તેમણે કદી સંકોચ અનુભવ્યો નથી

કેવળ હું જ નહિ, પણ મારા સર્વ કુટુંબીજનો અને બાળકો પૂ મહારાજશ્રીના ગાઢ પરિચયમાં આવ્યાં છીએ અને તેમનો સતતવાહી વાત્સલ્યભાવ અમને મળ્યો છે એ માટે અમે ધન્યતા અનુભવીએ છીએ છેલ્લાં અઢાર વર્ષ થયાં હું વડોદરામાં સ્થિર થયો છું. એટલા સમયમાં અનેક વાર મહારાજશ્રીનું વડોદરામાં આગમન થયું છે તેમ કેટલાક ચાતુર્માસ પણ થયાં છે હરેક વખતે વડોદરામાં પ્રવેશતાં અને વડોદરા છોડતાં તેમણે અને તેમના સમસ્ત મુનિમંડળે એકાદ દિવસ તો અમારે ત્યાં અવશ્ય ગાળ્યો છે એ કદી ભુલાય એમ નથી

'જ્ઞાનાંજલિ' ગ્રંથના અભિવાદન વિભાગના અનેક લેખોમાં પૂ મહારાજશ્રીના એક પરમ વિશિષ્ટ વિદ્વાન અને સંશોધક તરીકેના ગુણોનો દેશ-વિદેશના સંશોધનપ્રવીણોએ પોતપોતાના દૃષ્ટિબિન્દુએથી નિર્દેશ કરેલો હોઈ એ જ વસ્તુની પુનરાવૃત્તિ હું અહીં નહિ કરું પણ વર્ષોથી અનુભવાયેલી એક વાતનો નિર્દેશ અહીં કરવાનું મન થાય છે: દીર્ઘ કાળની નિર્ભેળ જ્ઞાનભક્તિએ પૂ મહારાજશ્રીના નિસર્ગ-સરળ ઋજુ વ્યક્તિત્વને ખૂબ સાત્ત્વિક બનાવ્યું છે. નામાભિધાનને અનુરૂપ તેઓ પુણ્યાત્મા છે. સંશોધનના ક્ષેત્રમાં મારો પ્રથમ પ્રવેશ કરાવનાર વિદ્યાગુરુ તેઓ હોવા છતાં થોડાંક વર્ષથી અમારી વચ્ચે સંશોધનવિષયક વાર્તાલાપ મર્યાદિત પ્રમાણમાં જ થાય એવું અજ્ઞાત રીતે બન્યું

છે મહારાજશ્રીનું વ્યક્તિત્વ એ કોટિએ પહોંચેલું અનુભવાય છે કે તેમની ઉપસ્થિતિમાં વાતાવરણ પવિત્ર થાય અને આસપાસનાં મનુષ્યોનાં માનસ પણ સાત્ત્વિક આન્દોલનો અનુભવે. આવી સ્થિતિમાં ગુરુ વાણીનો ઉપયોગ કરે તોયે શું અને ન કરે તોયે શું ? गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ।

*

## જ્ઞાનતપસ્વી મુનિ શ્રી પુણ્યવિજયજી

### પ્રો. દલસુખભાઈ માલવણિયા, ટોરોન્ટો ( કેનેડા )

પૂજ્યપાદ મુનિરાજ શ્રી પુણ્યવિજયજીનો દીક્ષાપર્યાય સાઠ વર્ષનો થયો અને સાઠ વર્ષ સતત વિદ્યાનિષ્ઠામાં ગયાં છે, તેનો સાક્ષી છેલ્લા ૩૪ વર્ષથી તો પ્રત્યક્ષથી અને તે પૂર્વનાં વર્ષોનો પરોક્ષ જ્ઞાનથી છું પણ તેમની જ્ઞાનનિષ્ઠા આચારનિષ્ઠાશૂન્ય નથી તેની પણ મને ખાતરી થઈ છે. આ જ કારણ છે કે તેમની પ્રતિષ્ઠા વિદ્વાનોમાં અને જૈન સમાજમાં પણ છે સર્વપ્રથમ તેમનો પરિચય ઈ સ. ૧૯૩૫ના ઉનાળામાં થયો પાટણના સાગરના ઉપાશ્રયમાં તેઓ કેટલીક બહેનોને ભણાવી રહ્યા હતા અને પૂ પં શ્રી સુખલાલજી અને હુ ઉપર ગયા જૈન સાધુ એક ગૃહસ્થને આદર આપે એ નવુ દશ્ય પ્રથમ વાર જોયું, અને પ્રથમ વાર જ નમ્રતાની મૂર્તિનાં દર્શન થયા, તે ભુલાય તેમ નથી. પૂ મહારાજશ્રીની આ મૂર્તિ લાંબા ગાળાના પરિચય પછી પણ ઝાખી પડી નથી, ઉત્તરોત્તર ઉજ્જ્વલ બનતી ગઈ છે અને તે કારણે મારો આદર ઉત્તરોત્તર વધતો જ રહ્યો છે

પ્રમાણમીમાંસાનું સંપાદન કરવાની દૃષ્ટિએ પૂ પં સુખલાલજી લગભગ આખો ઉનાળો પાટણમાં રહ્યા અને તેમની સાથે હું પણ રહ્યો અને પૂ મહારાજશ્રીની જીવનચર્યા જોતો રહ્યો. તેઓશ્રીની સાથે તેમના પૂ ગુરુ શ્રી ચતુરવિજયજી અને તેમના પણ ગુરુ પૂ શ્રી પ્રવર્તક કાંતિવિજયજી મહારાજને જોયા—એક એક કરતા ચડિયાતા અને પરસ્પર તથા અન્ય પ્રત્યે સદ્વ્યવહારમાં કુશળ. સૌમ્ય પૂ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી બીજે માળે બારણા પાસે જ બેઠા હોય—તેમની સૌમ્યમૂર્તિ ભુલાય તેમ નથી પૂ. ચતુરવિજયજી તો સંશોધનમાં વ્યસ્ત જ હોય, પણ પૂ પ્રવર્તકજી કોઈને કાંઈક સમજાવી રહ્યા હોય—આ નિત્યનું દશ્ય હતુ અને પૂ પુણ્યવિજયજી પઠન-પાઠન-સંશોધન—આમ ત્રણ કાર્યોમા રત દેખાયા કદી પણ એ ત્રણમાથી એકેયને દિવસે ઊંઘતા કે આડેપડખે થતા જોયા નહિ સદા અપ્રમત્ત એ ત્રણેની મૂર્તિ તાજી હોય તેમ નજર સમક્ષ તરવરે છે આજે એ ત્રિમૂર્તિમાંથી પૂ મહારાજશ્રી જ છે, પણ તેમની આ ઉંમરે પણ અપ્રમત્તતા તો તેની તે જ છે—તેથી આદર ઉત્તરોત્તર વધ્યે જ જાય છે.

પછી તો પૂ. મહારાજશ્રીનો સંપર્ક ઉત્તરોત્તર વધતો ગયો, અને તેમના અનેક ગુણોનો પ્રત્યક્ષ પરિચય થતો રહ્યો; તેના વર્ણનની લાંબી હારમાળા થાય, પણ પ્રસ્તુતમાં તો અમુક જ ગણાવી શકાય.

મારા મિત્ર શ્રી રતિભાઈ દેસાઈ પૂ મહારાજશ્રીના બાળકહૃદય ઉપર આફરીન છે. કોઈમાં આંટીઘૂંટી જોઉં છુ તો મન પાછું પડતુ અનુભવું છું, એટલે બાળકહૃદય પૂ મહારાજશ્રીનું સ્પષ્ટ વક્તવ્ય પણ ખૂંચતું નથી

ઘણી વાર અનુભવ્યું છે કે જ્યાં બીજા ઘણુંબધુ છુપાવીને વાત કરવામાં કુશળ હોય છે, ત્યાં પૂ. મહારાજશ્રી તેમના ખુલ્લા, નિર્દોષ, નિર્મળ વક્તવ્યથી સામાનું મન આકર્ષી શકે છે ક્યારેક તેમની કડવી વાણી પણ મીઠી જ લાગે છે. જોકે એવી કડવી વાણીનુ તેમનું ક્ષેત્ર બહુ જ પરિમિત

છે. બાળકને જેમ રમકડાનો પ્રેમ હોય તેમ પૂ. મહારાજશ્રીને પુસ્તક-પાનાંનો પ્રેમ છે. જ્યારે કોઈ મારા જેવો અબુધ હસ્તપ્રતને કેમ પકડવી અને કેમ વાપરવી એ જાણતો ન હોય અને પ્રતને બગાડી મૂકે અગર બગાડવાની તૈયારી કરતો હોય ત્યારે તેમનું એ બાળકહૃદય જોવા જેવુ બને છે, આકુળ-વ્યાકુળ બની જાય છે. ક્યારેક એ આકુળતા મનમાં સંઘરી રાખે છે પણ ક્યારેક આ નિમિત્તે તેઓ રોષે ભરાય છે ત્યારે જોવા જેવું બને છે—આ એક માત્ર ક્ષેત્ર તેમના રોષને પ્રકટ કરવાનુ નિમિત્ત બને છે, આથી બીજા નિમિત્તે રોષ તેમનામાં જોયો નથી, અનુભવ્યો નથી

પુસ્તક-પાનાંનો તેમનો આ પ્રેમ પરિગ્રહમૂલક નથી, પણ તેની સુરક્ષાની દૃષ્ટિમાંથી નિષ્પન્ન છે, તેનાં અનેક પ્રમાણો આપી શકાય તેમ છે પોતે સંશોધિત કરેલી પ્રત, તેની નકલ કે કોઈ છાપેલ પુસ્તક કોઈને પણ આપી દેવામાં તેમણે કદી સંકોચ કર્યો નથી, આ બાબતની સાક્ષી અનેક વિદ્વાનો પૂરશે આજના વિદ્વાનો ઉદાર બની શકે છે પણ પોતે શુદ્ધ કરેલ પ્રત કે તેની નકલ બીજાને તેને નામે સંપાદિત કરવા આપતા નથી—તેમાં એક માત્ર અપવાદભૂત પૂ, મહારાજજી છે આ બાબત હું મારા જાતઅનુભવથી પણ કહી શકું છું તેમણે મને મારા સંપાદનો માટે ઉપયોગી અનેક પ્રતો મેળવી આપી, તે તો ખરુ જ, ઉપરાંત તેમણે પોતે કરેલ કે કરાવેલ નકલો પણ મને સંપાદન માટે આપી છે આ પ્રસંગે મારે સ્પષ્ટ કરવું જોઈએ કે પ્રમાણવાર્તિક(સ્વાર્થાનુમાન)ની પ્રત અને તેની નકલ તેમણે જ મને સંપાદન માટે આપી અને મેં તેનુ સંપાદન કર્યું. અને એ કારણે મારે વિઝિટિંગ પ્રોફેસર તરીકે કેનેડામાં આવવાનું બન્યું છે ભારતમાં ઉપલબ્ધ પ્રમાણવાર્તિકની એકમાત્ર પ્રત અને તેની નકલ અન્ય કોઈ પાસે હોત તો તે કોઈને આપત જ નહિ, એવુ એનુ મહત્ત્વ છે પણ પૂ મહારાજશ્રીની ઉદારતા છે કે વિના 'ननु न च' તેમણે મને એ સોંપી દીધી એ જ પ્રમાણે વિશેષાવશ્યક મૂળ સ્વોપજ્ઞ વૃત્તિની નકલ પણ તેમની જ ઉદારતાને કારણે મને મળી અને તેનુ સંપાદન મેં મારા નામે કર્યું. હેતુબિન્દુ-ટીકાની નકલ તેમણે જાતે જ અજાણી લિપિમાંથી ઘોર પરિશ્રમ કરીને કરી અને તે પણ તેમણે પૂ પં સુખલાલજીને સંપાદન માટે આપી દીધી—આ તો પ્રસિદ્ધ દાખલા છે, પણ તે સિવાયના આવા તો અનેક દાખલા છે, જેમાં નિ:સંકોચભાવે તેમણે અન્યને સામગ્રી પૂરી પાડી છે કોઈ પણ દેશી-વિદેશી વિદ્વાનને જૈન ભંડારની પ્રત જોઈતી હોય તો તે પ્રત, અગર તેની નકલ, અગર ફોટો સોંપવામાં જરા પણ સંકોચ તેઓ અનુભવતા નથી આથી પ્રો બ્રાઉન અને પ્રો આલ્સડોર્ફ જેવા વિદેશી વિદ્વાનો પણ પ્રતો માટે તેમનું શરણ સ્વીકારે છે અને એક કાળે જે એમ કહેવાતું કે જૈન ભંડારની પ્રત તો અપ્રાપ્ય જ લેખવી જોઈએ—આ વાતને ખોટી પાડવામાં પૂ મહારાજશ્રીનો મોટો ફાળો છે; અને હવે એમ મનાવા લાગ્યુ છે કે જૈન ભંડારોની પ્રત પણ વિદ્વાનોને ઉપલબ્ધ થઈ શકે છે

જ્ઞાનોદ્ધારક સાધુપુંગવોની ત્રણ પેઢીનો હસ્તપ્રતસંગ્રહ, જેમાં અનેક મહત્ત્વની પ્રતો સંઘરવામાં આવી હતી, તે લાલભાઈ દલપતભાઈ ભા સં વિદ્યામંદિરને સોંપી દેવામાં તેમણે જે ઉદારતા દાખવી છે તે માત્ર અનુકરણીય જ નહિ પણ તેમની નિર્મલ અપરિગ્રહવૃત્તિ જ દાખવે એવી છે તે સંગ્રહ મળ્યો તેને આધારે જ, શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ અને એમના કુટુંબની સખાવતથી, એ વિદ્યામંદિરની અમદાવાદમાં સ્થાપના થઈ અને બેએક વર્ષ પછી તેમાં હું જોડાયો અને મે અનુભવ્યું છે કે ક્યારેય પણ 'એ પ્રતો મારી છે'—એ પ્રકારનો અહં મેં તેમનામાં જોયો નથી, તેમ જ એ સોંપી દઈને પોતે મોટો ઉપકાર કર્યો છે એવી ભાવના પણ મે તેમનામાં જોઈ નથી, પણ જાણે કે સમાજનું સમાજને જ મળ્યું છે એવી ધન્યતા તેમણે અનુભવી છે. આવી ઉદાર અને અપરિગ્રહવૃત્તિની ભૂમિકા ઉપર

લા ૬ વિદ્યામંદિરનું ચણતર થયું છે. આજે તેમના એ દશ હજાર પ્રતોના સંગ્રહમાં બીજી પચીસેક હજાર ઉપરાંત પ્રતો તેમની જ ભલામણથી સંસ્થાને મળી છે અને હજી બીજી કેટલી મળશે તેનો અંદાજ કરવો મુશ્કેલ છે ઘણા જ થોડા સમયમાં તેમની અને પૂ સુખલાલજીની દોરવણી નીચે ચાલતી આ સંસ્થા દેશવિદેશમાં પ્રસિદ્ધિને પામી છે તેમાં તેમના મૂક આશીર્વાદ જ કારણ છે

લા ૬ વિદ્યામંદિરના નવા મકાનનું ઉદ્ઘાટન શ્રી જવાહરલાલ નેહરુના હાથે થવાનું હતું પૂ મહારાજશ્રીએ સોંપેલ જૈન ભંડારની અને પ્રાચીન લેખનકળાની સામગ્રીનુ પ્રદર્શન તે પ્રસંગે ગોઠવવામાં આવ્યું હતું માત્ર પાંચ જ મિનિટ એ પ્રદર્શનના નિરીક્ષણ માટે શ્રી નેહરુના કાર્યક્રમમાં હતી, પણ એ સામગ્રીની સમજ લેવામાં પૂ મહારાજશ્રી સાથે પ્રદર્શનમાં તેમણે અડધો કલાક ગાળ્યો આવી મહત્ત્વની સામગ્રી તેમણે વિદ્યામંદિરને સોંપી છે તેનું મૂલ્ય રૂપિયામાં તો થઈ શકે તેમ છે જ નહીં સચિત્ર હસ્તપ્રતો અમૂલ્ય જ ગણાવી જોઈએ આવો અમૂલ્ય વારસો વિદ્યામંદિરને મળ્યો છે પણ વિદ્યામંદિરના બંધાનાર અતિથિગૃહ કે ઉપાશ્રયમાં તેઓ સ્થિરવાસ કરશે કે નહિ એ ચર્ચા-પ્રસંગે તેમણે જે કહ્યુ છે તે વિચારવા જેવું છે. તેઓએ કહ્યું : મને તો મારા આ શ્રાવકભક્તોની વચ્ચે જ રહેવુ ગમે છે, તેમની મને હૂંફ છે, મારી તેમને છે

અમારી દલીલ હતી કે મહારાજશ્રી, આપનું કાર્ય તો વિદ્યાનું છે, સંશોધનનું છે અને તેમાં તો આ બધા બાધક જ બને છે ગમે ત્યારે ગમે તે આવે, આપ ગમે તેવા ગંભીર કાર્યમાં ગૂંથાયા હો પણ ભાવિક સાથે વાર્તાલાપ તો કરવો જ પડે આમ આપનો સમય બગડે છે, વિદ્યાનું કામ રખડે છે વગેરે પણ આની સામે તેમની દલીલ એ છે કે, ખપીને બોધ આપવો એ પણ અમારું તો એટલું જ મહત્ત્વનુ કામ છે કોણ કઈ રીતે બોધ પામે તે કાંઈ કહેવાય નહિ. આપણા દરવાજા તો ખુલ્લા જ રહેવા જોઈએ અને જોયું છે કે તે ખુલ્લા જ છે. સંશોધનનું કામ છોડી તેઓ નાનાં બાળકો સાથે પણ આનંદપૂર્વક વાત કરી શકે છે. અમને તેમનો એ સમય બગડતો જણાય છે, પણ તેમને મન એ સમયનો સદુપયોગ જ છે એ બાળકો જ ભવિષ્યના નાગરિકો છે, તેમનામાં સુસંસ્કાર સીંચવા એ પણ તેઓ પોતાનું કામ માને છે આમ ખરા અર્થમાં તેઓ ધર્મગુરુ છે, વિદ્યાગુરુ છે

લા. ૬ વિદ્યામંદિરને માત્ર હસ્તપ્રતો જ તેમણે આપી છે એમ નથી, પણ જિંદગીભર ચૂંટી ચૂંટીને સંઘરેલાં સાત–આઠ હજાર મુદ્રિત પુસ્તકો પણ તેમણે સોંપી દીધા છે સોંપી દીધાં છે એટલે હવે ખરી રીતે તો તેમની મુશ્કેલી વધી છે પોતાના સંશોધનકાર્યમાં જરૂરી પુસ્તકો પણ તેમણે સંસ્થાને આપી દીધા, હવે તે પુસ્તકોનો ઉપયોગ અમે કરતા હોઈએ ત્યારે તેમને પણ તે જરૂરી થઈ પડે છે અમારી પાસેથી મંગાવવાનો સંકોચ તેમનામાં મેં અનુભવ્યો છે અને જોયુ છે કે અત્યંત જરૂરી પુસ્તકો પુનઃ તેમણે વસાવી લીધાં છે. આવી સંકોચવૃત્તિ ભવ્યતાનુ લક્ષણ છે તેમની પાસેનું કોઈ પુસ્તક કોઈ જુએ અને મહારાજજી અનુભવે કે આ પુસ્તક જોનારને જરૂરી જણાય છે, તો તેઓ તરત જ તે તેને નિઃસંકોચભાવે આપી દે છે આમ જે જ્ઞાનોત્તેજના ખરા ભાવપૂર્વક તેમનામાં છે, તે અન્યમાં વિરલ હોય છે, તેથી એનું મૂલ્ય વિશેષ છે

કામની તલ્લીનતા તેમનામાં જોવી એ પ્રેરક બને છે ઘણી વાર જોયુ છે કે એક ઢીંચણ ઊંચે રાખી ટાંઈક લખતા હોય અને કોઈ આવી ચડે તો તેમનું ધ્યાન તે તરફ દોરવામાં આવે તો જ જાય છે આવી એકાગ્રતા લાધી છે, છતાં આગંતુક સાથે તે છોડી તરત જ વાત કરવા લાગી જવામાં પોતાના કાર્યની હાનિનું દુઃખ તેમણે અનુભવ્યુ નથી, આનંદ જ અનુભવ્યો છે આ તેમની મોટાઈ છે, જે તેમને અત્યંત નમ્ર બનાવે છે, અહંકારની છાંટને અવકાશ નથી હોતી, અને સમભાવની વૃદ્ધિ

કરે છે શેઠ કે દરિદ્ર આગંતુક તેમને મન સમાન મહત્ત્વ ધરાવે છે. શ્રી કસ્તૂરભાઈ સાથે વાત કરવામાં જેટલો સમય તેઓ લે તે આપવામાં તેમને જેમ સંકોચ નથી, તેમ સાવ દરિદ્ર આવી પોતાનું દુઃખ ગાય તો તે સાંભળવામાં પણ તેમને સમયનો સંકોચ નથી; બન્નેની વાત આદરભાવે જ સાંભળે છે દરિદ્રને પણ 'હવે બંધ કરો, મારે કામ છે'—એવું કદીય તેમણે કહ્યું હોય એ જાણમાં નથી આમ સર્વ સાથે સમાન વર્તન તેમના કામમાં અમને તો બાધક જણાય છે, પણ તેમને મન એ પણ એક કામ જ છે; તેથી તેનું મહત્ત્વ ઓછું નથી આમ ખરા અર્થમાં તેઓ ધર્મગુરુ છે.

આધુનિક કાળે 'જૈન ભંડારોના ઉદ્ધારક' એવું બિરુદ તેમને આપીએ તો અનુચિત નહિ ગણાય. લીંબડી, પાટણ, ખંભાત, જેસલમેરના ભંડારનો તેમણે કરેલો ઉદ્ધાર તો સર્વવિદિત છે પણ ઘણા અનામી ભંડારો તેમણે જોયા છે અને તેની સુવ્યવસ્થા માટે પ્રયત્ન કર્યો છે અને તેમના ઉદ્ધારનું એ સુલક્ષણ છે કે તેમાંની સામગ્રીનું એક પણ પાનું આડુંઅવળું ન થાય તેની તકેદારી રાખે છે. તેમાંથી બીજાની જેમ ચોરી કરવી તે તેમનું કામ નથી આથી તેમની પ્રતિષ્ઠા એવી જામી છે કે સૌ કોઈ પોતાના ભંડારો ઉઘાડીને તેમને નિઃસંકોચભાવે સોંપી દે છે

ભંડારની ચકાસણી એ તો ધૂળધોયાનું કામ છે કચરા તરીકે કોથળામાં ભરી દીધેલાં પાનાંમાંથી મહત્ત્વની પ્રતો તેમણે તૈયાર કરીને ભંડારમાં મૂકી છે. આચાર્ય હરિભદ્રનો અપૂર્વ ગ્રન્થ તાડપત્રના ટૂકડાથી ભરેલા ટ્રંકમાંથી તૈયાર કરીને વિદ્યામંદિરને છાપવા આપ્યો ત્યારે ખબર પડી કે કેટલું અપાર ધૈર્ય તેમનામાં છે

અનેક ભંડારોનું નિરીક્ષણ કરતા હોઈ કઈ પ્રતિ ક્યાં છે તે તો તેમની સ્મૃતિમાં જ રહે છે. પણ તેવા નિરીક્ષણની સાથે સાથે ગ્રન્થ-સંશોધનનું કામ પણ તેઓ કરતા રહે છે કોઈ ગ્રન્થની ઉત્તમ પ્રતિ નજરે ચડે કે તરત જ તેને આધારે મુદ્રિત પુસ્તકમાં સંશોધન અને પાઠાંતરોની નોંધ તત્કાળ કરી-કરાવી લે છે સેંકડો તેવા ગ્રન્થો તેમણે સંશોધિત કર્યા છે અને તે તેમના પુસ્તકાલયમાં છે. જ્યારે પણ કોઈને એ સંશોધિત પુસ્તકની જરૂર હોય ત્યારે તેઓ તે સહર્ષ આપી દે છે નાલંદા મહાવિહારના અધ્યક્ષ સાતકોડી મુખર્જીએ તત્ત્વસંગ્રહનું મુદ્રિત પુસ્તક, જે તેમણે જેસલમેરની પ્રતને આધારે શુદ્ધ કર્યું હતું, અને તેમાં ખૂટતાં પાનાંની પૂર્તિ પણ કરી હતી, તે જેસલમેરની પ્રતના ફોટો સાથે મોકલી આપ્યું હતુ તેનો હું સાક્ષી છું

છેલ્લા ૩૫ થી ૪૦ વર્ષથી તેઓ આગમના સંશોધનના કાર્યમાં રત છે જે પણ ભંડારમાં આગમની વિશુદ્ધ પ્રત જુએ છે તેનાં પાઠાંતરો છાપેલ પુસ્તકમાં લેતા રહે છે માત્ર મૂળના જ નહિ પણ નિર્યુક્તિ આદિ બધી ટીકાઓના પણ; ટીકામાં આવેલાં મૂળના ઉદ્ધરણોનો ઉપયોગ પણ મૂળ સૂત્રના શુદ્ધીકરણમાં કરે છે—આમ આગમોને શક્ય એટલી બધી રીતે વિશુદ્ધ કરી પ્રકાશિત કરવાનું તેમનું સ્વપ્ન બહુ જૂનું છે તેના પ્રકાશનની યોજનામાં પણ તેમને રસ છે જ આથી છેવટે હવે શ્રી મહાવીર જૈન વિદ્યાલયે એના પ્રકાશનનો યશ લેવા નક્કી કર્યું છે પણ એ યશ પૂ મહારાજશ્રીની કામ કરવાની જે પ્રક્રિયા છે તે પ્રમાણે ચાલતા વિદ્યાલયને આકરો પડી જાય તેમ છે પણ પૂ મહારાજશ્રી તો પોતાની રીતે જ તે કામ કરવાના કોઈ છાપવાનું નક્કી કરી તે છોડી દે તેનો તેમને રોષ નથી કામ સતત ચાલુ રહેવું જોઈએ, કામમાં તન્મયતા જોઈએ, પણ તેમનું કામ એટલે માત્ર આગમસંશોધનનું જ કામ નથી પણ બીજા અનેક કામો છે સૌ યથાસંયોગ તેમનો સમય માગી લે છે અને તે આપવામાં તેમને જરા પણ સંકોચ નથી. તેમને મન મહત્ત્વની તરતમતા નથી; જે ટાણે જે જરૂરી હોય તે ટાણે તે કરી દેવું એ એનું મહત્ત્વ છે હમણાં જ મેં તેમને વિનંતી કરી કે અહીં

'ઉપમિતિભવપ્રપંચા કથા'નો બીજો પ્રવેશ મારે ભણાવવાનો છે, તો તેનાં પાઠાંતરો અને શુદ્ધિ મને કોઈ સારી પ્રતને આધારે કરી મોકલો. મારી આ વિનંતી સ્વીકારીને તે તેમણે તરત કરી મોકલ્યું. આવું તો અનેકને માટે તેઓ કરતા હોય છે, તે એમનો સ્વભાવ છે. એટલે આપણી ધીરજ ન રહે અને આપણે એમ માનીએ કે પૂ. મહારાજશ્રી અમુક કામ જ કરે, બીજું ન જ કરે, એ બનવું અસંભવ જણાય છે. પણ એટલું તો નક્કી જ છે કે તેમણે તૈયાર કરેલ પુસ્તકમાં અન્ય દ્વારા સંશોધન લગભગ અશક્ય જ છે, કારણ કે તેમનો પ્રયત્ન યથાશક્ય સકલ સામગ્રીનો ઉપયોગ કરીને સંશોધિત પુસ્તક તૈયાર કરવાનો રહે છે. આથી આગમની જે આવૃત્તિ તેમના દ્વારા તૈયાર થશે તે લગભગ છેવટની જ હશે. આવતી પેઢીમાં આટલી ધીરજ, આટલી ખંત અને આટલો પરિશ્રમ કરી આવા પ્રાચીન ગ્રન્થોના ઉદ્ધારની નિષ્ઠા ક્વચિત્ જ મળવા સંભવ છે. જૈન સમાજ પૈસાના મૂલ્યમાં બધી વસ્તુની કિંમત આંકે છે—તેને આ નિષ્ઠાનું મૂલ્ય સમજવામાં ઘણી અડચણ પડે તેમ છે. કારણ, તે તો એમ જ વિચારે કે આ પુસ્તક છપાયું તેમાં આટલાં વર્ષ ગયાં અને આટલું ખર્ચ થયું. પરંતુ જે આગમોને તે પવિત્ર અને પ્રમાણરૂપ માને છે, તેના શુદ્ધીકરણના મૂલ્યને પૈસામાં આંકી શકાય જ નહિ. આ માટે બાયબલ માટે તેના અનુયાયી જે ખર્ચ કરે છે—આજે પણ તેના વિશુદ્ધ અંગ્રેજી અનુવાદ માટે—તેનો અંદાજ જો જૈન સમાજ પાસે મૂકવામા આવે તો તેમણે રૂપિયામાં નહિ પણ લાખો રૂપિયામાં પાઈ જેટલો પણ ખર્ચ આગમ માટે નથી કર્યો તે જણાઈ આવશે. મહારાજશ્રીને મન આવા કાર્યનું મૂલ્ય પૈસામાં નથી, સ્વયં કાર્યનું જ મહત્ત્વ છે. કાર્યનું મહત્ત્વ વીસરાઈ જાય અને પૈસાનું મહત્ત્વ વધી જાય તો કામ યથાયોગ્ય થઈ શકે નહિ—આ ભાવના તેમના સ્વભાવગત છે.

તેમનો વિશ્વાસ છે કે કાર્ય સારું હશે તો પૈસાને કારણે તે અટકી પડશે નહિ. તેમણે અનુભવ્યું છે કે તેમનું કોઈ પણ કાર્ય તે કારણે અટકી પડ્યું નથી. ઘણી વાર તેઓ જેસલમેરના ભંડારના ઉદ્ધારની વાત કરે છે. નીકળ્યા ત્યારે માત્ર તેનો ઉદ્ધાર કરવો છે એ એક જ નિષ્ઠા લઈને નીકળ્યા, અને ત્યાં પહોંચી ગયા. સાથીઓને બોલાવ્યા, તેમના ભોજન વગેરેની વ્યવસ્થા કરી અને રાત-દિન એક કરી એ કામમાં સૌ લાગી ગયા. કામ પૂરું થયું અને તે માટે પૈસા મળી રહ્યા. આજે તે ભંડાર સુરક્ષિત-વ્યવસ્થિત છે. પણ તે એવે સ્થળે છે, જ્યાં આક્રમણનો ભય સદૈવ રહે છે. આ ચિંતા તેમને સતાવી રહી છે. પણ આ જૈન સમાજ સંપત્તિ-પરિગ્રહમાં માને છે—ભગવાનના વચનથી વિરુદ્ધ જઈને; એની મારાપણાની ભાવના જતી નથી. જેસલમેરનું જેસલમેરમા રહેવું જોઈએ—આ ભાવના ક્યારેક કદાચ તે અમૂલ્ય ભંડારને જોખમમાં નાખી દેશે, પણ એ સજ્જનો તેને અન્યત્ર ખસેડશે નહિ! આવી જૈન સમાજની સ્થિતિ છે. પણ મહારાજશ્રીએ તો પોતાની ફરજ બજાવી. હવે જૈન સમાજે તેની ભાવી સુરક્ષાનો પ્રશ્ન ઉકેલવાનો છે. આશા રાખીએ કે ટ્રસ્ટીઓમાં સદ્બુદ્ધિ આવે. આવા મહત્ત્વપૂર્ણ ભંડારનો પૂરો ઉપયોગ થાય તેવી વ્યવસ્થા પણ જરૂરી છે, અન્યથા તે લોભિયાના ધનની જેમ નિરુપયોગી પડી રહેશે. જે આચાર્યે તે ભંડારની યોજના કરી હશે તેમનો આત્મા આ લોભિયાના ધનને જોઈને રાજી નહિ થતો હોય, તેમને મન તો તેનો સતત ઉપયોગ થાય એમાં જ એ ભંડારની મહત્તા છે. આજે એવી કોઈ વ્યવસ્થા ત્યાં નથી. તે થવી જરૂરી છે. તો જ પૂ. મહારાજશ્રીએ કરેલ પ્રયત્ન વિશેષ સફળ થશે.

પૂ. મહારાજશ્રીએ સંપાદિત કરી અનેક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. અહીં દૂર મારી પાસે તેની સૂચી નથી.* પણ જે અત્યન્ત મહત્ત્વનાં છે તેનો નિર્દેશ તો જરૂરી છે. પૂ. મહારાજશ્રીના નામની છાપ

* આશા રાખું છું કે તેમના આ અભિવાદન ગ્રન્થમાં તે સૂચી આપવામાં આવશે.

જે પુસ્તક ઉપર હોય તે વિદ્વજ્જગતમાં વિશ્વસનીય આવૃત્તિ ગણાય છે—એ હકીકત છે વળી, તેમની તીક્ષ્ણ દૃષ્ટિ પુસ્તકનુ મહત્ત્વ પારખી શકે છે અને તેથી તેમણે જે કાંઈ સપાદિત કર્યું છે તે મહત્ત્વનુ હોય છે બૃહત્કલ્પ ભાષ્ય જેવો મહાગ્રન્થ, જૈન આચાર્યો અને આગમધરોનો વિરોધ છતાં, તેઓએ સપાદિત કર્યો, તે એક સુધારક તરીકે નહી પણ તેમાં જે ભારતીય સસ્કૃતિ માટેની સામગ્રી છે, તેથી વિદ્વાનોને શા માટે વચિત રાખવા ?—એ ભાવનાથી અને એ ગ્રન્થનુ મહત્ત્વ વિદ્વજ્જગતમાં અકાયુ છે પણ ખરુ તેવો જ બીજો ગ્રન્થ છે વસુદેવહિણ્ડી તે જ્યારથી પ્રકાશિત થયો છે ત્યારથી આજ સુધી બરાબર વિદ્વાનો તે વિષે કાંઈ ને કાંઈ લખતા રહ્યા છે . ભાષાદૃષ્ટિએ, કથાવસ્તુની દૃષ્ટિએ અને બીજી અનેક દૃષ્ટિએ એ ગ્રન્થનું મૂલ્ય વિદ્વાનોને મન બહુ મોટુ છે. બૃહત્કથા, જે અત્યારે અનુપલબ્ધ છે, તેની સામગ્રીનો ઉપયોગ વસુદેવહિણ્ડીમાં થયો હોઈ તેની વિશેષતા વિદ્વાનોને મન વસી છે તેથી તેની ચર્ચા અવારનવાર સશોધનના માસિકોમાં અને પરિષદોમાં થતી જ રહે છે અગવિજ્જા નામનો ગ્રન્થ આમ તો નિમિત્તશાસ્ત્રનો ગ્રન્થ છે, પણ તેમાં જે ભારતીય સસ્કૃતિ વિષેની સામગ્રી ભરી પડી છે તે જ્યારે ડૉ વાસુદેવશરણ અગ્રવાલે જોઈ ત્યારે વગર માગ્યે તેની પ્રસ્તાવના તેમણે લખી આવા તો અનેક ગ્રન્થો તેમણે સપાદિત કર્યા છે અને તેથી વિદ્વજ્જગતમાં સુસંપાદક તરીકે તેમનુ નામ ખ્યાત થયુ છે

પૂ મહારાજશ્રી શતાયુ થાય અને સાહિત્યની અને સામાન્ય જનની પણ સેવા કરતા રહે એવી શુભાશા સેવુ છું !

## વંદનીય જ્ઞાનોપાસના

**ડૉ. હરિવલ્લભ ચૂ. ભાયાણી**, અમદાવાદ

વિદ્યાક્ષેત્રે જેમણે ચિરંજીવ અર્પણ કર્યું છે તેવા તેજસ્વી અને ગૌરવશાળી જૈન શ્રમણોની મહાન પરંપરાનુ આગમપ્રભાકર પુણ્યવિજયજી મહારાજે પોતાની અરધી શતાબ્દીથી પણ વધુ વિસ્તરતી જ્ઞાનોપાસના દ્વારા સંરક્ષણ અને સંવર્ધન કર્યું છે પુણ્યવિજયજીની બહુશ્રુતતા, અવિરત સશોધનવૃત્તિ અને સ્વભાવભૂત વિદ્યાપ્રીતિ સર્વવિદિત છે તેમની પ્રકૃતિની આ લાક્ષણિકતાઓ તેમના અદ્યાવધિ જીવનના કાર્યકલાપમાં ત્રિવિધ રૂપમાં પ્રગટ થતી રહી છે : (૧) પ્રાચીન સાહિત્ય અને સસ્કૃતિને લગતા તેમના બહુમૂલ્ય સંશોધનકાર્ય દ્વારા; (૨) પ્રાચીન જ્ઞાનભંડારોના વ્યવસ્થાકાર્ય દ્વારા, અને (૩) અન્યના સંશોધનકાર્યમાં અનેક પ્રકારે સહાયભૂત અને પ્રેરક થવા દ્વારા

મહારાજશ્રીની સંખ્યાબંધ સંશોધન-સપાદનની કૃતિઓમાં પ્રાકૃત સાહિત્યના 'વસુદેવહિડિ' અને 'અગવિજ્જા' જેવા અનન્ય અને અણમોલ ગ્રથોનો સમાવેશ થાય છે પ્રાચીન સાહિત્ય, ભાષા ઇતિહાસ અને સંસ્કૃતિના અધ્યયન માટે આ ગ્રથોનુ એટલું બધુ મહત્ત્વ છે કે અનેક વિદ્વાનોને તે વર્ષો સુધી રોકી રાખશે. પણ તેમની સશોધનપ્રવૃત્તિના કળશરૂપ તો છે તેમણે આદરેલો જૈન આગમોની શાસ્ત્રશુદ્ધ વાચના તૈયાર કરવા માટેનો મહાભારત પુરુષાર્થ મૂળ હસ્તપ્રતો, તેમના પરનું ચૂર્ણિ, વૃત્તિ આદિરૂપ ટીકાસાહિત્ય વગેરે સમગ્ર સાધનસામગ્રીનો આધાર લઈને અદ્યતન પદ્ધતિએ જૈન આગમ-ગ્રથોનો પ્રાચીનતમ પાઠ નિર્ણીત કરવો એ પ્રાકૃતવિદ્યાનું એક પાયાનું કાર્ય છે મહાભારતની પ્રમાણભૂત વાચના તૈયાર કરવા જેટલું—અને જૈન સમાજની દૃષ્ટિએ તો સર્વાધિક મહત્ત્વનુ—આ કાર્ય અતિશય કઠિન અને જટિલ છે, અને અનેક વર્ષોનો લગાતાર શ્રમ, ધીરજ, અધ્યયન તથા સાધન-સામગ્રીનો સંચય અને ઊંડું પરિશીલન માગી લે તેવુ છે. પુણ્યવિજયજીએ આ કાર્યને પોતાનુ કર્યું

છે, અને એક રીતે તો તેમનાં વિદ્યા અને જ્ઞાનને લગતાં અન્ય તેમનાં કાર્યો, સ્વયં ઘણાં મહત્ત્વનાં હોવા છતાં, આ જીવનકાર્યના આનુષંગિક ફળ રૂપે જ છે. પાટણના જગપ્રસિદ્ધ જ્ઞાનભંડારોની વ્યવસ્થાને લગતું તેમનું ચિરસ્મરણીય સેવાકાર્ય, જેસલમીરના ઐતિહાસિક પણ અપ્રાપ્ય જેવા જ્ઞાનભંડારનાં અમૂલ્ય રત્નોને સર્વસુલભ બનાવવાનો તેમનો પુરુષાર્થ, તેમ જ અન્ય ભંડારોની તપાસ, વ્યવસ્થા કે હસ્તપ્રતની સૂચિઓનું નિર્માણ—એ સૌ આગમ સંપાદનના પ્રધાન લક્ષ્યને પહોંચવાના તેમના ભગીરથ અને જીવનવ્યાપી પ્રયાસોની લાખેણી આડપેદાશ લેખે જ સમજવાનાં છે

મહારાજશ્રી પાસેથી અહીંના તેમ જ પરદેશના, શિખાઉથી માંડીને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા, અનેક વિદ્વાનો અને સંશોધકોને અત્યંત ઉદારતાથી, તત્પરતાથી અને નિર્મમભાવે સંશોધનકાર્ય અંગે વિવિધ પ્રકારની સહાય સદા મળતી રહી છે. અને એનો વ્યાપ પણ ઘણો મોટો છે: અનેક ભંડારોમાંથી હસ્તપ્રતો સુલભ કરી આપવી અને તે અંગેના તેમના અનન્ય જ્ઞાન અને અનુભવનો મુક્તપણે લાભ આપવો, કોઈને સંશોધનની તાલીમ કે પ્રેરણા આપવી, કોઈને સંશોધનની વિવિધ ગૂંચો ઉકેલવામાં માર્ગદર્શન આપવું, તો ક્યાંક સંશોધન-સંસ્થાની કે પ્રકાશન-પ્રવૃત્તિની સ્થાપનાના સક્રિય પ્રેરક અને પ્રોત્સાહક બનવું આ સૌ એમની ઊંડી વિદ્યાપ્રીતિ અને વિદ્વત્પ્રીતિનાં જ ફલિત છે. જ્યારે આ બધાનો કોઈક વ્યવસ્થિત વૃત્તાંત તૈયાર થશે ત્યારે તે પ્રાચીન સાહિત્યસંશોધનના ક્ષેત્રમાં મળતા સહકાર અને સદ્ભાવ અંગેનું એક અતિશય પ્રેરક પુસ્તક બની રહેશે

પુણ્યવિજયજીની અશ્રાન્ત કાર્યલગની, ઉદારતા, વત્સલતા અને નિખાલસ સરળતાને શબ્દોમાં મૂકવાનો કોઈ પણ ઉદ્યમ અસફળ રહેવાનો તે બધાંનો સાચો અનુભવ અને આસ્વાદ તો તેમના પ્રત્યક્ષ સંપર્કમાં આવીને જ પામી શકાય

પુણ્યવિજયજીનું તથા તેમના અત્યંત નિકટના બહુશ્રુત સહયોગીઓ—મુનિ જિનવિજયજી, પંડિત સુખલાલજી અને પંડિત બેચરદાસજી—નું પ્રખર વિદ્યાસંવર્ધનનું એકનિષ્ઠ કાર્ય અર્વાચીન ગુજરાતના સંસ્કારજીવનનું એક અત્યંત ઉજ્જવળ પ્રકરણ છે મહારાજશ્રીની જ્ઞાનસાધના યથાપૂર્વ ચલતી રહે, આગમસંપાદનનું જીવનકાર્ય યશસ્વી રીતે પાર પડે અને તે અંગે આવશ્યક અને અનિવાર્ય એવાં દીર્ઘાયુષ્ય, સ્વાસ્થ્ય, શક્તિ અને સર્વ પ્રકારના સહકારનો સુયોગ એમના પરત્વે અવિરત થતો રહે એમ આપણે સૌ સર્વાત્મભાવે ઇચ્છીએ.

## જૈન જ્ઞાનભંડારોના ઉદ્ધારક મુનિ શ્રી પુણ્યવિજયજી

**ડૉ. જિતેન્દ્ર જેટલી,** દ્વારકા

પ્રાચ્યવિદ્યાસંશોધનના ક્ષેત્રમાં રસ લેનાર સંશોધક વિદ્વાનોમાં અને એમાં પણ હસ્તપ્રતોને આધારે પોતાનું સંશોધન આગળ ધપાવનાર વિદ્વાનોમાં મુનિ શ્રી પુણ્યવિજયજીને ન ઓળખનાર એવા ભાગ્યે જ કોઈ ભારતીય કે પૂર્વ તથા પશ્ચિમના વિદેશી વિદ્વાન હશે શું ભારતમા કે શું અન્ય પૂર્વના કે પશ્ચિમના દેશોમાં એમની ખ્યાતિ હસ્તપ્રતોના તથા અનેક જૈન જ્ઞાનભંડારોના ઉદ્ધારક તરીકે અમર રહે એવી છે જૈન જ્ઞાનભંડારોની શાસ્ત્રીય પદ્ધતિથી ઉદ્ધાર કરવાની ગુરુચાવી એમના લિપિશાસ્ત્રના વિશિષ્ટ જ્ઞાનમા રહેલી છે.

બાલ્યવયમા જ દીક્ષા લીધા બાદ એમણે પંડિતો પાસે વ્યાકરણ, સાહિત્ય વગેરે જુદાં જુદાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો ત્યાર બાદ યુવાન વયથી જ એમનો રસ વિદ્યામાં—એમા પણ વિશેષ સંશોધનમા—સારો હોઈ એમના પ્રગુરુ પ્રવર્તક મુનિ શ્રી કાન્તિવિજયજી તથા ગુરુવર્ય મુનિ શ્રી ચતુરવિજયજીની

પ્રેરણાથી હસ્તપ્રતોના ઉદ્ધારના કાર્યમાં ઝંપલાવ્યું અને અનુભવ તથા એકધારી સાધના દ્વારા સારું એવું નૈપુણ્ય પણ પ્રાપ્ત કર્યું

એમના પ્રગુરુ તથા ગુરુના હાથ નીચે સારી એવી તાલીમ મેળવ્યા બાદ એમણે જૈન આગમોનું શાસ્ત્રીય પદ્ધતિથી સંપાદન કરી ઉદ્ધાર કરવાના હેતુથી જૈન આગમ ગ્રંથો ઉપરાંત 'વસુદેવહિંડિ' જેવા સર્જક ગ્રંથોનું હસ્તપ્રતોને આધારે, હસ્તપ્રતોનો ઉદ્ધાર કરતાં કરતાં, સંપાદન અને એ રીતે ઉદ્ધાર કર્યો છે એમના પ્રગુરુ તથા ગુરુ ક્રમશઃ કાળધર્મ પામ્યા પછી પણ આજ દિન સુધી લગભગ ૭૪ વર્ષની વયે પણ એક યુવાનને પણ પ્રેરણા આપે એ ગતિથી આ સંશોધન તથા સંપાદનનું કામ ચાલુ રાખ્યું છે એ કામના પરિપાકરૂપે જૈન આગમોના અનેક ગ્રંથોનું શાસ્ત્રીય સંપાદન એમના પ્રત્યક્ષ માર્ગદર્શન નીચે થવા ઉપરાંત બીજા પણ અનેક ગ્રંથોનું શાસ્ત્રીય સંપાદન એમના કુશળ હાથે થયું છે આ ઉપરાત આવું સંશોધન તથા સંપાદન શાસ્ત્રીય પદ્ધતિથી કરનાર અનેક ભારતીય તેમ જ વિદેશના વિદ્વાનો હસ્તપ્રતોનો ઉપયોગ કરી શકે એવી વ્યવસ્થા એમણે કરી છે આમ આજે જે સંશોધન તથા સંપાદન ક્ષેત્રમાં ખ્યાતનામ છે, તેમાંના ઘણા વિદ્વાનોના તેઓ આ પ્રાચ્યવિદ્યાના સંશોધન-ક્ષેત્રના શિક્ષક તથા સહાયક રહ્યા છે

ગુજરાતમાં એમણે મુખ્યત્વે પાટણનો હેમચંદ્રનો જ્ઞાનભંડાર, ખંભાતનો શાંતિનાથનો ભંડાર, લીમડીનો ભંડાર તથા બીજા નાના-મોટા ભંડારોનું વ્યવસ્થિત આકલન તેમ જ સંકલન કરવા ઉપરાંત આ ક્ષેત્રમાં કોઈ પણ સંશોધક વિદ્વાનને આશ્ચર્યમુગ્ધ કરી નાખે એવું કામ તે જેસલમેર જેવા પ્રદેશમાં દોઢ વર્ષ રહી ત્યાંના જ્ઞાનભંડારોના ઉદ્ધારનું કર્યું છે એમણે આ કામ કઈ અજબ રીતે કર્યું છે તેનો ખ્યાલ, જેણે આ કામ થતું પ્રત્યક્ષ જોયું હોય તેને જ આવી શકે અહીં જ એમની લિપિશાસ્ત્રની અગાધ નિપુણતા પ્રત્યક્ષ દેખાય છે

જેસલમેરના જ્ઞાનભંડારમાં ટ્રસ્ટીઓની વિનંતિથી તેઓએ સંપ્રદાયના નિયમનું યથાર્થ પાલન કરી, એમની સાધુમંડળી સાથે પગપાળા જ ઈ સ ૧૯૫૦માં પાટણથી વિહાર કર્યો હતો ત્યાં આ કામ કરવા માટે રહેવાની તથા કામ કરવાની અનેક મુશ્કેલીઓ હતી, પરંતુ આ બધી મુશ્કેલીઓને એમણે એમની કાર્ય કરવાની સાહજિક કુશળતા તથા કુનેહથી પાર કરી હતી જેસલમેરના આ જ્ઞાન-ભંડારોની તાડપત્ર ઉપર લખાયેલી હસ્તપ્રતો એકબીજા સાથે એવી તો સેળભેળ થઈ ગઈ હતી કે એને છૂટી પાડી વ્યવસ્થિત કરવા માટે કોઈ પણ વિદ્વાન હિંમત હારી જાય અગાઉ આ કામ પાર પાડવા માટેનો પ્રયત્ન ખ્યાતનામ વિદ્વાન મુનિ શ્રી જિનવિજયજી તરફથી થયો હતો, પણ એમણે આ કાર્યની વિકટતા જોઈ એ કામ મૂકી દીધું હતુ. વડોદરાના વિદ્વાન શ્રી દલાલે પણ માત્ર આ ભંડારની પ્રતોની, એ પ્રતો જે રીતે ઉપલબ્ધ થઈ એ રીતની, એક સૂચી માત્ર તૈયાર કરી હતી. પરંતુ મુનિ શ્રી પુણ્યવિજયજીએ, ઉપર જણાવ્યું તેમ, અનેક મુશ્કેલીઓ વચ્ચે એમના સહાયક સાથીદારો સાથે ખંત અને ધીરજથી આ કામ સતત પરિશ્રમ કરી પાર પાડ્યું.

તાડપત્રની હસ્તપ્રતો એવી તો ભેળસેળ થઈ ગઈ હતી કે કેટલીક હસ્તપ્રતો અંદર હોવા છતાં એ છે કે ગૂમ થઈ ગઈ છે તે કહી શકાતું ન હતું એમણે જેસલમેરમાં પોતે જે ખંડમાં રહેતા હતા, ત્યાં સૌપહેલાં બધીયે હસ્તપ્રતો મંગાવી તાડપત્રની આ હસ્તપ્રતોનાં એકેએક પત્રો જુદા કરી નખાવ્યાં એમ કર્યા બાદ એમણે લાગલગટ બે માસ સુધી દિવસના લગભગ ૧૬ થી ૧૭ કલાક સુધી સાથીદારો સાથે કામ કરી એક એક તાડપત્ર ખૂબ જ ધીરજથી અને ખંતથી ગોઠવ્યા. આમાં કેટલાએક તાડપત્રોની સરખા અક્ષરવાળી બે પ્રતો પણ હતી. એમાં અમુક પત્ર કઈ પ્રતનું છે,

એનો નિર્ણય એમની સૂક્ષ્મેક્ષિકા અને લિપિશાસ્ત્રના ગંભીર જ્ઞાનને આધારે કર્યો આ પરિશ્રમના પરિણામે લગભગ ૮૦ જેટલી તાડપત્ર ઉપરની હસ્તપ્રતો, જે અગાઉનાં સૂચીપત્રોમાં નથી એમ જણાતી, તે બધીયે આ સંમિશ્રણમાંથી મળી આવી

આ જ રીતે કાગળ ઉપર લખાયેલી હસ્તપ્રતોને પણ મંગાવી; એમાં માત્ર સેળભેળ થયેલ હસ્તપ્રતોને જુદી પાડી વ્યવસ્થિત કરી તાડપત્ર કરતા કાગળ ઉપર લખાયેલી હસ્તપ્રતોની સંખ્યાનું પ્રમાણ લગભગ દશેક હજાર જેટલુ હોઈ, પરંતુ સંમિશ્રણ ઓછું હોઈ, એ કામ વ્યવસ્થિત કરવામાં ધારવા કરતા ઓછો સમય ગયો

તાડપત્રની પ્રતો ફરીથી આ રીતે મિશ્રિત ન થઈ જાય માટે પ્રત્યેક પ્રત દીઠ એક એક એલ્યુમિનિયમની તાડપત્રના માપની પેટીઓ તૈયાર કરાવી. તથા એ પેટીઓને રાખવા જોધપુરના એન્જિનિયર પાસે સેઈફ ડિપોઝિટ વોલ્ટના જેવુ જ એક આખું વોલ્ટ તૈયાર કરાવડાવ્યું અને પ્રત્યેક પેટી એ વોલ્ટમાં રાખવામાં આવી નકામા જણાતા તાડપત્રોના અવશેષનું એક નાનકડા કાચથી મઢેલ ટેબલ ઉપર પ્રદર્શન પણ ગોઠવેલુ. આમ આખોય ભંડાર શાસ્ત્રીય રીતે વ્યવસ્થિત કરવામાં આવ્યો.

એમની પાસે વૈજ્ઞાનિક દૃષ્ટિ પણ હોઈ આ બધી પ્રતોમાંથી એમને જરૂરી એવી તાડપત્રની પ્રતો તથા કાગળની હસ્તપ્રતોનુ પણ દિલ્હી ખાતે પોતાના ખાસ અંગત સાથીદારો મોકલી કેન્દ્ર સરકારની સહાયથી માઈક્રોફિલ્મ કરાવ્યું અને આ રીતે જેસલમેરના આંટાફેરા વારવાર ન કરવા પડે એ પણ થયું.

અન્ય લિપિશાસ્ત્રીઓના જ્ઞાનથી એમના લિપિશાસ્ત્રના જ્ઞાનની વિશેષતા છે તેઓ માત્ર લિપિઓ વાંચી હસ્તપ્રતનું લખ્યાનું વર્ષ એના મરોડના આધારે નક્કી કરી શકે છે એટલુ જ નહી, પરંતુ એમની આગવી વિશેષતા તો જુદી જ છે તે એ છે કે તેઓ નાગરી લિપિના કોઈ પણ વર્ણના મરોડનો સતત અભ્યાસ કર્યા પછી એ મરોડને એટલો હસ્તગત કરી લે છે કે એ જ મરોડમાં તેઓ લખી પણ શકે છે. તાડપત્રની કેટલીએક પ્રતોનું સંશોધન તથા અન્ય હસ્તપ્રતોનું સંશોધન એમણે તે તે હસ્તપ્રતની પોતાની લિપિમાં જ એ જ મરોડથી કર્યું છે, જેથી વાચક, સંશોધક વિદ્વાનને મુશ્કેલી ન પડે. હસ્તપ્રતો કેમ વાંચવી અને જુદી જુદી હસ્તપ્રતોના જુદા જુદા વર્ણના મરોડ કેવા હોય છે, તેનું શિક્ષણ એમણે ઘણાને આપ્યુ છે. પોતાની આગવી સૂઝથી પાટણમાં જ તેઓ સારા લહિયાઓનું સર્જન કરી શક્યા છે. અત્યારે તો નવી વૈજ્ઞાનિક પદ્ધતિ ચાલુ થઈ હોવાથી લહિયાઓની વિશેષ જરૂર નથી પડતી, કારણ કે નકલ કરવાનુ કામ હવે ફોટોસ્ટેટ કે માઈક્રોફિલ્મ દ્વારા થઈ શકે છે.

આમ છતાં પ્રાચીન લેખનકળાના એમના અત્યારે અપ્રાપ્ય એવા પુસ્તકને જોવાથી પણ લેખનકળા વિશે એમનું જ્ઞાન કેટલુ ગંભીર તથા વિશાળ છે, એનો ખ્યાલ આવ્યા વિના ન રહે. એ પુસ્તક છપાયા પછી અત્યાર સુધીમાં એમને એમાં એટલો બધો વધારો કર્યો છે કે ફરીથી જ્યારે એનું પ્રકાશન થશે ત્યારે એથી દ્વિગુણીમાત્રામાં એ જોવા મળશે એમની આ વિશેષતા ઉપર અને એમના જ્ઞાનથી મુગ્ધ થઈને જ અમદાવાદના દાનવીર શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈએ એક સારુ સંશોધનમંદિર ઊભું કરવાનું એમને સોંપ્યું હાલનું 'લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર' એ એક રીતે આ વિનમ્ર વિદ્વાનનુ સર્જન છે એમાં આજે લગભગ ૩૦૦૦૦ (ત્રીસ હજાર) હસ્તપ્રતો ઉપરાંત મુદ્રિત પુસ્તકોનુ પણ સારુ એવુ ગ્રન્થાલય છે પોતે જીવનમા સંગૃહીત કરેલી હસ્તપ્રતો તથા અનેક અમૂલ્ય પ્રાચીન વસ્તુઓ એમણે ખૂબ ઉદારતાથી આ સંશોધનમંદિરને, એનો વિદ્વાનો ઉપયોગ કરી શકે એ હેતુથી, ભેટ આપી દીધી છે.

લિપિશાસ્ત્રના તેમ જ અન્ય અનેક કળાઓના પારગામી અને પરીક્ષક એવા આ મુનિશ્રીમાં જ્ઞાનની ગંભીરતા સાથે વિનમ્રતા અને ઋજુતા એવી તો જામી ગઈ છે કે એક નાના બાળકને પણ એમની સાથે બેસી વાત કરતાં સંકોચ થતો નથી. એમનું વાત્સલ્ય અને કામ કરવાની અનોખી રીત કોઈ પણ વિદ્વાનનો કે મળવા જનાર વ્યક્તિનો સંકોચ ક્ષણમાત્રમાં દૂર કરે છે તેઓ સંપ્રદાયે જૈન હોવા છતાં સાંપ્રદાયિક સંકુચિતતાથી પર હોવાને કારણે વિશ્વમાંના સૌ સંશોધક વિદ્વાનોનો પ્રેમ સંપાદન કરી શક્યા છે અને એ રીતે તેઓ એક વિશ્વમાનવ છે.

આજે પણ ભારતના કે અન્ય પૂર્વ કે પશ્ચિમના કોઈ પણ વિદ્વાનને એમની સહાય મળવામાં કોઈ પણ જાતનો અંતરાય નથી નડતો આવા માત્ર જૈન સંપ્રદાયના જ નહિ પણ આપણા દેશના અને અતિશયોક્તિ વિના આખા વિશ્વના પ્રાચ્ય વિદ્યા સંશોધનના રત્નને પરમકૃપાળુ પરમાત્મા સ્વાસ્થ્ય અને દીર્ઘ આયુષ્ય આપે એ જ પ્રાર્થના इति शम् ।

## પૂ. પુણ્યવિજયજીની વિદ્યાસાધના

### ડૉ. પ્રબોધ બેચરદાસ પંડિત, દિલ્હી

આપણી સાધુસંસ્થાના સભ્યો સાથે મારો પરિચય નહિવત્; જે થોડો પરિચય તેનો સંદર્ભ પણ જુદો : બાળપણથી અમે સાધુઓને મારા પિતાજી પાસે અભ્યાસ કરવા આવનાર વ્યક્તિઓ તરીકે જ ઓળખ્યા છે એમને વિદ્યાપ્રેમી અને સંશોધકો તરીકે જ ઓળખવાના અમારા બાળપણના સંસ્કારો; સ્વાભાવિક રીતે જ, બહુ ઓછા સાધુઓ સાથે આ ભૂમિકાએ પરિચય કેળવી શકાય મે પૂ પુણ્ય-વિજયજી મહારાજને એક વિદ્યાપ્રેમી અને સંશોધક તરીકે જ જોયા અને ઓળખ્યા છે

હું હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે મારા પિતાજી સાથે પાટણ જવાનું બન્યું ઐતિહાસિક નગર, પ્રાચીન અવશેષો અને જ્ઞાનભંડારો એવાં અનેક આકર્ષણો. પિતાજીને પૂ ચતુરવિજયજી અને પૂ પુણ્યવિજયજી મહારાજને મળવાનું કામ આચાર્ય હેમચંદ્રની પરંપરા અને જ્ઞાનભંડારોના આ સંદર્ભમા એ વિશિષ્ટ સાધુઓ સાથે મારો પ્રથમ પરિચય પછી તો, મારા પિતાજી સાથે અને એકલા, પૂ. પુણ્યવિજયજી મહારાજને મળવાનુ અનેક વાર થયું છે, મારામાં પરંપરામાન્ય ધાર્મિક સંસ્કારોનો અભાવ, વંદના કરતાં કે સુખશાત પૂછતાં પણ આવડે નહી, છતાં પૂ પુણ્યવિજયજી મહારાજે મને કદાપિ એવુ લાગવા દીધું નથી કે હુ બહારનો છુ કે મારા વર્તનમાં કંઈ ઊણપ છે. મારા વિદ્યા-ભ્યાસમાં એમણે રસ લીધો છે એટલુ જ નહિ, પણ એમ એ. થયા પછી ભાષાવિજ્ઞાનના અભ્યાસાર્થે વિલાયત જવા માટે એમના થકી મને સહાય પણ મળી છે આ બધું, વિદ્યાના તાંતણે જ બંધાયેલુ, આગમોના સંપાદનમાં, સંપાદનપદ્ધતિમા, શબ્દોના અર્થો અને વ્યુત્પત્તિઓમાં એમની દૃષ્ટિ અને મારી દૃષ્ટિમાં ઘણો ફરક અને એમને એની જાણ, છતાં ઉદારભાવે એમણે મારી પ્રવૃત્તિને હંમેશાં વેગ અને ટેકો આપ્યાં છે વિદ્યાધનોમાં પણ આવી ઉદારતા વિરલ હોય છે

વિદ્યાક્ષેત્રે પૂ પુણ્યવિજયજી મહારાજની કેટલીક નોંધવા જેવી—ગુજરાત જેને માટે ગૌરવ લે અને ઋણી રહે તેવી—સિદ્ધિઓનો ઉલ્લેખ અસ્થાને નહી ગણાય; હું અહી એમાંની બેનો ઉલ્લેખ કરું છુ જેસલમેરના ભંડારોની હાથપ્રતોની યાદીનુ સંપાદન અને મધ્યકાલીન ગુજરાતી લખાવટનુ અધ્યયન

જેસલમેરના જર્જરિત ભંડારો અને વેરવિખેર થઈ ગયેલી પોથીઓના ઢગલા—કોઠીઓમાં ભરેલી —જેણે જોયા હોય એમને જ પૂ પુણ્યવિજયજી મહારાજના આ મહાભારત કામનો અંદાજ આવી

શકે વિલાયતથી આવીને હું જેસલમેર ગયો હતો; એ વખતે પૂ. મહારાજજી જે ઉતારામાં હતા એ કદાચ કોઈ ધર્મશાળા જેવું મકાન હશે; સેંકડો પાનાઓ પાથરીને કયા ગ્રન્થનાં કયાં પાનાં કયાં છે એ શોધવાનું અને ગોઠવવાનું ચાલતું હતું. નજીકમાં નજીક રેલવે સ્ટેશનથી સાઠ માઈલ દૂર, ખાવાની કશી વ્યવસ્થા નહીં, વીજળીનો અભાવ, (હું તો થોડા દિવસમાં જ પાછો આવ્યો !) ભંડારોના જડ રખેવાળો—આવી અનેક અગવડો છતાં પૂ. મહારાજશ્રી અને એમના સહાયકોએ ખૂબ પરિશ્રમ કરીને આ ભંડારોને વ્યવસ્થિત કર્યા છે, અને હવે તો એ હસ્તપ્રતોની સંકલિત યાદી પણ આપણા હાથમાં પહોંચી છે.

સતત સંપાદનકાર્યમાં પ્રવૃત્ત રહેતા પૂ. મહારાજજીએ લહિયાઓની આદતો અને એમની લેખણની ખામી-ખૂબીઓનો ઝીણવટથી અભ્યાસ કર્યો છે અને એના પરિપાકરૂપે એક અભ્યાસગ્રન્થ લખ્યો છે. મધ્યકાળની હાથની લખાવટના અભ્યાસ માટે આ પુસ્તક મહત્ત્વનું છે. પોથીની લખાવટને તપાસીને પૂ. મહારાજજી એ પોથીના લેખનનો કાળ ચોકસાઈથી નક્કી કરી શકે છે. પ્રાચીન અને અર્વાચીન ભાષાના વિદ્યાર્થીઓએ આ વિદ્યા એમની પાસેથી શીખવી જોઈએ અને આ પરંપરા ચાલુ રાખવી જોઈએ. ગુજરાતમાં ગ્રંથસંપાદનકળાનો સારો વિકાસ થયો છે તેમાં પૂ. મહારાજજીનો મોટો ફાળો છે.

પૂ. પુણ્યવિજયજી મહારાજની વિદ્યાસાધનાનો લાભ ગુજરાતનાં વિદ્યામંડળોને મળતો રહે એ આ શુભ પ્રસંગે પ્રાર્થના.

# सौजन्यमूर्ति मुनि श्री पुण्यविजयजी

**श्री अगरचन्दजी नाहटा**, बीकानेर

आगमप्रभाकर पूज्य मुनिवर्य श्री पुण्यविजयजी विश्वकी विरल विभूति हैं, जिन्होंने अपने जीवनको बहुत ही उच्च आदर्श पर प्रतिष्ठित किया और जन-साधारणसे लेकर विद्वज्जनोंके प्रेरणा केन्द्र एवं आदरणीय बने। मुनिश्रीके प्रथम दर्शन मैंने अबसे करीब ४० वर्ष पहले पाटणमें किये थे, जब कि वे अपने दादागुरु प्रवर्तक कांतिविजयजी और अपने गुरु श्री विद्वद्वर्य चतुरविजयजीके साथ सागरके उपाश्रयमें चातुर्मास में स्थिरता किये हुये थे। मैं अपने कुटुंबके साथ तीर्थ-यात्राके दौरान पाटण गया था, उस समय आप तीनोंके दर्शन मैंने करके अपनेको धन्य माना।

पाटणके हस्तलिखित ग्रन्थभंडारोंको सुव्यवस्थित और सुरक्षित करनेका और अपने गुरुश्री द्वारा प्राचीन ग्रन्थोंके सम्पादनका जो कार्य चल रहा था, उसमें आप पूर्ण सहयोगी थे। उसके बाद हमारी हस्तलिखित प्रतियोंकी खोज और ज्ञानभण्डारोंके अवलोकनमें विशेष रुचि होती गई और मुनिश्रीका संपर्क "कविवर समयसुन्दरजी संबंधी हमारे शोधकार्य और जैनेतर ग्रन्थों पर जैन टीकायें" नामक मेरे निबन्धके प्रसंगसे बढ़ा। फिर सं. १९९२में उन्होंने हमें पाटण ज्ञानभण्डारमें जो कविवर जिनहर्षके स्तवन आदिकी संग्रह-प्रति थी, उसकी नकल कराकर भेजी। कथारत्नकोशके प्रसंगमें भी आपसे पत्रव्यवहार चला। साहित्यिक कार्योंमें आपसे सहयोग प्राप्त करनेका सुअवसर तो बराबर मिलता रहा, पर अधिक निकट संपर्कमें रहनेका मौका जब सं. २००६में आप जैसलमेरके बृहद् जैन ज्ञानभण्डारकी सुव्यवस्थामें लगे थे, तब जैसलमेर कई दिन साथ रहनेका मिला। हमने देखा कि आप प्रतिपल ज्ञानोपासनामें

दत्तचित्त रहते । सबके साथमें आपका ऐसा मधुर व्यवहार था कि बरबस आपके सम्पर्कमें आनेवाले आकर्षित हुये बिना नही रहते ।

जैसलमेरमे आप रातको १२ बजे तक निरन्तर कार्य करते रहते थे । १२ बजे भी बिजली बन्द हो जाने पर ही आपका कार्य रुकता । इतना परिश्रम करते हुये भी आप बडे प्रसन्नचित्त नजर आते । सब समय आप सबके लिये सुलभ थे । मुझे बडा संकोच होता था कि आपसे जैन तत्त्वज्ञान और साहित्य सबंधी चर्चा तो करनी जरूरी है, पर आप सब समय ज्ञानोपासनामे लगे हुये है, तो इनका अमूल्य समय लेना कहां तक उचित होगा ? कई दिनो तक तो मैं इसी पशोपेशमे रहा । पर आपकी उदारता, विशाल हृदयता, सौजन्य एव वात्सल्यताका परिचय पाता रहा, इससे एक दिन साहस बटोरकर आपके पास बैठ गया और अपने मनकी बात बडे सकोचके साथ कह डाली । इसके उत्तरमे आपने जो शब्द कहे वे आज भी मेरे कानोमे गूज रहे है । आपने फरमाया कि "आखिर मैं यह सब काम किसके लिये कर रहा हू ? आप जैसे ज्ञानरुचि और साहित्यसेवी व्यक्तिके लिये तो मैं सब काम छोडकर अपना समय देनेको तैयार हू । आखिर मेरे इस परिश्रमका लाभ आप जैसे व्यक्ति ही उठायेगे और मेरे कार्यका सही मूल्याकन तभी हो सकेगा ।" मैं आपके यह अमूल्य विचार सुनकर गद्गद हो गया और फिर तो खुलकर लबे समय तक कई प्रकारकी बाते होती रही । इस सच्ची साधुताका दर्शन मुझे आपमे बड़े अच्छे रूपमे दिखाई दिया । और मैं आपका भक्त बन गया ।

जैसलमेरका कार्य करते समय आपके अनेक सद्गुणोका मुझे परिचय मिला । बीकानेरके ज्ञानभण्डारोकी चर्चा करते हुये मैंने आपसे जैसलमेरका कार्य पूर्ण होनेके बाद बीकानेर पधारनेका अनुरोध किया और आप कृपा कर बीकानेर पधारे । तब तो आपकी कृपाका और भी अधिक लाभ मिला ।

सबसे बडी और विरल विशेषता मेरे अनुभवमे यह आई कि गच्छ, मतका आपमे तनिक भी व्यामोह नही है । अपने किये हुये कामका लाभ दूसरे उठावे इसमे प्रसन्न होना, दूसरोके कार्यमे सदा सहयोगी बनकर उन्हे प्रोत्साहित और लाभान्वित करना, सबके साथमे मधुर सबध और सदा प्रसन्न और खिला हुआ चेहरा, नाम और यशकी कामना न करते हुये अपने किये हुये विशिष्ट श्रमपूर्ण संशोधनको दूसरोके उपयोगके लिये पूरी छूट दे देना । सरलता और आत्मविश्वास, सौजन्य और आत्मीयता आपके विरल व्यक्तित्व के महत्त्वपूर्ण पहलू है । ऐसे सद्गुण इतनी अधिक मात्रामे अन्यत्र खोजने पर भी नही मिलेगे । नामानुरूप आप पुण्यकी साकार प्रतिमा है । आपके कार्यों और मृदु व्यवहारसे आकर्षित होकर लोग अपने आप आपको सहयोग देनेके लिये उत्सुक हो जाते हैं । आपके सम्पर्कमे आनेवाले साधारण व्यक्ति असाधारण बन गये । सारा जीवन आपने साहित्योपासनामे लगा दिया । पर कोई व्यस्तता व अलगाव नही । खुल्ला हृदय और पवित्र, आदर्श एवं खुल्ला जीवन । धन्य है ।

अकेले अपने आपका काम करनेवाले व्यक्ति तो बहुतसे मिलेगे पर उनमे प्राय संकुचित वृत्ति इतनी अधिक रहती है कि सारा श्रेय वे स्वयं ही लेना चाहते है । दूसरोंको सहयोग देने व आगे बढानेमे वे प्राय उदासीन रहते है । पर मुनिश्री पुण्यविजयजीने अनेको व्यक्तियोको तैयार करके सहयोगी बना लिया और जो भी व्यक्ति उनसे सहयोग लेनेको गया या

आया, उन्हे मुक्त हस्त और उदार हृदयसे वे पूरा सहयोग देते है। और स्वयं सर्वथा नि स्पृह रहते है ।

अपने वर्षोके अमूल्य सग्रहको उन्होने लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामदिर, अहमदावादको दे दिया । अनेको स्थानोके ज्ञानभण्डारोका आपने निरीक्षण ही नही किया पर उनका उद्धार कर दिया । उनकी व्यवस्थित विवरणात्मक सूची तैयार करनेके साथ प्रतियोंकी सुरक्षाका भी पूर्ण प्रयत्न करवा दिया है। जैसलमेरके ज्ञानभण्डारको जो आपने भव्य रूप दिया है वह अन्य किसी के भी द्वारा सम्भव नही। पाटणके जैन ज्ञानभडारोका एकत्रीकरण करके हेमचन्द्रसूरि ज्ञानमदिर की स्थापनाकी वह भी आपके अतिशय प्रभावका ही द्योतक है ।

जैन आगमादि साहित्यके सशोधन, सम्पादन और प्रकाशनमे आपने जितना भोग दिया है, वह सदा स्मरणीय रहेगा । जहां कही भी जैन आगमोकी प्राचीन व शुद्ध प्रति मिलनी सम्भव थी, वहां स्वयं अपनी मडलीके साथ आप पहुचे और एक-एक वाक्य, शब्द या अक्षर तकको वड़ी वारीकीसे मिलान कर पाठभेद लिखे । इतना सव करते हुये भी आपमे अभिमानका नाम तक नही । मानवोचित ही नही साधकोचित गुण तो आपमे कूट कूट कर भरे हुये है । ७० वर्ष से भी अधिक उम्र हो जाने पर भी आपमे वही उत्साह लौर उमग है। आपका आत्मविश्वास भी वहुत प्रवल है । अपनी सारी शक्ति आगमसेवामे नियोजित कर रखी है । शासनदेवसे प्रार्थना है कि आप शतायु हों और अपने वर्षोके श्रमको सफल वना सके। काम वहुत वडा है। वहुत समय और श्रमकी अपेक्षा है । अन्य मुनियो आदिका जो सहयोग मिलना अपेक्षित था, वह नही मिलने पर भी आप विद्वानोके सहयोगसे आगमादिके प्रकाशनमे पूर्ण रूपसे जुटे हुये है । जैसलमेर और पाटणके ज्ञानभण्डारोके सूचीपत्र शीघ्र ही प्रकाशित हो, और आगम-प्रकाशनका काम जोरोंसे आगे वढे, यही शुभ कामना है । मुनिश्रीके पादपद्मोमे भावसे वन्दना ।

## સદ્ધર્મપરાયણ મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજને વંદના

**શ્રી. રવિશંકર મ. રાવળ,** અમદાવાદ.

પૂજ્ય મુનિશ્રી પુણ્યવિજયજી આ યુગના પ્રાચીન ગ્રંથ–સાહિત્યના પ્રખર સમુદ્ધારક છે એવી છાપ મારા મન પર જ્યારે અમદાવાદમા ભગુભાઈના વંડામાં જૈન સાહિત્ય ભંડારોનું એક વિરાટ પ્રદર્શન પ્રથમ વાર થયું ત્યારથી પડી ગઈ હતી તે પ્રદર્શન બતાવવા સારાભાઈ નવાબ મારા સાથી બન્યા હતા તેમને મે તે જ સમયે જણાવ્યુ હતુ કે જૈન ગ્રંથોમાં વિપુલ ચિત્રસામગ્રી ભરી છે તે પ્રકાશિત થાય તો જૈન સંપ્રદાયે ગુજરાતમાં કલાને કેવો સમાશ્રય આપ્યો છે તેનું પ્રજાસમસ્તને ભાન થાય

સારાભાઈએ એ વાત ઉપાડી લીધી અને કાપડની દુકાનમાંથી સમય મેળવી જૈન ભંડારોમાંના ચિત્રગ્રંથો માગી લાવી તેના ગુણોનુ મૂલ્યાંકન મારી પાસે કરાવતા તે વખતે એકાદ વાર મને મુનિશ્રી પુણ્યવિજયજી પાસે લઈ ગયેલા એવું યાદ છે. તેમના કામમાં મુનિશ્રીએ ઘણી પ્રેરણા અને સહાયતા કરી તેથી જ જૈન ગ્રંથોમાંનાં ચિત્રોનાં પ્રકાશનો તે કરી શક્યા હતા એમ મારું માનવુ છે.

શ્રી કનૈયાલાલ મુનશીએ પાટણમાં હેમસત્ર ઉજવવા પરિષદને માટે આમંત્રણ મેળવ્યું ત્યારે સંગ્રહોના સુરક્ષણ માટે તૈયાર થયેલા મકાન અને અંદરની પાકી વ્યવસ્થા જોયાં ત્યારે જ મુનિશ્રીના

અથાગ પરિશ્રમ અને વિદ્યોપાસનાનો ખ્યાલ મળ્યો અવાવરુ ઘરો અને ભંડારોમાંથી એકત્ર કરેલા સહસ્રાવધિ વિષયોની વિરલ હસ્તપ્રતો અને ગ્રંથોની સુવિગતે સૂચિપત્રકો તૈયાર કરી સમુચિત વ્યવસ્થાવાળા મહાલયમાં પુનઃ સ્થાપિત કરી ગુજરાતના યુગપુરુષ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિના સ્મારકનું ઉદ્‌ઘાટન થયું તે વેળા મેં એ ગ્રંથભંડારોનુ દર્શન કર્યું ગ્રંથોની ચિત્રસામગ્રીમાં ગુજરાતની કલાનો ઇતિહાસ જોયો અને પૂર્ણ જિજ્ઞાસુભાવે મુનિશ્રીના વાર્તાલાપો સાંભળ્યા ત્યારથી જૈનાશ્રિત કલાઓનો હું ભાવિક બની ગયો; કલા દ્વારા ધર્મભાવના કેવી રીતે વિકાસ પામી છે તેનું દર્શન કરી શક્યો અને કલાની આધ્યાત્મિક પ્રકૃતિ પણ સમજી શક્યો.

પૂજ્ય પુણ્યવિજયજી જ્યારે અમદાવાદ પધારતા અને ઘણા મહિના મારા ઘરની નજીકના ઉપાશ્રયમા નિવાસ કરતા ત્યારે કોઈ ને કોઈ સજ્જન મુલાકાતી સાથે તેમનાં દર્શને જતો તે દરેક પ્રસંગે તેમના સંશોધનની પ્રક્રિયા અને શુદ્ધિ માટે સાવધાનીની વાતો સાંભળતો, તેમાંથી તેમના પરિશ્રમ અને વિદ્વત્તાના નવા પ્રદેશોનુ ભાન મેળવતો

એકવાર તેમણે તાજેતરમાં હાથ લાગેલી ‘અંગવિદ્યા’ નામના ગ્રંથની પ્રકીર્ણ માહિતી આપવા માંડી, જેમાં મનુષ્યનાં અંગ-ઉપાંગોના ઉપરથી તેની પ્રકૃતિનુ નિદાન કેમ થઈ શકે તેનુ શાસ્ત્ર વર્ણવ્યુ હતુ તેને અંગે મને વિસ્મય થયું કે પ્રાચીન વિદ્વાનોએ કેવી સૂક્ષ્મતાથી પ્રત્યેક સ્વરૂપ અને લક્ષણ માટે કેવા સૂચક પર્યાયો યોજ્યા હતા આ મોંઘેરો ગ્રંથ ઘણે ભાગે ભારતની મધ્યસ્થ સરકાર તરફથી પ્રસિદ્ધ થયો છે

પ્રાચીન ગ્રંથોના સંશોધન અને સંરક્ષણ માટે કેવાં સાધનો આજે ઉપલબ્ધ છે તેની માહિતી તેમણે દેશ-પરદેશો પાસેથી મેળવી તેને પ્રયોજી છે! તૂટી જતાં પાનાંને પ્લાસ્ટિકના અસ્તરોમાં સાચવી લેવાનું, ફોટોસ્ટાટ નકલ લેવાનું, માઇક્રોફિલ્મો કરાવી લેવાનુ અને સંરક્ષણનાં સાધનો લગાડવાનુ તેમનુ જ્ઞાન મને આશ્ચર્યમુગ્ધ કરતું.

જૈન સંપ્રદાયની પ્રથા પ્રમાણે ઉપાશ્રયમાં રાત્રિ દીપજ્યોત રખાય નહી, કારણ કે તેનાથી હવામાં ફરતાં અસંખ્ય જીવ-જીવાતની હિંસા થાય છે. પરંતુ મુનિશ્રીને તેમના કાર્ય માટે દિવસનો સમય ઓછો પડતો એટલે તેમણે શંકુ આકારના પૂઠાના ભૂંગળા નીચે વીજળી ગોળો રાખી નીચે પડતા પ્રકાશથી રાતના લગભગ એક વાગ્યા સુધી તેમનુ સંશોધન-લેખનકાર્ય ચાલુ રાખ્યુ હતુ, જેમાં અહિંસાવ્રતનો જરાય ભંગ થવા દીધા વિના વિદ્યોપાસના અખંડ જાળવી હતી એમણે એક પછી એક જૈન ગ્રંથભંડારોની હસ્તપ્રતોની વ્યવસ્થા કરી તેના ગ્રંથકાર અને વસ્તુવિષયની વિગતોવાળી સૂચી (કૅલૅાગ) તૈયાર કર્યાં છે તે એમનું યુગવર્તી મહાભારત ધર્મકાર્ય છે અને તે માટે સમગ્ર ગુજરાત તેમનું ઋણી રહેશે

પ્રસન્નતા અને પૂર્વગ્રહરહિત અભેદભાવે વિશ્વને જોનારા મુનિવરોમાં તેઓશ્રી અનન્ય છે તેમને ભાવપૂર્વક મારી વંદના અર્પતાં હુ ધન્યતા અનુભવું છુ.

## પ્રાચીન ભારતીય સાહિત્યોદ્ધારક મુનિશ્રી

**ડૉ. નગીન જી. શાહ, અમદાવાદ**

વિદ્વત્તા અને વિનમ્રતાનો સુભગ સંયોગ એટલે મુનિશ્રી પુણ્યવિજયજી. સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં લખાયેલ ભારતીય અસ્મિતાના પ્રાણભૂત પ્રાચીન સાહિત્યની ગુણવત્તા અને ઇયત્તાને પ્રગટ

કરનાર મુનિશ્રી ભારતનુ એક અણમોલ રત્ન છે પાદવિહારી મુનિશ્રીએ પાટણ, ખંભાત, લીંબડી, જેસલમેર જેવાં અનેક સ્થળોનાં જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કર્યા છે અને અનેક ગ્રંથરત્નોને શોધી આપ્યાં છે, ભારતીય દર્શનના શિરમોર કહી શકાય એવા—પ્રમાણવાર્તિકસ્વોપજ્ઞવૃત્તિ જેવા—ગ્રંથોને ભંડારમાંથી બહાર કાઢી જગત સમક્ષ રજૂ કર્યા છે ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વના એવા 'અંગવિજ્જા' આદિ ગ્રંથોનું સંશોધન-સંપાદન પણ એમણે એક સન્નિષ્ઠ સંશોધકને છાજે એ રીતે કરેલ છે વળી, 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા' જેવા અભ્યાસપૂર્ણ મૌલિક ગ્રંથો પણ એમણે લખ્યા છે અત્યંત નોંધપાત્ર મહત્ત્વની વાત તો એ છે કે એમણે અનેક વિદ્વાનોને તૈયાર કર્યા છે, તૈયાર કર્યા છે એટલુ જ નહિ, પરંતુ તેઓ આ સંશોધનના ક્ષેત્રમાં જીવનભર રહે એ રીતે તેમની મમતાભરી માવજત કરી છે

મુનિશ્રીને કીર્તિની મહત્ત્વાકાંક્ષા નથી પોતાને પ્રાપ્ત થયેલ મહત્ત્વના ગ્રંથો પોતે જાતે જ સંપાદન કરવાને બદલે તેઓ, જો બીજા સુયોગ્ય વિદ્વાનો હોય તો, તેમને જ ઘણા ઉમંગથી સંપાદન કરવા આપે છે આ ગુણ આ ક્ષેત્રે ખૂબ જ વિરલ છે વિદ્યાર્થીઓને તેઓ ધીરજથી સમજે છે, સમજાવે છે, અને તેથી જ તો દૂર-સુદૂરથી વિદ્યાર્થીઓ એમની સાથે ચર્ચા-વિચારણા કરવા આવે છે અને વિદ્વત્તા અને નિખાલસતાનો આસ્વાદ માણી જાય છે

વિદેશમાં થઈ રહેલા પ્રાચ્યવિદ્યાના સંશોધનકાર્યમાંય એમનો હિસ્સો નાનોસૂનો નથી અનેક વિદ્વાનોને તેઓ સંશોધન-સામગ્રી સુલભ કરી આપે છે અને પોતાના જ્ઞાનનો લાભ આપે છે આમ મુનિશ્રી એક જીવંત વિદ્યાપીઠશા છે તેઓ અનેક સંશોધન સંસ્થાઓ સાથે સંકળાયેલા છે જોધપુરનુ પ્રાચ્યવિદ્યાપ્રતિષ્ઠાન તેમણે લેવરાવેલી જેસલમેરના જ્ઞાનભંડારની હસ્તપ્રતોની માઈક્રોફિલ્મની ફોટોકોપીઓથી સમૃદ્ધ છે વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરને તેમનો ઉમળકાભર્યો સહકાર મળે છે અને તેની ગ્રંથમાળાને તેઓ અમૂલ્ય ગ્રંથરત્નો સંપાદિત કરી આપી કે સંપાદન કરવા માટેની સામગ્રી પૂરી પાડી સમૃદ્ધ કરી રહ્યા છે

વળી, પ્રાચીન ભારતીય સાહિત્યના સંશોધન-સંપાદનને વેગ મળે એ હેતુથી મુનિશ્રીએ એક એવી સંસ્થાની કલ્પના કરી કે જ્યાં અનેક જ્ઞાનભંડારો ભેટ કે અનામત તરીકે આવે, વ્યવસ્થિત થાય અને તેમાંની અપ્રગટ કૃતિઓ પ્રકાશિત થાય; જ્યાં જે હસ્તપ્રતોને તેમના માલિકો કે રક્ષકો આપવા તૈયાર ન હોય તેમની માઈક્રોફિલ્મનો વિપુલ સંગ્રહ હોય; જ્યાં વિદ્વાન સંશોધકોને એક જ સ્થળે સંશોધન-સામગ્રી સુલભ થાય આ વિચાર વિખ્યાત ઉદ્યોગપતિ શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈને ખૂબ જ ગમી ગયો અને આમ જન્મ થયો લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરનો તેઓશ્રીએ પોતાનો હસ્તપ્રતોનો કીમતી સંગ્રહ વિદ્યામંદિરને ભેટ ધર્યો અને એ રીતે વિદ્યામંદિર શરૂ થયુ પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટીના તેઓ પ્રણેતા છે અને શ્રી મહાવીર જૈન વિદ્યાલયની આગમ પ્રકાશન યોજનાના તેઓ પ્રાણ છે ગુજરાતી સાહિત્ય પરિષદ્ (અમદાવાદ અધિવેશન)ના ઇતિહાસ વિભાગના તેમ જ ઑલ ઇન્ડિયા ઓરિએન્ટલ કૉન્ફરન્સ (૧૯૬૧)ના પ્રાકૃત વિભાગના અધ્યક્ષપદે બિરાજી ચૂકેલા મુનિશ્રી ઇતિહાસ, લિપિશાસ્ત્ર, પ્રાકૃત, સંસ્કૃત, જૂની ગુજરાતી, રાજસ્થાની વગેરેના અઠંગ અભ્યાસી વિદ્વાન છે.

આમ પુણ્યાત્મા મુનિશ્રી પુણ્યવિજયજી માત્ર ગુજરાતે જ નહિ સમગ્ર ભારતે ગર્વ લેવા જેવા એક નિરાડંબર વિનમ્ર વિદ્યાપુરુષ છે એમનો જ્ઞાનયજ્ઞ હજુય અનેકાનેક વર્ષો સુધી ચાલે અને અનેક સંશોધકોને દીર્ઘકાળ સુધી એમની હૂંફ મળ્યા કરે એ જ અભિલાષા.

# સ્મરણાંજલિ

## ડૉ ચંદ્રભાલ ત્રિપાઠી, બર્લિન

સન ૧૯૬૪ની ઊતરતી સંધ્યાના દિવસોની વાત છે ડિસેમ્બરની સત્તાવીસમી તારીખે સ્નેહી ભાઈશ્રી દિનકર ત્રિવેદીએ સૂચન કર્યું જે પૂ પા મુનિરાજ શ્રી પુણ્યવિજયજી અમદાવાદમાં વિહરે છે, તેમનાં દર્શન કરી આવો આમેય મારા કુટુંબનો જૈન મુનિ-વિદ્વાનો પ્રત્યે પૂજ્યભાવ હતો. જગદ્ગુરુ સૂરિસમ્રાટ શ્રી વિજયનેમિસૂરીશ્વરજીની અમારા ઉપર અમીદૃષ્ટિ હતી મારી જન્મભૂમિ ખંભાતમાં તેઓશ્રીના તથા તેમના શિષ્યસમુદાયનાં દર્શનથી અનેક વાર અમે પુનિત થયેલા. વળી, ભારતમાં ને પછી જર્મનીમાં જૈન આગમ અને દર્શનના પ્રાસંગિક અધ્યયનને કારણે મુનિ શ્રી પુણ્યવિજયજીનુ પુણ્યનામ કેટલીયે વાર દૃગ્ગોચર થયું હતું તેથી એ આગમપ્રભાકરની પવિત્ર મૂર્તિના પ્રત્યક્ષ દર્શનનો અવસર અમૂલ્ય માની હુ તરત જ ગયો પૂ પા મુનિશ્રી કાર્યવ્યસ્ત હતા તોયે એમણે કૃપા કરીને મારી વિદ્યાપ્રવૃત્તિઓનુ બયાન શાન્તિથી સાભળ્યુ, મહાર્ઘ ઉપદેશ આપ્યો અને ભાવિ સ્વાધ્યાય અર્થે શુભાશિષ સાથે ધર્મલાભ દીધા હુ ધન્ય બન્યો (આ જ દિવસે મુરબ્બી શ્રી દલસુખભાઈ માલવણિયાનો પરિચય સાધવાની તક મળી હતી એ કેમ વીસરાય ?)

એપ્રિલ ૧૯૬૭માં ઈશ્વરેચ્છાએ મને બર્લિન બોલાવ્યો અહી પ્રાધ્યાપક બ્રૂનના નિર્દેશાનુસાર મારુ મુખ્ય કાર્યક્ષેત્ર બન્યું છે: જૈનાગમનો સ્વાધ્યાય, ગૌણરૂપે જૈનદર્શન ને ઇતિહાસ સૌપહેલા શ્રી अनुयोगद्वारसूत्रनो પાઠ કર્યો, અને જર્મનીમાં સુરક્ષિત માતૃકાઓ એકઠી કરી તેઓમાના પાઠાન્તરો નોંધ્યાં આ વિષયમાં પૂ મુનિશ્રી પુણ્યવિજયજી તથા મુરબ્બી ડૉ સાંડેસરા ને દલસુખભાઈનો સંપર્ક સાધ્યો, તેનો પ્રતિબોધ પણ અચિરાત્ સુણવા મળ્યો ક્રમશઃ आवश्यक-निर्युक्ति ને તત્સંબંધિત चूर्णि, भाष्य, टीका આદિ ગ્રન્થોનાં વાચન મનન આરંભાયા, તેમાયે મુનિશ્રી પુણ્યવિજયજીની સવિસ્તર સૂચનાઓ એમના પત્રો દ્વારા ઉપલબ્ધ થઈ છે શ્રી. विजयवल्लभसूरि–, શ્રી हजारीमल–, શ્રી. मोहनलालजी–स्मारकग्रंथોમા પ્રકાશિત મુનિશ્રી પુણ્યવિજયજીના વિવિધ લેખોએ પણ અનેકવિધ પથપ્રદર્શન કર્યા કર્યું છે

વળી कल्पसूत्र, जिनकल्प-भाष्य, बृहत्कल्पसूत्र-भाष्य, अङ्गविज्जा ઇત્યાદિ ગ્રન્થરત્નોનાં મુનિશ્રી દ્વારા શાસ્ત્રીય દૃષ્ટિથી સંપાદિત સંસ્કરણો જોવા, વાચવાં, ઉલ્લેખવા પડ્યા છે છેલ્લા પાંચ–છ મહિનાથી સ્ટ્રાસબુર્ગના ગ્રન્થાલયની જૈન–માતૃકાઓનુ વિસ્તૃત વિવરણ લખી રહ્યો છુ, તેમાયે મુનિશ્રી પુણ્યવિજયજી દ્વારા સંકલિત ખંભાતના શ્રી શાન્તિનાથ ભંડારની વિવરણી એક આધારગ્રન્થ બની છે

આમ, અતિ દૂરસ્થ એ વિદ્યામૂર્તિના જ્ઞાનભાસ્કરની પવિત્ર પ્રભા પ્રસન્ન પ્રકાશ પાથરી મારી આંધળી જેવી આંખોને ઉન્મીલિત કરી રહી છે, અને અન્તર્ચક્ષુ સમક્ષ તો એ સૌમ્યમૂર્તિ અગણિત વેળા પ્રત્યક્ષ બની રહી છે

તેથી સ્મરણાંજલિની આ પંક્તિઓ ગુરુદક્ષિણારૂપે સમર્પતાં પુનઃ પુનઃ પ્રણિપાત સાથે સપ્રશ્રય પ્રાર્થના જે એ આગમપ્રભાકરના વરદ નિર્દેશનમાં શ્રુતદેવતાના શ્રીચરણેષુ ભક્તિભર્યા અર્ઘ્યકુસુમો પ્રસ્તુત કરવાના મને અનેક આનન્દપૂર્ણ અવસરો આવો

जैनागमप्रभाकर्त्री प्रसन्ना विश्वतोमुखी ।
विद्वत्तोषकरी चिरं जीयाच्छ्रीपुण्यभारती ॥

# મહામના મુનિજી

શ્રી. મધુસૂદન ઢાંકી, વારાણસી

મુનિશ્રીના લેખનપ્રદાનથી તો વર્ષોથી અભિજ્ઞ હતો; પણ પ્રથમ વાર દર્શન થયેલાં પાંચેક સાલ પહેલાં; અમદાવાદના લુણસાવાડાના ઉપાશ્રયે એ પછી તો ત્રણેક વાર જુદે જુદે પ્રસંગે અમદાવાદ ખાતે કરીને એમનાં દર્શનનો યોગ પ્રાપ્ત થયેલો. એક વાર તો વાસ્તુવેત્તા શ્રી પ્રભાશંકરભાઈ અને એક વાર વિદ્વદ્વર્ય પં. અંબાલાલ પ્રેમચંદ શાહની સાથે મુનિજીને મળવાનું થયેલું વાસ્તુગ્રન્થોની ખોજ અંગે એમના સંપર્ક–પરામર્શનો એ હતો પ્રસંગ, એ અવસરે ઘણી ઉપયુક્ત માહિતી એમની પાસેથી પ્રાપ્ત થયેલી. છેલ્લે, થોડા માસ પહેલા જ વડોદરામાં શ્રી આત્માનન્દ જૈન ઉપાશ્રયમાં ડૉ ઉમાકાન્ત શાહની સંગાથે એમનાં દર્શને જવાનો સુયોગ પ્રાપ્ત થયેલો આ બધી મુલાકાતો દરમિયાન એમને વિષે જે કંઈ સાંભળેલુ તે પ્રત્યક્ષ જોયુ. મુનિશ્રીની વિદ્યાની લહાણી અંગેની અનન્યવિ ઉદારતા, ભારતની ભૂતકાલીન સંસ્કૃતિનુ સંશોધન કરવા ઇચ્છનાર સોકોઈ પરત્વેની એમની અપાર મમતા, અને સાથે જ જોયુ એમનુ ગૌરવપૂર્ણ, તામ્રદીપ્ત, સૌભદ્ર અને પ્રસન્નકર વ્યક્તિત્વ સૌજન્યમૂર્તિ, વિદ્યાવત્સલ મુનિજી પાસે વિદ્યાની ટહેલ નાખનાર કોઈ ખાલી હાથે પાછુ જતું નથી

એમના વિદ્યાવ્યાસંગી સ્વભાવનો પરિચય તો પ્રકાશિત સંશોધનાત્મક લેખો અને એમણે સંપાદિત કરેલ મૂલ્યવાન પ્રાચીન ગ્રન્થસાહિત્ય પરથી મળી જ રહે છે. સત્ત્વશીલ, વિવેક-વિનીત અને હેતુનિષ્ઠ એ લેખન ભારતીય સંસ્કૃતિનાં કેટલાંયે જાણીતાં અને અણજાણ પાસાંઓને અજવાળે છે. પણ સાથે જ, સાધુ હોય કે સંસારી, વિદ્વાનોના પડછાયામા કેટલીક વાર ભળી જતી માન, મત્સર, માયા અને અસૂયાની તમિસ્ર છાયાઓ મુનિજીથી તો હજારો જોજન છેટી ભાગતી દીઠી : એથી થયેલા સાનન્દાશ્ચર્યનો નિર્દેશ દેવાની ભાગ્યે જ જરૂર મનાય

તપોનિષ્ઠા, નિસ્પૃહતા, તત્ત્વચિન્ત્યમયતા અને ડુંગરના ખોળે રમતી જલધારાશી પારદર્શિતા તો ચારિત્ર્યશીલ જૈન મુનિઓમાં અપેક્ષિત, જીવનમાં ઘણી વાર જોવા મળતી, સંસ્કારગત ને સ્વભાવગત લાક્ષણિકતાઓ છે : વર્ષોના અભ્યાસ–રિયાઝથી વિકસેલી, ઘૂંટાયેલી, જીવન સાથે ઓતપ્રોત બનેલી, પુરાણા મંત્ર અને ચોખા જેવી પથ્ય અને મધુર પણ તત્ત્વાનુષંગિક અને આચારસાધના અતિરિક્તનો વિદ્યાવ્યાસંગ અને તેમાયે વળી ઇતિહાસપ્રવણ દૃષ્ટિ, ગવેષણવૃત્તિ તો બહુ થોડા જૈન મુનિઓમા જોવા મળી છે આ ક્ષણે હૈયે ચઢે છે આચાર્યશ્રી વિજયધર્મસૂરિ, મુનિ શ્રી ચતુરવિજયજી અને કાન્તિવિજયજી, મુનિશ્રી જિનવિજયજી, જયન્તવિજયજી અને કલ્યાણવિજયજી, ત્રિપુટી મહારાજ અને જમ્બુવિજયજી જેવાં થોડાંક, પણ તેજસ્વી નામો પ્રાચીન ઇતિહાસોપયોગી વાઙ્‌મય—પ્રબન્ધો અને ચૈત્યપરિપાટીઓ, ગ્રન્થપ્રશસ્તિઓ, ગુર્વાવલીઓ અને પટ્ટાવલીઓ; તેમ જ પુરાતત્ત્વ અને કલા–ઇતિહાસના મૌલિક સાધનો–ઉત્કીર્ણ લેખો, પુરાણી પ્રતિમાઓ અને મન્દિરો, પ્રતસ્થ ચિત્રો પ્રભૃતિ સાધનસાહિત્ય—ને પ્રકાશમાં લાવવા આ સૌ ત્યાગરત મુનિઓનો નોંધપાત્ર, નિષ્કામ અને યશસ્વી ફાળો રહ્યો છે ને એ ક્ષેત્રે મહારાજશ્રીનું—મુનિશ્રી પુણ્યવિજયજીનું—તો આગવું, વિશિષ્ટ અને પ્રશસ્ય પ્રદાન રહ્યું છે

એમના દ્વારા સમ્પન્ન સંશોધન લેખો-પ્રકાશનોની પૂર્ણ યાદી અહીં ન આપતાં આ પળે જેની સ્મરણપટ પર છાપ ઊપસી આવે છે તે પ્રમુખ પ્રદાનોની વાત કરું તો એમાં દેશવિરતી ધર્મારાધક સભા તરફથી પ્રકાશિત “ જૈન ગ્રન્થ પ્રશસ્તિ સંગ્રહ ” અને ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રસિદ્ધ

થયેલ ખંભાતના શાન્તિનાથ જિનાલયના ગ્રન્થભણ્ડારની તાડપત્રીય હસ્તપ્રતોની વિગતપૂર્ણ સૂચિ નોંધનીય છે, ગુજરાત અને રાજસ્થાનના મધ્યકાલીન ઇતિહાસમાં કેટલાક ખૂટતા રંગો એ ગ્રન્થોની પ્રશસ્તિઓ–પુષ્પિકાઓ દ્વારા પૂરી શકાયા છે "શ્રી મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણ મહોત્સવ અંક"માં પ્રસિદ્ધ થયેલ શત્રુંજય પર મળી આવેલા મંત્રીશ્વર વસ્તુપાલના શિલાલેખની વાચનાવાળો એમનો લેખ વાઘેલાયુગીન પુરાતત્ત્વ તેમ જ વસ્તુપાલ–તેજપાલના જીવન અને કાર્ય સંબંધી એક મહત્ત્વપૂર્ણ, નવા સાધનનો ઉમેરો કરે છે પણ એમની કીર્તિદા તો બન્યુ છે "વસુદેવહિન્ડી" અને "અઙ્ગવિજ્જા"નુ સંપાદન ગુપ્તકાલીન ભારતીય સંસ્કૃતિના અધ્યયનમાં અત્યધિક અગત્ય ધરાવનાર આ બે વિરલ અને બહુમૂલ પ્રાકૃત ગ્રન્થોની લબ્ધિ માટે ભારતીય વિદ્યાવિદો મુનિશ્રીના હમેશના ઋણી બન્યા છે

સરસ્વતીની ઉપાસના અને પરમાદર તો આર્યધર્મની ઇતર બે શાખાઓ–બ્રાહ્મણ અને બૌદ્ધ–જેટલાં જ જૈન સંપ્રદાયમાં પણ રહ્યાં છે તેમાંયે વાગ્દેવીની પ્રતિમાનાં સર્જન જૈનાશ્રિત કલામાં જેટલાં થયાં છે તેટલાં અન્યત્ર જાણ્યાં નથી શારદાની કેવળ સ્થૂલ પૂજા જ નહી, વિદ્યોપાર્જન-સર્જનમાં પણ જૈન મુનિવરો ઓછા પ્રવૃત્ત નહોતા રહ્યા, વિદ્યોપાસનાની એ મહાન પરંપરાના સાંપ્રત કાળે મુનિશ્રી એક સીમાસ્તંભ બની ગયા છે.

ઇતિહાસ–પુરાતત્ત્વ અતિરિક્ત, એમનાં જૈનાગમો પરનાં સંશોધનો ઘણી દૃષ્ટિએ મૂલ્યમય મનાયાં છે એમની એ મહાન સેવાના પ્રતિઘોષરૂપે, સમાજમુખે સ્વયંભૂ પ્રગટેલા, એમને સંબોધાયેલ 'આગમપ્રભાકર'ના અભિધાનની યથાર્થતા, સાર્વત્રિક સ્વીકૃતિ વિષે શંકાને કોઈ જ સ્થાન નથી. "નન્દિસૂત્ર"ની એમણે વર્ષોના પરિશ્રમ બાદ, અને મોટી સંખ્યામાં એકઠી કરેલી પુરાણી પ્રતોના મિલાનાધારે તૈયાર કરેલી સંશુદ્ધ વાચનાવાળી આવૃત્તિ, પદ્ધતિપૂર્ણ જિનઆગમોદ્ધારના અનુલક્ષમાં એક સીમાચિહ્નરૂપે યાદગાર બની રહેશે

સંપ્રદાયની આમન્યામાં રહેવા છતા, સાધુકર્મનુ સાહચર્ય જરાયે અળગું ન કરવા છતાં, અને એ કારણથી દોરાઈ જતાં સીમાવર્તુળ—ઘણી ઘણી મર્યાદાઓ અને એથી ઊભી થતી અગવડો—ની સામે એ જ સંયોગોનો, ને એ સંયોગોમાં એમને જ લભ્ય બની શકે તેવી કેટલીક વિરલ સુવિધાઓનો, એમની જ સામે ખૂલી શકે તેવાં વાઙ્મયિક સામગ્રીના અને પુરાવસ્તુના ભંડારોના દ્વારોની તકનો પરમ સદુપયોગ કરી, એક બાજુથી નષ્ટભ્રષ્ટ થતી પ્રાચીન સંપત્તિના જતનાપૂર્વકના પરિરક્ષણ-પરિમાર્જનની પ્રેરણામૂર્તિ બની રહ્યા, અને બીજી બાજુ એ મૂલ્યવાન સાધન-સામગ્રીને પ્રકાશમાં લાવવાના—પુરાણા ભારતની સંસ્કૃતિના આપણા જ્ઞાનમાં વધારો કરવાના—તેઓ અર્ધી સદી ઉપરાતના અવિશ્રાન્તશ્રમી પુરુષાર્થી પણ બની રહ્યા આથી એ ક્ષેત્રમાં લધાયેલાં પરિણામોનો વિચાર કરીએ તો આજની, એમની નજર સામેની પેઢી, અને આવનારી પેઢીઓ એમની કેટલી ઋણી છે એ વાતનુ સત્વર ભાન થાય છે પુરાણી બેમૂલ હસ્તપ્રતોનો સંગ્રહ એકઠો કરનાર 'લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર' સરખી પ્રાચ્યાન્વેષણ સંસ્થા પાછળ મુનિજીની પ્રેરણા પ્રભાવક બનેલી અને તેની સ્થાપના સમયે પહેલું કામ તો પોતાનો જ દશ હજાર જેટલી પ્રતોનો સંગ્રહ અર્પણ કરવાનું કર્યું : એક રીતે શેષ રહેલ પરિગ્રહની માત્રા પણ ઘટાડી : વ્રતધારી સાધુના ધર્મને એમણે પૂરેપૂરો ચરિતાર્થ કરી બતાવ્યો છે.

એમની સંશોધનાભિમુખ વૃત્તિ પરંપરાનાં શ્રેષ્ઠ તત્ત્વોને જુદાં તારવી, સાચવી લઈ, અનિષ્ટ પાસાંઓથી દૂર રાખનારી અન્તરસ્થ લાલબત્તી બની હોય તેમ લાગે છે આચાર્ય હરિભદ્રસૂરિ અને પરમ સાધુ હેમચન્દ્રશી એમની ભૂમાપ્રવણદૃષ્ટિ અને સર્વદર્શનસમભાવની આડમાં પણ એ જ સત્યાન્વેષી દીપશિખા કારણભૂત બની હોય તેમ અંદાજીએ તો ખોટું નથી. તત્ત્વ પર આચ્છાદનરૂપે

રહેલા તત્ત્વના કલેવરની જાણકારી પણ તત્ત્વાવબોધ જેટલી જ ઇષ્ટ છે, ઇતિહાસ—કથાનુયોગ-ચરિતાનુયોગ—નું અનુશીલન અને અવેક્ષણ પણ ઉપકારક પ્રવૃત્તિ છે, નિર્લેપભાવે આચરો તો એ મુક્તિમાર્ગની બાધક નહીં, પળોજણરૂપે નહીં, સાધક પોષક અને પુષ્ટિકર છે એવું માનનારાઓ આપણને સૌને મુનિજી સરખી વિભૂતિનો આજે સાથ છે એ મોટા સદ્ભાગ્યની વાત છે એમની આ વ્યાપક દૃષ્ટિ અને સમુચિત વલણ કેટલાં લાભદાયી—ફળદાયી બન્યાં છે તેનાં પ્રોજ્જ્વલ દૃષ્ટાન્તો તો છે મુનિજીનું પોતાનું જ કવન અને એમની પ્રેરણાથી અને પ્રભાવથી ગુજરાતમાં નિર્માયેલ કર્મઠ વિદ્વાનોનું વર્તુળ

શિષ્યપરિવારવૃદ્ધિની માથાકૂટમાં પડવાને બદલે, બોજારૂપ, અહંતાવર્ધક પદવીઓને આવકારવાને બદલે, મુનિશ્રીએ તો પુરાણી પ્રતોનાં સંવર્ધન–સંરક્ષણમાં પ્રવૃત્ત રહેવું પસંદ કર્યું છે શ્રાવકો પાસેથી પ્રશંસાનાં પુંપોની પ્રાપ્તિના પરિશ્રમી બનવાનો કે સંઘાગ્રણી ધનિક શ્રાવકોની (સત્કાર્ય-સિદ્ધ્યર્થે પણ) સાધૂચિત ગૌરવ છોડી ખુશામત કરવાનો ખ્યાલ મુનિજીને સ્પર્શ્યાનું જાણ્યું નથી સંસાર છોડ્યા છતાં સંસારીઓની ઝીણી-મોટી પ્રવૃત્તિઓમા ફુરસદે આછો—ઊંડો કે આડકતરો રસ લેવાની (અન્યથા માનવસ્વભાવસહજ) પ્રવૃત્તિ મુનિશ્રીને આકર્ષી શકતી નથી આડંબર અને યશોપણાથી પર રહેલા મહારાજશ્રીનો સાધુધર્મ કથામાં ચોંટેલો ન રહેતાં અન્તરંગમાં ઊતરેલો છે તે વસ્તુ તો એમના પ્રથમ જ વાર દર્શનાર્થે આવેલી વ્યક્તિ પણ અનુભવે છે

મુનિશ્રી એક ઊંચી કોટિના વક્તા, પ્રભાવક વ્યાખ્યાતા છે, એ વાતથી એમના શ્રોતાજનો સુપરિચિત છે; પણ ઐતિહાસિક અને સાસ્કૃતિક વિષયોનાં પાસાંઓને દીપ્ત કરનાર, આગમોના પાઠોનુ અધિકારથી સંશોધન કરનાર મુનિજીનુ આગમ-તત્ત્વવિષયક અને દર્શનોના અન્તરંગનું જ્ઞાન પણ કેટલું તલાવગાહી અને સૂક્ષ્મ છે તે તો તેમની સાથે પ્રસંગોપાત્ત વિચારવિમર્શ કરનાર વિદ્વાનો સારી રીતે જાણે છે એક પ્રસંગ મારા માટે તો સ્મરણીય બની ગયો છે તત્ત્વજ્ઞાનના એક પ્રમેય અંગે મનમાં ઊઠેલો કોયડો વેરી આશંકાનું કારણ બનેલો, ભારે અમૂંઝણ થયેલી તેનો ખુલાસો કદાચ મહારાજશ્રી પાસેથી મળે એવી આકાંક્ષાથી એક સાજે એમની પાસે એકલો જ ગયો પ્રાસંગિક વાતચીત પછી મારી વાત એમની પાસે રજૂ કરી: "જો પરબ્રહ્મ કે સિદ્ધગતિએ પહોંચેલ આત્મા સર્વદર્શી, ત્રિકાલજ્ઞ હોય, દૃષ્ટ–અદૃષ્ટ વિશ્વના સકલ જીવાજીવ પદાર્થોની ગતિ, સ્થિતિ, ક્રિયા અને એ સૌના અતિત-અનાગતથી સંજ્ઞાત હોય, તો એનો વ્યવહારમા અર્થ એટલો જ થાય કે માનવ-પુરુષાર્થની વાત ભ્રામક ઠરે, હોનહાર બધું જ નિર્મિતિને ચોપડે લખાઈ ચૂક્યું છે અને નિયતિ અનુસાર યથાકાળે સૌ બન્યે જશે; માનવ કંઈ કરતો જ નથી આમ જ હોય તો આજીવક–ગોશાલકનો નિયતિવાદ—એની પ્રરૂપણાનાં કેટલાક કઢંગા પાસાંઓ અને સ્થૂળ નિષ્કર્ષોને બાજુએ રાખતા —એક સિદ્ધાન્તરૂપે કે પ્રમેયરૂપે સાચો જ ઠરે" આનો મને જે ઉત્તર મળ્યો તેમા સમાધાન તો હતુ જ, પણ વિશેષમાં મુનિશ્રીની શાસ્ત્રપૂત જ નહી, સંવિત્તિશીલ પ્રજ્ઞા અને વદ ચૌદશની રાતે દેખાતા શુક્રના ગ્રહ જેવી પ્રકાશમાન, સ્વચ્છ, તાર્કિક મેધાના દર્શન થયા જૈન મુનિને છાજે તેવી, 'ભાષાસમિતિ'નુ તત્ત્વ સાચવતી એમની વાણી કેવી ઋતંભરા, અર્થપ્રબોધી, અને અમોઘ બની શકે છે એનો એ પળે ખ્યાલ આવ્યો એમણે સમજાવ્યું કે "આ પ્રશ્ન ઈશ્વરના દૃષ્ટિકોણથી નહી, માનવીની દૃષ્ટિએ જોવાનો છે કર્તૃત્વભાવ ક્રિયારત મનુષ્ય પોતે સેવતો હોય છે અને નિયતિચક્ર તેમ જ એમાથી પામવાના છુટકારા માટે એ જે પુરુષાર્થ કરે છે એને પોતે તો નિયતિથી અજ્ઞાત—અસંપ્રજ્ઞાત રહીને જ કરતો હોઈ, તેની દૃષ્ટિએ વ્યવહારમાં નિયતિનુ અસ્તિત્વ કે અનસ્તિત્વ સરખુ જ બની રહે છે; એના પોતાના ભાવથી તો, સંયોગોના તખ્તા પર એ પોતે જ ક્રિયાનો કર્તા, અને ક્યારેક ક્યારેક

વિધાયક–નિર્ણાયક હોય તેવું પ્રતીતિપૂર્વક માનતો હોય છે; નિષ્ફળતા મળે યા તો આપત્તિમાં આવે ત્યારે પૂર્વ કર્માધીન બધું બની રહ્યું છે તેવું ક્યારેક કહેતો હોય છે. આથી નિયતિની શાશ્વતતા અને માનવાત્માની નિજસ્વી ક્રિયા–માન્યતાને અને માણસને થતી કર્માનુસાર ફલપ્રાપ્તિ વચ્ચે, કૈવલ્યના અભાવમાં નિયતિના, એને રહેલા અજ્ઞાનને કારણે, કોઈ અવરોધ ઊભો થતો નથી" આ વાત અશરીરી, ચિત્તમય ભૂમિકા પરથી મુનિજી કહી રહ્યા હોય તેવું ગાંભીર્ય અને કાળતત્ત્વના લોપનો અનુભવ એ પળે કર્યાનું યાદ છે.

સાઠ સાઠ વર્ષના સાધુજીવનને મુનિશ્રીએ તપ, જ્ઞાન અને અધ્યયનથી ઉજમાળ્યું છે મારુ-ગુર્જરીના જનાદરણીય જ્યોતિર્ધર, પરમસારસ્વત મુનિશ્રીની દીક્ષાપર્યાયીના, દોઢ દાયકા બાદ થનારા અમૃતોત્સવ પ્રસંગે, એમની પાસેથી હવે પછી થનારાં પ્રદાનોને અભિનંદવા, ને એમના સારસ્વતકર્મને વંદના દેવા ફરીને એકઠા થવાની શુભ કામના એમને જાણનાર સૌકોઈના હૃદયમાં આ પળે સ્ફુરાયમાન થતી હશે।

## શ્રી હરિભદ્રસૂરિ વિરચિત અપભ્રંશ ચરિત-કાવ્ય

### 'नेमिणाहचरिउ'

**શ્રી મધુસૂદન ચિમનલાલ મોદી**, અમદાવાદ

પ્રસ્તુત કાવ્યનું સંપાદન બે હસ્તપ્રતોને આધારે હું તથા પ્રો ભાયાણી અત્યારે લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર તરફથી કરી રહ્યા છીએ આ કાવ્યના એક અલ્પ-ભાગ 'सणतुकुमारचरिउ'નું સંપાદન પ્રો. યાકોબીએ ઈ સ ૧૯૨૦માં બોન યુનિવર્સિટી તરફથી તૈયાર કર્યું હતું. ત્યારે તેમની પાસે, અત્યારે લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના કબજાની, કાગળની લગભગ ૧૬મા સૈકાની હસ્તપ્રત હતી. તે પ્રત ઘણી અશુદ્ધ છે, છતાં તેમણે એક વિશિષ્ટ કૃતિનું સારી રીતે સંપાદન કર્યું હતું. સ ચ તો આ ચરિતકાવ્યનો કડી ૪૪૪ કડી ૭૮૬ એટલે ૩૪૨ કડી જેટલો જ ભાગ છે. આખુંય ચરિત-કાવ્ય ૮૦૩૨ શ્લોકપ્રમાણ છે:

पञ्चक्खरगणणाए सिलोग-माणेण इह पवंधंमि
अट्ठेव य ससहस्सा वत्तीस-सिलोगया होंति ॥

[દરેક અક્ષર ગણતાં શ્લોકના માપથી આ પ્રબંધમાં ૮૦૩૨ શ્લોક છે.]

આ વિશાળ ચરિતકાવ્ય વડગચ્છના શ્રીચંદ્રસૂરિના શિષ્ય શ્રી હરિભદ્રસૂરિએ કુમારપાલ રાજાના રાજ્ય સમયે અણહિલવાડ પાટણમાં રચ્યું હતુ

कुमरवालह निवह रज्जंमि
अणहिल्लवाडइ नयरि अनणु-सुयण-वुहयणह संगमि
सोलुत्तर-वार-सय-कत्तियमि तेरसि-समागमि
अस्सिणि-रिक्खिण सोम-दिणि सुपवित्ति लग्गमि
एहु समत्थिउ कह-वि निय-परियण-साहज्जमि ॥

[કુમારપાલ રાજાના રાજ્યમાં અણહિલવાડ નગરમાં ઘણા સજ્જન અને બુધજનના સંગમમાં, સં. ૧૨૧૬, કાર્તિક માસની તેરસે, અશ્વિન-નક્ષત્રના પવિત્ર લગ્નમાં સોમવારે પોતાના પરિજનોની મદદથી આ (ચરિતકાવ્ય) ખૂબ જ આયાસથી રચ્યું.]

આ કાવ્યનું સંપાદન કેવળ કાગળની અશુદ્ધ હાથપ્રત ઉપરથી અશક્ય બન્યું હોત. તે શક્ય બન્યું મહારાજશ્રી પુણ્યવિજયજીએ માઈક્રોફિલ્મ કરી લીધેલી જેસલમીરના ભંડારના તાડપત્રની પ્રતને કારણે તે માઈક્રોફિલ્મ કરેલી નકલની ફોટોસ્ટાટ કૉપી અમને મહારાજશ્રીએ આપી. તે પ્રત ઘણી જ સ્પષ્ટ, શુદ્ધ અને લગભગ કવિની સમકાલીન હોય એવી છે આ તાડપત્રની પ્રતને પડછે કાગળની પ્રત રાખીને અમો શુદ્ધ પાઠ સારી રીતે તારવી શક્યા છીએ મહારાજશ્રીની ફોટોસ્ટાટ નકલ વિના આ શક્ય બન્યુ ન હોત અને ગૂજરાતી ભાષાના વિકાસને ઉપકારક આપણા જ પ્રાંતમાં લખાયેલા એક અપભ્રંશ-કાવ્યને નીરખવા આપણે ભાગ્યશાળી થયા ન હોત

'नेमिनाहचरिउ'ની અપભ્રંશ ભાષા શ્રી હેમચંદ્રાચાર્યે તેમના વ્યાકરણમાં નિર્દેશેલી ભાષા સાથે ઘણુ સામ્ય ધરાવે છે સાથે સાથે પ્રાચીન ગૂજરાતી જે रेवंतगिरिरासु, पचपडवरासु વગેરે કાવ્યોમાં માલૂમ પડે છે તેથી સાથે પુરોગામી તરીકે તે સાતત્ય દેખાડે છે. લગભગ અલ્પ ભાગ બાદ કરતાં આખોય ગ્રંથ અટપટા 'વસ્તુ' છંદમાં રચાયેલો છે, એ તેની વિશિષ્ટતા છે; કારણ કે સામાન્ય રીતે પ્રાપ્ત થતા અને છપાયેલાં અપભ્રંશ કાવ્યો સંધિ-બદ્ધ રચનામાં તથા પ્રમાણમાં અર્વાચીન કાગળની હસ્તપ્રતો ઉપરથી તૈયાર થયેલાં છે આ રીતે સંક્ષેપમાં ने. च. એક અપ્રતિમ સંપાદનાર્હ અને અભ્યાસાર્હ ગ્રંથ છે.

આ કાવ્યમાં આવતા ઘણા પ્રયોગો, કહેવતો, શબ્દયોજના વગેરે ગૂજરાતી ભાષામાં અત્યારે પણ પ્રચલિત છે - તેના બે-ત્રણ દાખલા આપું તે આ ટૂંકા લખાણમાં પ્રસ્તુત હોઈ શકે. દાખલા તરીકે : કડી ૮૭૮ :

तयणु परियणु सयलु साणंदु
अन्नोनइं मुह-कमल सच्चवंतु पुणु पुणु पयपइ ।
अरि पेक्खह पेक्खह य तुब्भि धरिवि मणु ठाणि संपइ ॥
दिट्ठु जु रामिण सिविणुलउ तं फलियउं भरहस्सु ।
एहु जि जपइ सयलु जणु तं फुडु हुयउ अवस्सु ॥

[ ત્યાર પછી બધાય પરિજન આનંદિત બની એકબીજાનાં મુખ-કમલ નીરખતા વારંવાર બોલવા લાગ્યા : "અત્યારે મનને ઠેકાણે રાખીને, અરે, તમે જુઓ, જુઓ ! '**જે સ્વપ્નું રામે જોયું તે ભરતને ફળ્યું**' એમ જે બધાં જણ બોલે છે તે અવશ્ય સ્ફુટ બન્યુ છે !" ]

'રામનુ સ્વપ્નુ ભરતને ફળ્યું' એ કહેવત અત્યારે પણ ગૂજરાતીમાં છે

બીજી કડી ૮૫૨ :

नूण वियरहु वयणि मसि-कुच्चु
तह सीलवइ त्ति निय-नामु नेउ पायालि वोलउं ।
ता एरिसु मह पुरउ मन भणेह पुणु वयणु भोलउं ॥
तयणु ति दोवि अणगरइ-पुरउ भणहिं स-विसाय ।
एइण जलिण न वप्फहइ एहि मुग कहमवि भाय ॥

[ "ખરેખર તમે તમારા મો ઉપર મેસનો કુચડો લગાવો; તે પ્રમાણે હું કરું તો 'શીલવતી' જે મારું નામ છે તેને પાતાળમાં લઈ જઈને બોળી દઉં તો આ પ્રમાણે ભોળવનારો બોલ ફરીથી તમે મારા આગળ ન બોલો," એટલે તે બંનેય બહેનો વિષાદપૂર્વક અનંગરતિ પાસે બોલવા લાગી : "ભાઈ, આ પાણીથી એ મગ કોઈ હિસાબે પણ બફાવાના નથી !" ]

'આ પાણીથી એ મગ ચઢશે નહિ' એ શબ્દપ્રયોગ ગૂજરાતીમાં જાણીતો છે

બીજું એક દૃષ્ટાંત આપું છું, જેમાં શ્રી હેમચંદ્રાચાર્યે એમના અપભ્રંશ વ્યાકરણમાં આપેલું દુહાનું ઉદાહરણ જરા જુદી રીતે દેખા દે છે:

રુક્મિણીનું હરણ કરીને કૃષ્ણ આવ્યા છે. તેને મૂકીને તે એકલા રુકમીના વિશાળ સૈન્ય સામે લડવા જાય છે તે સમયની રુક્મિણીની વિમાસણ અને કૃષ્ણનો ઉત્તર નીચેની કડીમાં છે:

किंपि हविहइ त न याणामि
तयणतरु विहसिउण भणइ कण्हु—मा लाहि भामिणि ।
अवलोइसु एकु खणु कि-पि जमिह वट्टइ रणगणि ॥
अम्हे थोडा रिउ वहु य एहु कायर जपति ।
नियसु नियविणि गयण-यलि रवि कित्तिय दिप्पंति ॥

[ રુક્મિણી બોલી: "કાંઈક અપૂર્વ થઈ જશે—હુ તે જાણતી નથી!" એટલે હસીને કૃષ્ણ બોલ્યા: "હે ભામિની, એમ ન સમજતી; આ રણાંગણમાં જે કાંઈ થાય તે એક ક્ષણ માટે તુ જો! અમે થોડા અને રિપુ બહુ છે એ તો કાયરો બોલે છે હે નિતબિની, તું જો; આકાશમાં કેટલા સૂર્ય પ્રકાશે છે? (એટલે કે, એક જ સૂર્ય પ્રકાશે છે.)]

આ જ પ્રકારનો દુહો સિ. હે. ૪. ૪૭૬ના ઉદાહરણ તરીકે આપવામાં આવેલો છે:

अम्हे थोवा रिउ वहु य कायर एम्व भणाति ।
मुद्धि णिहालहि गयणयलु कइ जण जोण्ह करंति ॥

[ અમે થોડા અને રિપુ બહુ એમ કાયર જનો બોલે છે હે મુગ્ધે, આકાશને તું નિહાળ: કેટલા જણ (ત્યાં) જ્યોત્સ્ના કરે છે? (અર્થાત્ કે–એક ચંદ્ર જ ચંદ્રિકાને પ્રસારે છે)]

આ દુહો પ્રચલિત હોય અને તે જુદા જુદા સ્વરૂપે તે કાળે યોજાતો હોય; અથવા, તો હેમચંદ્રાચાર્યે ને હરિભદ્રસૂરિએ એ થોડોવત્તો ફેરફાર કર્યો હોય એમ પણ બને.

ઉપરની નોંધો તો સ્વલ્પ છે ને च માં ગૂજરાતી ભાષાના પરિમાપક પ્રયોગો ઘણા નોંધપાત્ર છે વ્યાકરણ તથા ભાષા બનેય દૃષ્ટિએ ને च નુ સંપાદન અને પ્રકટીકરણ આવશ્યક હતુ; અને તે મહારાજશ્રીએ તાડપત્રની તે ગ્રંથની પ્રત પ્રાપ્ત કરાવી આપી શકય બનાવ્યું છે તે આ તેમના પ્રશસ્તિ-ગ્રંથમાં નોંધ પામે તે આવશ્યક છે.

આ ઉપરાંત અપભ્રંશ અને પ્રાકૃતના અભ્યાસમાં, ગ્રંથોની હસ્તપ્રતો પ્રાપ્ત કરવામાં, પાટણના ભંડારો બતાવવામાં અને કેટલાંક અપભ્રંશ કાવ્યો જેવાં કે पउमसिरिचरिउ, सुलसक्खाणु, वयरसामिचरिउ વગેરે તૈયાર કરવામાં તેમણે મને ખૂબ જ મદદ કરી હતી તેમના વિષે આ સ્મરણ કરતાં મેં મારા 'હેમસમીક્ષા' નામે ગ્રંથમાં તેમને કરેલા ગ્રંથસમર્પણની શ્લોકત્રયી અહીં પુનરુક્તિ કરવા મારું મન હું રોકી શકતો નથી:

लोकोपकारकरणैकविनिश्चयैर्यो
विद्वद्वरै प्रतिभया श्रुतपूतवित्तैः ।
निष्ठापितो विविधसुन्दरतालपत्रा-
वद्धेषु वोधनिकर. खलु पुस्तकेषु ॥१॥

जात. स मानवकदाग्रहलुप्तकल्प.
पापण्डदम्भकलुषेऽर्थपरे युगेऽस्मिन् ।
तस्योद्धृतिं जनहिताय करिष्यमाणो
ग्रन्थाभिरक्षणपरीक्षणयोजनाभिः ॥२॥

य· प्राकृतादिरचनासु पुरातनीषु
ग्रन्थप्रदानविषमस्थलगोचनैर्माम् ।
प्रावेशयद्गुरुरिवाथ कृतिं ममैतां
पुण्यात्मपुण्यविजयाय समर्पयामि ॥३॥

## સ્વયંપ્રકાશિત પારગામી વિદ્વાન

### શ્રી ઉપેન્દ્રરાય જ. સાંડેસરા, અમદાવાદ.

મારા મુરબ્બી મોટા ભાઈ ડૉ ભોગીલાલ સાંડેસરા પાટણમાં ખૂબ નાની વયથી જ પૂ આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ પાસે સંસ્કૃત, પ્રાકૃત, જૂની ગુજરાતી વગેરે ભાષાઓનો અભ્યાસ કરતા. એટલે અમારા કુટુંબને પૂ પુણ્યવિજયજી મહારાજ અને એમના સમુદાયના મુનિમહારાજો સાથે ઘનિષ્ઠ સંબંધ બંધાયેલો. પછી તો અમે પાટણથી અમદાવાદ રહેવા આવ્યા અને તે પછી કેટલાક સમયે પૂ. પુણ્યવિજયજી મહારાજ પણ પાટણથી વિહાર કરીને અમદાવાદ લુણસાવાડાના ઉપાશ્રયે આવ્યા. એટલે મને અમદાવાદમાં એમના સત્સંગનો વિશિષ્ટ લાભ મળ્યો. શેરબજારના અત્યંત સમય અને ધ્યાન ખેંચી લેતા ધંધામાંથી સમય કાઢીને એમની પાસે વારંવાર જવાનું શક્ય નહોતું. પણ તે છતાં જ્યારે જ્યારે ઠીક ઠીક સમય મળે છે-એમ લાગતું ત્યારે ત્યારે હું એમની પાસે જઈને કલાકો સુધી બેસતો બેઠા પછી એટલો રસ પડતો કે બેસી જ રહેતો; ઊઠવાનું મન જ ન થતું! તેઓ પણ દરેક વખતે પ્રેમથી એમની પાસેની કોઈ નવીન વિશિષ્ટ ચીજ—વસ્તુ બતાવતા, વિદ્યાનાં અનેક ક્ષેત્રોની વિવિધ વાનગીઓ ચખાડતા. અને એમ હું એમની પ્રેમાળ, જ્ઞાનપૂત સત્સંગતિ ઉલ્લાસથી માણતો. બે કલાક ગાળવાનું ધારીને ગયો હાઉં અને ત્રણ કલાક તો સહેજે વીતી જતા!

એવામાં મેં મહાભારતનો સ્વાન્તઃસુખાય અભ્યાસ આરંભ્યો. એટલે જ્ઞાનગોષ્ઠિ દરમિયાન મારા આ અભ્યાસ અંગે હું એમનું માર્ગદર્શન માગતો, અને તે મળી રહેતું. ખાસ કરીને જૈન આગમોમાના ઉપયુક્ત આધારભૂત સન્દર્ભો એ સહેલાઈથી અને આશ્ચર્યજનક ત્વરાથી કાઢી આપતા અને એ દરમિયાન મેં એમની પારગામી ઋજુ વિદ્વત્તા અનુભવી.

આ પારગામી વિદ્વત્તાનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ :

મારા મહાભારતનાં સૂક્તિ-રત્નોનું સમાલોચન કરતા ગ્રન્થ ‘ભારત–રત્ન’ માટે હું શ્રેષ્ઠ શ્લોકોની પસંદગી કરતો હતો તેમાં ઋષિ સનત્સુજાતના બ્રહ્મવિદ્યાબોધમાંના બે શ્લોકનું તાત્પર્ય મને સમજાતું હતું, પણ તેનો અર્થ ગુજરાતીમાં યથાતથ અભિવ્યક્ત કરવાનું મુશ્કેલ લાગતું હતું. એટલે તે માટે ગુજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાનોનો સંપર્ક સાધ્યો પણ સતોષકારક અર્થ બેસાડવાનું કાર્ય અધૂરું જ રહ્યુ. એક વખત બન્ને શ્લોક લઈને હુ પૂ પુણ્યવિજયજી મહારાજ પાસે ગયો. એમણે સ્વાભાવિક ઋજુતાથી કહ્યુ: ‘હું વૈદિક પરંપરાનો જાણકાર નથી એટલે મારો કરેલો અર્થ ભાગ્યે જ સંતોષકારક હશે.’

મેં કહ્યું : 'તેમ છતાં આપને સ્વતંત્ર રીતે જે અર્થ યોગ્ય લાગતો હોય તે કરી આપો. કદાચ કામ આવી જાય'

પૂજ્ય મહારાજશ્રીએ 'સારુ' કહી, અત્યંત ધ્યાનપૂર્વક અર્થ બેસાડ્યો. અમે પછી એના ઉપર દીર્ઘ ચર્ચાવિચારણા કરીને અર્થ વ્યવસ્થિત કરતાં તે અર્થ કેવળ 'સંતોષકારક' નહોતો રહ્યો, પરંતુ ઉપનિષદોની પ્રાચીન પ્રણાલિને અનુરૂપ હતો!

પ્રસ્તુત શ્લોકો અને તેનો અર્થ આ પ્રમાણે છે :

न साधुना नोत असाधुना वा समानमेतद्दृश्यते मानुषेषु।
समानमेतदमृतस्य विद्यादेवयुक्तो मधु तद्वै परिप्सेत्।
योगिनस्त प्रपश्यन्ति भगवन्त सनातनम्॥

મ૦ ભા૦, ભાં ઓ૦ ઈ૦ની વાચના, 'ઉદ્યોગપર્વ', ૪૫-૨૦

नास्यातिवादा हृदयं तापयन्ति नानधीत नाहुतमग्निहोत्रम्।
मनो ब्राह्मी लघुतामादधीत प्रज्ञानमस्य नाम धीरा लभन्ते।
योगिनस्त प्रपश्यन्ति भगवन्त सनातनम्॥ २१॥

('ભારત-રત્ન', સળંગ શ્લોક ૬૧, ૬૨)

અર્થ: આ (બ્રહ્મ)નુ સ્વરૂપ મનુષ્યોમાં તપાસીએ—જોઈએ તો તે સાધુ જેવું કે અસાધુ સમાન—જેવુ દેખાશે નહિ—મળશે નહિ (પણ) એ બ્રહ્મનું સમાન સ્વરૂપ—સાચુ સ્વરૂપ, અમૃતત્વમાં —અપ્રમાદમાં—વીતરાગભાવમાં—વીતમોહભાવમાં જણાશે એટલે આવી વૃત્તિઓવાળો યોગી જ તે મધુને મેળવવાની ઇચ્છા રાખે—મેળવી શકે યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે.

(આવા બ્રહ્મલિપ્સુ યોગીના) હૃદયને અતિવાદો—વિચિત્રવાદો તપાવતા નથી—મૂંઝવતા નથી. એને અધ્યયન નહિ કર્યાનો કે આહુતિ નહિ આપ્યાનો ખ્યાલ પણ તપાવતો નથી. પણ એનું મન બ્રહ્મદશાની લઘુતાને—હળવાશને—સમતાને ધારણ કરે છે. આ પ્રજ્ઞાન(બ્રહ્મ)ને ધીર યોગીઓ પ્રાપ્ત કરે છે યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે

આ શ્લોકોમાં ઉપનિષદ્‌પ્રસિદ્ધ મધુવિદ્યા, પરિવ્રાજક અને શ્રમણ થવાનું રહસ્ય તથા પ્રજ્ઞાન-પ્રાપ્તિનો સંક્ષેપમાં ભાવવાહી સંગ્રહ કરેલો છે.

'બૃહદારણ્યક'માં 'વિશ્વમાં જે કંઈ છે તે એકબીજાનું, પરસ્પરનું 'મધુ'-મધ આપનાર તત્ત્વ —છે' એમ કહ્યું છે જેમ મધમાખો પરસ્પર સહકારથી મળીને મધ બનાવે છે, પછી એ મધ મધ-માખોને ખાવા કામ લાગે છે, એમ જગતમાં પરસ્પર સંપ અને સહકારથી સાચો આનંદ પ્રાપ્ત થાય છે.. આ દરેક પ્રાણીપદાર્થોમાં વસનાર—વ્યાપી રહેનાર પુરુષ એ જ આત્મા, અમર, બ્રહ્મ અને સર્વ કંઈ છે,' એમ કહ્યુ છે ('બૃહદારણ્યક' ૨-૫; વળી જુઓ 'છાંદોગ્ય' અ ૩).

વળી બીજે સ્થળે 'બૃહદારણ્યક ઉપનિષદ' કહે છે, 'સમાનભાવને પામેલો ત્યાગી પરિવ્રાજક એષણા માત્રને ત્યાગીને અનાસક્ત, મુક્ત અને મૂંઝવણ વિનાનો થાય છે આ આત્મજ્ઞને 'મે પાપ કર્યું, મે પુણ્ય કર્યું' એવા બે વિચાર નથી થતા. એ બંનેને તરી જાય છે એને 'અમુક કર્યું' કે અમુક ન કર્યું' એવો તાપ થતો નથી આવો આત્મજ્ઞ શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ અને સમાહિત થઈને આત્મામાં જ આત્માને જોતો આત્માની લઘુતા—હળવાશને પ્રાપ્ત કરે છે.' ('બૃહદારણ્યક' ૪-૪-૨૨,૨૩.)

મહર્ષિ સનત્સુજાતે બ્રહ્મને અહીં 'પ્રજ્ઞાન' નામથી સંબોધ્યું છે. 'ઐતરેય ઉપનિષદ'માં 'પ્રજ્ઞાન બ્રહ્મ' એમ સંબોધન કરીને એના ઉપર વિવરણ કર્યું છે; 'જે આ હૃદય અને મન છે, તે ઉપરાંત સમ્યગ્જ્ઞાનશક્તિ, આજ્ઞા દેનાર શક્તિ, અનેક દૃષ્ટિથી જાણવાની શક્તિ, તત્કાલ જાણનારી શક્તિ, મેધા, દૃષ્ટિ, ધૃતિ, મતિ, મનનશક્તિ, અદમ્ય વેગ, સ્મૃતિ, સંકલ્પ, ક્રિયામાં પરિણત ઇચ્છા, પ્રાણશક્તિ, કામશક્તિ અને સંયમની શક્તિ, એ બધાં પ્રજ્ઞાન બ્રહ્મનાં નામ છે...પક્ષી, સ્થાવર, જંગમ વગેરે જે કોઈ પ્રાણીઓ છે તે બધાં પ્રજ્ઞાનેત્ર છે–પ્રજ્ઞારૂપ પરમાત્માથી જ કાર્ય કરનારાં છે, પ્રજ્ઞાનમાં જ પ્રતિષ્ઠિત છે. બ્રહ્માંડ પ્રજ્ઞાનેત્ર છે. પ્રજ્ઞા એની પ્રતિષ્ઠા છે. પ્રજ્ઞાન બ્રહ્મ છે' ('ઐતરેય' ૩–૧–૨, ૩)

પૂજ્ય પુણ્યવિજયજી મહારાજ સંપ્રદાયે જૈન સાધુ છે પણ એમનામાં 'સાંપ્રદાયિકતા'નો અભાવ છે પરિણામે સાવ સ્વતંત્ર રીતે વૈદિક પરંપરાના આગમનું હાર્દ સૂચવતો ભાવાર્થ એમના હૃદયમાં ઊગી શક્યો એનાથી એ પણ સિદ્ધ થયું કે 'સંપ્રદાયવાદીઓ'નો મત ગમે તે હોય, પણ ભારતીય દર્શનોનું રહસ્ય કેવળજ્ઞાન, નિર્વાણ, બ્રહ્મ કે વિષ્ણુનું પરમપદ એ એક જ તત્ત્વને જ્ઞાનીઓએ આપેલાં ભિન્ન નામ છે. અને પૂજ્ય મહારાજશ્રી આ જ્ઞાનના અજોડ ઉપાસક છે, પારગામી વિદ્વાન છે, પરિણામે જૈનો કરતા વધુ પ્રમાણમાં જૈનેતર વિદ્વાનો એમની સહાય લે છે. અને એ જ રીતે જૈન વિદ્વાનોના મુકાબલે જૈનેતર વિદ્વાનોની ફોજ એમના સંશોધન અને વિદ્યોપાસનાના ઉદાત્ત કાર્યમાં એમને હાર્દિક સહાય આપે છે.

આગમપ્રભાકર મહારાજશ્રીની આટલી પારગામી વિદ્વત્તા અને ઋજુતા છતાં, એમને આચાર્ય પદવી તો શું પણ બીજી કોઈ નાનકડી પદવી આપવાનું પણ હજુ સુધી શ્રી જૈન સંઘને સૂઝયું નથી, એ પણ એક અજાયબી છે! જોકે એનું આ સમતાવાન જ્ઞાનયોગીને દુઃખ પણ નથી. રાજા કરતાં રાજાનો બનાવનારો હંમેશાં મોટો છે. એમ એમને સામાન્ય પદવી નથી મળી પરંતુ બીજાને 'પદવીઓ' આપી શકે તેવું 'આગમપ્રભાકર'નું સ્વયંભૂ બિરુદ એમને પ્રાપ્ત થયું છે. 'પ્રભાકર પોતાના તેજથી પ્રકાશિત છે, સ્વયંપ્રકાશ છે; એમને પરપ્રકાશની જરૂર નથી એ તો પ્રકાશ આપનાર છે

કૃતચિત્ પ્રાપ્ત થના આ મંગલ અવસરે હું પૂજ્ય મહારાજશ્રીનું અભિવાદન કરું છું.

## મુનિ શ્રી પુણ્યવિજયજી—કેટલાંક સંસ્મરણો

**ડૉ. રમણલાલ નાગરજી મહેતા,** વડોદરા

ચ્રડિયાળી પોળના ઉપાશ્રયમાં સાંજના ઝાંખા પ્રકાશમાં એક પાટ પર બેઠેલા ધીર ગંભીર મુખમુદ્રાવાળા મહારાજની સામે કેટલાક ખ્યાતનામ વિદ્વાનો બેઠા હતા. અહીં જૈન દર્શનશાસ્ત્ર, સાહિત્ય, ચિત્રકલાનો ઇતિહાસ વગેરે વિષયો વાતચીતમાં ઝડપભેર બદલાતા જતા હતા. વિષય બદલાય પણ મુનિશ્રીની ગંભીર મુદ્રામાં ફેર પડતો નહીં તેમ જ તેમની દરેક વિષયની સૂઝ અને સરળ સમજાવવાની પદ્ધતિ પણ એકસરખી રહેતી; એ દૃશ્ય આજે નજર સમક્ષ આવતાં મુનિ શ્રી પુણ્યવિજયજી સમક્ષ મસ્તક ઝૂકે છે.

મારો મુનિશ્રી સાથેનો આ પ્રથમ મેળાપ આજથી બે દાયકા પહેલાં થયેલો તે વખતે કંઈ પ્રસંગોપાત્ત, ડૉ. ઉમાકાન્ત શાહની તપાસમાં હું નીકળેલો અને ચાલતી જ્ઞાનગોષ્ઠીમાં હાજર રહેલો ડૉ. ઉમાકાન્ત ભાઈએ મારી ઓળખાણ મુનિશ્રીને આપતાં જણાવેલું કે જૂનાં ઠીકરાં, પથરા વગેરેની

તપાસ કરવાનું મારું કામ છે, અને તે તપાસથી ઇતિહાસ પર સારો પ્રકાશ પડે છે. મુનિશ્રી સાથે ત્યાર પછી મારો પરિચય વધ્યો, અને તેની સાથે તેમની જાગૃતિ તથા જ્ઞાનોપાસનાનો તેમનો આ-જીવન યજ્ઞ પણ નજર સમક્ષ આવ્યો

મુનિશ્રીની ઉત્કંઠા ભારે તેમણે મને જણાવ્યું કે અમે જ્યારે વિહાર કરતા હોઈએ છીએ ત્યારે ઘણી વસ્તુઓ જોતા હોઈએ છીએ, પણ તેમાં ઠીકરાં, ટેકરા વગેરેનો સ્પષ્ટ ખ્યાલ આવતો નથી, તો એ ઠીકરાં કેવાં હોય છે તે મારે જોવાં છે. મને ઘણી નવાઈ લાગી પણ એ ભાવ દબાવી દઈને મહારાજશ્રીને મે જ્યારે જૂની વસ્તુઓ બતાવી ત્યારે તેમણે જે ચોકસાઈથી પ્રશ્નો પૂછ્યા તે કોઈ પણ પુરાવસ્તુવિદ્‌ની જિજ્ઞાસાની કસોટીએ જરા પણ ઊતરે એમ ન હતા તેમણે એ વસ્તુઓ ઓળખી લીધી અને તેને માટે વધુ માહિતી બાબત પણ ટકોર કરી

ત્યાર બાદ મહારાજશ્રીને મારે એક શિલાલેખ બાબત પ્રશ્ન પૂછવાનો પ્રસંગ ઊભો થયો ત્યારે મેં જે પત્ર લખ્યો તેનો વળતી ટપાલે અત્યંત વિગતવાર જવાબ મળી જતાં મારું કામ ઊકલી ગયું આ એક માત્ર મારો અનુભવ નથી, પણ તેમના પરિચયમાં આવનાર અનેક લોકોનો આ અનુભવ છે પ્રો. બેન્ડર, પ્રો. નોર્મન બ્રાઉન જેવા પરદેશી વિદ્વાનો પણ મુનિશ્રીના પરિચયમાં આવ્યા પછી આજે પણ તેમનું નામ, તેમણે તેમને આપેલી મદદ વગેરેને લીધે જે આદરપૂર્વક સંભારે છે તે સાંભળતાં મહા-રાજશ્રીએ પોતાની જ્ઞાનોપાસનાની ફેલાવેલી સુવાસ મહેકી ઊઠે છે

આજથી છએક વર્ષ પર અમે શામળાજી પાસેના દેવની મોરી ગામની સીમમાં ખોદકામ કરતા હતા ત્યારે મહારાજશ્રી વિહારમાં હતા કપડવંજથી કેશરિયાજી તેમને જવાનું હતું. મહારાજશ્રીનો મુકામ કપડવંજમાં છે એવી ખબર પડતાં મહારાજશ્રીનાં દર્શન કરીને આગળ વધવું એવું નક્કી કરીને અમે મોટર કપડવંજમાં વાળી મહારાજશ્રીનો મુકામ ક્યાં હતો તે ખબર ન હતી. તેથી ત્યાં બજારમાં પૂછપરછ કરી ને અમને રસ્તામાં તકલીફ પડશે કે કેમ એવો વિચાર કરતા હતા ત્યાં અમૃત-લાલ ભોજક મળ્યા, તેમણે અમારો માર્ગ સરળ કરી આપ્યો

મહારાજશ્રી તો કપડવંજ કોલેજમાં વ્યાખ્યાન આપવા ગયા હતા, એવી ખબર તેમના ઉતારા પાસે પહોંચ્યા ત્યારે અમને મળી પણ સંધ્યાકાળ થવા આવ્યો હતો એટલે મહારાજશ્રી જલદી આવી પહોંચશે એવી અમારી ધારણા સાચી પાડતા, તેઓ આવી પહોંચ્યા. દૂરથી જ અમને તેમણે ઓળખી પાડ્યા અને કપડવંજ તરફ નીકળવાનું કારણ પૂછ્યું મેં દેવની મોરીના સ્તૂપ તથા વિહારના ઉત્ખનન-ની વાત કરી એટલે તેમણે ટીટોઈથી દેવની મોરી કેટલું દૂર થાય? રસ્તો કેવો છે? શામળાજીથી તેનું અંતર કેટલું? વગેરે પ્રશ્નો પૂછવા શરૂ કર્યા મે તેમને એ સ્થળનો પરિચય આપ્યો એટલે તેમણે વિહારનો કાર્યક્રમ જોયો અને મને કહ્યું કે અમુક દિવસે બપોરના એ ઉત્ખનન જોવા અમે આવીશું

દેવની મોરીની અમારી છાવણીમાં મે મારા સહકાર્યકર્તા શ્રી સૂર્યકાન્ત ચૌધરીને મહારાજશ્રીના આગમનના સમાચાર આપ્યા તેથી તે આનંદમાં આવી ગયા અને એમના આગમનની ગહ જોતા થઈ ગયા, નિયત સમયે વિહાર કરનો સંઘ આવી પહોંચ્યો. પૂ મહારાજશ્રી, પૂ પં રમણિકવિજયજી અને તેમના સાથીદાર સાધુઓ, સાધ્વીજીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓથી સ્તૂપ અને વિહાર ઊભરાયો ઘડી-ભર તો લાગ્યું કે મહાવીર અને ગૌતમ બુદ્ધનો કાળ સજીવન થયો વિહાર જોઈને ઘણા લોકોને ઉપાશ્રય યાદ આવ્યો અને સ્તૂપ તથા વિહારમાં સંઘના લોકો કરવા લાગ્યા

પણ મહારાજશ્રીએ અમને ઉત્ખનન સમજાવવાનું કહ્યું, એટલે એક પછી એક ઉત્ખનનની વિગતો

અને ખત કેટલી સજીવ છે તે દરેક ગ્રંથોના પરિશીલનથી જાણી શકાય છે. દરેકમાં પાઠાંતરો મેળવવાં, જ્યાં લહિયાની ભૂલ હોય ત્યાં સુધારો સૂચવવો, તે દરેકની પ્રસ્તાવનામાં ગ્રંથના ગુણદોષો પ્રકટ કરવા, તેના કર્તા તથા લેખકની પિછાન આપવી, તેના ઉપર થયેલ ટીકા-ટિપ્પણીની નોંધો મેળવવી વગેરે સાર્વત્રિક બાબતો વિચારીને, પછી જ જે તે ગ્રંથ બહાર મૂકવા તેઓ તૈયારી કરતા આવો મહાન પરિશ્રમ વેઠીને પણ, બીજા લેખકોની માફક, જેને સારસ્વત ઉપાસના દ્વારા કોઈ એષણા કે સ્વાર્થ નથી, તેવા દેવદૂત જેવા મહાપુરુષને નિષ્કામ સેવાભાવી મહાસંત તરીકે જ ઓળખાવી શકાય

પાટણમાં જ્યારે તેઓ વિદ્યમાન હતા, ત્યારે તેમની પાસે વિવિધ વિષયોની વિચારણા માટે કે ગ્રંથો વાંચવા માટે લેવા-આપવા, કે કોઈ શંકા હોય તો તેના સમાધાન માટે જવાનું થતું ત્યારે તેઓ સદાકાળ કાર્યરત જ હોય છતાં જે જે વિષય માટે પ્રશ્ન કરું, તેનો વિગતપૂર્ણ અહેવાલ આપી શંકાનું સમાધાન કરતા આજે તો પાટણના મોટા ભાગના જ્ઞાનભંડારો એક જ જ્ઞાનમંદિરમાં વ્યવસ્થિત રીતે લાવી, મોટા સ્ટીલના કબાટોમાં સુવ્યવસ્થિત રીતે રાખ્યા છે આ મહાન લોકસેવાનું કાર્ય, પ પૂ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજની પ્રેરણાથી થયું, અને તેમાં પ પૂ. પુણ્યવિજયજી મહારાજનો ફાળો નાનોસૂનો નથી આ ભંડારો માટે એક ભવ્ય ગ્રંથાગાર સ્વ શેઠશ્રી હેમચંદ મોહનલાલ અને તેમના ભાઈઓએ તેમના પિતાશ્રીના સ્મારક તરીકે પ પૂ પ્રવર્તક કાંતિવિજયજીના આદેશથી બંધાવેલ છે, જેનું નામ હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર છે આ બધાનું સાચું શ્રેય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ અને તેમના શિષ્ય પૂ ચતુરવિજયજી અને પ્રશિષ્ય પ પૂ પુણ્યવિજયજી મહારાજને જ ઘટે છે

- પહેલાંના વખતમાં પાટણના ભંડારો જોવા શ્રી ભાંડારકર, પીટર્સન, ફાર્બસ અને બીજા અનેક વિદ્વાનો પાટણ આવેલા, પણ તેમને બધા ભંડારો જોવાની સુવિધા મળી ન હતી, કારણ, ભંડારોના વ્યવસ્થાપકોને શંકા હતી કે, આ અમલદારો કદાચ આપણા ગ્રંથો પાણીના મૂલે રાજસત્તાધીશોની મદદથી લઈ જશે આથી તેઓ ભંડારનાં થોડાં પોટકાં બતાવતાં. વળી તે ધૂળ ખાતા પ્રાચીન ગ્રંથો વ્યવસ્થિત, અવ્યવસ્થિત સ્થિતિમાં જોઈ, ભંડારો માટે તે અમલદારો પોતાના અનુભવ પ્રમાણે અભિપ્રાયો બાંધતા સ્વ મણિલાલ નભૂભાઈ દ્વિવેદી પણ પાટણના ભંડારો જોવા ગાયકવાડ સરકાર તરફથી આવેલા. તેમને થોડાક ભંડારો જોવા મળેલા છેલ્લે સ્વ શ્રી ચીમનલાલ દલાલ ગાયકવાડ સરકાર તરફથી પુનઃ પાટણ આવેલા તેમણે પ પૂ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજશ્રીની સહાયથી ઘણાખરા ભંડારો જોયા હતા અને તેમાના સારા ગ્રંથો અહીંથી લઈ જઈ, તેમણે વડોદરાની પૌર્વાત્યગ્રંથમાળામાં પ્રસિદ્ધ કર્યા ત્યાર બાદ પ્રવર્તકજીનું ધ્યાન આ ભંડારોના સમુદ્ધાર તરફ ગયું અને તેમણે પોતાના શિષ્યમંડળની સહાય લઈ, બધા ભંડારોને વ્યવસ્થિત કર્યા, જેમાં પ પૂ. પુણ્યવિજયજી મહારાજે અનન્ય ફાળો નોંધાવ્યો છે આજે તો તેમની યોજના મુજબ બધા ભંડારો હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આવી ગયા છે, જ્યારે કેટલાક હજુ જે તે મહોલ્લાઓમાં જ છે આ જ્ઞાનમંદિરના ગ્રંથોની વિસ્તૃત યાદી, તેમ જ કેટલાકની ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયુક્ત અન્ત્ય પ્રશસ્તિઓ પણ પુસ્તકાકારે બહાર મૂકવાની વ્યવસ્થા થઈ છે આજ સુધીમાં ૧૪૦૦૦ ગ્રંથોની યાદી છપાઈ ગઈ છે, હજુ બાકીનું કામ આગળ ચાલી રહ્યું છે આથી જે મહાન જ્ઞાનસમુદ્ર પાટણમાં પ્રચ્છન્ન હતો, તે વિદ્વદ્ભોગ્ય બનાવવા માટે, આ સત્પુરુષે, પોતાના જીવનનો મોટો ભાગ ખર્ચી, આજે સુલભ બનાવ્યો છે, જે સારસ્વત આરાધનાનો એક વિરલ પ્રયાસ ગણાવી શકાય.

પ પૂ. પુણ્યવિજયજી મહારાજનું જીવન સદાકાળ વિદ્યાવ્યાસંગી અને એક મહાન સંતને અનુ-

૩૫ ઋષિમુનિ જેવું ગણાવી શકાય તેમ છે તેમની પાસેથી દેશપરદેશના અનેકાનેક વિદ્વાનોએ પ્રેરણા અને સૂચનાઓ મેળવી છે કેટલાયે વિદ્વાનો તેમના અંતેવાસી બની, તેમના જ્ઞાનનો લાભ મેળવવા પાટણ આવી રહેતા હતા તેમના અપૂર્વ જ્ઞાનપ્રભાવથી, શ્રી ડૉ હર્મન યાકોબી જેવા. કેટલાયે પરદેશી વિદ્વાનો તેમના પ્રત્યે અપાર પ્રેમ અને આદર સેવે છે પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસ તથા કલા પ્રત્યે વધુ પ્રેરણા મને તેમના દ્વારા જ મળી છે કેટલાયે ગ્રંથો વાંચવા-વિચારવા આપી મારી તે ભાવનાને ઉત્તેજિત બનાવવામાં તેમનો મોટો ફાળો છે તે કેમ ભૂલી શકાય? દૂર દૂર રહ્યા છતાં પણ સદાકાળ તેઓ પોતાની અમીદષ્ટિ મારા ઉપર રાખે છે તેમણે મારામાં રેડેલા સંસ્કારો અને તેમની પ્રેરણાથી જ મને મારા લેખનકાર્યમાં કેટલુંક બળ મળ્યુ છે, જે બદલ હું તેમનો આજન્મ ઋણી છું તેઓ આ યુગના સાચા આર્ષદ્રષ્ટા, મહાન સંતપુરુષ છે. ભર્તૃહરિના શબ્દોમા કહીએ તો—

मनसि वचसि काये **पुण्य**पीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्त ॥
परगुणपरमाणुन् पर्वतीकृत्य नित्य
निजहृदि विकसन्त सन्ति सन्त कियन्त ॥७१॥

—भृतृहरि—नीतिशतक

જેઓ મન, વચન અને કાયાનાં **પુણ્યરૂપી** અમૃતથી પૂર્ણ છે, જેઓ ત્રણે ભુવનને ઉપકારોની હારમાળાથી પ્રસન્ન કરે છે, કાયમ બીજાના પરમાણુ જેવડા ગુણોને પર્વત સમાન ગણીને પોતાના હૃદયમાં પ્રફુલ્લ થાય છે, એવા સંતો વીરલ જ હોય છે

આગમપ્રભાકર પ પૂ પુણ્યવિજયજી મહારાજમાં આ બધા ગુણો અધિષ્ઠાન પામ્યા છે, અને તેથી જ તેઓ, સારસ્વતઉપાસના ને પરમજ્ઞાનઉપાસના દ્વારા, પોતાનુ આત્મકલ્યાણ સાધી રહ્યા છે. હમણાં તો તેમણે સૌથી વિકટ અને મહાન કાર્ય આગમોના સંપાદનનુ ઉપાડ્યું છે ભાંડારકર ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ અને વડોદરા ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ જેવી સંસ્થાઓએ, મહાભારત અને રામાયણની શુદ્ધ વાચનાઓ તૈયાર કરી જેમ બહાર મૂકી છે, તે જ પદ્ધતિ અને કાર્ય પ્રમાણે, ૪૫ આગમોની શુદ્ધ વાચનાનુ ભગીરથ કાર્ય તેમણે સ્વીકાર્યું છે. આવુ ભગીરથ કાર્ય તેમણે જ્યાં હોય ત્યાં પૂર્ણ ખંત અને ચીવટથી રાતદિવસ કરી, પોતાનુ જીવન આ મહાન પરમ ધાર્મિક કાર્યમાં યોજ્યું છે પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષી, તેમણે સ્વીકારેલ કાર્ય પરિપૂર્ણ કરાવે, એ જ અંતરની અનન્ય શુભેચ્છા સાથે, તેમને વંદન કરી મારી આ વાક્પુષ્પાંજલિ અર્પણ કરતા વિરમીશ

## પ. પૂ. આ. પ્ર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ
## અને
## શ્રી જૈન આત્માનંદ સભા (ભાવનગર)

**શ્રી. ખીમચંદ ચાંપશી શાહ,** ભાવનગર

પરમ પૂજ્ય ગુરુદેવ આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનો દીક્ષાપર્યાય સાઠ વર્ષનો પૂરો થતાં તેમને અભિનંદન આપવાના આ શુભ પ્રસંગે તેઓશ્રીને અર્ઘ્ય આપતાં હું આનંદ અને ગૌરવની લાગણીઓ અનુભવું છું. પ્રાચીન જૈન સાહિત્ય ખૂબ સમૃદ્ધ અને વિશાળ છે. જૈન પૂર્વાચાર્યો, વિદ્વાનો અને સાહિત્યકારોએ ધર્મ, દર્શન, ઇતિહાસ, સાહિત્ય, કળા, જ્યોતિષ વગેરે

અમે આપવા માંડી પણ મહારાજશ્રીની પ્રશ્નાવલીની ઝીણવટ, વિગતો જાણવાની તેમની આતુરતાને પરિણામે અમારી ખરેખર પરીક્ષા થઈ. તેનું શુભ ફળ એ આવ્યું કે કેટલીક બાબતો પર અમે ઓછો વિચાર કર્યો હતો તેની પર વિચારણા થઈ અને ઉત્ખનનના જુદા જુદા વિભાગો વધુ સ્પષ્ટ થયા. પુણ્ય-વિજયજી મહારાજ માત્ર ઉત્ખનન જોઈને સંતોષ માને એવા ન હતા. એમણે તેમાંથી નીકળેલી વસ્તુઓ જોઈ તેની વિગતવાર પરીક્ષા કરી ત્યાર બાદ મોરી પાર્શ્વનાથનું સ્થળ પૂછ્યું.

દેવની મોરીની આજુબાજુના બૌદ્ધ તથા હિંદુ અવશેષોથી તથા જલાશયો વગેરેથી તો અમે પરિચિત હતા, પરંતુ અમારી તપાસમાં જૈન અવશેષો અમને મળ્યા ન હતા. તેથી આ પ્રશ્નોનો જવાબ તત્કાળ આપવો મુશ્કેલ હતો. સારે નસીબે દેવની મોરીના ઠાકોર શ્રી સૂરજમલસિંહ જાડેજા અમારી સાથે હતા. તેમનો દેવની મોરીની સીમનો પરિચય એટલો વિશાળ હતો કે તેમણે તરત જ અમારી છાવણીના નૈઋત્ય ખૂણામાં બાવળની ઝાડી બતાવી અને કહ્યું કે પેલી ઝાડીની પાછળ જૈન દેરાસર હતું અને તે સ્થળની એ પ્રતિમા હતી. હાલ નવાં બાંધકામો અને રસ્તાઓની રચનાને લીધે એ દેરાસરનું નિશાન રહ્યું નથી. પાછળથી એ જ સ્થળેથી કેટલીક જૈન પ્રતિમાઓ ઠાકોર સાહેબે મેળવી હતી અને વડોદરા યુનિવર્સિટીને આપી હતી, જે હકીકત ઠાકોર સાહેબની માહિતીની સચ્ચાઈ દર્શાવતી હતી.

દેવની મોરીના અવશેષો જોઈને મહારાજશ્રીનો સંઘ કેશરિયાજીને રસ્તે મેશ્વો નદીની વિશાળ ખીણમાંથી, શામળાજી તરફ આગળ વધતો અમે જોઈ રહ્યા અને મારા સાથીદારોએ કહ્યું કે, " આવા જોનાર આવે તો આપણો આનંદ કેટલો બધો વધે ! "

## આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજને વાક્પુષ્પાંજલિ

શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે, પાટણ

सतो हि सत्येन नयन्ति सूर्यं ।
    संतो भूमिं तपसा धारयन्ति ॥
सतो गतिर्भूतभव्यस्य राजन् ।
    सतां मध्ये नावसीदन्ति सन्तः ॥ ४७ ॥
                महाभारत ३–२८१

સજ્જનો જ સત્યથી સૂર્યને ગતિમાન કરે છે, સજ્જનો ધરતીને તપ વડે ધારણ કરે છે, હે (યમ) રાજા ! સજ્જનો ભૂત-ભવિષ્યની આધારગતિ છે, સજ્જનોની મધ્યે સજ્જન કદી સીદાતો નથી. 'મહાભારત' ૩–૨૮૧

પ્રાતઃસ્મરણીય પ. પૂ. પુણ્યવિજયજી મહારાજ પાટણમાં લાંબો કાળ રહ્યા તે દરમ્યાન, આ સંત મહાપુરુષના સમાગમમા આવવાનો અનન્ય લાભ ઘણો વખત મળ્યો છે. જ્યારે જ્યારે તેમના દર્શને ગયો છું ત્યારે ત્યારે, ઘણાં આવશ્યક કાર્યોમાં રચ્યાપચ્યા રહેતા હોવા છતાં, તેઓએ સસ્મિત વદને આવકાર આપ્યો હતો. તેમની મુખ્ય પ્રવૃત્તિ પુસ્તકોદ્ધારમાં કેન્દ્રિત હતી. પાટણના ભંડારો, જે અદર્શનીય બન્યા હતા, તેને તેમના ગુરુ અને પરમગુરુ, પ. પૂ. શ્રી ચતુરવિજયજી મહારાજ અને પ્રવર્તક પ. પૂ. શ્રી કાંતિવિજયજી મહારાજના આદેશ પ્રમાણે, તે દરેક ભંડારોને સંશોધી તેના ગ્રંથોને વ્યવસ્થિત કરી, પદ્ધતિસર તેમણે સુલભ અને દર્શનીય બનાવ્યા. કારણ, પ્રાચીન કાળમાં સ્થપાયેલા આ ભંડારોના ગ્રંથો, પેટી–પટારાઓમાં પોટકાં બાંધી નાખ્યા હતા. તેના સંરક્ષક જૈન

શ્રેષ્ઠીઓ આ ગ્રંથોમાં શું છે તે જાણતા ન હતા, છતાં ધાર્મિક દૃષ્ટિએ આ જ્ઞાનભંડાર છે એમ માની, તેના પ્રત્યે પૂર્ણ આદર અને ભક્તિ રાખી, તેની સંગોપના રાખતા હતા તેમાં ઘોડાવજની પોટલીઓ મૂકવી, ઊધઈ ન લાગે તે માટે તેને ઉપર-નીચે કરી તપાસવા અને પાછા પટારામાં પધરાવી, તેનું સંરક્ષણ કરવામાં જ પોતાનું કર્ત્તવ્ય સમજતા પ પૂ. પુણ્યવિજયજી મહારાજે પોતાના ગુરુ શ્રી પૂ ચતુરવિજયજી સાથે આ બધા ભંડારોને વારાફરતી તપાસી, તેમાંના દરેક ગ્રંથોનાં, પહેલાં તો, ક્રમ પ્રમાણે પાનાં ગોઠવ્યાં, પછી તે કયા વિષયના ગ્રથો છે તેની યાદી તૈયાર કરી. તદુપરાંત તે બધાની પ્રશસ્તિઓ તપાસી, તે ગ્રથનો રચનાકાળ, લખ્યાકાળ, લખનાર, લખાવનાર શ્રેષ્ઠી, અને ક્યાં રચાયો કે લખાયો, તેની સર્વ વિગતો તૈયાર કરી, તેની વ્યવસ્થિત યાદીઓ કરાવી. આ દરેક કાર્ય પોતે જાતે કરતા, તેમની મદદમાં કેટલાક ભાઈઓ કે લહિયાઓને રાખતા છતાં, પૂર્ણ ચોકસાઈથી તે યાદી કરાવતા સામાન્ય માણસથી તો આવુ ભગીરથકાર્ય બનવું અશક્ય છે, જ્યારે વર્ષો સુધી એકધારી આ સારસ્વત આરાધના, આ મહાપુરુષે પોતાની સ્વસ્થ કે અસ્વસ્થ દશા હોય છતાં, સતત જારી રાખી. દિવસ-રાત આ કાર્યને તેમના જીવનના મુખ્ય ધ્યેય તરીકે તેમણે સ્વીકાર્યું અને પ્રભુની પરમ કૃપાથી તે અવિચ્છિન્ન રીતે પૂર્ણ કર્યું

પાટણમાં ભંડારોની સખ્યા નાનીસૂની નથી લગભગ ચૌદ-પદર ભંડારો, તે દરેકમાં સેકડો બલ્કે હજારો ગ્રથો, વળી કાગળ ઉપર લખાયેલા ગ્રંથોની સાથે તાડપત્રમાં લખાયેલા ગ્રથો, તે દરેકની ભાષા પણ જુદી જુદી, કોઈ સંસ્કૃતમાં લખાયેલા કોઈ પ્રાકૃતમાં લખાયેલા, કોઈ અપભ્રંશ ભાષામાં, તો કોઈ પ્રાચીન ગુજરાતીમાં લખાયેલા, આ બધા ગ્રથો હતા કોઈ ગ્રંથ મૂળ પ્રાકૃતમાં, તો તેની વ્યાખ્યા સસ્કૃતમાં, કોઈ સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં આમ આ ગ્રથોદ્ધારના ભગીરથ કાર્યમાં, વિવિધ દૃષ્ટિએ કામ કરવાનું હતુ કેટલીક વખત ગ્રથોનાં પાનાં અવ્યવસ્થિત મળતાં, તેને મેળવવાનું કાર્ય વિકટ હતું કદાચ કેટલાં પાંનાં મળતાં પણ નહિ, છતાં આ મહાવિદ્વાન પુરુષ તેથી મૂઝાતા નહિ કોઈ ગ્રથનાં પાંનાં બીજા ગ્રથોમાં પેસી જતાં, તો આ વિચક્ષણ પુરુષ તેને જોતાં જ ઓળખી કાઢતા, પાછા તેના મૂળ ગ્રથમાં મૂકતા અને પૂર્વાપરનું સમેલન કરીને જ તે કાર્ય પૂરું કરતા કોઈ દિવસ તેમને આ કાર્ય માટે કટાળો કે અણગમો આવ્યાનુ જાણવામાં નથી તેમની અપૂર્વ મેધાશક્તિના બળે, કયો શ્લોક કયા ગ્રથોનો છે, તે તરત જ તેઓ સમજી જતા કોઈ કોઈ ગ્રંથના અનન્ય પ્રસગો વાંચી વિચારતા અને તેમની પાસે કામ કરતા કે અમારા જેવા આગંતુકોને કહેતા—સમજાવતા તેમણે ફક્ત પાટણના ભડારો જ તપાસી વ્યવસ્થિત બનાવ્યા નથી, પણ જેસલમેર જેવા દૂર દૂરનાં ગામોએ જઈ, ત્યાંના ભંડારો તપાસી, વ્યવસ્થિત બનાવ્યા છે છેલ્લે છેલ્લે ખભાત અને અમદાવાદના ભંડારો તપાસી, તેને વ્યવસ્થિત કરવાનું કાર્ય પણ આ મહાપુરુષે કરી, સારસ્વત આરાધનાનો મહાયજ્ઞ તેમણે જીવન પર્યંત ચાલુ રાખ્યો છે

તેમના જીવનનું મહામૂલું પ્રશસ્ય કાર્ય, સેંકડો વિદ્વત્તાપ્રચુર મહાગ્રંથોનું સંપાદનકાર્ય છે આખાય જીવન દરમ્યાન ગ્રથોનુ સશોધન, અને વ્યવસ્થા કર્યા પછી, તેમના ધ્યાનમાં પ્રાચીન અપૂર્વ ગ્રંથોનુ પ્રકાશન કરવા માટે વિચારણા ઉદ્ભવી. સેંકડો ગ્રથોના અવગાહનથી તેમનું જ્ઞાન અભૂતપૂર્વ વિસ્તાર પામ્યું, અને આજે તો તેઓ એક પ્રત્યક્ષ સ્વરૂપે જ્ઞાનકોષ જેવા જ છે. ગમે તે વિષય સબંધી આપણે પ્રશ્ન કરીએ તો તેનું રહસ્ય સમજાવવા તે પૂરતો પ્રયત્ન કરે જ. આવી અપૂર્વ મેધાને કારણે તેમનું જ્ઞાન ખૂબ વિસ્તાર પામ્યું છે. તેમણે સેંકડો ગ્રંથો સપાદન કરી બહાર મૂક્યા છે, જે તેમની અનુભૂત વિદ્વત્તાની ઝાંખી કરાવે છે. સંપાદિત કરેલ ગ્રથો પાછળ પણ તેમની ચીવટ

અને ખંત કેટલી સજીવ છે તે દરેક ગ્રંથોના પરિશીલનથી જાણી શકાય છે. દરેકમાં પાઠાંતરો મેળવવાં, જ્યાં લહિયાની ભૂલ હોય ત્યાં સુધારો સૂચવવો, તે દરેકની પ્રસ્તાવનામાં ગ્રંથના ગુણદોષો પ્રકટ કરવા, તેના કર્તા તથા લેખકની પિછાન આપવી, તેના ઉપર થયેલ ટીકા-ટિપ્પણીની નોંધો મેળવવી વગેરે સાર્વત્રિક બાબતો વિચારીને, પછી જ જે તે ગ્રંથ બહાર મૂકવા તેઓ તૈયારી કરતા. આવો મહાન પરિશ્રમ વેઠીને પણ, બીજા લેખકોની માફક, જેને સારસ્વત ઉપાસના દ્વારા કોઈ એપણા કે સ્વાર્થ નથી, તેવા દેવદૂત જેવા મહાપુરુષને નિષ્કામ સેવાભાવી મહાસંત તરીકે જ ઓળખાવી શકાય

પાટણમાં જ્યારે તેઓ વિદ્યમાન હતા, ત્યારે તેમની પાસે વિવિધ વિષયોની વિચારણા માટે કે ગ્રંથો વાંચવા માટે લેવા-આપવા, કે કોઈ શંકા હોય તો તેના સમાધાન માટે જવાનું થતું ત્યારે તેઓ સદાકાળ કાર્યરત જ હોય. છતાં જે જે વિષય માટે પ્રશ્ન કરું, તેનો વિગતપૂર્ણ અહેવાલ આપી શંકાનુ સમાધાન કરતા આજે તો પાટણના મોટા ભાગના જ્ઞાનભંડારો એક જ જ્ઞાનમંદિરમાં વ્યવસ્થિત રીતે લાવી, મોટા સ્ટીલના કબાટોમાં સુવ્યવસ્થિત રીતે રાખ્યા છે આ મહાન લોકસેવાનું કાર્ય, પ પૂ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજની પ્રેરણાથી થયું, અને તેમાં પ પૂ પુણ્યવિજયજી મહારાજનો ફાળો નાનોસૂનો નથી. આ ભંડારો માટે એક ભવ્ય ગ્રંથાગાર સ્વ. શેઠશ્રી હેમચંદ મોહનલાલ અને તેમના ભાઈઓએ તેમના પિતાશ્રીના સ્મારક તરીકે પ. પૂ પ્રવર્તક કાંતિવિજયજીના આદેશથી બંધાવેલ છે, જેનું નામ હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર છે આ બધાનું સાચું શ્રેય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ અને તેમના શિષ્ય પૂ ચતુરવિજયજી અને પ્રશિષ્ય પ પૂ પુણ્યવિજયજી મહારાજને જ ઘટે છે

પહેલાંના વખતમાં પાટણના ભંડારો જોવા શ્રી ભાંડારકર, પીટર્સન, ફાર્બસ અને બીજા અનેક વિદ્વાનો પાટણ આવેલા, પણ તેમને બધા ભંડારો જોવાની સુવિધા મળી ન હતી, કારણ, ભંડારોના વ્યવસ્થાપકોને શંકા હતી કે, આ અમલદારો કદાચ આપણા ગ્રંથો પાણીના મૂલે રાજસત્તાધીશોની મદદથી લઈ જશે આથી તેઓ ભંડારનાં થોડાં પોટકાં બતાવતાં. વળી તે ધૂળ ખાતા પ્રાચીન ગ્રંથો વ્યવસ્થિત, અવ્યવસ્થિત સ્થિતિમાં જોઈ, ભંડારો માટે તે અમલદારો પોતાના અનુભવ પ્રમાણે અભિપ્રાયો બાંધતા સ્વ મણિલાલ નભૂભાઈ દ્વિવેદી પણ પાટણના ભંડારો જોવા ગાયકવાડ સરકાર તરફથી આવેલા તેમને થોડાક ભંડારો જોવા મળેલા છેલ્લે સ્વ. શ્રી ચીમનલાલ દલાલ ગાયકવાડ સરકાર તરફથી પુનઃ પાટણ આવેલા તેમણે પ પૂ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજશ્રીની સહાયથી ઘણાખરા ભંડારો જોયા હતા અને તેમાંના સારા ગ્રંથો અહીંથી લઈ જઈ, તેમણે વડોદરાની પૌર્વાત્યગ્રંથમાળામાં પ્રસિદ્ધ કર્યા ત્યાર બાદ પ્રવર્તકજીનુ ધ્યાન આ ભંડારોના સમુદ્ધાર તરફ ગયું અને તેમણે પોતાના શિષ્યમંડળની સહાય લઈ, બધા ભંડારોને વ્યવસ્થિત કર્યા, જેમાં પ પૂ. પુણ્યવિજયજી મહારાજે અનન્ય ફાળો નોંધાવ્યો છે આજે તો તેમની યોજના મુજબ બધા ભંડારો હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આવી ગયા છે, જ્યારે કેટલાક હજુ જે તે મહોલ્લાઓમાં જ છે આ જ્ઞાનમંદિરના ગ્રંથોની વિસ્તૃત યાદી, તેમ જ કેટલાકની ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયુક્ત અંત્ય પ્રશસ્તિઓ પણ પુસ્તકાકારે બહાર મૂકવાની વ્યવસ્થા થઈ છે આજ સુધીમાં ૧૪૦૦૦ ગ્રંથોની યાદી છપાઈ ગઈ છે, હજુ બાકીનું કામ આગળ ચાલી રહ્યું છે આથી જે મહાન જ્ઞાનસમુદ્ર પાટણમાં પ્રચ્છન્ન હતો, તે વિદ્વદ્ભોગ્ય બનાવવા માટે, આ સંતપુરુષે, પોતાના જીવનનો મોટો ભાગ ખર્ચી, આજે સુલભ બનાવ્યો છે, જે સારસ્વત આરાધનાનો એક વિરલ પ્રયાસ ગણાવી શકાય.

પ પૂ. પુણ્યવિજયજી મહારાજનું જીવન સદાકાળ વિદ્યાવ્યાસંગી અને એક મહાન સંતને અનુ-

૩૫ ઋષિમુનિ જેવું ગણાવી શકાય તેમ છે તેમની પાસેથી દેશપરદેશના અનેકાનેક વિદ્વાનોએ પ્રેરણા અને સૂચનાઓ મેળવી છે કેટલાયે વિદ્વાનો તેમના અંતેવાસી બની, તેમના જ્ઞાનનો લાભ મેળવવા પાટણ આવી રહેતા હતા તેમના અપૂર્વ જ્ઞાનપ્રભાવથી, શ્રી ડૉ હર્મન યાકોબી જેવા કેટલાયે પરદેશી વિદ્વાનો તેમના પ્રત્યે અપાર પ્રેમ અને આદર સેવે છે પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસ તથા કલા પ્રત્યે વધુ પ્રેરણા મને તેમના દ્વારા જ મળી છે. કેટલાયે ગ્રંથો વાંચવા-વિચારવા આપી મારી તે ભાવનાને ઉત્તેજિત બનાવવામાં તેમનો મોટો ફાળો છે તે કેમ ભૂલી શકાય? દૂર દૂર રહ્યા છતાં પણ સદાકાળ તેઓ પોતાની અમીદૃષ્ટિ મારા ઉપર રાખે છે તેમણે મારામાં રેડેલા સંસ્કારો અને તેમની પ્રેરણાથી જ મને મારા લેખનકાર્યમાં કેટલુંક બળ મળ્યું છે, જે બદલ હું તેમનો આજન્મ ઋણી છું તેઓ આ યુગના સાચા આર્ષદ્રષ્ટા, મહાન સંતપુરુષ છે ભર્તૃહરિના શબ્દોમાં કહીએ તો—

मनसि वचसि काये **पुण्य**पीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्त. ॥
परगुणपरमाणुन् पर्वतीकृत्य नित्य
निजहृदि विकसन्त सन्ति सन्त कियन्त ॥७१॥

—भृर्तृहरि–नीतिशतक

જેઓ મન, વચન અને કાયાનાં **પુણ્યરૂપી** અમૃતથી પૂર્ણ છે, જેઓ ત્રણે ભુવનને ઉપકારોની હારમાળાથી પ્રસન્ન કરે છે, કાયમ બીજાના પરમાણુ જેવડા ગુણોને પર્વત સમાન ગણીને પોતાના હૃદયમાં પ્રફુલ્લ થાય છે, એવા સંતો વીરલ જ હોય છે

આગમપ્રભાકર પ પૂ પુણ્યવિજયજી મહારાજમાં આ બધા ગુણો અધિષ્ઠાન પામ્યા છે, અને તેથી જ તેઓ, સારસ્વતઉપાસના ને પરમજ્ઞાનઉપાસના દ્વારા, પોતાનુ આત્મકલ્યાણ સાધી રહ્યા છે હમણાં તો તેમણે સૌથી વિકટ અને મહાન કાર્ય આગમોના સંપાદનનું ઉપાડ્યું છે ભાંડારકર ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ અને વડોદરા ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ જેવી સંસ્થાઓએ, મહાભારત અને રામાયણની શુદ્ધ વાચનાઓ તૈયાર કરી જેમ બહાર મૂકી છે, તે જ પદ્ધતિ અને કાર્ય પ્રમાણે, ૪૫ આગમોની શુદ્ધ વાચનાનું ભગીરથ કાર્ય તેમણે સ્વીકાર્યું છે. આવું ભગીરથ કાર્ય તેમણે જ્યાં હોય ત્યાં પૂર્ણ ખંત અને ચીવટથી રાતદિવસ કરી, પોતાનું જીવન આ મહાન પરમ ધાર્મિક કાર્યમાં યોજ્યું છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષી, તેમણે સ્વીકારેલ કાર્ય પરિપૂર્ણ કરાવે, એ જ અંતરની અનન્ય શુભેચ્છા સાથે, તેમને વંદન કરી મારી આ વાક્પુષ્પાંજલિ અર્પણ કરતાં વિરમીશ

# પ. પૂ. આ. પ્ર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ
## અને
# શ્રી જૈન આત્માનંદ સભા (ભાવનગર)

### શ્રી. ખીમચંદ ચાંપશી શાહ, ભાવનગર

પરમ પૂજ્ય ગુરુદેવ આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનો દીક્ષાપર્યાય સાઠ વર્ષનો પૂરો થતા તેમને અભિનંદન આપવાના આ શુભ પ્રસંગે તેઓશ્રીને અર્ઘ્ય આપતાં હું આનંદ અને ગૌરવની લાગણીઓ અનુભવું છું. પ્રાચીન જૈન સાહિત્ય ખૂબ સમૃદ્ધ અને વિશાળ છે. જૈન પૂર્વાચાર્યો, વિદ્વાનો અને સાહિત્યકારોએ ધર્મ, દર્શન, ઇતિહાસ, સાહિત્ય, કળા, જ્યોતિષ વગેરે

વિવિધ વિષયો પર વિપુલ પ્રમાણમાં ગ્રંથો રચ્યા છે. જૈન ચરિત્રકથાઓ અને બોધકથાઓ, તેમની અનોખી શૈલીના લીધે, વાચકોને હૃદયંગમ બની છે ભારતના કથાસાહિત્યના વિકાસમાં જૈન કથાઓ અને રાસાઓનો નોંધપાત્ર ફાળો છે જૈનોએ આ સાહિત્ય પોતાના ભંડારોમાં ખૂબ કાળજીપૂર્વક સાચવી રાખ્યું છે, પરંતુ સમયના વહેણ સાથે તે અવ્યવસ્થિત બની ગયું છે. આ સાહિત્યનું વ્યવસ્થિત સંશોધન અને પ્રકાશન થાય તો જૈન સમાજને, અભ્યાસીઓને અને વિદ્વાનોને જૈનધર્મનો વિશેષ પરિચય થાય અને જૈન સાહિત્ય તરફ વિશેષ અભિરુચિ વધે આ હેતુથી આ સાહિત્યનું સંશોધન અને પ્રકાશન અત્યંત જરૂરી બન્યું છે મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે આ બાબતમાં ઘણું જ પ્રશંસનીય કાર્ય કર્યું છે. પ્રાચીન જૈન સાહિત્ય અને આગમોનું સંશોધન કરી તેનુ પ્રકાશન કરવામાં તેમની કામગીરી અદ્વિતીય છે. પાટણ, જેસલમેર, વડોદરા જેવાં સ્થળોએ સંગ્રહાયેલા ગ્રંથોનું જે ખંતથી, જે ઊંડી સૂઝથી અને જે અભ્યાસપૂર્ણ વિદ્વદ્દૃષ્ટિથી તેમણે સંશોધન કર્યું છે અને તેના સંરક્ષણ માટે તથા મહત્ત્વના ગ્રંથોની માઈક્રોફિલ્મ ઉતારી વિદ્વાનોને સુલભ કરવા માટે તેમણે જે જહેમત ઉઠાવી છે તેની પ્રશંસા કરવા પૂરતા શબ્દો જડે તેમ નથી. તેમનુ આ કાર્ય ચિરકાળ સુધી યાદ રહેશે આ કાર્ય પંડિત સુખલાલજીએ કહ્યું છે તેમ "ન કેવળ જૈન પરંપરા સાથે સંબંધ રાખે છે, ન કેવળ ભારતીય પરંપરા સાથે સંબંધ ધરાવે છે, પરંતુ માનવ સંસ્કૃતિની દૃષ્ટિએ પણ એ ઉપયોગી છે."

પરમ પૂજ્ય ન્યાયામ્ભોનિધિ આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ એક મહાન ક્રાંતિકારી યુગપુરુષ હતા. તેમના સમયમાં જૈન સમાજમાં અજ્ઞાન, વહેમ, અંધશ્રદ્ધા, કુરૂઢિઓ વગેરે ઘર કરી ગયાં હતાં. તે બધાંને દૂર કરવા તેમણે ભગીરથ પુરુષાર્થ કર્યો. પંજાબ, મારવાડ, ગુજરાત વગેરે પ્રદેશોમાં સતત વિહાર કરી જૈન સમાજનાં નેત્રો જ્ઞાનરૂપી અંજનશલાકા વડે ખોલ્યાં તેમના ભવ્ય ઉપદેશની અસર તળે સમાજ જ્ઞાનપૂર્વકની ક્રિયા અને ક્રિયાસહિતના જ્ઞાન વડે રંગાવા માંડ્યો હતો, અને જૈનધર્મ, દર્શન, સાહિત્ય તથા શિક્ષણ માટે કંઈક નવું યોજન કરવાની તેનામાં તમન્ના જાગી હતી. તેમના શિષ્ય પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ જૈનધર્મ અને સાહિત્ય પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવતા હતા તેમની સંશોધનદૃષ્ટિ પણ અનોખી હતી તેમના પ્રબળ પુરુષાર્થથી પાટણ અને લીંબડીના વિશાળ ગ્રંથભંડારોનો ઉદ્ધાર થયો હતો અને વડોદરા તથા છાણીમાં પણ એક એક વિશાળ ગ્રંથભંડારની સ્થાપના થઈ હતી તેમના શિષ્ય પૂજ્ય મુનિરત્ન શ્રી ચતુરવિજયજી મ પણ મહાન વિદ્વાન અને પ્રાચીન ગ્રંથોના નિષ્ણાત સંશોધક અને સંપાદક હતા તેમણે પોતાના ગુરુ પ્ર કાંતિવિજયજી મ ને ગ્રંથભંડારોનો ઉદ્ધાર કરી સુવ્યવસ્થિત કરવામાં સંપૂર્ણ મદદ કરી હતી તેમના શિષ્ય પૂજ્ય આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે ચૌદ વર્ષની નાની ઉમરે દીક્ષા લઈ દાદાગુરુ પ્રવર્તકજી મ તથા ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મ. પાસેથી પ્રાચીન ગ્રંથોના સંશોધન, સંરક્ષણ અને સંપાદનની ઉત્તમ તાલીમ લીધી, અને તે બંનેના કાળધર્મ પામ્યા પછી તેઓએ શરૂ કરેલું કાર્ય તેઓ તરફની ભક્તિના પ્રતીકરૂપે એકલે હાથે ઉપાડી લીધુ, એટલું જ નહિ, પણ તે કાર્યને વિદ્વદ્જગતમાં ખ્યાતનામ બનાવી દીધું, એ જ તેમની યશઃકલગી છે.

ભાવનગરમાં શ્રી જૈન આત્માનંદ સભાની સ્થાપના પૂ. આત્મારામજી મ ના સ્વર્ગવાસ પછી પચીસમા દિવસે, એટલે કે વિ સં. ૧૯૫૨ના બીજા જેઠ સુદિ બીજ તા. ૧૩-૬-૧૮૯૬ના રોજ, તેઓશ્રીના અનુયાયીઓ અને પ્રશંસકોએ ભક્તિભાવ નિમિત્તે તેઓશ્રીની સ્મૃતિ કાયમ જળવાઈ રહે તે હેતુથી કરી. શરૂઆતથી જ આ સભા પ્રત્યે તેઓશ્રીના સમુદાયના મુનિમહારાજોની કૃપાદૃષ્ટિ

રહી છે અને તેમના તરફથી પ્રસંગે પ્રસંગે કીમતી સહયોગ મળતો રહ્યો છે પરંતુ તેમાંયે ખાસ કરીને પૂ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મ., મુનિરત્ન શ્રી ચતુરવિજયજી મ. અને આ. પ્ર. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મ.ની અમીભરી દૃષ્ટિ તો સભા માટે સંજીવની નીવડી છે. આ સભાનો એક મુખ્ય હેતુ પૂર્વાચાર્યોકૃત જૈન સાહિત્યના સંશોધન, પ્રકાશન અને પ્રચારનો છે તે કાર્યનો પ્રારંભ કરવામાં અને તેને વેગવંત કરી પ્રશસ્ત બનાવવામાં આ ગુરુ-શિષ્ય-પ્રશિષ્ય ત્રિપુટીનો મુખ્ય પુરુષાર્થ છે.

પૂ. પ્રવર્તકશ્રીની પ્રેરણાથી આ સભાએ સૌપ્રથમ ૫. પૂ. આચાર્ય શ્રી આત્મારામજી મ.ના હિંદીમાં લખેલા ગ્રંથ 'જૈન તત્ત્વાદર્શ'ના ગુજરાતી અનુવાદથી પુસ્તક-પ્રકાશનનો આરંભ વિ. સં. ૧૯૫૬માં કર્યો પરંતુ આ કાર્યને વેગ તો ત્યારે જ મળ્યો કે જ્યારે તેમના શિષ્ય શ્રી ચતુરવિજયજી મહારાજે વિ. સં. ૧૯૬૬માં સંસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધી વગેરે ભાષાઓમાં પૂર્વાચાર્યોએ લખેલા આગમ, દર્શન, કર્મવાદ, અનુયોગવિષયક ગ્રંથો મૂળ, ભાષ્ય, ટીકા, અવચૂરિ વગેરે સહિત સંશોધિત કરીને પ્રસિદ્ધ કરવાની યોજના ઘડી અને તે યોજનાને 'શ્રી જૈન આત્માનંદ ગ્રંથરત્નમાલા' એવું નામ આપીને તેને સફળ બનાવવાનો ભાર ઉપાડી લીધો આ યોજના જ્યારે ઘડાઈને અમલમાં મુકાતી હતી, ત્યારે શ્રી પુણ્યવિજયજી મ.ની ઉંમર માત્ર ચૌદ-પંદર વર્ષની હતી અને તેમણે તાજી જ દીક્ષા લીધી હતી પરંતુ વય અને અભ્યાસ વધતાં તેઓ ગુરુદેવ સાથે આ કાર્યમાં જોડાયા અને વિ. સં. ૧૯૯૬માં ગુરુદેવના કાળધર્મ પામ્યા પછી આ ગ્રંથરત્નમાલાના પ્રકાશનની સઘળી જવાબદારી તેમણે સ્વીકારી લીધી આ સંબંધમાં તેઓ કહે છે કે "આ સભાના સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઈ વગેરે ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મ. પાસે આવતા અને આ સાહિત્યપ્રવૃત્તિ માટે ચર્ચાવિચારણા કરતા હું બાળકની જેમ આ બધું સાંભળતો પણ સમજતો નહીં એમ છતાં આછોપાતળો ખ્યાલ ખરો કે કાંઈક મહત્ત્વની વસ્તુ થાય છે તે સમયે મને કલ્પના ન હતી કે મારે આ સભા સાથે સંબંધ થશે અને મારે આ જવાબદારી ઉપાડી લેવી પડશે."

આ શ્રી જૈન આત્માનંદ ગ્રંથરત્નમાલામાં નાનામાં નાના અને મોટામાં મોટા અજોડ મહત્ત્વના ગ્રંથો પ્રકાશિત થયા છે નાનાંમોટાં સંખ્યાબંધ શાસ્ત્રીય પ્રકરણોનો સમૂહ તેમાં પ્રસિદ્ધ થયો છે એ તેની ખાસ વિશેષતા છે આ પ્રકરણો દ્વારા જૈન શ્રમણ–શ્રમણીઓને ખૂબ જ લાભ થયો છે જે પ્રકરણોનાં નામ મેળવવાં કે સાંભળવા પણ એકાએક મુશ્કેલ હતાં એ પ્રકરણો તેમને હસ્તગત થઈ ગયાં છે આગમિક, દાર્શનિક, ઐતિહાસિક, કાવ્ય-નાટકવિષયક વિવિધ સાહિત્યના કુલ ૯૨ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે તેમાંના ઘણા મોટા ભાગના ગ્રંથોના સંપાદન અને પ્રકાશનની સંપૂર્ણ કાર્યવાહી આ ગુરુ-શિષ્ય બેલડીને આભારી છે બૃહત્કલ્પસૂત્ર (૭ ભાગમાં), ૭ કર્મગ્રંથો (બે ભાગમાં), ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્રમહાકાવ્ય (ચાર પર્વ, બે ભાગમાં), વસુદેવ હિંડી (બે ભાગમાં) અને અન્ય એવા અતિ કઠિન ગ્રંથોનું તેમનું સંશોધન-સંપાદન સર્વાંગવિશુદ્ધ અને શાસ્ત્રીય છે, અને તે ગ્રંથોની પ્રસ્તાવના તેમ જ પરિશિષ્ટો અભ્યાસપૂર્ણ અને અન્ય સંશોધનકાર્યમાં અતિ ઉપયોગી થઈ પડે તેવાં છે. પૂર્વના તેમ જ પશ્ચિમના પ્રખ્યાત વિદ્વાનોએ આ સંપાદનોની મુક્તકંઠે પ્રશંસા કરી છે એ જ શ્રી પુણ્યવિજયજી મહારાજની વિદ્વત્તા અને પ્રતિભાની બિરદાવલી છે

શ્રી પુણ્યવિજયજી મહારાજના શ્રી જૈન આત્માનંદ સભાને હંમેશાં અમીભર્યા પ્રેમ અને આશીર્વાદ મળતા રહ્યા છે શ્રી જૈન આત્માનંદ ગ્રંથરત્નમાલાના સફળ સંચાલન ઉપરાંત બીજી અનેક રીતે આ સભાને પ્રતિષ્ઠિત કરવામાં તેમનો ફાળો અજોડ છે આ સભાએ વિ. સં. ૨૦૨૩માં પોતાનો સિત્તેર વર્ષનો મણિમહોત્સવ ઊજવ્યો, ત્યારે અન્ય પુષ્કળ કામગીરી હોવા છતાં અને તબિ-

યત પણ બરાબર ન હોવા છતાં સભાના કાર્યવાહકોની વિનંતિને સ્વીકારીને અતિશય શ્રમ વેઠીને અમદાવાદથી વિહાર કરી ભાવનગરમા તે મણિમહોત્સવની શાન અને ગૌરવ વધારવા પોતે પધાર્યા તે જ તેમની આ સભા પ્રત્યેની હમદર્દી દર્શાવે છે આ સભા સદાને માટે તેમની અત્યત ઋણી છે.

મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ ખરેખર જ્ઞાનની સાધના કરનાર તપસ્વી છે આજે ૭૪ વર્ષની ઉમરે પણ તેમની જ્ઞાનસાધના પૂર્ણ ઉત્સાહ, પૂર્ણ એકાગ્રતા, પૂર્ણ એકનિષ્ઠાથી ચાલે છે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની મૂળ આગમોની સંપૂર્ણ સંશોધિત આવૃત્તિ તૈયાર કરી પ્રસિદ્ધ કરવાની યોજનાના પાયામા તેઓ પોતે છે અને આજે અવિરતપણે તેઓ તે કાર્ય માટે જે જહેમત ઉઠાવી રહ્યા છે તે આપણને આશ્ચર્યચકિત કરી દે છે.

આટલી બધી વિદ્વત્તા હોવા છતાં આ જ્ઞાનતપસ્વીમાં જરા પણ અહભાવ નથી તેઓ હમેશાં જિજ્ઞાસુઓની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા તૈયાર જ હોય છે, અને તે માટે પોતાને પડતા પરિશ્રમ કે પોતાના કામમાં પડતી ખલેલની જરા પણ દરકાર કરતા નથી ઘણી વાર જિજ્ઞાસુઓ અને મુલાકાતીઓનો પ્રવાહ વહેતો રહે છે અને તેમના હાથ ઉપરના કામમાં વિક્ષેપ થાય છે, છતાં જરા પણ અચકાયા વિના સૌને પ્રસન્ન વદને મળે છે, અને સૌને સતોષ આપે છે તેમની આ સૌમ્યતા ખરેખર પ્રશસનીય છે. નિરહંકારતાની સાથે સાથે તેઓ નમ્ર અને ઉદાર છે પોતાના મોટા કાર્યને નજીવું ગણવાની અને બીજાએ કરેલા નાના કાર્યને મોટુ બતાવવાની વૃત્તિ તેઓ ધરાવે છે શ્રી આત્માનદ સભાના તો તેઓ પ્રાણ છે, છતાં તે સભાના મણિમહોત્સવ પ્રસગે પોતાના કાર્યને એક બિદુ સમાન ગણાવતાં તેમણે કહ્યું હતુ કે, "ગુરુદેવ શ્રી ચતુરવિજયજી મ ના સ્વર્ગવાસ પછી આત્માનંદ સભા માટે સાહિત્ય પ્રગટ કરવા અગેની જવાબદારી અમારી ઉપર આવી છે સભાએ જે સેવા કરી છે તેમાં અમે પણ બિંદુ મેળવ્યુ છે તે અમારા આનદની વસ્તુ છે"

તેઓશ્રીની સત્યનિષ્ઠા પણ અજોડ છે સત્ય વસ્તુ સ્વીકારતાં જરા પણ અચકાતા નથી, એટલું જ નહીં, પણ અપ્રિય હોય તેવું સત્ય વિવેકપૂર્ણ ભાષામાં કહી દેતા પણ જરાયે ક્ષોભ અનુભવતા નથી. આ બાબતમા બૃહત્કલ્પસૂત્રના પહેલા ભાગની પ્રસ્તાવનામાં આપવાદિક બાબતોની તેમણે જે વિશદ ચર્ચા કરી છે અને શાસ્ત્રસમત આધારો ટાંકીને આજની ઉચ્છૃખલતાભરી દીક્ષાપ્રવૃત્તિની જે આકરી ટીકા કરી છે તે તેમની સત્યનિષ્ઠાની પ્રતીતિરૂપ છે

આજના આ શુભ પ્રસગે અમે આ સત્યનિષ્ઠ, નમ્ર, નિરહંકારી, સૌમ્ય, જ્ઞાનતપસ્વી મુનિરાજને સવિનય વંદના કરીએ છીએ અને તેઓશ્રી સપૂર્ણ સ્વાસ્થ્ય સહિત શતાયુ થઈ તેઓશ્રીની જ્ઞાનસાધના સતત અવિરતપણે ચાલુ રહે તે માટે પ્રાર્થના કરીએ છીએ

## श्रुतप्रभावक मुनिराज श्री पुण्यविजयजी

**डॉ. पद्मनाभ जैनी**, एन आर्बर (मिशिगन), यु एस ए.

मुनिराज श्री. पुण्यविजयजीके दर्शनका प्रथम अवसर मुझे करीब अठारह या बीस वर्ष पहले प्राप्त हुआ। तब मैं अहमदाबादमें पूज्य श्री पण्डित सुखलालजीका अन्तेवासी था और उन्हींके साथ मुनिराजजीके दर्शन करने गया था। सुदूर दक्षिणके दिगम्बर आम्नायमें जन्म और कारजा (विदर्भ) के दिगंबर जैन गुरुकुल जैसी सस्थामें विद्यार्थीजीवन व्यतीत किया हुआ। इन कारणोंसे दिगम्बर आम्नायके मेरे सस्कार बहुत दृढ थे। अहमदाबाद जैसे

श्वेतांबरोंके महानगरमें रहते हुए भी उनके विशाल मंदिरोंके दर्शनका या उनके मुनिजनोंका सहजसाध्य परिचय पानेका भी कोई खास उत्साह नही था। स्वयं पूज्य पण्डितजी तो इस विषयमे उदासीन ही थे। फिर भी उनके मुहसे किसी एक जैन साधुकी मैंने मन पूत प्रसंशा सुनी हो तो वह मुनिराज श्री पुण्यविजयजी की ! पूज्य पण्डितजी और मुनिराजजीकी जब भेट होती तब इन दों अनगारिकोंके धर्मवात्सल्यसे कोई भी व्यक्ति प्रभावित हुए बिना नही रहता। उस प्रसग पर मुनिराजजीका 'मित्ति मे सव्वभूएसु' इस आर्ष वचनको मूर्तिमंत करानेवाला प्रसन्न व्यक्तित्व जो मैंने देखा है वह आज भी याद आता है। जैन सिद्धान्तमे मुनिजनोके जो प्रशम, विरति आदि गुण गिनाए हैं, उन्हे मुनिराजजीके इस सुभग व्यक्तित्वमे देखकर मेरी सम्प्रदायबद्ध अनेक ग्रथिया खुल गई ! बिना किसी उपदेशसे ही श्रमण समाजकी मौलिक एकताका मैं दर्शन कर पाया इसका श्रेय श्री मुनिराज पुण्यविजयजी को ही है।

आजन्म ब्रह्मचारी रहकर, व्रतनियमोसे बद्ध होकर श्रमणका जीवन बिताना तो महान् पुरुषार्थ है ही। लेकिन उस सीमित जीवनको समजोपयोगी और अन्तत धर्मोपयोगी बनाना तो विरलोको ही साध्य है। मुनिराजजीने अपने जीवनमे जो भण्डारोका उद्धार किया है, आगमोंको प्रकाशित किया है वह तो कार्य जहाँ तक मेरा खयाल है और किसी भी व्यक्तिने —न तो बौद्धोंमेसे, न दिगम्बर जैनोंमेसे और न विशाल हिन्दु समाजके साधुजनोमेंसे—नही किया है। पुराने ग्रथोंका सग्रह करना तो एक वडा रहस्यमय व्यवसाय है। पाश्चात्य देशोमे म्यूझियममे तथा प्रसिद्ध लायब्ररीयोंमे जो ग्रथ एकत्रित किये है उनके पीछे वडा रोमाचक इतिहास है। इसमे चोरी करनी पडी है, लांच खिलानी पडी है, जबर्दस्तीसे लूंट भी की गई है। इस व्यवसायमे कई लोगोने काफी धनका भी सग्रह कर लिया है। पूज्य मुनिराज-की यह वडी विशेपता है कि उन्होने जैन भण्डारोको वडी कुशलतासे इस दुर्दशासे वचाया, लालभाई दलपतभाई भारतीय सस्कृति विद्यामदिर जैसी सस्थाओको निर्माण करके उन ग्रन्थोको प्रकाशमे लाया और अत्यन्त नि स्पृहभावसे योग्य व्यक्तियोके मागने पर मूलप्रतियां भी दिलवाई। सात वर्ष पहले मैं लन्दन विश्वविद्यालयसे छुट्टी लेकर भारत आया था तव उनसे वसुधारा धारणीकी तीन प्रतिया—जो अन्यत्र कही मिलती नही थी—मैंने प्राप्त की थी। यह एक बौद्ध ग्रंथ है जो गुजरातके जैनोमे प्रचलित है। मुनिराजजीने इस प्रकार अनेक अप्रकाशित हस्तलिखित ग्रथोको प्रकाशमे लाया है और अनेक विद्वानोका सग्रह भी किया है। जैन परम्पराके अनुसार श्रुतकी प्रभावना करना यह तीर्थंकर प्रकृतिके वन्धका निमित्त माना गया है। पूज्य मुनिराज पुण्यविजयजीमे इस गुणका जो प्रकर्प देखा गया है वह अवश्य ही आगामी कालमे भी महान् कल्याण करनेवाला है ऐसा मेरा विश्वास है। उन्हे उत्तम आयु और आरोग्यकी प्राप्ति हो यही हमारी नम्र प्रार्थना है।

## મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ : વિશુદ્ધ સેવાનિષ્ઠ શ્રમણજીવન

પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર, વડોદરા

॥ रहस्यं साधुनामनुपधि विशुद्धं विजयते ॥

ઉત્તરરામચરિત (ભવભૂતિ)

પરમ પૂજ્ય મહારાજ શ્રી પુણ્યવિજયજીના દીક્ષા-મહોત્સવના પ્રસંગને સાઠ વર્ષો થયાં તેના

સ્મરણમાં વડોદરાના શ્રી જૈન સંઘે મહારાજશ્રીના લેખોની પ્રસિદ્ધિ કરવાનો નિર્ણય કર્યો છે તે જાણતાં ઘણો આનંદ થયો. એ ગ્રન્થમાં મહારાજશ્રીની સાથેના મારા થોડા-ઘણા પરિચયના લખાણના સમાવેશરૂપે એક લેખ મોકલવાનું, ગ્રન્થ પ્રકાશન માટે નિર્ણીત થયેલી સમિતિની વતી પ્રાચ્યવિદ્યામંદિરના વિદ્વાન અધ્યક્ષ ભાઈ શ્રી ભોગીલાલ સાંડેસરાએ મને લિખિત નિમંત્રણ આપ્યું તે માટે એમનો અને સમિતિનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અંગ્રેજી ભાષામાં મારા આ પ્રયાસને વર્ણવું તો હું લખી શકું કે I regard it as my proud piivilege to pay my humble tribute to the learning and the selfless devotion to duty and pursuit fo knowledge of the respected Muui Maharaj

મુનિશ્રીના પરિચયમાં હું વર્ષોથી છું. એ પરિચય મારા વડોદરા શહેરના નિવાસ દરમિયાન અને મહારાજશ્રીના વડોદરા શહેરના નિવાસ દરમિયાન અને મહારાજશ્રીના વડોદરા શહેરમાં થયેલાં ચતુર્માસો દરમિયાન હું કેળવી શક્યો છું એમનાં વ્યાખ્યાનોનો મેં અતિ આનંદથી લાભ ઉઠાવ્યો છે, અને એમની સાથે જૈન વિદ્યા સંબંધી ચર્ચા કરી એમના જ્ઞાનનો સારો લાભ લીધો છે હમણાં જ, વિક્રમ સંવત ૨૦૨૪ના ચાતુર્માસ દરમિયાન, જાની શેરીના ઉપાશ્રયમાં થયેલાં–થતાં એમનાં વ્યાખ્યાનોનું કોઈ કોઈ વાર શ્રવણ કર્યું છે. વર્ષો અગાઉ ઘડિયાળી પોળમાં જૈન ધર્મશાળામાં મહારાજશ્રી નરસિંહજીની પોળમા આવેલા જ્ઞાનમંદિરની હસ્ત-લિખિત પ્રતોનું સંપાદન કરવામાં વ્યાપૃત રહેતા હતા ત્યારે હું તેમની પાસે ઘણી વાર જતો-આવતો હતો. જ્યારે જ્યારે હુ દર્શનનો લાભ લઉં છું ત્યારે મને એવું થાય છે કે, હું શહેરમાં રહેતો હોઉ તો કેવું સારું! તો હું આ પરિચયને સારી રીતે કેળવી શકું! અત્યારે તો એ અશક્ય છે, કારણ કે મારું નિવાસ-સ્થાન ઉપાશ્રયથી દૂરના વસતિ-સ્થાન–પ્રતાપગંજ–માં આવી ગયું છે હું ઇચ્છું કે, વડોદરાનો શ્રીસંઘ નિશ્રાની સવડ વિકસતા વડોદરા શહેરની જૈન–જૈનેતર જનતાને વધારે આપવા શક્તિમાન થાય!

એક દૃષ્ટિએ શ્રી પુણ્યવિજયજી મહારાજે જૈન આગમ-સાહિત્યની વાચનાને પુરોગામી અને સહ-યુગી કાર્યકરોની પરંપરાને સાચવી રાખી છે, તો બીજી દૃષ્ટિએ, એ જ પુરાણી પરંપરાને એમણે નવો, વર્તમાન-યુગી, યુરોપીય ઘાટ આપ્યો છે. જૈન શ્વેતાંબર આગમસાહિત્યની વાચનાઓ પાટલીપુત્ર, મથુરા અને વલભી(વળા) મુકામે થઈ; તે વાચનાઓ સમૂહવાચનાઓ હતી; અને તેમના નિર્ણયો સમૂહ-નિર્ણયો હતા; એ હરેક સ્થળે વિદ્વાન મુનિરાજો ભેગા થયા હતા, અને પરંપરાથી ચાલતા આવતા, વિવાદાસ્પદ પાઠોને શુદ્ધ કરી-કરાવી, અંતિમ રૂપ આપવા એમણે પ્રયત્નો કર્યા હતા; તેમાં વલભી વાચનાને જે સ્વરૂપ આપવામાં આવ્યું હતું તે સ્વરૂપ અત્યારે અંતિમ સ્વરૂપ ગણાય છે, અને તેને બધા શ્વેતામ્બરી પક્ષો માન્ય કરે છે આ વાચનાઓનો નિર્ણય થયો ત્યારે વાચનાના માધ્યમ વિષે મતભેદ હતો; પણ છેવટે મહાવીરની દેશનાઓના માધ્યમ–અર્ધમાગધીનો સર્વાનુમતિએ સ્વીકાર થયો હતો આ સંકલનાના વિદ્વાનોએ એક બાબત લક્ષમાં લીધી હોય પણ ખરી: દક્ષિણ ભારતના દિગંબરી સાહિત્યનુ—જેમ કે કુન્દકુન્દ આચાર્યના સાહિત્યનું—માધ્યમ અર્ધમાગધી હતુ, તે અનુસાર, ઉત્તર ભારતનુ માધ્યમ પણ અર્ધમાગધી રાખવામાં આવ્યું હોય! અલબત્ત, જૈન વિદ્વાનોથી સંસ્કૃતની ઉપેક્ષા તો થઈ શકે એમ નહોતું મુનિ-મહારાજોએ અર્ધમાગધીનું માધ્યમ તો રાખ્યું, પણ તે પાઠો ઉપરની વૃત્તિઓ, વિવેચનાઓ, વ્યાખ્યાઓ—એ માટે એમણે સંસ્કૃતનું માધ્યમ રાખ્યુ; પરિણામે જૈનોનો સંસ્કૃત ભાષાનો પરિચય સાબૂત રહ્યો. એમણે એ ગિર્વાણ માધ્યમમાં ભાષ્યો, નાટકો, મહાકાવ્યો, કાવ્યશાસ્ત્રો વગેરે લખ્યાં, તે જ સાથે એમણે પ્રાદેશિક ભાષાઓ, બોલીઓ, રાજસ્થાની, હિન્દી, ગુજરાતી,

કાનડી, તામિલ વગેરે માધ્યમો રાખી તેમાં પણ નવું સાહિત્ય આપ્યું. દુર્ભાગ્યે તે પ્રયાસ એક-પક્ષીય રહ્યો; જૈનેતર વિદ્વાનોએ અર્ધમાગધીનો પરિચય કેળવ્યો નહિ!

મહારાજ શ્રી પુણ્યવિજયજીએ આ પરંપરાઓને સાચવી રાખીને જૈન વિદ્વાનો આપણને પરિચય કરાવ્યો છે, જૈન આગમ-સાહિત્યની એમની વાચના વ્યક્તિગત રહી છે. પ્રથમ કક્ષાની વાચના અત્યારે બિલકુલ શક્ય નથી મહારાજશ્રીની આ વ્યક્તિગત વાચના સ્વચ્છંદી, સાંપ્રદાયિક કે કોઈ અમુક હેતુલક્ષી નથી

એમની વાચનામાં મૂળ પાઠને જ વળગી રહેવામાં આવે છે એમના નિર્ણયો પૂર્વે થયેલી સામૂહિક વાચનાઓ અને તેમના ઉપર થયેલી વૃત્તિઓ વગેરેના તુલનાત્મક અભ્યાસ પછી જ લેવામાં આવ્યા છે

આ હકીકત હું જાત-અનુભવથી અહીં લખી શકું છું; એ જાત-અનુભવની નોંધ મારે અહીં લેવી જ જોઈએ. મુંબઈના મહાવીર જૈન વિદ્યાલય તરફથી સંશોધનો થાય છે અને તે સાહિત્ય પ્રસિદ્ધ પણ થાય છે; એમાં શ્વેતાંબરી આગમ-સાહિત્યનાં કોઈ કોઈ સૂત્રોનો સમાવેશ થયો છે. એવા એક સૂત્રનું સંપાદન કરવાનું મહારાજશ્રીએ હાથ ઉપર લીધેલું, તે પૂરું કરવામાં વિલંબ થયેલો વિદ્યાલયના કાર્યકરોએ તે કાર્ય વેળાસર પૂરું કરી આપવાની મહારાજશ્રીને વિનંતી કરેલી મહારાજે કાર્યકરોને ધર્મલાભ ફરમાવતાં, વિલંબની સ્પષ્ટતા કરતો જે જવાબ આપેલો તે વિદ્યાલયના રિપોર્ટ–નિવેદનમાં, સમગ્ર પ્રસિદ્ધ થયેલો, જે મારા વાંચવામાં આવેલો અને જેને મેં નિવેદનમાંથી કાઢી મારી ફાઈલમાં ગોઠવી રાખેલો છે—એ હેતુથી કે, એવાં કોઈ બીજાં સંપાદનો થતાં હોય તે માટે મહારાજ-શ્રીનો જવાબ માર્ગદર્શક થઈ શકે મારે અહીં કહેવું જોઈએ કે, આવાં કોઈ કોઈ નવીન સંપાદનો પ્રસિદ્ધ-મુદ્રિત થયેલાં પ્રકાશનોના આધાર ઉપર સંગ્રહીત થયેલાં હોય છે, અને એ પ્રયાસોમાં મહા-રાજશ્રીએ કેળવેલી તુલનાત્મક વાચનાનો આશ્રય–અવકાશ હોતો નથી!

પુણ્યવિજયજી મહારાજની તમામ વાચનાઓનો આ મુખ્ય વૈશેષિક ગુણ છે આવી વિશિષ્ટતા પ્રાચીન ઢબને અનુસરતા આપણા પંડિતોને બહુ ઓછા પ્રમાણમાં લાધેલી હોય છે પુણ્યવિજયજી મહારાજ પ્રાચીનોમાં આવે છે, સાથે તેમના પ્રયાસો નવયુગી પ્રયાસોની કક્ષામાં આવે છે. જૈન માન્યતા-ઓને તેઓ આ નવીન શૈલીથી વિચારે છે તેથી તેમનાં મંતવ્યો યુરોપીય વાતાવરણથી રંગાયેલા વિદ્વદ્-વર્ગમાં એકદમ માન્યતા પામ્યાં છે એમના વિચારોમાં સાંપ્રદાયિક તત્ત્વો ઘૂસી શક્યાં નથી અત્યારે તો હરેક વિચારક માને છે કે કોઈ પણ મંતવ્યમાં કોઈ સમય–અધીન તત્ત્વ હોય તો તેનો વિચાર જે તે સમયની મર્યાદાઓને સમજીને થવો જોઈએ, અને એમાં સાંપ્રદાયિક આગ્રહ હોવો જોઈએ નહિ

મહારાજશ્રીની દૃષ્ટિમાં આ નવીન શૈલીનો સમાવેશ થાય છે એ હું મારા એમના પરિચયથી જાણી શક્યો છું, અને તેને આ લેખમાં મૂકવાનું હું મારું કર્તવ્ય સમજું છું એક વાર વડોદરા મુકામે મેં આચારાંગસૂત્રની મારી વાચનાનો કોઈ કોઈ અનુભવ એમની સમક્ષ મૂક્યો. મૂકતાં મને કાંઈક સંકોચ તો થતો હતો, છતાં શુદ્ધ વિચારણા માટે મેં એ સંકોચને દૂર કરી મારા વિષયના એકાદ બે મુદ્દાઓ એમની સમક્ષ મૂકયા. મને જે જવાબ મળ્યો તેથી મને અત્યંત આનંદ–હર્ષ થયો. મહારાજશ્રીએ મારા વિચારને પુષ્ટિ આપી, ઉપરાંત સ્પષ્ટ કર્યું કે, **આચારાંગસૂત્ર**ની સંકલના કર-નાર આચાર્યે ગૃહસ્થાશ્રમમાં જૈન દીક્ષા લીધી તે અગાઉ તેઓ વૈદિક મતના પ્રખર પંડિત, વિવેચક અને તત્ત્વચિંતક હતા, એટલે આચારાંગની સંકલનામાં એમનો પૂર્વાશ્રમનો રંગ, વિશુદ્ધ ભાવે, આવે

તેમાં કશું આશ્ચર્ય નથી ! મને પુણ્યવિજયજી મહારાજ દુરાગ્રહથી પરાઙ્મુખ જણાયા છે. બાળદીક્ષા-દેવદ્રવ્ય, પૂજાવિધિ, દિગંબર સ્થાનકવાસી-તેરાપંથી ગચ્છવાદ, એ વિવાદથી તેઓ મુક્ત રહ્યા છે. સમકિત–મિથ્યાત્વના વિવાદથી તેમની દૃષ્ટિ કુંઠિત થઈ નથી તેમનો આચાર કડક રહ્યો છે, તો એકાંગી ક્રિયાવાદથી તેઓ બિલકુલ રંગાયેલા નથી શુદ્ધ, વિવેકપ્રચુર, અભિનિવેશ રહિત તેમનાં વ્યાખ્યાનો અનુભવવામાં આવ્યાં છે જ્યાં ષડ્દ્રવ્યમાં, પંચાસ્તિકાયમાં માન્યતા છે, જ્યાં સ્યાદ્વાદ–અનેકાંતમાં શ્રદ્ધા છે, ત્યાં જૈનત્વ હોઈ શકે છે એમ તેઓ માને છે; સાથે સર્વ દર્શનો પ્રત્યે તેઓ સમભાવપણે રહે છે, ધર્મ–religion અને science–સાયંસ, એ બે વચ્ચે વિરોધ સંભવતો નથી એમ તેઓ કહે છે.

જૈન આગમમાં નિહ્નવોનો વિચાર આવે છે આ એક વિશેષ પ્રયોગ છે. તેનું પ્રયોગાંતર હું અંગ્રેજીમાં dissent શબ્દથી કરીશ કૅથોલિક ચર્ચની માન્યતાઓથી પ્રોટેસ્ટંટો જુદા પડ્યા અને ડિસેન્ટર કહેવાયા. એ જ પ્રોટેસ્ટંટોમાં મતાંતરો થયાં તેઓ પરસ્પર dissents કહેવાય છે મહાવીરના સમયમાં બે મુખ્ય dissents–નિહ્નવો થઈ ગયા : (૧) મંખલીપુત્ર ગોશાલક, (૨) ખુદ મહાવીરનો જમાઈ જમાલિ. મહાવીર પછી નિહ્નવો થયા, એમનો નિર્દેશ કરવાની અહીં જરૂર નથી. વળી એટલું કહેવું બસ થશે કે, આ નિહ્નવો પરસ્પર એકમેકને મિથ્યાત્વી કહેતા આવ્યા છે જોકે ખૂબી તો એ છે કે દરેક નિહ્નવો જૈનોની મુખ્ય માન્યતાઓ પંચાસ્તિકાય, ષડ્દ્રવ્યવિચાર, અનેકાંતવાદ–સ્યાદ્વાદ એમાં તો માને છે જ, છતાં એક સમૂહ બીજા દરેક સમૂહને મિથ્યાત્વી–અ-જૈન માને છે ! આ સંકુચિત વિચારધારા છે. મહારાજશ્રી આવા સંકુચિતપણાથી વિમુખ રહ્યા છે, સાથે તેઓ પોતાના પરંપરાગત,* ગચ્છગત સમૂહમાં રહીને જ સેવા કરતા રહ્યા છે, અને બધા સમૂહો તેમના પ્રત્યે સંમાન સેવતા રહ્યા છે કેટલાયે સ્થાનકવાસી સાધુઓ તેમનો પરિચય કેળવવાની તત્પરતા દર્શાવે છે, એ મારો જાત અનુભવ છે જૈન વિદ્યાની એમણે આજીવન સેવા કરી છે એ જ એમના જીવનનું સાફલ્ય છે

આપણે ઇચ્છીએ કે આવા પવિત્ર માનવો જૈન વિદ્યાની સેવા કરવા સદૈવ સમર્થ રહે, દીર્ઘ આયુષ્ય ભોગવે, અને આરોગ્યમા રહે !

## પ્રેરક વિભૂતિ

**ડૉ. રમણલાલ ચી. શાહ, મુંબઈ**

દરેક વ્યક્તિના જીવનમાં કોઈ કોઈ વ્યક્તિ પ્રેરણારૂપ બની જાય છે જે કેટલીક વડીલ અને પૂજનીય વ્યક્તિઓ મારા જીવનઘડતરમાં પ્રેરણારૂપ બની ગઈ છે તેમાં પરમ પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ અગ્રસ્થાન ધરાવે છે. એમની પ્રેરણાએ જ મને પ્રાચીન જૈન સાહિત્ય પ્રત્યે અને એથી પણ વિશેષ ધર્મ પ્રત્યે અનુરાગી બનાવ્યો છે એમના આશીર્વાદથી જ જીવનમાં કેટલાંક કાર્યો હુ સફળતા-પૂર્વક પાર પાડી શક્યો છુ અને એથી એમના પ્રત્યે હુ ઘણો જ ઋણી છું.

પૂજ્ય મહારાજ સાહેબ સાથેનો મારો પરિચય લગભગ દોઢ દાયકાનો છે એમનાં પહેલવહેલાં દર્શન કર્યાં અમદાવાદમાં ઓરિયેન્ટલ કૉન્ફરન્સ ભરાઈ ત્યારે જૈન મુનિઓ પણ આવી કૉન્ફરન્સમાં રસ લે છે એ જાણીને ત્યારે આશ્ચર્ય થયેલું અને આપણા 'જ્ઞાનભંડારો' વિશે પૂ. મહારાજ સાહેબે

* હું ઇચ્છુ કે નિહ્નવો ઉપર કોઈ Thesis મહા-નિબંધ લખે—ગોશાલક મંખલીપુત્ર-આજીવિકો ઉપરનો Thesis અંગ્રેજીમા છે તે ઠાલી ઉપર.

જે પ્રવચન કર્યું તે સાંભળીને તો મારી મુગ્ધતાનો પાર રહ્યો ન હતો

પૂજ્ય મહારાજ સાહેબના વધુ નિકટના સંપર્કમાં આવવાનું બન્યું ઈ સ ૧૯૫૫માં એ વર્ષે અમદાવાદમાં સેંટ ઝેવિયર્સ કૉલેજની સ્થાપના થઈ અને મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજ તરફથી અમદાવાદની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતી વિષયના પ્રાધ્યાપક તરીકે કાર્ય કરવા માટે એક વર્ષ માટે મને મોકલવામાં આવ્યો સવારની કૉલેજ હતી એટલે સમય પણ પુષ્કળ મળતો હતો રોજ સાંજે સરિત્કુંજમાં પૂજ્ય પંડિતજી શ્રી સુખલાલજી પાસે જતો હતો અને એમને કંઈક વાંચી સંભળાવતો હતો તે સમયે 'નલ-દમયંતીની કથાનો વિકાસ' એ વિષય ઉપર મહાનિબંધ લખવાના કાર્યનો હજુ આરંભ જ મે કર્યો હતો પૂજ્ય પંડિતજી સાથે એ વિષયની વાત કરતા એમણે એ માટે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનો સંપર્ક સાધવાનું સૂચન કર્યું અને એ પ્રમાણે એક દિવસ બપોરે હું જૈન સોસાયટીના ઉપાશ્રયમાં જઈ ચડયો પૂ મહારાજ સાહેબને મે વંદન કર્યા, પરંતુ વિધિસર વંદન કરતાં મને આવડતુ નહોતુ પૂજ્ય મહારાજ સાહેબને મારો કોઈ પરિચય ન હતો, પરંતુ પ્રથમ મુલાકાતે જ એમણે મારી સાથે કોઈ સ્વજનની જેમ ખૂબ ઉમળકાભેર વાત કરી અને તેથી હું અત્યંત પ્રભાવિત થઈ ગયો એમના આવકારે મારુ હૃદય જીતી લીધુ પોતાના કામમાંથી સમય કાઢી એમણે મારે માટે પુષ્કળ સમય આપ્યો અને તે ને તે જ વખતે એમણે મારુ કંઈ પણ ઠામઠેકાણું લીધા વિના મને મધ્યકાલીન જૈન કૃતિઓની બે હસ્તપ્રતો આપી એમણે મારામાં મૂકેલા અસાધારણ વિશ્વાસને કારણે હું એમના વ્યક્તિત્વથી વધારે આકર્ષાયો અને પછી તો એમને વંદન કરવાને તથા એમનુ માર્ગદર્શન મેળવવાને રોજ ઉપાશ્રયે જવાનો મારો કાર્યક્રમ બની ગયો

નળદમયંતીની કથા વિશેના મહાનિબંધની પૂર્વ તૈયારીમાં મે જે કેટલીક કૃતિઓ જોઈ તેમાં સમયસુંદરકૃત 'નલ-દવદંતી રાસ' પણ હતો પરંતુ એ કૃતિ અપ્રગટ હતી એટલે હસ્તપ્રતને આધારે એનો અભ્યાસ કરવાનો હતો. જોકે હસ્તપ્રતની લિપિ બરાબર વાંચતાં મને આવડતું નહોતું, જે પૂજ્ય મહારાજ સાહેબ પાસેથી શીખવા મળ્યું, એટલું જ નહિ, એમની પ્રેરણાથી સમયસુંદરની એ કૃતિનું સંપાદન કરવાનું કાર્ય મે હાથ ધર્યું, જેમાં પૂજ્ય મહારાજ સાહેબના શિષ્ય પૂજ્ય દર્શનવિજયજી મહારાજે પણ મને ઘણી સાહાય્ય કરી પૂજ્ય પુણ્યવિજયજી મહારાજના હાથ નીચેની તાલીમને પરિણામે એ સંપાદન સારી રીતે તૈયાર થઈ શકયું અને એ જ્યારે પુસ્તકરૂપે પ્રગટ થયુ ત્યારે એમના ચરણ-કમલમા મે એ અર્પણ કર્યું આમ, જૂની ગુજરાતી ભાષામાં લખાયેલી જૈન રાસાદિ કૃતિઓના સંશોધન–સંપાદનના ક્ષેત્રમાં પૂજ્ય મહારાજ સાહેબે જ મને પ્રવેશ કરાવ્યો અને એમની જ પ્રેરણાથી ત્યાર પછી ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીકૃત 'જંબૂસ્વામી રાસ'નું સંપાદન પણ તૈયાર કરી પ્રકાશિત કર્યું

ઈ સ ૧૯૫૫–૫૬માં અમદાવાદની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં એક વર્ષ કામ કરી મારે મુંબઈ પાછા ફરવાનું થયુ પૂજ્ય મહારાજ સાહેબને વંદન કરવા ગયો ત્યારે મારો ધર્મ પ્રત્યેનો અનુરાગ વધતો જોઈ ને એમણે મને સંભારણા તરીકે એક પ્રાચીન કલાત્મક સિદ્ધચક્રજીની ભેટ આપી, જેના નિત્ય દર્શન–વંદનને પરિણામે, મારે પ્રામાણિકપણે કહેવું જોઈએ કે, મને જીવનમા અસાધારણ લાભો થયા છે

મુંબઈ આવીને પૂજ્ય મહારાજ સાહેબ સાથે પત્રવ્યવહાર દ્વારા સંપર્ક રાખવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સૌને હશે એવો જ અનુભવ મને થયો પૂજ્ય મહારાજ સાહેબની આ એક જાણીતી ખાસિયત

છે કે તેઓ સામાન્ય રીતે પત્રવ્યવહાર બહુ રાખતા નથી ટપાલટિકિટનો બને તેટલો ઓછામાં ઓછો પરિગ્રહ અને સંઘને ઓછામાં ઓછું ખર્ચ કરાવવાની ભાવનામાંથી આ વૃત્તિ જન્મેલી મનાય છે. પરંતુ અનિવાર્ય હોય ત્યારે પૂજ્ય મહારાજ સાહેબ અવશ્ય પત્રનો જવાબ આપે છે એવો પણ અનુભવ છે. મે જ્યારે જ્યારે ધાર્મિક કે સાહિત્યિક વિષયની કોઈ અગત્યની બાબત વિશે એમનું માર્ગદર્શન મંગાવ્યું હોય ત્યારે ત્યારે અચૂક તેમના તરફથી સ્વચ્છ અને મરોડદાર અક્ષરે મુદ્દાસર અને ચીવટપૂર્વક લખેલો પત્ર મળ્યો છે

બાળબ્રહ્મચારી, લાંબા દીક્ષા પર્યાયવાળા, સંયમની આરાધનામાં મગ્નચિત્ત, જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ સ્થવિર પૂજ્ય મહારાજ સાહેબે પોતાની તબિયતની પણ દરકાર કર્યા વગર પાટણ, જેસલમેર, અમદાવાદ વગેરે સ્થળે જૈન ભંડારોની હસ્તપ્રતોને વ્યવસ્થિત કરવાનુ અમૂલ્ય કાર્ય કર્યું છે અસહ્ય ગરમીમા માથે ભીનું પોતું મૂકીને ધીખતા પતરા નીચે ભરબપોરે જ્યારે એમને મે દેવસાના પાડાના ઉપાશ્રયમાં પ્રસન્ન ચિત્તે કાર્ય કરતા જોયા ત્યારે તો મારું મસ્તક એમના ચરણોમાં નમી પડ્યુ હતું. એમના અથાગ પરિશ્રમયુક્ત અવિરત કાર્યને કારણે તેમ જ ચારિત્ર્યની શ્રેષ્ઠતાને કારણે કોઈ સંઘ કે સમાજે તેઓ વર્ષોથી ઉપાશ્રયમાં પોતાના કામને માટે લાઇટનો ઉપયોગ કરતા હોવા છતાં તેનો વિરોધ કે ઊહાપોહ કર્યો નથી પૂજ્ય મહારાજ સાહેબની આત્મિક શક્તિ એટલી પ્રબળ છે કે અડધી રાત સુધી કાર્ય કર્યું હોય અને રાતના એક-બે કલાકની ઊંઘ મળી હોય તોપણ બીજે દિવસે સવારે તેઓ એવા જ સ્વસ્થ અને પ્રસન્ન હોય અને દિવસે આરામ લેવાની એમને જરૂર પણ ન હોય. આવી રીતે એકાદ દિવસ નહિ, દિવસોના દિવસ સુધી કાર્ય કરવાની અસાધારણ શક્તિ તેઓ ધરાવે છે

શું જૈન કે શું બૌદ્ધ, શુ હિંદુ કે શુ ખ્રિસ્તી, દરેક ધર્મ કે સંપ્રદાયના ત્યાગી સાધુઓમાં પણ જોવા મળે છે લોકૈષણાની અભિપ્સા ત્યાગી મહાત્માઓની લોકપ્રશંસા આપોઆપ જ થવા લાગે છે, પરંતુ સમય જતાં ક્યારેક કેટલાકમાં વધુ લોકૈષણાની વાસના જાગે છે પરંતુ પૂજ્ય મહારાજ સાહેબે એના ઉપર પણ વિજય મેળવ્યો છે. એમણે સહજ મળતી આચાર્યની પદવીની પણ જો ખેવના કરી નથી, તો લોકૈષણાની તો વાત જ શી કરવી ?

જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં મહાન ગણાતી કોઈ કોઈ વ્યક્તિઓના નિકટના સંપર્કમાં આવવાની જ્યારે આપણને તક મળે છે ત્યારે તે દરેકનો આપણો અનુભવ એકસરખો નથી હોતો. કેટલીક મહાન ગણાતી વ્યક્તિઓના જેમ જેમ નિકટના સંપર્કમાં આપણે આવીએ છીએ અને એમની વિશ્વસનીય વ્યક્તિ બનીએ છીએ તેમ તેમ એ મહાપુરુષમાં રહેલ અહંકાર, દંભ, ઉગ્ર રાગદ્વેષ, સંકુચિત અને સ્વાર્થપરાયણ દૃષ્ટિ, ખટપટ, ચારિત્ર્યની શિથિલતા, ઉપદેશ અને વર્તન વચ્ચેની વિસંવાદિતા ઇત્યાદિ આપણી નજરે ચડવા લાગે છે અને વખત જતાં એ મહાપુરુષમાં વામન પુરુષનું આપણને દર્શન થતું જાય છે બીજી બાજુ કેટલાક એવા ખરેખર મહાત્માઓ હોય છે, જેમના જેમ જેમ નિકટના સંપર્કમાં આપણે આવતા જઈએ છીએ તેમ તેમ તેમના ચારિત્ર્યનાં અજ્ઞાત ઉજ્જવળ પાસાંઓનું વધુ અને વધુ દર્શન આપણને થતું જાય છે. પરમ પૂજ્ય પુણ્યવિજયજી મહારાજ સાહેબના જેમ જેમ નિકટના પરિચયમાં આવવાનું થતું ગયું તેમ તેમ એમના જીવનનાં અત્યંત ઉજ્જવળ પાસાંઓનું વધુ અને વધુ દર્શન મને હમેશાં થતું ગયુ છે

આવા ભવ્યાત્માનાં ચરણોમાં આપણી કોટિ કોટિ વંદના હજો

# ‘વિદ્વદ્વલ્લભ’ સાથેના સાહિત્યિક પ્રસંગો

પ્રો. હીરાલાલ ર. કાપડિયા, સૂરત

**વ્યસન**—આજથી પચાસ વર્ષ ઉપર મુંબઈ વિદ્યાપીઠની એમ.એ.ની પરીક્ષામાં ગણિત સાથે ઉત્તીર્ણ થયા બાદ મુંબઈની વિલ્સન કૉલેજમાં ગણિતના અધ્યાપક તરીકે કામ કરતી વેળા મને જૈન સાહિત્યનો વિશિષ્ટ અભ્યાસ કરવાનો સુયોગ સાંપડ્યો વાત એમ બની કે એ વર્ષે "શાસ્ત્રવિશારદ" જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીનું એમના બહુશ્રુત વિનેયો સહિતનું મુંબઈમાં ચાતુર્માસ થયું અને મને એનો યથેષ્ટ લાભ મળ્યો. ત્યારથી મને અનેકવિધ વિષયોનો બોધ કરાવનારા મહત્ત્વપૂર્ણ જૈન તેમ જ અજૈન ગ્રન્થો વાંચવા વિચારવાનો, નોંધો કરવાનો, લેખો લખવાનો તથા કૃતિઓ યોજવાનો રંગ લાગ્યો એ મારા સ્વાધ્યાયના એક અંગરૂપે પરિણમ્યો આગળ જતા એ મારું વ્યસન થઈ પડ્યું. એ આજે પણ આ વૃદ્ધાવસ્થામાં વિકટ પરિસ્થિતિ ઉદ્ભવતાં માનસિક સમતુલા જાળવવામા, સાહિત્યનો નિર્ભેળ આનંદ પ્રાપ્ત કરવામા તેમ જ સાહિત્યક્ષેત્રને પોતાનાં મહામૂલ્યશાળી પ્રદાનો વડે ગૌરવાંકિત કરનારા વિબુધોનો કંઈ નહિ તો પરોક્ષ સમાગમ સાધવામા સહાયભૂત બન્યું છે.

**પ્રાથમિક પરિચય**—ચાળીસેક વર્ષ ઉપર સ્વ બાબુસાહેબ જીવનલાલ પનાલાલે મને **‘આર્હત જીવન જ્યોતિ’** તૈયાર કરવાનુ કામ સોંપ્યુ એ કાર્ય સાંગોપાંગ બને, એનુ સમુચિત આયોજન થાય અને એ સર્વાંશે કાર્યસાધક થઈ પડે એ માટે એમણે મને તે સમયના ધર્મધુરંધર જૈન આચાર્યો અને મુનિવરોનો પ્રત્યક્ષ સમાગમ સાધવાની સૂચના કરી. તદનુસાર હું પાટણ ગયો અને પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીને મળ્યો એમણે મને એમના પોતાના પ્રશિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજી સાથે આ સંબંધમાં વિચારણા કરવી ઠીક થઈ પડશે એમ કહ્યુ. સાથે સાથે મારા સદ્ગત પિતા અને પિતામહના ‘પંજાબોદ્ધારક’ શ્રી આત્મારામજી મહારાજશ્રીના સમુદાય સાથેનો ધર્મસ્નેહ હતો તે જણાવ્યુ આ પ્રમાણેના આહ્લાદક વાતાવરણમાં હું પુણ્યવિજયજીને મળ્યો આ મારો એમની સાથેનો પ્રથમ પરિચય હતો આથી થોડીક વાતો થયા બાદ જ એમણે મારા ઘરમાંથી એમના સરનામે ‘અશુભ સમાચાર’ના નિર્દેશપૂર્વકનો મારા ઉપર લખેલો પત્ર આપ્યો આ એમની વ્યવહારકુશળતા—વિવેકબુદ્ધિનુ દ્યોતન કરે છે, નહિ તો "प्रथमग्रासे मक्षिका" જેવો ઘાટ થતે

**જાહેર વ્યાખ્યાન**—બપોરનો સમય થવા આવ્યો હતો એટલે વાત આગળ ન વધી રાત્રે મુનિશ્રીને ફરીથી મળવાનુ થતાં એમણે મને એક જાહેર વ્યાખ્યાન આપવા કહ્યુ એ ઉપરથી મારે કયા કયા મુદ્દાઓ ખાસ ચર્ચવા તે બાબત મે એમને પૂછી એટલે એ દિશામા એમણે વેધક પ્રકાશ પાડ્યો બીજે દિવસે મારા વ્યાખ્યાન પ્રસંગે એઓ જ નહિ પણ એમના પ્રગુરુ પણ પધાર્યા આથી મને સાનંદાશ્ચર્ય થયું અને મારા ઉત્સાહમાં વૃદ્ધિ થઈ ફરીથી મળવાનું થતા ચરવળો, કટાસણું ઇત્યાદિ શબ્દોની ચર્ચા ચાલી

**ઉદારતા**—કાલાંતરે મેં જૈનાચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિજી ત્યાં જ—પાટણમાં હતા તેમનો વન્દનાદિ દ્વારા લાભ લેવાની ઇચ્છા દર્શાવી, તો એમની સાથે યથાયોગ્ય સુમેળ નહિ હોવા છતાં તરત જ—જરા પણ સંકોચ વિના એમણે યોગ્ય પ્રબંધ કરી આપ્યો, આ એમની ઉદારતા આમ મારો એમની સાથેનો પ્રાથમિક પરિચય પાંગરવા લાગ્યો

**ઉપહાર**—પુણ્યવિજયજીએ દેવેન્દ્રસૂરિકૃત "चत्वार कर्मग्रन्था."ની એક નકલ મને ભેટ આપી ત્યારે એમણે ગુજરાતી લિપિમાં નિમ્નલિખિત ઉલ્લેખ કર્યો હતો :—

" ભાઈ શ્રી હીરાલાલ રસિકદાસ કાપડીઆને સસ્નેહ ઉપહાર
મુનિ પુણ્યવિજય
સં. ૧૯૯૩ના માર્ગશીર્ષ કૃષ્ણ પંચમી "

કાલાંતરે એમણે મને બીજા બે કર્મગ્રન્થોને લગતા પુસ્તકની પણ એક નકલ ભેટ આપી હતી એના ઉપર બાળબોધ લિપિમાં નીચે મુજબ ઉલ્લેખ કર્યો હતો :—

"भाई श्री हीरालाल रसिकदास कापडियाने सादर समर्पित
पुण्यविजय "

**નિર્દેશ**—" ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજય સ્મૃતિગ્રન્થના આમુખ (પૃ ૧૩)માં પુણ્યવિજયજીએ " એક સુયોગ્ય વિદ્વાન લેખક " તરીકે મારો નિર્દેશ કર્યો છે

**સહકાર**—મુબઈ સરકારની માલિકીની જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વર્ણનાત્મક સૂચીપત્ર મે ત્રણેક વર્ષ પૂનામાં રહીને સોળ વિભાગમાં જે પૂર્ણ કર્યું હતું તે ભાંડારકર પ્રાચ્ય વિદ્યાસંશોધનમંદિર તરફથી આજે વર્ષો થયાં છપાય છે અત્યાર સુધીમાં નવ વિભાગ પ્રકાશિત થયા છે આ પૈકી [1]D C G C M [ Vol XVII, pts 1–2 & pt. 3 pp 1–56 ] જે ઈ સ ૧૯૩૫ થી ૧૯૪૦ ના ગાળામાં પ્રસિદ્ધ કરાયાં છે તેનાં બીજી વારના મુદ્રણપત્રોની એક નકલ, જે સંસ્થાએ મારી વિજ્ઞપ્તિથી એમના ઉપર પણ મોકલતી હતી, તેમાનો અંગ્રેજી સિવાયનો ભાગ તપાસી જવા એમણે કૃપા કરી હતી.

**ઉલ્લેખ અને કૃતજ્ઞતા**—" Journal of the University of Bombay " (Vol. VI, pt. 6)માં મારો લેખ નામે " Outlines of Palaeography " ૧૯૩૮મા છપાયો તેમાં પૃ ૮૯મા " જૈન ચિત્રકલ્પદ્રુમ " ગત પુણ્યવિજયજીના " જૈન લેખનકળા " નામના વિસ્તૃત લેખની મે નોંધ લીધી છે અને અંતમાં એમના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી છે નોંધ કરતી વેળા મે એમનો "an erudite scholar and a gaina saint" તરીકે ઉલ્લેખ કર્યો છે

**નિખાલસતા અને નિર્ભયતા**—પચ્ચીસેક વર્ષ ઉપર આગમોદ્ધારક શ્રી આનન્દસાગરસૂરિજી અહી–સુરતમા–લીંબડાના ઉપાશ્રયે સ્થિરતા કરતા હતા એવામાં પુણ્યવિજયજી અહીં આ જ ઉપાશ્રયમાં પધાર્યા પ્રસંગોપાત્ત એક રાત્રે મેં એક મુનિશ્રીની ઉપસ્થિતિમા એમને નિમ્નલિખિત બે વિવાદ-ગ્રસ્ત બાબતો વિષે પોતાના વિચારો રજૂ કરવા વિજ્ઞપ્તિ કરી અને એમણે નિખાલસતા અને નિર્ભયતા-પૂર્વક એ બાબતો ઉપર જે પ્રકાશ પાડ્યો તે મારી જિંદગીમાં આ જાતનો પહેલો જ અનુભવ હતો :

(૧) શ્રમણ ભગવાન મહાવીરસ્વામી અને માંસાહાર.

(૨) 'મહાત્મા' ગાંધીજી અને એક લાખ વર્ષમાં થઈ ગયેલા તીર્થંકરો

**વિદ્વદ્વલ્લભ**—મુનિશ્રી પુણ્યવિજયજી માટે આજે કેટલાંયે વર્ષો થયાં મેં 'વિદ્વદ્વલ્લભ' વિશેષણ યોજ્યુ છે અને મારી અન્યાન્ય કૃતિઓમાં મેં એનો ઉલ્લેખ પણ કર્યો છે આ સમાસના તત્પુરુષ તેમ જ બાહુવ્રીહિ એ બને અર્થ મને પૂરેપૂરા અભિપ્રેત છે એઓ વિદ્વાનોને પ્રિય છે[2] તેમ જ એમને પણ વિદ્વાનો પ્રિય છે[3] આ જગજાહેર બાબતને મે આ વિશેષણ દ્વારા મૂર્ત સ્વરૂપ આપ્યું છે વિશેષમાં આથી તો મે આ લેખનું " પુણ્ય પ્રસંગો " જેવા દ્વ્યર્થક શીર્ષકને બદલે " વિદ્વદ્વલ્લભ " તરીકે એમનો પ્રારંભમાં જ નિર્દેશ કરવાનું વધારે ઉચિત ગણ્યુ છે આથી આ વિશેષણની જાણ વધારે વ્યાપક બનશે એવી આશા છે એ એમના યોગ્ય સન્માનનું પ્રતીક થઈ પડશે.

---

૧. "Descriptive Catalogue of the Government Collection of manuscripts"

૨. "विदुषां वल्लभः विद्वद्वल्लभ. ।" ૩ "विद्वासो वल्लभा यस्य स विद्वद्वल्लभ. "।

**ભલામણ**—'પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી' તરફથી પ્રકાશિત થતાં પુસ્તકો મને ભેટ મળતાં રહે એ માટે એમણે આ સંસ્થાના સંચાલક મહાનુભાવોને ભલામણ કરી હતી એમ જાણવા મળે છે. મને શરૂઆતના કેટલાક ગ્રંથો ભેટ મળ્યા તે આ ભલામણનું પરિણામ છે એમ મારું માનવું છે.

**લાક્ષણિક પરોપકાર**—મુંબઈ વિદ્યાપીઠ તરફથી "આકારચિત્રોનાં ઉદાહરણો"ને અંગેનો મારો અંગ્રેજી લેખ સચિત્ર સ્વરૂપે પ્રસિદ્ધ થતો હતો તેવામાં મારે અમદાવાદ જવાનું થયું ત્યાં તારીખ ૧૩-૩-'૫૫ના રોજ મુનિશ્રીને મળવા ગયો ત્યારે ૬૩ આકારચિત્રોથી અલંકૃત અને ઉદયવિજયે ૩૧૭ પદ્યોમાં રચેલા વિજ્ઞપ્તિપત્રની કપડા ઉપર ચોંટાડાયેલી અને કાગળ ઉપર લખાયેલી ટિપ્પણાના આકારની એક હાથપોથી એમણે મને બતાવી હતી એટલું જ નહિ, પણ ભલ્લ, શંખ અને શ્રીકરીનાં ચિત્રો એ ઉપરથી એમણે મને આલેખી આપ્યાં હતાં. વિશેષમાં આ અમૂલ્ય અને વિરલ હાથપોથી મારે મારી જન્મભૂમિમાં-સુરત લઈ જવી હોય તો તે માટે પૂરી સાનંદ તૈયારી બતાવી હતી. પણ આ અલભ્ય વસ્તુ લઈ જવાની મેં ના પાડી હતી કાલાંતરે મેં આ હાથપોથી જોવા માગી ત્યારે તેમણે કહ્યું કે સાક્ષરવર્ય શ્રી જિનવિજયજી એ પ્રકાશનાર્થે લઈ ગયા છે. અન્ય ચિત્રોનુ કામ આથી અટકી પડ્યુ આજે આ હાથપોથી ક્યાં છે અને એ વિજ્ઞપ્તિપત્ર સચિત્ર સ્વરૂપે પ્રકાશિત થયું હોય તો તેની મને ખબર નથી

એમની લાક્ષણિક પરોપકારવૃત્તિનો–સૌજન્યનો–એક યાદગાર બીજો પણ પ્રસંગ બન્યો છે:

તા ૨૪-૩-'૫૫ને રોજ એમણે મને અષ્ટ મંગળોનાં આકારચિત્રોથી વિભૂષિત **ચંદ્રપ્રભસ્વામિસ્તવન**ની વિ સં ૧૫૧૨માં લખાયેલી હાથપોથી આપી મારી આ પ્રવૃત્તિમાં મને પ્રોત્સાહિત કર્યો આ કૃતિ મારા ઉપર્યુક્ત લેખમાં છપાઈ છે આ હાથપોથી અંશતઃ મૂળ તેમ જ ચિત્રો એમ બંને રીતે અંશતઃ ખંડિત હતી, પણ એકબીજાનો લાભ લઈ હુ એને પરિપૂર્ણ સ્વરૂપ આપી શક્યો હતો

**પત્રવ્યવહાર અને અક્ષરો**—**ચઉસરણ** ઇત્યાદિ પઇણ્ણગોની પ્રાચીનતા અને **પંચકપ્પ**ના પરિચય જેવા વિષયો વિષે પત્રવ્યવહાર દ્વારા એમણે મને પોતાના વિચારો દર્શાવ્યા હતા ગુજરાતી તથા બાળબોધ બંને લિપિના એમના અક્ષરો સુન્દર, સ્પષ્ટ, સુબોધ અને નયનપ્રિય છે, એમ એમના લખાણથી જણાયું છે

**સમાગમ**—મારો મુનિ શ્રી પુણ્યવિજયજી સાથેનો સમાગમ મોટે ભાગે પરોક્ષ છે એમની રચેલી કૃતિઓનું વાંચન કરતાં મને આનંદ થયો છે એક અભિનવ દૃષ્ટાંત તરીકે કહીશ કે **નન્દીસુત્ત**ની ચુણ્ણિ સહિતની એમની આવૃત્તિમાં એમણે આગમોદ્ધારકને અંગે જે પ્રશંસનીય અને અભિવન્દનીય ઉદ્‌ગારો મૂર્ત કર્યા છે તેનો **બૃહત્કલ્પ** (ભા. ૧) ગત એમની પ્રસ્તાવનામા આગમોદ્ધારક અંગે કરેલા ઉલ્લેખ સાથે સરખાવતાં મને સાનંદ આશ્ચર્ય થયું હતુ એક જ સુજ્ઞ અને સહૃદય વ્યક્તિના જીવનમા પણ પ્રસંગાનુસાર કેવી કેવી વિલક્ષણ–પરસ્પર વિરુદ્ધ જણાતી ઘટનાઓ બને છે તેનુ આ એક જ્વલંત ઉદાહરણ છે

**સુયોગ**—વિદ્વદ્વલ્લભ મુનિ શ્રી પુણ્યવિજયજીના મારા ઉપર વિવિધ ઉપકારો થયા છે તેનો યત્કિંચિત્ નિર્દેશ કરવા માટે મને જે આ સુયોગ સાંપડ્યો છે તે ડૉ **સાંડેસરા** અને ડૉ ઉમાકાંતના તા. ૧૯-૯-'૬૮ ના ભાવભીના આમંત્રણને આભારી છે

**અભિલાષા**—પુણ્યવિજયજીએ પોતાના સાઠ વર્ષના દીર્ઘકાલીન દીક્ષાપર્યાયને વિજ્ઞપન• સાહિત્યની અભિવૃદ્ધિ કરીને સારી રીતે દીપાવ્યો છે તે બદલ હાર્દિક અભિનન્દન આપતો અને એ સત્કાર્ય-

માં એમની ઉત્તરોત્તર અધિક પ્રગતિ થતી રહે અને એ સ્વપર હિતકારી બને એ અભિલાષા દર્શાવતો હું વિરમું છું.

## બહુમુખી પ્રતિભા

### પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, અમદાવાદ

જૈન સાધુસમાજમાં કેટલાક વિદ્વાન મુનિઓ પોતાની કાર્યપદ્ધતિથી અલગ તરી આવે છે તેમાં આગમપ્રભાકર મુનિરાજ શ્રી. પુણ્યવિજયજી મહારાજશ્રીનું નામ આપી શકાય

તેમની વિદ્વત્તા, પ્રતિભા, ઔદાર્ય, નમ્રતા અને સાધુચરિત સહૃદયતા વગેરે ગુણો તેમના આગવા વ્યક્તિત્વનો ખ્યાલ કરાવે છે

તેમણે સંપાદિત કરેલા અનેક ગ્રંથો અને વિશિષ્ટ નિબંધોથી તેમની વિદ્વત્તા અને પ્રતિભાનો પરિચય મળે છે. વિદ્વાનો કે વિદ્યાર્થીઓને ઉપયોગી એવી સાહિત્યિક સામગ્રી પૂરી પાડવાના તેમના ઔદાર્ય વિશે વિદ્વાનોએ પોતાની કૃતિઓમાં તેમની શતમુખે કૃતજ્ઞતા પ્રદર્શિત કરી છે ગમે તેવા નાના માનવી પાસેથી તેમણે કોઈ કાર્ય પરત્વે સહાય લીધી હોય તો આપણા સાધુસમાજમાં અલગ તરી આવે એવી તેમની આભારપ્રદર્શન કરવાની નમ્રતા જોઈને તો ઘણી વખત એવો માનવી શરમ પણ અનુભવે તેમની સાથે વાત કરતાં તેમની રજૂઆતમાં કંઈ પણ છુપાવવાની કૃત્રિમ વાણીનો કે વાતનો સહેજે પણ આભાસ ન થાય એવી એમની પારદર્શી ઋજુ સહૃદયતા છે.

**નિર્ભીક આલેખક**—મહારાજશ્રીએ વિશાળકાય 'બૃહત્કલ્પસૂત્ર'નાં અનેક પરિશિષ્ટો અને પ્રસ્તાવનાથી અલંકૃત કરેલા સંપાદન પછી નિર્યુક્તિઓના કર્તા ભદ્રબાહુસ્વામી પહેલા કે બીજા એ વિષયનો એક લેખ તૈયાર કર્યો તેમણે નિર્યુક્તિઓના આંતરબાહ્ય પરીક્ષણ પછી નિર્ણય કર્યો કે મળી આવતી કેટલીક નિર્યુક્તિઓ અવશ્ય ચૌદપૂર્વધર ભદ્રબાહુસ્વામીની નહીં પરંતુ વરાહમિહિરના ભાઈ બીજા ભદ્રબાહુસ્વામી-રચિત લાગે છે આ એમનો નિર્ણય જૈન સાધુસમાજમાં 'નિર્યુક્તિઓ બધી પહેલા ભદ્રબાહુસ્વામી રચિત છે' એવી માન્યતા સામે ખળભળાટ મચાવે એવો હતો તેમણે કેટલાંયે પ્રમાણો આપીને પોતાના નિર્ણય વિષયક લેખ લખ્યો છે.

મને યાદ છે કે એક જૈન માસિક પત્રમાં પ્રગટ કરવાને તે લેખ આપવામાં આવ્યો. પણ માસિક પત્રના તંત્રીને આવા નિર્ણય સામે ડર લાગતાં તે લેખ મહારાજશ્રીને પરત કર્યો છેવટે મહાવીર જૈન વિદ્યાલયના સિલ્વર જ્યુબિલી ગ્રંથમાં એ પ્રસિદ્ધ થયો, પરંતુ તેમની અકાટ્ય દલીલો સામે કોઈ હજી સુધી જવાબ આપી શક્યું નથી.

મહારાજશ્રીએ 'બૃહત્કલ્પસૂત્ર'ના પ્રાસ્તાવિક વક્તવ્યમાં આગમોદ્ધારક આ. શ્રી સાગરાનંદસૂરિજી સામે જે ભારે પ્રહારો કર્યા છે તે પણ એમની નિર્ભીકતાનું જ ઉદાહરણ છે.

જૈનોના સાધુસમ્મેલન વખતે આગમો અને તેની પંચાંગીની વાત છેડાઈ બધા સાધુઓ જુદી જુદી રીતે પંચાંગીની વાત કરતા હતા ત્યારે મહારાજશ્રીએ પંચાંગીના નિર્ણય વિશે નાનો પણ મુદ્દાસરનો લેખ લખી જૈન સાધુસમાજની માન્યતા સામે ટપકાભરી ચીમકી આપી હતી.

**સંપાદનની ચીવટ**—મહારાજશ્રીની સંપાદન વિષયક ચીવટ તો આપણને દંગ બનાવી મૂકે એવી છે. પાઠભેદ લેવાની એમની પદ્ધતિ, અન્ય ગ્રંથોના સમાંતર સંદર્ભો, શબ્દોની સૂચી, તેના પ્રકાર, પાઠભેદમાં સમાન કુલની પ્રતિઓનો વિભાગ કરી પહેલા કઈ લેવી ને પછી કઈ લેવી, કોને મહત્ત્વ

આપવું અને કોને ગૌણ સમજવાં એ વિશે તો જેઓ એમની પાસે બેસીને કામ કરે છે અગર જેમણે કામ કર્યું છે તેમને જ વધુ ખબર છે આમ છતાં તેમણે મહાવીર જૈન વિદ્યાલય તરફથી સંપાદિત થતાં આગમગ્રંથોમાં સર્વપ્રથમ 'નંદિ–અનુયોગદ્વાર'માં જે સંપાદકીય વિસ્તૃત નિબંધ—નિબંધ શું ? એક સંપાદનશાસ્ત્ર રચી કાઢ્યું છે એ દ્વારા વિદ્વાનો જાણી શકશે કે મહારાજશ્રીની સંપાદન વિષયક સમજ અને ચીવટ કેટલી સૂક્ષ્મ અને ઊંડી છે?

**બહુશ્રુત પાંડિત્ય**—તેઓ આગમ, તત્ત્વજ્ઞાન, દર્શન, કાવ્ય, અલંકાર, છંદ, કોશ વગેરે વિવિધ વિષયના જાણકાર છે એ એમના સંપાદન-ગ્રંથો ઉપરથી જાણી શકાય છે એ સિવાય શિલાલેખો, શિલ્પ-આકૃતિ-સ્થાપત્ય, ચિત્રકળા, ગ્રંથભંડારો વિશે એમની સમજ ખૂબ ઊંડી છે તેઓ જે નિર્ણય આપે તે વૈજ્ઞાનિક રીતે પણ બરાબર ખરો નીકળે એમની પાસેથી તે તે વિષયનું જ્ઞાન મેળવતાં પ્રત્યેક વિષયને તેઓ પારદર્શી બનાવી જિજ્ઞાસુને સંતુષ્ટ કરી દે છે.

તેમની પાસે અનુભવની વાતોનો પણ અમૂલ્ય ખજાનો કંઠસ્થ છે ગમે તેવા કઠિન વિષયને અનુભવની મનોરંજક વાતો દ્વારા સહજ અને સરળ બનાવી દેતા મેં સાંભળ્યા છે.

**વિદ્યાની લગન**—મહારાજશ્રી પાસે જઈએ ત્યારે તેમના એક ઊભા ઢીંચણ ઉપર હાથ-લખાણ રાખીને કંઈ ને કંઈ સંપાદનકાર્ય લઈને તેઓ બેઠેલા જ હોય એમ માલૂમ પડે આપણા જવાનો કંઈ અવાજ ન થાય તો કેટલાય સમય સુધી ચુપચાપ એમની વિદ્યાદેવીની ઉપાસનાવિધિ જોવાનો લહાવો મળે. જ્યારે તેઓ પેન્સિલને બદલે ઇંડીપેન કે અક્ષર ભૂંસવા માટે રબર લેવા હાથ લાંબો કરતાં નજર ફેરવે ત્યારે જ સામે આવેલા જિજ્ઞાસુ ઉપર તેમની નજર પડે.

અને મહારાજશ્રી આગંતુકની યોગ્યતા સમજીને કાં તો હાથ ઉપરનું કામ નીચે મૂકી દે, અગર જણાવે કે, બે મિનિટમાં હું વાત કરું છું એમની પાસે જનારને યોગ્યતા મુજબ આદરમાન મળે જ એ મારા અનુભવની વાત છે.

આમ એમના વ્યવહારુ જીવનની ઊજળી બાજુ એમની વિદ્વત્તામાં સોનામાં સુગંધ જેવી લાગ્યા વિના ન જ રહે

**ગુણગ્રાહિતા**—તેઓ નાના કે સામાન્ય લાગતા માણસની વિશેષતાની પણ ખૂબ માનભેર કદર કરતા હોય એવું અનુભવાયું છે

તેમના સંપાદનમાં લહિયાથી માંડીને મોટા વિદ્વાનો, જેમનો જેમનો સહકાર મળ્યો હોય, તેમનો તેઓ નિઃસંકોચ ભાવે આભાર માને છે

પોતે જે વિષયમાં જાણતા ન હોય તે વિષય માટે તેઓ જિજ્ઞાસુ આગળ સ્પષ્ટ એકરાર કરતાં એ વિષયના જાણકારનું નામ અને સરનામું આપી એવા વિદ્વાનનું મૂલ્ય આંકી પરિચય કરાવે છે

**ઔદાર્ય**—ગમે તેવા વિદ્વાનને જોઈતી હાથપ્રતો, છપાયેલા ગ્રંથો કે બીજી સામગ્રી તેઓ ઉદાર હાથે પૂરી પાડે છે એમાં એમને વેઠવુંયે પડે છે છતાં તેઓ પોતાના આ પ્રકારના ઔદાર્યમાં લેશ પણ કચાશ નથી રાખતા અરે ! તેમના વિચારો વિશે વિરોધ દર્શાવનારા કેટલાક સાધુઓને પણ તેમણે બને તેટલી સવેળા સામગ્રી પૂરી પાડ્યાનાં અનેક ઉદાહરણો છે તેમના આવા ઔદાર્યથી સંશોધક જગત્ સુપરિચિત છે. પરદેશી વિદ્વાનો પણ તેમના આ ઔદાર્યનો આસ્વાદ માણી રહ્યા છે અને તેમના પ્રત્યેનું ઋણ ખૂબ આદર સાથે તેઓ જાહેર કરે છે

મહારાજશ્રી વિશે દાખલાઓપૂર્વક ખૂબ લખી શકાય, પણ અહીં તો મેં અનુભવેલી ઉપલક દૃષ્ટિએ મુદ્દાસરની આછીપાતળી નોંધ આપી છે.

મેં પણ તેમના બહુશ્રુત પાંડિત્ય અને ઔદાર્યનો આસ્વાદ લીધો છે લઈ રહ્યો છું. એ વિશે હું અહીં આદર સાથે મારી આભારની લાગણી વ્યક્ત કરું છું

તેમની ઉપર્યુક્ત બહુમુખી પ્રતિભાને મારી વંદનાભરી આ અંજલિ છે.

## વંદન હો! વંદન હો!

**શ્રી ફૂલચંદ હરિચંદ દોશી,** પાલીતાણા

કપડવણજની પુણ્યભૂમિ!
ધર્માત્માઓની જનેતા!
જ્ઞાનદીપક પ્રગટાવવા,
શાસનનો ઉદ્યોત કરવા,
જૈન જગતને ચરણે
તેં ધર્મધુરંધરો આપ્યા.
આજે એક પુણ્યરત્ન સમા
પ્રભાકરને ભાવનાની અંજલિ અર્પીએ.
પિતા સ્વર્ગે સિધાવ્યા,
માતાને વૈરાગ્ય લાધ્યો,
બાળ મણિલાલની રક્ષા
માતાના અંતરને વલોવી રહી
મણિલાલ તો સુભટ હતો,
સંસારની અસારતા જાણી,
સંયમ માર્ગે પ્રયાણ કર્યું;
માતા ધન્ય ધન્ય બની ગઈ!
પ્રવર્તક જેવા દાદા ગુરુ,
ચતુરવિજય જેવા ગુરુ મળ્યા;
સંયમ-યાત્રા અબાધિત ચાલી
શાસ્ત્રોના અભ્યાસ માંડ્યા,
બુદ્ધિપ્રભાના ચમકારા
બાલશિષ્યે દાખવ્યા
જ્ઞાનોદ્ધારના દ્રષ્ટા
પ્રવર્તકજીએ ભંડારો ખોલ્યા,
જ્ઞાનખજાનાને બચાવ્યો,
પ્રતો ને પાનાંઓ જોઈ વળ્યા;
જ્ઞાન જ્યોત ઝળહળી રહી,
ગુરુજીનું સંશોધન કાર્ય,
જીવન પર્યંત અખંડ રહ્યું
દાદા ગુરુ ને ગુરુજીના પાઠો
પુણ્યરત્નને મળ્યા:
જ્ઞાનના સમુદ્ધારનો મંત્ર
જીવનમાં વણાઈ ગયો
પંજાબકેશરી યુગવીર
પાટણને આંગણે પધાર્યા,
પ્રવર્તકજીની ભાવના પેખી
જ્ઞાનમંદિરનો અહાલેક જગાવ્યો;
પાટણના આબાળવૃદ્ધોએ
જ્ઞાનમંદિરનો સંદેશ સુણ્યો,
ઘરેણાંનો વરસાદ વરસ્યો
હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર માટે
હેમચંદભાઈ વચને બંધાયા,
ભવ્ય જ્ઞાનમંદિર બંધાયું
દાદાગુરુ ને ગુરુજીનો વારસો
પુણ્યરત્ને સવાયો કરી શોભાવ્યો:
જ્ઞાનમંદિરનો ખજાનો
જોઈ જોઈ શોધી વળ્યા
જૈનપુરીનાં ભાગ્ય જાગ્યાં,
અમદાવાદ સાદ આપી રહ્યું,
જૈનપુરી અમદાવાદમાં
જ્ઞાનપ્રકાશ પ્રગટાવ્યો
પણ ત્યાં તો જેસલમેરના ભંડારો
પુણ્યરત્નને સાંભર્યા,
મરુભૂમિ તરફ પ્રયાણ કર્યું

અદ્‌ભુત સાહિત્ય-ખજાનાને
વેરવિખેર જોઈ જોઈ
અશ્રુબિંદુ ચમકયાં
જ્ઞાનના ઉદ્ધાર અર્થે
નિજ જાતને ઘસી નાખી,
જ્ઞાનરત્નોને જાળવવા
માઈક્રોફિલ્મ લીધી,
ખજાનાને ચિરંજીવ બનાવ્યો,
અમદાવાદ પુનઃ પધાર્યા
ધર્મનિષ્ઠ કસ્તૂરભાઈએ
પુણ્યરત્નની પ્રેરણા પામી
અભિનવ જ્ઞાનદીપક પ્રગટાવ્યો,
વિદ્વાનોનું જૂથ મળ્યું,
સર્વાંગસુંદર જ્ઞાનવિહાર
સ્થાપવાનાં સ્વપ્નો સિદ્ધ થયાં
વર્ષોની તપશ્ચર્યા ફળી,
ગુજરાતને જ્ઞાનવારસો
આપી જવા ભેખ લીધો.
આગમપ્રકાશનની ઝંખના
વરસોથી હૃદયે રમતી હતી,
મહાવીર વિદ્યાલયના યોગે
એ મહાસ્વપ્નની સિદ્ધિના શ્રીગણેશ મંડાયા :
જ્ઞાનોદ્ધાર, જ્ઞાનપ્રકાશ,
જ્ઞાનખોજ, જ્ઞાનદાન
જીવનમંત્ર બની રહ્યાં
સાઠ સાઠ વર્ષ સુધી સંયમ આરાધી
તપ અને ત્યાગભાવનાથી
જીવનને ઉજાળ્યું;
નવનવા પ્રસ્થાન કર્યાં,
અદ્વિતીય ગ્રંથરત્નો આપ્યાં
જ્ઞાનદીપને પ્રજ્વલિત રાખવા
જૈન જગતને, વિદ્વાનોને,
યુવક હૃદયોને, સાધુસંતોને,
નૂતન માર્ગ ચીંધ્યો,
સંયમયાત્રા નિર્વિઘ્ન બની
સાઠ સાઠ દીપ પ્રગટાવો!
સાઠ સાઠ ધૂપસળીઓ ધરો!
આજે શ્રી પુણ્યરત્નની સંયમયાત્રાના
યશસ્વી સાઠ વર્ષ પૂરાં થાય છે
જીવનયાત્રા સુમધુર બની રહો!
વંદન હો! વંદન હો!

* * *

## આગમપ્રભાકરજીના જીવનની કેટલીક બાજુઓ

### શ્રી રતિલાલ મફાભાઈ શાહ, માંડલ

જે જે પુરુષો સામાન્ય જીવનમાંથી આગળ વધી મહાન બની શક્યા છે, એમનું જીવન તપાસશું તો દશ વર્ષની આસપાસના બાલ્યકાળમાં જ એમનામાં એક એવો ગુણ દૃઢીભૂત થયેલો માલૂમ પડે છે કે જે દ્વારા એ આગળ વધી ભવિષ્યમાં ઝળકી ઊઠે છે બાલ્યકાળના ગાંધીજીમાં સત્યનો, વિનોબાજીમાં બ્રહ્મચર્યનો, શ્રીમદ્ રાજચંદ્રમાં ચિંતનનો, બુદ્ધમાં ધ્યાનનો અને મહાવીરમાં નિર્ભયતાનો ગુણ પુષ્ટ થયેલો નજરે પડે છે.

આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ આજે બહુમુખી પ્રતિભા ધરાવતા બહુશ્રુતવિદ્વાન, શાસ્ત્રોના ગહન સંશોધક, વિદ્યાના અવિરત ઉપાસક અને ચારિત્ર્યવાન સંતપુરુષ તરીકે જૈન-જૈનેતર સમાજમાં ખૂબ જાણીતા થયા છે પણ બાળપણમાં પોતાના ભાવિ જીવનને અનુરૂપ કોઈ પણ ગુણ કે શક્તિ એમનામાં દેખાતાં નહોતાં એમનામાં કેવળ એક જ ગુણ હતો અને તે માતૃઆજ્ઞાના પાલનનો. એ ગુણને આધારે જ એ આજે પ્રતિષ્ઠાના શિખરે પહોંચી શક્યા છે

વિધવા માતા દીક્ષા લેવા ચાહતાં હતાં, પણ પોતાના એકના એક પુત્ર મણિલાલની એમને

ચિંતા થતી, જેથી માતાએ કહ્યું કે, "ભૈયા ! જો તું પણ મારી સાથે દીક્ષા લઈ લે તો મને તારી ચિંતા મટે અને હું નિશ્ચિંત બની મારું દીક્ષાજીવન સફળ કરી શકું." પુત્રે આથી જવાબ આપ્યો કે, "મા ! તમે કહેશો તેમ જ હું કરીશ મારી ચિંતા ન કરશો" આથી માતાએ રાજી થઈ જણાવ્યું કે "તું દીક્ષિત ન થાય ત્યાં સુધી આ વાત કોઈને પણ ન કહેવી, નહિ તો કુટુંબીઓ તને રોકી રાખશે ને મારી ચિંતા વધારી મૂકશે"

આથી માતૃભક્ત મણિલાલે પોતાના ભાવિ જીવનની ચિંતા કે રૂપરેખા દોર્યા વિના જ માતાની આજ્ઞા તરત સ્વીકારી લઈ કહ્યા પ્રમાણે પાલન કર્યું અને અનુકૂળ સમય પ્રાપ્ત થતાં આત્મારામજી ઉર્ફે વિજયાનંદસૂરીશ્વરજીના શિષ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્ય મુનિ શ્રી ચતુરવિજયજી મહારાજ પાસે પાલિતાણા મુકામે દીક્ષા અંગીકાર કરી ૬૦ વર્ષ પહેલાં માતૃઆજ્ઞાના પાલનની એક નાનીશી ઘટનામાંથી એ મણિલાલ આજે આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજીરૂપે પ્રકાશોજ્જવલ બની રહ્યા છે સાધ્વી-માતાનું એમને સમય સમય પર માર્ગદર્શન મળ્યા કરતું, અને મુનિશ્રી પણ ત્રણેક વર્ષ પર સાધ્વી-માતુશ્રી અમદાવાદમાં કાળધર્મ પામ્યા ત્યાં સુધી અવારનવાર બે-ચાર દિવસે એમના દર્શને જઈ આવતા અને વિહારમા દૂર હોય તો ખબર-અંતર પુછાવી લેતા પણ છેલ્લાં ૧૫–૨૦ વર્ષથી બન્નેને પ્રાયઃ અમદાવાદમાં જ રહેવાનું બન્યું હતું

ગુરુ પણ માતાની જેમ ઉદાર અને વિશાલ હૃદયના મળ્યા હતા બે વર્ષ પહેલાં એમના ગુરુ વિષે પ્રશ્ન પૂછતાં એમણે જણાવેલું કે, "ગુરુએ નથી મારા અધ્યયન કે કાર્યમાં કદી રોકટોક કરી કે નથી કોઈ વિધિ-નિષેધનો આગ્રહ રાખ્યો. એમને વિશ્વાસ હતો કે એ જે કંઈ કરતો હશે એ સારું જ કરતો હશે" પૂર્ણ સ્વાતંત્ર્ય બક્ષતી ગુરુની આવી ઉદારતા અને વાત્સલ્યનું વર્ણન કરતાં કરતાં મહારાજશ્રીનાં નેત્રો આંસુભીનાં થઈ ગયાં એક સમર્થ વિદ્વાન, પ્રખર સંશોધક અને સેંકડો-હજારોનું અભિવાદન ઝીલતા પ્રભાવશાળી સંતમાં પણ કેવું ભક્તિ-આર્દ્ર, કેવું પ્રેમભીનું હૈયું વસેલું છે, એ જાણી હું આશ્ચર્યમુગ્ધ બની ગયો.

મે એમના વિષે થોડુંઘણું સાંભળ્યું હતું, પણ દશ વર્ષ પહેલાં જ પ્રથમ એમનાં દર્શન થયાં. હું એક નિબંધ લખી એમને વંચાવવા ગયેલો. પણ નિબંધના પાનાં ફેરવી એ તડૂકી ઊઠ્યા : "કોઈ મહારાજે ચડાવ્યો લાગે છે. શાસ્ત્રમાં શું છે એની કંઈ ખબર છે ? આવો નિબંધ ન ચાલે," કહી એમણે એ મને પાછો સોંપ્યો હું નિરાશ થઈ પાછો ફર્યો છ મહિના પછી એમાં સુધારાવધારા કરી તથા કંઈક અભ્યાસ વધારી ફરી પહોંચ્યો સાથે મુદ્દાઓની કરેલી તારવણી હાથમાં આપી "વિદ્વાનોમાં આવું કંઈ ન ચાલે" એમ કહેવા છતા મેં કરેલા પ્રયત્ન માટે એમના હૈયામાં ઊઠેલી સહાનુભૂતિની લાગણી હું આ વખતે જોઈ શક્યો હતો આથી હિંમત કરી પૂછ્યું કે "આપ એ વાંચી ક્ષતિઓ બતાવો તો ફરી પ્રયત્ન કરું"

"મને બિલકુલ સમય જ નથી" નો જવાબ સાંભળી "તો કોઈ વિદ્વાન મેળવી ન આપો ?" એમ જણાવતાં એ પોતાનું કામ પડતું મૂકી તરત જ ઊભા થયા અને મને સાથે લઈ, ખરા બપોરે, ખતરગચ્છના ઉપાશ્રયે ઝવેરીવાડમાં પહોંચ્યા અને મારો એ નિબંધ મહાન શાસનપ્રભાવક આચાર્યશ્રી પ્રેમસૂરીશ્વરજીના વિદ્વાન શિષ્ય શ્રી ભાનુવિજયજી મહારાજને તપાસી માર્ગદર્શન આપવા સોંપ્યો

છ માસ પછી ત્રીજી વખત એમની પાસે પહોંચ્યો તો એમાં ઉમેરાયેલી નવી દલીલો જોઈ એ રાજી થયા અને આ કંઈક વિદ્વાનોને ગળે ઊતરે તેવી વાત છે, કહી અલ્પ પ્રશંસા સાથે મને પ્રોત્સાહિત કર્યો.

જ્યારે એ જાણે છે કે આ માણસ વ્યવહારની આડીઅવળી વાતો કરી નકામો સમય બગાડવા નથી આવતો, પણ કેવળ તત્ત્વચર્ચા અર્થે કે કંઈક ધાર્મિક સાહિત્યનું સર્જન કરી માર્ગદર્શન માટે આવે છે, ત્યારે પોતાનું અગત્યનું કામ થોભાવીને પણ એ કલાક–બે કલાક એવાઓને આપે છે—એ આશાથી કે વાવેલું કંઈ નકામું નહીં જાય આમ જે કોઈ શુભ પ્રયત્ન કરે છે એને સલાહ-સૂચન આપવા કે મદદ કરવા પોતાનું કામ પડતું મૂકીને પણ એ તૈયાર જ રહે છે

છેલ્લાં ૮-૧૦ વર્ષના નિકટના પરિચય પછી મને એમનામાં જે જે ગુણો, શક્તિઓ તથા સ્વભાવનું દર્શન થયું છે એ અંગે કેટલાક પ્રસંગો હું રજૂ કરવા ઇચ્છું છું કે જે દ્વારા બીજાઓને પ્રેરણારૂપ એમના સ્વભાવ અને ગુણો, જે ઝટ નજરે ચડતા નથી, એનું દર્શન કરાવી શકાય

**અનુભવી માનસશાસ્ત્રી**—એમણે કોઈ કિતાબો વાંચીને નહીં પણ માનવસ્વભાવોનું ઊંડું નિરીક્ષણ કરીને જે અનુભવ મેળવ્યો છે એને આધારે વ્યક્તિને સમજીને એ કામ લેતા હોય છે, જેથી હરેકને સંતોષ આપી સહુનો ચાહ મેળવી લે છે ઉદ્યોગપતિ શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ જેવા મળવા આવવાના હોય ને એમની સાથે જે જે કામોની વિચારણા કરવાની હોય એ કાર્યોનું લિસ્ટ એ તૈયાર રાખે છે કે જેથી જેમને સમયની કિંમત છે એમનો ન બગડે સમય કે ન રહી જાય કોઈ વાત ભૂલમાં આ ગુણને કારણે એ વિશેષ સફળ થઈ શક્યા છે બીજાઓ સાથે કેમ કામ લેવું એ મુનિશ્રી સારી રીતે જાણે છે અને એ જ એમના વિજયની ચાવી છે.

**વિચારોમાં ક્રાંતિકાર**—શાસ્ત્રોના ગહન અધ્યયનને કારણે એમાં પ્રવેશેલી વિકૃતિઓ તથા ભૂલભરેલી માન્યતાઓ એ સારી રીતે સમજતા હોઈ કોઈ યોગ્ય વ્યક્તિ મળે છે ત્યારે એ પોતાના સ્પષ્ટ વિચારો રજૂ કરે છે, અને ત્યારે એ એક મહાન ક્રાંતિકાર અને સુધારકના રૂપમાં પ્રગટ થઈ જાય છે.

**આચારમાં પરંપરાવાદી**—પણ સામયિક પરિસ્થિતિ તથા પોતાની મર્યાદાને ધ્યાનમાં લઈ નથી એ પોતાના વિચારો જાહેરમાં મૂકતા કે નથી એને લિપિબદ્ધ કરવા ચાહતા ખરું કહીએ તો, સંશોધનકાર્યમાં એ એટલા બધા ડૂબેલા રહે છે કે એમને બીજી ઝંઝટોમાં પડવાનો સમય જ નથી આથી ભવિષ્યના સામર્થ્યયોગી યુગપ્રધાનો પર એ ચિંતા છોડી દઈ શાસ્ત્રો પ્રત્યેની શ્રદ્ધાથી જ ચાલવામાં એમણે પોતાના મનનું વલણ કેળવ્યું છે, જે કારણે પરંપરાને વળગી રહેવામાં તથા ચાલ્યા આવતા વ્યવહારોને સાચવી લેવામાં એ આજે ડહાપણ માને છે

**સ્પષ્ટ વક્તૃત્વ; સ્નેહભીનું હૈયું**—આમ છતાં કોઈ પ્રશ્ન પર જાહેરમાં બોલવાની ફરજ આવી પડે છે ત્યારે એમનો ક્રાંતિકારી આત્મા સળવળી ઊઠે છે, અને ત્યારે, સામૂહિક વિરોધના ભયે, પોતાને જે સત્ય લાગતું હોય એને પ્રગટ કરવામાં નથી કદી એ ક્ષોભ પામતા કે નથી પોતાના વિચારોને ગોપવી રાખતા. વળી, વિરોધીના ગુણ પ્રત્યે એ આદરશીલ રહેતા હોઈ જેમ એના ગુણ ગાઈ શકે છે, તેમ પ્રસંગ આવે આપ્તજનનો દોષ હોય તો એની ટીકા પણ કરી શકે છે આ પ્રકૃતિને કારણે નાની અને નમાલી વાતોને પ્રાણપ્રશ્ન બનાવતા મોટા આચાર્યોને પણ બહુમાન સાથે સાચી વાત સંભળાવી દે છે અને આવી સ્પષ્ટ અને કડવી વાત સાંભળવા છતાં હરકોઈ એમની ટીકા સહી લે છે, એનું કારણ એમના દિલમા નથી કોઈ પ્રત્યે દ્વેષ–કડવાશની લાગણી કે નથી કોઈને વગોવવાની વૃત્તિ; પણ એવે વખતે પણ એમના દિલમાંથી કેવળ સ્નેહભર્યો સદ્ભાવ જ નીતરતો હોય છે, એ છે આ કારણે કોઈ અલ્પશ્રુત હોય, ઓછું ભણેલો હોય કે કોઈને એમની સાથે ઉગ્ર મતભેદ હોય, તોપણ મુનિશ્રીના સાન્નિધ્યમાં કોઈને પરાયાપણું લાગતું જ નથી. એમણે સર્જેલા નિર્મળ અને સ્વચ્છ વાતાવરણનો જ એ પ્રભાવ છે.

**મનની એકાગ્રતા**—લુણસાવાડાના ઉપાશ્રયે રવેશ પાસેની બારીએ એમનું આસન હોઈ મેં એક વાર પૂછેલું કે, "આ રસ્તેથી ચોવીસે કલાક નાનાં-મોટાં વાહનો પસાર થતા હોઈ આવા ભારે ઘોંઘાટમાં આપને ખલેલ નથી પડતી? એથી તો બહેતર છે કે આ સ્થાન જ બદલાવો તો?" એમનો જવાબ હતો કે, "કામનો જો રસ હોય અને મનની જો એકાગ્રતા હોય તો ઘોંઘાટની ખબર જ પડે નહીં. મને તો કદી ઘોંઘાટ નડ્યો જ નથી." માંડલમાં અમે ૧૫-૨૦ ભાઈઓ બીજાને ખલેલ પડે એવી રીતે ઉપાશ્રયમાં વાતો કરતા હતા. મહારાજશ્રીને થોડો આરામ લેવો હતો. પણ એ તો ઘોંઘાટ વચ્ચે એકાદ મિનિટમાં જ ઘસઘસાટ ઊંઘી ગયા અને જાગીને ફરી પોતાના કામમાં લાગી ગયા. અમારી વાતો કે ગરબડની એમના પર કશી જ અસર નહોતી. ખરેખર, મનની આવી સ્વસ્થ દશા અને કાર્યમાં આવી એકાગ્રતા એ સાધનાનું એક ઊંચું સોપાન છે; જ્યારે બીજાઓ આવી પરિસ્થિતિમાં બેચેન બની જાય છે.

**મસ્ત એકાકી કાર્યકર**—સંશોધન અંગે લાખો હસ્તલિખિત પ્રતો એમણે નજર તળે કાઢી હોઈ એની સૂચિ બનાવવી, જરૂરી ગ્રંથો પ્રકાશિત કરવા તથા એ અંગે ઊંડું સંશોધન કરવું વગેરે ગંજાવર કામો પડેલાં હોઈ મેં પ્રશ્ન કર્યો કે, "આપ બીજા મુનિઓની મદદ લેતા હો તો? અને હવે તો આપની ઉંમર પણ થઈ છે." એમણે જવાબ આપેલો કે, "આગમોની ટીકા લખનાર અભયદેવસૂરિજી મહારાજ પણ એકલા જ હતા; ચૈત્યવાસી દ્રોણાચાર્ય કંઈક મદદ કરતા ખરા, બાકી એમને કોની સહાય હતી? અને આ તો ભાવનાનો પ્રશ્ન છે, આમંત્રણનો નહીં. એથી જેને રસ છે, કામ કરવાની હોંસ છે એને કોણ રોકે છે? અને એવાને ચાહે પણ કોણ નહીં?"

**નિસ્પૃહ યોગી**—એક દિવસ ભણેલો-ગણેલો આશાજનક લાગતો એક બ્રાહ્મણ યુવાન એમના શિષ્ય તરીકે દીક્ષિત થયો. આ અંગે મેં એ શિષ્યને મળવા-જોવાની ઇચ્છા કરી તો હસીને એમણે જણાવ્યું કે, "એ અહીં એની હોંસથી આવ્યો હતો અને દિલ ઊપડ્યું ત્યારે કહ્યા વિના ભાગી છૂટ્યો! બાકી તો રહ્યો એટલું નફામાં અને એ ચાલ્યો ગયો તો આપણું શું લઈ ગયો?" આવો શિષ્ય મળતાં નહોતો એમને હર્ષાતિરેક થયો કે ચાલ્યા જતાં નહોતો સહેજે ખેદ થયો. નિઃસ્પૃહ યોગીની જેમ જાણે કંઈ બન્યું નથી તેમ તેઓ તો પોતાના કાર્યમાં જ મસ્ત હતા.

**સ્વાદવિજેતા**—પોતાના સંશોધનકાર્ય પાછળ તેઓ જેવા એકાગ્ર બની જાય છે તેવા જ એ અર્થે સ્વાદવિજેતા પણ બની શકે છે. જેસલમેરના જ્ઞાનભંડારો તપાસવા માટે એ ખાસા દોઢ-બે વર્ષ ત્યાં રોકાયેલા. ત્યારે કેવળ મકાઈના રોટલા અને જાડી દાળ પર જ એમને રહેવાનું હતું. પણ એમને તો પોતાના કામનો જ એકમાત્ર રસ હતો; સ્વાદ-અસ્વાદની એમને પડી જ નહોતી.

**વિરોચિત સાધના**—જાહેર પ્રવૃત્તિ વ્યક્તિને વ્યાપક પ્રતિષ્ઠા મેળવી આપે છે. પણ જ્ઞાનસાધના અને સંશોધનનું કાર્ય એકાંતના એક ખૂણે થતું હોઈ એવા સાધકને કોઈ ઓળખી શકતું નથી. પણ મુનિશ્રીએ આજ સુધી જેનાં દ્વાર બંધ હતાં એ જેસલમેરના પ્રાચીન જ્ઞાનભંડારો ખોલાવવા જે વીરોચિત સાધના કરી છે એની પાછળ એક ઇતિહાસ હોઈ એથી જ એ સહુનું આકર્ષણ બન્યા છે. દૂર દૂરનો પ્રદેશ, વચમાં આવતા રેતીના રણો, ઊડતી રેતીની ડમરીઓ તથા લાંબા લાંબા અંતરે આવેલાં ગામો—એ બધાં વચ્ચેથી પસાર થઈ ધોમધખ તાપે તપતી ભૂમિમાં પહોંચવું, અજ્ઞાન ભાઈઓને સમજાવી ભંડારો ખોલાવવા, તથા દોઢ-બે વર્ષ ત્યાં રહી નાની-મોટી આપત્તિઓ સહેવી અને ધાર્યું કામ પાર પાડી સમાજ અને સરકારનું પણ ધ્યાન ખેંચવું, એ હ્યુ-એન-સાંગના પ્રવાસનું સ્મરણ કરાવતો એક રોમાંચક પ્રવાસ હતો, ખરું કહીએ તો, એ એમના જીવનની મહાન યાત્રા હતી. અને

એ કારણે જ એ વ્યાપક પ્રતિષ્ઠા પામ્યા છે

**મહાન યોજક**—આવી શક્તિઓ ઉપરાંત એમનામાં યોજનાશક્તિ છે, વ્યવસ્થાશક્તિ છે. સાથે ખંત, ચીવટ, ચોકસાઈ, ધગશ અને લીધેલું કામ પાર પાડવાની પૂરી જવાબદારી પણ છે આ કારણે માંગી લાવેલા ગ્રથો કે પોથીઓ એ કદી પોસ્ટ દ્વારા રવાના નથી કરતા, પણ પોતાના વિશ્વાસુ માણસો દ્વારા જ મોકલવાની અને માલિકના હાથની પહોંચ મેળવી લેવાની ખાસ ચીવટ રાખે છે. આવા આવા ગુણોથી આકર્ષાવાને કારણે શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈની કેવળ પ્રશસ્તિ ગાઈને જ એ નથી બેસી રહ્યા, પણ એમની પાસેથી લાખો રૂપિયાની ગજાવર રકમ કઢાવી 'લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર'ની સ્થાપના પણ એ કરાવી શકયા છે આ સસ્થામાં સશોધન-અધ્યયન ઉપરાંત હસ્તપ્રતોની જાળવણી તથા કળા-કારીગરીના અપ્રાપ્ય નમૂનાઓના સગ્રહ માટે પણ ખાસ વિભાગો રાખવામાં આવ્યા છે આ સસ્કૃતિ વિદ્યામંદિરનો ઉદ્‌ઘાટનવિધિ ભારતના પ્રધાનપ્રધાન જવાહરલાલ નેહરુના હસ્તે થયો ત્યારે એ બધા વિભાગો વિષે મુનિશ્રીએ એમને ઝીણવટભર્યો ખ્યાલ આપ્યો હતો. આજે તો એ વિદ્યામંદિર વિદ્યાપ્રેમી પ્રવાસીઓ માટે એક યાત્રાધામ બની રહ્યુ છે, જે ખરેખર મુનિશ્રીની સાધના અને તપશ્ચર્યાનુ જીવતુ જાગતું સસ્મરણ છે

**કળા-કારીગરીનું ઊંડુ જ્ઞાન**—સશોધનકાર્ય અગે પ્રાચીન પોથીઓ, એની બનાવટ, રચના, એમાં દોરાયેલાં ચિત્રો, સોનેરી-રૂપેરી અક્ષરો તથા એમાં વપરાતાં અનેક પ્રકારનાં આનુષગિક સાધનોના અભ્યાસથી એમને પ્રાચીન કળા—કારીગરીનો પણ ઊડો અભ્યાસ થયો છે ને એથી એવા નમૂનાઓ પણ એકઠા કરવાનો એમણે શોખ કેળવ્યો છે, જે કારણે પ્રાચીન શિલ્પાકૃતિઓ, કળાના અવશેષો, ધાતુની પ્રતિમાઓ તથા હસ્તલિખિત પ્રતો અને જૂનાં ચિત્રો—એમ વિવિધ વસ્તુઓના વેચનારા એમની પાસે આવતા જ રહે છે ઊડા અભ્યાસને કારણે એ એવી ચીજોની કિંમત આંકી શકતા હોઈ વેચનારા ભાગ્યે જ એમને ઠગી શકે છે આમ છતાં કયારેક અપ્રાપ્ય વસ્તુઓ મોંમાગ્યા દામ અપાવીને પણ એ રાખી લે છે

**લિપિઓના ઊડા અભ્યાસી**—આજ સુધીમાં હજારો લાખો હસ્તપ્રતોનુ એમણે નિરીક્ષણ કર્યું હોઈ લિપિ તથા અક્ષરોના મરોડ પરથી જ એ પ્રત કયા સૈકામાં લખાયેલી છે એ તેઓ કહી શકે છે. લિપિ વિષે એમણે મને અનેક અક્ષરો સ્લેટમાં દોરી સમજાવેલુ કે સૈકે સૈકે કેટલાક અક્ષરો મૂળમાંથી બદલાતા રહેવાથી અને એક સૈકામા વપરાતા એ અક્ષરો બીજા સૈકાઓમાં બીજા અક્ષરોનુ રૂપ ધારણ કરતા હોઈ લિપિજ્ઞાનના તલસ્પર્શી અભ્યાસ વિના શાસ્ત્ર વાંચનાર ઘણી વાર ઓડનુ ચોડ જ વેતરી નાખે છે." એમણે એક દાખલો આપી સમજાવેલુ કે "અમુક સૈકામાં આ વાકચ અમુક રીતે વચાતુ બીજા સૈકામાં એ જ અક્ષરો બીજી રીતે વંચાતા હોઈ એ જ વાકચ બીજી રીતે વચાય છે ને તેથી મૂળ અર્થ કયાંયનો કયાંય ચાલ્યો જઈ નવો જ અર્થ એમાંથી નીકળી આવે છે" (એ વાકચ હુ આજે યાદ રાખી શકયો નથી) આમ પ્રાચીન લિપિઓના એ એક બહુ મોટા અભ્યાસી છે

**સૌજન્ય અને નમ્રતાની મૂર્તિ**—આમ એમનામાં અનેક ગુણો, શક્તિઓ અને અગાધ જ્ઞાન હોવા છતાં એમનો પ્રધાન ગુણ કહેવો હોય તો એમ કહેવુ જોઈએ કે તેઓ વિનય અને નમ્રતાની મૂર્તિ છે. હૈયાની મૃદુતા પણ એટલી જ ડખ-દ્વેષ એ સમજે જ નહી, જેથી હરકોઈનું-વિરોધીઓનું પણ-તેઓ સરખુ જ સન્માન કરતા હોઈ સહેજે જ દિલ જીતી લે છે. મહાવિદ્વાન અને મહાપ્રતિષ્ઠિત એવા આ મુનિની આવી નમ્રતા અને મૃદુતા એમનું માનસ કેટલુ ઊર્ધ્વગામી તથા ભદ્ર છે એ પ્રદર્શિત કરે છે.

**કથાઓનો ભંડાર**—પોતાના સંશોધનકાર્યમાં એ એટલા ડૂબેલા રહે છે કે બીજાઓને આકર્ષવાનું કે મોટા ઉત્સવો-મહોત્સવો ઊભા કરી જૂથ જમાવવાનું એમની પાસે એવું કોઈ સાધન જ નથી તેમ જ પોતાનું કાર્ય બીજાઓ સમજી શકે એવી દરેકની ભૂમિકા પણ હોતી નથી આમ છતાં પ્રેમભર્યું હૈયું, વાણીની મીઠાશ અને નાની-મોટી ધર્મકથાઓ દ્વારા રસજમાવટ કરવાની જે કુશળતા એમને પ્રાપ્ત થઈ છે, એથી એ નાના કે મોટા, અભણ કે ભણેલાઓને પોતાના તરફ આકર્ષી શકે છે એમની પાસે ધર્મકથાઓનો એવો ભંડાર ભર્યો છે કે જે કદી ખૂટતો જ નથી માંડલમાં ૫-૬ દિવસોના એમના રોકાણ દરમ્યાન રાત્રે બાર-બાર વાગ્યા સુધી એવી રસભરી વાર્તાઓ દ્વારા જ અમને એ જકડી રાખતા રસ જમાવટ કરવાની એમને સહજ લબ્ધિ પ્રાપ્ત થઈ છે, એમ કહું તો તે ખોટું નહિ ગણાય. એક ઉત્તમ કથાકાર તરીકે અમે ત્યારે જ એમને પ્રથમ ઓળખ્યા હતા પેટ પકડીને હસાવવામાં પણ એ પૂરા પાવરધા છે નાનાં બાળકો, બહેનો કે ઓછું ભણેલાઓનો ચાહ મેળવવામાં એમના કથાભંડારે પણ એમને ખૂબ સહાય કરી છે.

હું માનું છું કે એમના જીવનની બીજી બાજુઓ જોવા-સમજવા માટે આટલું પૂરતું ગણાશે બાકી એમની વિદ્વત્તા, કોઈ પણ વિષયનું વિશ્લેષણ કરવાની એમની અદ્‌ભુત શક્તિઓ, સંશોધન-ક્ષેત્રે આજ સુધી કરેલું કામ, સંપાદિત કરેલા ગ્રંથો, સાહિત્યક્ષેત્રે કરેલી સેવા, આજ સુધી આવેલી આપત્તિઓ તથા મળેલી મદદો વગેરે પ્રસંગોને સમાવતી એમની જીવન-ઘટનાઓ વિષે તો એમના નિકટમાં રહેલા મુનિ મહારાજ શ્રી રમણિકવિજયજી, શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ કે શ્રી અમૃતલાલ ભોજક જેવા જ એમના વિષે પ્રમાણભૂત પ્રકાશ પાથરી શકે છેલ્લે, એમના આદરણીય મુનિ શ્રી ન્યાયવિશારદ, ન્યાયતીર્થ ન્યાયવિજયજી મહારાજે જે એક શ્લોક દ્વારા એમના જીવનના ગુણરાશીને ગૂંથી લીધા છે, એ શ્લોક આપીને જ હું મારો લેખ પૂર્ણ કરું છું :

यो नम्रो विनयावदातचरितो माध्यस्थ्यविभ्राजितः
श्रामण्यप्रभयोन्नतो विशदया सौम्यस्वभावोज्ज्वलः ॥
नित्यं प्राक्तनशास्त्रशोधनपरो विद्यासुधागाहवान्,
पुण्यौजा स मुनीन्द्रपुण्यविजयो जीयात् सदाऽस्मद्युता ॥

જેઓશ્રી સ્વભાવે અતિ નમ્ર છે; વિનયયુક્ત જેમનું ઉત્તમ ચારિત્ર્ય છે અને મધ્યસ્થવૃત્તિથી જેઓ આદરણીય બન્યા છે, વળી, શ્રામણ્યની નિર્મલ પ્રભાથી જેઓ પ્રશંસનીય છે, શાંત-સૌમ્ય સ્વભાવથી ઉજ્જવલ છે અને પ્રાચીન શાસ્ત્રના સંશોધનકાર્યમાં સદા મગ્ન રહી વિદ્યારૂપી અમૃતમાં અવગાહન કરતા રહે છે—એવા પુણ્ય-સત્ત્વશીલ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ ઉત્તમ આત્મપ્રભાથી સદા જયવંત રહો !

# Life and Works of Āgama Prabhākara Muni Puṇyavijayaji

**Dr. Umakant P. Shah**, Baroda.

It is indeed a great privilege to pay my humble tributes to Āgama Prabhākara Muni Śrī Puṇyavijayajī who has completed by now seventy five years of his significant and scholarly life dedicated at the feet of the Goddess of Learning. It is not only a privilege but also an opportunity to fulfil though partly my duty towards one who is one of my main teachers in my Jaina studies and without him I would not have been able to get such an easy access to various Jaina shrines and manuscript libraries.

Not only this, but we are, as destiny would have it, related in an interesting manner as if all this was predestined long ago. The grand-teacher (*Dādāguru*) of Muni Shri Puṇyavijayaji had before renunciation married a cousin sister of my father.

In the year of Grace 1895, on Sunday, October twenty-seven, was born in a middle class Bania family at Kapaḍvanj, in Gujarat, a child which within the last fifty years or so has made what may be called '*Dharma-vijaya*' not only in India but also in countries of Europe and America.

Kapadvanj is situated on the ancient traditional highway between Gujarat and Malwa, at a distance of about twentyeight miles N.E of Nadiad. It is an old historical city well-known for its famous *torana* (archway) of stone built in the Solanki Age Still earlier it has been mentioned as a district town called *Karpaṭavāṇijya* in a copper-plate charter, dated equivalent to 867 A.D. (Epigraphia Indica, Vol.I, page 55) Known to the Skanda Purāna, this place, especially the region around it, was known as *Karpaṭa* in the age of the Mahābhārata. As its old name suggests the town was naturally a trade centre on the ancient highway followed by caravans. But it was also a cultural centre as is obvious from the *torana* mentioned above and various antiquities found in this district It continued to be a cultural centre down to our age and the famous Jaina Ācārya Śrī Sāgarānandasūri, who is credited with publishing for the first time, in our age, almost all Jaina canonical texts which hitherto were almost inaccessible to modern scholars, was born here. In this town of Kapadvanj died the great commentator of Jaina canons, Ācārya Śrī Abhayadeva Sūri, in the eleventh century He died on the *Ṛṣipañcamī* day and Āgamaprabhākara Muni Puṇyavijayaji was born on the *Ṛṣipañcamī* day after about nine centuries The Ṛṣipañcamī is an auspicious day of worship of Jñāna-books-and both these great scholars have spent their lives in the preservation and propagation of knowledge-the Āgamas. In a way Muni Puṇyavijaya has excelled the work of both Abhayadeva Sūri and Sāgarānanda Sūri by preparing critical editions of the Āgamas and other monumental texts like the Vasudevahiṇḍi

Shri Dāhyābhāi Dosi and Shrimati Mānekben, the father and mother, called him Manilāl. The father went to Bombay to earn his living while the mother and the child stayed in Kapadvanj.

One day, Manekben went to the riverside to wash clothes leaving Manilal, a child of two or three months only, sleeping soundly in the cradle, when the house caught fire and before the mother could return, almost the whole house was gutted and the mother wailed that her only son was burnt alive.

But God willed otherwise. A local Muslim Bohra gentleman, passing by, had immediately rushed in the house, saved the child and carried him to his own house. Those were the days when Hindus and Muslims lived peacefully together and respected each others' religious sentiments. So the Bohra gentleman went to another Hindu house and brought milk etc. in the Hindu's utensils and fed the child. Then he went out, found the mother, broke the good news and assured that her child was not fed with Muslim's utensils, water etc. So Manilal, destined to become a scholar monk and a friend of all scholars irrespective of caste or creed, was saved by a pious gentleman of another creed.

The father, learning the catastrophy rushed back to Kapadvanja and took his wife and son to Bombay where during their stay of about eight to ten years Manilal had his primary education Then another catastrophy, a blessing in disguise, occurred Shri Dahyabhai died. Manilal was only ten years old. Manekben, his widowed mother, of a deeply religious mind, realised the transitoriness of the world and desired to become a Jaina nun But what to do with the son who was barely ten years old ! Manekben sold off everything and the whole property, turned into cash, was deposited with an honest, reliable merchant of her community, with the instructions that the property may be handed over to her son if in future her son ( whom she had decided to consecrate as a Jaina monk) demands the property, after giving up monkhood, wishing to return to the Samsāra.

After going on a pilgrimage to the mount Śatruñjaya, she came back to the village Chhāni, close to Baroda, where Pravartaka Muni Śrī Kantivijayaji was staying with his disciples. At her request Manilal only 13 years old, was consecrated as a Jaina monk at the hands of Muni Srī Chaturavijaya, a worthy pupil of Pravartaka Śrī Kāntivijayaji The boy monk was called Puṇyavijaya. This happened on the fifth day of the dark half of the month of Māgha in the V.S. 1965=February 1909, Wednesday.

The very next day the mother took *dīkṣā* as a Jaina nun and was henceforth known as Sādhvī Ratanaśrī

Neither the son nor the mother returned to the worldly bondage. Punyavijaya was fortunate in having as his teacher an able scholar and researcher Muni Śrī Chaturvijayaji and as his grand-teacher, the great personality well-known as

Pravartaka Śrī Kāntivijayaji who was himself a worthy disciple of Ācārya Śrī Vijayānanda Sūri, popularly known as Śrī Ātmārāmji Mahārāja.

Pravartakaji never cared for fame but it was he who, making Patan his chief centre, began retrieving and bringing to light the masterly works of the past hidden uncared for in the Jaina *Bhandāras*. The gates of knowledge hitherto locked in Patan were thrown open to all Till death at the age of about a hundred years Pravartakaji continued to inspire all, love all, fraternize all and sponsor editing and publication of rare works, collecting and acquiring manuscripts from all over Gujarat and Rajasthan and getting manuscript copies prepared from rare palm-leaf and paper manuscripts and building up new manuscript-*bhandāras* at Baroda, Chhāni etc. of choicest texts. It was Pravartakaji who helped Muni Śrī Jinavijayji in various ways during the latter's young age and was generous enough to help him invariably even though the latter abandoned the traditional garb of a Jaina monk for getting more freedom in his scholarly pursuits Much of the credit for giving to the world two eminent scholars, namely, Padmaśrī Muni Jinavijayaji (Editor, Rajasthan Series, Singhi Series, etc), and Āgama Prabhākara Muni Punyavijayaji, goes to the unostentatious pious Pravartakaji.

Pravartakaji was fortunate in having a co-student (*Guru-bandhu*, disciple of the same Guru) in Muni Srī Hamsavijayaji Both of them hailed from Baroda. Both ran away together from their parental home to renounce the world and to become monks Both worked together to retrieve and preserve manuscript-wealth of India from being decayed and lost. Both worked silently with close cooperation never caring for name or fame. Their great services to this cause can be demonstrated by citing only a few instances. In the Baroda Collections (*Srī Ātmārāmaji Jaina Jñāna Bhandāra*) built up by these two monks, there are some rare manuscripts; Jinabhadragaṇiksamāśramana's *Svopajña ṭīkā* of *Viśeṣāvaśyaka-bhāṣya*, an important rare old MS. of the *Angavijjā*, and a richly illustrated manuscript of *Kalpasūtra painted at Jaunapur*, besides several other texts including illustrated manuscripts, painted wooden book-covers etc etc. From the Jesalamera Bhaṇḍāra also, access to which was difficult then, these two great monks obtained copies of works like Caupannamahāpurisa-cariyam etc. and deposited them at Baroda

Pannyāsa Srī Ramanikavijayaji, the disciple of Late Muni Śrī Hamsavijayaji, is now working in close cooperation with Muni Srī Punyavijayaji and is himself editing several texts inspite of his bad health.[1]

The Oriental Institute, Baroda, has been fortunate in having the utmost cooperation and help of Pravartakaji and his disciples. The first volume of the G.O. Series, namely, the *Kāvyamīmāmsā* of Rajaśekhara could be published from the manuscript obtained through these monks Ever since the publication of the

1 It is unfortunate that while this matter is about to be printed the sad news of Pannyasaji's death reaches us. He left this mortal world on 16th Jan, 1969.

first volume, several rare texts like the *Ganakārikā*, the *Tattvasamgraha* of Śāntaraksita, the *Samarāngaṇa Sūtradhāra*, the *Sangītopaniṣad-sāroddhāra*, the *Ullāgha-Rāghava* of Someśvara, and Catalogues of Palm-leaf manuscripts from the Bhandāras at Jesalmer, Patan and Cambay, could all be published only with the generous help and loans of manuscripts from Sarvaśrī Muni Kāntivijayaji, Caturavijayaji, Punyavijayaji, Hamsavijayaji and Ramaṇikavijayaji.

Muni Punyavijaya is himself a very deep scholar of Sanskrit, Prakrits, Apabhramśa and old Gujarati language. Not only this but he is a good scholar of various Indian philosophical systems, Chandasśāstra, literature, Vyākarana etc.

Muni Punyavijayaji had the good fortune to learn, in his younger days, from Pandit Sukhlalji and Muni Śrī Chaturavijayaji Jointly with his guru Muni Chaturavijayaji, he edited in 1930 a tough text like the *Vasudevahiṇḍī* of which only one palm-leaf manuscript is available and being a text of about fifth century A D., the selection of various readings of this Prakrit text was indeed an uphill task. The *Vasudevahindī* is a Jaina version of the lost Brhatkathā of Gunāḍhya and it is a mine of cultural and linguistic data for students of Indology.

In fact research activity of Muni Punyavijayaji had started much earlier. As early as 1917 A.D he edited the Sanskrit play Kaumudī-Mitrānanda-Nāṭaka of Muni Rāmachandra. Next year he edited one more work, Prabuddha-Rauhineya-Nāṭaka of Muni Rāmabhadra ( 13th cent. A.D.) and the Dharmābhyudaya-Chāyā-Nātaka of Ācārya Meghaprabha. In 1928, he edited the Aindrastuti-Caturvimśatikā of Upādhyāya Srī Yaśovijaya.

One most important work, however, was the editing (Jointly with his guru Muni Śrī Chaturavijayaji) of the *Bṛhatkalpa-bhāṣya* with Niryukti and Ṭīkā, published in six volumes between the years 1933 and 1942. The learned introduction to this work gave, for the first time, a first-class new approach to the problem concerning authorship of Niryuktis, Bhāsyas, Cūrnis etc. The Introduction was written long ago but due to unforseen circumstances the last volume containing the introduction could be published much later.

He was not only interested in the editing of works During all these years he has been rearranging several manuscripts collections, collecting, collating or acquiring manuscripts, and studying the format, scripts, age, etc. of the several manuscripts handled by him An intensive study thus made by him is published in his famous big article (a small monograph in itself) entitled **Bhāratīya Śramaṇa Saṁskṛti ane Lekhanakalā** published first in the *Jaina Citrakalpadruma*, vol 1 (1935), and later in a separate book form.

In 1938, he edited the *Jītakalpa-Sūtra* of Jinabhadragani Ksamāśramaṇa (sixth century A D.). In 1944, came another important text in Prakrit, namely, the *Kathāratnakośa* of Śrī Devabhadragani. In 1949, he edited the *Dharmābhyudaya Mahākāvya* of Udayaprabhasūri

During the intervening periods, he has been continuing the editing of a more reliable fresh edition of the Trisastisalākāpurusacarita, started by Muni Śrī Caraṇavijaya who died in 1938 Three volumes are already published.

In 1951, he edited and published several rare illustrated wooden book-covers from Jesalmer, in a book entitled, *Jesalmer ni Citrasamṛddhi.* This shows that he not only realises the value of art, but also has an interest in it and an eye for it.

One of his very important publications is the Critical text of the Kalpa-sūtra with Niryukti, Cūrni, Tippana and Gujarati translation, entitled *Pavitra Kalpa-sūtra,* and published in 1952. In this work he published for the first time a rare hitherto unknown *cūrṇi* by Agastya-simhasūri which helped scholars to revise their earlier views regarding the beginning of the tradition of writing Niryuktis and Cūrnis. His learned introduction to this work is indispensable for all students of the Jaina canon.

The editing and publication of a very obscure text like the Angavijjā (composed in c. 4th cent A.D.) from only a few corrupt manuscripts was a feat which only a scholar of his calibre could perform in editing such an early Prakrit text in which several readings and usages differ from later Prakrit readings etc. This work which is a great mine of data about the culture of India of the late Kushāna-Ksatrapa and early Gupta period, was published, in 1961, as the first volume of the Prakrit Text Series of the Prakrit Text Society of whom Dr. Rajendra Prasad, the then President of India, was one of the founder members along with Muni Punyavijayaji, Dr V. S. Agrawala, Ācārya Śrī Vijayendra Sūri, and a few others.

In 1961, were also published his editions of the *Kīrti-Kaumudī* of Someśvara and the *Sukṛtasankīrtana* of Arisimha in one volume in the Singhi Jaina Series, also the *Sukṛta-kīrtikallolinī-ādi* and *Vastupāla-Praśastisangraha* in another volume in the same series, and *Ullāgha-Rāghava-Nāṭaka* of Someśvara (edited jointly with Dr. B. J. Sandesara) in the G. O. Series.

In the Gaekwad Oriental Series, he has published (1961, 1966 A.D.) his two volumes of the *Catalogue of Palm-leaf manuscripts in the Śāntinātha Jaina Bhandāra at Cambay.* *Catalogue of Sanskrit and Prakrit manuscripts in the collections of Muni Punyavijayaji* are published (1963, 1965, 1968) in three volumes in Lalbhai Dalpatbhai Bharatiya Samskriti Vidya Mandir Series.

In 1965 was published his edition of the *Yogaśatakam* of Haribhadrasūri (with author's own comm.) in the same L. D. Series, and the *Rāmaśatakam* of Someśvara (with 3 commentaries, jointly edited with Dr. B. J Sandesara) in the G. O. Series, Baroda.

Last year (1968) he has published in the L. D Series, his interesting edition of *Nighantu-śeṣa* of Ācārya Hemacandra with hitherto unpublished commentary of Śrivallābhagani containing several words of local contemporary usage noted by the commentator.

In the Prakrit Text Series Muni Punyavijayaji published in 1962 his edition of another voluminous Kathā-work, the *Ākhyānaka-manikośa* with *Vṛtti*.

The above is not a complete list of all the big and small works edited by him. Perhaps I have missed some small works published several years ago. I am not referring here to his various research articles since they are printed in this felicitation volume (*Jñānāñjali*) along with dates of publication.

But the most important works that he has critically edited and is still editing are the Jaina Canonical Texts, of which two volumes are already published—(1) *Nandisūtram* with *Cūrṇi* ( 1966 A. D. ) and (2) *Nandisūtram* with *various commentaries* (1968 A. D.). The critical editions of the *Anuyogadvārasūtram* and the *Prajñāpanāsūtram* are under printing.

A few words may be said about this great venture of the Muniji. For several years he silently continued to study and collate manuscripts of the forty-five Jaina Āgama texts and their Niryuktis, Bhāsyas, Cūrnis and Ṭikās. One can imagine the number of texts and their manuscripts that he had to find out, study and collate single-handed for several years. He had only two or three scribes working with him and even payment of the salaries of these scribes was extremely difficult till sometime in 1947-48 Sheth Kasturbhai came to know of it and paid off the dues and began giving active patronage in all such activities of the Muniji. Several other Jaina merchants had helped him before and have been helping him even now. I am only citing one instance of his "*ayācakatva.*" Sometime in 1950 the Muniji went to Jesalmer and reorganised the whole *bhanḍāra* there under difficult circumstances including scarcity of drinking water He not only reorganised whole *bhanḍāra* and catalogued it but made all arrangements for preservation of the rare manuscripts and with foresight he also managed to get prepared microfilms of almost all the rare palm-leaf and paper manuscripts. Over and above this he collated on the spot or got copied several manuscripts of Sanskrit and Prakrit texts which have been not only useful to him but also to several other scholars in India and abroad.

Here he discovered for the first time the earliest surviving palm-leaf manuscript on the soil of India, namely, the Viśeṣāvaśyakabhāṣya of Jinabhadragaṇi Kṣamāśramaṇa, dating from the tenth century. Here he discovered a commentary of the Jyotiṣkaraṇḍaka by Muni Pādalipta Sūri. Here were noted several other manuscripts, though formerly known, but whose importance was made known only because he scrutinized them. For example, a manuscript of Subandhu's Vāsavadattā gave some important new readings. A manuscript of the *Kiraṇāvali* (a Nyāya text) had some further chapters which were hitherto unknown. Complete text of *Kiraṇāvali* was never obtained or published. The Jesalmer manuscript preserved some more portion not traced before. The palm-leaf manuscript of *Tattvasaṅgraha* was found to be very important for its readings could not be utilized when the G.O. Series edition was published. Instances like these can be added to show the great service he has been able to render to the cause of Indology by his visit to Jesalmer.

Reorganisation of Bhandāras is a silent but great service which the Muniji has been rendering for the last few decades, over and above his other activities of editing etc He has reorganised and catalogued several Bhaṇḍāraṣ at Baroda, Chhaṇi, Patan, Ahmedabad, Cambay, Bhavnagar, Limbdi, Jesalmer etc He has deposited one copy of the Catalogue in each Bhandāra and has kept one copy with him so that any scholar approaching him finds it very convenient to refer to the lists of mss. of several such Bhandāras. And now, he is also preparing indices of such catalogues according to the subjects of the texts and so on.

He has a knack of rearranging leaves or folios of several manuscripts mixed up together and often tattered to pieces He would never like to throw away even a small broken piece of a folio from any Bhandāra. He has the patience and perseverence to save all such manuscripts and preserve them. All his work is neat and tidy. He has possibly handled several lakhs of manuscripts during his life time, perhaps the greatest number that any living Indologist could have handled. So far as undated manuscripts from Gujarat, Rajasthan and Malwa are concerned, his assessment of their age seems to be the most reliable

Like a true monk nurtured in best Indian traditions, he is generous and has given away as gift his collection of about ten thousand manuscripts to start the L.D. Institute of Indology, Ahmedabad. Any genuine scholar of any caste or creed, hailing from India or abroad can easily obtain from him loan or transcripts or information of manuscripts for his or her research work. He knows that knowledge is not one man's monopoly.

When he edits a work like the Bṛhatkalpa-bhāsya, the Aṅgavijjā or the Vasudevahiṇḍi, he prepares and publishes several types of indices of such texts and is quite scientific in editing of texts.

In the words of Dr. Walter Schubring, "His monumental edition of Brhat-Kalpa-Bhāsya can serve as a model to all those in his country who are preparing the publications of works hitherto unedited."

In the words of Prof. Dr. W. Norman Brown, Āgama-Prabhākara Muni Punyavijaya is "a worthy representative of the best Indian tradition of learning and teaching." His life's work can be summarised into three successful activities -(1) Organisation of vast collections of manuscripts, (2) Scholarly production and (3) Scholarly assistance. As Dr. A.N Updhye aptly puts it "Muniji is more an Institution than an Individual,and his life, characterised by literary activities and religious piety, is quite exemplary." The above remarks contain no exaggeration There is hardly any scholar who has approached him and returned without receiving the desired help and guidance Though a Jaina monk by faith, in the preservation and publication of knowledge he has no sectarian bias or fanaticism. By nature he is very humble, modest, frank and unassuming. Inspite of his many-sided scholarly activity he does not neglect his duties as a Jaina monk towards the laity that approach him with devotion.

I have watched him praying and chanting hymns with full devotion in a Jiana temple at Delvada and that showed me the quality of his heart.

In 1952, when the Seventeenth session of the All India Oriental Conference took place at Ahmedabad, Muni Punyavijayaji selected and brought to Ahmedabad from various Bhaṇḍāras several palm-leaf and paper-manuscripts of various types and arranged a first class exhibition in the Town Hall at Ahmedabad, the like of which has not been arranged in India, in living memory. His address on this occasion will be found in the collections of his papers published in this volume.

In 1959 Muni Śrī Puṇyavijayaji was elected President of the section of History and Ancient Inidian Culture of the Twentieth session of the Gujarati Sahitya Parishad, Ahmedabad. In 1961, he was elected President of the Prakrits and Jainism Section of the Twenty-first session of the All India Oriental Conference, which met in Srinagar, Kashmir.

The Mahavira Jaina Vidyalaya, Bombay, with the financial assistance of several Jaina donors, has undertaken to publish critical texts of the Jaina canon which are now being published under the joint editorship of Muni Śrī Punyavijayaji and Pandit Prof. Dalsukhbhai Mālvaṇia. In Prof. Malvania, a worthy disciple of Pandit Sukhlalji and the able Director of L. D. Institute of Indology, Ahmedabad, Muniji has obtained a worthy collaborator and successor in his old age for the work of critical editions of the Jaina Āgamas.

In about 1953-54 the Jaina Samgha at Baroda recognised him and honouring the Muniji's work on the Āgamas conferred on him the rare title of Āgama-Prabhākara. Muniji never cares for name, power or position He has persistently refused the offer of the title of Sūri or Āchārya which his elders amongst monks were eager to confer on him. He prefers to remain a simple Jaina Muni. It is because of these qualities in him that he is loved by almost all the monks of various **Jaina Gacchas** even though on several theological matters they do not see eye to eye Muniji has been trying to bridge over the differences and bring together the various Āchāryas of the Svetāmbara community in his humble way.

Though not officially recognised he is one of the greatest living leaders of the Śvetāmbara Jaina community of monks.

The title of Āgama-Prabhākara which the Jaina Samgha has decided to attach to his name is quite appropriate. In fact he is doing a new *Vācanā* of the Jaina Canon, after about fifteen hundred years since the last one was done at Valabhi, in the later half of the fifth century A D, under the guidance of Sri Deverdhi Gani Ksamāśramaṇa.

May he live long enough to complete it !

I offer my humble Homage to this great Jaina erudite monk.

# પૂજ્ય આગમપ્રભાકરશ્રીની જીવનરેખા

શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ, અમદાવાદ

સમકિતનું મૂળ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત;
સાચામા સમકિત વસે જી, માયામા મિથ્યાત્વ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર —શ્રી ઉદયરત્ન

અંતરમાં સત્યની ચાહના જાગે તો જીવન-વિકાસનું પહેલુ પગથિયું સાંપડે સાચુ વિચારવું, સાચું બોલવું અને સાચુ આચરવું એ જ ધર્મનો માર્ગ; અને એ માર્ગે ચાલવું એ જ માનવજીવનનો મહિમા. સત્યને માર્ગે ચાલવા માટે જે છળપ્રપચ, દંભ અને અહકારથી અળગો રહે અને સરળતા, નિખાલસતા અને નમ્રતાને અપનાવે, એ સાચી ધાર્મિકતાના અમૃતનું પાન કરીને જીવનને અમૃતમય બનાવે ! પોતાની જાતનું અને વિશ્વનુ સત્યદર્શન પામવાનો મુખ્ય ઉપાય છે નિષ્ઠાભરી, નિ:સ્વાર્થ અને નિર્મળ જ્ઞાનસાધના એટલે જીવનસાધનાના ધ્યેયને વરેલ સાધકના જીવનમાં કોઈક ભૂમિકા એવી પણ આવી પહોંચે છે કે જ્યારે સત્યસાધના અને જ્ઞાનસાધના એકરૂપ બની જઈ ને સાધકને અવૈર, અદ્વેષ, અભય, અહિસા અને કરુણા જેવા દૈવી ગુણોથી સમૃદ્ધ બનાવી દે છે

પૂજ્ય આગમપ્રભાકર મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજની ઉત્કટ જ્ઞાનસાધના અને સૌમ્ય સત્યસાધના આવી જ જીવનસ્પર્શી હોઈ ઊર્ધ્વગામી જીવનનો એક ઉત્તમ આદર્શ બની રહે એવી છે અને તેથી જ એમનો વૈરાગ્ય શુષ્ક કે ઉદાસ નહી પણ પ્રસન્નતાથી સભર અને ‘ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યુ રે ’ એ યોગીરાજ આનદઘનની ઉક્તિની યથાર્થતા સમજાવે એવો છે એમ કહેવું જોઈએ કે તેઓ નિર્મળ અને સત્યગામી જ્ઞાનસાધના દ્વારા સદા પ્રસન્નતાપૂર્વક પરમાત્વદેવનુ અને આત્મદેવનુ અભ્યતર પૂજન કરીને પોતાના જીવનને સચ્ચિદાનદમય બનાવતા રહે છે.

તીર્થંકરોએ ધર્મતીર્થની સ્થાપના કરીને જૈન સસ્કૃતિનો વિશ્વમૈત્રીનો પૈગામ ગાજતો કર્યો પૂર્વ ભારતની પુણ્ય ભૂમિમાંથી પણ સમયના વહેણ સાથે એ સંસ્કૃતિના વહેણે પણ પોતાનો માર્ગ બદલ્યો અને એ સંસ્કૃતિની ગગા પૂર્વ તરફથી પશ્ચિમ તરફ વહેવા લાગી ગૂર્જરભૂમિને ભગવાન અરિષ્ટનેમિ દ્વારા કરુણા અને વૈરાગ્યની ભાવનાનો વારસો મળેલો જ હતો એટલે ગુજરાતની ધરતીને પૂર્વ ભારતની સંસ્કૃતિ ખૂબ રુચિ ગઈ; એ સંસ્કૃતિને પણ પશ્ચિમ ભારતનો પ્રદેશ ભારે અનુકૂળ આવી ગયો વળી, એ સંસ્કૃતિની ભાવનાને લોકજીવનમાં વહેતી રાખનારા અનેક જીવનસાધક સંતો અને જ્યોતિર્ધરો સમયે સમયે આ ધરતીમાં નીપજતા રહ્યા અને ધાર્મિકતા અને સસ્કારિતાની જ્યોતને ઝળહળતી રાખતા રહ્યા અને તેથી જ ગુજરાતની જનતા અહિંસા અને કરુણાની ભાવનાને આજે પણ પોતાના જીવનમાં વિશેષ પ્રમાણમાં અપનાવી શકે છે મુનિ શ્રી પુણ્યવિજયજી આવા જ એક ગુજરાતના પ્રભાવક પુરુષ છે, અને તેઓનું જ્ઞાનોદ્ધારનું અપૂર્વ કાર્ય ધર્મસસ્કૃતિના શાસ્ત્રવારસાને સુરક્ષિત અને ચિરંજીવ બનાવવાના શકવર્તી કાર્ય તરીકે સદા સ્મરણીય બની રહે એવુ છે તેઓની પાવન જીવન-રેખાના દર્શન કરી પાવન થઈએ

## વતન, માતા-પિતા અને દીક્ષા

મહારાજશ્રીનું મૂળ વતન કપડવજ કપડવજ ધર્મશ્રદ્ધાના રગે રંગાયેલું અને ત્યાગ, વૈરાગ્ય અને સંયમની અભિરુચિ ધરાવતું શહેર છે. ત્યાનાં સખ્યાબધ ધર્માનુરાગી ભાઈઓ અને બહેનોએ દીક્ષા ગ્રહણ કરીને આત્મસાધનાનો માર્ગ અપનાવ્યો છે, એકાદ ઘર પણ એવુ ભાગ્યે જ હશે, જ્યાંથી

કોઈ ને કોઈ વ્યક્તિ ત્યાગમાર્ગની યાત્રિક ન બની હોય. કેટલાક દાખલા તો એવા પણ છે કે જ્યારે એક કુટુંબના બધા સભ્યોએ સંયમનો સ્વીકાર કર્યો હોય! વળી, શાસ્ત્રોના ઉદ્ધારમાં પણ કપડવંજનું વિશિષ્ટ અર્પણ હોય એમ લાગે છે. ભૂતકાળમાં આપણાં પવિત્ર આગમસૂત્રોમાંનાં નવ અંગસૂત્રો ઉપર વિશદ ટીકા રચનાર શ્રી અભયદેવસૂરિજીની એ નિર્વાણભૂમિ છે, અને એમની પવિત્ર સ્મૃતિમાં એમના નામનું એક જ્ઞાનમંદિર પણ થોડાં વર્ષો પહેલાં ત્યાં ઊભું કરવામાં આવ્યું છે. વર્તમાન સમયનો વિચાર કરીએ તો આગમગ્રંથોનો ઉદ્ધાર કરનાર બે સમર્થ આગમધર મહાપુરુષોની જન્મભૂમિ બનવાનું ગૌરવ પણ કપડવંજને જ પ્રાપ્ત થયું છે. આ બે આગમધર ધર્મપુરુષો તે પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી મહારાજ, અને પૂજ્ય આગમપ્રભાકર મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ.

મહારાજશ્રીના પિતાશ્રીનું નામ ડાહ્યાભાઈ; એમનાં માતુશ્રીનું નામ માણેકબહેન. બંનેને ધર્મ ઉપર ઘણી આસ્થા. તેમાંય માણેકબહેનને તો ધર્મ તરફ વિશેષ અનુરાગ. વળી, આજથી પોણોસો વર્ષ પહેલાં આપણા દેશમાં કન્યા-કેળવણીનું પ્રમાણ નહીં જેવું હતું, ત્યારે પણ માણેકબહેને ગુજરાતી છ ધોરણનો અને પાંચ પ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વ વગેરેનો અભ્યાસ કર્યો હતો. મહારાજશ્રીનો જન્મ વિ. સં. ૧૯૫૨ના કારતક સુદિ પાંચમ (જ્ઞાનપંચમી કે લાભપાંચમ)ના દિવસે થયેલો. તેઓનું નામ મણિલાલ. માણેકબહેનને પાંચ સંતાન થયેલાં. એમાં આ એક સંતાન જ ઊછરેલ— અને તે પણ જાણે કાળના મોમાં કોળિયો થતાં બચી ગયું હોય એ રીતે!

મણિલાલ હજુ બે-ચાર મહિનાના જ થયા હતા અને ઘોડિયે ઝૂલતા હતા, એ વખતે એક દિવસ એમને ઘરમાં મૂકીને માણેકબહેન નદીએ કપડાં ધોવા ગયેલાં. પાછળ એકાએક મહોલ્લામાં આગ લાગી અને એમાં માણેકબહેનનું ઘર પણ ઝડપાઈ ગયું. એ બૂમરાણ સાંભળીને એક વહોરા ગૃહસ્થ ત્યાં દોડી આવ્યા. એમણે બાળકના રોવાનો અવાજ સાંભળ્યો, અને ઘરમાંથી એ બાળકને લઈને પોતાને ઘેર મૂકી આવ્યા. આ બાજુ નદી કિનારે માણેકબહેનને આગની ખબર પડી, એ તો હાંફળાં-ફાંફળાં આવી પહોંચ્યાં. જોયું તો ઘર આગમાં સ્વાહા થઈ ગયેલું. એમને થયું કે ઘરના એકના એક વંશવેલાને પણ આગે ભરખી લીધો! એમના દુઃખનો પાર ન રહ્યો. પેલા વહોરા ગૃહસ્થ માનતા હતા કે હમણાં આ બાળકનાં મા-બાપ આવીને એને લઈ જશે; પણ સાંજ સુધી કોઈ ન આવ્યું! એ વહોરા ગૃહસ્થ નેકદિલ હતા, અને એને એ ખ્યાલ હતો કે આ બાળક કોઈ હિંદુનું સંતાન છે, એટલે એમણે એ બાળકને હિંદુના ઘરનું પાણી મંગાવીને પાયું અને બકરીનું દૂધ પીવરાવ્યું. રાત થઈ તોપણ એ બાળકને લઈ જવા માટે કોઈ ન આવ્યું. એટલે બીજે દિવસે સવારે એમણે ઘેરઘેર કરીને તપાસ કરી. આખરે માણેકબહેનને પોતાનો દીકરો સાજોસારો મળી ગયો! એમના આનંદનો પાર ન રહ્યો! મણિલાલને જાણે તે દિવસથી રામનાં રખવાળાં મળ્યાં!

માતા અને પુત્રનો ભાગ્યયોગ કંઈક વિલક્ષણ હતો. ૨૭ વર્ષની નાની ઉંમરે માણેકબહેન વિધવા થયાં! આખી જિંદગી ધર્મનું પાલન કરવામાં અને ધર્મની વાણી સાંભળવામાં ગાળેલી, એટલે આવા કારમા સંકટ વખતે ધર્મ જ સાચો સહારો આપી રહ્યો. માણેકબહેનનું અંતર વૈરાગ્યને ઝંખી રહ્યું અને એ સંસારનો ત્યાગ કરવા તૈયાર થયાં. પણ વચમાં એક અવરોધ હતો: ચૌદ વર્ષના મણિલાલનું શું કરવું? એને કોને ભરોસે સોંપવો? મણિલાલે એક નિશ્ચય કર્યો: બા કહે તેમ કરવું. માને પણ થયું: હું સંસારનો ત્યાગ કરું તો મારા પુત્રને સંસારમાં શા માટે રાખું? છેવટે બન્નેએ દીક્ષા લેવાનું નક્કી કર્યું. વિ. સં. ૧૯૬૫ના મહા વદિ પાંચમના દિવસે મણિલાલે વડોદરા પાસે છાણી ગામમાં મુનિવર્ય શ્રી ચતુરવિજયજીના શિષ્ય તરીકે દીક્ષા લીધી, નામ પુણ્યવિજયજી રાખવામાં આવ્યું.

મણિલાલની દીક્ષા પછી બે દિવસે જ માણેકબહેને શ્રી મોહનલાલજી મહારાજના સમુદાયમાં પાલીતાણામાં દીક્ષા લીધી એમનું નામ સાધ્વીજી શ્રી રત્નશ્રીજી રત્નશ્રીજી સંયમનુ પાલન કરવામાં સદા જાગ્રત રહેલાં. પાછલી અવસ્થામાં એમની આંખોનાં તેજ અંદર ઊતરી ગયા છતાં ધર્મની જાગૃતિ ખૂબ એક વાર તેઓ સખ્ત બીમાર થઈ ગયાં ડૉક્ટરે કહ્યુ કે સરખી રીતે ઇલાજ કરવા માટે સાધ્વીજીને ઇસ્પિતાલમાં દાખલ કરવાં જોઈએ આ સાંભળીને રત્નશ્રીજીનુ અંતર વલોપાત કરી રહ્યુ; એમને થયુ : કયા ભવને માટે ઇસ્પિતાલમાં જઈને છકાયની વિરાધના કરીને સંયમની વિરાધના કરવી ? એ તો કોઈ પણ રીતે ઇસ્પિતાલમાં ન જવુ પડે એ જ ઝંખી રહ્યાં દાક્તરને પણ એમની આ ઝંખનાની ખબર પડી બીજે દિવસે દાક્તર આવ્યા, તબિયત કંઈક ઠીક લાગી એમણે કહ્યુ : મહારાજ ! આપને ઇસ્પિતાલમાં નહી લઈ જઈએ દાક્તરની વાત સાંભળીને સાધ્વીજીના મુખ ઉપર આનંદ અને સંતોષની રેખાઓ વિલસી રહી એમને જીવન કે મરણની ન કોઈ આકાંક્ષા હતી કે ન મરણનો કોઈ ભય હતો ગમે તે રીતે સંયમની વિરાધના થતી અટકે એ એકમાત્ર એમની ઝંખના હતી ત્રણેક વર્ષ પહેલાં ( વિ સં ૨૦૨૨મા ) તેઓ સ્વર્ગવાસી થયાં !

## દાદાગુરુ, ગુરુ અને વિદ્યાભ્યાસ

મુનિ શ્રી પુણ્યવિજયજીના દાદાગુરુ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ એક આદર્શ શ્રમણ હતા અહિંસા, સંયમ અને તપનુ અમૃત એમના રોમરોમમાં વ્યાપેલુ હતું તેઓ સમતાના સરોવર અને ગુણના ભંડાર પ્રતાપી પુરુષ હતા સંતજીવનને શોભતી ઉદારતા એમણે એવી કેળવી જાણી હતી કે એમને મન આ મારો અને આ પરાયો એવો કોઈ ભેદ ન હતો : જૈન-જૈનેતર સૌને તેઓ વાત્સલ્યપૂર્વક આવકારતા અને ધર્મસાધનામાં કે જ્ઞાનોપાર્જનમાં જોઈતી સહાય આપતા. પ્રમાદ તો એમને સ્પર્શતો જ નહી અને કોઈનો તિરસ્કાર કરવો, કોઈના ઉપર રોષ કરવો કે મન-વચન-કાયાના વલણમાં વિસંવાદ રાખીને છળ, પ્રપંચ કે દંભને આશ્રય આપવો, એ તો એમના સ્વભાવમાં જ ન હતું એમનું જીવન જીવતા અનેકાંતવાદ જેવુ ગુણગ્રાહી અને સત્યગ્રાહક હતું

જેવા ઉદાર મહારાજશ્રીના દાદાગુરુ હતા, એવા જ ઉદાર તેઓના ગુરુ શ્રી ચતુરવિજયજી મહારાજ હતા વળી, તેઓ જેવા ઉદાર હતા એવા જ વ્યવહારદક્ષ, કાર્યનિષ્ઠ અને સતત સાહિત્યસેવી વિદ્વાન હતા. અને દાદાગુરુ તથા ગુરુ બન્ને જ્ઞાનોપાસના અને જ્ઞાનોદ્ધારના પવિત્ર ધ્યેયને વરેલા હતા જ્ઞાન વગર ન સંયમનો સાચો માર્ગ લાધે, ન સંયમની નિર્મલ આરાધના થઈ શકે, ન સંઘનો અભ્યુદય થઈ શકે કે ન ધર્મની પ્રભાવના થઈ શકે, અને તીર્થંકર ભગવાનના અભાવમાં એમની વાણી જ સંઘનુ પરમ આલંબન બની શકે : આ પરમ સત્ય તેઓના અંતરમાં બરાબર વસી ગયુ હતુ એમના પગલે પગલે શ્રી પુણ્યવિજયજી મહારાજનુ જીવનકાર્ય પણ જ્ઞાનોદ્ધાર બની ગયુ અને આ રીતે પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ, મુનિવર્ય શ્રી ચતુરવિજયજી મહારાજ અને મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ—દાદાગુરુ, ગુરુ અને શિષ્ય—ની ત્રિપુટીએ છેલ્લાં સાઠ-સિત્તેર વર્ષ દરમ્યાન જ્ઞાનોદ્ધારની એક એકથી ચડિયાતી જે પ્રવૃત્તિ કરી બતાવી તે માટે કેવળ જૈન સંઘ જ નહી પણ જૈન વિદ્યા અને ભારતીય વિદ્યાના દેશ-વિદેશના અભ્યાસીઓ અને વિદ્વાનોને પણ સદા માટે એમના ઓશિંગણ રહેશે.

પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજની જેમ શાંતિમૂર્તિ મુનિપ્રવર શ્રી હંસવિજયજી મહારાજ પણ વડોદરાના જ વતની હતા તેઓની જ્ઞાતિ વીસા શ્રીમાલી એમના પિતાશ્રીનું નામ જગજીવનદાસ માતાનું નામ માણેકબહેન એમનો જન્મ વિ સં ૧૯૧૪ના અષાડ વદિ અમાવાસ્યાને દિવસે. એમનું નામ છોટાલાલ સોળ વર્ષની ઉમરે સૂરજબહેન સાથે એમના લગ્ન થયાં હતાં, પણ તે વડીલોની

આજ્ઞાને કારણે અને વડીલોને સંતોષ આપવા ખાતર જ, બાકી એમના અંતરમાં તો લગ્ન પહેલાં નાની ઉંમરથી જ વૈરાગ્યની ભાવના રમતી હતી; પરિણામે લગ્ન પછી તેઓ જળકમળ જેવું જીવન જીવવા લાગ્યા. પણ મનને ક્યાં સુધી દબાવી શકાય? છેવટે સંસારનો ત્યાગ કરવાની ભાવના વધુ ઉત્કટ બની અને ૨૧મે વર્ષે તેઓ પોતાના મિત્ર છગનલાલ સાથે પંજાબ પહોંચી ગયા બન્ને મિત્રોએ સં ૧૯૩૫ના માહ વદિ અગિયારશે પૂ આત્મારામજી મહારાજ પાસે દીક્ષા લીધી એમનું નામ મુનિ હંસવિજયજી રાખીને એમને મુનિ શ્રી લક્ષ્મીવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. એમના મિત્ર છગનલાલ એ જ પૂ પુણ્યવિજયજી મહારાજના દાદાગુરુ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ. શ્રી હંસવિજયજી મહારાજ શાણા, ઠરેલ અને ગમે તેવાના અંતરને વશ કરી લે એવા શાંતિના સરોવર જેવા હતા એમની વાણીમાં પવિત્રતા અને આત્મીયતાની સરવાણી વહેતી પોતાના સંયમની આરાધનામાં તેઓ સદા જાગ્રત રહેતા અનેક પ્રદેશોમા વિચરી, અનેક આત્માઓને બોધ પમાડી, અનેક તીર્થોની યાત્રા કરી અને પંચાવન વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી નિર્મળ સંયમની આરાધના કરી વિ સં ૧૯૯૦ના ફાગણ શુદિ પહેલી દશમના દિવસે તેઓ પાટણમા સમાધિપૂર્વક સ્વર્ગવાસ પામ્યા પૂ પુણ્યવિજયજી મહારાજને આ મહાપુરુષના સૌમ્ય અને પ્રેરક સહવાસનો પણ લાભ મળ્યો હતો.

દીક્ષાનું પહેલું જ વર્ષ મહારાજશ્રીએ પોતાના વડીલો સાથે ડભોઈમાં કર્યું ડભોઈ તો આપણા જ્ઞાનદિવાકર અને મહાન જ્યોતિર્ધર મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની નિર્વાણભૂમિ સર્વ-સ્પર્શી અને મર્મગ્રાહી વિદ્વત્તાથી શોભતા એ પ્રભાવક મહાપુરુષે અહી જ ચિરવિશ્રામ લીધેલો! જોગાનુજોગ કહો કે કુદરતનો કોઈ અકળ સંકેત કહો, શ્રી પુણ્યવિજયજી મહારાજ શ્રી યશોવિજયજી મહારાજ પ્રત્યે ઊંડો અનુરાગ ધરાવે છે તથા એમના જીવનસ્પર્શી અને વિશ્વતોમુખી પાંડિત્યના તેઓ પરમ ભક્ત છે, અને, જાણે ભક્તને પોતાની આવી નિઃસ્વાર્થ અને નિર્મળ ભક્તિનો બદલો મળી રહેતો હોય એમ, શ્રી ઉપાધ્યાયજી મહારાજે પોતાના હાથે લખેલી તેઓની પોતાની તેમ જ બીજાઓની સંખ્યા-બંધ કૃતિઓ મહારાજશ્રીને જુદા જુદા ભંડારોમાંથી સહજપણે હાથ લાગી છે, અને હજી પણ હાથ લાગે જાય છે. અરે, હજુ દોઢેક મહિના પહેલાં જ મહારાજશ્રી ખંભાતના શ્રી શાંતિનાથ તાડપત્રીય ભંડારને વ્યવસ્થિત કરવા અને પાયચંદ ગચ્છના ભંડારનું નિરીક્ષણ કરવા માટે ખંભાતમાં રોકાયા હતા, ત્યારે પણ પોથીઓનાં નકામા માની લીધેલાં પાનાંઓમાંથી ઉપાધ્યાયજી મહારાજના હસ્તાક્ષરમાં લખાયેલી કોઈ અધૂરી પ્રત તેઓને મળી આવી હતી! એમ પણ કહી શકાય કે શ્રી યશોવિજયજી મહારાજ જેવી જ્ઞાનવિભૂતિના નિર્વાણને લીધે વિદ્યાતીર્થ બનેલ એ ભૂમિના સંપર્કે પણ મહારાજશ્રીને વિદ્યા-સાધનાની પ્રબળ પ્રેરણા આપી હશે.

મહારાજશ્રી પોતાના વિદ્યાભ્યાસની વાત કરતાં કહે છે કે કોઈ વિષયનો એકધારો સળંગ અભ્યાસ કરવાનું મારા જીવનમા બહુ ઓછું બન્યું છે. વળી, અમુક વર્ષો સુધી એકાગ્ર બનીને અભ્યાસ કર્યો અને પછી પ્રાચીન પ્રતો વાંચવાનું કે પ્રાચીન ગ્રંથોના સંશોધનનું કામ શરૂ કર્યું એવું પણ નથી બન્યું. કંઈક પૂર્વસંસ્કાર કહો, કંઈક વડીલોની કૃપા કહો કે કંઈક જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કહો, મોટે ભાગે, વિદ્યાભ્યાસ અને શાસ્ત્રસંશોધનનું કામ સાથે સાથે જ ચાલતું રહ્યું છે; અને, કામ કામને શીખવે, એમ, શાસ્ત્રોનું વાચન અને સંશોધન કરતાં કરતાં નવા નવા વિષયોનું જ્ઞાન મળતું રહ્યું. એ કહેવાની જરૂર નથી કે આના પાયામાં તેજસ્વી બુદ્ધિ, કોઈ પણ વિષયને જાણવાની ઉત્કટ જિજ્ઞાસા અને તે વિષયના મૂળ સુધી પહોંચવાની અને એના વિસ્તારને પણ સમજવાની તાલાવેલી રહેલી છે

આમ અભ્યાસ અને વિદ્યાપ્રવૃત્તિ સાથે સાથે ચાલતાં રહેવા છતાં તેઓએ જુદા જુદા વિદ્વાનો

પાસે જે કંઈ અભ્યાસ કર્યો છે, તેની અહીં નોંધ લેવી ઘટે છે

દીક્ષાના પહેલા વર્ષમાં મહારાજશ્રીએ દાદાગુરુ અને ગુરુશ્રીની નિશ્રામાં બધાં પ્રકરણોનો અભ્યાસ કર્યો—જાણે શાસ્ત્રીય બોધનો પાયો નખાયો. બીજે વર્ષે વસોના શ્રાવક શ્રી ભાયલાલભાઈ પાસે માર્ગોપદેશિકાનો અભ્યાસ કર્યો તે પછી પંડિત શ્રી નિત્યાનંદજી શાસ્ત્રી પાસે સિદ્ધહેમ લઘુવૃત્તિ, હેમ-લઘુપ્રક્રિયા, ચંદ્રપ્રભા વ્યાકરણ, હિતોપદેશ, દશકુમારચરિત વગેરેનું પરશીલન કર્યું. પાળિયાદવાળા પંડિત શ્રી વીરચંદભાઈ મેઘજી પાસે લઘુવૃત્તિનો અધૂરો અભ્યાસ પૂરો કર્યો, અને કાવ્યોનુ વાચન કર્યું આ સમય દરમ્યાન દાદાગુરુશ્રી અને ગુરુશ્રીની ઊંડી વિદ્યાવૃત્તિના સંસ્કારો તો પોતાનુ કામ કરતા જ હતા એમની સંશોધનની પ્રવૃત્તિ જોઈને કે જ્ઞાનોદ્ધારની એમની વાતો સાંભળીને મહારાજ-શ્રીને એમ તો લાગતુ જ કે આ કંઈ સારુ કામ થઈ રહ્યુ છે, અને આવું કામ આપણે પણ કરવા જેવુ છે—જાણે પૂર્વજન્મનો કોઈ સંસ્કાર અને ભવિષ્યનો કોઈ કાર્યયોગ જ કામ કરી રહ્યો હતો!

એવામાં જૈન દર્શન તેમ જ ભારતીય બધાં દર્શનોના ઊંડા અભ્યાસી પંડિતવર્ય શ્રી સુખ-લાલજીની પાસે અભ્યાસ કરવાનો યોગ બની આવ્યો પાટણ અને વડોદરામાં વિ સં ૧૯૭૧ અને ૧૯૭૨માં મહારાજશ્રીએ પંડિતજી પાસે કાવ્યાનુશાસન, તિલકમંજરી, તર્કસંગ્રહ અને છંદોનુશાસનનો અભ્યાસ કર્યો આ ગ્રંથોના અભ્યાસ નિમિત્તે અને પંડિતજીના બહોળા જ્ઞાનને લીધે બીજી અનેક બાબતો પણ આપમેળે જ અધ્યયનના ક્ષેત્રમાં આવી જતી અને એ રીતે જ્ઞાનના સીમાડાનો અને દૃષ્ટિનો વિકાસ થતો આ અરસામાં પાટણથી શ્રી કેસરિયાજી તીર્થનો સંઘ નીકળ્યો, તેમાં મહારાજશ્રી સાથે પંડિતજી પણ ગયેલા અને એ સંઘમાં પણ વિદ્યાભ્યાસ ચાલુ રહેલો! પંડિતજી પાસે અધ્યયન ચાલતુ હતુ ત્યારે મહારાજશ્રી પ્રાચીન પ્રતોના પાઠાંતરો મેળવવાનુ તેમ જ શાસ્ત્રીય ગ્રંથોનાં પ્રૂફો તપાસવાનુ કામ વિશ્વાસપૂર્વક કરતા થઈ ગયા હતા

આ પછી તો પંડિત સુખલાલજી અને મહારાજશ્રીને અવારનવાર સાથે કામ કરવાનું બનતુ રહ્યું, અને સમય જતાં પંડિતજી પોતાના શાસ્ત્રસંશોધનના કામે પણ મહારાજશ્રી પાસે આવતા રહ્યા. ભાવનગરના બીજા ચોમાસામા પંડિતજી સન્મતિતર્કના સંશોધનના કામે અને લીંબડીના ચોમાસામા તત્ત્વાર્થસૂત્રના કામે મહારાજશ્રી પાસે ગયેલા લીંબડીમા પંડિતજીએ બૌદ્ધદર્શનના કેટલાક મુદ્દાઓથી મહારાજશ્રીને પરિચિત કર્યા; મહારાજશ્રીએ બૌદ્ધ ગ્રંથ હેતુબિંદુની નકલ પંડિતજી માટે કરી આપી; એનો ઉપયોગ પંડિજીને સન્મતિતર્કના સંપાદનમા કરવાનો હતો પાછળથી હેતુબિંદુ ગ્રંથ વડોદરાની ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ તરફથી પ્રગટ થયો. મહારાજશ્રીએ આ ગ્રંથની કરી આપેલ નકલ એક આદર્શ નકલ તરીકે ગુજરાત વિદ્યાપીઠમા સાચવી રાખવામાં આવી છે.

આ રીતે પંડિતજી અને મહારાજજી વચ્ચે ગાઢ સંબંધ બંધાઈ ગયો પંડિતજી મહારાજશ્રીના નિર્દંભ સાધુજીવન અને સત્યગ્રાહી જ્ઞાનસાધના પ્રત્યે ખૂબ આદર ધરાવે છે, મહારાજશ્રી પંડિતજીની અગાધ અને વ્યાપક વિદ્વત્તા અને અકિંચનભાવ પ્રત્યે એવો જ આદર ધરાવે છે આજે પણ આ બન્નેનુ મિલન થાય છે, ત્યારે વિદ્યાવિનોદનુ સુપ્રસન્ન વાતાવરણ પ્રસરી રહે છે પંડિતજી પ્રત્યેની પોતાના વિદ્યાગુરુ તરીકેની બહુમાનની લાગણી દર્શાવતાં, પોતાના ગુરુદેવનું સ્મરણ કરવાની સાથે, મહારાજશ્રી કહે છે કે—

"શ્રીમાન પંડિત સુખલાલજી મારા વિદ્યાગુરુ છે. આપણા જીવનની પ્રગતિ માટેનાં જે વિવિધ અંગો છે તેમાં વિદ્યાગુરુ એ એક વિશિષ્ટ અંગ છે. મારા જીવનમા મે જે અનેકાનેક સાધુ વિદ્યા-ગુરુઓ અને ગૃહસ્થ વિદ્યાગુરુઓ મેળવ્યા છે, એ સૌમાં સર્વોચ્ચ સ્થાન હું બે વ્યક્તિઓને આપું

છું તેમાં પ્રથમ સ્થાન પૂજ્યપ્રવર, સતત જ્ઞાનોપાસનાપરાયણ, અનેક જ્ઞાનભંડારોના ઉદ્ધારક, વ્યવસ્થાપક અને શ્રી જૈન આત્માનંદ ગ્રંથરત્નમાળાના સંપાદક શ્રી ચતુરવિજયજી મહારાજનું છે, જેઓ મારા દીક્ષાગુરુ અને શિક્ષાગુરુ છે.. ....બીજું સ્થાન પંડિત શ્રી સુખલાલજીનું છે, જેમણે મને એકાંત આત્મીયભાવે અધ્યયન કરાવ્યું છે, તેમ જ પ્રસંગે પ્રસંગે મને અનેક વિષયોનું જ્ઞાન પુસ્તકો દ્વારા નહિ પણ મોઢેથી જ આપીને મારી દૃષ્ટિને તેમણે વિશાદ બનાવી છે. મારા જીવનનો યોગ જ કોઈ એવો વિચિત્ર હશે કે જેથી હું મારા જીવનના પ્રારંભથી અનેક પ્રકારનાં કાર્યોમાં પરોવાઈ જવાને લીધે જીવનમાં અધ્યયન અતિ અલ્પ કરી શક્યો છું. તેમ છતાં મારા ઉપર વિદ્યાગુરુઓનો એવો પ્રેમ હતો કે જેથી આજે મારી એ ઊણપ કોઈની નજરે નથી આવતી, છતાં એ વાત તો દીવા જેવી છે કે મારું અધ્યયન અતિ અપૂર્ણ છે. આ બંને ગુરુઓએ મારા તીખા સ્વભાવને આનંદથી જીરવીને પણ મને દરેક રીતે સમૃદ્ધ કર્યો છે. એ ગુરુઓમાંથી એક ગુરુશ્રી કે જેઓ મારા જીવનનું સર્વસ્વ હતા, તેઓ તો આજે સ્વર્ગવાસી થઈ ચૂક્યા છે. પણ એક ગુરુ આજે વિદ્યમાન છે, જેમની પાસે આજે પણ હું અનેક રીતે અધ્યયન કરું છું. આજે જ્યારે પણ હું મારા આ વિદ્યાગુરુ પાસે જાઉં છું ત્યારે તેઓશ્રી, ગમે તેટલા કાર્યવ્યસ્ત હોય તેમ છતાં, પોતાનું દરેક મહત્ત્વનું કાર્ય છોડીને પણ મારી સાથે અનાકુળપણે પોતાના અતિગંભીર અધ્યયન અને ચિંતનમાંથી ઉદ્‌ભવેલી અનુભવપૂર્ણ વાતો કરે છે, જેથી જીવનમાં નવું જ્ઞાન અને સ્ફુરણાઓ જાગે છે." (જ્ઞાનાંજલિ, પૃ. ૨૯૦)

મહારાજશ્રીએ પૂજ્ય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી (તે કાળે મુનિ શ્રી વલ્લભવિજયજી) પાસે અરધા અનુયોગદ્વારનું, પૂ. પં. નેમવિજયજીના શિષ્ય મુનિ શ્રી લાવણ્યવિજયજી પાસે આવશ્યક હારિભદ્રી ટીકાનું અને પોતાની મેળે ઓઘનિર્યુક્તિનું વાચન–અધ્યયન કર્યું, સાથે પાલીતાણામાં ગુરુતત્ત્વવિનિશ્ચય સુધાર્યું. આગમસૂત્રોના મહાન ઉદ્ધારક પૂજ્ય સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે પાટણમાં આગમોની વાચના શરૂ કરી ત્યારે કેટલાક તરફથી વિરોધનો સૂર વહેતો કરવામાં આવેલો. મહારાજશ્રી એ વાચનાનો લાભ તો ન લઈ શક્યા પણ એમને થયું કે આવા કાર્યનો વિરોધ કરવો એ બરાબર નથી, આ કામ તો કરવા જેવું છે. પછી આ વાચના પાલીતાણામાં ચાલુ રહી ત્યારે પાલીતાણાના બીજા ચોમાસા દરમ્યાન મહારાજશ્રીએ એનો લાભ લઈ ઓઘનિર્યુક્તિની દ્રોણાચાર્યની ટીકા પૂરી વાંચી અને પન્નવણાસૂત્ર ઉપરની મલયગિરિ ટીકા અને ભગવતીસૂત્રની અભયદેવસૂરિની ટીકા અધૂરી વાંચી.

ભાવનગરની બે ચોમાસાની સ્થિરતા દરમ્યાન મહારાજશ્રીએ પોતાની મેળે જ પઠન–પાઠન કરવાનું ચાલુ રાખ્યું, ઉપરાંત વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ શેઠશ્રી કુંવરજીભાઈ આણંદજી પાસે કર્મપ્રકૃતિ, પ્રકરણો વગેરેનું વાચન કર્યું. મહારાજશ્રીનો બોધ જાણી શ્રી કુંવરજીભાઈ ખૂબ રાજી થયા. એમણે કહ્યું બધું ઉપસ્થિત છે; માત્ર ગુરુગમ જોઈએ. મહારાજશ્રી શ્રી કુંવરજીભાઈને ગુરુસ્થાનીય માને છે. વિ. સં. ૧૯૯૯ની સાલમાં મહારાજશ્રી આગમમંદિરની પ્રતિષ્ઠા માટે પાલીતાણા ગયા ત્યારે બીમાર શ્રી કુંવરજીભાઈને શાતા પૂછવા માટે ખાસ ભાવનગર ગયા હતા; તે વખતે શ્રી કુંવરજીભાઈએ અટપટી લિપિમાં લખેલો એક ચોપડો મહારાજને આપતાં તેઓએ તે વાંચી આપ્યો હતો. મહારાજશ્રીની શક્તિનો આવો વિકાસ જોઈને શ્રી કુંવરજીભાઈ ખૂબ રાજી થયા.

વિવિધ વિષયના વ્યાપક અભ્યાસ અંગે મહારાજજીની સાથે જે સવાલ-જવાબ થયા તે જાણવા જેવા છે:

**સવાલ**–આપે પ્રાકૃતનો અભ્યાસ ક્યારે, કેવી રીતે કર્યો?

**જવાબ**–એમ લાગે છે કે પ્રાકૃતનું જ્ઞાન શરૂઆતથી જ હતું. પાટણના બીજા ચોમાસામાં પૂજ્ય ગુરુજી પાસે પઉમચરિયં વાંચ્યું; એ વાંચતાં પ્રાકૃત ભાષા ખૂલી ગઈ. પછી વડોદરામાં પંડિત સુખ-

લાલજી પાસે શ્રી હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ અરધું વાંચ્યું; સાથે સાથે પઉમચરિયં પાટણના સંઘવીના પાડાની તાડપત્રીય પ્રતના આધારે સુધાર્યું.

**સ૦** આગમોના અભ્યાસની વિશેષ રુચિ ક્યારે જાગી ?

**જ૦** મુનિ શ્રી લાવણ્યવિજયજી પાસે આવશ્યક હારિભદ્રી વૃત્તિ વાંચતા એ તરફ વિશેષરુચિ થઈ, અને પૂજ્ય સાગરાનંદસૂરિજીની વાચના ખૂબ ગમી

**સ૦** અપ્રભંશ ભાષાનું જ્ઞાન કેવી રીતે થયું ?

**જ૦** એ તો કેવળ એ ભાષાનુ સાહિત્ય વાંચતાં વાંચતાં જ થયું.

**સ૦** પ્રાચીન લિપિઓ વાંચવાનો અભ્યાસ કેવી રીતે થયો ?

**જ૦** એ પણ મોટે ભાગે કામ કરતાં કરતાં જ થયો, એમ કહી શકાય પાટણના બીજા ચોમાસામાં (એટલે દીક્ષાના છઠ્ઠા વર્ષે) સાક્ષર શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ (સી ડી દલાલ) પાટણના જ્ઞાનભંડારો તપાસવા આવેલા, એ વખતે એમને પ્રાચીન હસ્તલિખિત પ્રતો મે વાંચી આપી હતી દેવનાગરી લિપિ પહેલાંની બ્રાહ્મી લિપિને ઉકેલવાનું અને દેવનાગરી લિપિના અક્ષરોના સૈકે સૈકે બદલાતા મરોડને ઉકેલવાનુ પણ મહાવરાને લીધે ફાવી ગયું અલબત્ત, આમાં શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાના ભારતીય લિપિમાળાના પુસ્તકનો પણ ઉપયોગ કરાતો રહ્યો છે જુદા જુદા સૈકાઓની લિપિઓને ઉકેલવાના આવા મહાવરાને લીધે, જેને અંતે લેખન-સંવત ન નોંધ્યો હોય એવી કૃતિ પણ કયા સૈકામાં લખાયેલી હોવી જોઈએ એનો મોટે ભાગે સાચો અંદાજ, એ ગ્રંથની લિપિ ઉપરથી, કરી શકાય છે

**સ૦** આપને બૌદ્ધ સાહિત્ય અને વૈદિક સાહિત્ય તરફ રુચિ કેવી રીતે થઈ ?

**જ૦** મોટે ભાગે कण्णाहडएणं–कर्णाहृतेन–કાનથી સાંભળી સાંભળીને મારું એક સદ્‌ભાગ્ય રહ્યું છે કે જુદા જુદા વિષયના વિદ્વાનોને અવારનવાર મળવાનુ બનતું રહે છે એ વખતે અમારા કામ ઉપરાંત બીજી જે કંઈ જ્ઞાનવાર્તા થાય તે હું પૂર્ણ ઉત્સુકતા અને જિજ્ઞાસાપૂર્વક સાંભળતો રહુ છુ. એમ કરતાં કેટલુંક જ્ઞાન અનાયાસ મળી રહે છે અને એક વાર કોઈ બાબતમાં જિજ્ઞાસા જાગી એટલે પછી સ્વાભાવિક રીતે જ એને લગતા ગ્રંથો જોવાનું બને છે અને તેથી આપણે કોઈ પણ બાબતનો ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિએ તથા તટસ્થવૃત્તિથી વિચાર કરતા થઈએ છીએ આનુ પરિણામ એ આવે છે કે જુદી જુદી ધર્મસંસ્કૃતિઓ વચ્ચેના ઉપરછલ્લા વિરોધના બદલે એની ભીતરમાં રહેલા સમાનતાના તત્ત્વ તરફ આપણુ ધ્યાન વિશેષ જાય છે, અને આપણે કોઈ પણ બાબતનો સમભાવપૂર્વક કે સત્યશોધક અને ગુણગ્રાહક દૃષ્ટિએ વિચાર કરતાં શીખીએ છીએ જીવનસાધનામાં કે જ્ઞાનની ઉપાસનામા આ બાબત બહુ મહત્ત્વની અને ઘણી ઉપયોગી નીવડે છે

**સ૦** પ્રાચીન ગ્રંથોના સંશોધનની શરૂઆત આપે ક્યારે કરી ?

**જ૦** અમુક કામની અમુક વખતે જ શરૂઆત થઈ એમ ચોક્કસ ન કહી શકાય. શાસ્ત્રોનો અભ્યાસ અને સંશોધનનો અભ્યાસ લગભગ સાથે સાથે જ ચાલતો રહ્યો પૂજ્ય ગુરુજી જ્યારે પ્રાચીન ગ્રંથોનુ સંશોધન કરતા ત્યારે જ મૂળ પાઠોના અર્થો બેસાડવાનો, પાઠાંતરો શોધવાનો, અર્થની સંગતિ માટે શુદ્ધ પાઠ કયો હોઈ શકે એનો, લિપિ ઉકેલવાનો—એમ બધો અભ્યાસ કામ કરતાં કરતાં આગળ વધતો રહ્યો. આ બધાની પાછળ એક વાત માલૂમ પડે છે કે અભ્યાસ અને જ્ઞાનની વાતોમા કે શાસ્ત્રોના સંશોધન-સંપાદનમાં જે રસ પડતો, તેને લીધે બીજી પ્રવૃત્તિ તરફ ભાગ્યે જ ધ્યાન જતુ પૂજ્ય ગુરુજીનાં સંપાદનોમાં સહાયરૂપ થતાં થતાં સ્થિતિ એવી આવી કે કેટલાંક અતિ કઠિન ગણાય

એવા પ્રાચીન ગ્રંથોનું સંપાદન અમે સાથે મળીને કર્યું; કેટલાક ગ્રંથોનું સંપાદન મેં એકલાએ કર્યું, એટલું જ નહિ, છેવટે એવું પણ બન્યું કે પાઠાંતરો નોંધે પૂજ્ય ગુરુજી અને પાઠનો નિર્ણય કરું હું! અહીં એક પ્રસંગ ખાસ યાદ આવે છે; સંવત ૧૯૯૫ના ચોમાસામાં મને સંગ્રહણીનો એવો ઉગ્ર વ્યાધિ થઈ આવ્યો કે શરીર નિચોવાઈ જાય અને શક્તિમાત્ર હરાઈ જાય; વ્યાધિ કોઈ રીતે કાબૂમાં આવે જ નહીં. આ વખતે વડોદરાના શ્રી વાડીભાઈ વૈદ્યનો ઇલાજ ચાલતો હતો. ક્યારેક તો સલાહ મળે કે હવે બીજાની દવા કરો! પણ મેં તો થાક્યા કે કંટાળ્યા વગર ધીરજપૂર્વક એ જ ઇલાજ ચાલુ રાખ્યો. દોઢેક વર્ષ સુધી ચાલેલા આ ઉપદ્રવ દરમ્યાન મને મોટામાં મોટો સધિયારો આપ્યો મારા શાસ્ત્ર-વ્યાસંગે. કથારત્નકોશનું સંપાદન અને નિશીથચૂર્ણિનું અધ્યયન મેં આ બીમારી દરમ્યાન જ કર્યું —જાણે હું મારું કામ કરતો રહ્યો, દર્દ પોતાનું કામ કરતું રહ્યું. મને તો આ બધું દાદાગુરુશ્રી અને ગુરુજીની જ કૃપાનું ફળ લાગે છે.

પોતાના ગુરુજી અને દાદાગુરુશ્રી ઉપરની શ્રદ્ધાને દર્શાવતાં મહારાજજીએ પોતે જ કહ્યું છે કે—

"જો પૂજ્યપાદ ગુરુપ્રવર શ્રી પ્રવર્તકજી મહારાજ, પૂજ્ય ગુરુદેવ અને સમસ્ત મુનિગણની આશિષ વરસતી હશે-છે જ, તો પૂજ્ય ગુરુદેવના સત્સંકલ્પોને મૂર્ત સ્વરૂપ આપવા અને તેમણે ચાલુ કરેલી ગ્રંથમાળાને સવિશેષ ઉજ્જવલ બનાવવા યથાશક્ય અલ્પસ્વલ્પ પ્રયત્ન હું જરૂર જ કરીશ."

(જ્ઞાનાંજલિ, પૃષ્ઠ ૨૮૯)

સ૦ આપે કોઈ શાસ્ત્રીય ગ્રંથ રચવાનો ક્યારેય પ્રયત્ન કરેલો?

જ૦ હા. લીંબડીના પહેલા ચોમાસામાં (વિ. સં. ૧૯૭૮માં) પૂજ્ય દાદાગુરુજી અને ગુરુશ્રી ત્યાંના ભંડારનો ઉદ્ધાર કરવાના કામમાં રોકાયેલા હતા ત્યારે મને વિશેષણવતી ઉપર ટીકા રચવાનો વિચાર થઈ આવેલો. પણ પછી એ વિચાર પ્રમાણે કામ ન થયું.

સ૦ આપનામાં સત્યગ્રાહી મધ્યસ્થભાવ ક્યાંથી આવ્યો?

જ૦ સ્વાભાવિક રીતે તથા પૂજ્ય દાદાગુરુજીના સતત સમાગમથી.

આ રીતે દીક્ષા લીધા બાદ શ્રી પુણ્યવિજયજી મહારાજે પોતાની સ્વયંસ્ફુરણાથી, દાદાગુરુ તથા ગુરુજીની વાત્સલ્યભરી કૃપાદૃષ્ટિથી અને જુદા જુદા વિદ્વાનોના સહકારથી પોતાની જ્ઞાનસાધનાને સર્વગામી, મર્મસ્પર્શી અને સત્યમૂલક બનાવી અને જાણે ભવિષ્યના જ્ઞાનોદ્ધારના મહાન કાર્યને માટે પોતાની જાતને સુસજ્જ બનાવી લીધી.

## જ્ઞાનોદ્ધારનું શકવર્તી કાર્ય

આમ તો શ્રી પુણ્યવિજયજી મહારાજ એક આત્મસાધક સંત છે, અને પોતાના આત્મભાવની ક્યારેક ઉપેક્ષા ન થઈ જાય કે સંસારની વૃદ્ધિ કરે એવી આત્મવિરોધી પ્રવૃત્તિમાં જરાય ન અટવાઈ જવાય એની તેઓ સતત જાગૃતિ રાખે છે, અને અપ્રમત્તપણે પોતાની સાધનાને આગળ વધારતા રહે છે, આમ છતાં એમનું જીવનકાર્ય (mission) તો વિવિધ રીતે જ્ઞાનનો ઉદ્ધાર કરવાનું જ રહ્યું છે —એમનો અવતાર જ જ્ઞાનના ઉદ્ધાર માટે થયો છે. અને કહેવું જોઈએ કે, કુદરતે સોંપેલા એ જીવન-કાર્યને તેઓ, અત્યારે લગભગ પોણોસો વર્ષ જેટલી વૃદ્ધ ઉંમરે પણ, એવી જ નિષ્ઠા, એવી જ સ્ફૂર્તિ અને એવી જ તત્પરતાથી કરી રહ્યા છે—જાણે એમ લાગે છે કે આ કાર્ય કરતાં ન તો તેઓ વયની મર્યાદાને કે ન તો શક્તિ-અશક્તિને પિછાને છે. થોડીક પ્રાચીન હસ્તપ્રતો એમની આગળ મૂકી દઈએ અથવા તો એકાદ હસ્તલિખિત ભંડારની વચ્ચે તેઓશ્રીને બેસાડી દઈએ, તો તેઓ આહાર, આગમ

અને ઊંઘને વીસરીને એમાં એવા તન્મય બની જવાના કે જાણે કોઈ ઊંડા આત્મચિંતનમાં ઊતરી ગયેલ યોગીરાજ જ જોઈ લ્યો ! એમને આ રીતે જ્ઞાનોદ્ધારના કાર્યમાં નિરત જોવા એ પણ એક લહાવો છે જ્ઞાનોદ્ધારની તેઓશ્રીની આવી અસાધારણ પ્રવૃત્તિની કેટલીક વિગતો જોઈએ

**શાસ્ત્રાભ્યાસ**—જ્ઞાનોદ્ધારનું પહેલું પગથિયું છે સ્વય શાસ્ત્રોનું તલસ્પર્શી અને સર્વસ્પર્શી અધ્યયન. આ અધ્યયન પાછળની દૃષ્ટિ સાંપ્રદાયિક કદાગ્રહથી મુક્ત, ઐતિહાસિક, તુલનાત્મક અને સત્યશોધક હોય તો જ એ સ્વ-પર ઉપકારક બની શકે મહારાજશ્રીના અભ્યાસની આ જ વિશેષતા છે અને તેથી તેઓ સદા ગુણના ગ્રાહક અને સત્યના ચાહક બની શકે છે વળી, એમને મન વિદ્યા એ નિર્ભેળ વિદ્યા જ છે, એમાં મારા તારાપણાનો કોઈ ભેદ તેઓ રાખતા નથી અને શાસ્ત્રીય ગ્રંથો ઉપરાંત લૌકિક વિદ્યાઓના ગ્રંથોનુ પણ તેઓ એવા જ આદરથી અવલોકન–અવગાહન કરે છે આથી તેઓ પોતાનાં શાસ્ત્રોની ખૂબી અને મર્યાદાઓથી પરિચિત રહી શકે છે, તેમ બીજાઓનાં શાસ્ત્રોની ખૂબીઓ કે મર્યાદાઓથી પણ પરિચિત રહી શકે છે, પરિણામે એમના અભ્યાસમાં તેમ જ નિરૂપણમાં સત્યની આભા પ્રસરી રહે છે; અને એ વિશેષ સચોટ અને પ્રતીતિકર બની શકે છે આચાર્યપ્રવર શ્રી હરિભદ્રસૂરિજીએ તેમના યોગબિંદુ ગ્રંથમા ( શ્લોક ૫૨૪ ) કહ્યુ છે કે—

आत्मीय. परकीयो वा क. सिद्धान्तो विपश्चिताम् ?
दृष्टेष्टाबाधितो यस्तु युक्तस्तस्य परिग्रह ॥

એટલે કે વિદ્વાનને મન આ સિદ્ધાંત મારો અને આ પરાયો એવો કોઈ ભેદ નથી હોતો, પણ જે જોવાથી અને ઇષ્ટથી અબાધિત હોય તેનો સ્વીકાર કરવો, એ જ ઉચિત છે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજનું અધ્યયન આવું જ તદુરસ્ત અને વિમળ દૃષ્ટિથી પરિપૂત હોય છે અને તેથી જ એ દેશ-વિદેશના વિદ્વાનોને માટે આવકારપાત્ર બની શકે છે તેઓશ્રીનું અધ્યયન આવી નિર્મળ બુદ્ધિથી થયેલું હોવાથી એમના લખાણમા એની છાપ સ્પષ્ટ જોવામાં આવે છે સમભાવી આચાર્ય હરિભદ્રસૂરિએ શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં કપિલ મહર્ષિનો 'દિવ્ય મહામુનિ' (શ્લોક ૨૩૭) અને ભગવાન બુદ્ધનો 'મહામુનિ' ( શ્લોક ૪૬૬ ) જેવાં બહુમાનવાચક વિશેષણોથી નિર્દેશ કર્યો છે, તેમ પુણ્યવિજયજી મહારાજનાં લખાણોમાં પણ આ પરંપરાનું વિરલ સાતત્ય જોવા મળે છે જ્યાં ક્યાંય કોઈ ધર્મપુરુષનો કે મહાન વ્યક્તિનો ઉલ્લેખ કરવો હશે તો તેઓ તે બહુમાનસૂચક શબ્દથી જ કરશે કર્મસાહિત્ય અંગેના પોતાના લેખમાં દિગંબર સાહિત્યનો નિર્દેશ કરતાં તેઓ લેખે છે:—

" દિગંબર સંપ્રદાયમાં પણ ભગવાન શ્રી પુષ્પદંતાચાર્ય. વગેરે કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતા અને વ્યાખ્યાતા પારંગત આચાર્યો અને સ્થવિરો થયા છે."

( જ્ઞાનાંજલિ, પૃ. ૧૪૦ )

સ્તુતિ–સ્તોત્રવિષયક સાહિત્યમાં ખરતરગચ્છના આચાર્ય શ્રી જિનપ્રભસૂરિજીના અર્પણને બિર-દાવતાં મહારાજશ્રી કહે છે કે—

" આ પછી ચિત્રવિચિત્ર સ્તુતિ-સ્તોત્ર-સાહિત્યનું સ્થાન આવે છે. આ વિભાગમાં સેંકડો જૈનાચાર્ય તેમ જ જૈન મુનિઓએ ફાળો આપ્યો છે તેમ છતાં ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનપ્રભે વિવિધ ભાષામય અને વિવિધ છંદોમય ચિત્રવિચિત્ર સ્તુતિ-સ્તોત્ર-સાહિત્યના સર્જનમાં જે વિશાળ ફાળો આપ્યો છે એ સૌથી મોખરે આવે છે આ આચાર્યના જેટલું વિપુલ અને વિવિધ પ્રકારનું સ્તુતિ-સ્તોત્ર-સાહિત્ય કોઈએ સર્જ્યું નથી એમ કહેવામાં અત્રે જરાયે અતિશયોક્તિ થતી નથી "

( જ્ઞાનાંજલિ, પૃષ્ઠ ૧૫૯ )

એ જ રીતે શ્રી ધૂમકેતુલિખિત 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય' પુસ્તકને આવકારતાં તેઓ મુક્ત મને કહે છે કે—

"આચાર્ય શ્રી હેમચંદ્રનાં આજ સુધીમાં શ્રદ્ધા અને પાંડિત્યપૂર્ણ સંખ્યાબંધ જીવનચરિત્રો લખાઈ ચૂક્યાં છે, છતાં ભાઈ શ્રી ધૂમકેતુની આ કૃતિ એ મહાપુરુષ પ્રત્યે એક જુદા પ્રકારની જ શ્રદ્ધાપૂર્ણતા અને કુશળતા રજૂ કરે છે જેમ શ્રદ્ધાની અમુક પ્રકારની ભૂમિકાથી દૂર રહી જીવનચરિત્રો આલેખવામાં ઘણી વાર ભૂલો થાય છે, અને વાસ્તવિક વસ્તુસ્થિતિ ઢંકાઈ જાય છે, એ જ રીતે કેવળ શ્રદ્ધાની ભૂમિકામાં ઊભા રહી જીવનચરિત્રો લખવામાંય એવા અને એટલા જ ગોટાળાઓ ઉત્પન્ન થવા સાથે ખરી વસ્તુને અન્યાય પણ મળે છે એ વિષેનો વિશિષ્ટ વિવેક આપણને શ્રી ધૂમકેતુએ લખેલ પ્રસ્તુત જીવનચરિત્ર દ્વારા બતાવ્યો છે."

( જ્ઞાનાંજલિ, પૃ૦ ૧૭૩ )

મહારાજશ્રીના કથનની તેમ જ એમનાં લખાણો કે સંપાદનોની વિદ્વાનોમાં જે ભારે પ્રતિષ્ઠા છે તે તેઓની આવી ગુણગ્રાહક, સત્યશોધક અને તટસ્થ દૃષ્ટિને કારણે જ. વળી, મહારાજશ્રી એ પણ જાણે છે કે જો આપણે અન્ય ધર્મના મહાન પુરુષોને માટે માનભર્યા શબ્દો વાપરીએ તો તેથી આપણું ચિત્ત કલુષિત થતું અટકે છે, એટલું જ નહિ, સામી વ્યક્તિ પણ આપણા પૂજ્ય પુરુષો માટે બહુમાનભર્યા શબ્દોનો પ્રયોગ કરે એવી એને પ્રેમભરી ફરજ પાડી શકીએ આથી ઊલટું, જો આપણે બીજાને માન્ય વ્યક્તિ માટે હલકા શબ્દોનો પ્રયોગ કરીએ તો એથી આપણા વિચાર અને વાણી તો દૂષિત થાય જ છે, ઉપરાંત એ સામી વ્યક્તિને આપણને માન્ય વ્યક્તિઓને માટે ખરાબ વાણીનો પ્રયોગ કરવાનો એક પ્રકારનો પરવાનો મળી જાય છે। ધનનો ખપી જેમ શોધી શોધીને ધનનો સંચય કરે, તેમ મહારાજશ્રી સત્યનો અને ગુણોનો શોધી શોધીને સંગ્રહ કરવાની દૃષ્ટિએ જ શાસ્ત્રોનું અવગાહન કરે છે: એ જ એમના શાસ્ત્રાભ્યાસની વિરલ વિશેષતા છે

**પ્રાચીન ગ્રંથોનું સંશોધન**—પોતાના ગુરુશ્રીના પગલે પગલે મહારાજશ્રીએ પણ એક સમર્થ સંશોધક તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરી છે. એમના સંપાદનોની સર્વાંગપરિપૂર્ણતા જોઈને પરદેશના વૈજ્ઞાનિક સંશોધક વિદ્વાનો પણ ડોલી ઊઠે છે. તેઓશ્રીને હાથે આકરામાં આકરા ગ્રંથો પણ અણીશુદ્ધ બનીને નવજીવન પામ્યા છે ગ્રંથ-સંપાદનના કાર્યમાં તેઓશ્રીને વરેલી અસાધારણ સિદ્ધિનાં કારણો અનેક છે: તેઓ શાસ્ત્રના વિષયથી અને ગ્રંથમાં આવતા ઇતર સાહિત્યના સંદર્ભોથી સુપરિચિત હોય છે, અને જે બાબત તેઓની સમજમાં આવતી ન હોય તે બાબતનો, ગમે તે રીતે, ખુલાસો મેળવીને જ તેઓ આગળ વધે છે અક્ષરોના વિવિધ મરોડો છતાં જુદા જુદા સૈકાની લિપિને ઉકેલવામાં તેઓ સિદ્ધહસ્ત છે અને સૌથી આગળ વધીને શાસ્ત્રોના ( તેમ જ અન્ય ગ્રંથોના પણ) સંશોધનની બાબતમાં એમની ધીરજ અને ખંત સાચા અર્થમાં અપાર છે આ કાર્ય કરતા એમને ન તો ક્યારેય કંટાળો આવે છે કે ન તો તેઓ ક્યારેક ઉતાવળ કરે છે નાના સરખા ઉંદરને શોધવા ડુંગર ખોદવા જેટલી મહેનત કરવી હોય કે સુવર્ણની કણી મેળવવા ધૂળધોયાની જેમ ધૂળના ઢગલાને તપાસવો હોય તોપણ તેઓ હમેશાં તૈયાર હોય છે, અને ક્યારેક આટલી બધી મહેનતનું પરિણામ શૂન્યમાં આવે તોપણ તેઓ નિરાશ થતા નથી સત્યની એકાદ ચીનગારી માટે પણ તેઓ દિવસગત મથામણ કર્યા જ કરે છે; અને આટલું બધું કરવા છતા તેના ભારથી મુક્ત બનીને સદા સુપ્રસન્ન રહી શકે છે. એમના આવા આદર્શ અનેક સંશોધનગ્રંથોના નામ લેખાવી શકાય, પણ એની યાદી આપવાનું આ સ્થાન નથી અને તેઓએ આગમસંશોધનનું જે મહાન કાર્ય આરંભ્યુ છે. તે તો એમના જ્ઞાનમય વ્યક્તિત્વના

સારરૂપ અને પંદરસો વર્ષ પહેલાં મહાન પ્રભાવક શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે કરેલ આગમસંકલન જેવું શકવર્તી અને સુદીર્ઘ કાલ સુધી ઉપકારક જ લેખાવું જોઈએ

**પ્રતિઓના નિષ્ણાત પારખુ અને ઉદ્ધારક**—પ્રાચીન જીર્ણશીર્ણ હસ્તપ્રતો તો જાણે મહારાજશ્રીના હાથમાં આવતાં જ પોતાની આપવીતી કહેવા લાગે છે! પ્રત નાની હોય કે મોટી, સુરક્ષિત હોય કે જીર્ણ, અધૂરી હોય કે પૂરી—દરેકેદરેક પ્રતિનું મહારાજશ્રી પૂર્ણ ધ્યાનથી અવલોકન કરે છે, અને કોઈ ઝવેરી જેટલી ચીવટથી હીરાની પરખ કરે એટલી ચીવટથી એનુ મૂલ્યાંકન કરે છે મહારાજશ્રી ગ્રંથલેખનની અને ગ્રંથોની સાચવણીની પ્રાચીન તેમ જ અર્વાચીન પદ્ધતિ તથા સામગ્રીથી તેમ જ આધુનિક વૈજ્ઞાનિક સાધનોથી પૂર્ણ પરિચિત હોવાને કારણે કયા જીર્ણ ગ્રંથના પુનરુદ્ધાર માટે કેવી માવજત કરવાની જરૂર છે તે તેઓ બરાબર જાણે છે પ્રાચીન ગ્રંથોના એકસરખા માપનાં સેળભેળ થઈ ગયેલાં પાનાંઓમાંથી તેમ જ તાડપત્રીય ગ્રંથોના ટુકડાઓમાંથી આખા કે અધૂરા ગ્રંથોને તૈયાર કરી આપવાની મહારાજશ્રીની સૂઝ અને નિપુણતા હેરત પમાડે એવી છે ચોટીને રોટલો થઈ ગયેલી કંઈક પ્રતો એમના હાથે નવજીવન પામી છે પ્રતિઓના ઉદ્ધારના તેઓના આ કાર્યમા માઈક્રોફિલ્મ, ફોટોસ્ટેટ અને એન્લાર્જમેન્ટ લેવરાવવાનો પણ સમાવેશ થાય છે મતલબ કે જે રીતે બને તે રીતે તેઓ પ્રાચીન પ્રતોને સુરક્ષિત બનાવવાનુ કાર્ય કરતા જ રહે છે

**ગ્રંથભંડારોનો ઉદ્ધાર**—મહારાજશ્રી તથા એમના ગુરુજી અને દાદાગુરુશ્રીએ મળીને લીંબડી, પાટણ, ખંભાત, વડોદરા, ભાવનગર, પાલીતાણા, અમદાવાદ, જેસલમેર, બિકાનેર, જોધપુર ઉપરાંત ગુજરાત, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનના સંખ્યાબંધ ગ્રંથભંડારોને તપાસી, એમને સુવ્યવસ્થિત કરી, કેટલાકની યાદીઓ તૈયાર કરી આપી અને કેટલાકની સવિસ્તર સૂચીઓને મુદ્રિત કરી આપી, વળી ક્યાંક રેપરો, બંધનો, ડાબડા કે પેટીઓ અને કબાટ સુધ્ધાંની વ્યવસ્થા કરાવી કેટલાય પ્રાચીન ગ્રંથભંડારોને નામશેષ થતા બચાવી લીધા છે આ માટે તેમણે જે જહેમત ઉઠાવી છે, અને જે કષ્ટસાધ્ય વિહારો કર્યા છે, તે બીના શ્રુતરક્ષાના ઇતિહાસમા સોનેરી અક્ષરે અંકિત થઈ રહે એવી છે તેમાંય જેસલમેરના ભંડારોની સાચવણી માટે સોળ-સોળ મહિના સુધી તેઓએ જે તપ કર્યું છે, એનો ઇતિહાસ તો જેવો પ્રેરક છે એવો જ રોમાંચક છે આ કાર્યમા જેમ અનેક મુશ્કેલીઓ આવી તેમ એમાં સહાયકો પણ આપમેળે આવી મળ્યા હતા જેસલમેરના ભંડારના ઉદ્ધારના અનુસંધાનમા ત્રણ બાબતો વિશેષ નોંધપાત્ર બની તેનો નિર્દેશ અહીં કરવો પ્રસંગોચિત છે

(૧) વિ સં ૨૦૦૬ના કારતક વદિ સાતમે મહારાજશ્રીએ જેસલમેર માટે વિહાર કર્યો એ વખતે શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ મહારાજશ્રીને સાબરમતીમાં મળેલા તે પછી મહારાજશ્રી જેસલમેરમાં કામ કરતા હતા ત્યારે તેઓ જેસલમેર જઈને ચારેક દિવસ ત્યાં રોકાયા હતા અને મહારાજશ્રી દ્વારા થઈ રહેલ કામને પ્રત્યક્ષ જોયુ ઉપરાંત ક્યારેક તેઓને પાટણ જવાનુ થતા ત્યાંના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરનુ એમણે નિરીક્ષણ કર્યું આ બધાંને લીધે એમના મનમાં જ્ઞાનભંડારોના રક્ષણ અને ભારતીય સંસ્કૃતિ તથા જૈન સંસ્કૃતિના અધ્યયન માટે કંઈક નક્કર કામ કરવાની ભાવનાનાં બીજ રોપાયા એનું પરિણામ અંતે અમદાવાદમાં લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની સ્થાપનામા આવ્યુ

(૨) જેસલમેરના વિહાર માટે મહારાજશ્રી અમદાવાદ થઈને પાટણ જઈ રહ્યા હતા એક દિવસ વહેલી સવારે રણુંજથી તેઓએ રેલના પાટે પાટે વિહાર શરૂ કર્યો પૂરા પ્રકાશના અભાવે એમણે ગરનાળાને ન જોયુ અને ગરનાળાથી ૧૫–૧૭ ફૂટ નીચે પડી ગયા પણ જે શક્તિએ બચપણમા

આગથી અને મોટી ઉંમરે સંઘયણીના કારમા વ્યાધિમાંથી મહારાજશ્રીને બચાવી લીધા હતા, એણે જ આ વખતે પણ એમને આબાદ બચાવી લીધા. આટલે ઊંચેથી પડવા છતાં એમને ખાસ કાંઈ વાગ્યું નહીં, અને તે પછી તેઓએ તેરેક માઈલ જેટલો વિહાર કર્યો! **રામનાં કેવાં અદ્ભુત રખવાળાં!** મહારાજશ્રી કહે છે, હું ગૌતમસ્વામીનું નામ લઈ વિહાર કરું છું એટલે ઉપદ્રવોમાંથી બચી જવાય છે

(૩) જેસલમેરના ભંડારોના ઉદ્ધાર દરમ્યાન ત્યાંની તાડપત્રીય પ્રતોની માઇક્રોફિલ્મ લેવરાવવાના કામ માટે શ્રી ફતેહચંદ બેલાણીને અવારનવાર દિલ્હી જવાનું થતું આ દરમ્યાન રાષ્ટ્રપતિ બાબૂ રાજેન્દ્રપ્રસાદજીનું ધ્યાન આવી અમૂલ્ય સાહિત્યસમૃદ્ધિ તરફ અને ખાસ કરીને અહિંસાના પૈગંબર ભગવાન મહાવીરની ધર્મવાણી જે ભાષામાં સચવાઈ છે, તે પ્રાકૃત ભાષાના ગ્રંથો પ્રગટ કરવા તરફ ગયું એને લીધે છેવટે પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટીની સ્થાપના કરવાનું શક્ય બન્યું

આ પ્રાચીન ગ્રંથો અને એના ભંડારોની જાળવણી કેવી રીતે કરવી એ બાબતમાં મહારાજજી નિષ્ણાત છે, એટલે એમના હાથે જે જે ભંડારોનો ઉદ્ધાર થાય છે તે ચિરકાળ માટે સુરક્ષિત બની જાય છે અને આવા ભંડારોનો વિદ્વાનો સહેલાઈથી ઉપયોગ કરી શકે એવી ગોઠવણ પણ જ્યાં શક્ય હોય ત્યા કરવાનું તેઓ ચૂકતા નથી, એ એમના જ્ઞાનભંડારોના ઉદ્ધારની બીજી વિશિષ્ટતા છે

**જ્ઞાનમંદિરોની સ્થાપના**—દાદાગુરુ અને ગુરુજીના પ્રયાસથી એ બંનેની જન્મભૂમિ વડોદરા અને છાણીમાં સમૃદ્ધ જ્ઞાનભંડારોની સ્થાપના છેક પોણોસો અને પચાસેક વર્ષ પહેલાં થઈ હતી ઉપરાંત તેઓના, મહારાજશ્રીના તેમ જ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના સંયુક્ત પ્રયાસથી પાટણમાં શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર નામે શાનદાર ગ્રંથભંડારની સ્થાપના થઈ, અને તેનું ઉદ્ઘાટન વિ સ ૧૯૯૫માં શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના હાથે થયું વિદ્વાનો અને અભ્યાસીઓ માટે પાટણમાં એક વિદ્યાની પરબ શરૂ થઈ

આ બધા ઉપર સુવર્ણકળશ ચડાવ્યો જૈનપુરી અમદાવાદે પૂજ્ય પુણ્યવિજયજી મહારાજની સરસ્વતી અને ભાવનાના અને શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈની શ્રી અને ઉદારતાના સંગમને તીરે શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરને નામે એક જાજરમાન વિદ્યાતીર્થની સ્થાપના વિ. સં ૨૦૧૩ના વિજયાદશમીને શુભ દિવસે થઈ. મહારાજશ્રીએ પોતાના હસ્તલિખિત અને મુદ્રિત હજારો ગ્રંથોનો અમૂલ્ય ખજાનો એ સંસ્થાને ભેટ આપી દીધો સમયના વહેવા સાથે એ સંસ્થા પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયાના સંચાલન નીચે ઉત્તરોત્તર પ્રગતિ સાધી રહી છે ગુજરાતના ગૌરવ સમી આ સંસ્થા જૈન વિદ્યા અને ભારતીય વિદ્યાના દેશ–વિદેશના વિદ્યાર્થીઓ અને વિદ્વાનોનું યાત્રાધામ બની રહેલ છે

મહારાજશ્રીના અંતરમાં એક બીજી ઝંખના પણ રમી રહી છે, એનો નિર્દેશ પણ અહીં જ કરવો પ્રસંગોચિત છે. મહારાજશ્રીના મનોરથો છે કે મૂળ આગમસૂત્રોની જે સુસંપાદિત આવૃત્તિઓ તૈયાર થાય, એના આધારે એક આગમમંદિરની રચના કરવામાં આવે મહારાજશ્રીના આ મનોરથની સફળતામા આપણને બેવડો લાભ છે: એક તો બધાં આગમસૂત્રોની સુસંશોધિત આવૃત્તિઓ પ્રગટ થવાને લીધે એ બધા ધર્મગ્રંથો સદાને માટે સુવ્યવસ્થિત બની જશે; અને બીજો લાભ તે આવું આગમમંદિર ઊભું થશે તે. આપણુ સૌનાં પ્રાર્થના અને પ્રયત્ન હો કે મહારાજશ્રીના આ મનોરથ સફળ થાય.

**કળાની પરખ**—પ્રાચીન પ્રતો અને ગ્રંથભંડારોના સંરક્ષણની કળાની વિશિષ્ટ જાણકારીની

સાથોસાથ પ્રતોને અને ગ્રંથસ્થ તેમ જ અન્ય ચિત્રસામગ્રી કે પ્રાચીન કળામય વસ્તુઓને પારખવાની મહારાજશ્રીની શક્તિ પણ અદ્‌ભુત છે ઉપરાંત કઈ પ્રતનું, કઈ દૃષ્ટિએ શું મૂલ્યાંકન કરી શકાય એની પણ તેઓ સ્પષ્ટ સમજ ધરાવે છે

**વિદ્વાનોને સહકાર**—આ બધા ઉપરાંત મહારાજશ્રીની સૌથી ચડિયાતી અને અતિવિરલ કહી શકાય એવી વિશિષ્ટતા છે, વિદ્વાનો અને વિદ્યાના ખપીઓને જરૂરી બધી સહાય આપવાની તત્પરતા જેમને છાપેલ પુસ્તકો, હસ્તલિખિત પ્રત, એની માઇક્રોફિલ્મ કે ફોટોસ્ટેટ કૉપી વગેરે જોઈએ તેને તે વસ્તુ તો તેઓ તરત જ સુલભ કરી આપે છે, એટલું જ નહી, કોઈ તેઓએ કરેલ કે કરાવેલ અને બીજી પ્રતોને આધારે સુધારેલ કોઈ પ્રાચીન ગ્રંથની તૈયાર પ્રેસકૉપીની માગણી કરે તો તે પણ તેઓ જરાય ખમચાયા વિના પૂર્ણ ઉદારતાથી આપી દે છે, અને એમ કરીને પોતે કોઈના ઉપર અહેસાન કર્યું હોય, એવો ભાવ ન તો જાતે અનુભવે છે કે ન તો બીજાને દેખાવા દે છે એક વાર શ્રી દલસુખભાઈ માલવણિયાએ બનારસના કોઈ વિદ્વાનને સ્યાદ્વાદરત્નાકરના બધા ભાગોની જરૂર હોવાની અને પૈસા ખરચવા છતાં પણ બજારમાંથી એ નહીં મળતા હોવાની સહજ વાત કરી મહારાજશ્રીએ તરત જ કબાટ ઉઘાડીને એ પુસ્તકના બધા ભાગ દલસુખભાઈને આપ્યા અને એ વિદ્વાનને મોકલી આપવા સૂચવ્યું; અને વધારામાં ઉમેર્યું કે એ એનો ઉપયોગ કરશે એ પણ લાભ જ છે ને! આપણે તો વળી ગમે ત્યાંથી મેળવી લઈશું શોધવા ઇચ્છીએ તો આવા તો સંખ્યાબંધ પ્રસંગો સાંપડી શકે. આનો સાર એ છે કે જ્ઞાનોદ્ધારમાં અને જ્ઞાનપ્રસારમાં તેઓશ્રીને એવો જીવંત રસ છે કે એ કામ તેઓ પોતે કરે કે બીજા કરે, એ એમને મન સરખું છે, અને બીજાને એની જ્ઞાનોપાસનામાં બધી સગવડ મળી રહે એની તેઓ પૂરી ચિંતા રાખે છે પોતે ગમે તેવા ગંભીર કામમાં એકાગ્ર થયા હોય, પણ કોઈ જિજ્ઞાસુ આવે તો તેઓ લેશ પણ કૃપણતા કર્યા વગર પૂરેપૂરો સમય આપે છે અને એમને કોઈ બાબતમાં જરાક પ્રશ્ન પૂછીએ તો એમની શતમુખે પાંગરેલી વિદ્યા-પ્રતિભાનાં તરત જ દર્શન થાય છે, અને એમનું બહુશ્રુતપણું કે શાસ્ત્રપારગામીપણું જોઈને આપણે આશ્ચર્યમુગ્ધ થઈ જઈએ છીએ.

**વિનમ્ર વિદ્વત્તા**—મહારાજશ્રી અનેક વિષયોના પારગામી વિદ્વાન હોવા છતાં તેઓ ક્યારેય પોતાની પંડિતાઈ કે વાક્‌ચાતુરીથી બીજાને આંજી નાખવાનો પ્રયત્ન નથી કરતા અંતરમાંથી વહેતી એમની સહજ સરળ વાણી જાણે સામી વ્યક્તિને વશ કરી લે છે ગયા વર્ષે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની આગમ પ્રકાશન યોજનાના પહેલા ગ્રંથ નંદિ-અનુયોગદ્વાર સૂત્રનું અમદાવાદમાં પ્રકાશન થયું તે વખતે એમણે ઉચ્ચારેલા આ ઉદ્‌ગારો તેઓની વિનમ્રતા અને સત્યપ્રિયતાની સાક્ષી પૂરે એવા છે:

"આ આગમો તૈયાર કરીએ છીએ તે વિદ્વાનો તપાસે, તપાસીને સ્ખલના હોય તેમ જ સંપાદન-પદ્ધતિમાં દોષ હોય તો તેનું ભાન કરાવશે તો અમે રાજી થઈશું સ્તુતિ કરનાર તો ઘણા મળે છે, પરંતુ ત્રુટિઓ દેખાડનારા એવા વિદ્વાનો ઘણા ઓછા મળે છે હું ઇચ્છું છું કે કોઈ ત્રુટિઓ બતાવે અમે એ વસ્તુ લક્ષમાં લઈ તેનો ભવિષ્યે અમારાં સંપાદનોમાં ઉપયોગ કરીશું" (જ્ઞાનાંજલિ, પૃ. ૨૯૬)

પોતાની ખામી બતાવનાર કોઈ નીકળે એવી સામે ચાલીને માગણી કરવી, કોઈ ખામી બતાવે તો તેથી રાજી થવું અને ભૂલનો સુધારો સૂચવે તો એનો આભાર માનવો—આવી ઉન્નત ભૂમિકા તો કોઈ ઉચ્ચાશયી, સત્યનિષ્ઠ અને યોગમય આત્માને જ સંભવી શકે મહારાજશ્રીને એ સાવ સહજપણે સિદ્ધ થઈ છે

વિદ્યાવાન કે કળાવાન ગૃહસ્થ હોય તોપણ એનું સમુચિત સન્માન થવું જ જોઈએ એ વાત

સદા દૂર રહે છે અને છતાં આ બાબતમાં એમના વિચારો સુસ્પષ્ટ છે; અને અવસર આવ્યે તેઓ એને નિર્ભયપણે વ્યક્ત પણ કરે છે.

તેઓને મન કોઈ કામ નાનું કે નજીવું નથી અથવા કોઈ કામ મોટું નથી; કામ એ કામ જ છે—ભલે પછી દુનિયાની સ્થૂલ નજરે એ નાનું હોય—અને કામની રીતે જ એ કામ કરવું જોઈએ; એમાં ઉતાવળને અવકાશ ન જ હોય: આ ગુણ મહારાજશ્રીની સમગ્ર પ્રવૃત્તિઓને આવરી લે છે અને તેથી તેઓ દરેક કામને ચીવટપૂર્વક કરવા ટેવાયા છે

શિષ્યો વધારવાના, નામના મેળવવાના કે પદવી લેવાના વ્યામોહથી તેઓ તદ્દન અલિપ્ત છે. આચાર્ય પદવી માટેની પાટણ શ્રીસંઘની આગ્રહભરી વિનંતિનો તેઓએ વિનમ્રતા તેમ જ દૃઢતાપૂર્વક ઇન્કાર જ કર્યો હતો વિ સં. ૨૦૧૦માં વડોદરાના શ્રીસંઘે તેઓને આગમપ્રભાકરનું બિરુદ આપ્યું તે પણ તેઓને પૂછ્યા વગર જ.

મહારાજશ્રી જેમ જ્ઞાનની લહાણી કરે છે, તેમ ધર્મની લહાણી પણ તેઓ સતત કરતા રહે છે. ગમે તેવાં ગંભીર કામો વચ્ચે પણ તેઓ બાળજીવોને ધર્મની વાત સમજાવવામાં ક્યારેય આનાકાની કે સમયનો લોભ કરતા નથી એમના અંતરમાં એ વાત બરાબર વસી છે કે જે વ્યક્તિ જે મેળવવા આવે તે તેને આપણે આપવી જ જોઈએ; કારણ કે એમનું જીવન અને ધર્મ એકાકાર બની ગયાં છે. એમને ઉપાશ્રયમાં પ્રતિક્રમણ કરતા કે દેરાસરમાં પ્રભુદર્શન-ચૈત્યવંદન કરતા જોવા એ એક લહાવો છે. લેશ પણ ઉતાવળ કર્યા વગર જાણે આત્મા અને પરમાત્મા સાથે નિરાંતે વાતો કરતા હોય એવી પ્રસન્નતા અને શાંતિ તેઓ ત્યારે અનુભવે છે.

તેઓનું અંતર ખૂબ કરુણાભીનું છે, કોઈનું પણ દુઃખ જોઈને એ દ્રવવા લાગે છે એમની પાસે કંઈક દુઃખી વ્યક્તિઓ સહાય માટે આવે છે, અને એમના બારણેથી ખાલી હાથે કોઈ પાછો ગયો જાણ્યો નથી જો સગવડ હોય તો લાખ રૂપિયા પણ દીન જનોનાં દુઃખ દૂર કરવા માટે થોડા સમયમાં વહેંચી ન નાખે એવો દયાળુ, ઉદાર અને પરગજુ એમનો સ્વભાવ છે.

ગમે તેવી મૂંઝવણના સમયે કે સ્વજન-સાથીના વિયોગ વખતે પણ તેઓ સંસારના ભાવોને વિચારીને જે રીતે સ્વસ્થ અને શાંત રહી શકે છે, તે એમણે સાધેલી સ્થિતપ્રજ્ઞતાનું દ્યોતક છે તાજેતરમા જ (તા ૧૬–૧–'૬૯ના રોજ) તેઓના ચિરસાથી પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજીના આકસ્મિક કાળધર્મ વખતે તેઓ જે સ્વસ્થતા જાળવી શક્યા, તે એમની જીવનસાધનાને બળે જ

પેલું સાગરમાં તરતું બોયું જોયું છે? પાણી ગમે તેટલું વધે છતા એ તો જળની ઉપર ને ઉપર જ રહે છે. મહારાજશ્રી પાસે પ્રાચીન પ્રતો, કળામય સામગ્રી અને પુરાતત્ત્વની વસ્તુઓનો કેવો ઉત્તમ સંગ્રહ હોય છે! છતા એ ક્યારેય મોહ-માયાને જગાવીને એમના અકિંચનભાવને ખંડિત કરી શક્તો નથી તેઓએ પ્રતિષ્ઠાઓ કરી છે, દીક્ષાઓ આપી છે, અવારનવાર જ્ઞાનનાં સાધનો અને કળાની સામગ્રીનાં પ્રદર્શનો યોજ્યાં છે (વિ સં ૨૦૦૯માં અમદાવાદમાં ઓરિયેન્ટલ કૉન્ફરન્સના અધિવેશન વખતે યોજેલું પ્રદર્શન ખૂબ મોટું અને ખૂબ આકર્ષક તેમ જ યાદગાર બન્યું હતું), નાના-મોટા ઉત્સવોમાં પણ ભાગ લીધો છે, અને, વિ સં ૨૦૧૯માં કપડવંજમા તેઓના ૬૮મા જન્મ-દિવસનો ઉત્સવ ઊજવવામાં આવ્યો એમાં પણ એમણે હાજરી આપી છે, અને જીવનમાં કંઈ કંઈ નાનાં-મોટાં યશનામી કામો કર્યાં છે; પણ એ બધું જ જળકમળની જેમ સાવ અલિપ્ત ભાવે.

નિષ્ઠાપૂર્વક કામ કરી રહ્યા છે એ, હકીકત જ એમને સાચા જ્ઞાનોદ્ધારક પુરવાર કરે છે.

મહારાજશ્રી પી.એચ.ડી.ના મહાનિબંધોના પરીક્ષક તરીકેનું, ગુજરાત સાહિત્ય સભાના અમદાવાદમાં સને ૧૯૫૯માં મળેલ વીસમા અધિવેશનના ઇતિહાસ–પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકેનું અને ઓલ-ઇન્ડિયા ઓરિયેન્ટલ કોન્ફરન્સના સને ૧૯૬૧માં કાશ્મીરમાં મળેલ એકવીસમા અધિવેશનના પ્રાકૃત અને જૈનધર્મ વિભાગના અધ્યક્ષ તરીકેનું બહુમાન મેળવી શક્યા, તે તેઓની જીવનવ્યાપી વિદ્યાવૃત્તિ, પારગામી વિદ્વત્તા અને જ્ઞાનોદ્ધારની સત્પ્રવૃત્તિને કારણે જ.

## જીવનસાધના અને વ્યક્તિત્વ

જ્ઞાનની ઉપાસના કરતાં કરતાં શુષ્ક જ્ઞાની કે પોથીપંડિત ન બની જવાય, અથવા તો पल्लवग्राहि पाण्डित्यनी જેમ જીવન અને ધર્મ જુદાં પડીને હૃદયને રીતું ન બનાવી મૂકે, એની મહારાજશ્રી સતત જાગૃતિ રાખે છે; અને કર્મબંધ ઓછા થાય, ભવના ફેરા ઓછા થાય અને કલેશો-કષાયો પણ ઓછા થાય એવો પ્રયત્ન તેઓ સતત કરતા રહે છે.

પારકાની નિંદા-કૂથલીમાં તેઓ ક્યારેય પડતા નથી; અને સામાના નાના સરખા ગુણને પણ મોટો કરી જાણવાનો એમનો સહજ સ્વભાવ છે. એમનું જીવન શીલ અને પ્રજ્ઞાના તેજથી સભર છે. જ્ઞાનની જેમ ચારિત્રને પણ તેઓ પૂર્ણ યોગથી આવકારે છે. સમભાવ એમના અણુઅણુમાં ઉભરાય છે. અને તેથી પોતે અમુક ફિરકા અને અમુક ગચ્છના હોવા છતાં પોતાના સમુદાયની જેમ બીજાના સમુદાયનો, પોતાના ગચ્છની જેમ બીજાના ગચ્છનો, પોતાના ફિરકાની જેમ બીજાના ફિરકાનો અને પોતાના ધર્મની જેમ બીજાના ધર્મનો આદર કરી શકે છે, અને, મધમાખીની જેમ, જ્યાંથી સાર મળી શકે ત્યાંથી સાર ગ્રહણ કરી શકે છે. વિ. સં. ૨૦૦૮માં સાદડીમાં મળેલ સ્થાનકવાસી સાધુસંમેલનમાં મહારાજશ્રી પ્રત્યે જે આદર અને પ્રેમ બતાવવામાં આવેલો, તે તેઓની આવી વિશાળ દૃષ્ટિને કારણે. મહારાજશ્રીના અને સ્થાનકવાસી શ્રમણસમુદાયના સામસામેથી આવતાં સામૈયાં બે નદીઓનાં નીરની જેમ એકરૂપ બની ગયાં એ દૃશ્ય યાદ રહી જાય એવું હતું. તેઓનો આ સમભાવ, આવું ગુણાનુરાગી વલણ તેમ જ આવી સમન્વયકારક મનોવૃત્તિ જોતાં સહેજે આચાર્ય હરિભદ્રનું સ્મરણ થઈ આવે છે

તેઓ શાસ્ત્રોના અને શાસ્ત્રોને જાણવાનો દાવો કરતી વ્યક્તિની, એમ બન્નેની મર્યાદા જાણે છે, અને તેથી જ વખત આવે સમતાપૂર્વક કડવું સત્ય પણ ઉચ્ચારી શકે છે. તેમના કથનમાં સચ્ચાઈનો એવો રણકો હોય છે કે સામી વ્યક્તિ એનો પ્રતીકાર કરવા ભાગ્યે જ પ્રેરાય છે. વિ. સં. ૧૯૯૦ની સાલમાં અમદાવાદમાં મળેલ મુનિસંમેલન વખતે ચાર મુનિઓની કમિટીમાં અને અંતે સંમેલનને સફળ બનાવવામાં તેઓ જે કંઈ નિર્ણાયક કામગીરી બજાવી શક્યા તે એમના આ ગુણને લીધે

આપણા શ્રમણસંઘના જુદા જુદા સમુદાયો વચ્ચે જે વાડાબંધી જેવું થઈ ગયું છે. તેનાથી મહારાજશ્રી અલિપ્ત છે; અને કોઈ પણ સમુદાય, ગચ્છ કે ફિરકાના સાધુઓ પાસે જતાં એમને ક્યારેક ક્ષોભ કે સંકોચ થતો નથી; તેમ એમની પાસે આવવામાં પણ કોઈ પણ સમુદાય, ગચ્છ કે ફિરકાના સભ્યોને સંકોચ થતો નથી એમના અંતરનાં દ્વાર સૌને આવકારવા માટે સદા ખુલ્લાં જ હોય છે. અને તેથી જ તેઓ ત્યાગ-વૈરાગ્યમય સંયમજીવનનો સાચો આનંદ માણી શકે છે.

મહારાજશ્રી જૂનવાણીપણાની મર્યાદા અને નવા વિચારની ઉપયોગિતા બરાબર સમજે છે, છતાં રખે ને જ્ઞાનોદ્ધાર અને જ્ઞાનસાધનાના પોતાના જીવનકાર્યને ક્ષતિ પહોંચે, એટલા માટે [illegible] સાથે સંકળાઈ [illegible] મોટા મોટા આડંબરભર્યા મહોત્સવોથી કે સુધારા માટેની [illegible]

જાણીતા ચિત્રકાર શ્રી ગોકુલદાસ કાપડિયાના ચિત્રસંપુટના આમુખમાંના મહારાજશ્રીના નીચેના ઉદ્‌ગારોથી પણ જાણી શકાય છે તેઓશ્રી લાગણીપૂર્વક મુક્ત મને કહે છે કે—

"ભાઈ શ્રી કાપડિયાએ અનેક વર્ષો સુધી આત્મીયભાવે અથાગ શ્રમ સેવી આપણને શ્રમણ ભગવાન મહાવીરની ચિત્રકથા ઉપહૃત કરી છે તે બદલ તેમને આપણા સૌનાં અંતરનાં અભિનંદન અને વંદન છે." (જ્ઞાનાંજલિ, પૃ ૨૨૭)

સાચે જ, આવી ઉદારતા અને ગુણગ્રાહક દૃષ્ટિનાં દર્શન અતિ દુર્લભ છે.

**જ્ઞાનપ્રસારની ઝંખના**—વિકાસ માટે વિદ્યાના આદર્શની જરૂર સમજાવતાં તેઓ કહે છે કે—

"જગત તરફ નજર કરીશું તો જણાશે કે, જે ધર્મ, જે સમાજ, જે પ્રજા કે જે રાષ્ટ્રમાં જેટલો વિદ્યાનો વિશાળ આદર્શ હશે, તેટલું જ તેનું વ્યક્તિત્વ જગત સમક્ષ વધારે પ્રમાણમા ઝળકી ઊઠશે અને જેટલી એના વિદ્યાના આદર્શમા સંકુચિતતા કે ઓછાશ હશે એટલી એના વ્યક્તિત્વમા ઊણપ જ આવવાની એક કાળે જૈન શ્રમણ સંસ્થાનું દરેકેદરેક બાબતમા કેટલું વ્યક્તિત્વ હતુ? આજે એ વ્યક્તિત્વ કયા પાતાળમાં જઈ રહ્યુ છે?" (જ્ઞાનાંજલિ, પૃષ્ટ ૨૧૩)

જૈન શ્રમણસમુદાયની અત્યારની નબળી જ્ઞાન-ભૂમિકા અંગે ખેદ દર્શાવતાં તેઓ કહે છે કે—

"પ્રાચીન ગ્રંથો તરફ નજર કરીએ ત્યારે ખુલ્લુ જોઈ શકાય છે કે તે ગ્રંથોના પ્રણેતા આચાર્યાદિકોએ પોતાના જમાનાની વિદ્યાના કોઈ પણ અંગના અભ્યાસને છોડ્યો નથી, જ્યારે અત્યારના આપણા શ્રમણવર્ગની દશા એવી છે કે પોતે જે સંપ્રદાયના ધુરંધર તરીકે હોવાનો દાવો કરે છે, તે સંપ્રદાયનાં મૌલિક શાસ્ત્રોનો તેમનો અભ્યાસ પણ અતિ છીછરો અથવા નહિ જેવો જ હોય છે આ સ્થિતિમાં આપણે એમના પાસેથી દરેક વિષયને લગતા ઊંડા અભ્યાસની આશા શી રીતે રાખી શકીએ?.. એક સમય એવો હતો, જ્યારે જૈનાચાર્યો અને જૈનધર્મના અસ્તિત્વને સમર્થ વિદ્વાનોથી ગાજતી રાજસભાઓમાં સ્થાન હતું. આજે એમનો જ વારસો અને ગૌરવ ધરાવવાનો દાવો કરનાર જૈન શ્રમણોનુ વિદ્યાના કોઈ પણ ક્ષેત્રમાં નજીવું સરખું ય સ્થાન અગર વ્યક્તિત્વ છે ખરું? જૈનેતર વિદ્વાનોનુ વિદ્યાના વિવિધ વિભાગોમાં જે ગૌરવભર્યું સ્થાન આપણે જોઈ રહ્યા છીએ, તેમાંનું એક શતાંશ જેટલુય આજે આપણા જૈન શ્રમણોનું સ્થાન હોય એમ મારી દૃષ્ટિએ નથી લાગતું." (જ્ઞાનાંજલિ, પૃ ૨૧૩–૨૧૫)

પ્રાચીન ગ્રંથોના જતન પ્રત્યેની આપણી ઉપેક્ષાવૃત્તિ અંગે ટીકા કરતા મહારાજશ્રી કહે છે કે—

"જેમ જનતા દરેક બાબતમાં 'સાપ ગયા અને લીસોટા રહ્યા' એ નિયમાનુસાર દરેક રીત-રિવાજોમાંથી મૂળ ઉદ્દેશોને કિનારે મૂકી બાહ્ય આડંબરમાં ખૂંચી જાય છે, તેમ આ તહેવારને અંગે (જ્ઞાનપંચમી અંગે) પણ થયા સિવાય રહ્યુ નથી. અર્થાત આ તહેવારને દિવસે પુસ્તકભંડારો તપાસવા, તેમાનો કચરો સાફ કરવો, હવાઈ ગયેલ પુસ્તકોને તડકો દેખાડવો, ચોંટી ગયેલ પુસ્તકોને ઉખાડી સુધારી લેવાં, પુસ્તકસંગ્રહમાં જીવાત ન પડે તે માટે મૂકેલ ઘોડાવજ આદિની પોટલીઓને બદલવી આદિ કશુ જ કરવામા આવતું નથી. એટલે અત્યારે તો આ તહેવાર નામશેષ થયા જેવો જ ગણાય." (જ્ઞાનાંજલિ, પૃષ્ટ ૫)

મહારાજશ્રીના આ બધા ઉદ્‌ગારો જ્ઞાનપ્રસારની અને જ્ઞાનોદ્ધારની એમની ભાવના કેટલી તીવ્ર છે એનુ સૂચન કરે છે અને માત્ર આવી ભાવના વ્યક્ત કરીને કે વર્તમાન પરિસ્થિતિની સામે રોષ કે અસંતોષ જાહેર કરીને જ નિષ્ક્રિય બેસી ન રહેતા એ દિશામાં તેઓ તન તોડીને, મન દઈને પૂર્ણ

નિષ્ઠાપૂર્વક કામ કરી રહ્યા છે એ, હકીકત જ એમને સાચા જ્ઞાનોદ્ધારક પુરવાર કરે છે

મહારાજશ્રી પી એચ ડી ના મહાનિબંધોના પરીક્ષક તરીકેનું, ગુજરાત સાહિત્ય સભાના અમદાવાદમાં સને ૧૯૫૯માં મળેલ વીસમા અધિવેશનના ઇતિહાસ–પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકેનું અને ઓલ–ઇન્ડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સના સને ૧૯૬૧માં કાશ્મીરમાં મળેલ એકવીસમા અધિવેશના પ્રાકૃત અને જૈનધર્મ વિભાગના અધ્યક્ષ તરીકેનું બહુમાન મેળવી શકયા, તે તેઓની જીવનવ્યાપી વિદ્યાવૃત્તિ, પારગામી વિદ્વત્તા અને જ્ઞાનોદ્ધારની સત્પ્રવૃત્તિને કારણે જ.

## જીવનસાધના અને વ્યક્તિત્વ

જ્ઞાનની ઉપાસના કરતાં કરતાં શુષ્ક જ્ઞાની કે પોથીપંડિત ન બની જવાય, અથવા તો परोपदेशे पाण्डित्यની જેમ જીવન અને ધર્મ જુદાં પડીને હૃદયને રીઢું ન બનાવી મૂકે, એની મહારાજશ્રી સતત જાગૃતિ રાખે છે, અને કર્મબંધ ઓછા થાય, ભવના ફેરા ઓછા થાય અને કલેશો-કષાયો પણ ઓછા થાય એવો પ્રયત્ન તેઓ સતત કરતા રહે છે

પારકાની નિંદા-કૂથલીમાં તેઓ ક્યારેય પડતા નથી, અને સામાના નાના સરખા ગુણને પણ મોટો કરી જાણવાનો એમનો સહજ સ્વભાવ છે એમનું જીવન શીલ અને પ્રજ્ઞાના તેજથી સભર છે જ્ઞાનની જેમ ચારિત્રને પણ તેઓ પૂર્ણ યોગથી આવકારે છે સમભાવ એમના અણુઅણુમાં છલકાય છે અને તેથી પોતે અમુક ફિરકા અને અમુક ગચ્છના હોવા છતાં પોતાના સમુદાયની જેમ બીજાના સમુદાયનો, પોતાના ગચ્છની જેમ બીજાના ગચ્છનો, પોતાના ફિરકાની જેમ બીજાના ફિરકાનો અને પોતાના ધર્મની જેમ બીજાના ધર્મનો આદર કરી શકે છે, અને, મધમાખીની જેમ, જ્યાંથી સાર મળી શકે ત્યાંથી સાર ગ્રહણ કરી શકે છે વિ સ ૨૦૦૮માં સાદડીમા મળેલ સ્થાનકવાસી સાધુસમેલનમાં મહારાજશ્રી પ્રત્યે જે આદર અને પ્રેમ બતાવવામાં આવેલો, તે તેઓની આવી વિશાળ દૃષ્ટિને કારણે મહારાજશ્રીના અને સ્થાનકવાસી શ્રમણસમુદાયના સામસામેથી આવતાં સામૈયાં બે નદીઓના નીરની જેમ એકરૂપ બની ગયાં એ દૃશ્ય યાદ રહી જાય એવું હતુ તેઓનો આ સમભાવ, આવું ગુણાનુરાગી વલણ તેમ જ આવી સત્યગ્રાહક મનોવૃત્તિ જોતાં સહેજે આચાર્ય હરિભદ્રનું સ્મરણ થઈ આવે છે

તેઓ શાસ્ત્રોની અને શાસ્ત્રોને જાણવાનો દાવો કરતી વ્યક્તિની, એમ બન્નેની મર્યાદા જાણે છે, અને તેથી જ વખત આવે સમતાપૂર્વક કડવું સત્ય પણ ઉચ્ચારી શકે છે તેમના કથનમા સચ્ચાઈનો એવો રણકો હોય છે કે સામી વ્યક્તિ એનો પ્રતીકાર કરવા ભાગ્યે જ પ્રેરાય છે વિ સં ૧૯૯૦ની સાલમાં અમદાવાદમા મળેલ મુનિસમ્મેલન વખતે ચાર મુનિઓની કમિટીમાં અને અંતે સમ્મેલનને સફળ બનાવવામાં તેઓ જે કંઈ નિર્ણાયક કામગીરી બજાવી શકયા તે એમના આ ગુણને લીધે

આપણા શ્રમણસંઘના જુદા જુદા સમુદાયો વચ્ચે જે વાડાબંધી જેવું થઈ ગયું છે, તેનાથી મહારાજશ્રી અલિપ્ત છે, અને કોઈ પણ સમુદાય, ગચ્છ કે ફિરકાના સાધુઓ પાસે જતાં એમને કયારેક ક્ષોભ કે સંકોચ થતો નથી, તેમ એમની પાસે આવવામાં પણ કોઈ પણ સમુદાય, ગચ્છ કે ફિરકાના સભ્યોને સંકોચ થતો નથી એમના અંતરનાં દ્વાર સૌને આવકારવા માટે સદા ખુલ્લાં જ હોય છે અને તેથી જ તેઓ ત્યાગ-વૈરાગ્યમય સંયમજીવનનો સાચો આનંદ માણી શકે છે.

મહારાજશ્રી જુનવાણીપણાની મર્યાદા અને નવા વિચારની ઉપયોગિતા બરાબર સમજે છે, ક્યાં રખે ને જ્ઞાનોદ્ધાર અને જ્ઞાનસાધનાના પોતાના જીવનકાર્યને ક્ષતિ પહોંચે, એટલા માટે જુનવાણીપણાની સાથે સંકળાઈ ગયેલા મોટા મોટા આડંબરભર્યા મહોત્સવોથી કે સુધારા માટેની જેહાદમય ચળવળથી

સદા દૂર રહે છે અને છતાં આ બાબતમાં એમના વિચારો સુસ્પષ્ટ છે, અને અવસર આવ્યે તેઓ એને નિર્ભયપણે વ્યક્ત પણ કરે છે.

તેઓને મન કોઈ કામ નાનું કે નજીવું નથી અથવા કોઈ કામ મોટું નથી; કામ એ કામ જ છે—ભલે પછી દુનિયાની સ્થૂલ નજરે એ નાનું હોય—અને કામની રીતે જ એ કામ કરવું જોઈએ; એમાં ઉતાવળને અવકાશ ન જ હોય: આ ગુણ મહારાજશ્રીની સમગ્ર પ્રવૃત્તિઓને આવરી લે છે અને તેથી તેઓ દરેક કામને ચીવટપૂર્વક કરવા ટેવાયા છે

શિષ્યો વધારવાના, નામના મેળવવાના કે પદવી લેવાના વ્યામોહથી તેઓ તદ્દન અલિપ્ત છે આચાર્ય પદવી માટેની પાટણ શ્રીસંઘની આગ્રહભરી વિનતિનો તેઓએ વિનમ્રતા તેમ જ દૃઢતાપૂર્વક ઇન્કાર જ કર્યો હતો વિ સં ૨૦૧૦માં વડોદરાના શ્રીસંઘે તેઓને આગમપ્રભાકરનું બિરુદ આપ્યું તે પણ તેઓને પૂછ્યા વગર જ

મહારાજશ્રી જેમ જ્ઞાનની લાણી કરે છે, તેમ ધર્મની લાણી પણ તેઓ સતત કરતા રહે છે ગમે તેવાં ગંભીર કામો વચ્ચે પણ તેઓ બાળજીવોને ધર્મની વાત સમજાવવામાં ક્યારેય આનાકાની કે સમયનો લોભ કરતા નથી એમના અંતરમાં એ વાત બરાબર વસી છે કે જે વ્યક્તિ જે મેળવવા આવે તે તેને આપણે આપવી જ જોઈએ; કારણ કે એમનું જીવન અને ધર્મ એકાકાર બની ગયાં છે. એમને ઉપાશ્રયમાં પ્રતિક્રમણ કરતા કે દેરાસરમાં પ્રભુદર્શન–ચૈત્યવંદન કરતા જોવા એ એક લહાવો છે. લેશ પણ ઉતાવળ કર્યા વગર જાણે આત્મા અને પરમાત્મા સાથે નિરાંતે વાતો કરતા હોય એવી પ્રસન્નતા અને શાંતિ તેઓ ત્યારે અનુભવે છે

તેઓનું અંતર ખૂબ કરુણાભીનું છે, કોઈનું પણ દુઃખ જોઈને એ દ્રવવા લાગે છે. એમની પાસે કંઈક દુઃખી વ્યક્તિઓ સહાય માટે આવે છે, અને એમના બારણેથી ખાલી હાથે કોઈ પાછો ગયો જાણ્યો નથી જો સગવડ હોય તો લાખ રૂપિયા પણ દીન જનોનાં દુઃખ દૂર કરવા માટે થોડા સમયમાં વહેંચી નંખાવે એવો દયાળુ, ઉદાર અને પરગજુ એમનો સ્વભાવ છે.

ગમે તેવી મૂંઝવણના સમયે કે સ્વજન-સાથીના વિયોગ વખતે પણ તેઓ સંસારના ભાવોને વિચારીને જે રીતે સ્વસ્થ અને શાંત રહી શકે છે, તે એમણે સાધેલી સ્થિતપ્રજ્ઞતાનું દ્યોતક છે તાજેતરમા જ (તા ૧૬–૧–'૬૯ના રોજ) તેઓના ચિરસાથી પંન્યાસજી મહારાજ શ્રી રમણીકવિજયજીના અણધાર્યા કાળધર્મ વખતે તેઓ જે સ્વસ્થતા જાળવી શક્યા, તે એમની જીવનસાધનાને બળે જ

પેલું સાગરમાં તરતું બોયું જોયું છે? પાણી ગમે તેટલું વધે છતાં એ તો જળની ઉપર ને ઉપર જ રહે છે મહારાજશ્રી પાસે પ્રાચીન પ્રતો, કળામય સામગ્રી અને પુરાતત્ત્વની વસ્તુઓનો કેવો ઉત્તમ સંગ્રહ હોય છે! છતા એ ક્યારેય મોહ-માયાને જગાવીને એમના અકિંચનભાવને ખંડિત કરી શક્યો નથી તેઓએ પ્રતિષ્ઠાઓ કરી છે, દીક્ષાઓ આપી છે, અવારનવાર જ્ઞાનનાં સાધનો અને કળાની સામગ્રીના પ્રદર્શનો યોજ્યાં છે (વિ. સં ૨૦૦૯માં અમદાવાદમાં ઓરિયેન્ટલ કોન્ફરન્સના અધિવેશન વખતે યોજેલું પ્રદર્શન ખૂબ મોટું અને ખૂબ આકર્ષક તેમ જ યાદગાર બન્યું હતું), નાના-મોટા ઉત્સવોમા પણ ભાગ લીધો છે, અને, વિ સં ૨૦૧૯માં કપડવંજમાં તેઓના ૬૮મા જન્મ-દિવસનો ઉત્સવ ઊજવવામાં આવ્યો એમા પણ એમણે હાજરી આપી છે, અને જીવનમાં કંઈ કંઈ નાના-મોટા યશનામી કામો કર્યાં છે; પણ એ બધું જ જળકમળની જેમ સાવ અલિપ્ત ભાવે

નમ્રતા અને જ્ઞાની પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈને તેઓ વિ. સં ૨૦૦૪ની સાલમાં આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીને ખાસ વંદના કરવા અને શાતા પૂછવા સૂરત ગયા હતા—આચાર્ય મહારાજ ત્યારે માંદગીને બિછાને હતા એ બન્ને આગમવેત્તાઓનું મિલન જેઓએ જોયું તેઓ ધન્ય બની ગયા.

ક્યારેક કોઈની સાથે નારાજ થવાનો કે કોઈના પ્રત્યે રોષ કરવાનો પ્રસંગ આવે તોપણ એવી લાગણી, જરાક પવન લાગતાં પાટી ઉપરથી રેતી સરી પડે એમ, તરત જ એમના મન ઉપરથી દૂર થઈ જાય છે કષાયોનો ઘેરો રંગ કે આકરો ડંખ એમના ચિત્તને ક્યારેય ચલિત કરી શકતો નથી.

મહારાજશ્રીની કુણાશ તો જુઓ : વિ. સં ૨૦૦૬માં તેઓ જેસલમેર જઈ રહ્યા હતા. તે વખતે વરકાણામાં આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરિજીને મળવાનું થયું. એ એમનું આખરી મિલન હતું એ વખતે આચાર્ય મહારાજની આંખોનાં તેજ શમી ગયાં હતાં મહારાજશ્રીએ સહજભાવે લાગણીભીના સ્વરે કહ્યુ : આપ તો સદા પ્રકાશમાન છો; આપનાં નેત્રોનું તેજ પાછું આવવું જોઈએ. એ વાતને ત્રણેક વર્ષ વીતી ગયાં મુંબઈમાં ડૉક્ટર ડગને આચાર્ય મહારાજની આંખે ઓપરેશન કર્યું, આંખોનું શમી ગયેલું તેજ ફરી જાગી ઊઠ્યું. આ સમાચાર મહારાજશ્રીને એક પત્રથી અમદાવાદમાં મળ્યા. પત્ર વાંચીને અને એમાં આચાર્ય મહારાજના અક્ષરો જોઈને મહારાજશ્રીનું હૈયું ગદ્ગદ થઈ ગયું મહારાજશ્રીની આંખો હર્ષનાં આંસુ વહાવી રહી પ્રસન્ન વૈરાગ્યનું જ આ પરિણામ!

સાધ્વી સમુદાયના ઉત્કર્ષની વાત મહારાજશ્રીના હૈયે કેવી વસેલી છે, એ અંગે તેઓએ કહ્યું છે કે—

"પાટણ–માતર આદિમાં સાધ્વી મહત્તરાની પ્રાચીન મૂર્તિઓનાં દર્શન થાય છે, છતાં આશ્ચર્ય તો છે જ કે કોઈ પણ એવી શાસનપ્રભાવિકા મહત્તરા, ગણિની કે સાધ્વીની જીવનકથા આજે આપણા સામે નથી એક રીતે જૈન વાઙ્મયમાં આ ખામી જ છે અસ્તુ વર્તમાન યુગમાં અનેક સાધ્વીઓનાં નાનાં-મોટાં જીવનચરિત્રો લખાઈ રહ્યાં છે એ હર્ષની વાત છે" (જ્ઞાનાંજલિ, પૃ ૨૩૨)

ધર્મને અને ધાર્મિકતાને વ્યાપક દૃષ્ટિએ સમજવાની જરૂરનું સૂચન કરતાં મહારાજશ્રી કહે છે કે—

"આજે એ સમય આવી લાગ્યો છે, જ્યારે ધર્મમાત્ર વ્યાપક રીતે મનુષ્યને એના જીવન-વિકાસમાં કઈ રીતે સહાયક બને એ દરેક વિજ્ઞ મનુષ્યે સ્થિતપ્રજ્ઞ બની વિચારવું જ જોઈએ અને તો જ ત્યાગ, તપ અને સમભાવરૂપ વાસ્તવિક ધર્મ અને ધાર્મિકતા આપણા જીવનમાં સ્થાન લઈ શકશે એ સિવાય પોતપોતાના માનેલા સંપ્રદાયની રીતિ પ્રમાણે બાહ્ય ક્રિયાના વાઘા ગમે તેટલા નજરે દેખાય, પરંતુ સાચી ધાર્મિકતા તો મરી જ જશે આજની આપણા સૌની જીવનચર્યાનો વિચાર કરવામાં આવે તો આપણને, કદાચ સાર્વત્રિક ન કહીએ તોપણ, આપણા મોટા ભાગની ધાર્મિકતા તો મરી ગયેલી જ દેખાશે આનું મુખ્ય કારણ બીજું એકેય નથી, પણ આપણે સૌએ સાંપ્રદાયિક અને સામુદાયિકતાના સંકુચિત અને અતિસંકુચિત કૂવામાં પડીને આપણી વિજ્ઞાનવૃત્તિ અને સમભાવનાના વિશાળ તત્ત્વને જીવનમાંથી ભુલાવી દીધું છે, એ છે" (જ્ઞાનાંજલિ, પૃ. ૧૭૬)

આવી ધાર્મિકતાને સમજવા અને જીવનમાં ઉતારવા માટે મહારાજશ્રી સદામર્વદા પ્રયત્નશીલ રહે છે; અને કોઈ પણ નિમિત્તે આત્મધનનું અપહરણ કરી જનાર તસ્કર અંદરથી જાગી ન ઊઠે કે બહારથી પેસી ન જાય એ માટે નિરંતર જાગતા રહે છે

બાળક જેવી નિર્દોષતા તેઓને સહજ સિદ્ધ છે છેલ્લે છેલ્લે મહારાજશ્રીની અંતર્મુખ દૃષ્ટિ અને જીવનજાગૃતિના એક પ્રસંગ નોંધી આ ધર્મકથાનું સમાપન કરીએ.

એક વાર મહારાજશ્રીને તાવ આવ્યો તાવ ઘણો આકરો અને અસહ્ય બની જાય એટલો વધારે

હતો. મહારાજશ્રી બેચેન બનીને ક્યારેક ક્યારેક બૂમ પાડી ઊઠતા એક વાર તો એ બોલી ઊઠ્યા કે આપણું અધ્યાત્મ ખોવાઈ ગયું! એ કેવું નબળું સમજવું!

મને થયું, જેને પોતાના અધ્યાત્મની શક્તિ-અશક્તિનો આટલો ખ્યાલ છે, એવું અધ્યાત્મ નબળું કે ખોવાઈ ગયેલું કેવી રીતે ગણી શકાય? હું એ પ્રસંગને પ્રણમી રહ્યો.

મહારાજશ્રીની આગમસંશોધન દ્વારા જ્ઞાનોદ્ધાર કરવાની ઝંખના કેટલી ઉત્કટ છે તે તેઓશ્રીના વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી જંબૂવિજયજી ઉપરના પત્રમાંના નીચેના ટૂંકા છતાં લાગણીથી ભરેલ, સારગર્ભિત ઉદ્‌ગારોથી જ સમજીએ તેઓ લખે છે કે—

**"હવે તો મારી ઇચ્છા એ જ છે કે આપણે સત્વર મળીએ અને મહત્ત્વનાં કાર્યોને જીવનમાં પ્રારંભીને પૂર્ણ રૂપ આપીએ આપણે એક એવા સંશોધનરસિક મુનિવરોનું મંડળ સ્થાપી શકીએ તો ઘણું જ સારુ થાય"** (જ્ઞાનાંજલિ, પૃ ૨૯૫)

પૂજ્ય મહારાજશ્રીની આ ભાવના સફળ હો એવી પ્રાર્થના સાથે એ જ્ઞાની અને જ્ઞાનોદ્ધારક ગુરુવર્યને આપણાં અનેકાનેક વંદન હો!

**नमो नमो नाणदिवायरस्स।**

## પૂ૦ પુણ્યવિજયજી મ૦નાં ૬૦ ચાતુર્માસની ગામોના અકારાદિક્રમે યાદી

**(કૌંસ બહારનો અંક ચાતુર્માસનું અને કૌંસમાંનો અંક વિ સં નુ સૂચન કરે છે.)**

**અમદાવાદ–૩૭,૩૮ (૨૦૦૧,૨૦૦૨), ૪૧ (૨૦૦૫), ૪૪ થી ૫૩ (૨૦૦૮ થી ૨૦૧૭), ૫૫ થી ૫૯ (૨૦૧૯ થી ૨૦૨૩)**
**કપડવંજ–૫૪ (૨૦૧૮).**
**ખેડા–૪ (૧૯૬૮)**
**જામનગર–૧૬,૧૭ (૧૯૮૦,૧૯૮૧)**
**જેસલમેર–૪૨ (૨૦૦૬)**
**ડભોઈ–૧ (૧૯૬૫)**
**પાટણ–૫,૬,૭ (૧૯૬૯,૧૯૭૦,૧૯૭૧), ૨૦ થી ૩૬ (૧૯૮૪ થી ૧૯૯૯)**
**પાલીતાણા–૧૧,૧૨ (૧૯૭૫,૧૯૭૬)**
**બીકાનેર–૪૩ (૨૦૦૭)**
**ભાવનગર–૧૩,૧૪ (૧૯૭૭,૧૯૭૮)**
**મુંબઈ–૯ (૧૯૭૩)**
**લીંબડી–૧૫ (૧૯૭૯), ૧૯ (૧૯૮૩).**
**વડોદરા ૮ (૧૯૭૨), ૧૦ (૧૯૭૪), ૩૯,૪૦ (૨૦૦૩,૨૦૦૪), ૬૦ (૨૦૨૪).**
**વઢવાણકૅમ્પ (સુરેન્દ્રનગર)–૧૮ (૧૯૮૨)**
**સુરત–૨,૩ (૧૯૬૬,૧૯૬૭)**

# મુનિ શ્રી પુણ્યવિજયજી

પ્રાચ્યવિદ્યાના મહાન પંડિત અને પ્રાકૃત ભાષાના ઊંડા અભ્યાસી તથા સંશોધક મુનિ શ્રી પુણ્યવિજયજીનું સંસારી નામ મણિલાલ હતું. તેમનો જન્મ વિક્રમ સંવત ૧૯પરના કારતક સુદિ પના રોજ થયેલો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ દોશી, અને માતાનું નામ માણેકબ્હેન (દીક્ષિત થયા પછી શ્રી રતનશ્રીજી) અને વતન કપડવંજ.

કપડવંજમાં ચિંતામણિ પાર્શ્વનાથની ખડકીમાં મણિલાલનું ઘર હતું. તેઓ જ્યારે બે-ત્રણ મહિનાના હતા, ત્યારે એક વખત તેમના મહોલ્લામાં કુદરતી કોપથી આગ લાગી. આખોય મહોલ્લો બળીને ખાખ થઈ ગયો. મણિલાલનુ ઘર પણ ભડકે બળવા લાગ્યુ. બાળક મણિલાલ આ સમયે ઘરમાં ઘોડિયામાં સૂતા હતા. તેમનાં માતા નદીએ કપડાં ધોવા ગયેલ. ઘરમાં બીજુ કોઈ હતુ નહિ, કેમ કે પિતા ધંધાર્થે મુંબઈ રહેતા. અંદરથી બાળકની ચીસો સાંભળીને કોઈ સાહસિક વહોરા સજ્જને બળતા ઘરમાં પેસી બાળકને બચાવી લીધો. બળતા નીભાડામાંથી ઈશ્વરકૃપાએ સલામત નીકળેલાં બિલાડીનાં બચ્ચાંની જેમ જ જાણે મણિલાલ જીવતા રહેવા પામ્યા.

આ આગના પ્રસંગ પછી પિતાજી કપડવંજ આવીને કુટુંબને મુંબઈ તેડી ગયા. આથી મણિલાલને નાનપણથી જ મુંબઈ રહેવાનો પ્રસંગ બન્યો. તેઓ લગભગ આઠેક વર્ષ મુંબઈ રહ્યા અને ત્યાં તેમણે ગુજરાતી છ ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કર્યો. એટલામાં તેમના પિતાજી અવસાન પામ્યા. વિધવા થયેલાં માતાને જૈન દીક્ષા લેવાનો વિચાર થયો, પણ દસ વર્ષના અનાથ બાળકને ટળવળતી સ્થિતિમાં છોડી કેમ દેવાય? તેથી તેમણે મણિલાલને પ્રથમ દીક્ષિત બનાવવા વિચાર્યું. બાળકને લઈ પાલિતાણા તીર્થસ્થાનમાં ચોમાસુ કરી, ત્યાંની નવાણુ યાત્રા વિધિપૂર્વક પતાવી તેઓ છાણી (વડોદરા) ગામમાં તે સમયે બિરાજમાન શ્રી કાંતિવિજયજીના મુનિમંડળના ચરણે પહોંચ્યાં. ત્યાં તેર વર્ષની ઉમરના મણિલાલને તેમણે વિ. સં. ૧૯૬પના મહા વદિ પાંચમને દિવસે દીક્ષા અપાવી અને ગુરુશ્રી ચતુરવિજયજીએ બાળકનુ ધર્મનામ પુણ્યવિજયજી રાખ્યુ. બીજે જ દિવસે તેમના માતાજીએ પણ દીક્ષા લીધી.

પ્રગુરુ શ્રી કાંતિવિજયજીની મમતા અને કાળજીએ શ્રી પુણ્યવિજયજીના વિદ્યાજીવનનું ઊંચું ઘડતર કર્યું. તેમના અભ્યાસ માટે જે બે ચાર અધ્યાપકોનો ઉપયોગ થયેલો તેમાં પંડિત શ્રી સુખલાલજીનુ નામ મોખરે છે. વળી ગુરુશ્રી ચતુરવિજયજી શાસ્ત્રના સંપાદન તથા સંશોધનના ભારે રસિક હોવાથી તેનો શોખ શ્રી પુણ્યવિજયજીને પણ લાગ્યો, તે એટલે સુધી કે શારીરિક કષ્ટો વેઠીને પણ સન્નિષ્ઠાપૂર્વક સંશોધનકાર્ય કરવાનુ આજ સુધી તેમણે ચાલુ રાખ્યુ છે. આઠ માસ ગામ-પ્રતિગામ ફરતાં ફરતાં તેમ ચોમાસાના સ્થિરવાસમાં પણ તેમની જ્ઞાનસાધના ચાલુ જ રહી છે.

પ્રગુરુ વૃદ્ધાવસ્થામાં હોવાથી મુનિજીને પાટણમાં લાગલાગટ અઢાર વરસ રહેવાનુ થયુ; તે દરમિયાન પાટણના એકેએક ભંડારનુ અવલોકન તેમણે કર્યું અને જુદા જુદા તમામ ભંડારોને તેમના ગુરુ અને પ્રગુરુની પ્રેરણાથી એક વ્યવસ્થિત જ્ઞાનમંદિરના રૂપમા ફેરવી નાખવાનો વિચાર મૂર્ત બન્યો. એને પરિણામે પાટણમા હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરની સ્થાપના થઈ. ભંડારોનાં પુસ્તકોનુ વર્ગીકરણ કરીને જે સરસ ગોઠવણી થઈ છે, એની પાછળ મુનિશ્રીનો ભારે શ્રમ રહેલો છે. ભંડારોનાં તમામ પુસ્તકોનુ એક મોટુ લખેલુ સૂચિપત્ર પણ તેમણે તૈયાર કરેલુ છે. એ જ્ઞાનમંદિરના પ્રવેશદ્વાર પાસે જે શિલાલેખ છે તેમાં મુનિ શ્રી પુણ્યવિજયજીનું નામ પણ અંકિત થયેલુ છે. ભંડારોની

વ્યવસ્થા અને તેમાંનાં પુસ્તકોના વર્ગીકરણની સાથે સાથે જ સંપાદન–સંશોધનનું કાર્ય અને ઉચ્ચ અભ્યાસના વિદ્યાર્થીઓ તથા વિદ્વાનોને સંશોધનમાં મદદ કરવાનું કાર્ય પણ ચાલુ હતું.

તેમને હાથે અનેક શાસ્ત્રીઓ અને સંશોધકો ઘડાયા છે ડૉ. ભોગીલાલ સાંડેસરા, શ્રી જગદીશચંદ્ર જૈન, મૂર્તિશાસ્ત્રના અભ્યાસી અને વિક્ટોરિયા મ્યુઝિયમના ક્યુરેટર શ્રી શાંતિલાલ છગનલાલ ઉપાધ્યાય ઇત્યાદિ તેમના શિષ્યો છે ડૉ. એડર, ડૉ આલ્સડૉર્ફ, શ્રી મધુસૂદન મોદી, પ્રો કાન્તિલાલ વ્યાસ, શ્રી જિતેન્દ્ર જેટલી ઇત્યાદિ વિદ્વાનો પણ પોતાના સંપાદન–સંશોધનકાર્યમાં તેમની પાસેથી કીમતી માર્ગદર્શન પામતા રહ્યા છે.

તેમની સાહિત્યપ્રવૃત્તિમાં લીંબડી(સૌરાષ્ટ્ર)ના જ્ઞાનભંડારનું સંશોધન તથા તેના મોટા સૂચિપત્રનું પ્રકાશન નોંધપાત્ર છે જૈન આગમોના સંપાદન તથા સંશોધનનું ભગીરથકાર્ય તેમણે આરંભ્યુ છે. અને તે કાર્ય અદ્યતન ઢબે કરવાનો તેમનો મનસૂબો છે તેમની સમગ્ર સંશોધનપ્રવૃત્તિનુ પ્રેરક બળ મુખ્યત્વે આ કાર્યમાં રહેલું છે એમ કહી શકાય. એ પ્રવૃત્તિ માટે પ્રાચીનમાં પ્રાચીન પ્રતોની શોધ સારુ તેમણે ભરઉનાળામાં જેસલમીરનો વિકટ પ્રવાસ ખેડયો છે અને ત્યાં અસહ્ય યાતનાઓ અને પરિશ્રમ વેઠીને પણ દોઢ વર્ષ લગી રહ્યા છે જેસલમીરના ગ્રંથભંડારો ઉથલાવવામાં અને સૂકા રણ જેવા, કશી જાતની સગવડ–સુવિધા વિનાના પ્રદેશમાં રહી અવિરત શ્રમ કરવામાં કેટલી સન્નિષ્ઠા, અને તિતિક્ષાવૃત્તિ જોઈએ તે અનુભવીઓ સારી પેઠે જાણે છે મુનિજીએ એ બધું વેઠીને જેસલમીરના મૃતપ્રાય ભંડારોને સંજીવની છાંટી છે એમ કહીએ તો કશુ ખોટું નથી ભંડારોની સુવ્યવસ્થા કરવા ઉપરાંત ૨૧૪ જેટલી અત્યંત દુર્લભ પ્રતોની તેમણે ફોટો–ફિલ્મ લેવરાવી લીધી છે એ માઇક્રોફિલ્મમાં જૈન સાહિત્ય ઉપરાંત બ્રાહ્મણ સાહિત્ય, બૌદ્ધ સાહિત્ય વગેરેના પણ અનેક અમૂલ્ય ગ્રંથો છે જૈન આગમો અને બીજાં મળીને કુલ ૪૯ પુસ્તકોના પાઠને ત્યાંની પ્રતિઓ સાથે મેળવીને તેનાં પાઠાંતરો તેમણે ઉતરાવી લીધાં છે લગભગ ૧૬ જેટલાં જૈન આગમો અને અન્ય જૈન પુસ્તકોની પૂરી નકલો તેમણે કરાવી છે જેસલમીર ઉપરાત જોધપુર, બિકાનેર અને નાગોરના જ્ઞાનભંડારો તથા રાજસ્થાનના મુખ્ય મુખ્ય રાજકીય જ્ઞાનસંગ્રહો પણ તેમણે જાતે તપાસી લીધા છે. જેસલમીરના જ્ઞાનભંડારોનો તેમણે તૈયાર કરેલો વૃત્તાંત તથા ત્યાંનાં પુસ્તકોનુ સૂચિપત્ર ટૂંક સમયમાં પ્રસિદ્ધ થવાનાં છે ડૉ. આલ્સડૉર્ફે પણ જર્મનભાષામાં મુનિશ્રીના જેસલમીરના વસવાટ વિશે એક લેખ પ્રસિદ્ધ કર્યો છે

મુનિશ્રી લિપિશાસ્ત્ર(Palaeogiaphy)માં નાગરી લિપિના અસાધારણ નિષ્ણાત છે લિપિ ઉપરથી તેઓ હસ્તપ્રત કઈ શતાબ્દીમાં લખાઈ છે તેનો ચોક્કસ નિર્ણય કરી શકે છે. વળી, પોતે જે લિપિનો એક વાર પરિચય કરે છે તે અનશુદ્ધપણે લખી પણ શકે છે મુનિશ્રીની આ વિરલ શક્તિ ખાસ નોંધપાત્ર છે

પ્રાચીન સાહિત્યના સંપાદન અને સંશોધનમાં સતત રચ્યાપચ્યા રહેતા મુનિ શ્રી જિનવિજયજી, પંડિત સુખલાલજી અને પં બેચરદાસજી વગેરે વિદ્વાનોને સંપાદન-સંશોધન કાર્યમાં તેમણે ઘણી સહાય કરેલી છે ને હજુ પણ કરતા રહે છે તેમની સાથે કામ કરવામાં ઘણું ખરું અમદાવાદના વતની મુનિ શ્રી રમણીકવિજયજી ~~[illegible]~~ મુનિ શ્રી પુણ્યવિજયજીએ સંસ્કૃત-પ્રાકૃતનાં તમામ સંપાદનો તેમના ગુરુ શ્રી ચતુરવિજયજી [illegible]

ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ૧૦, સને ૧૯૫૨માથી ઉદ્ધૃત